Bible. N.T. Gujarati. 1864

# ઇંજીલ-ઈ-મુકદસ.

ઇઆને

આપણા ખોદાવંદ તથા તારનાર

# ઈસુ ખરીસતનો નવો બંદોબસત.

મુંબઈની બઈબલ સોસાઈટી સારૂ

એકસચેંજ છાપખાનામાં છપાઇઓ.

૧૮૬૪.

# THE NEW TESTAMENT,

IN GUJARÁTI,

ADAPTED TO THE

## USAGE OF THE PÁRSIS AND OTHERS.

*Bombay Auxiliary Bible Society.*

BOMBAY:
PRINTED AT THE "EXCHANGE PRESS," FORT.

1864.

# ઇંજીલની કીતાબોનું સાંકલીઉં.

PROPERTY OF
PRINCETON
REC. SEP 1880
THEOLOGICAL
SEMINARY.

# માતથીની ઇંજીલ.

## બાબ પેહેલો.

ઈસુ ખરીસત જે દાઉદનો બેટો, જે ઇબરાહીમનો બેટો, તેનું નસલનામુ.
૨ ઇબરાહીમે ઇસહાકને જનમાવીઓ, ને ઇસહાકે ઇઆકુબને જનમાવીઓ,
ને ઇઆકુબે ઇહુદાને તથા તેના ભાઇઓને જનમાવીઆ ; ૩ ને ઇહુદાએ
થામારને પેટે ફારસને તથા જારાને જનમાવીઆ, ને ફારસે હેસરોનને જનમા-
વીઓ, ને હેસરોને આરામને જનમાવીઓ ; ૪ ને આરામે અમીનાદાબને
જનમાવીઓ, ને અમીનાદાબે નાહસોનને જનમાવીઓ, ને નાહસોને સલ-
મોનને જનમાવીઓ ; ૫ ને સલમોને રાહાબને પેટે બોઆજને જનમાવીઓ,
ને બોઆજે રૂથને પેટે ઓબેદને જનમાવીઓ, ને ઓબેદે ઇસીને જનમા-
વીઓ ; ૬ ને ઇસીએ દાઉદ પાદશાહને જનમાવીઓ, ને દાઉદ પાદશાહે ઉરી-
આની જે બઇએર હતી તેને પેટે સુલીમાનને જનમાવીઓ ; ૭ ને સુલીમાને
રહબઆમને જનમાવીઓ, ને રહબઆમે આબીઆને જનમાવીઓ, ને
આબીઆએ આસાને જનમાવીઓ ; ૮ ને આસાએ ઇઓશાફાટને જનમા-
વીઓ, ને ઇઓશાફાટે ઇઓરામને જનમાવીઓ, ને ઇઓરામે ઉજીઆને
જનમાવીઓ ; ૯ ને ઉજીઆએ ઇઓથામને જનમાવીઓ, ને ઇઓથામે
આહાજને જનમાવીઓ, ને આહાજે હજકીઆને જનમાવીઓ ; ૧૦ ને
હજકીઆએ મનાસાને જનમાવીઓ, ને મનાસાએ આમોનને જનમાવીઓ,
ને આમોને ઇઓસીઆને જનમાવીઓ ; ૧૧ ને ઇઓસીઆએ ઇકોની-
આને તથા તેના ભાઇઓને બાબેલમાં લઇજવાને વખત જનમાવીઆ ;
૧૨ ને બાબેલમાં લઇગઇઆ પછી ઇકોનીઆએ સલાથીએલને જનમા-
વીઓ, ને સલાથીએલે જરૂબાબેલને જનમાવીઓ ; ૧૩ ને જરૂબાબેલે
અબીઉદને જનમાવીઓ, ને અબીઉદે એલીઆકીમને જનમાવીઓ, ને
એલીઆકીમે આજોરને જનમાવીઓ ; ૧૪ ને આજોરે સાદોકને જન-
માવીઓ, ને સાદોકે આહીમને જનમાવીઓ, ને આહીમે એલીઉદને જન-

માવીઓ ; ૧૫ ને એલીઉદે એલીઆજારને જનમાવીઓ, ને એલીઆજારે
માથાનને જનમાવીઓ, ને માથાને ઇઆકુબને જનમાવીઓ ; ૧૬ ને ઇઆ-
કુબે મરીઅમના વર ઇઉસફને જનમાવીઓ ; જે મરીઅમે ઇસુ જે ખરીસત
કેહેવાએછે તેને જનમાવીઓ.

૧૭ વાસતે ઇબરાહીમથી દાઉદ સુધી સઘલી મલીને ચઉદ પેહેડી ; ને
દાઉદથી બાબેલમાં લઈ જવાઇઆ સુધી ચઉદ પેહેડી ; ને બાબેલમાં લઇ
જવાઈઆથી ખરીસત સુધી ચઉદ પેહેડી.

૧૮ હવે ઇસુ ખરીસતનો જનમ એમ થઇઓ કે, તેની મા મરીઅમની માગ-
ણી ઇઉસફ સાથે થઇ, ને તેઓના એકઠાં થઇઆ અગાઉ પાક-રૂહથી તે હમલવાલી
જણાઇ ; ૧૯ ને તેનો વર ઇઉસફ રાસત હતો, ને તેને જાહેરાંત બેઆબરૂ કરવા
ન ચાહાતાં તેણે છુપી રીતે તેને છોડી દેવાનું ધારીઉં. ૨૦ પણ એ બાબત તે
વીચારતો હતો, તારે જુઓ, ખોદાવંદના ફીરશતાએ તેને ખાબમાં જાહેર થઇને
કહીઉં કે, ઇઉસફ, દાઉદના દીકરા, તારી બઇએર મરીઅમને કબુલ કરવાથી ના
ડર ; કાંજે તેમાં જે હમલ છે તે પાક-રૂહથી છે. ૨૧ ને તે બેટા જણશે ; ને
તેનું નામ તું ઇસુ [એટલે તારનાર] પાડશે ; કેમકે તે પોતાના લોકોને તેઓનાં
પાપથી તારશે. ૨૨ હવે એ બધું એ વાસતે થઇઉં કે ખોદાવંદે નબીની
મારફતે જે કહીઉં હતું તે પુરૂં થાએ કે, ૨૩ "જુઓ, કુંઆરી હમલ ધરશે,
ને બેટા જણશે, ને તેનું નામ તેઓ ઇમાનુએલ પાડશે," જેની માએની એ
છે કે, ખોદા-આપણી-સાથે. ૨૪ તારે ઇઉસફે ઉંઘમાંથી ઉઠીને ખોદાવંદના
ફીરશતાએ જેમ તેને હુકમ આપીઓ હતો તેમ કીધું, ને પોતીકી બઇએરને
કબુલ કીધી. ૨૫ ને તે પોતાનો પેહેલો બેટા જણી તાંહાં સુધી તેણે તેને
જાણી નહીં ; ને તેણે તેનું નામ ઇસુ પાડીઉં.

## બાબ બીજો.

**અને** હેરોદ શાહના દાહાડાઓમાં ઇહુદાના બેથલહમમાં ઇસુ જનમીઓ
હતો, તારે જુઓ, મજુસીઓએ ઉગમણથી ઇરૂશાલેમમાં આવીને કહીઉં કે,
૨ ઇહુદીઓનો જે પાદશાહ જનમીઓ છે તે કાંહાં છે ? કેમકે હમે ઉગમણમાં
તેનો સીતારો જોઇઓ, ને તેની બંદગી કરવાને આવીઆ છઇએ. ૩ ને હેરોદ
શાહ એ શાંભલીને ગભરાઈઓ, ને આખું ઇરૂશાલેમ તેની સાથે [ગભરાઇઉં].
૪ પછી તેણે સઘલા મુખી કાહીનોને તથા લોકોના શાસતરીઓને એકઠા કરીને

તેઓને પુછીઉં કે, ખરીસત કાંહાં જનમે? ૫ તારે તેઓએ તેને કહીઉં કે, યહુ-
દાના બેથલહેમમાં, કેમકે નબીએ એમ લખીઉં છે કે, ૬ "યહુદા મુલકના
બેથલહેમ, તું યહુદાના સુબાઓમાં સહુથી પુરૂં નાહાનું નથી, કેમકે તારામાંથી એક
હાકીમ આવશે, જે મારા ઈસરાએલ લોકોની પરવરશ કરશે." ૭ તારે હેરોદે
તે મજુસીઓને છુપી રીતે તેડીને પકી ખબર કાહાડી કે, સીતારો કઈઆ વખતે
દેખાઈઓ? ૮ ને તેણે તેઓને બેથલહેમમાં મોકલતાં કહીઉં કે, તમે જઈને
તે બાલકની તલાશ શારી પેઠે કરો, ને જડીઆ પર મને ખબર કોહો, એ સારૂ કે
હું પણ આવીને તેની બંદગી કરૂં. ૯ તારે તેઓ શાહનું શાંભલીને ગઈ-
આ, ને જુઓ, જે સીતારો તેઓએ ઉગમણમાં દીઠો હતો તે તેઓની આગલ
ચાલતો ગઈઓ, ને જે જગીઆએ બાલક હતું તેના ઉપર આવીને થંભીઓ.
૧૦ ને તેઓ સીતારાને જોઈને મોટી ખુશીથી ખુશ થઈઆ. ૧૧ તારે તેઓ-
એ ઘરમાં જઈને બાલકને તેની મા મરીઅમની સાથે દીઠો, ને તેની આગલ
પડીને તેની બંદગી કીધી. પછી તેઓએ પોતાનાં જોહોણાં છોડીને સુંનું તથા
લોબાન તથા બોલનું તેને નજરાણુ કીધું. ૧૨ ને તેઓ હેરોદની ગમ પાછા ન
જવાને ખાબમાં વારેલા થઈને બીજે રસ્તે પોતાને મુલક પાછા ગઈઆ.
૧૩ ને તેઓ પાછા ગઈઆ પર, જુઓ, ખોદાવંદના ફીરશતાએ ખાબમાં
યુસફને દેખાઈને કહીઉં કે, તું ઉઠ, ને બાલકને તથા તેની માને લઈને મીસરમાં
નાહાશી જા, ને હું તને કહું તાંહાં લગી તાંહાંજ રેહે, કેમકે હેરોદ બાલકને મારી-
નાંખવા સારૂ તેનો શોધ કરવાનો છે. ૧૪ તારે તે ઉઠીને બાલકને તથા તેની માને
રાતે લઈને મીસરમાં ગઈઓ. ૧૫ ને હેરોદના મરવા સુધી તાંહાં રહીઓ, એ
માટે કે ખોદાવંદે નબીથી જે કહીઉં હતું તે પુરૂં થાએ કે, "મીસરમાંથી મેં
મારા બેટાને તેડીઓ છે."

૧૬ જારે હેરોદે જોઈઉં કે મજુસીઓએ તેને છેતરીઓ, તારે તે ઘણો
ગુસે થઈઓ, ને બેથલહેમમાં તથા તેની સઘલી સીમમાં મોકલીને તેણે મજુ-
સીઓને જે વખત બાબત વીગતવાર પુછીઉં હતું તે પરમાણે બે વરશનાં
તથા તેથી નાહાનાં સઘલાં છોકરાંઓને મારી નંખાવીઆં. ૧૭ તારે યરેમીઆ
નબીએ જે કહીઉં હતું તે પુરૂં થઈઉં કે, ૧૮ "શોકનો તથા રડવાનો તથા મોટા
માહતમનો શોર રામામાં શંભલાઈઓ, રાહેલ પોતાનાં ફરજંદોને સારૂ રડેછે, ને
દીલાશો નથી ચાહાતી, કાંજે તેઓ નથી."

૧૯ અને હેરોદ મરણ પામીઆ પછી, જુઓ, ખોદાવંદના ફીરશતાએ

મીસરમાં ઈઉસફને ખાબમાં દેખાઈને કહીઉં કે, ૨૦ તું ઉઠ, ને બાલકને તથા તેની
માને લઈને ઈસરાએલ મુલકમાં જા, કેમકે જેઓએ બાલકનો જીવ લેવાની
તલાશ કીધી તેઓ મરી ગઈઆ છે. ૨૧ તારે તે ઉઠીને બાલકને તથા તેની
માને લઈને ઈસરાએલ મુલકમાં આવીઓ. ૨૨ પણ આરખેલાસ પોતાના
બાપ હેરોદને ઠેકાણે ઈહુદાહમાં હકુમત કરેછે, એ શાંભલીને તે તાંહાં જવાને
બીધો, તો પણ ખાબમાં વારેલો થઈને ગાલીલની તરફ રવાના થઈઓ.
૨૩ ને, "તે નાજારી કેહેવાશે," નબીઓનું એવું કહેલું પુરૂં થવા સારૂ
નાજરેથ કેહેવાએલાં શેહેરમાં તે આવી રહીઓ.

## બાબ તીજો.

**અને** તે દાહાડાઓમાં ઈઓહાન બાપતીસમા કરનાર વાત પરગટ કરતો,
તથા ઈહુદાના રાનમાં ૨ એમ કેહેતો આવીઓ કે, તમે તોબા કરો, કેમકે આશ-
માનની પાદશાહત પાસે આવી છે. ૩ કારણ કે ઈસાઈઆ નબીએ જેની
બાબત કહેલું છે કે, "રાનમાં એક પોકારનારનો આવાજ છે કે, ખોદાવંદની
રાહ તઈઆર કરો, તેના રસતા સીધા કરો," તે એજ છે. ૪ ને એ ઈઓ-
હાનનાં લુગડાં ઉંટનાં રૂઆંનાં હતાં, ને તેનો કમરબંદ ચામડાનો પટકો હતો,
ને ટીડો તથા રાનીમધ તેનો ખોરાક હતો.

૫ તારે ઈરૂશાલેમના તથા ઈહુદાના સરવ લોક, તથા ઈઅરદનની ચારે ગમના
લોક, તેની પાસે બાહાર ગઈઆ. ૬ ને પોતીકાં પાપ કબુલ કરીને ઈઅરદનમાં
તેનાથી બાપતીસમા પામીઆ. ૭ પણ ફરોશીઓમાંના તથા સાદુકીઓમાંના
ઘણાને તેના બાપતીસમાને સારૂ આવતા જોઈને તેણે તેઓને કહીઉં કે, ઓ
સાપોનાં બચાંઓ, આવનાર ગજબથી નાહાસવાને તમને કોણે વારીઆ? ૮ તો
તોબાને લાએક ફલ લાવો. ૯ ને એમ કેહેવાનું તમારાં મનમાં ન ધારો કે
ઈબરાહીમ હમારો બાપ છે, કેમકે હું તમને કહુંછઉં કે આ પથરોમાંથી ખોદા ઈબરા-
હીમને સારૂ ફરજંદો પેદા કરીશકેછે. ૧૦ ને હવે જાહાડોની જડ પર કુહાડી મુકી
છે, માટે જે હરેક જાહાડ શારૂં ફલ નથી આપતું તે કપાએછે, ને આગમાં નંખા-
એછે. ૧૧ તોબાને સારૂ હું પાણીએ તમારૂં બાપતીસમા કરૂં છઉં ખરો, પણ જે
મારી પાછલ આવેછે તે મારા કરતાં સમરથ છે, તેનાં ચપલ ઉંચકવાને લાએક
હું નથી, તે તમારૂં બાપતીસમા પાક-રૂહ તથા આગથી કરશે. ૧૨ તેનું સુપડું
તેના હાથમાં છે, ને તે પોતાની ખલીને પુરી સાફ કરશે, ને પોતાનાં ઘઉં ભંડા-
રમાં ભરશે, પણ ભુસુ ન હોલવાનાર આગમાં બાલી નાંખશે.

૧૩ તારે ઈસુ ઇઓહાનથી બાપતીસમા પામવા સારૂ ગાલીલથી ઇઅરદન પર
તેની પાસે આવીઓ. ૧૪ પણ ઇઓહાને તેને મને કરતાં કહીઉં કે,તારાથી મને
બાપતીસમા પામવું જોઇએ, ને શું તું મારી પાસે આવેછે? ૧૫ પછી ઇસુએ
જવાબ આપતાં તેને કહીઉં કે, હમણા થવા દે, કેમકે બધી રાસતી એમ પુરી
કરવી આપણને મુનાસીબ છે. તારે તેણે તે થવા દીધું. ૧૬ ને ઇસુ બાપતી-
સમા પામીઓ તારે પાણીથી ઉપર આવીઓ ; ને જુઓ, તેને સારૂ આશમાન
ઉઘડાઈઉં, ને ખોદાના રૂહને ખબુતરની પેઠે ઉતરતાં, ને પોતા પર આવતાં તેણે
દીઠો. ૧૭ ને, જુઓ, આશમાનથી આવાજ આવીઓ કે, આએ મારો
પીઆરો બેટો છે, એને લીધે હું બહુ ખુશ છઉં.

## બાબ ચોથો.

**તારે** શેતાનથી તેની અજમાએશ થાએ માટે ઇસુ રૂહથી રાનમાં લઈ
જવાઈઓ. ૨ ને તેણે ચાલીશ રાત-દાહાડા અપવાસ કીધો, પછી તેને ભુખ
લાગી. ૩ ને અજમાએશ કરનારે તેની પાસે આવીને કહીઊં કે, જો તું
ખોદાનો બેટો છે, તો આ પથરો રોટલી થઇજાએ વાસતે હુકમ કર. ૪ પણ
તેણે જવાબ આપતાં કહીઉં, એમ લખીઉં છે કે, "આદમી ફકત રોટલીથી નહીં,
પણ જે હરેક કલામ ખોદાના મોહોમાંથી નીકલેછે તેથી જીવશે." ૫ તારે
શેતાન તેને લઇને પાક શેહેરમાં જાએછે, ને મંદીરના બુરજ પર તેને બેસાડેછે ;
૬ ને તેને કેહેછે કે, જો તું ખોદાનો બેટો છે, તો પોતાને હેઠલ પાડી નાંખ; કેમકે
એમ લખીઉં છે કે, "તે પોતાના ફીરશતાઓને તારી બાબત હુકમ કરશે, ને
તેઓ હાથો પર તને જીહીલી લેશે, રખે કદી તું પોતાનો પગ પથર પર અફ-
લાવે." ૭ ઇસુએ તેને કહીઉં,એ પણ લખીઊં છે કે, "ખોદાવંદ જે તારો ખોદા
તેની અજમાએશ તું ના કર." ૮ વલી શેતાન તેને લઇને ઘણા ઉંચા પાહાડ
પર જાએછે, ને જમીન પરની કુલે પાદશાહતો તથા તેઓની જાહોજલાલ તેને
દેખડાવેછે; ૯ ને તેને કેહેછે, જો તું પગે પડીને મારી બંદગી કરે, તો આએ
સઘલાં હું તને આપું. ૧૦ તારે ઇસુ તેને કેહેછે કે, અરે શેતાન, હીઆંથી જા,
કેમકે એ લખીઊં છે કે, "ખોદાવંદ જે તારો ખોદા તેની બંદગી તું કર,ને તેની
એકલાનીજ ખીદમત કર." ૧૧ તારે શેતાન તેને મુકેછે, ને જુઓ, ફીરશા-
તાઓએ પાસે આવીને તેની ખીદમત કીધી.

૧૨ અને ઇસુએ શાંભલીઊં કે ઇઓહાન બંધીવાન કરાઇઓ, તારે તે ગાલી-

લમાં ગઇઓ. ૧૩ ને નાજારેથ મુકીને જબુલોનની તથા નફથાલીમની હદો-
માંના દરીઆ પાસેના કાપેરનાહુમમાં આવી રહીઓ. ૧૪ એ સારૂ કે ઇસાઇઆ
નબીએ જે કહીકું હતું તે પુરૂં થાએ કે, ૧૫ "જબુલોનના પરાંતના તથા નફ-
થાલીમના પરાંતના, ઇઅરદન પાસેના દરીઆના રસતામાં, એટલે ગેરકોમોની
ગાલીલમાંના ; ૧૬ જે લોક અંધારામાં બેઠેલા તેઓએ મોટી રોશની દીઠી, ને
મોતના મુલક તથા છાઇઆમાં બેઠેલાઓ પર રોશની ચમકી છે." ૧૭ તે
વખતથી ઇસુ વાત પરગટ કરવા તથા એ કેહેવા લાગીઓ કે, આસમાનની
પાદશાહત પાસે આવી છે, વાસતે તમે તોબા કરો.

૧૮ અને ઇસુ ગાલીલના દરીઆ કાંઠે ચાલતો હતો, તારે તેણે બે ભાઇઓને
એટલે સીમોન જે પીતર કેહેવાએછે તેને તથા તેના ભાઈ આંદરૂને દરીઆમાં
જાલ નાંખતા દીઠા, કેમકે તેઓ માછી હતા. ૧૯ તારે તે તેઓને કેહેછે કે,
મારી પાછલ આવો, ને હું તમને માણસ પકડનાર કરીશ. ૨૦ ને તેઓ જાલો
મુકીને તુરત તેની પાછલ ગઇઆ. ૨૧ ને તેણે તાંહાંથી આગલ જતાં બીજા
બે ભાઇઓ, જેબેદીના દીકરા ઇઆકુબને તથા તેના ભાઈ ઇઓહાનને,
તેઓના બાપ જેબેદીની સાથે હોડીમાં પોતાની જાલો સાંધતા જોઇને તેઓને
પણ તેડીઆ. ૨૨ તારે તેઓ હોડીને તથા પોતાના બાપને મુકીને તુરત તેની
પાછલ ગઇઆ.

૨૩ અને ઇસુ તેઓના એબાદતખાનાઓમાં તાલીમ આપતો, તથા પાદ-
શાહતની ખુશખબર જાહેર કરતો, ને લોકોના હરેક રોગ તથા હરેક દુખ
ટાલતો, આખી ગાલીલમાં ફરીઓ. ૨૪ તારે આખા સુરીઆમાં તેની કીરતી
ફેલી ગઈ, ને તેઓ સઘલા માંદાઓને, ઇઆને તરેહ તરેહના રોગીઓને તથા
દરદીઓને તથા દેવબંદીઓને તથા ફેફ્રાંવાલાઓને તથા પકરાઘાતીઓને
તેની પાસે લાવીઆ ; ને તેણે તેઓને સમા કીધા. ૨૫ ને ગાલીલથી તથા
દકાપલીસથી તથા ઇરૂસાલેમથી તથા ઇહુદાથી તથા ઇઅરદનને પેલે પારથી
ઘણા લોક તેની પાછલ ગઇઆ.

## બાબ પાંચમો.

**તારે** લોકની ભીડ જોઇને પાહાડ પર તે ચહડીઓ ; ને બેઠા પર તેના
શાગીરદો તેની પાસે આવીઆ. ૨ તારે તે પોતાનું મોહો ઉઘાડીને તેઓને
તાલીમ આપવા લાગીઓ કે, ૩ રૂહમાં જેઓ ગરીબ તેઓ મુબારક છે, કેમકે

આશમાનની પાદશાહત તેઓની છે. ૪ જેઓ ગમગીન તેઓ મુબારક છે,
કેમકે તેઓ દીલાશો પામશે. ૫ જેઓ હલીમ તેઓ મુબારક છે, કેમકે
તેઓ જમીનના વારસ થશે. ૬ જેઓને રાસતીની ભુખ તથા તરશ છે તેઓ
મુબારક છે; કેમકે તેઓ ધરાશે. ૭ જેઓ રહીમ તેઓ મુબારક છે;
કેમકે તેઓ રહમ પામશે. ૮ જેઓ ખાલિસ દીલના તેઓ મુબારક છે;
કેમકે તેઓ ખોદાને જોશે. ૯ જેઓ સલાહ કરાવનારાઓ તેઓ મુબારક
છે; કેમકે તેઓ ખોદાનાં ફરજંદો કેહેવાશે. ૧૦ રાસતીને સારૂ જેઓની સતા-
વણી કરાએછે તેઓ મુબારક છે; કેમકે આશમાનની પાદશાહત તેઓની છે.
૧૧ જારે [લોક] તમારી નીંદા કરશે, ને પુઠે લાગશે, ને મારે લીધે તમારે
ઉલટી હરેક ભુડી વાત જુઠાઇથી કેહેશે, તારે તમે મુબારક છો. ૧૨ તમે
ખુશ થાઓ તથા ઘણા હરખાઓ; કેમકે આશમાનમાં તમારૂં ફલ મોટું
છે; કેમકે તમથી અગાઉના નબીઓની પુઠે તેઓ એમજ લાગીઆ હતા.
૧૩ તમે જમીનનું નમક છો; પણ જો નમક બેલજત થઈઉં તો તે શાથી
ખારૂં કરાશે? બાહાર ફેંકાવવા તથા માણસોથી છુંદાવવા વગર તે ફરી બીજા
કંઇ કામનું નથી. ૧૪ તમે દુનીઆની રોશની છો. પાહાડ પરનું વસા-
એલું શેહેર સંતાઇ શકતું નથી. ૧૫ ને ચેરાગ કરીને તેને માપા તલે નહીં, પણ
ચેરાગદાની પર મુકેછે; તારે ઘરમાંનાં બધાંને તે રોશની આપેછે. ૧૬ તેમ
તમે તમારી રોશની લોકની આગલ એવી ચમકાવો કે તેઓ તમારાં નેક કામો
જોએ, ને આશમાનમાંના તમારા બાપની સીતાએશ કરે.

૧૭ તોરેત કે નબીઓની વાતો રદ કરવાને હું આવીઓ છઉં, એમ ન
ધારો; રદ કરવાને નહીં, પણ પુરી કરવાને આવીઓ છઉં. ૧૮ કેમકે હું
તમને ખચીત કહુંછઉં કે આશમાન તથા જમીન ટલી જાએ તાંહાં સુધી બધાં
પુરાં થઈઆ વીના તોરેતમાંથી એક કાહાનો કે માતર પણ જનાર નથી.
૧૯ વાસતે આએ હુકમોમાંથી એક બહુ નાહાનો પણ જો કોઈ તોડશે, ને
માણસોને તેમજ શીખવશે, તો આશમાનની પાદશાહતમાં તે બહુજ નાહાનો કેહે-
વાશે, પણ જો કોઇ પાલશે ને શીખવશે તો આશમાનની પાદશાહતમાં તે મોટો
કેહેવાશે. ૨૦ કેમકે હું તમને કહુંછઉં કે શાસતરીઓની તથા ફરોશીઓની
રાસતી કરતાં જો તમારી રાસતી વધારે ના હોએ તો આશમાનની પાદશાહતમાં
તમે નહીં પેસશો.

૨૧ તમે શાંભલીઉં છે કે આગલના લોકોએ કહીઉં છે કે, ખુન ન કર, ને

જે કોઈ ખુન કરે તે ઇનસાફમાં તકસીરદાર ઠરશે. ૨૨ પણ હું તમને કહુંછઉં
કે જે કોઇ પોતાના ભાઈ પર અમથો ક્રોધ કરેછે, તે ઇનસાફમાં તકસીરદાર
ઠરશે ; ને જે પોતાના ભાઇને પાજી કેહેશે, તે ઇનસાફની મીજલસમાં સજા
લાએક થશે ; ને જે તેને કેહેશે કે તું મુરખ છે, તે જાહાનમની આગને
સજાવાર થશે. ૨૩ એ સારૂ જો તું પોતાનું દાન કુરબાનગાહ પાસે લાવેછે,
ને તાંહાં તને ઇઆદ આવે કે તારો ભાઈ તારે ઉલટું કંઈ રાખેછે, ૨૪ તો
પોતાનું દાન તાંહાં કુરબાનગાહ સાહામાં મુકીને જા, પેહેલાં પોતાના ભાઈ
સાથે મલ, તારપછી આવીને પોતાનું દાન ચહડાવ. ૨૫ જાંહાં સુધી
તું પોતાના માગનારની જોડે રસતામાં છે તાંહાં સુધી તેની સાથે વેહેલો મલી
જા, રખે કદી માગનાર તને હાકીમને સોંપે, ને હાકીમ તને ચોબદારને સોંપે, ને
તું કેદખાનામાં નંખાએ. ૨૬ હું તને ખચીત કહુંછઉં કે જાંહાં લગી તું છેલી
દમડી ચુકવી આપશે તાંહાં લગી તાંહાંથી બાહાર નીકલનાર નથી.

૨૭ તમે શાંભલીઉં છે કે આગલના લોકોએ કહીઉં છે કે, તું જના ન કર.
૨૮ પણ હું તમને કહુંછઉં કે જે કોઈ શેહેવતથી કોઈ ઓરત ઉપર નેગાહ
કરે તે પોતાનાં દીલમાં તેની સાથે જના કરી ચુકીઓ. ૨૯ ને જો તારી જમણી
આંખ તને ઠોકર ખવડાવે તો તેને કાહાડી નાંખીને પોતાની પાસેથી ફેંકી
દે, કાંજે તારાં અંગોમાંથી એકનો નાશ થાએ ને તારૂં આખું બદન જાહા-
નમમાં ના નંખાએ, એ તારે સારૂ બેહતર છે. ૩૦ ને જો તારો જમણો હાથ
તને ઠોકર ખવડાવે તો તેને કાપીનાંખીને પોતાની પાસેથી ફેંકી દે, કાંજે
તારાં અંગોમાંથી એકનો નાશ થાએ, ને તારૂં આખું બદન જાહાનમમાં
ના નંખાએ, એ તારે સારૂ બેહતર છે.

૩૧ જે કોઈ પોતાની બઇએરને મુકી દે તે તેને ફારગતી લખી આપે,
એમ પણ કહીઉં હતું. ૩૨ પણ હું તમને કહુંછઉં કે જનાનાં કારણ વગર જે
કોઈ પોતાની બઇએરને મુકી દે તે તેથી જના કરાવેછે, ને જે કોઈ તે મુકી
દીધેલીની સાથે લગન કરે તે જના કરેછે.

૩૩ વલી આગલના લોકોએ જે કહીઉં હતું તે તમે શાંભલીઉં છે કે, તું
ખોટા સોગંદ ન ખા, પણ ખોદાવંદ સાથે તારા સોગંદ પુરા કર. ૩૪ પણ હું
તમને કહુંછઉં કે હરગેજ સોગંદ ન ખાઓ. આશમાનના નહીં, કેમકે તે
ખોદાનું તખત છે. ૩૫ ને જમીનના નહીં, કેમકે તે તેનું પાઇઆસન
છે. ને ઇરૂશાલેમના નહીં, કેમકે તે બુજરગ પાદશાહનું શેહેર છે. ૩૬ ને

તું પોતાનાં માથાના પણ સોગંદ ન ખા, કેમકે તારાથી એક નીમાલાને સફેદ
કે કાલો નથી કરાતો. ૩૭ પણ તમારૂં બોલવું હાનું હા, ને નાનું ના હોએ,
કેમકે એ કરતાં અતકું જે છે તે ભુંડાઈથી છે.

૩૮ આંખને બદલે આંખ, ને દાંતને બદલે દાંત, એમ કહેલું હતું, એ તમે
શાંભલીઉં છે. ૩૯ પણ હું તમને કહુંછઉં કે તમે ભુંડાની સામે ન થાઓ, પણ જે
કોઈ તારા જમણા ગાલ પર તમાચો મારે તેની ગમ બીજો પણ ફેરવ. ૪૦ ને
જે કોઈ તારો અંગરખો લેવા સારૂ તારા પર દાવો કરે, તેને તારૂં અંગવસતર પણ
લેવા દે. ૪૧ ને જે કોઈ જોરાવરીએ તને એક મઇલ લઈજાએ, તેની સાથે
બમણું જા. ૪૨ જે તારાથી માગે તેને આપ, ને જે તારી પાસે ઉછીનું લેવા
ચાહે, તેનાથી મોહો ના ફેરવ.

૪૩ તું પોતાના પડોશી પર પીઆર, ને પોતાના દુશમન પર અદાવત રાખ,
એમ કહેલું હતું, એ તમોએ શાંભલીઉં છે. ૪૪ પણ હું તમને કહુંછઉં કે તમે
પોતાના દુશમનો પર પીઆર કરો, જે તમને બદદુઆ દેછે તેઓને દુઆ દો,
જે તમારી દુશમની કરેછે તેઓનું ભલું કરો, ને જે તમને સતાવેછે ને તમારી
પુઠે લાગેછે તેઓને સારૂ દુઆ માગો. ૪૫ એ સારૂ કે તમે આસમાન-
માંના તમારા બાપનાં ફરજંદ થાઓ, કેમકે તે પોતાના સુરજને ભુંડા
તથા ભલા પર ઉગાવેછે, ને રાસતો તથા નારાસતો પર વરશાદ વરશાવેછે.
૪૬ કેમકે જે તમારા ઉપર પીઆર કરેછે તેઓ પર જો તમે પીઆર
કરોછો, તો તમને શું ફલ છે? મેહસુલ લેનારા પણ શું એમ નથી કર-
તા? ૪૭ ને જો તમે એકલા પોતાના ભાઈઓને સલામ કરોછો, તો
તમે વધતું શું કરોછો? મેહસુલ લેનારા પણ શું એમ નથી કરતા? ૪૮ એ
સારૂ આસમાનમાંનો તમારો બાપ જેવો કામીલ છે, તેવા તમે કામીલ થાઓ.

## બાબ છઠો.

**માણસો** જુએ વાસતે તેઓ આગલ તમારી ખેરાત કરવાથી ખબર-
દાર રેહેજો, નહીં તો આસમાનમાંના તમારા બાપથી તમને ફલ નહીં
મલશે. ૨ એ વાસતે જારે તું ખેરાત કરે, તારે જેમ ઢોંગીઓ એબા-
દતખાનાઓમાં તથા રસતાઓમાં માણસોથી વખાણ પામવાને કરેછે,
તેમ તું પોતાની આગલ તુરી ન વજાડ; હું તમને ખચીત કહુંછઉં કે
તેઓ પોતાનું ફલ પામેછે. ૩ પણ તું ખેરાત કરે તારે તારો જમણો

હાથ જે કરે તે તારો ડાબો હાથ ન જાણે. ૪ એ સારૂ કે તારી ખેરાત ગુપતમાં
થાએ, ને ગુપતમાં જોનાર તારો બાપ પોતે પરગટમાં તને ફલ ભરી આપશે.
૫ અને જારે તું દુઆ માગે તારે ઢોંગીઓના જેવો ન થા, કાંજે
માણસો તેઓને જુએ વાસતે એબાદતખાનાઓમાં તથા રસતાઓનાં
નાકાંઓ પર ઉભા રહીને દુઆ માગવાને તેઓ ચાહેછે; હું તમને ખચીત
કહુંછઉં કે તેઓ પોતાનું ફલ પામેછે. ૬ પણ જારે તું દુઆ માગે તારે
પોતાની ઓરડીમાં પેસ, ને તારૂં બારણું બંધ કરીને ગુપતમાંના તારા બા-
પથી દુઆ માગ, ને ગુપતમાં જોનાર તારો બાપ તને પરગટમાં ફલ ભરી
આપશે. ૭ ને તમે દુઆ માગો તારે ગેરકોમીઓની પેઠે અમથો લવા-
રો ન કરો, કાંજે તેઓ સમજેછે કે ઘણું બોલવાથી તેઓનું સાંભ-
લાશે. ૮ વાસતે તમે તેઓના જેવા ન થાઓ, કેમકે તમારાં માગીઆ પેહેલાં
તમારો બાપ જાણેછે કે તમને કેઈ કેઈ ચીજોની જરૂર છે. ૯ એ વાસતે તમે
એમ દુઆ માગો કે, ઓ આસમાનમાંના હમારા બાપ, તારૂં નામ પાક મના-
એ; ૧૦ તારી પાદશાહત આવે; જેમ આસમાનમાં તેમ જમીન પર તારી
મરજી મુઆફક થાએ. ૧૧ હમારી રોજની રોટલી આજ હમને આપ. ૧૨ ને
જેમ હમે હમારા કરજદારોને માફ કરીએછીએ તેમ તું હમારાં કરજ હમને
માફ કર. ૧૩ ને હમને અજમાએશમાં ન નાંખ, પણ હમને બુરાથી છોડાવ. કેમ-
કે પાદશાહત, તથા કુદરત, તથા બુજરગી હમેશાં તારી છે. આમીન. ૧૪ કેમકે
આદમીઓની તકસીર જો તમે તેઓને માફ કરશો, તો તમારો આસમાની બાપ
તમને પણ માફ કરશે. ૧૫ પણ આદમીઓની તકસીર જો તમે તેઓને માફ
નથી કરતા, તો તમારો બાપ તમારી તકસીર પણ માફ નહીં કરશે.

૧૬ વલી જારે તમે અપવાસ કરો તારે ઢોંગીઓની પેઠે લેવાઈગએલાં મોહો-
ના ન થાઓ, કેમકે લોકોને અપવાસી દેખાડવા સારૂ તેઓ પોતાનાં મોહો કસાણાં
કરેછે. હું તમને ખચીત કહુંછઉં કે તેઓ પોતાનું ફલ પામેછે. ૧૭ પણ તું
અપવાસ કરે તારે પોતાનાં માથા પર તેલ ચોપડ, ને પોતાનું મોહો ધો. ૧૮ એ
સારૂ કે તું માણસોને નહીં, પણ ગુપતમાંના તારા બાપને અપવાસી દેખાએ, ને
ગુપતમાં જોનાર તારો બાપ તને પરગટમાં ફલ ભરી આપશે.

૧૯ જમીન પર પોતાને સારૂ દોલત એકઠી ન કરો, જાંહાં કીડા તથા કાટ
ખરાબ કરેછે, ને જાંહાં ચોરો ખાતર પાડીને ચોરેછે. ૨૦ પણ તમે પોતાને
સારૂ આસમાનમાં દોલત એકઠી કરો, જાંહાં કીડા કે કાટ ખરાબ નથી કરતા,

ને જાંહાં ચોરો ખાતર પાડીને ચોરતા નથી. ૨૧ કેમકે જાંહાં તમારી દોલત છે
તાંહાંજ તમારાં ચીત પણ હોશે. ૨૨ બદનનો ચેરાગ આંખ છે, વાસતે જો
તારી આંખ સાફ હોએ, તો તારૂં આખું બદન રોશનીથી ભરેલું થશે. ૨૩ પણ
જો તારી આંખ બુરી હોએ, તો તારૂં આખું બદન અંધારાએ ભરેલું થશે; એ
સારૂ તારામાં જે રોશની છે તે જો અંધારૂં હોએ, તો તે અંધારૂં કેટલું મોટું!
૨૪ કોઇથી બે ધણીની ચાકરી કરાએ નહીં, કેમકે એકની દુશમની તે
કરશે, ને બીજા પર પીઆર કરશે; ઇઆ એકની ગમનો તે થશે, ને બીજાને તુછ
કરશે: ખોદાની તથા દોલતની ચાકરી તમથી કરાએ નહીં. ૨૫ એ સારૂ હું તમને
કહુંછઉં કે તમારા જીવને વાસતે ચીંતા ન રાખો કે, હમે શું ખાઇશું? શું પીશું?
ને તમારાં બદનને વાસતે પણ નહીં કે, શું પેહેરીશું? જીવ ખોરાક કરતાં, ને
બદન પોશાક કરતાં, શું બેહતર નથી? ૨૬ આસમાનનાં પંખેરૂઓને જુઓ,
તેઓ વાવતાં નથી, ને કાપતાં નથી, ને વખારોમાં ભરતાં નથી, તો પણ તમારો
આસમાનમાંનો બાપ તેઓની પરવરશ કરેછે; તો તેઓ કરતાં તમે શું બેહતર
નથી? ૨૭ ને ચીંતા કરવાથી તમારામાંનો કોણ પોતાની જીંદગીને એક હાથભર
વધારી શકેછે? ૨૮ ને પોશાક બાબત તમે કેમ ચીંતા કરોછો? ખેતરનાં ફુલો-
નો વીચાર કરો, કે તેઓ કેવાં વધેછે; તેઓ મેહેનત કરતાં નથી, તેઓ કાંતતાં
પણ નથી: ૨૯ તો પણ હું તમને કહુંછઉં કે સુલીમાન પણ પોતાના બધા
જહોજલાલમાં તેઓમાંના એકના જેવો પેહેરેલો નહીં હતો. ૩૦ વાસતે ખેતર-
નું ઘાસ જે આજ છે, ને કાલે ભઠીમાં ફેંકાએછે, તેને જો ખોદા એવું પેહે-
રાવેછે, તો ઓ કમ-એતકાદો, તમને શું એથી જીઆદા નહીં પેહેરાવશે?
૩૧ એ સારૂ ચીંતા ના કરો કે હમે શું ખાઈશું, ઇઆ શું પીશું, ઇઆ શું પેહેરી-
શું. ૩૨ કેમકે એ સઘલી ચીજોની તલાશ ગેરકોમીઓ કરેછે; પણ તમારો
આસમાનમાંનો બાપ જાણેછે કે એ બધી ચીજોનો તમને ખપ છે. ૩૩ પણ
તમે પેહેલાં ખોદાની પાદશાહત તથા તેની રાસતીની તલાશ કરો, ને તેની
સાથે એ બધી ચીજો પણ તમને અપાશે. ૩૪ એ વાસતે કાલને સારૂ ચીંતા ન
કરો, કેમકે કાલ પોતે પોતાની ચીજોની ચીંતા કરશે. આજનું દુખ આજનેજ
સારૂ બસ છે.

## બાબ સાતમો.

**તમારા** ઉપર દોશ ન મુકાએ વાસતે તમે દોશ ના મુકો. ૨ કેમકે
જેવો દોશ તમે મુકશો તેવો તમારા ઉપર દોશ મુકાશે; ને જે માપાથી તમે માપી

આપોછો તેથીજ તમારે સારૂ પાછું માપી અપાશે. ૩ ને તું પોતાની આંખ-
માંનું મુસલું ધીઆનમાં ન લાવતાં, તારા ભાઇની આંખમાંનું તણખલું કેમ
જુએછે? ૪ ઇઆ તું તારા ભાઇને કેમ કેહેશે કે તારી આંખમાંથી તણખલું મને
કાહાડવા દે, પણ જો, તારી આંખમાં મુસલું છે? ૫ ઓ ઢોંગી, પેહેલાં તું પોતાની
આંખમાંથી મુસલું કાહાડ, તારપછી તારા ભાઇની આંખમાંથી તણખલું
કાહાડવાને તને શારી પેઠે શુજશે.

૬ જે પાક તે કુતરાંઓને ન નાંખો, ને તમારાં મોતી ભુંડોની આગલ ન
ફેંકો; રખે તેઓ પોતાને પગે તે છુંદે, ને ફરીને તમને ફાડીનાંખે.

૭ માગો, તો તમને અપાશે; શોધો, તો તમને જડશે; ઠોકો, તો તમારે
સારૂ ઉઘડાશે. ૮ કેમકે જે હરેક માગેછે તે પામેછે, ને જે શોધેછે તેને જડેછે,
ને જે ઠોકેછે તેને સારૂ ઉઘડાશે. ૯ તમારામાં એવું માણસ કહીઉં છે કે જો
પોતાનો દીકરો તેની પાસે રોટલી માગે, તો તે તેને પથર આપે? ૧૦ ઇઆ જો
માછલી માગે, તો તે તેને સાપ આપે? ૧૧ તારે તમે બુરા છતાં જો પોતાનાં છો-
કરાંઓને શારી ચીજો આપી જાણોછો, તો તમારો આસમાનમાંનો બાપ કેટલી
જીઆદા શારી ચીજો જેઓ તેની પાસે માગેછે તેઓને આપશે? ૧૨ વાસતે
જેવું તમે ચાહોછો કે બીજાં માણસ તમને કરે, તેવું તમે પણ તેઓને કરો,
કેમકે તોરેત તથા નબીઓ [નો સાર] એજ છે.

૧૩ તમે સાંકડા દરવાજાથી પેસો, કેમકે જે દરવાજો હલાકતમાં પોહોંચાડેછે,
તે પોહોલો છે. ને તેનો રસતો ચોડો છે, ને ઘણા તેથી પેસેછે. ૧૪ કેમકે
જે દરવાજો જીંદગીમાં પોહોંચાડેછે તે તંગ છે, ને તેનો રસતો સાંકડો છે, ને
જેઓને તે જડેછે તેઓ થોડા છે.

૧૫ જે જુઠા નબીઓ ગેટાંને વેશે તમારી પાસે આવેછે, પણ બાતીનમાં
ફાડીખાનારાં વરૂ છે, તેઓથી તમે હુશીઆર રોહો. ૧૬ તેઓનાં ફલથી તેઓને
તમે ઓલખશો. શું લોક કાંટાનાં જાહાડ ઉપરથી દરાખ, ઇઆ ઉંટકટારી-
થી અંજીર, તોડેછે? ૧૭ તેમજ હરેક શારૂં જાહાડ શારાં ફલ લાવેછે, ને નઠારૂં
જાહાડ નઠારાં ફલ લાવેછે. ૧૮ શારાં જાહાડથી નઠારાં ફલ લવાતાં નથી, ને નઠારાં
જાહાડથી શારાં ફલ લવાતાં નથી. ૧૯ હરેક જાહાડ જે શારૂં ફલ નથી લાવતું
તે કપાએછે, ને આગમાં નંખાએછે. ૨૦ વાસતે તેઓનાં ફલથી તેઓને
તમે ઓલખશો.

૨૧ જે કોઈ મને ખોદાવંદ, ખોદાવંદ, કેહેછે તે આસમાનની પાદશાહતમાં

નહીં પેસશે, પણ આસમાનમાંના મારા બાપની મરજી પરમાણે જે કરેછે તે
પેસશે. ૨૨ તે દાહાડે ઘણા મને કેહેશે કે, ઓ ખોદાવંદ, ઓ ખોદાવંદ, શું હમો-
એ તારે નામે નબુઅત નથી કીધી? ને તારે નામે દેવોને નથી કાહાડીઆ? ને
તારે નામે ઘણા મોજેજા નથી કીધા? ૨૩ તારે હું તેઓને કહીશ કે, મેં તમને
કદી જાણીઆ નથી; ઓ બદકારો, તમે મારી પાસેથી દુર જાઓ.

૨૪ એ સારૂ જે કોઈ મારી આ વાતો શાંભલેછે, ને તે પાલેછે, તેને હું એક
દાનાવ આદમીના સરખો ગણુંછઉં, કે જેણે પોતાનું ઘર પથર પર બાંધીઉં;
૨૫ ને વરશાદ વરશીઓ, ને રેલો આવી, ને વાજેહોડાં થઈઆં, ને તે ઘર પર
સપાટા લાગીઆ, પણ તેનો પાઈઓ પથર પર નાંખેલો હતો વાસતે તે પડીઉં નહીં.
૨૬ ને જે કોઈ મારી આ વાતો શાંભલેછે, ને તે પાલતો નથી, તે એક બેવકુફ
આદમીના જેવો ઠરશે, કે જેણે પોતાનું ઘર રેતી પર બાંધીઉં; ૨૭ ને વરશાદ
વરશીઓ, ને રેલો આવી, ને વાજેહોડાં થઈઆં, ને તે ઘર પર સપાટા લાગીઆ,
ને તે પડી ગઈઉં; ને તે પાએમાલ થઈ ગઈઉં.

૨૮ અને ઇસુએ એ વાતો પુરી કીધી તારે એમ થઈઉં કે લોકો તેની
તાલીમથી દંગ થઈ ગઈઆ; ૨૯ કેમકે તેણે તેઓને શાસતરીઓની પેઠે નહીં,
પણ એખતીઆરવાલાની તોરથી શીખવીઉં.

## બાબ આઠમો.

**અને** પાહાડ પરથી તે ઉતરીઓ તારે ઘણા લોક તેની પાછલ ગઈઆ.
૨ ને જુઓ, એક કોહોડીઆએ આવીને તેને સજદો કરીને કહીઉં કે, ખો-
દાવંદ, જો તું ચાહે તો મને સાફ કરી શકેછે. ૩ તારે ઇસુએ હાથ લાંબો કરી-
ને તેને અડકીને કહીઉં, હું ચાહુંછઉં, તું સાફ થા. ને તુરત તેનો કોહોડ જતો
રહીઓ. ૪ પછી ઇસુ તેને કેહેછે કે, જો તું કોઈને કેહેતો ના, પણ જઈને કાહી-
નને પોતાનું બદન દેખાડ, ને જે દાન મુસાએ ઠરાવીઊં છે તે આપ, કે તેઓને
ગહવાઈ મલે.

૫ અને ઇસુ કાપરનાહુમમાં પેઠો તારે એક સુબેદાર તેની પાસે આવીઓ, ને
તેની મીનત કરતાં તેણે કહીઊં કે, ૬ ખોદાવંદ, મારો ચાકર ઘરમાં પકશાઘાતી
પડેલો છે, ને તેને ઘણી પીડા થાએછે. ૭ તારે ઇસુ તેને કેહેછે કે, હું આવીને
તેને સમો કરીશ. ૮ ને સુબેદારે જવાબ આપીને કહીઉં કે, ખોદાવંદ, તું

મારાં છાપરાં તલે આવે એવો હું લાએક નથી; પણ તું ફક્ત એક સુખન કેહે,
ને મારો ચાકર સમો થશે. ૯ કેમકે હું પણ એખતીઆરવાલો છઉં, ને
સીપાહીઓ મારા એખતીઆરમાં છે; એકને હું કહુંછઉં કે જા, ને તે જાએછે;
ને બીજાને, આવ, ને તે આવેછે; ને મારા ગોલામને, એ કર, ને તે કરેછે.
૧૦ તારે ઇસુ તે શાંભલીને તાજુબ થઇઓ, ને પાછલ આવનારાઓને કહીઉં, હું
તમને ખચીત કહુંછઉં કે આવો મોટો એતકાદ મેં ઇસરાએલમાં પણ જોઇઓ નથી.
૧૧ ને હું તમને કહુંછઉં કે પુરવથી તથા પશ્ચીમથી ઘણા લોક આવશે, ને
ઇબરાહીમની તથા ઇસહાકની તથા ઇઆકુબની સાથે આસમાનની પાદશાહતમાં
બેસશે. ૧૨ પણ પાદશાહતનાં ફરજંદો બાહારનાં અંધારામાં નંખાશે, જાંહાં
રડવું ને દાંત પીસવું થશે. ૧૩ ને ઇસુએ તે સુબેદારને કહીઉં કે, જા, ને જેવો
એતકાદ તેં કીધો તેવુંજ તને થાએ. ને તેજ ઘડી તેનો ચાકર સમો થઇઓ.

૧૪ અને ઇસુએ પીતરનાં ઘરમાં આવીને તેની શાશુને તાવે માંદી પડેલી
દીઠી. ૧૫ ને તેણે તેનો હાથ પકડીઓ કે તેનો તાવ ગઇઓ, ને તેણે
ઉઠીને તેઓની ખીદમત કીધી.

૧૬ અને સાંહાંજ પડી તારે ઘણા દેવબંદીઓને તેઓ તેની પાસે લાવીઆ,
ને તેણે કલામથી દેવોને બાહાર કાહાડીઆ, ને સંઘા માંદાઓને સમા કીધા;
૧૭ એવા કે ઇસાઇઆ નબીએ જે કહીઉં હતું તે પુરૂં થાએ કે, "તેણેજ હમારી
નબલાઇઓ લીધી, ને હમારી બીમારીઓ ઉઠાવી."

૧૮ અને ઇસુએ મોટી ભીડ પોતાની આસપાસ દીઠી તારે પેલે પાર જવાનો
હુકમ આપીઓ. ૧૯ ને એક શાસતરીએ પાસે આવીને તેને કહીઉં કે, ઉસતાદ,
જાંહાં કહીં તું જઇશ તાંહાં હું તારી પાછલ આવીશ. ૨૦ તારે ઇસુ તેને કેહેછે
કે, લોંકડાંને કોતર છે, ને આસમાનનાં પંખેરૂઓને માલા છે; પણ આદમીના
બેટાને માથું મુકવાને ઠામ નથી. ૨૧ ને તેના શાગીરદોમાંથી બીજાએ તેને
કહીઉં કે, ખોદાવંદ, મને રજા આપ, કે હું પેહેલાં જઇને મારા બાપને ગારૂં. ૨૨ પણ
ઇસુએ તેને કહીઉં કે, તું મારી પાછલ આવ, ને મુએલાઓને પોતાના મુએલા-
ઓને ગારવા સારૂ રેહેવા દે.

૨૩ અને હોડી પર તે ચહડીઓ તારે તેના શાગીરદ તેની પાછલ ગઇઆ. ૨૪ ને
જુઓ, દરીઆમાં એવું મોટું તુફાન થઇઉં કે મોજાઓથી હોડી ઢંકાઇ ગઇ; પણ
તે પોતે ઉંઘતો હતો. ૨૫ તારે તેના શાગીરદોએ પાસે આવીને તેને જગાડીને
કહીઉં કે, ખોદાવંદ, હમને બચાવ; હમે હલાક થઇએછઇએ. ૨૬ ને તે

તેઓને કેહેછે, ઓ કમ-એતકાદો, તમે કેમ બીવેલા છો? પછી તેણે ઉઠીને
પવનને તથા દરીઆને ધમકાવીઆ; ને મોટું ચેન થઈ ગઈઉં. ૨૭ તારે તે માણ-
સોએ તાજુબ થઈને કહીઉં કે, એ શી તરેહનું આદમી છે કે, પવન તથા દરીઓ
પણ એનું માનેછે!
૨૮ અને પેલે પાર ગરગેશીઓના મુલકમાં તે પોહોંચીઓ તારે દેવબંદી બે
માણસ કબરોમાંથી નીકલતાં તેને મલીઆં, તેઓ એવા તુંદમીજાસના હતાં કે તે
રસ્તે કોઈથી જવાતું નહીં હતું. ૨૯ ને જુઓ, તેઓએ બુમ પાડતાં કહીઉં કે, ઈસુ,
ખોદાના બેટા, હમારે તારી સાથે શું છે? વખતની અગાઉ શું તું હમને દુખ
આપવાને હીઆં આવીઓ છે? ૩૦ ને તેઓથી બહુ આઘું ડુકરોનું એક
ટોલું ચરતું હતું. ૩૧ તારે દેવોએ તેની આજજી કરીને કહીઉં કે, જો તું હમને
કાહાડેછે તો ડુકરોનાં ટોલામાં હમને જવા દે. ૩૨ ને તેણે તેઓને કહીઉં કે,
જાઓ. પછી તેઓ નીકલીને ડુકરોનાં ટોલામાં ગઈઆ, ને જુઓ ડુકરોનું
આખું ટોલું કરાડાપરથી દરીઆમાં ધસી પડીઉં, ને પાણીમાં મરી ગઈઉં. ૩૩ તારે
ચરાવનારા નાહાઠા, ને શેહેરમાં જઈને તેઓએ સઘલું જણાવીઉં, ને દેવબંદી-
ઓને શું થઈઉં તે પણ કહીઉં. ૩૪ તારે જુઓ, આખું શેહેર ઈસુને મલવાને
બાહાર આવીઉં; ને તેને જોઈને તેઓએ તેની મીનત કીધી કે, હમારી સીમા-
માંથી જા.

## બાબ નવમો.

**તારે** હોડીમાં બેસીને તે પેલે પાર ગઈઓ, ને પોતાનાં શેહેરમાં આવીઓ.
૨ ને જુઓ, એક પકશાઘાતીને ખાટલા પર શુઆડીને તેઓ તેની પાસે લા-
વીઆ, ને ઈસુએ તેઓનો એતકાદ જોઈને પકશાઘાતીને કહીઉં કે, દીકરા,
ધીરજ રાખ, તારાં પાપ તને માફ થઈઆં છે. ૩ તારે જુઓ, શાસતરીઓમાંના
કેટલાએક પોતાનાં મનમાં કહીઉં કે, એ કુફર બકેછે. ૪ ને ઈસુએ તેઓના
વીચાર જાણીને કહીઉં કે, તમે પોતાનાં મનમાં કેમ બદગુમાની કરોછો? ૫ કેમકે
શું વધતું સોહેલ છે, એ કેહેવું કે તારાં પાપ તને માફ થઈઆં, ઈઆ એ કેહેવું
કે ઉઠીને ચાલ? ૬ પણ આદમીના બેટાને જમીનપર પાપો માફ કરવાનો એખ-
તીઆર છે એ તમે જાણો વાસતે; [તારે તેણે પકશાઘાતીને કહીઉં કે,] ઉઠ,
તારો ખાટલો ઉઠાવીને તારે ઘેર ચાલીઓ જા. ૭ તે ઉઠીને પોતાને ઘેર ચાલી-
ઓ ગઈઓ. ૮ ને તે જોઈને લોકો તાજુબ થઈઆ, ને ખોદાની તારીફ
કરવાલાગીઆ કે તેણે ઈનસાનને એવી કુદરત બખશી.

૯ અને ઈસુએ તાંહાંથી જતાં માતથી નામે એક માણસને મેહસુલ લેવા-
ની ચોકી પર બેહેલો દીઠો; ને તેણે તેને કહીઉં કે, તું મારી પાછલ આવ: તારે તે
ઉઠીને તેની પાછલ ગઇઓ. ૧૦ ને એમ થઇઉં કે ઈસુ ઘરમાં ખાવા બેઠો, તારે
જુઓ, ઘણા મેહસુલ લેનારાઓ તથા પાપીઓ આવીને તેની તથા તેના શાગી-
રદોની સાથે બેઠા. ૧૧ ને ફરોશીઓએ એ જોઇને તેના શાગીરદોને કહીઉં કે,
તમારો ઉસતાદ મેહસુલ લેનારાઓ તથા પાપીઓની સાથે કેમ ખાએછે?
૧૨ ને ઈસુએ એ શાંભલીને તેઓને કહીઉં કે, જે સાજા છે તેઓને હકીમનો ખપ
નથી, પણ માંદાંઓને છે. ૧૩ પણ તમે જઇને એની માએની શોખો કે,
"કુરબાની કરતાં રહમ હું ચાહુંછું;" કેમકે રાસતોને નહીં, પણ ગુનાહગારોને
તોબાને સારૂ તેડવાને હું આવીઓ છઉં.

૧૪ તારે ઈઓહાનના શાગીરદોએ તેની પાસે આવીને કહીઉં કે, હમે તથા ફરો-
શીઓ કેમ ઘણી વાર અપવાસ કરીએછઇએ, પણ તારા શાગીરદ અપવાસ
નથી કરતા? ૧૫ તારે ઈસુએ તેઓને કહીઉં કે, જાંહાં સુધી વર જાનઇઆ-
ઓની સાથે છે. તાંહાં સુધી શું તેઓ શોક કરી શકેછે? પણ એવા દાહાડા આ-
વશે કે વર તેઓની પાસેથી લેવાશે. ને તારે તેઓ અપવાસ કરશે. ૧૬ જુનાં
લુગડાંમાં કોરાં લુગડાનું થીગલું કોઈ નથી દેતું, કેમકે તે થીગલાથી તે લુગડું
ખેંચાએછે, ને ફાટ વધતી પડેછે. ૧૭ વલી, નવો વઇન જુની મશકોમાં કોઇ
નથી ભરતું, જો ભરે, તો મશકો ફાટી જાએ, ને વઇન વહી જાએ. ને મશકો
ખરાબ થાએ; પણ નવો વઇન નવી મશકોમાં ભરેછે, તેથી બેહુ બચેછે.

૧૮ તે તેઓને આ વાતો કેહેતો હતો, તારે જુઓ, એક હાકીમે આવીને
તેનો સજદો કરીને કહીઉં કે, મારી દીકરી એટલાંમાં તો મરી ગઈ હશે, પણ તું
આવીને તારો હાથ તે પર મુક, ને તે જીવતી થશે. ૧૯ તારે ઈસુ ઉઠીને
પોતાના શાગીરદો સુધાં તેની પાછલ ગઇઓ.

૨૦ અને જુઓ એક ઓરત જેને બાર વરશ થઇઆં લોહી વેહેતું હતું, તે
તેની પાછલ આવી, ને તેનાં લુગડાંની કોરને અડકી. ૨૧ કેમકે તેણે પોતાનાં
મનમાં કહીઉં કે, જો હું એકલા એનાં લુગડાંને અડકું તો સમી થઈ જઇશ.
૨૨ તારે ઈસુએ પાછા ફરીને તથા તેને જોઇને કહીઉં કે, દીકરી, ધીરજ રાખ,
તારા એતકાદે તને સમી કીધી; ને તે ઓરત તેજ ઘડીથી સમી થઈ. ૨૩ પછી
ઈસુએ તે હાકીમનાં ઘરમાં આવીને વાંસલી વજાડનારાઓને તથા લોકને કલ-
કલાટ કરતા દીઠા. ૨૪ તારે તેણે તેઓને કહીઉં કે, આઘા ખસો; કેમકે છોકરી

મરી નથી ગઈ, પણ ઉંઘેછે. ને તેઓએ તેની મસખરી કીધી. ૨૫ ને
લોકોને બાહાર કાહાડીઆ તારે તેણે માંહે જઇને તેનો હાથ પકડીઓ; ને તે
છોકરી ઉઠી. ૨૬ તારે તેની કીરતી તે આખા મુલકમાં ફેલી ગઈ.

૨૭ અને ઇસુ તાંહાંથી જતો હતો તારે બે આંધલાએ તેની પાછલ જઇને
બુમ પાડતાં કહીઉં કે, દાઉદના બેટા, હમારા ઉપર રહમ કર. ૨૮ ને ઘરમાં તે
ગઇઓ તારે તે આંધલાઓ તેની પાસે આવીઆ, ને ઇસુ તેઓને કેહેછે કે, હું એ
કરી શકુંછઉં, એવો એતકાદ શું તમે કરોછો? તેઓ તેને કેહેછે કે, હા ખો-
દાવંદ. ૨૯ તારે તેણે તેઓની આંખોને અડકીને કહીઉં કે, તમારા એતકાદ
પરમાણે તમને થાઓ. ૩૦ ને તેઓની આંખો ઉઘડી ગઈ. પછી ઇસુએ
તેઓને વારતાં કહીઉં કે, ખબરદાર, કોઈ જાણે નહીં. ૩૧ પણ તેઓએ
બાહાર જઈને તે આખા મુલકમાં તેની કીરતી ફેલાવી.

૩૨ અને તેઓ બાહાર ગઇઆ પર, જુઓ, દેવબંદ એક મુંગા માણસને તેની
પાસે લાવીઆ. ૩૩ ને દેવ કહડાઇઓ તારે તે મુંગો બોલીઓ, ને લોકોએ તા-
જુબ થઈને કહીઉં કે, ઇસરાએલમાં કદી પણ એવું દીઠું નહીં હતું. ૩૪ પણ
ફરોશીઓએ કહીઉં કે, દેવોના સરદારથી દેવોને તે કાહાડેછે.

૩૫ અને ઇસુ તેઓનાં એબાદતખાનાઓમાં તાલીમ આપતો ને પાદશા-
હતની ખુશખબર કેહેતો, ને લોકોનું હરેક માંદ તથા હરેક રોગ ટાલતો,
સઘલાં શેહેરોમાં તથા ગામોમાં ફરતો ગઇઓ. ૩૬ ને લોકોને જોઇને તેઓ પર
તેને રહમ આવીઓ; કેમકે તેઓ પાલક વગરનાં ગેટાંના જેવા હેરાન તથા વેરાઈ
ગએલા હતા. ૩૭ તારે તે પોતાના શાગીરદોને કેહેછે કે, પાકેલી ખેતી ઘણી
છે ખરી, પણ મજુરો થોડા છે. ૩૮ એ વાસતે ખેતીના ધણીની તમે
આજીજી કરો કે પોતાની ખેતીને સારૂ મજુરોને તે મોકલે.

## બાબ દશમો.

**પછી** તેણે પોતાના બાર શાગીરદોને પાસે તેડીને નાપક રૂહોને કાહાડવાને
તથા હરેક તરેહનું માંદ તથા હરેક તરેહની બીમારી ટાલવાને તેઓને કુદરત
બખશી. ૨ ને તે બાર રસુલોનાં નામ એ છેઃ પેહેલો, સીમોન જે પીતર કેહે-
વાએ તે, ને તેનો ભાઈ આંદરૂ; જેબેદીનો [દીકરો] ઇઆકુબ, તથા તેનો ભાઈ
ઇઓહાન; ૩ ફીલપ તથા બારથલમા; થોમા તથા મેહસુલ લેનાર માતથી;
અલફીનો [દીકરો] ઇઆકુબ, તથા લેબી જેની અટક થાદી હતી તે; ૪ સીમોન

કાનાની, તથા ઇહુદા ઇશકારીઓત, જેણે તેને પકડાવીઓ તે પણ. ૫ ઇસુએ
તે બારેને એવો હુકમ આપીને મોકલીઆ કે, ગેરકોમીઓને રસ્તે તમે ના જતા,
ને સમારીઓનાં કોઈ શેહેરમાં ના પેસતા. ૬ પણ તે કરતાં ઇસરાએલનાં
ઘરનાં ખોવાએલાં ગેટાંની પાસે જાઓ. ૭ ને તમે જતાં વાત પરગટ કરો કે,
આસમાનની પાદશાહત પાસે આવી છે. ૮ માંદાઓને સમા કરો, કોહોડીઆ-
ઓને શુધ કરો, મોએલાઓને ઉઠાડો, દેવોને કાહાડો. તમે મફત પામીઆ છો,
મફત આપો. ૯ સુંનું કે રૂપું કે તાંબું પોતાના કમરબંધમાં ન રાખો. ૧૦ મુસા-
ફરીને સારૂ જોહોળું કે બે અંગરખા કે જોડા કે લાકડીઓ પણ ના લો; કેમકે
મજુર પોતાના ખોરાક લાએક છે. ૧૧ ને જે જે શેહેરમાં કે ગામમાં તમે
જાઓ તેમાં લાએક કોણ છે એ પુછો; ને તાંહાંથી નીકલવા સુધી તેને તાંહાંજ
રેહો. ૧૨ ને તમે જે ઘરમાં જાઓ તેને સલામ કરો. ૧૩ ને જો તે ઘર
લાએક હોએ તો તમારી સલામ તે પર જાએ, પણ જો તે લાએક નહીં હોએ
તો તમારી સલામ તમારા પર પાછી આવે. ૧૪ ને જો કોઈ તમને કબુલ નહીં કરે
ને તમારી વાતો નહીં શાંભલે, તો તે ઘરમાંથી ઇઆ તે શેહેરમાંથી નીકલતાં તમે
પોતાના પગની ધુલ ખંખેરો. ૧૫ હું તમને ખચીત કહુંછઊં કે ઇનસાફને દાહાડે
સદોમ તથા ગમોરા મુલકનો હાલ તે શેહેરના કરતાં વધતો શેહેલ થશે.

૧૬ જુઓ, વરૂઓમાં ગેટાં સરખા હું તમને મોકલુંછઊં; વાસતે તમે સા-
પના જેવા હોશીઆર, તથા કબુતરના જેવા સાલશ થઈ રેહો. ૧૭ પણ તમે
માણસોથી ખબરદાર રેહો; કેમકે તેઓ તમને ઇનસાફની મીજલસમાં સોંપશે,
ને પોતાનાં એબાદતખાનાઓમાં તેઓ તમને કોરડા મારશે. ૧૮ ને મારે લીધે
હાકીમોની તથા પાદશાહોની આગલ તમે લઈ જવાશો, એ સારૂ કે તેઓને
તથા ગેરકોમીઓને શાહેદી થાએ. ૧૯ પણ જારે તેઓ તમને પકડાવે તારે
તમે ચીંતા ન કરો કે શી તરેહ ઇઆ શું કહીએ? કેમકે શું કેહેવું તે તેજ ઘડી
તમને અપાશે. ૨૦ કેમકે જે બોલેછે તે તમે નહીં, પણ તમારા બાપનો જે
રૂહ તે તમારામાં બોલેછે. ૨૧ ને ભાઈ બાઇને, તથા બાપ દીકરાને, મોતને
સારૂ સોંપશે; ને છોકરાંઓ મા-બાપને ઉલટાં ઉઠશે, ને તેઓને મારી નંખા-
વશે. ૨૨ ને મારાં નામને સારૂ સહુ તમારા ઉપર દુશમની કરશે, પણ જે
કોઈ આખર સુધી ટકશે તે બચશે. ૨૩ ને જારે તેઓ એક શેહેરમાં તમારી
પુઠે લાગે તારે તમે બીજામાં નાહાશી જાઓ, કેમકે હું તમને ખચીત કહુંછઊં
કે આદમીનો બેટો આવે તાંહાં સુધી ઇસરાએલનાં સઘલાં શેહેરોમાં તમે ફરી

રેહેશો નહીં. ૨૪ શાગીરદ ઉસતાદથી મોટો નથી, ઈઆ ચાકર તેના શેઠ કરતાં
મોટો નથી. ૨૫ શાગીરદ પોતાના ઉસતાદ જેવો,ને ચાકર પોતાના શેઠ સરખો
હોએ તો તે ઘણું છે. જો તેઓએ ઘરના ધણીને બાલજેબબ કહીઓ છે,
તો તેનાં ઘરના લોકોને કેટલા જીઆદા કેહેશે? ૨૬ એસારૂ તેઓથી તમે ના
બીહો; કેમકે જે ઉઘાડું નહીં કરાશે એવું કંઈ ઢાંકેલું નથી,ને જે જણાવાશે નહીં
એવું કંઈ ગુપત નથી. ૨૭ હું તમને અંધારામાં જે કહુંછઉં તે તમે અજ-
વાલામાં કોહો, ને તમે કાને જે શાંભલોછો તે ધાબાં ઉપર પરગટ કરો.
૨૮ ને બદનને જે મારીનાંખેછે, પણ રૂહને મારી શકતા નથી, તેઓથી ના
બીહો; પણ રૂહ તથા બદન બંનેની હલાકી જાહનમમાં કરી શકેછે તેથી બીહો.
૨૯ પઈસાની બે ચલી શું વેચાતી નથી? તો પણ તમારા બાપ[ની મરજી]વીના
તેમાંથી એક પણ જમીન પર પડનાર નથી. ૩૦ને તમારાં માથાંના નીમાલા પણ
બધા ગણેલા છે. ૩૧ વાસ્તે બીહો ના; ઘણી ચલીઓ કરતાં તમે બહુ મુલ-
વાન છો. ૩૨ એ સારૂ માણસોની આગલ જે કોઈ મને કબુલ કરશે, તેને હું
પણ મારા આસમાનમાંના બાપની આગલ કબુલ કરીશ. ૩૩ પણ માણસોની
આગલ જે કોઈ મને નાકબુલ કરશે, તેને હું પણ મારા આસમાનમાંના બાપની
આગલ નાકબુલ કરીશ. ૩૪ જમીન પર સલાહ કરવાને હું આવીઓ છઉં
એમ ન ધારો; સલાહ નહીં, પણ તલવાર ચલાવવાને હું આવીઓ છઉં.
૩૫ કેમકે માણસને તેના બાપને ઉલટો, તથા દીકરીને તેની માને ઉલટી, તથા
વહુને તેની શાશુને ઉલટી ફેરવવાને હું આવીઓ છઉં. ૩૬ ને માણસના દુશ-
મન તેનાં ઘરમાંનાજ થશે. ૩૭ જે મારા કરતાં બાપ કે મા પર વધતો પીઆર
કરેછે, તે મારે લાએક નથી; ને દીકરા કે દીકરી પર જે મારા કરતાં વધતો પી-
આર કરેછે, તે પણ મારે લાએક નથી. ૩૮ ને જે પોતાનો કરૂસ ઉંચકીને મારી
પાછલ આવતો નથી, તે મારે લાએક નથી. ૩૯ જે પોતાનો જીવ બચાવેછે,
તે તેને ખોશે; ને મારે લીધે જે પોતાનો જીવ ખોએછે, તે તેને બચાવશે.
૪૦ જે તમને કબુલ કરેછે, તે મને કબુલ કરેછે; ને જે મને કબુલ કરેછે, તે મારા
મોકલનારને કબુલ કરેછે. ૪૧ નબીને નામે નબીને જે કબુલ કરેછે, તે નબી-
નું ફલ પામશે; ને રાસત આદમીને નામે રાસત આદમીને કબુલ કરેછે, તે રા-
સત આદમીનું ફલ પામશે. ૪૨ ને ફકત શાગીરદને નામે જે કોઈ આ નાહા-
નામાંના એકને થંડાં પાણીનું પીઆલું પીવાને આપશે, તો હું તમને ખચીત કહું-
છઉં કે તે પોતીકું ફલ નહીંજ ખોશે.

## બાબ અગીઆરમો.

**અને** જારે ઈસુ પોતાના બાર શાગીર્દોને હુકમ આપી ચુકીઓ, તારે એ-
મ થઈઉં કે તાલીમ આપવાને તથા મુનાદી કરવાને તાંહાંથી તેઓનાં શેહેરોમાં તે
ગઈઓ. ૨ તારે ઇઓહાને કેદખાનામાં ખરીસતનાં કામો બાબત શાંભલીને
પોતાના શાગીર્દોમાંથી બેને મોકલીને તેને પુછાવીઉં કે, ૩ જે આવનાર તે
તુંજ છે, કે હમે બીજાની વાટ જોઇએ? ૪ તારે ઈસુએ જવાબ આપીને તેઓ-
ને કહીઉં કે, તમે જે જે શાંભલોછો, ને જુઓછો, તે જઈને ઈઓહાનને કહી
દેખાડો, ૫ કે, આંધલા દેખતા થાએછે, ને પાંગલા ચાલતા થાએછે; કોહો-
ડીઆ શુધ કરાએછે, ને બેહેરા શાંભલતા થાએછે; મુએલા ઉઠડાએછે, ને
દરીદરીઓને ખુશખબર કેહેવાએછે. ૬ ને જે કોઈ મારી બાબત ઠોકર નથી
ખાતો તે મુબારક છે. ૭ ને તેઓ ગઇઆ પર ઈસુ ઈઓહાન બાબત લોકોને
કેહેવા લાગીઓ કે, તમે રાનમાં શું જોવા નીકલીઆ? શું પવનથી હાલતા છોડ-
વાને? ૮ પણ તમે શું જોવા નીકલીઆ? શું જીહીણાં લુગડાં પેહેરેલા માણસને?
જુઓ, જે જીહીણાં [લુગડાં] પેહેરેછે તેઓ પાદશાહોના મેહેલોમાં છે.
૯ તો તમે શું જોવા નીકલીઆ? શું નબીને? હા, હું તમને કહુંછઊં કે નબીથી જે
વધતો તેને. ૧૦ કેમકે જેની બાબત એ લખીઊં છે કે, "જુઓ, હું મારો પેગંબર
તારા મોહો આગલ મોકલુંછઊં જે તારી આગલ તારો રસતો તઇઆર કરશે," તે
એજ છે. ૧૧ હું તમને ખચીત કહુંછઊં કે ઓરતોથી જે જનમીઆ છે તેઓ-
માંથી ઇઓહાન બાપતીસમા કરનાર કરતાં કોઇ મોટો પેદા થઈઓ નથી, તો પણ
આસમાનની પાદશાહતમાં જે બહુ નાહાનો તે તેના કરતાં મોટો છે. ૧૨ ને ઈઓ-
હાન બાપતીસમા કરનારના દાહાડાઓથી હમણા સુધી આસમાનની પાદશા-
હત જોર ખમેછે, ને જોરાવરો જોરથી તે લેછે. ૧૩ કેમકે બધા નબીઓએ
તથા તોરેતે ઇઓહાન લગી નબુવત કીધી. ૧૪ ને જો તમે માનવા ચાહો તો
એલીઆ જે આવનાર હતો તે એજ છે. ૧૫ જેને શાંભલવાને કાન છે, તે
શાંભલે. ૧૬ પણ આ લોકોને હું શાની તમસીલ આપું? એઓ તે છોકરાંઓના
જેવા છે, કે જેઓ ચહુટાંઓમાં બેસીને પોતાના સાથીઓને હાંક મારતાં કેહેછે કે,
૧૭ હમે તમારી પાસે વાંસલી વજાડી, પણ તમે નાચીઆ નહીં; હમે તમારી પાસે
શોક કીધો, પણ તમે રડીઆ નહીં. ૧૮ કેમકે ઈઓહાન ખાતો પીતો નથી આવી-
ઓ, ને તેઓ કેહેછે કે, તેનામાં દેવ છે. ૧૯ આદમીનો બેટો ખાતો પીતો

આવીઓ, ને તેઓ કેહેછે કે, જુઓ, ખાવરો ને દારૂબાજ માણસ, મેહસુલ
લેનારાઓ તથા પાપીઓનો દોસ્ત; પણ દાનાઈ પોતાનાં ફરજંદોથી રાસત ઠરેછે.
૨૦ તારે જે શેહેરોમાં તેના બહુ મોજેજા થઈઆ હતા, તેઓએ તોબા નહીં
કીધી, વાસતે તે તેઓને મલામત કરવા લાગીઓ કે, ૨૧ ખોરાજીન, તને અફ-
સોસ; બેથસાઈદા, તને અફસોસ; કેમકે જે મોજેજા તમારામાં કીધા તે
જો સુર તથા સીદોનમાં કીધા હતે, તો તેઓએ તાટ તથા ખાકમાં કાહારની
તોબા કીધી હતે. ૨૨ વલી હું તમને કહુંછઉં કે ઈનસાફ ઠરવાને દાહાડે સુર
તથા સીદોનને તમારા કરતાં સેહેલ પડશે. ૨૩ ને કાપરનાહુમ, તું જે આસ-
માન સુધી ઉંચું કરાઈઉં છે તે તું પાતાલ સુધી નીચું નંખાશે; કેમકે જે મોજેજા
તારામાં કીધા તે જો સદોમમાં કીધા હતે, તો તે આજ લગી રહીઉં હતે.
૨૪ વલી હું તમને કહુંછઉં કે ઈનસાફ ઠરવાને દાહાડે સદોમ મુલકને તારા
કરતાં સેહેલ પડશે.

૨૫ તે વેલા ઈસુએ બોલતાં કહીઉં કે, બાપ, આસમાન તથા જમીનના ખા-
વંદ, હું તારી સોતાએશ કરૂંછઉં, કેમકે દાનાવો તથા અકલમંદોથી તેં આ
વાતો સંતાડી છે, ને બાલકોને પરગટ કીધી છે. ૨૬ હા, ઓ બાપ, કેમકે તારી
નજરમાં એમજ શારૂં લાગીઉં છે. ૨૭ કુલે ચીજ મારા બાપે મને સોંપી
છે; ને બાપ વીના બેટાને કોઈ જાણતું નથી, ને બેટા વીના, તથા જેની પાસે
બેટો તેને પરગટ કરવા ચાહેછે તે વીના, બાપને કોઈ જાણતો નથી. ૨૮ ઓ
થાકેલાઓ તથા બોજથી લાદેલાઓ, તમે સઘલા મારી પાસે આવો, ને
હું તમને આરામ આપીશ. ૨૯ મારી જુહુશરી પોતા પર લો, ને મારી પાસે
શીખો, કેમકે હું હલીમ તથા દીલનો ફરોતન છઉં, ને તમે પોતાના જીવમાં
આરામ પામશો. ૩૦ કેમકે મારી જુહુશરી સેહેલ; ને મારો બોજો હલકો છે.

## બાબ બારમો.

તે વખત ઈસુ સબતને દાહાડે દાણાનાં ખેતરોમાંથી જતો હતો, ને તેના
શાગીરદ ભુખીઆ થઈઆ, ને દાણાનાં કણસલાં તોડવા તથા ખાવા લાગીઆ.
૨ તારે ફરોશીઓએ જોઈને તેને કહીઉં કે, જો, સબતને દાહાડે જે કરવું લાએક
નથી તે તારા શાગીરદ કરેછે. ૩ પણ તેણે તેઓને કહીઉં કે, જારે દાઉદ તથા તેના
સાથીઓ ભુખીઆ હતા તારે તેણે જે કરીઉં તે શું તમે વાંચીઉં નથી? ૪ તેણે ખો-
દાનાં ઘરમાં પેસીને નજર કીધેલી રોટલી, જે તેને તથા તેના સાથીઓને ખાવા

લાજમ નહીં હતી, પણ એકલા કાહીનોને હતી, તે તેણે ખાધી. ૫ ઇઆ
શું તોરેતમાં તમે એ નથી વાંચીઉં, કે સબતને દાહાડે મંદીરમાં કાહીનો સબતને
રદ કરીને બેગુનાહ છે? ૬ પણ હું તમને કહુંછઉં હીઆં એક છે કે જે મંદીર
કરતાં મોટો છે. ૭ વલી, "કુરબાનો કરતાં રહમ હું ચાહુંછઉં," એની
માએની જો તમે જાણતે, તો બેતકસીરદારોને તમે તકસીદાર નહીં ઠરાવતે.
૮ કેમકે આદમીનો બેટો સબતના દાહાડાનો પણ ખોદાવંદ છે.

૯ અને તે તાંહાંથી નીકલીને તેઓનાં એબાદતખાનામાં આવીઓ. ને
જુઓ, શુકાઇ ગએલા હાતવાલો એક માણસ તાંહાં હતો. ૧૦ તારે તેઓએ
તેના પર બટ્ટો મુકવા સારૂ તેને પુછતાં કહીઉં કે, શું સબતને દાહાડે શામો કરવો
રવા છે? ૧૧ તારે તેણે તેઓને કહીઉં કે, તમારામાં એવું કહીઉં માણસ હશે,
કે જેને એક ગેટું છે, ને સબતને દાહાડે તે જો ખાડામાં પડે તો તેને પકડીને
બાહાર નહીં કાહાડશે? ૧૨ તો માણસ ગેટાં કરતાં કેટલું બેહતર છે! એ સારૂ
સબતને દાહાડે શારૂં કરવું રવા છે. ૧૩ તારે તે માણસને તે કેહેછે કે, તારો
હાથ લાંબો કર. ને તેણે લાંબો કીધો. ને તે હાથ બીજાના જેવો સમો થઇઓ.
૧૪ તારે ફરોશીઓએ નીકલીને તેને ઉલટો મનસુબો કીધો કે તેઓ તેને
કહી રીતે મારીનાંખે. ૧૫ પણ ઇસુ એ જાણીને તાંહાંથી નીકલીઓ; ને ઘણા
લોક તેની પાછલ ગઇઆ; ને તેણે બધાને શામા કીધા. ૧૬ પણ તેઓ તેને
પરગટ ન કરે વાસતે તેણે તેઓને વારતાં હુકમ કીધો. ૧૭ એ સારૂ કે ઇશાઇઆ
નબીએ જે કહીઉં હતું તે પુરૂં થાએ, કે, "જુઓ, મારો બંદો, જેને મેં
પસંદ કીધો; ૧૮ મારો પીઆરો. જેના પર મારો જીવ બહુ રાજી છે; તેના પર હું
મારો રૂહ મુકીશ; ને ગેરકોમીઓને શરીઅત તે જણાવશે. ૧૯ તે ઝઘડો નહીં
કરશે, ને શોર નહીં પાડશે; ને તેનો આવાજ રસતાઓમાં કોઇ નહીં શાંભલ-
શે. ૨૦ જાંહાં લગી શરીઅતને તે ગાલેબ નહીં કરે તાંહાં લગી છુંદેલું બરૂ તે
ભાંજી નહીં નાંખશે; ને ધુંઆતું સણ પણ તે નહીં હોલવશે. ૨૧ ને ગેરકોમી-
ઓ તેનાં નામ પર ભરોસો કરશે."

૨૨ તારે તેની પાસે એક દેવબંદ આંધલો મુંગો માણસ લવાઇઓ, ને તેણે
તેને શામો કીધો, ઇઆને જે આંધલો તથા મુંગો હતો તે બોલતો તથા દેખ-
તો થઇઓ. ૨૩ ને સઘલા લોકોએ તાજ્જુબ થઇને કહીઉં કે, શું એ દાઉદનો
બેટો નથી? ૨૪ પણ ફરોશીઓએ તે શાંભલીને કહીઉં કે, બાલજેબબ દેવોના
સરદારની મદદ વીના દેવોને એ કાહાડતો નથી. ૨૫ તારે ઇસુએ તેઓના

વીચાર જાણીને તેઓને કહીઉં કે, હરેક પાદશાહત જેમાં ફુટ પડે તે તુટી પડેછે;
ને હરેક શેહેર ઇઆ ઘર જેમાં ફુટ પડે તે આબાદ નહીં રેહેશે. ૨૬ ને જો શે-
તાન શેતાનને કાહાડેછે તો તે પોતે પોતાની સામે થઇઓ, તારે તેની પાદશાહત
કેમ કાએમ રેહેશે? ૨૭ ને જો હું બાલજેબબની મદદથી દેવોને કાહાડુંછઉં, તો
તમારા દીકરા કોણથી કાહાડેછે? વાસતે તેઓ તમારો ઇનસાફ કરશે. ૨૮ પણ
જો હું ખોદાના રૂહથી દેવોને કાહાડુંછઉં તો ખોદાની પાદશાહત તમારી પાસે આવી
પોહોંચી છે. ૨૯ નહીં તો જોરાવરનાં ઘરમાં જઇને પેહેલાંથી તે જોરાવરને બાંધી-
આ વીના તેનો શામન કોઇથી કેમ લુટાએ? પણ તેને બાંધીઆ પછી તે તેનું
ઘર લુટી શકે. ૩૦ જે મારી ગમ નથી, તે મારે ઉલટો છે; ને જે મારી સાથે
એકઠું નથી કરતો, તે વેરી નાંખેછે. ૩૧ એ સારૂ હું તમને કહુંછઉં કે હરેક પાપ
તથા કુફર માણસોને માફ કરાશે; પણ પાક-રૂહને ઉલટું જે કુફર તે માણસને
માફ નહીં કરાશે. ૩૨ ને આદમીના બેટાને ઉલટું જે કોઇ કંઇ કેહેશે તે તેને માફ
કરાશે; પણ પાક-રૂહને ઉલટું જે કોઇ કંઇ કેહેશે તે તેને માફ નહીં કરાશે, આએ
જહાનમાં નહીં, ને આવતી જહાનમાં પણ નહીં. ૩૩ જાહાડ શારૂં, ને તેનું ફલ
શારૂં ગણો; ઇઆ જાહાડ નઠારૂં, ને તેનું ફલ પણ નઠારૂં ગણો; કાંજે જાહાડ
ફલથી ઓલખાએછે. ૩૪ ઓ સાપોનાં બચાંઓ, તમે બુરા છતાં ભલી વાત
શી તરેહ કહી શકો? કેમકે દીલનાં ભરપુરપણામાંથી મોહો બોલેછે. ૩૫ શારૂં
માણસ દીલના શારા ખજાનામાંથી શારૂં કાહાડેછે, ને નઠારૂં માણસ નઠારા
ખજાનામાંથી નઠારૂં કાહાડેછે. ૩૬ પણ હું તમને કહુંછઉં કે જે હરેક નકામી
વાત માણસો કેહેશે તે બાબત ઇનસાફ ઠરવાને દાહાડે તેઓને જવાબ દેવો પડ-
શે. ૩૭ કેમકે તારી વાતોથી તું રાસત ઠરાવાશે; ઇઆ તારી વાતોથી તકસીર-
દાર ઠરાવાશે.

૩૮ તારે શાસતરીઓમાંના તથા ફરોશીઓમાંના કેટલાએકે જવાબ આપીને
કહીઉં કે, ઉસતાદ, હમે તારાથી એક નીશાણી જોવા ચાહીએછઇએ. ૩૯ ને
તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, બદ તથા હરામકાર લોક નીશાણી માગે-
છે, પણ ઇઓના નબીની નીશાણી શીવાએ કોઇ નીશાણી તેઓને નહીં અપા-
શે. ૪૦ કેમકે જેમ ઇઓના તરણ રાત દાહાડા મગરમછનાં પેટમાં રહીઓ,
તેમ આદમીનો બેટો પણ તરણ રાત દાહાડા જમીનનાં પેટમાં રેહેશે. ૪૧ નીન-
વેનાં માણસ ઇનસાફ ઠરવાને દાહાડે આ લોકની સાથે ઉઠી ઉભા રેહેશે, ને
એઓને તકસીરદાર ઠરાવશે, કેમકે ઇઓનાએ મુનાદી કીધાથી તેઓએ તો-

બા કીધી, પણ, જુઓ, ઇઓના કરતાં હીઆં એક મોટો છે. ૪૨ દકશણની
રાણી આ લોકોની સાથે ઇનસાફ કરવાને દાહાડે ઉઠી ઉભી રેહેશે, ને એઓને
તકસીરદાર ઠરાવશે; કાંજે જમીનને છેડેથી સુલીમાનની દાનાઈ શાંભલવાને તે
આવી, પણ, જુઓ, સુલીમાન કરતાં હીઆં એક મોટો છે. ૪૩ જારે નાપાક
રૂહ માણસમાંથી જાએછે, તારે તે ઉજડમાં આરામ શોધતો ફરેછે, પણ નથી
પામતો. ૪૪ તારે તે કેહેછે કે, હું જેમાંથી નીકલીઓ તેજ મારાં ઘરમાં પાછો
જઇશ; ને જારે તે આવેછે તારે તે તેને ખાલી તથા વાલેલું તથા શોભાવંત
જુએછે. ૪૫ પછી તે જઇને પોતા કરતાં બીજા સાત બુરા રૂહને પોતાની સાથે
લાવેછે, ને તેઓ તેમાં પેસીને તાંહાં રેહેછે, તારે તે માણસનો છેલો હાલ પેહેલા
કરતાં બુંડો થાએછે. તેમ આ બુરી પેહેડીને પણ થશે.
૪૬ અને લોકોને તે કેહેતો હતો, તારે જુઓ, તેની મા તથા તેના ભાઈ બાહાર
ઉભા હતા. ને તેની સાથે વાત કરવા ચાહાતા હતા. ૪૭ તારે કોઈએ તેને
કહીઉં કે, જો, તારી મા તથા તારા ભાઈ બાહાર ઉભા છે, ને તેઓ તારી સાથે વાત
કરવા ચાહેછે. ૪૮ પણ જેણે તેને કહીઉં તેને તેણે જવાબ આપીને કહીઉં કે,
મારી મા કોણ છે ? ને મારા ભાઈ કોણ છે? ૪૯ પછી તેણે પોતાના શાગીરદોની
ગમ પોતાનો હાથ લાંબો કરીને કહીઉં કે, જુઓ મારી મા, તથા મારા ભાઈ.
૫૦ કેમકે મારા આસમાનમાંના બાપની મરજી પરમાણે જે કોઇ ચાલેછે
તેજ મારો ભાઈ તથા બેહેન તથા મા છે.

## બાબ તેરમો.

**અને** તેજ દાહાડે ઇસુ ઘરથી નીકલીને દરીઆ કીનારે બેઠો. ૨ ને એવી
મોટી ભીડ તેની પાસે એકઠી થઇ, કે એક હોડી પર તે ચહડી બેઠો; ને બધા
લોક કાંઠે ઉભા રહીઆ. ૩ ને તેણે તમસીલોમાં બોલતાં તેઓને ઘણી વાતો
કહી કે, જુઓ, વાવનાર વાવવાને બાહાર ગઈઓ. ૪ ને તે વાવતો હતો તારે
કેટલાંએક [બી] રસતાની કોરે પડીઆં; ને પરંદાઓએ આવીને તેઓને ખાઈ
નાંખીઆં. ૫ ને કેટલાંએક પથરની ભોંએ પર પડીઆં, જાંહાં ઘણી માટી નહીં
હતી, ને તેઓને માટીનું ઉંડાણ ન હતું માટે વેહેલાં ઉગી નીકલીઆં. ૬ પણ સુરજ
ઉગીઆ પર તેઓ ચીમલાઈ ગઇઆં, ને જડ નહીં હતી વાસતે શુકાઈ ગઇઆં.
૭ ને કેટલાંએક કાંટાનાં જાહાડમાં પડીઆં; ને કાંટાનાં જાહાડોએ વધીને
તેઓને ગુંથીનાંખીઆં. ૮ પણ બીજાં શારી ભોંએ પર પડીઆં, ને ફલ લાવી-

આં; કેટલાંએક શોગણાં, ને કેટલાંએક શાઠગણાં, ને કેટલાંએક તીશગણાં.
૯ જેને શાંભલવાને કાન છે તે શાંભલે.

૧૦ પછી શાગીરદોએ પાસે આવીને તેને કહીઉં કે, તું તેઓને તમસીલોમાં
કેમ કેહેછે? ૧૧ તારે તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, આસમાનની
પાદશાહતના ભેદ જાણવાનું તમને આપેલું છે, પણ તેઓને નથી આપેલું.
૧૨ કેમકે જેની પાસે છે તેને અપાશે,ને તેને બહુ થશે; પણ જેની પાસે નથી
તેની પાસે જે છે તે પણ તેની પાસેથી લઇ લેવાશે. ૧૩ એ સારૂ હું તેઓને
તમસીલોમાં કહુંછઉં; કેમકે તેઓ દેખતાં, નથી દેખતા; ને શાંભલતાં, નથી
શાંભલતા; ને સમજતા નથી; ૧૪ ને ઈસાઈઆની નબુઅત તેઓ બાબતની
પુરી થઈ, જે કેહેછે કે, “તમે શાંભલતાં શાંભલશો, પણ નહીં સમજશો, ને
દેખતાં તમે દેખશો, પણ તમને નહીં શુજશે. ૧૫ કાંજે એ લોકોનાં દીલ
જડ થઈ ગઈઆં છે, ને કાનોએ એઓ ધીમે શાંભલેછે, ને એઓની આંખો
એઓએ મીચેલી છે,રખે કદી એઓ આંખોએ જુએ, ને કાનોએ શાંભલે,
ને દીલથી સમજે, ને ફરે, ને હું એઓને સમા કરૂં.” ૧૬ પણ મુબારક છે
તમારી આંખો, કેમકે તેઓ દેખેછે; તથા તમારા કાનો, કેમકે તેઓ શાંભ-
લેછે. ૧૭ કેમકે હું તમને ખચીત કહુંછઉં કે જે જે તમે જુઓછો, તે ઘણા
નબીઓએ તથા રાસતોએ જોવા ચાહીઆં, પણ જોઇઆં નહીં; ને જે જે તમે
શાંભલોછો તે શાંભલવા ચાહીઆં, પણ શાંભલીઆં નહીં. ૧૮ તો વાવનારની
તમસીલ તમે શાંભલો. ૧૯ જારે પાદશાહતની વાત કોઈ શાંભલેછે, ને નથી
સમજતો, તારે બુરો આવેછે, ને તેનાં દીલમાં જે વાવેલું તે તે લઈ જાએ-
છે; રસતાની કોરે બી જે પામીઆ તે એજ છે. ૨૦ ને પથરની ભોંએ પર
બી જે પામીઆ તે એ છે કે વાતને શાંભલીને તુરત ખુશીથી તેને માનીલેછે.
૨૧ તો પણ તે પોતામાં જડ નથી રાખતો; વાસતે એકલી થોડી વારજ રેહેનાર છે,
કાંજે વાતને લીધે સંકટ ઇઆ સતાવણી આવેછે, તારે તુરત તે ઠોકર ખાએછે.
૨૨ ને કાંટાનાં જાહાડોમાં બી જે પામીઆ તે એ છે કે, વાત શાંભલેછે, પણ
આ દુનીઆની ચીંતા તથા દોલતના ફરેબ વાતને ગુંથી નાંખેછે, ને તે બેફલ થઈ
જાએછે. ૨૩ પણ શારી ભોંએ પર જે બી પામીઆ તે એ છે કે, વાત શાંભ-
લેછે, ને સમજેછે, ને તેમાં નીશચે ફલ લાગેછે, કોઈમાં શોગણાં, કોઈમાં
શાઠગણાં, ને કોઈમાં તીશગણાં.

૨૪ તેણે તેઓને બીજી તમસીલ આપીને કહીઉં કે, આસમાનની પાદશાહત

એક માણસના સરખી છે જેણે પોતાનાં ખેતરમાં શારૂં બી વાવીઉં. ૨૫ પણ
માણસો ઉંઘતાં હતાં તારે તેના દુશમને આવીને ઘઉંમાં કડવા દાણા વાવીઆ, ને
ચાલીઓ ગઇઓ. ૨૬ પણ જારે છોડવા ઉગીઆ, ને ચમરી આવી, તારે કડવા
દાણા પણ દેખાઇઆ. ૨૭ તારે તે ઘરબારીના ચાકરોએ પાસે આવીને તેને કહીઉં
કે, સાહેબ, તેં શું તારાં ખેતરમાં શારૂં બી વાવીઉં નહીં હતું? તો તેમાં કડવા દાણા
કાંહાંથી આવીઆ? ને તેણે તેઓને કહીઉં કે, કોઇ દુશમને એ કરીઉં છે. ૨૮ તારે
ચાકરોએ તેને કહીઉં કે, તારી મરજી હોએ તો હમે જઇને તેને એકઠા કરીએ.
૨૯ પણ તેણે કહીઉં કે, ના, તમે કડવા દાણા એકઠા કરતા રખે ઘઉંને પણ
તેની સાથે ઉખેડો. ૩૦ ફસલ સુધી બેહુને સાથે વધવા દો; ને કાપતી વેલા કાપ-
નારાઓને હું કહીશ કે, તમે પેહેલાં કડવા દાણાને એકઠા કરો, ને બાલવા
સારૂ તેના ભારા બાંધો, પણ ઘઉં મારી વખારમાં ભરો.

૩૧ તેણે તેઓને બીજી તમસીલ આપીને કહીઉં કે, આસમાનની પાદ-
શાહત પીલુનાં બી સરખી છે, જેને એક જણે લઇને પોતીકાં ખેતરમાં વાવીઉં.
૩૨ તે સઘલાં બી કરતાં નાહાનું છે, પણ વધીઆ પછી [સરવ] છોડવા
કરતાં તે મોટું છે, ને એવું જાહાડ થાએછે કે આસમાનનાં પરંદાઓ આવીને
તેની ડાલીઓ પર રેહેછે.

૩૩ તેણે તેઓને બીજી તમસીલ કહી કે, આસમાનની પાદશાહત ખમીરના
જેવી છે, જેને એક ઓરતે લઇને તે બધું ખમીરવાલું થાએ તાંહાં સુધી આટાના
તરણ માપામાં ઘાલી મુકીઉં.

૩૪ એ બધી વાતો ઇસુએ લોકોને તમસીલોમાં કહી; ને તમસીલ વગર તેણે
તેઓને કહીઉં નહીં. ૩૫ એ સારૂ કે નબીએ જે કહીઉં હતું તે પુરૂં થાએ, કે,
"હું મારૂં મોહોનું તમસીલોથી ઉઘાડીશ, ને દુનીઆનો પાઇઓ નાંખવાથી જે
ગુપતમાં રખાઇઆં છે તે હું પરગટ કરીશ."

૩૬ તારે ઇસુ તે ભીડને રવાના કરીને ઘર ગઇઓ; પછી તેના શાગીરદોએ
તેની પાસે આવીને કહીઉં કે, ખેતરમાંના કડવા દાણાની તમસીલની માએની હમને
કેહે. ૩૭ તારે તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, શારૂં બી જે વાવેછે
તે આદમીનો બેટો છે; ૩૮ ને ખેતર દુનીઆ છે; ને શારાં બી પાદશાહતનાં
ફરજંદો છે; પણ કડવા દાણા બુરાનાં ફરજંદો છે; ૩૯ ને જે દુશમને તેને
વાવીઆં તે શેતાન છે; ને ફસલ દુનીઆની આખર છે; ને કાપનારા ફીરશતાઓ
છે. ૪૦ વાસતે જેમ કડવા દાણા એકઠા કરાએછે, ને આગમાં બલાએછે,

તેમ આ દુનીઆની આખરે થશે. ૪૧ આદમીનો બેટો પોતાના ફીરશતાઓને
મોકલશે, ને તેઓ બધાં ઠોકર ખવડાવનારાંઓને તથા બુરાઈ કરનારાંઓને
તેની પાદશાહતમાંથી એકઠાં કરશે. ૪૨ ને તેઓને આગના કુંડમાં નાંખી
દેશે. તાંહાં રડવું ને દાંત પીશવું થશે. ૪૩ તારે રાસતો પોતાના બાપની
પાદશાહતમાં આફતાબના સરખા નુરાની થશે. જેને શાંભલવાને કાન છે તે
શાંભલે.

૪૪ વલી આસમાનની પાદશાહત ખેતરમાં સંતાડેલા ખજાનાના સરખી છે,
જેને કોઈ માણસ જોઈને છુપો રાખેછે, ને તેની ખુશીને લીધે જાએછે, ને
પોતાનાં જેટલાં છે તે બધાં વેચી નાંખીને તે ખેતર વેચાતું લેછે. ૪૫ વલી
કોઈ વેપારી જે શારાં મોતીને શોધેછે તેના સરખી આસમાનની પાદશાહત
છે, ૪૬ જેને ઘણી કીમતનાં એક મોતીની શોધ લાગીઆથી તેણે જઈને
પોતાનું બધું વેચી નાંખીને તે વેચાતું લીધું.

૪૭ વલી આસમાનની પાદશાહત જાલના જેવી છે, જેને લોકે દરીઆમાં
નાંખી, ને હરેક તરેહનું તેમાં સમેટાઈઉં. ૪૮ ને તે ભરાઈ ગઈઆ પર તેઓ
તેને કીનારે ખેંચી લાવીઆ, ને બેસીને જે શારૂં હતું તે વાસણોમાં એકઠું કીધું,
ને નઠારૂં ફેંકી દીધું. ૪૯ એમજ દુનીઆની આખરે થશે. ફીરશતાઓ આવીને
રાસતોમાંથી બુરાઓને બાહાર જુદા કરશે. ૫૦ ને તેઓને આગની ભઠીમાં ફેંકી
દેશે. તાંહાં રડવું ને દાંત પીશવું થશે.

૫૧ ઈસુ તેઓને કેહેછે કે, શું તમે એ બધી વાતો સમજીઆ? તેઓ તેને
કેહેછે, હા ખોદાવંદ. ૫૨ તારે તેણે તેઓને કહીઉં કે, જે હરેક શાસતરી આ-
સમાનની પાદશાહત બાબત શીખેલો છે તે એક ઘરબારીના સરખો છે,
જે પોતાના ભંડારમાંથી નવી તથા જુની ચીજો કાહાડેછે.

૫૩ અને એમ થઈઉં કે ઈસુ એ તમસીલો કહી રહીઓ, તારે તાંહાંથી ચાલી-
ઓ ગઈઓ. ૫૪ ને પોતાના મુલકમાં આવીઆ પર તેણે તેઓનાં એબાદત-
ખાનામાં એવી તાલીમ આપી કે તેઓ તાજુબ થઈને બોલીઆ કે, એને આ
દાનાઈ તથા કરામતો કાંહાંથી? ૫૫ શું એ સુથારનો બેટો નથી? એની મા શું
મરીઅમ નથી કેહેવાતી? ને એના ભાઈ શું ઈઆકુબ તથા ઈઓશી તથા
સીમોન તથા ઈહુદા નથી? ૫૬ ને એની સઘલી બેહેનો શું આપણી પાસે નથી?
તો આ બધું એને કાંહાંથી મલીઉં? ૫૭ એમ તેઓએ તેની બાબત ઠોકર
ખાધી, પણ ઈસુએ તેઓને કહીઉં કે, નબી પોતાના મુલકમાં તથા પોતાનાં ઘરમાં

ન છતાં ઈજત વીનાનો નથી. ૫૮ ને તેઓના બેએતકાદને લીધે તેણે તાંહાં
ઘણી કરામતો નહીં કીધી.

## બાબ ચઉદમો.

તે વખતે હેરોદ શાહે ઈસુની તારીફ શાંભલી. ૨ ને પોતાના ચાકરોને
કહીઉં કે, ઈઓહાન જે બાપતીસમા કરનાર તે એજ છે, તે મરી ગએલાઓ-
માંથી ઉઠીઓ છે, વાસતે તેનાથી મોજેજા બનેછે. ૩ કેમકે હેરોદે પોતાના ભાઈ
ફીલપની બઈએર હેરોદીઆને લીધે ઈઓહાનને પકડીઓ હતો, ને તેને બાંધીને
કેદખાનામાં નાંખીઓ હતો. ૪ કાંજે ઈઓહાને તેને કહીઉં હતું કે, તે તારી
થાએ એ રવા નથી. ૫ ને તે તેને મારીનાંખવા ચાહાતો હતો, પણ લોકો-
થી તે બીહો, કેમકે તેઓ તેને નબી ગણતા હતા. ૬ પણ હેરોદની વરરાગાંઠ
આવી, તારે હેરોદીઆની દીકરીએ તેઓની આગલ નાચીને હેરોદને ખુશ
કીધો. ૭ તારે જે કંઈ તે માગે તે તેને આપવાનું તેણે શમ ખાઇને કબુલ
કીધું. ૮ તારે પોતાની માના અગાઉથી શીખવીઆ ઉપરથી તે બોલી કે, ઈઓહાન
બાપતીસમા કરનારનું માથું હીઆં એક કથરોટમાં મને આપ. ૯ તે પર શાહ
દલગીર થઈઓ, તો પણ શમને લીધે તથા તેની સાથે ખાવા બેસનારાઓને
લીધે તેણે તે આપવાનો હુકમ કીધો. ૧૦ ને તેણે કેદખાનામાં મોકલીને
ઈઓહાનનું માથું કપાવીઉં. ૧૧ પછી તેનું માથું એક કથરોટમાં લવાઈઉં,
ને તે છોકરીને અપાઈઉં, ને તે પોતાની માની પાસે લઈગઈ. ૧૨ તારે તેના
શાગીરદોએ પાસે આવીને તેનું મુડદું ઉઠાવીને દાટીઉં, ને જઇને ઈસુને ખબર
કહી. ૧૩ તારે ઈસુ એ શાંભલીને તાંહાંથી હોડીએ ઉજડ ઠેકાણે એકલો
ગઈઓ, ને લોકો તે શાંભલીને શેહેરોમાંથી પગ રસતે તેની પાછલ ગઈઆ.
૧૪ અને ઈસુએ નીકલીને મોટી ભીડ દીઠી, તારે તેણે તેઓ પર રહમ
કરીને તેઓમાંના માંદાઓને સમા કીધા. ૧૫ ને સાંહાંજ પડી તારે તેના
શાગીરદોએ તેની પાસે આવીને કહીઉં કે, આ ઠેકાણું ઉજડ છે, ને હવે વખત
ગઈઓ છે, વાસતે લોકોને રવાના કર કે તેઓ ગામોમાં જઇને પોતાને સારૂ ખા-
વાનાં વેચાતાં લે. ૧૬ પણ ઈસુએ એઓને કહીઉં કે, તેઓને જવાનું કારણ
નથી, તમે તેઓને ખાવાને આપો. ૧૭ ને એઓએ તેને કહીઉં કે, પાંચ રોટલી
ને બે માછલી વગર હીઆં હમારી પાસે કંઈ નથી. ૧૮ તારે તેણે કહીઉં કે, તે
હીઆં મારી પાસે લાવો. ૧૯ પછી તેણે લોકોને ઘાસ પર બેસવાનો હુકમ

આવીઆ, ને તે પાંચ રોટલી તથા બે માછલી લઇને આસમાનની ગમ જોઇને
દુઆ માગી, ને રોટલી ભાંજીને શાગીરદોને આપી, ને શાગીરદોએ લોકોને
[પીરશી]. ૨૦ ને તેઓ સઘલા ખાઇને ધરાઇઆ પછી વધેલા કકડાઓ-
ની બાર ટોપલી ભરેલી તેઓએ ઉઠાવી. ૨૧ ને જેઓએ ખાધું તેઓ
ઓરત બચ્ચાં ઉપરાંત પાંચ હજારને શુમારે મરદો હતા.
૨૨ અને ઈસુએ પોતાના શાગીરદોને તાકીદ કીધી કે, હું પોતે લોકોને
રજા આપું તેટલામાં તમે હોડીમાં બેસીને મારી અગાઉ પેલેપાર જાઓ. ૨૩ ને
લોકોને તેણે રવાના કીધા, તારે તે દુઆ માગવાને એક પાહાડ પર એકલો
ગઇઓ, ને સાંહાંજ પડીઆ પર તાંહાં તે એકલો હતો. ૨૪ પણ તે વખત હોડી
દરીઆમાં છતાં મોજાઓથી ડામાડોલ કરાઇ, કેમકે પવન ઉલટો હતો. ૨૫ ને
રાતના ચોથા પોહોરે ઈસુ દરીઆ પર ચાલતો તેઓની પાસે ગઇઓ. ૨૬ જારે
શાગીરદોએ તેને દરીઆ પર ચાલતો દીઠો, તારે તેઓએ ગભરાઇને
કહીઉં કે, એ છાઇઓ છે, ને બીહીકથી બુમ પાડી. ૨૭ પણ તરતજ ઈસુએ
તેઓને કહીઉં કે, ધીરજ રાખો, એ હું છઉં, બીહો ના. ૨૮ તારે પીતરે તેને
જવાબ આપીને કહીઉં કે, ખોદાવંદ, એ જો તું છે, તો તારી પાસે પાણી પર
આવવાને મને હુકમ આપ. ૨૯ ને તેણે કહીઉં કે, આવ. તારે પીતર હોડી પરથી
ઉતરીને ઈસુ પાસે જવાને પાણી પર ચાલીઓ. ૩૦ પણ પવન જબરો દીઠા પર
તે બીધો, ને ડુબવા લાગીઓ, તારે તેણે બુમ પાડીને કહીઉં કે, ખોદાવંદ, મને
બચાવ. ૩૧ ને ઈસુએ તુરત હાથ લાંબો કરીને તેને પકડી લીધો, ને તેને
કહીઉં કે, ઓ કમએતકાદી, તું કેમ શક લાવીઓ? ૩૨ ને તેઓ હોડીમાં
આવીઆ પર પવન બંધ પડીઓ. ૩૩ તારે હોડીમાં જે હતા તેઓએ આ-
વીને તેનો સજદો કરીને કહીઉં કે, ખરાખર તું ખોદાનો બેટો છે.
૩૪ અને તેઓ પાર ઉતરીને ગનેસારત મુલકમાં આવીઆ. ૩૫ ને તે
મકાનના લોકોએ તેને ઓલખીઓ, ને તે આખા મુલકમાં ચારો ગમ
મોકલીને બધા બીમારોને તેની પાસે લાવીઆ. ૩૬ ને ફકત તેનાં લુગડાંની
કોર અડકવા સારૂ તેઓએ તેની આજજી કીધી; ને જેટલા અડકીઆ તેટલા
સમા થઇઆ.

## બાબ પંદરમો.

**તારે** ઇરૂશાલેમમાંના શાસતરીઓએ તથા ફરોશીઓએ ઈસુની
પાસે આવીને કહીઉં કે, ૨ તારા શાગીરદ બુજરગોની રવાઇઅતોને શા વાસ્તે

રદ કરેછે? કેમકે તેઓ રોટલી ખાએછે તારે પોતાના હાથ ધોતા નથી. ૩ પણ
તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, તમે પોતાની રવાઇઅતોથી ખોદાના
હુકમો શા વાસતે રદ કરોછો? ૪ કેમકે ખોદાએ હુકમ આપીઓ છે કે, તું પો-
તાનાં મા-બાપને આબરૂ આપ, ને બાપ ઇઆ મા ઉપર જે કોઇ લાનત નાંખે, તે
જાનથી મારીઓ જાએ. ૫ પણ તમે કોહોછો કે જે કોઇ બાપને કે માને કેહે
કે, જે કંઈ મારાથી તને લાભ થાએ તે દાન છે, ૬ ને પોતાના બાપની કે
પોતાની માની આબરૂ તે નહીં રાખે, [તો કંઈ મુજાકો નહીં]. એ પરમાણે
તમે પોતાની રવાઇઅતોથી ખોદાનો હુકમ રદ કીધો. ૭ ઓ ઢોંગીઓ,
ઈસાઇઆએ તમારી બાબત વાજબી નબુઅત કીધી કે, ૮ "એ લોક પોતાનાં
મોહોથી મારી પાસે આવેછે, ને હોઠોથી મને આબરૂ આપેછે, પણ એઓનાં
દીલ મારાથી દુર છે. ૯ ને તાલીમ કરવામાં ઇનસાનના હુકમો શીખવીને
તેઓ બેફાએદા મારી પરસતશ કરેછે."

૧૦ પછી તેણે લોકોને પાસે બોલાવીને તેઓને કહીઉં કે, તમે શાંભલો ને
સમજો કે, ૧૧ મોહોમાં જે જાએછે તે આદમીને નાપાક નથી કરતું, પણ જે કંઈ
મોહોમાંથી નીકલેછે તેજ આદમીને નાપાક કરેછે. ૧૨ તારે તેના શાગીરદોએ
પાસે આવીને તેને કહીઉં કે, ફરોશીઓએ આ વાત શાંભલીને ઠોકર ખાધી એ
તું જાણેછે કે નહીં? ૧૩ પણ તેણે જવાબ આપીને કહીઉં કે, જે હરેક રોપ મારા
આસમાનમાંના બાપે રોપીઓ નથી, તે ઉખેડારો. ૧૪ તેઓને રેહેવા દો, તેઓ
આંધલા આંધલાઓને દોરનારા છે, ને જો આંધલો આંધલાને દોરે તો બંને
ખાડામાં પડશે. ૧૫ પછી પીતરે જવાબ આપીને તેને કહીઉં કે, આએ તમ-
સીલનો માએની હમને કેહે. ૧૬ તારે ઇસુએ કહીઉં કે, શું તમે પણ હજી
સુધી બેસમજ છો? ૧૭ શું તમે હજી નથી સમજતા કે જે કંઈ મોહોમાં
પેરોછે તે પેટમાં જાએછે, ને સંડાશમાં બાહાર નંખાએછે. ૧૮ પણ જે જે
મોહોમાંથી નીકલેછે તે દીલમાંથી આવેછે, ને તેજ આદમીને નાપાક કરેછે.
૧૯ કેમકે બુરા વીચાર, ખુન, જના, હરામકારી, ચોરી, જુઠી સાહેદી, તથા
કુફર દીલમાંથી નીકલેછે. ૨૦ આદમીને નાપાક કરેછે તે એજ છે; પણ
ન-ધોએલે હાથે ખાવું આદમીને નાપાક કરતું નથી.

૨૧ તારે ઇસુ તાંહાંથી નીકલીને સોર તથા સીદોનની હદોમાં ગઇઓ. ૨૨ ને
જુઓ એક કનાની ઓરતે તે હદોમાંથી આવીને બુમ પાડતાં તેને કહીઉં
કે, ખોદાવંદ, દાઉદના બેટા, મારા ઉપર રહમ કર; મારી દીકરી દેવથી બહુ પીડા

પામેછે." ૨૩ પણ તેણે તેને કંઈ જવાબ આપોઓ નહીં; ને તેના શાગીર-
દોએ પાસે આવીને અરજ કરતાં તેને કહીઉં કે, તેને રવાના કર, કેમકે તે આ-
પણી પાછલ બુમ પાડેછે. ૨૪ તારે તેણે જવાબ આપીને કહીઉં કે, ઈસરાએલનાં
ઘરનાં ખોવાએલાં ગેટાંની પાસે હું મોકલાઈઓ છઉં; બીજા પાસે નહીં.
૨૫ પછી તેણે આવીને તેનો સજદો કીધો, ને કહીઉં કે, ખોદાવંદ, મારી મદદ
કર. ૨૬ પણ તેણે જવાબ આપીને કહીઉં કે, છોકરાંઓની રોટલી લઈને કુત-
રાંને નાંખવી મુનાસીબ નથી. ૨૭ તારે તેણે કહીઉં કે, ખોદાવંદ ખરૂં, તો પણ
કુતરાં પોતાના ધણીઓની મેજ પરથી જે કકડા પડેછે તેમાંથી ખાએછે.
૨૮ તારે ઈસુએ જવાબ આપીને તેને કહીઉં કે, ઓ ઓરત, તારો એતકાદ
મોટો છે, જે તું ચાહેછે તે તને થાઓ. ને તેજ ઘડીથી તેની દીકરી સમી થઈ.
૨૯ તારે ઈસુ તાંહાંથી નીકલીને ગાલીલના દરીઆ પાસે આવીઓ, ને
પાહાડ પર ચહડીને તાહાં બેઠો. ૩૦ ને બહુ લોકો લંગડાઓને, આંધલાઓ-
ને, મુંગાઓને, ટુંડાઓને, તથા બીજા ઘણાને પોતાની સાથે લઈને તેની
પાસે આવીઆ, ને તેઓએ તેઓને ઈસુના પગ પાસે મુકીઆ,
ને તેણે તેઓને સમા કીધા. ૩૧ એવા કે મુંગાઓને બોલતા, ટુંડાઓને
સમા, લંગડાઓને ચાલતા, ને આંધલાઓને દેખતા કીધા. એ જોઈને
લોકો તાજુબ થઈઆ ને ઈસરાએલના ખોદાની તારીફ કીધી. ૩૨ પછી
ઈસુએ પોતાના શાગીરદોને પાસે તેડીને કહીઉં કે, એ લોકો પર મને રહમ
આવેછે, કેમકે આજ તરણ દાહાડા થઈઆ એઓ મારી સાથે રહીઆ છે, ને એ-
ઓને ખાવાને કંઈ નથી, ને એઓને ભુખીઆ મોકલી દેવાને હું નથી ચાહાતો,
રખે રસતામાં એઓ નાતાકત થઈજાએ. ૩૩ ને તેના શાગીરદ તેને કેહેછે કે,
એટલા બધા લોકો ધરાએ તેટલી રોટલી રાનમાં હમારી પાસે કાંહાંથી? ૩૪ તારે
ઈસુ તેઓને કેહેછે કે, તમારી પાસે કેટલી રોટલી છે? તારે તેઓએ કહીઉં કે,
સાત, ને નાહાની માછલી થોડીએક છે. ૩૫ તારે તેણે તે લોકોને જમીન
પર બેસવાનો હુકમ કીધો. ૩૬ ને તે સાત રોટલી તથા માછલી લઈને દુઆ
માગીને ભાંજી, ને પોતાના શાગીરદોને આપી, ને શાગીરદોએ લોકોને [પીરશી].
૩૭ તારે સરવે ખાધું ને ધરાઈઆ; પછી બચેલા કકડાઓની ભરેલી સાત
ટોપલી તેઓએ ઉઠાવી. ૩૮ ને જેઓએ ખાધું તેઓ ઓરતો બચાંઓ
શીવાએ ચાર હજાર મરદ હતા. ૩૯ ને લોકોને રવાના કરીઆ બાદ હોડીમાં
બેસીને માગદાલાની હદમાં તે આવીઓ.

## બાબ શોલમો.

**અને** ફરોશીઓએ તથા શાદુકીઓએ આવીને તેની અજમાએશ
કરતાં માગીઉં કે, હમને આસમાનથી નીશાણી દેખાડ? ૨ પણ તેણે જવાબ
આપીને તેઓને કહીઉં કે, સાંહાંજ પડેછે તારે તમે કોહોછો કે ઉઘાડ થશે,
કાંજે આસમાન લાલ છે. ૩ ને શાહવારે કોહોછો કે, આજ જડી થશે,
કાંજે આસમાન લાલ તથા અંધરાએલું છે. ઓ ઢોંગીઓ, તમે આસમા-
નની સુરત પારખી જાણોછો ખરા, પણ વખતો નીશાણીઓને શું તમે પારખી
નથી શકતા? ૪ બુરા તથા હરામકાર લોક નીશાણી માગેછે, પણ ઈઓના
નબીની નીશાણી શીવાએ બીજી નીશાણી તેઓને નહીં દેખાડાશેઃ પછી તે
તેઓને મુકીને ગઈઓ.

૫ અને તેના શાગીરદો પેલે પાર આવીઆ, પણ રોટલી લેવાને વીસરી ગઈ-
આ. ૬ તારે ઈસુએ તેઓને કહીઉં કે, ફરોશીઓનાં તથા શાદુકીઓનાં
ખમીર બાબત તમે ખબરદારી રાખો, ને હોશીઆર રોહો. ૭ તારે તેઓએ
માહોમા વીચાર કરીને કહીઉં કે, આપણે રોટલી નથી લીધી વાસતે [તે એમ કેહે-
છે]. ૮ ઈસુએ એ જાણીને તેઓને કહીઉં કે, ઓ કમએતકાદીઓ, તમે
રોટલી નથી લીધી તે સારૂ માહોમા કેમ વીચાર કરોછો? ૯ શું હજી સુધી
તમે નથી સમજતા? પાંચ હજારની પાંચ રોટલી, ને તમે કેટલી ટોપલી ઉઠાવી,
તે શું ઈઆદ નથી રાખતા? ૧૦ વલી ચાર હજારની સાત રોટલી, ને તમે કેટલી
ટોપલી ઉઠાવી, શું તે પણ [ઈઆદ નથી]? ૧૧ તમે કેમ નથી સમજતા કે,
ફરોશીઓનાં તથા શાદુકીઓનાં ખમીર બાબત હોશીઆર રોહો, એવું જે મેં
તમને કહીઉં તે રોટલી બાબત નથી કહીઉં. ૧૨ તારે તેઓ સમજીઆ કે
રોટલીના ખમીર બાબત નહીં, પણ ફરોશીઓ તથા શાદુકીઓની તાલીમ
બાબત હોશીઆર રેહેવાનું તેણે કહીઉં હતું.

૧૩ અને ઈસુએ ફીલપની કાઈશારીની હદમાં આવીને પોતાના શાગીરદોને
પુછીઉં કે, આદમીનો બેટો જે હું, તે હું કોણ છઉં, લોકો શું કેહેછે? ૧૪ તારે
તેઓએ કહીઉં કે, કેટલાએક કેહેછે કે, ઈઓહાન બાપતીસમા કરનાર છે, ને
કેટલાએક કે એલીઆ, ને કેટલાએક કે ઈરેમીઆ, ઈઆ નબીઓમાંનો
એક છે. ૧૫ તે તેઓને કેહેછે, પણ તમે શું કોહોછો? હું કોણ છઉં? ૧૬ તારે
સીમોન પીતરે જવાબ આપીને કહીઉં કે, જીવતા ખોદાનો બેટો ખરીસત તું છે.
૧૭ ને ઈસુએ જવાબ આપીને તેને કહીઉં કે, સીમોન, બારઈઓના, તું

મુબારક છે, કેમકે ગોશત તથા લોહીએ નહીં, પણ આસમાનમાંના મારા બાપે
તને એ જણાવીઉં છે. ૧૮ ને હું તને કહુંછઉં કે, તું પીતર છે, ને આ
પથર પર હું મારી મંડલી ઉભી કરીશ, ને તેના ઉપર દોજખના દરવાજા ફતેહ
નહીં પામશે. ૧૯ ને આસમાનની પાદશાહતની કુંચીઓ હું તને આપીશ,
ને જમીન ઉપર તું જે કંઈ બાંધશે, તે આસમાનમાં બંધાશે; ને જમીન ઉપર
જે કંઈ તું છોડશે, તે આસમાનમાં પણ છોડાશે. ૨૦ તારે તેણે પોતાના
શાગીરદોને હુકમ આપીઓ કે, ઇસુ જે ખરીસત તે હું છઉં, એ તમારે
કોઇને કેહેવું નહીં.

૨૧ તારે પછી ઇસુ પોતાના શાગીરદોને જણાવવા લાગીઓ કે, તેને ઇરૂશાલે-
મમાં જવું, ને વડીલો તથા મુખી કાહીનોથી તથા શાસતરીઓથી બહુ દુખ
ઉઠાવવાં, ને મારીઆજવું, ને તીજે દાહાડે પાછા ઉઠવું જરૂર છે. ૨૨ તારે પીતર
તેને એક ગમ લઈ ગઇઓ, ને તેને ઝુંઝેરીને કહીઉં કે, ખોદાવંદ, એ તારાથી
દુર રેહે, એ તને નહીં થશે. ૨૩ પણ તેણે ફરીને પીતરને કહીઉં કે, ઓ
શેતાન, મારી પછવાડે જા; તું મને ઠોકર ખવડાવનાર છે; કેમકે ખોદાની વાતો
નહીં, પણ આદમીઓની તું ચાહેછે. ૨૪ તારે ઇસુએ પોતાના શાગીરદોને કહીઉં
કે, જો કોઈ મારી પાછલ આવવા ચાહેછે, તો તે પોતાનો ઇનકાર કરે, ને પોતાનો
કરૂસ ઊંચકીને મારી પાછલ આવે. ૨૫ કેમકે જે કોઈ પોતાનો જીવ બચા-
વવા ચાહેછે, તે તેને ખોશે; પણ જે કોઈ મારે લીધે પોતાનો જીવ ખોશે, તે
તેને બચાવશે. ૨૬ કાંજે માણસ જો આખી જહાન મેલવે, ને પોતાનો જીવ
ખોએ, તો તેને શો ફાએદો થઇઓ; ઇઆ માણસ પોતાના જીવને બદલે શું
આપશે? ૨૭ કેમકે આદમીનો બેટો પોતાના બાપની જલાલ તથા પોતાની ફીર-
શતાઓ સાથે આવશે; ને તારે હરેકને તેનાં કામ પરમાણે ભરી આપશે. ૨૮ હું
તમને ખચીત કહુંછઉં કે હીઆં જે ઉભા છે તેઓમાંના કેટલાએક એવા છે
કે આદમીના બેટાને પોતાની પાદશાહતમાં આવતો જોશે તાંહાં સુધી મોતને
નહીંજ ચાખશે.

## બાબ સતરમો.

**અને** ૭ દાહાડા પછી ઇસુએ પીતરને તથા ઇઆકુબને તથા તેના ભાઈ
ઇઓહાનને સાથે લીધા, ને તે તેઓને એક ઊંચા પાહાડ પર એકાંત લઈ ગઈઓ.
૨ ને તેની શીકલ તેઓની આગલ બદલાઈ ગઈ, ઇઆને તેનો ગેહેરો આફ-

તાબના સરખો ચલકીઓ, ને તેનો પોશાક નુરના જેવો સફેદ થઈ ગઇઓ.
૩ તારે જુઓ, મુસા તથા એલીઆ તેની સાથે વાત કરતાં તેઓને દેખાઇઆ.
૪ તારે પીતરે બોલતાં ઇસુને કહીઉં કે, ખોદાવંદ, આપણે હીઆં રેહેવું સારૂં છે,
જો તારી મરજી હોએ તો હીઆં હમે તરણ માંડવા બનાવીએ, એક તારે
સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીઆને સારૂ. ૫ તે કેહેતો હતો
એટલામાં જુઓ એક ચલકતી વાદલીએ તેઓ પર છાઇઆ કીધી; ને જુઓ
વાદલીમાંથી આવાજે કહીઉં કે, એ મારો પીઆરો બેટો છે, જેનામાં
હું બહુ ખુશ છઉં; એનું તમે શાંભલો. ૬ ને શાગીરદો એ શાંભલીને ઉંધા
પડીઆ, ને ઘણા બીધા. ૭ તારે ઇસુએ પાસે આવીને તેઓને અડકીને કહીઉં
કે, ઉઠો, ને બીહો ના. ૮ તારે તેઓએ પોતાની આંખો ઉંચી કરીને ઇસુ
વીના કોઇને દીઠો નહીં. ૯ ને તેઓ પાહાડ પરથી ઉતરતા હતા તારે ઇસુ-
એ તેઓને હુકમ આપીને કહીઉં કે, આદમીનો બેટો મરીગએલાઓમાંથી
પાછો ઉઠે તાંહાં સુધી આ જે તમે દીઠું તે કોઇને ના કેહેતા. ૧૦ તારે તેના
શાગીરદોએ તેને પુછતાં કહીઉં કે, તો શાસતરીઓ કેમ કેહેછે કે, એલીઆને
પેહેલાં આવવું જોઇએ? ૧૧ ને ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં કે,
એલીઆ પેહેલો આવશે ખરો, ને બધો બંદોબસત કરશે; ૧૨ પણ હું તમને
કહુંછઉં કે, એલીઆ આવી ચુકીઓ છે, ને તેઓએ તેને ઓલખીઓ નહીં,
પણ જે કંઈ તેઓએ ચાહીઉં તે તેને કીધું; તેમજ આદમીનો બેટો પણ તેઓથી
[ દુખ ] સેહેશે. ૧૩ તારે શાગીરદો સમજીઆ કે ઇઓહાન બાપતીસમા કરનાર
બાબત તે તેઓને કેહેતો હતો.

૧૪ અને તેઓ ભીડની પાસે આવીઆ, તારે એક શખસે તેની પાસે આ-
વીને તેની આગલ ઘુટણીએ બેસીને કહીઉં કે, ૧૫ ખોદાવંદ, મારા દીકરા પર
રહમ કર, કાંજે તે ફેફરાંવાલો છે, ને ઘણી પીડા સેહેછે; કેમકે તે વારેવાર આગ-
માં, ને વારેવાર પાણીમાં પડેછે. ૧૬ ને તેને હું તારા શાગીરદોની પાસે લાવી-
ઓ હતો, પણ તેઓ તેને સમો કરી નહીં શકીઆ. ૧૭ તારે ઇસુએ જવાબ
આપીને કહીઉં કે, ઓ કમએતકાદી તથા વાંકી પેહેડી, કાંહાં સુધી હું
તમારી સાથે રહીશ? કાંહાં સુધી હું તમારી બરદાશત કરૂં? તેને મારી પાસે હીઆં
લાવો. ૧૮ પછી ઇસુએ તે દેવને ધમકાવીઓ; ને તે તેમાંથી નીકલીઓ,
ને તે છોકરો તેજ ઘડી સમો થઇઓ. ૧૯ તારે શાગીરદોએ એકાંત ઇસુ પાસે
આવીને કહીઉં કે, હમે તેને કેમ કાહાડી નહીં શકીઆ? ૨૦ તારે ઇસુએ તેઓને

કહીઉં કે, તમારા કમએતકાદને લીધે; કેમકે હું તમને ખચીત કહુંછઉં કે તમને
પીલુના દાણા જેટલો એતકાદ હોએ તો તમે આ પાહાડને કોહોકે, તું હીઆંથી
તાંહાં ખરી જા, ને તે ખશેડાશે; ને તમને કંઇ અશક્કીઅ થશે નહીં. ૨૧ પણ
દુઆ તથા અપવાસ વગર એ જાત નીકલતી નથી.

૨૨ અને તેઓ ગાલીલમાં ફરતા હતા તારે ઇસુએ તેઓને કહીઉં કે, આદ-
મીનો બેટો માણસોના હાથમાં સોંપાશે; ૨૩ પછી તેઓ તેને મારીનાંખશે, ને
તીજે દાહાડે તે પાછો ઉઠશે. તારે તેઓ બહુ દલગીર થઇઆ.

૨૪ અને તેઓ કાપરનાહુમમાં આવીઆ, તારે કર લેનારાઓએ પીતરની
પાસે આવીને કહીઉં કે, શું તમારો ઉસતાદ કર નથી આપતો? તેણે કહીઉં કે,
હા આપેછે. ૨૫ ને ઘરમાં તે આવીઓ તારે તેના બોલવા અગાઉ ઇસુએ
કહીઉં કે, સીમોન, તને શું લાગેછે, જમીનપરના પાદશાહો કોણથી કર ઇઆ
મેહસુલ લેછે? પોતાનાં છોકરાંઓ પાસેથી કે પારકાઓથી? પીતરે તેને કહીઉં
કે, પારકાઓથી. ૨૬ ઇસુએ તેને કહીઉં, તારે છોકરાંઓ તો આજાદ છે. ૨૭ તો
પણ આપણે તેઓને ઠોકર ન ખવડાવીએ વાસતે તું દરીઆ પાસે જઇને ગલ
નાંખ; ને જે માછલી પેહેલી ઉપર આવે તે ફકડીલે, ને તેનું મોહો ઉઘાડીઆ
પર તને રૂપીઓ મલશે, તે લઇને મારે ને તારે સારૂ તેઓને આપ.

## બાબ હરાડમો.

**તેજ** વખતે શાગીરદોએ ઇસુની પાસે આવીને કહીઉં કે, આસમાનની
પાદશાહતમાં મોટું કોણ છે? ૨ તારે ઇસુએ એક બાલકને પાસે તેડીને તેને
તેઓની વચે રાખીઉં; ૩ ને કહીઉં કે, હું તમને ખચીત કહુંછઉં કે, તમે જો
ફરીઆ નથી, ને બાલકોના સરખા થઇઆ નથી, તો આસમાનની પાદશાહતમાં
તમે નહીંજ પેશશો. ૪ વાસતે જે કોઈ પોતાને આ બાલકના સરખો ફરોતન
કરશે, તેજ આસમાનની પાદશાહતમાં મોટો છે. ૫ જે કોઈ મારે નામે એવાં
એક બાલકને કબુલ કરેછે, તે મને કબુલ કરેછે. ૬ પણ જે નાહા-
નાઓ મારા પર એતકાદ કરેછે, તેઓમાંના એકને જે કોઈ ઠોકર
ખવડાવશે, તેને સારૂ એ બેહતર છે કે ઘંટીનું પડ તેની કોટે બંધા-
એ, ને તે દરીઆનાં ઊંડાણમાં ડુબાડાએ. ૭ ઠોકરોને લીધે દુની-
આને અફસોસ છે; ઠોકરો આવવાની જરૂર તો છે, પણ જે માણસ-
થી ઠોકર આવેછે તેને અફસોસ છે. ૮ વાસતે જો તારો હાથ ઇઆ તારો પગ

તને ઠોકર ખવડાવેછે, તો તેને કાપીનાંખીને તારી પાસેથી ફેંકી દે; તારા બે હાથ
કે બે પગ છતાં તું હમેશાની આગમાં નંખાએ, એ કરતાં લંગડા ઇઆ
ટુંડા થઇને જીંદગીમાં પેશાવું તારે સારૂ બેહતર છે. ૯ ને જો તારી આંખ તને
ઠોકર ખવડાવેછે, તો તેને કાહાડી નાંખીને તારી પાસેથી ફેંકી દે; તારી બે આંખ
છતાં તું જાહાનમની આગમાં નંખાએ, એ કરતાં કાણા થઇને જીંદગીમાં
પેશાવું તારે સારૂ બેહતર છે. ૧૦ આ નાહાનાંઓમાંના એકને તમે ન વખોડો
વાસતે ખબરદાર રેહેજો, કાંજે હું તમને કહુંછઊં કે આસમાનમાં તેઓના ફીર-
શતાઓ મારા આસમાનમાંના બાપનું મોહો હમેશ જોએછે. ૧૧ કેમકે
જે ખોવાએલું તેને બચાવવાને આદમીનો બેટો આવીઓ છે. ૧૨ તમે શું
ધારોછો, જો કોઈ માણસને શો ગેટાં હોએ, ને તેમાંથી એક ભુલું પડે, તો શું
નવાણુંને પાહાડ પર મુકીને તે ભુલાં પડેલાંને શોધવાને તે જશે નહીં? ૧૩ ને
જો તે તેને જડે તો હું તમને ખચીત કહુંછઊં કે જે નવાણું ભુલાં નહીં પડીઆં હતાં
તેઓ કરતાં તેના પર તે વધતો હરખાએછે. ૧૪ એમ આ નાહાનાંઓમાંથી
એકની હલાકી થાએ એવી તમારા આસમાનમાંના બાપની ઇછા નથી.

૧૫ વલી જો તારો ભાઈ તારે ઉલટો વાંક કરે, તો તું જા, ને તું તથા તે એકઠા
થઇને તેને ઠપકો આપ; જો તે તારૂં શાંભલે, તો તું તારા ભાઇને પામીઓ છે.
૧૬ પણ જો તે નહીં શાંભલે, તો એક બે જણ બીજા તારી સાથે લે, એ સારૂ
કે હરેક વાત બે અથવા તરણ શાહેદોનાં મોહોથી સાબીત થાએ. ૧૭ ને જો તે
તેઓનું નહીં માને, તો મંડલીને કેહે, ને જો તે મંડલીનું પણ ન માને, તો તેને
ગેરકોમી તથા મેહસુલ લેનારના જેવો ગણ. ૧૮ હું તમને ખચીત કહુંછઊં કે
જે કંઈ તમે જમીન પર બાંધશો, તે આસમાનમાં બંધાશે; ને જે કંઈ તમે
જમીન પર છોડશો, તે આસમાનમાં છોડાશે. ૧૯ વલી હું તમને કહુંછઊં કે
જો જમીન પર તમારામાંના બે કંઈ પણ વાત બાબત એક ચીતના થઇને મા-
ગશે, તો મારા આસમાનના બાપથી તેઓને સારૂ તે કરાશે. ૨૦ કેમકે જાંહાં
બે અથવા તરણ મારે નામે એકઠા થએલા હોએ તાંહાં તેઓની વચમાં હું છઊં.

૨૧ તારે પીતરે તેની પાસે આવીને કહીઊં કે, ખોદાવંદ, મારો ભાઇ મારે ઉલટો
કેટલી વાર વાંક કરે ને હું તેને માફ કરૂં? શું સાત વાર સુધી? ૨૨ ઇસુએ તેને
કહીઊં કે, સાત વાર સુધીનું હું તને નથી કેહેતો, પણ શીતેર ગણી સાત વાર
સુધી. ૨૩ એ વાસતે આસમાનની પાદશાહત એક પાદશાહના સરખી છે જેણે
પોતાના ચાકરોથી હીસાબ લેવા ચાહીઓ. ૨૪ ને તે હીસાબ લેવા લાગીઓ

તારે દસ હજાર તાલંતનો એક કરજદાર તેની પાસે લવાઇઓ. ૨૫ પણ અદા-
કરવાનું તેની પાસે નહીં મલીઉં, તારે તેના ખાવંદે હુકમ કીધો કે તે તથા તેની
બઇએર તથા તેનાં છોકરાં તથા જે કુલ તેનું હતું, તે વેચાએ, ને કરજ
અદા કરાએ. ૨૬ વાસતે તે ચાકરે તેને પગે પડીને અરજ કરતાં કહીઉં કે,
ખાવંદ, સબર કર, ને હું તારૂં બધું વાલીશ. ૨૭ તારે તે ચાકરના ખાવંદે રહમ
કરીને તેને મુકી દીધો, ને કરજ તેને માફ કીધું. ૨૮ પણ તેજ ચાકરે બાહાર
જઇને પોતાના સાથી ચાકરોમાંના એકને દીઠો, જે તેના શો દીનારનો દેવાદાર
હતો, તારે તેણે તેનો ટેટો પકડીને કહીઉં કે, તારા પર જે મારૂં લેહેણું છે
તે વાલ. ૨૯ તારે તેના સાથી ચાકરે તેને પગે પડીને તેની અરજ કરીને
કહીઉં કે, સબર કર, ને હું તારૂં સઘલું વાલીશ. ૩૦ તોએ તેણે માનીઉં નહીં,
પણ જઇને તે કરજ અદાકરે તાંહાં લગી તેને કેદખાનામાં નાંખીઓ.
૩૧ તારે જે જે થઇઉં તે તેના સાથી ચાકરો જોઇને ઘણા દલગીર થઇઆ, ને
તેઓએ જઇને જે થઇઉં તે બધું પોતાના ખાવંદને કહીઉં. ૩૨ તારે તેના ખા-
વંદે તેને પાસે તેડીને તેને કહીઉં કે, ઓ બુરા ચાકર, તેં મારી અરજ કીધી
વાસતે મેં તને તે બધું કરજ માફ કીધું. ૩૩ મેં તારા પર જેવો રહમ કીધો તેવો
રહમ શું તને પણ તારા સાથી ચાકર પર કરવો લાજમ નહીં હતો? ૩૪ ને તેના ખા-
વંદે ગુસે થઇને તે તેનું બધું કરજ અદા કરે તાંહાં સુધી શજા દેનારાઓને તેને
સોંપીઓ. ૩૫ એ પરમાણે જો તમે પોતાના ભાઇઓના વાંક પોતાનાં દીલથી
માફ નથી કરતા, તો મારો આસમાનમાંનો બાપ પણ તમને એમજ કરશે.

## બાબ ઓગણીશમો.

**અને** ઇસુએ એ વાતો પુરી કીધી, તારે એમ થઇઉં કે, ગાલીલથી તે
નીકલીઓ, ને ઇઅરદનને પેલે પારની ઇહુદાની હદોમાં આવીઓ. ૨ તારે
ઘણા લોક તેની પાછલ ગઇઆ, ને તાંહાં તેણે તેઓને સમા કીધા.

૩ અને ફરોશીઓએ તેની પાસે આવીને તેની અજમાએશ કરતાં તેને
કહીઉં કે, શું હરેક કારણથી માણસે પોતાની બઇએરને મુકી દેવી રવા છે?
૪ ને તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, શું તમે એ નથી વાંચીઉં કે જેણે
શરૂમાં તેઓને પેદા કીધાં; તેણે તેઓને મરદ ઓરત પેદા કીધાં; ૫ ને કહીઉં
કે, એ સારૂ માણસ પોતાનાં મા-બાપને મુકે, ને પોતાની બઇએર સાથે મલીઓ
રેહે, ને તે બંનો એક તન થશે. ૬ વાસતે હવેથી તેઓ બે નથી, પણ એક

તનછે. એ વાસતે ખોદાએ જે જોડીઊં છે તેને માણસે જુદું ન કરવું.
૭ તેઓ તેને કેહેછે કે, મુસાએ એવો હુકમ કેમ આપીઓ કે ફારગતી આપીને
તેને મુકી દેવી. ૮ તે તેઓને કેહેછે કે, મુસાએ તમારાં સખત દીલને લીધે
તમને પોતાની બઇએરો મુકવા દીધી, પણ શરૂથી એમ નહીં હતું. ૯ ને હું
તમને કહુંછઊં કે જના શીવાએ જે કોઈ પોતાની બઈએરને મુકી દેશે, ને
બીજીને પરણશે, તે જના કરેછે, ને તે મુકી દીધેલી સાથે જે પરણેછે, તે જના
કરેછે. ૧૦ તેના શાગીરદો તેને કેહેછે કે, જો બઇએર બાબત મરદનો હાલ
એવો હોએ, તો પરણવું શારૂં નથી. ૧૧ તારે તેણે તેઓને કહીઊં કે. સરવથી
એ વાત બનીશકતી નથી, પણ જેઓને આપેલું છે તેઓથી બનીશકેછે.
૧૨ કેમકે કેટલાએક ખોજા છે કે જેઓ માનાં પેટથી એવા જનમીઆ; ને
કેટલાએક ખોજા છે કે, જેઓને માણસોએ ખોજા બનાવીઆ; ને કેટલા-
એક ખોજા છે કે જેઓએ આસમાનની પાદશાહતને લીધે પોતાને ખોજા
કીધા; જેનાથી આએ બની શકે, તે કરે.

૧૩ તારે બાલકો તેની પાસે લવાઇઆં, એ સારૂ કે તે તેઓ પર હાથ મુકીને
દુઆ માગે, પણ શાગીરદોએ તેઓને ધમકાવીઆં. ૧૪ વાસતે ઇસુએ કહીઊં
કે, બાલકોને આવવા દો, ને મારી પાસે આવવાને તેઓને મને ના કરો, કેમકે
આસમાનની પાદશાહત એવાઓનીજ છે. ૧૫ પછી તે તેઓ પર હાથ મુકીને
તાંહાંથી ગઇઓ.

૧૬ અને જુઓ, એકે પાસે આવીને તેને કહીઊં કે, નેક ઉસતાદ, હમે-
શાંની જીંદગી પામવા સારૂ હું શું શારૂં કરૂં? ૧૭ તારે તેણે તેને કહીઊં, તું કેમ
મને નેક કેહેછે? એક, ઇઆને ખોદા, તે શીવાએ નેક કોઇ નથી; પણ અગર તું
જીંદગીમાં દાખલ થવા ચાહે, તો હોકમો પર અમલ કર. ૧૮ તે તેને કેહેછે કે,
કીઆ? તારે ઇસુએ કહીઊં કે, તું ખુન ન કર, તું જના ન કર, તું ચોરી ન કર,
તું જુઠી શાહેદી ન પુર; ૧૯ પોતાનાં મા-બાપને આબરૂ આપ, ને પોતાના પડોસી
પર પોતાના જેવો પીઆર કર. ૨૦ તે જુઆન તેને કેહેછે કે, એ બધાં મેં મારાં
નાહાનપણથી પાલીઆં છે, હવે હું કેઇ બાબત અધુરો છઊં? ૨૧ ઇસુએ તેને
કહીઊં કે, જો તું કામીલ થવા ચાહેછે, તો જઇને જે કંઈ તારૂં છે તે વેચી નાંખ,
ને દરીદરીઓને આપીદે, ને આવીને મારી પાછલ ચાલ, ને આસમાનમાં તને
દોલત મલશે. ૨૨ પણ તે જુઆન એ વાત શાંભલીને દલગીર થઇને ચાલી
ગઇઓ, કેમકે તેની મીલકત ઘણી હતી.

૨૩ તારે ઈસુએ પોતાના શાગીરદોને કહીઉં કે, હું તમને ખચીત કહું-
છઊં કે દોલતમંદોને આસમાનની પાદશાહતમાં પેશવું કઠણ છે. ૨૪ વલી હું
તમને કહુંછઊં કે દોલતમંદને ખોદાની પાદશાહતમાં પેશવાકરતાં સોએનાં નાકા-
માંથી ઉંટને જવું સેહેલ છે. ૨૫ તારે તેના શાગીરદો એ શાંભલીને ઘણા
તાજુબ થઇઆ, ને કહીઉં, તો કોણ તારણ પામી શકે? ૨૬ તારે ઈસુએ
તેઓની સામું જોઇને કહીઉં કે, માણસોથી એ થઈ નથી શકતું, પણ ખોદા-
તાલાથી બધું થઈ શકેછે. ૨૭ તારે પીતરે જવાબ આપીને તેને કહીઉં, જો હમે
બધું મુકીને તારી પાછલ ચાલીએછઇએ, વાસતે હમને શું મલશે? ૨૮ ને
ઈસુએ તેઓને કહીઉં, હું તમને ખચીત કહુંછઊં કે જારે નવી પેદાએશમાં
આદમીનો બેટો પોતાની જલાલનાં તખત પર બેસશે, તારે તમે જે મારી પાછ-
લ આવીઆ છો, તે તમે પણ ઇસરાએલના બારે ફીરકાઓનો ઈનસાફ કરવાને
બાર તખતો પર બેસશો. ૨૯ ને જે કોઈએ ઘરોને, કે ભાઈઓને, કે
બેહેનોને, કે બાપને, કે માને, કે બઇએરને, કે છોકરાંને, કે ખેતરોને મારાં
નામને લીધે મુકી દીધાં છે, તે શોગણાં પામશે, ને હમેશાની જીંદગીનો વારસો
પામશે. ૩૦ પણ ઘણા જે પેહેલા, તેઓ છેલા થશે; ને જે છેલા, તેઓ
પેહેલા થશે.

## બાબ વીશમો.

**કેમકે** આસમાનની પાદશાહત એક ઘરબારીના સરખી છે, જે પોતાની
દરાખવાડીને સારૂ મજુરો પકડવાને બામદાદને વખત બાહાર ગઇઓ. ૨ ને તેણે
મજુરોની સાથે રોજનું એક દીનાર પઠીને પોતાની દરાખવાડીમાં તેઓને મોકલી-
આ. ૩ ને પોહોર દાહાડો ચહડતે બાહાર જઇને તેણે ચકલા પર બીજાઓને
નવરા ઉભા રહેલા દીઠા. ૪ ને તેણે તેઓને કહીઉં કે, તમે પણ દરાખવાડીમાં
જાઓ, ને જે કંઈ વાજબી હશે, તે હું તમને આપીશ; તારે તેઓ ગઇઆ. ૫ વલી
બપોરે તથા તીજે પોહોરે બાહાર જઇને તેણે તેજ પરમાણે કીધું. ૬ ને અગીઆર
કલાકે પણ તેણે બાહાર જઇને બીજાઓને નવરા ઉભા રહેલા દીઠા; તારે તે તેઓ-
ને કેહેછે કે, આખો દાહાડો તમે કેમ હીઆં નવરા ઉભા રોહોછો? ૭ તેઓ તેને
કેહેછે કે, કોઇએ હમને રોજે રાખીઆ નથી તે સારૂ: તે તેઓને કેહેછે કે, તમે
પણ દરાખવાડીમાં જાઓ, ને જે કંઈ વાજબી હશે, તે તમે પામશો. ૮ ને
સાંહાંજ પડીઆ પર દરાખવાડીનો ધણી પોતાના કારભારીને કેહેછે કે, મજુ-

રોને બોલાવ, ને છેલાથી માંડીને પેહેલા સુધી તેઓની મજુરી આપ. ૯ તારે
અગીઆર કલાકવાલા આવીઆ, ને તેઓ હરેકને એક એક દીનાર મલીઊં.
૧૦ પછી પેહેલા આવેલાઓ આવીઆ, તારે તેઓએ ધારીઉં કે તેઓને
વધતું મલશે, પણ તેઓ પણ એકજ દીનાર પામીઆ. ૧૧ ને તેઓએ તે લઇને
ઘરધણીને ઉલટી કચકચ કરીને કહીઉં કે, ૧૨ આ પાછલાઓએ એકજ
કલાક કામ કીધું, તો પણ હમે આખા દાહાડાની મેહનત કરનાર તથા તડકું સેહે-
નારની બરાબર તેં તેઓને કીધા. ૧૩ તારે તેણે તેઓમાંના એકને જવાબ આપી-
ને કહીઉં કે, દોસત, હું તારા પર ગેરવાજબી નથી કરતો, શું તેં મારી સાથે એક
દીનાર પઠીઊં નહીં હતું? ૧૪ તારૂં લઇને ચાલીઓ જા; પણ જેમ તને તેમ
એ છેલાઓને હું આપીશ. ૧૫ જે મારૂં છે તેને મારી મરજી પરમાણે વાપરવાને
શું મને રવા નથી? હું નેક છઊં વાસતે શું તારી નજર બુરી થઇ છે? ૧૬ એમ
જે છેલા તેઓ પેહેલા, ને જે પેહેલા તેઓ છેલા થશે; કેમકે તેડેલા ઘણા છે,
પણ પસંદ કરેલા થોડા છે.

૧૭ અને ઇસુએ ઇરૂશાલેમમાં જતાં, રસતે બારે શાગીરદોને એકાંત લઇ-
જઇને તેઓને કહીઊં કે, ૧૮ જુઓ, -આપણે ઇરૂશાલેમમાં જઇએછઇએ,
ને આદમીનો બેટો મુખી કાહીનોને તથા શાસતરીઓને સોંપાશે, ને તેઓ તેના
પર મોતનો દંડ ઠરાવશે. ૧૯ ને મશાખરી કરાવવાને, તથા કોરડા મરાવવાને,
તથા કરૂસ પર જડાવવાને, તેઓ તેને ગેરકોમીઓને સોંપશે; ને તીજે દાહાડે તે
પાછો ઉઠશે.

૨૦ તારે જેબેદીના દીકરાઓની માએ પોતાના દીકરાઓની સાથે તેની પાસે
આવીને તેનો સજદો કરીને તેની પાસે કંઇ માગીઊં. ૨૧ ને તેણે તેને કહીઊં
કે, તું શું ચાહેછે? તે તેને કેહેછે કે, તારી પાદશાહતમાં મારા આ બે દીકરાઓ-
માંથી એકને તારી જમણી ગમ, ને બીજાને તારી ડાબી ગમ બેસવાનું કેહે.
૨૨ પણ ઇસુએ જવાબ આપીને કહીઊં કે, તમે જે માગોછો તે તમે સમ-
જતાં નથી; જે પીઆલું હું પીનાર છઊં તે પીવાને, તથા જે બાપતીસમા હું લેનાર
છઊં તે બાપતીસમા લેવાને શું તમે સમરથ છો? તેઓ તેને કેહેછે કે, હમે
સમરથ છઇએ. ૨૩ પછી તે તેઓને કેહેછે કે, અલબતાં તમે મારૂં પીઆલું
પીશો, ને જે બાપતીસમા હું લેનાર છઊં, તે તમે લેશો; પણ જેઓને સારૂ મારા
બાપથી ઠરાવાઇઊં છે તેઓ વીના મારી જમણી ગમ કે ડાબી ગમ બેસવા દેવું
એ મારૂં નથી. ૨૪ ને દશ એ શાંભલીઊં તારે એ બે ભાઈ પર તેઓ ગુસે

થઇઆ. ૨૫ પણ ઈસુએ તેઓને પાસે તેડીને કહીઉં કે, તમે જાણોછો કે ગેર-
કોમીઓના પાદશાહો તેઓ પર હકુમત ચલાવેછે, ને જે મોટા છે તેઓ એઓ-
ના પર એખતીઆર બતાવેછે. ૨૬ પણ તમારામાં એવું ન થાએ; અગર તમા-
રામાં જે કોઈ મોટો થવા ચાહે, તે તમારો ખીદમતગાર થાએ; ૨૭ ને જે કોઈ
તમારા મુખીઅ થવા ચાહે, તે તમારો ગોલામ થાએ. ૨૮ જેમ આદમીનો બેટો
ખીદમત કરાવવાને નહીં, પણ ખીદમત કરવાને, તથા ઘણાઓની ખંડણીને
સારૂ પોતાનો જીવ આપવાને આવીઓ છે.

૨૯ અને તેઓ ઈરીખોથી જતા હતા, તારે ઘણા લોક તેની પાછલ ચાલી-
આ. ૩૦ ને, જુઓ, બે આંધલા રસતાની કોરે બેઠા હતા, તેઓએ ઇસુનું પા-
સેથી જવું શાંભલીને બુમ પાડતાં કહીઉં કે, ખોદાવંદ, દાઉદના બેટા, હમારી ઉપર
રહમ કર. ૩૧ ને તેઓના મુંગા રેહેવા સારૂ લોકોએ તેઓને ધમકાવીઆ,
પણ તેઓએ વધતી બુમ પાડીને કહીઉં કે, ખોદાવંદ, દાઉદના બેટા, હમારી
ઉપર રહમ કર. ૩૨ તારે ઇસુએ ઉભા રહીને તેઓને તેડીને કહીઉં કે,
મારાથી શું કરાવવા તમે ચાહોછો? ૩૩ તેઓ તેને કેહેછે કે, ખોદાવંદ, હમારી
આંખો ઉઘડીજાએ. ૩૪ તારે ઈસુ રહમ કરીને તેઓની આંખોને અડકીઓ;
ને તુરત તેઓની આંખો દેખતી થઇ; ને તેઓ તેની પાછલ ગઇઆ.

## બાબ એકવીશમો.

**અને** જારે તેઓ ઈરૂશાલેમ પાસે પોહોંચીઆ, ને જઈતુનના પાહાડની
પાસે બેથફાજમાં આવીઆ, તારે ઈસુએ બે શાગીરદોને મોકલતાં કહીઉં કે,
૨ તમે તમારી સાંહામાંના ગામમાં જાઓ, ને બાંધેલી એક ગધેડી તથા તેની
જોડે બચ્ચું તુરત દેખશો; તેઓને છોડીને મારી પાસે લાવો. ૩ ને જો કોઇ
તમને કંઈ કેહે, તો તમે કોહો કે, ખોદાવંદને એઓનો ખપ છે, ને તે તેઓને
તુરત મોકલી દેશે. ૪ એ બધું એ સારૂ થઇઉં કે નબીએ જે કહીઉં હતું તે પુરૂં
થાએ કે, ૫ "સીઓનની દીકરીને એમ કોહો કે, જો, તારો પાદશાહ ફરોતનીથી
ગધેડા પર, તથા બોજ લઈ જનાર ગધેડાનાં બચ્ચાં પર, બેઠેલો તારી પાસે
આવેછે." ૬ તારે શાગીરદોએ જઇને જેવો ઈસુએ તેઓને હુકમ આપીઓ
હતો તેવું કીધું; ૭ ઇઆને તે ગધેડીને બચ્ચાં સુધાં લાવીઆ, પછી તેઓએ
પોતાનાં લુગડાં તેઓ પર નાંખીને તેને તેઓ પર બેસાડીઓ. ૮ ને ઘણા
લોકોએ પોતાનાં લુગડાં રસતામાં પાથરીઆં, ને બીજાઓએ જાહાડો-

પરથી ડાલીઓ કાપીને રસતામાં પાથરી. ૯ ને જે લોક આગલ ચાલતા ને પા-
છલ આવતા હતા તેઓએ બુમ પાડતાં કહીઉં કે, દાઉદના બેટાને હોશાના,
ખોદાવંદને નામે જે આવેછે તે મુબારક છે; સહુથી ઉંચામાં હોશાના.
૧૦ ને યરૂશાલેમમાં તે આવીઓ તારે આખાં શોહેર ખભલીને કહીઉં કે, એ કોણ
છે? ૧૧ તારે લોકોએ કહીઉં કે, ઈસુ નબી જે ગાલીલના નાજારેથનો તે એ છે.
૧૨ પછી ઈસુ ખોદાનાં મંદીરમાં ગઈઓ, ને મંદીરમાં જે વેચાતું આપતા હતા,
તથા જે વેચાતું લેતા હતા, તે સરવને તેણે બાહાર કાહાડીઆ; ને નાણાવટીઓના
બાજટ, તથા કબુતર વેચનારાઓનાં બેસવાનાં ઉલટાવી નાંખીઆં. ૧૩ ને
તેઓને કહીઉં કે, "મારૂં ઘર પરારથનાનું ઘર કેહેવારો," એમ લખેલું છે, પણ
તમે તેને ચોરોનું કોતર કીધું છે. ૧૪ પછી આંધલા તથા લંગડા તેની પાસે
મંદીરમાં આવીઆ, ને તેણે તેઓને સમા કીધા. ૧૫ ને જે મોજેજા તેણે
કીધા, તથા મંદીરમાં છોકરાંઓ મોટે આવાજે દાઉદના બેટાને જે હોશાના કેહેતાં
હતાં, એ જારે મુખી કાહીનોએ તથા શાસતરીઓએ જોઈઉં; તારે તેઓ બહુ
ગુસે થઈઆ. ૧૬ ને તેને કહીઉં કે, એઓ શું કેહેછે, તે શું તું સાંભલેછે? તારે
ઈસુ તેઓને કેહેછે કે, હા, "છોકરાંઓનાં તથા ધાવણાઓનાં મોહોથી તેં તારીફ
પુરી કરાએવી છે", એ શું તમે કદી નથી વાંચીઉં? ૧૭ પછી તે તેઓને મુકીને
શોહેર બાહાર બેથાનીઆમાં ગઈઓ, ને તાંહાં તેણે વાસો કીધો.

૧૮ અને સહવારે તે પાછો શોહેરમાં આવતો હતો તારે ભુખીઓ થઈઓ;
૧૯ ને એક અંજીરીને રસતા પર જોઈને તે તેની પાસે અવીઓ, પણ ફકત પાતરાં
વીના તેણે તે પર કંઈ ન જોઈને તેને કહીઉં કે, હવેથી તારા પર કદી ફલ ન લાગો;
ને તેજ વખત તે અંજીરી શુકાઈ ગઈ. ૨૦ ને એ જોઈને શાગીરદો તાજુબ
થઈઆ, ને બોલીઆ કે, અંજીરી કેવી જલદી શુકાઈ ગઈ. ૨૧ તારે ઈસુએ
જવાબ આપીને તેઓને કહીઉં કે, હું તમને ખચીત કહુંછઉં, જો તમને
એતકાદ હોએ ને શક નહીં લાવો, તો આ અંજીરીને જે કીધું તેજ ફકત તમે
નહીં કરશો, પણ જો તમે આ પાહાડને કેહેશો કે, તું ખસેડાઈ જા, ને દરીઆ-
માં પડ, તો તેમજ થશે. ૨૨ ને એતકાદ રાખીને તમે જેકંઈ દુઆમાં
માગશો, તે બધું પામશો.

૨૩ પછી મંદીરમાં તે આવીને તાલીમ આપતો હતો, તારે મુખી કાહીનોએ
તથા લોકોના વડીલોએ તેની પાસે આવીને કહીઉં કે, તું કીઆ એખતીઆરથી
એ કામો કરેછે? ને એ એખતીઆર તને કોણે આપીઓ? ૨૪ તારે ઈસુએ

જવાબ આપીને તેઓને કહીઉં કે, હું પણ તમને એક વાત પુછુંછઉં, તે જો તમે
મને કેહેશો, તો હું કીઆ એખતીઆરથી એ કામો કરૂછઉં, તે હું પણ તમને
કહીશ. ૨૫ ઇઓહાનનું બાપતીસમા કાંહાંથી થઈઉં? આસમાનથી ઇઆ મા-
ણસોથી? તારે તેઓએ માહોમાંવીચારીને કહીઉં, જો આપણે કહીએ કે આસ-
માનથી તો તે આપણને કેહેશે કે, તારે તમે તેના પર કેમ એતકાદ કીધો નહીં?
૨૬ ને જો આપણે કહીએ કે માણસોથી, તો લોકોથી આપણે બીહીએ-
છઈએ, કેમકે ઇઓહાનને નબી જેવો સહુ માનેછે. ૨૭ પછી તેઓએ
ઇસુને જવાબ આપીને કહીઉં કે, હમે નથી જાણતા? તારે તેણે તેઓને કહીઉં
કે, કીઆ એખતીઆરથી હું એ કામો કરૂંછઉં તે હું પણ તમને નથી કેહેતો.
૨૮ પણ તમે શું ધારોછો; એક જણને બે દીકરા હતા, ને તેણે પેહેલા પાસે
આવીને કહીઉં કે, દીકરા, તું આજ માગે દરાખવાડીમાં જઈને કામ કર. ૨૯ તારે
તેણે જવાબ આપીને કહીઉં કે, મારી મરજી નથી; તોપણ પછી તે તોબા કરીને
ગઈઓ. ૩૦ ને બીજા પાસે આવીને તેણે તેમજ કહીઉં, તારે તેણે જવાબ
આપીને કહીઉં, સાહેબ હું જાઉંછઉં, તો પણ તે ગઈઓ નહીં. ૩૧ તો તે બંનો-
માંથી કોણે બાપની મરજી પુરી કીધી? તેઓ તેને કેહેછે કે, પેહેલાએ. ઇસુ
તેઓને કેહેછે કે, હું તમને ખચીત કહુંછઉં કે મેહસુલ લેનારા તથા કશબેણો તમ-
થી અગાઉ ખોદાની પાદશાહતમાં જાએછે. ૩૨ કેમકે ઇઓહાન રાસતીની રાહે
તમારી પાસે આવીઓ, તોપણ તમે તેના પર એતકાદ નહીં કીધો; પણ મેહસુલ
લેનારાઓએ તથા કશબેણોએ તેના પર એતકાદ કીધો; ને એ જોઇઆ પછી
પણ તમે તેના પર એતકાદ કરવા સારૂ તોબા કીધી નહીં.

૩૩ તમે એક બીજી તમસીલ શાંભળો; એક ઘરબારી હતો જેણે દરાખ
વાડી રોપી, ને તેની આસપાસ વાડ કીધી, ને તેમાં ખોદીને કુંડ કીધો, ને માળો
બનાવીઓ, પછી તે વાડી માળીઓને સોંપીને પોતે એક દુર મુલકમાં ગઈઓ.
૩૪ ને ફલની મોસમ આવી તારે ફલ લેવા સારૂ પોતાના ચાકરોને તે માળી-
ઓની પાસે તણ મોકલીઆ. ૩૫ તારે તે માળીઓએ તેના ચાકરોમાંના એકને
પકડીને મારીઓ, ને એકને મારીનાંખીઓ, ને એકને પથરે મારીઓ. ૩૬ વલી
તેણે પેહેલાં કરતાં વધતા બીજા ચાકરોને મોકલીઆ, પણ તેઓએ તેઓને
તેમજ કીધું. ૩૭ તારે છેલાં તેણે પોતાના બેટાને તેઓની પાસે મોકલીને કહીઉં
કે, મારા બેટાથી તેઓ દબશે. ૩૮ પણ માળીઓએ બેટાને જોઈને માહોમાં
કહીઉં કે, વારસ એ છે, આવો આપણે એને મારીનાંખીએ, ને એનો વારસો

લઇએ. ૩૯ તારે તેઓએ તેને પકડીઆ, ને દરાખવાડીમાંથી બાહાર કાડીને
મારીનાંખીઆ. ૪૦ વાસ્તે જારે દરાખવાડીનો ધણી આવશે તારે તે માલી-
ઓને તે શું કરશે? ૪૧ તેઓ તેને કેહેછે કે, તે બદકારોને પુરા હલાક તે કરશે;
ને જે બીજા માલીઓ તેની મોસમે ફલો તેને પોહોંચાડશે, તેઓને દરાખવાડી
સોંપશે. ૪૨ ઇસુ તેઓને કેહેછે કે, "જે પથરને ઘર બાંધનારાઓએ નાપ-
સંદ કીધો, તે ખુણાનું મથાલું થઈઓ, એ ખોદાવંદથી બનીઉં, ને આપણી નજ-
રમાં તાજુબ છે," એ શું તમે કીતાબમાં કદી નથી વાંચીઉં? ૪૩ એ સારૂ હું
તમને કઊંછઉં કે, ખોદાની પાદશાહત તમારી પાસેથી લેવાશે, ને જે મુલકના
તેનાં ફલ આપશે, તેઓને અપાશે. ૪૪ ને આ પથર પર જે પડશે, તે ભંજાશે;
પણ જે પર તે પડશે, તેનો ચુરો કરશે. ૪૫ ને મુખી કાહેનોએ તથા ફરોશી-
ઓએ તેની તમસીલો શાંભલીને જાણીઉં કે તે તેઓ સંબંધી કેહેછે. ૪૬ પણ
જારે તેઓએ તેને પકડવા ચાહીઓ તારે લોકોથી તેઓ બીધા, કાંજે લોકો
તેને નબી જેવો માનતા હતા.

## બાબ બાવીશમો.

**તારે** ઇસુએ જવાબ આપીને વલી તેઓને તમસીલોમાં કહીઉં કે, ૨ આ-
સમાનની પાદશાહત એક પાદશાહ સરખી છે, જેણે પોતાના બેટાનાં લગન
કીધાં. ૩ ને લગનને સારૂ મેહમાનોને તેડવા સારૂ તેણે પોતાના ચાકરોને મોકલી-
આ, પણ તેઓએ આવવા નહીં ચાહીઉં. ૪ તેણે વલી બીજા ચાકરોને મોકલીને
કહીઉં કે, મેહમાનોને કોહો, જુઓ, મેં ખાનું તઇઆર કીધું છે, મારા બલદ
તથા પુરાટ જનાવરો કાપીઆં છે, ને બધું તઇઆર છે, લગનમાં આવો. ૫ પણ
તેઓએ એ ગણકાવીઉં નહીં; ને એક પોતાના ખેતરમાં, ને બીજો પોતાના
વેપાર પર ગઈઓ; ૬ ને બાકીનાઓએ તેના ચાકરોને પકડીઆ, ને સતાવીને
મારીનાંખીઆ. ૭ તારે પાદશાહ શાંભલીને ગુસે થઈઓ, ને પોતાનું લશકર મોક-
લીને તે ખુનીઓને મારીનાંખીઆ, ને તેઓનું શેહેર બાલીનાંખીઉં. ૮ પછી
તે પોતાના ચાકરોને કેહેછે કે, લગનની તઇઆરી થઈ છે ખરી, પણ જેઓને
બોલાવીઆ તેઓ નાલાએક હતા. ૯ વાસ્તે તમે રસતા પર જાઓ, ને જેટલા
તમને મલે તેટલાને લગનમાં બોલાવો. ૧૦ ને તે ચાકરોએ રસતાઓમાં બાહાર
જઇને ભુંડા તથા ભલા જેટલા તેઓને મલીઆ તે બધાને એકઠા કીધા, ને
મેહમાનોથી લગનની ભરતી થઇ. ૧૧ ને મેહમાનોને જોવા સારૂ પાદશાહ માંહે
આવીઓ, તારે તેણે તાંહાં લગનનો લેબાસ પેહેરીઆ વીનાના એક શખસને

દીઠો. ૧૨ તારે તે તેને કેહેછે કે, દોસત, તું લગનનો લેબાસ પેહેરીઆવીના હીંઆં
કેમ આવીઓ? ને તે મુગો રહીઓ. ૧૩ તારે પાદશાહે ચાકરોને કહીઉં કે,
એના હાથ પગ બાંધીને એને લઇજાઓ, ને બાહારના અંધારામાં ફેંકી દો;
તાંહાં રડવું ને દાંત પીસવું થશે. ૧૪ કેમકે તેડેલા ઘણા, પણ પસંદ કરેલા
થોડા છે.

૧૫ તારે ફરોશીઓએ જઇને મનસુબો કીધો કે તેને તેની વાતમાં શી તરેહ
ફસાવવો. ૧૬ પછી તેઓએ પોતાના શાગીરદોને હેરોદીઓ સુધાં તેની
પાસે મોકલીને કહીઉં કે, ઉસતાદ, હમે જાણીએછઇએ કે તું સાચો
છે, ને સાચાઇથી ખોદાની રાહ બતાવે છે, ને તું કોઇની પરવા નથી
રાખતો, કેમકે માણસોનાં મોહોની ગમ તું નથી જોતો. ૧૭ વાસતે તું શું
ધારેછે? કાઇસારને કર આપવો રવા છે કે નહીં? એ હમને કેહે. ૧૮ પણ
ઇસુએ તેઓની બુરાઇ જાણીને કહીઉં કે, ઓ ઢોંગીઓ, તમે મારી અજમા-
એશ કેમ કરોછો? કરનું નાણું મને દેખાડો. ૧૯ તારે તેઓ એક દીનાર
તેની પાસે લાવીઆ. ૨૦ તારે તે તેઓને કેહેછે કે, આ સુરત ને શીકો કોહોનો
છે? તેઓ તેને કેહેછે કે, કાઇસારનો છે. ૨૧ તારે તે તેઓને કેહેછે કે, જે
કાઇસારનાં, તે કાઇસારને, તથા જે ખોદાનાં તે ખોદાને ભરી આપો. ૨૨ ને
એ શાંભલીને તેઓ તાજુબ થઇઆ, ને તેને મુકીને ચાલીઆ ગઇઆ.

૨૩ તેજ દાહાડે સાદુકી જે કેહેછે કે, રસતાખેજ નથી, તેઓએ તેની પાસે
આવીને તેને પુછતાં કહીઉં, ૨૪ ઉસતાદ, મુસાએ કહીઉં છે, જો કોઇ બેઓલાદ
મરી જાએ, તો તેનો ભાઇ તેની બઇએરને પરણે, ને પોતાના ભાઇને સારૂ
નસલ ઉપજાવે. ૨૫ તો હમારામાં સાત ભાઇ હતા, ને પેહેલો પરણીને મરી-
ગઇઓ, ને તેને ઓલાદ નહીં હતી વાસતે પોતાની બઇએર પોતાના ભાઇને
સારૂ મુકી ગઇઓ. ૨૬ તે પરમાણે બીજો તથા તીજો સાતમા સુધી
મરીગઇઆ. ૨૭ ને સહુથી છેલી તે ઓરત પણ મરી ગઇ. ૨૮ એ સારૂ
રસતાખેજમાં પેલા સાતોમાંના કોહોની બઇએર તે થશે? કેમકે તે સહુની થઇ
હતી. ૨૯ તારે ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં કે, કીતાબ તથા ખોદાની
કુદરત ન જાણીઆથી તમે ચુકોછો. ૩૦ કેમકે રસતાખેજમાં તેઓ પરણતા નથી,
ને પરણાવતા નથી, પણ આસમાનમાંના ખોદાના ફીરશતા સરખા છે. ૩૧ ને
મરી ગએલાઓના પાછા ઉઠવા બાબત ખોદાએ જે તમને કહીઉં તે શું તમે
નથી વાંચીઉં? ૩૨ કે, "હું ઇબરાહીમનો ખોદા તથા ઇસહાકનો ખોદા તથા

ઇસ્હાકનો ખોદા છઉં;" ખોદા મુએલાઓનો ખોદા નથી, પણ જીવતા-
ઓનો છે. ૩૩ તારે લોકો શાંભલીને તેની તાલીમથી તાજુબ થઇઆ.
૩૪ અને ફરોશીઓએ શાંભલીઉં કે તેણે સાદુકીઓનું મોહો બંધ કીધું, તારે
તેઓ એકઠા થઇઆ; ૩૫ ને તેઓમાંથી એક શાસતરીએ તેનો અજમાએશ
કરવા સારૂ તેને પુછતાં કહીઉં કે, ૩૬ ઉસતાદ, તોરેતમાં કઈઆ હુકમ મોટો છે?
૩૭ તારે ઇસુએ તેને કહીઉં કે, ખોદાવંદ જે તારો ખોદા તેનાં પર તું તારાં
આખાં દીલથી ને તારા આખા જીવથી, ને તારી આખી સમજથી પેઆર
કર. ૩૮ પેહેલો ને મોટો હુકમ એ છે. ૩૯ ને બીજો એના સરખો છે
કે, જેવો તું પોતા પર તેવો પોતાના પડોશી પર પેઆર કર. ૪૦ આખી
તોરેતનો તથા નબીઓનો બોજ આ બે હુકમો પર રેહેછે.
૪૧ અને ફરોશીઓ એકઠા મલેલા હુતા તારે ઇસુએ તેઓને પુછતાં
કહીઉં કે, ખરીસત બાબત તમે શું ધારોછો? ૪૨ તે કોણનો બેટો છે? તેઓ
તેને કેહેછે કે, દાઉદનો. ૪૩ તે તેઓને કેહેછે, તો દાઉદ રૂહથી તેને ખોદા-
વંદ કેમ કેહેછે? ૪૪ કે," ખોદાવંદે મારા ખોદાવંદને કહીઉં કે, તારા દુશમ-
નોને હું તારૂં પાએઆસન કરૂં તાંહાં સુધી તું મારી જમની ગમ બેશ."
૪૫ હવે જો દાઉદ તેને ખોદાવંદ કેહેછે. તો તે શી તરેહ તેનો બેટો છે? ૪૬ ને
તેને એક બોલનો જવાબ પણ કોઇથી અપાઓ નહીં, ને તે દાહાડેથી
કોઈએ ફરી તેને પુછવાની હીમત નહીં કીધી.

## બાબ તેવીશમો.

**તારે** ઇસુએ લોકોની ભીડને તથા પોતાના શાગીરદોને કહીઉં કે,
૨ શાસતરીઓ તથા ફરોશીઓ મુસાની ગાદી પર બેસેછે; વાસતે જે બધું
તેઓ તમને પાલવાનું કેહે, તે પાલો ને કરો; ૩ પણ તેઓનાં કામ પરમાણું
ન કરો, કાંજે તેઓ કેહેછે, પણ કરતા નથી. ૪ કેમકે ભારી તથા ઉંચકવાને
મુશકેલ બોજા તેઓ બાંધીને માણસોની ખાંધો પર મુકેછે, પણ તેઓ પોતે
પોતાની એક આંગલીએ તેને ઉંચકવા ચાહાતા નથી. ૫ ને લોકો જુએ
તે સારૂ તેઓ પોતાનાં બધાં કામ કરેછે; તેઓ પોતાનાં તાવીજ ચોડાં બના-
વેછે, ને પોતાનાં લુગડાનાં ફુમતાં પણ મોટાં કરેછે. ૬ વલી મીજબાનીઓમાં
ઉંચી જગાઓ, તથા એબાદતખાનાઓમાં પેહેલી બેઠકો, તથા ચહુટાઓમાં
સલામો, ૭ ને માણસોથી રબી રબી કેહેવાવાનું તેઓ ચાહેછે. ૮ પણ

તમે રબી ન કેહેવાઓ; કેમકે એકજ તમારો ગુરૂ ખરીસત છે, ને તમે
બધા ભાઈ છો. ૯ ને જમીન પર તમે કોઈને પોતાનો બાપ ન કહો, કાંજે
એક, જે આસમાનમાં, તે તમારો બાપ છે. ૧૦ ને તમે ગુરૂ ન કેહેવાઓ,
કેમકે એક, જે ખરીસત, તે તમારો ગુરૂ છે. ૧૧ પણ તમારામાંનો જે મોટો,
તે તમારો ખીદમતગાર થાએ. ૧૨ ને જે કોઈ પોતાને ઊંચો કરશે, તે
નીચો કરાશે; ને જે કોઈ પોતાને નીચો કરશે, તે ઊંચો કરાશે. ૧૩ ઓ
શાસતરીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે આસ-
માનની પાદશાહત લોકોની સામાં તમે બંધ કરોછો; કાંજે તેમાં તમે પોતે
પેસતા નથી, ને જે પેસેછે તેઓને તમે પેસવા દેતા નથી.

૧૪ ઓ શાસતરીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે
રાંડીઓનાં ઘરોને તમે ખાઈ જાઓછો, ને ઢોંગથી લાંબી દુઆ માગો છો; એ
સારૂ તમે વધતી સજા પામશો. ૧૫ ઓ શાસતરીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ,
તમને અફસોસ; કેમકે તમે એક શાગીરદ કરવા સારૂ દરીઆ તથા જમીનનો ઘેરો
તમે ઘાલોછો; ને જારે તે થઈઓ, તારે તમે તેને પોતાથી બમણો જાહાનમનું
ફરજંદ બનાવોછો. ૧૬ ઓ આંધળા દોરનારાઓ, તમે જે કહોછો કે જો
કોઈ મંદીરનાં સોગંદ ખાએ તો તે કંઈ નહીં, પણ જો કોઈ મંદીરનાં શુંનાનાં
સોગંદ ખાએ તો તે કરજદાર છે. તે તમને અફસોસ. ૧૭ ઓ બેવકુફો
તથા આંધલાઓ, શું વધતું મોટું છે? શુંનું, કે મંદીર જે શુંનાને પાક કરેછે
તે? ૧૮ ને જો કોઈ કુરબાનગાહના સોગંદ ખાએ તો તે કંઈ નહીં. પણ તે
પર ચહડાવેલાં દાનના જો કોઈ સોગંદ ખાએ તો તે કરજદાર છે. ૧૯ ઓ
બેવકુફો તથા આંધલાઓ, શું વધતું મોટું છે? દાન, કે દાનને પાક કરનારી કુર-
બાનગાહ? ૨૦ એ સારૂ જે કોઈ કુરબાનગાહના સોગંદ ખાએછે, તે તેના
તથા બધાં તે પર છે તેના પણ સોગંદ ખાએછે. ૨૧ ને જે કોઈ મંદીરના
સોગંદ ખાએછે, તે તેના તથા તેમાં જે રેહેછે તેના પણ સોગંદ ખાએ-
છે. ૨૨ ને આસમાનના સોગંદ જે ખાએછે, તે ખોદાનાં તખતના
તથા તે પર બેસનારના પણ સોગંદ ખાએછે. ૨૩ ઓ શાસતરીઓ
તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ; કેમકે ફુદનાનો તથા વરી-
આલીનો તથા જીરાનો દશમો ભાગ તમે આપોછો; પણ શરીએતના મોટા
હુકમો, ઇઆને ઈનસાફ, તથા રહમ, તથ ઈમાનને, તમે પડતા મુકીઆ છે; એ
તમારે બજાવવા હતા, તે પેલા તમારે મુકવા નહીં હતા. ૨૪ ઓ

આંધલા દોરનારાઓ, તમે મછરને ગાળી કાહાડોછો, પણ ઊંટને ગળી
જાઓછો. ૨૫ ઓ શાસતરીઓ તથા ફરોશીઓ, ઢોંગીઓ, તમને અફસોસ;
કાંજે તમે પીઆલું રકાબી બાહારથી સાફ કરોછો, પણ અંદરથી તેઓ જુલમ
તથા બુરાઈ ભરેલા છે. ૨૬ ઓ આંધલા ફરોશી, તું પેહેલાં પીઆલું રકા-
બી અંદરથી સાફ કર કે બાહારનું પણ સાફ થાએ. ૨૭ એ શાસતરીએ
તથા ફરોશીએ, ઢોંગીએ, તમને અફસોસ; કેમકે ધોલેલી કબરોના જેવા
તમે છો, જે બાહારથી શોભાવાન દેખાએછે ખરી, પણ અંદર મુડદાનાં હાડ-
કાંઓએ તથા હરેક તરેહની ગલીચીથી ભરેલી છે. ૨૮ તેમ તમે પણ
માણસોની આગલ બાહારથી રાસત દેખાઓછો ખરા, પણ બાતીનમાં ઢોંગે
તથા શરારતથી ભરેલા છો. ૨૯ ઓ શાસતરીએ, તથા ફરોશીઓ, ઢોંગીએ,
તમને અફસોસ; કેમકે તમે નબીઓની કબરોને બાંધોછો, ને રાસતોની કબ-
રોને શોભાવાન કરોછો; ૩૦ ને કહોછો કે, અગર હમે હમારા બાપ દાદાઓના
દાહાડાઓમાં હતે, તો તેઓની સાથે નબીઓના ખુનમાં હમે શરીક નહીં
થતે. ૩૧ એ તરેહ તમે પોતા પર શાહેદી આપોછો કે નબીઓને મારી-
નાંખનારાઓનાં ફરજંદ તમે છો. ૩૨ તો તમે પોતાના બાપ-દાદાઓનું માપ
પુરૂં ભરો. ૩૩ ઓ સાપો, ઓ સાપોનાં બચાંઓ, જાહનમના આજાબથી
તમે શી તરેહ છુટશો? ૩૪ એ માટ જુઓ; નબીઓને તથા દાનાઓને તથા
શાસતરીઓને હું તમારી પાસે મોકલુંછઊં, ને તમે તેઓમાંનાને મારી નાંખ-
શો, ને કરૂસ પર જડશો, ને તેઓમાંનાને તમારાં એબાદતખાનાઓમાં તમે
કોરડા મારશો, ને શેહેરે શેહેરમાં તેઓની પુઠે લાગશો; ૩૫ કે રાસત હાબેલનાં
લોહોથી તે બારખીઆના દીકરા જાખરીઆ, જેને મંદીરની તથા કુરબાનગાહને
દરમીઆન તમે મારીનાંખીઓ હતો, તેના લોહી સુધી જે બધા રાસતોનું લોહી
જમીન પર વેહેવડાવીઊં હતું તે તમારી ઉપર આવે. ૩૬ હું તમને ખચીત કહું-
છઊં કે એ બધું આએ પેહેડી પર આવશે. ૩૭ ઓ ઈરશાલેમ, ઈરશાલેમ,
નબીઓને મારીનાંખનાર, ને જેઓને તારી પાશે મોકલીઆ તેઓને પથરે માર-
નાર, જેમ મુરઘી પોતાનાં બચાંને પાંખો તલે એકઠાં કરેછે, તેમ તારાં છોકરાંને
એકઠાં કરવાનું મેં કેટલીવાર ચાહીઊં, પણ તમે માનીઊં નહીં? ૩૮ જુઓ,
તમારે સારૂ તમારૂં ઘર ઉજડ રેહેવાનું છે. ૩૯ કેમકે હું તમને કહુંછઊં કે
ખોદાવંદને નામે જે આવેછે તે મુબારક છે, એમ તમે કેહેશો તાંહાં સુધી હવેથી
તમે મને નહીંજ જોશો.

## બાબ ચોવીશમો.

**પછી** ઈસુ મંદીરમાંથી બાહાર ગઈઓ, ને તેના શાગીરદો તેને મંદી-
રની બાંધણીઓ દેખાડવાને પાસે આવીઆ. ૨ તારે ઈસુએ તેઓને
કહીઉં કે, શું તમે એ બધાં નથી જોતા? હું તમને ખચીત કહુંછઉં કે, પડાશે
નહીં એવો પથર પર પથર એક પણ હીઆં રેહવા દેવાશે નહીં.
૩ પછી તે જઈતુનના પાહાડ પર બેઠો હતો તારે શાગીરદોએ એકાંત તેની
પાસે આવીને કહીઉં કે, એ કાહારે થશે, ને તારા આવવાની તથા જમાનાની
આખરની નીશાણી શી થશે, તે હમને કેહે. ૪ તારે ઈસુએ જવાબ આપીને
તેઓને કહીઉં કે, ખબરદાર કે કોઈ તમને ગુમરાહ નહીં કરે. ૫ કેમકે મારે
નામે ઘણા એમ કેહેતા આવશે કે, હું ખરીસત છઉં, ને ઘણાને ભુલાવશે.
૬ ને લડાઈઓ તથા લડાઈઓની ખબરો તમે શાંભલશો; તારે ખબરદાર, ગભ-
રાતા ના, કેમકે એ બધું થવાની જરૂર છે, પણ એટલામાં આખર નહીં આવશે.
૭ કેમકે કોમ કોમ પર, તથા પાદશાહત પાદશાહત પર ચડી આવશે, ને દકાલો
તથા મરકીઓ તથા કેટલેએક ઠેકાણે ધરતીકંપારા થશે. ૮ એ બધું મુસી-
બતોની શરૂઆત છે. ૯ તારે તેઓ તમને દુખને સારૂ સોંપશે, ને તમને મારી-
નાંખશે, ને મારાં નામને લીધે બધી કોમો તમારી પર દુશમની કરશે. ૧૦ ને
તે વખત ઘણાઓ ઠોકર ખાશે, ને એક બીજાને પકડાવી આપશે, ને એક
બીજા પર કીનો રાખશે. ૧૧ ને જુઠા નબીઓ ઘણા ઉઠશે, ને ઘણાને ભુલા-
વશે. ૧૨ ને બદી બહુ વધીઆથી ઘણાઓનો પીઆર થંડો થઈ જશે.
૧૩ પણ આખરલગી જે ટકશે તે તરશે. ૧૪ ને બધી કોમોને શાહેદી થવા સારૂ
પાદશાહતની આ ખુશખબરની મુનાદી આખી દુનીઆમાં થશે; ને તારે
આખર આવશે. ૧૫ એ સારૂ ઉજડની ગંદી-ચીજ જે બાબત દાનીએલ
નબીએ કહેલું છે, તેને જારે તમે પાક મકાનમાં ઉભેલી જુઓ, (જે વાંચે
તે સમજે.) ૧૬ તારે જે ઈહુદામાં હોએ તે પાહાડો પર નાહાશે; ૧૭ ધાબા
પર જે હોએ તે પોતાનાં ઘરમાંથી કંઈ લેવાને ન ઉતરે; ૧૮ ને ખેતરમાં જે
હોએ તે પોતાનાં લુગડાં લેવાને પાછો ન ફરે. ૧૯ ને તે દાહાડાઓમાં જે
હમલવાલી છે, તથા જે ધવાડેછે, તેઓને અફસોસ. ૨૦ પણ તમારૂં
નાહારાવું શીઆલામાં કે સબત દાહાડે ન થાએ વાસતે તમે દુઆ માગો.
૨૧ કેમકે તે વખત એવી મોટી મુસીબત થશે કે દુનીઆની શરૂથી હમણા સુધી
થઈ નથી, ને કદી થશે પણ નહીં. ૨૨ ને અગર તે દાહાડા ઓછા નહીં

કરાએ તો કોઈ પણ બચી નહીં શકે; પણ પસંદ કરેલાઓને સારૂ તે દાહાડા
ઓછા કરાશે. ૨૩ તારે જો કોઈ તમને કેહે કે, જુએ, ખરીસત હીઆં
કે તાંહાં છે, તો તમે માનતા ના; ૨૪ કેમકે જુઠા ખરીસત તથા જુઠા નબી-
એ ઉઠશે, ને એવા મોટા મોજેજા તથા કરામતો દેખાડશે કે જો બની શકે
તો પસંદ કરેલાઓને પણ તેઓ ભુલાવશે. ૨૫ જુઓ, મેં અગાઉથી તમને
કહીઉં છે. ૨૬ એ સારૂ જો તેઓ તમને કેહે કે, જુઓ, તે રાનમાં છે,
તો બાહાર ન જતા; જુઓ, તે ઓરડામાં છે, તો ન માનતા. ૨૭ કેમકે
જેમ વીજલી પુરવથી નીકલીને પસચમ સુધી ચમકેછે, તેમજ આદમીના
બેટાનું આવવું થશે. ૨૮ કેમકે જાંહાં મુડદું છે, તાંહાં ગીદો એકઠા થશે.
૨૯ ને તે દાહાડાઓની મુસીબત બાદ તુરત સુરજ અંધરાએલો થઈ જશે,
ને ચાન પોતાની રોશની નહીં આપશે, ને આસમાનથી સીતારા પડશે,
ને આસમાનની કુવતો હલી જશે. ૩૦ ને તારે આદમીના બેટાની નીશાણી
આસમાનમાં દેખાશે, ને તારે જમીન પરનાં બધાં કુટુંબો શોક કરશે; ને આદ-
મીના બેટાને કુવત તથા મોટા જલાલ સાથે આસમાનનાં વાદલાં પર આવતો
તેઓ જોશે. ૩૧ ને રણસીંઘડાના મોટા આવાજ શુધાં તે પોતાના ફીરસતા-
ઓને મોકલશે; ને તેઓ તેના પસંદ કરેલાઓને ચારોતરફથી આસમાનના
એક છેડાથી બીજા છેડા સુધી એકઠા કરશે. ૩૨ હવે અંજીરના જાહાડની
તમસીલ શીખો. જારે તેની ડાલી કુમલી છે; ને પાતરાં નીકલેછે, તારે તમે
જાણોછો કે ઉનાલો પાશે આવીઓ. ૩૩ એમજ જારે તમે એ બધાં જુ-
ઓ તારે જાણો કે તે [વખત] પાશે, બલકે બારણા આગલજ છે. ૩૪ હું
તમને ખચીત કહુંછઉં કે એ બધાં પુરાં થશે તાંહાં સુધી આ પેહેડી ગુજરી
નહીં જશે. ૩૫ આસમાન તથા જમીન ટલી જશે, પણ મારી વાતો હરગેજ
ટલી નહીં જશે.

૩૬ પણ તે દાહાડા તથા તે ઘડીને મારા બાપ શીવાએ કોઈ જાણતું નથી;
આસમાનના ફીરસતાઓ પણ નહીં. ૩૭ ને જેમ નુહના વખતમાં થઈઊં
તેમજ આદમીના બેટાનું આવવું પણ થશે. ૩૮ કેમકે જેમ રેલ આવવાની
અગાઉ નુહ વાહાણમાં ચહડી બેઠો તાંહાં સુધી તેઓ ખાતા પીતા, ને પરણતા
પરણાવતા હતા; ૩૯ ને રેલ આવીને સહુને તાણી લઈ ગઈ તાંહાં સુધી તેઓ
ન સમજા, તેમજ આદમીના બેટાનું આવવું પણ થશે. ૪૦ તારે બે માણસ

ખેતરમાં હશે, એકને પકડશે, ને બીજાને પડતો મુકશે. ૪૧ બે ઓરતો
ઘંટીએ દલતી હશે, એકને પકડશે, ને બીજીને પડતી મુકશે,
૪૨ વાસતે જાગતા રહો, કેમકે તમારો ખોદાવંદ કહી ઘડીએ આવશે એ
તમે જાણતા નથી. ૪૩ પણ એ જાણો કે, ચોર કહે પોહોરે આવેછે, એ
જો ઘરબારી જાણતો હતે, તો તે જાગતો રેહેતે, ને પોતાનાં ઘરમાં ખાતર પાડવા
નહીં દેતે. ૪૪ એ સારૂ તમે પણ તઇઆર થઈ રહો; કેમકે જે વખતે તમે
ધારતાં નથી, તે વખતે આદમીનો બેટો આવશે. ૪૫ તો જે ચાકરને તેના
ધણીએ પોતાના ઘરનાંને ઠીક વખત પર ખાવાનું આપવાને રાખીઓ તે દીઆ-
નતદાર તથા હુશીઆર ચાકર કોણ છે? ૪૬ મુબારક છે તે ચાકર જેને તેનો
ધણી આવીને એમ કરતાં જોશે. ૪૭ હું તમને ખચીત કહુંછઉં કે તે તેને
પોતાનાં બધાં પર મુખતીઆર ઠરાવશે. ૪૮ પણ જો તે ભુંડો ચાકર
પોતીકાં મનમાં કેહેશે કે મારો ધણી અવતાં વાર લગાડેછે; ૪૯ ને પોતાની
સાથેના ચાકરોને મારવા તથા પીવેલાઓની સાથે ખાવા પીવા તે લાગશે;
૫૦ તો જે દાહાડે તે રાહ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી, તેમાં તે
ચાકરનો ધણી આવશે; ૫૧ ને તેને કાપીનાંખશે, ને તેનો ભાગ ઢોંગીઓની
સાથે ઠરાવશે; તાંહાં રડવું ને દાંત પીશવું થશે.

## બાબ પચીશમો.

**તારે** અસમાનની પાદશાહતને દશ કુંઆરીઓની તમસીલ અ-
પાશે, કે જે પોતાની મશાલો લઇને વરને મલવા સારૂ બાહાર ગઈ. ૨ ને
તેઓમાંની પાંચ દાનાવ, ને પાંચ નાદાન હતી. ૩ ને નાદાનોએ પોતાની
મશાલો લીધી, પણ સાથે તેલ નહીં લીધું. ૪ પણ દાનાવોએ પોતાનાં
વાસણોમાં તેલ પોતાની મશાલોની સાથે લીધું. ૫ ને વરને વાર લાગી એટ-
લામાં તે સરવે જોકા ખાઇને ઊંઘી ગઈ. ૬ ને અરધી રાતે બુમ પડી કે,
જુઓ, વર આવેછે, તેને મલવાને નીકલો. ૭ તારે તે સઘલી કુંઆરીઓ-
એ ઉઠીને પોતાની મશાલો તઇઆર કીધી. ૮ ને નાદાનોએ દાનાવોને
કહીઉં કે, તમારાં તેલમાંથી હમને આપો, કેમકે હમારી મશાલો હોલવાઈ ગઈ
છે. ૯ પણ દાનાવોએ જવાબ આપીને કહીઉં કે, કદાચ હમને તથા
તમને પુરૂં નહીં પડશે; વાસતે બેહતર તમે વેચનારાઓની પાસે જાઓ, ને
પોતાને સારૂ વેચાતું લો. ૧૦ ને તેઓ વેચાતું લેવા ગઈ એટલામાં વર આવી

પોહોંચીઓ, ને જેઓ તઇઆર હતી તેઓ તેની સાથે વેહેવાના ઘરમાં ગઈ,
ને બારણું બંધ કરાઇઉં. ૧૧ પછી તે બીજી કુંઆરીઓએ આવીને કહીઉં
કે, ખોદાવંદ, ખોદાવંદ, હમારે સારૂ ઉઘાડ. ૧૨ પણ તેણે જવાબ આપીને
કહીઉં, હું તમને ખચીત કહુંછઉં કે હું તમને નથી ઓલખતો. ૧૩ વાસ્તે
તમે જાગતા રેહો, કેમકે જે દાહાડે ઇઆ જે ઘડીએ આદમીનો બેટો આ-
વશે એ તમે જાણતા નથી.

૧૪ કેમકે [તેનું આવવું] કોઈએક માણસના જેવું છે, જેણે સફરે જતી
વખતે પોતાના ચાકરોને તેડીને પોતાનો માલ તેઓને સોંપીઓ. ૧૫ એકને
તેણે પાંચ તાલંત, ને બીજાને બે, ને તીજાને એક, હરેકને તેની શકતી પર-
માણે આપીઆં; ને તુરત સફર કરવા તે ગઇઓ. ૧૬ પછી જે પાંચ તાલંત
પામીઓ હતો તેણે જઇને તેથી વેપાર કરીને બીજાં પાંચ તાલંત મેલવીઆં.
૧૭ તેમજ જે બે [પાંમીઓ હતો] તેણે પણ બીજાં બે મેલવીઆં. ૧૮ પણ
જે એક પામીઓ હતો તેણે જઇને જમીન ખોદીને પોતાના ધણીનું નાણું
દાટી મુકીઉં. ૧૯ ને લાંબી મુદત પછી તે ચાકરોનો ધણી આવીઓ, ને
તેઓ પાસેથી હીસાબ લેવા માંડીઓ. ૨૦ તારે જે પાંચ તાલંત પાંમીઓ
હતો તે બીજાં પાંચ તાલંત પણ લેતો આવીઓ, ને તેણે કહીઉં, ખોદાવંદ,
તેં મને પાંચ તાલંત સોંપીઆં હતાં; જો, હું તે ઉપરાંત બીજાં પાંચ તાલંત ક-
માઇઓ. ૨૧ તારે તેના ધણીએ તેને કહીઉં કે, અએ નેક તથા દીઆ-
નતદાર ચાકર, શાબાશ; તું થોડામાં દીઆનતદાર નીકલીઓ; હું તને ઘણી
ચીજો પર એખતીઆર આપીશ; તું તારા ધણીની ખુશીમાં દાખલ થા.
૨૨ ને જે બે તાલંત પાંમીઓ હતો, તેણે પણ પાસે આવીને કહીઉં કે, ખોદાવંદ,
તેં મને બે તાલંત સોંપીઆં હતાં; જો, તે ઉપરાંત બીજાં બે તાલંત મેં મેલવી-
આં. ૨૩ તેના ધણીએ તેને કહીઉં કે, અએ નેક તથા દીઆનતદાર ચાકર,
શાબાશ; તું થોડાંમાં દીઆનતદાર નીકલીઓ; હું તને ઘણી ચીજો પર એ-
ખતીઆર આપીશ; તું તારા ધણીની ખુશીમાં દાખલ થા. ૨૪ પછી જે
એક તાલંત પાંમીઓ હતો, તેણે પાસે આવીને કહીઉં કે, ખોદાવંદ, જાંહાં તેં
નથી વાવીઉં તાંહાંથી તું કાપનાર, ને જાંહાં તેં નથી વીખેરીઉં તાંહાંથી તું સમે-
ટનાર છે, એવા સખત મીજાજનો મેં તને જાંણીઓ; ૨૫ વાસ્તે હું બીધો,
ને જઇને તારાં તાલંતને મેં જમીનમાં દાટી મુકીઉં; જો, જે તારૂં તે મોજુદ છે.
૨૬ ને તેના ધણીએ જવાબ આપીને તેને કહીઉં કે, અએ બદ તથા સુસત

ચાકર, જાંહાં મેં નથી વાવીઊં તાંહાંથી હું કાપુંછઊં, ને જાંહાં મેં નથી વીએ-
રીઊં તાંહાંથી હું સમેટ કરૂંછઊં, એમ તેં જાણીઊં. ૨૭ તો મારૂં નાણું તારે
નાણાવટીઓને આપવું જોઇતું હતું, કે હું આવીને વીઆજ સુધાં મારૂં પામી-
લેત. ૨૮ એવાસતે એની પાસેથી તાલંત લઇને જેની પાસે દશ તાલંત
છે તેને આપો. ૨૯ કેમકે જે હરેકને છે, તેને અપાશે, ને તેનું ઘણું થશે;
પણ જેને નથી, તેનું જે છે તે પણ તેની પાસેથી લીધામાં આવશે. ૩૦ ને
તે નકામા ચાકરને બાહારના અંધારામાં કાહાડી મુકો; તાંહાં રડવું ને દાંત
પીશવું થશે.

૩૧ અને જારે આદમીનો બેટો પોતાના જલાલમાં કુલે પાક ફીરશતાઓ
સુધાં આવશે, તારે તે પોતાના જલાલનાં તખત પર બેસશે. ૩૨ ને બધી
કોમો તેની આગલ એકઠી કરાશે; ને જેમ પાલક ગેટાંને બકરાંથી જુદાં પાડે-
છે, તેમ તે તેઓને એક બીજાંથી જુદાં પાડશે. ૩૩ ને ગેટાંને તે પોતાની
જમણી ગમ, ને બકરાંને ડાબી ગમ, રાખશે. ૩૪ તારે પાદશાહ પોતાની
જમણી ગમનાઓને કેહેશે કે, અએ મારા બાપના મુબારકો, આવો, જે
પાદશાહત દુનીઆનો પાઇઆ નાંખીઆ અગાઉ તમારે સારૂ તઇઆર કીધી
છે તેનો વારસો લો. ૩૫ કેમકે હું ભુખીઓ હતો, તારે તમે મને ખાવાને
આપીઊં; હું તરશીઓ હતો, તારે તમે મને પાઇઊં; હું પરદેશી હતો, તારે તમે
મને પહેરોણો રાખીઓ; ૩૬ હું ઉઘાડો હતો, તારે તમે મને પેહેરાવીઓ; હું
માંદો હતો, તારે તમે મને મલવા આવીઆ; હું કેદમાં હતો, તારે તમે મારી
પાસે આવીઆ. ૩૭ તારે રાસતો તેને જવાબ આપીને કેહેશે કે, ૩૮ ઓદાવંદ,
કીઆરે હમે તને ભુખીઓ જોઇને ખવાડીઊં, ઇઆ તરશીઓ જોઇને પાઇઊં?
ને કીઆરે હમે તને પરદેશી જોઇને પહરોણો રાખીઓ, ઇઆ ઉઘાડો જોઇને
પેહેરવાનું આપીઊં? ૩૯ ને કીઆરે હમે તને માંદો કે કેદમાં જોઇને તારી પાસે
આવીઆ? ૪૦ તારે પાદશાહ જવાબ આપીને તેઓને કેહેશે, હું તમને
ખચીત કહુંછઊં, કે આ મારા ભાઇઓમાંના બહુ નાંહાંનાઓમાંથી એકને જે
તમે કીધું તે મનેજ કીધું. ૪૧ પછી ડાબી ગમનાઓને પણ તે કેહેશે કે,
અએ લાનતીઓ, જે હમેશાંની આગ, શેતાન તથા તેના ફીરશતાઓને સારૂ
તઇઆર કીધી છે, તેમાં તમે મારી આગલથી જાઓ. ૪૨ કાંજે હું ભુખીઓ
હતો, પણ તમે મને ખાવાને આપીઊં નહીં; હું તરશીઓ હતો, પણ તમે મને
પાઇઊં નહીં; હું પરદેશી હતો, પણ તમે મને પહેરોણો રાખીઓ નહીં; ૪૩ ઉ-

ધાડો, પણ તમે મને પેહેરાવીઊં નહીં; માંદો તથા કેદમાં, પણ તમે મને જોવા
નહીં આવીઆ. ૪૪ તારે તેઓ પણ તેને જવાબ આપીને કેહેસે કે, ઓદા-
વંદ, કારે હમે તને ભુખીએ કે તરશીએ, ઇઆ પરદેશી કે ઉઘાડો, ઇઆ
માંદો કે કેદમાં, જોઇને તારી સેવા કીધી નહીં? ૪૫ તારે તે તેઓને જવાબ
આપીને કેહેસે, હું તમને ખચીત કહુંછઉં કે તમે આ બહુ નાહાનાઓમાંથી
એકને જે નહીં કીધું, તે મનેજ નહીં કીધું. ૪૬ ને એઓ હમેશાંની સજામાં
જસે, પણ રાસતો હમેશાંની જીંદગીમાં જસે.

## બાબ છવીશમો.

**અને** ઇસુએ એ બધી વાતો પુરી કીધી તારે એમ થઇઊં કે તેણે
પોતાના શાગીરદોને કહીઊં, ૨ તમે જાણોછો કે બે દાહાડા પછી પાસખા
જસન છે; તારે આદમીનો બેટો કરૂસે જડાવવા સારૂ સોંપાસે.
૩ તારે મુખીઅ કાહીનો તથા શાસતરીઓ તથા લોકોના વડીલો કાઆફા
નામે સરદાર કાહીનની કચેરીમાં એકઠા થઇઆ; ૪ ને ઇસુને દગાથી પકડીને
મારીનાંખવા સારૂ મનસુબો કીધો. ૫ પણ તેઓએ કહીઊં કે, જસનમાં
નહીં; રખે લોકોમાં ગડબડ થાએ.
૬ અને ઇસુ બેથાનીઆમાં સીમોન કોહોડીઆનાં ઘરમાં હતો. ૭ તારે
એક ઓરત તેની પાસે આએવી, જેની પાસે આલાબાસતરની શીશીમાં ઘણું
કીમતી અતર હતું, ને તે જમવા બેઠો તારે તેનાં માથા પર તેણે તે રેડીઉં.
૮ પણ તેના શાગીરદોએ દીઠું તારે ગુસે ભરાઇને કહીઊં કે, એ બરબાદી
શા વાસતે? ૯ કેમકે એ અતર ઘણે મુલે વેચાતે, ને દરીદરીઓને અપાતે.
૧૦ તારે ઇસુએ એ જાણીને તેઓને કહીઉં કે, એ ઓરતને તમે કેમ તસદી
દોછો? કાંજે એણે તો મારે સારૂ નેક કામ કીધું છે. ૧૧ કેમકે દરીદરી હમેશ
તમારી સાથે છે, પણ હું તમારી સાથે હમેશ નથી. ૧૨ તેણે એ અતર
મારાં બદન પર રેડીઊં એ તો મારા દાટવાને સારૂ તેણે કીધું. ૧૩ હું તમને
ખચીત કહુંછઉં કે આએ ખુશખબર આખી દુનીઆમાં જાંહાં કહીં પરગટ
કરાસે તાંહાં એણે જે કીધું તે પણ એની ઇઆદીને સારૂ કેહેવાસે.
૧૪ તારે યહુદા ઇશકારીઓત કેહેવાએલા તે બારમાંના એકે મુખી કાહીનો
પાસે જઇને કહીઉં કે, ૧૫ હું તેને તમને પકડી આપું તો તમે મને શું

આપશો? ને તેઓએ તેની સાથે તીશ રૂપીઆ પઠીઆ. ૧૬ ને તારથી તેણે
તેને સોંપવાનો વગ શોધીઆ કીધો.

૧૭ અને બેખમીરની રોટલીને પેહેલે દાહાડે શાગીરદોએ ઈસુની પાસે આવીને
તેને કહીઉં કે, હમે તારે સારૂ પાસખાનું ખાવાનું કાંહાં તઈઆર કરીએ? તારી
શી મરજી છે? ૧૮ તારે તેણે કહીઉં કે, શેહેરમાં ફલાણાની પાસે જઈને તેને
કહો કે, ઉસતાદ કેહેછે કે મારો વખત નજદીક આએવો છે, હું મારા શાગીરદો
સુધાં તારે ઘેર પાસખા પાલીશ. ૧૯ ને ઈસુએ શાગીરદોને જે હુકમ આપીઓ
હતો, તેમ તેઓએ કીધું, ને પાસખાં તઈઆર કીધું. ૨૦ ને સાંહાંજ પડીઆ પર
બારોની સાથે તે ખાવા બેઠો. ૨૧ ને તેઓ ખાતા હતા તારે તેણે કહીઉં, હું તમ-
ને ખચીત કઊંછઉં કે તમારામાંનો એક મને પકડાવશે. ૨૨ તારે તેઓ ઘણા
દલગીર થઈઆ, ને તેઓમાંનો હરેક તેને પુછવા લાગીઓ કે, ખોદાવંદ, શું તે હું
છઉં? ૨૩ ને તેણે જવાબ આપીને કહીઉં કે, મારી સાથે થાલીમાં જે હાથ
ઘાલેછે, તેજ મને પકડાવશે. ૨૪ આદમીના બેટા બાબત જેમ લખેલુંછે તેમ
તે જાએછે ખરો; પણ જે માણસથી આદમીનો બેટો પકડાએછે તેને અફસોસ.
અગર તે શખસ પેદા નહીં થઈઓ હતે તો એ તેને સારૂ બેહતર હતે ૨૫ તારે
તેને પકડાવનાર યહુદાએ જવાબ આપીને કહીઉં, ઉસતાદ, શું તે હું છઉં? તે
તેને કેહેછે કે, તેં પોતેજ કહીઉં.

૨૬ અને તેઓ ખાતા હતા તારે ઈસુએ રોટલી લીધી; ને શુકર કરીને તોડી,
ને શાગીરદોને આપીને કહીઉં કે, લેઓ, ખાઓ, એ મારૂં બદન છે. ૨૭ ને
પીઆલું લીધું, ને શુકર કરીને તેઓને આપતાં કહીઉં કે, તમે બધા એમાં-
થી પીઓ. ૨૮ કેમકે નવા બંદોબશતનું મારૂં લોહી, જે ઘણાઓનાં પાપોની
માફીને શારૂ વેહેવડાવાએછે, તે એ છે. ૨૯ ને હું તમને કહુંછઉં કે હું મારા
બાપની પાદશાહતમાં તમારી સાથે નવો પીઈશ તે દાહાડા શુધી આ દરાખનો
રસ હું હવેથી પીનાર નહીં.

૩૦ પછી તેઓ ગીત ગાઈને જઈતુનના પાહાડ પર ગઈઆ. ૩૧ તારે ઈસુ
તેઓને કેહેછે કે, તમે સહુ આજ રાતે મારે લીધે ઠોકર ખાશો; કાંજે એમ
લખીઉં છે કે, "હું પાલકને મારીશ, ને ટોલાનાં ગેટાં વીખરાઈ જશે." ૩૨ પણ
મારા ઉઠીઆ પછી હું તમારી અગાઉ ગાલીલમાં જઈશ. ૩૩ તારે પીતરે જવાબ
આપીને તેને કહીઉં, અગર બધા તારે લીધે ઠોકર ખાએ, તો પણ હું કદી ઠોકર
નહીં ખાઈશ. ૩૪ ઈસુએ તેને કહીઉં, હું તને ખચીત કહુંછઉં કે આજ રાતે

મુરઘો બોલીઆ અગાઉ તરણ વાર તું મારો ઇંકાર કરસે. ૩૫ પીતરે તેને કહીઉં, જો તારી સાથે મારે મરવું પડે તોએપણ હું તારો ઈકાર નહીં કરીશ. બધા શાગીરદોએ પણ એમજ કહીઉં.

૩૬ તારે ઈસુ તેઓની સાથે ગેથસેમાની કેહેવાએલે ઠેકાણે આવેછે, ને શાગીરદોને કેહેછે કે, હું તાંહાં જઇને દુઆ માગું તાંહાં સુધી તમે હીઆં બેસો. ૩૭ ને પીતરને તથા જેબેદીના બે દીકરાઓને સાથે લઇને પોતે ગમગીન તથા ઘણો દલગીર થવા લાગીઓ. ૩૮ તારે તે તેઓને કેહેછે કે, મારો જીવ ઘણો ગમગીન, બલકે મરવાની હાલતમાં છે, તમે હીઆં રહીને મારી સાથે જાગો. ૩૯ પછી તે થોડો દુર ગઈઓ ને ઉંધે મોહોને પડીને દુઆ માગી કે, અએ મારા બાપ, જો બની શકે તો આ પીઆલું મારાથી દુર કર; તોપણ મારી મરજી પરમાણે નહીં, પણ તારી મરજી પરમાણે થાઓ. ૪૦ પછી શાગીરદો પાસે તે આવીઓ, ને તેઓને ઉંઘતા જોઇને પીતરને કેહેછે, શું તમે એક ઘડી પણ મારી સાથે જાગતા રહી નથી શકતા? ૪૧ તમે અજમાએશમાં ન પડો એ સારૂ જાગતા રેહો, ને દુઆમાગો; રૂહને ખાહેસ છે ખરી, પણ બદન નબલું છે. ૪૨ વલી બીજીવાર તેણે જઇને દુઆ માગી, અએ મારા બાપ, અગર આ પીઆલું મારા પીધા વીના મારી પાસેથી દુર થઈ નથી શકતું, તો તારી મરજી થાઓ. ૪૩ તારે તેણે આવીને બીજીવાર તેઓને ઉંઘતા જોઇઆ; કેમકે તેઓની આંખો ઉંઘથી ભારી હતી. ૪૪ પછી તેણે તેઓને મુકીને વલી જઇને તીજીવાર તેજ વાત કેહેતાં દુઆ માગી. ૪૫ તારે તે પોતાના શાગીરદોની પાસે આવીને તેઓને કેહેછે કે, હવે ઉંઘીઆ કરો, ને આરામ લેઓ; જુઓ, ઘડી નજદીક આવીછે, ને આદમીનો બેટો પાપીઓના હાથમાં સોંપાએછે. ૪૬ ઉઠો, આપણે જઈએ; જુઓ, જે મને પકડાવેછે તે પાસે આએવો છે.

૪૭ અને તે એમ કેહેતો હતો, તારે, જુઓ, તે બારમાંનો એક ઇઆને ઇહુદા આએવો; ને તેની સાથે મુખી કાહીનોની તથા લોકોના વડીલોની પાસેથી ઘણા લોક તલવારો તથા સોટા લઇને આવીઆ. ૪૮ તારે તેને પકડાવનારે તેઓને નીશાણી આપતાં કહીઉં કે, હું જેને ચુમુ તેજ તે છે; તેને પકડી લો. ૪૯ ને તુરત તેણે ઇસુની પાસે આવીને કહીઉં, ઉસતાદ, સલામ; ને તેને ચુમીઓ. ૫૦ ને ઇસુએ તેને કહીઉં કે, દોસત, તું શા વાસતે આવીઓ છે? તારે તેઓ પાસે આવીઆ, ને ઇસુ પર હાથ નાંખીને તેને પકડી લીધો. ૫૧ પછી જુઓ, ઇસુના સાથીઓમાંના એકે હાથ લાંબો કરીને પોતાની

તલવાર કાહાડી, ને સરદાર કાહીનના ચાકરને મારીને તેનો કાન કાપી નાંખીઓ.
૫૨ તારે ઈસુ તેને કેહેછે કે, તારી તલવાર તેનાં મીઆનમાં પાછી ઘાલ; કેમકે
જે સઘલા તલવાર પકડેછે, તેઓ તલવારથીજ મારીઆ જશે. ૫૩ શું તું
એવું ધારેછે કે હું હમણા મારા બાપ પાસે માગી નથી શકતો, ને તે ફીરશતાઓની
બાર ફોજથી વધારે મારી પાસે તુરત મોકલી ન દે? ૫૪ પણ કીતાબોમાં લખેલું
કે, એવું થવાની જરૂર છે, તે કેમ પુરૂં થશે? ૫૫ તે વેલા ઈસુએ લોકોને કહીઉં
કે, તમે તલવારો તથા સોટા લઈને જેમ ચોરને તેમ શું મને પકડવા બાહાર
આએવાછો? હું તો રોજ મંદીરમાં તમારી પાસે બેસીને તાલીમ આપતો હતો;
ને તમે મને નહીં પકડીઓ. ૫૬ પણ નબીઓની કીતાબોમાં લખેલું પુરૂં
થવા સારૂ એ બધું થવું જોઈએ. તારે બધા શાગીરદો તેને મુકીને
નાહાસી ગઈઆ.

૫૭ પછી જેઓએ ઈસુને પકડીઓ હતો તેઓ જાંહાં શાસતરીઓ તથા
વડીલો એકઠા થઈઆ હતા તાંહાં કાઆફા સરદાર કાહીનની પાસે તેને લઈ
ગઈઆ. ૫૮ ને પીતર દુર દુર તેની પાછલ સરદાર કાહીનનાં ઘર સુધી ચાલીઓ
ગઈઓ, ને અંદર જઈને ચાકરોની સાથે આખર શું થાએ તે જોવાને બેઠો.
૫૯ ને મુખી કાહીનોએ તથા વડીલોએ તથા આખી મીજલસે ઈસુ પર જુઠી
ગવાહી શોધી કે તેને મારીનાંખે, પણ તેઓને નહીં જડી. ૬૦ જુઠા શાહેદો ઘણા
આવીઆ, તોપણ નહીં જડી; આખરે બે જુઠા શાહેદોએ આવીને કહીઉં કે,
૬૧ એણે કહીઉં છે કે, ખોદાનાં મંદીરને પાડી નાંખવાને, તથા તરણ દાહાડામાં
તેને પાછું બાંધવાને હું કુવતમંદ છઉં, ૬૨ તારે સરદાર કાહીને ઉઠીને તેને
કહીઉં, શું તું કંઈ જવાબ નથી આપતો? એઓ તારી ઉપર શી ગવાહી
પુરેછે? પણ ઈસુ ચુપજ રહીઓ. ૬૩ તારે સરદાર કાહીને જવાબ આપીને તેને
કહીઉં, હું તને જીવતા ખોદાના કશમ ઘાલુંછઉં કે ખરીસત જે ખોદાનો બેટો
તે તુંજ છે કે નહીં, એ હમને કેહે. ૬૪ ઈસુ તેને કેહેછે કે, તેં કહીઉં તેજ;
લેકીન હું તમને કહુંછઉં કે હવે પછી આદમીના બેટાને કુદરતના જમણા હાથ
પર બેઠેલો તથા આસમાનનાં વાદલો પર આવતો તમે જોશો. ૬૫ તારે સરદાર
કાહીને પોતાનાં લુગડાં ફાડીને કહીઉં કે, એ કુફર બકેછે; આપણને બીજા
શાહેદોની શી જરૂર છે? જુઓ, હવે તમે એનું કુફર શાંભલીઉં છે.
૬૬ તમે શું ધારોછો? ને તેઓએ જવાબ આપીને કહીઉં કે, એ મોતની સજા
લાએક છે. ૬૭ તારે તેઓએ તેના મોહો પર થુકીને તેને મુકીઓ મારી, ને

બીજાઓએ તેને થપડાકો મારતાં કહીઉં કે, ૬૮ અએ ખરીસત, હમને કેહે કે
કોણે તને મારીઓ છે?
૬૯ અને પીતર બાહાર ચોકમાં બેઠો હતો, તારે એક ચાકરડીએ તેની પાસે
આવીને કહીઉં કે, તું પણ ગાલીલના ઈસુની સાથે હતો. ૭૦ પણ તેણે
સહુની આગલ ઇંકાર કરીને કહીઉં કે, તું જે કેહેછે તે હું કંઇ જાણતો
નથી. ૭૧ ને પરસાલમાં તે બાહાર આવીઓ, તારે બીજીએ તેને જોઇને
તાંહાં જે હતા તેઓને કહીઉં કે, એ પણ ઈસુ નાજારીની સાથે હતો.
૭૨ પણ તેણે સોગંદ ખાઇને વલી ઇંકાર કીધો કે, તે માણસને હું જાણતો
નથી. ૭૩ ને થોડીવાર પછી ઉભા રેહેનારાઓએ પાસે આવીને પીતરને
કહીઉં કે, બેશક તું પણ તેઓમાંનો છે, કાંજે તારી બોલી તને જાહેર કરેછે.
૭૪ તારે તે લાનત નાંખવા તથા સોગંદ ખાવા લાગીઓ કે, હું તે માણસને
જાણતો નથી. ને તુરત મુરઘો બોલીઓ. ૭૫ ને જે વાત ઈસુએ પીતરને
કહી હતી કે, મુરઘો બોલીઆ આગાઉ તરણ વાર તું મારો ઇંકાર કરશે, તે તેણે
ઈઆદ કીધી; તારે તે બાહાર જઇને બહુ રડીઓ.

## બાબ સતાવીશમો.

**અને** સહવાર થઇ તારે સઘલા મુખી કાહીનોએ તથા લોકોના વડી-
લોએ ઈસુને મારીનાંખવા સારૂ મનસુબો કીધો. ૨ પછી તેઓએ તેને બાંધી-
ઓ, ને તેને લઇજઇને પંતીઅસ પીલત હાકીમને સોંપીઓ. ૩ તારે તે તકસી-
રદાર ઠરાવાઓ, એ જોઇને તેને પકડાવનાર ઈહુદાએ તોબા કીધી, ને તે તીશ
રૂપીઆ મુખી કાહીનોની તથા વડીલોની પાસે પાછા લાવીને કહીઉં કે, ૪ બે-
તકશીરદાર લોહી સોંપવાથી મેં પાપ કીધું છે; તારે તેઓએ કહીઉં કે, હમારે
શું? તે તું જાણ. ૫ પછી મંદીરમાં રૂપીઆ ફેંકીદઇને તે નીકલીઓ, ને જઇને
તેણે પોતાને ફાંસી દીધી. ૬ તારે મુખી કાહીનોએ તે રૂપીઆ લઇને કહીઉં
કે, એ લોહીની કીમત છે, વાસતે તીજોરીમાં એ મુકવા રવા નહીં. ૭ પછી
તેઓએ મનસુબો કરીને ગેરકોમીઓને દાટવા સારૂ કુંભારનું ખેતર તેથી
વેચાતું લીધું. ૮ એ સારૂ આજ સુધી તે ખેતર લોહીનું ખેતર કેહેવાએછે.
૯ ઇરેમીઆ નબીએ જે કહીઉં હતું તે તારે પુરૂં થઇઉં કે, "કીમત ઠરાવેલાના,
જેની કીમત ઈસરાએલનાં લોકે ઠરાએવી, તેના તીશ રૂપીઆ તેઓએ
લીધા; ૧૦ ને જેમ ખોદાવંદે મને હુકમ કીધો તેમ કુંભારનાં ખેતરને સારૂ
આપીઆ."

૧૧ તારે ઈસુ હાકીમની સાંહાંમાં ઉભો રહીઓ, ને હાકીમે તેને પુછતાં
કહીઉં કે, તું શું ઈહુદીઓનો પાદશાહ છે? તારે ઈસુએ તેને કહીઉં કે, તું
કેહેછે તેજ. ૧૨ ને મુખી કાહીનો તથા વડીલો તેના પર બટો મુકતા
હતા તારે તેણે કંઈ જવાબ નહીં આપીઓ. ૧૩ તારે પીલત તેને કેહેછે કે,
એઓ તારી ઉપર કેહેવી કેહેવી ગવાહી આપેછે, એ શું તું નથી શાંભલતો?
૧૪ પણ તેણે તેને એક બોલનો પણ જવાબ નહીં આપીઓ; એથી હાકીમ
ઘણો તાજુબ થઈઓ.

૧૫ હવે હાકીમનો દસતુર હતો કે જસનમાં જે એક બંધીવાનને લોકો ચાહે તેને
તેઓને સારૂ તે મુકી દોએ. ૧૬ ને તે વખતે બારાબાસ કેહેવાએલો તેઓનો
એક મશહુર બંધીવાન હતો. ૧૭ વાસતે તેઓ એકઠા થઈઆ તારે પીલતે
તેઓને કહીઉં, તમે કોહોને ચાહોછો કે હું તમારે સારૂ મુકી દઉં? બારાબાસને
કે જે ખરીસત કેહેવાએછે તે ઈસુને? ૧૮ કેમકે તેણે જાણીઉં કે તેઓએ
દુશમનીથી તેને સોંપીઓ હતો. ૧૯ ને ઇનસાફની ગાદી પર તે બેઠો, તારે તેની
બાઈએ તેને કેહેલાડી મોકલીઉં કે, તે રાસતને તું કંઈ કરતો ના, કેમકે આજે
ખાબમાં તેને લીધે હું ઘણી તસદી પામીછઉં. ૨૦ પણ મુખી કાહીનોએ
તથા વડીલોએ લોકોને સમજાએવા કે તેઓ બારાબાસને માગે, ને ઈસુને
મારીનંખાવે. ૨૧ હકીમે જવાબ આપીને તેઓને કહીઉં કે, તમે તે બેમાંથી
કોણને ચાહોછો કે હું તમારે સારૂ મુકી દઉં? ને તેઓએ કહીઉં કે, બારાબા-
સને. ૨૨ પીલત તેઓને કેહેછે કે, ઈસુ જે ખરીસત કેહેવાએછે, તેને હું શું
કરૂં? સહુએ તેને કહીઉં કે, તે કરૂસે જડાએ. ૨૩ તારે હાકીમે કહીઉં, શા
વાસતે? તેણે શું બદી કીધી છે? પણ તેઓએ વહતી બુમ પાડીને કહીઉં કે,
તે કરૂસે જડાએ. ૨૪ ને પીલતે જોઈઉં કે પોતાનું કંઈ ચાલતું નથી, પણ
વધતી ગડબડ થાએછે, તારે તેણે પાણી લઈને લોકોની આગલ પોતાના હાથ
ધોઈને કહીઉં કે, આએ રાસત શખસના લોહી બાબત હું પાક છઉં, તમે જાણો.
૨૫ તારે બધા લોકોએ જવાબ આપીને કહીઉં કે, એનું લોહી હમારા પર
તથા હમારી નસલ પર આવે. ૨૬ પછી તેણે બારાબાસને તેઓને સારૂ મુકી
દીધો, ને ઈસુને કોરડા મરાવીને કરૂસ પર જડાવવા સારૂ તેઓને સોંપીઓ.
૨૭ તારે હકીમના સીપાઈઓએ ઈસુને દીવાનખાંનામાં લઈ જઈને આખી
ટોલી તેની આસપાસ એકઠી કીધી. ૨૮ પછી તેઓએ તેનાં લુગડાં ઉતા-
રીને કીરમજી ડગલો તેને પેહેરાવીઓ. ૨૯ ને કાંટાનું તાજ ગુંથીને તેના માથા

પર મુકીઉં, ને તેના જમણા હાથમાં સોટી આપી, ને તેનો સાંહાંમાં ઘુંટણીએ
બેસીને તેની મશખરી કરીને કહીઉં કે, અએ યહુદીઓના પાદશાહ, સલામ.
૩૦ પછી તેઓ તેના પર થુંકીઆ, ને સોટી લઇને તેના માથા પર મારી.
૩૧ ને તેની મશખરી કરી રહીઆ, તારે ડગલો તેના પરથી ઉતારીને તેનાંજ
લુગડાં તેને પેહેરાવીઆં; પછી કરૂસ પર જડવાને તેઓ તેને લઈ ગઇઆ.
૩૨ ને તેઓ બાહાર જતા હતા તારે કુરેનીનો સીમોન નામે એક શખસ
તેઓને મલીઓ, તારે તેઓ તેનો કરૂસ તેની પાસે વેઠે ઉંચકાવી લઈ
ગઇઆ.

૩૩ અને ગલગથા નામે એક જગા, જે ખોપરીની જગા કેહેવાએછે,
તાંહાં પોહોંચીઆ. ૩૪ તારે તેઓએ પીત ભેલેલો સરકો તેને પીવાને આપીઓ,
પણ તેણે ચાખીને પીધો નહીં. ૩૫ ને તેને કરૂસ જડીઆ પર તેઓએ ચીઠી
નાંખીને તેનાં લુગડાં વેહેંચી લીધાં, એ સારૂ કે નબીએ જે કહીઉં હતું તે પુરૂં
થાએ કે, "મારાં લુગડાં તેઓએ માહોમાં વેહેંચી લીધાં, ને મારા ડગલા પર
ચીઠી નાંખી." ૩૬ પછી તેઓએ તાંહાં બેસીને તેની ચોકી કીધી.
૩૭ ને તેની તોહોમત લખીને તેના માથાની ઉપર ચોહોંટાડી કે, ઈસુ જે
યહુદીઓનો પાદશાહ, તે એજ છે. ૩૮ તારે તેઓએ તેની સાથે બે ચોરને
કરૂસ પર જડીઆ, એકને જમણી ગમ, ને બીજાને ડાબી ગમ.

૩૯ અને પાસેથી જનારાઓએ પોતાનાં માથાં હલાવતાં તથા તેની ઠઠા
કરીને કહીઉં કે, ૪૦ મંદીરના પાડનાર, તથા તેને તરણ દાહાડામાં બાંધનાર,
તું પોતાને બચાવ; જો તું ખોદાનો બેટો છે તો કરૂસ પરથી ઉતરી આવ. ૪૧ ને
તેજ તરેહ મુખી કાહીનોએ પણ શાસતરીઓ તથા વડીલો સુધાં મશખરી
કરીને કહીઉં કે, ૪૨ બીજાઓને એણે બચાવીઆ, એ પોતાને બચાવી નથી
શકતો; જો એ ઈસરાએલનો પાદશાહ છે, તો હમણા કરૂસ પરથી ઉતરી આવે,
ને હમે એના પર એતકાદ કરીએ. ૪૩ એણે ખોદા પર ભરોસો કીધો, જો તે
એને ચાહેછે તો હમણા એને છોડાવે; કેમકે એણે કહીઉં છે કે, હું ખોદાનો
બેટો છઉં. ૪૪ ને જે ચોરો તેની સાથે કરૂસ પર જડાઆ હતા તેઓએ પણ
એમજ તેની મશખરી કીધી.

૪૫ અને બપોરથી તીજા પોહોર સુધી આખા મુલકમાં અંધકાર થઇઓ.
૪૬ ને તીજા પોહોરને આશરે ઈસુએ મોહોટે આવાજે પોકાર મારીને કહીઉં
કે, એલી, એલી. લામા શબાખથાની, યાને અએ મારા ખોદા, મારા

ખોદા, તેં મને કેમ મુકી દીધો છે? ૪૭ ને જે તાંહાં ઉભા હતા તેઓમાંથી
કેટલાએકે શાંભલીને કહીઉં કે, એલીઆને એ હાંક મારેછે. ૪૮ ને તુરત
તેઓમાંથી એકે દોડીને ઇસપંજ લઇને સરકાથી ભીંજવીઉં, ને લાકડી પર
બાંધીને તેને ચુશવાને આપીઉં. ૪૯ પણ બીજાઓએ કહીઉં કે, રેહેવા દો,
આપણે જોઇએ કે એલીઆ એને છોડાવવાને આવેછે કે નહીં. ૫૦ પછી
ઇસુએ બીજી વાર મોહોટે આવાજે પોકાર મારીને પરાન કાહાડીઓ.
૫૧ તારે જુઓ, મંદીરના પડદાના ઉપરથી તલે સુધી ફાટીને બે ભાગ થઇ
ગઇઆ, ને ધરતી કાંપી, ને પથરો ફાટી ગઇઆ, ૫૨ ને કબરો ઉઘાડાઈ,
ને ઉંઘેલા પાક લોકોની ઘણી લાશો ઉઠી, ૫૩ ને તેના પાછા ઉઠીઆ પછી તેઓ
કબરોમાંથી નીકલીને પાક શેહેરમાં ગઇઆ, ને ઘણાઓની પાસે પરગટ થઈઆ.
૫૪ તારે જમાદારે તથા તેની સાથે જેટલા ઇસુની ચોકી કરતા હતા તેઓએ,
ધરતીકંપારો તથા જે જે થઇઉં તે જોઇને બહુ બીહીને કહીઉં કે, ખરા
ખર એ ખોદાનો બેટો હતો! ૫૫ તાંહાં ઘણી ઓરતો દુરથી જોઆ કરતી;
હતી, જેઓ ઇસુની ખીદમત કરતી ગાલીલથી તેની પાછલ આએવી હતી;
૫૬ તેઓમાં મરીઅમ માગદાલીન, ને ઇઆકુબની તથા ઇઓશીની મા
મરીઅમ તથા જેબેદીના દીકરાઓની મા હતી.

૫૭ અને સાંહાંજ પડી તારે ઈઉસફ નામે આરીમથાઇનો એક દોલતમંદ
શખસ જે ઇસુનો શાગીરદ હતો તે આવીઓ. ૫૮ તેણે પીલત પાસે જઇને
ઇસુની લાશ માગી. તારે પીલતે લાશ આપવાનો હુકમ કીધો. ૫૯ પછી ઈઉસફે
લાશ લઇને સણને ઉજલે લુગડે તે વીટાલી; ૬૦ ને પથરમાં ખોદાવેલો પોતા-
ની નવી કબરમાં તેને મુકી, ને એક મોહોટો પથર કબરના મોહો પર ગબડાવીને
તે ચાલીઓ ગઇઓ, ૬૧ તારે મરીઅમ માગદાલીન, તથા બીજી મરીઅમ
તાંહાં કબરની સાંહાંમાં બેઠી હતી.

૬૨ અને તઈઆરીના દાહાડાને બીજે દાહાડે મુખી કાહીનો તથા ફરોશીઓ-
એ પીલત પાસે એકઠા થઇને કહીઉં કે, ૬૩ સાહેબ, હમને ઇઆદ છે કે
તે ઠગ જીવતો હતો તારે તે કેહેતો હતો કે તરણ દાહાડા પછી હું ઉઠીશ. ૬૪ એ
સારૂ તરણ દાહાડા સુધી કબરની ચોકી કરવાનો હુકમ કર, રખે તેના શાગીરદો
રાતે આવીને તેને ચોરી લઈ જાએ, ને લોકોને કેહે કે, મરીગએલાઓમાંથી તે
ઉઠીઓ છે, તેથી છેલી ભુલ પેહેલી કરતાં મોહોટી થશે. ૬૫ તારે પીલતે તે-
ઓને કહીઉં કે, ચોકીદારો તમારી પાસે છે, તમે જાઓ, ને તમારી સમજ

પરમાણે ચોકી મુકી. ૬૬ પછી તેઓએ જઈને પથર પર મોહોર કીધી, ને
ચોકીદારોથી કબરની ચોકી કરાએવી.

## બાબ અઠ્ઠાવીશમો.

**અને** સબત પછી હપતાને પેહેલે દાહાડે બામદાદને વખત મરીઅમ માગદા-
લીન તથા બીજી મરીઅમ કબર જોવાને આએવી. ૨ ને, જુઓ, મોહોટો ધર-
તીકંપારો થઇઓ, કેમકે ખોદાવંદનો ફીરસ્તો આસમાનથી ઉતરીઓ, ને પાસે
આવીને [કબરનાં] મોહો પરથી પથરને ગબડાવીને તે પર બેઠો. ૩ તેનો ચેહેરો
વીજલી જેવો, ને તેનો પોશાક બરફના જેવો સફેદ હતો. ૪ ને તેના ડરથી ચોકી-
દારો ધુજીઆ, ને મરનતોલ થઈ ગઇઆ. ૫ તારે ફીરસ્તાએ જવાબ આપીને તે
ઓરતોને કહીઉં, તમે ના બીહો; કેમકે કરૂસપર જડાએલા ઈસુને તમે શોધો-
છો, એ હું જાણુંછઉં. ૬ તે હીઆં નથી, કેમકે તેણે જેમ કહીઉં હતું તેમ
તે ઉઠીઓ છે; તમે આવો, જાંહાં ખોદાવંદ સુતો હતો તે જગીઆ જુઓ.
૭ ને વેહેલાં જઇને તેના શાગીરદોને કહો કે, મરીગએલાઓમાંથી તે ઉઠીઓ
છે, ને જુઓ, તે તમથી અગાઉ ગાલીલમાં જાએ છે, તાંહાં તમે તેને જોશો;
જુઓ, મેં તમને કહીઉં છે. ૮ તારે તેઓ ખોફ તથા ઘણી ખુશી સાથે કબર
પાસેથી જલદી રવાના થઇને તેના શાગીરદોને ખબર આપવાને દોડી. ૯ ને
તેઓ તેના શાગીરદોને ખબર આપવા જતી હતી એટલામાં જુઓ ઈસુએ
તેઓને મલીને કહીઉં, સલામ; તેઓએ પાસે આવીને તેનાં કદમ પકડીઆં,
ને તેનો સજદો કીધો. ૧૦ તારે ઈસુ તેઓને કેહેછે કે, બીહો ના, જાઓ, મારા
ભાઈઓને કહો કે, તેઓ ગાલીલમાં જાએ, ને તાંહાં તેઓ મને જોશે.
૧૧ અને તેઓ જતી હતી, તારે, જુઓ, ચોકીદારોમાંથી કેટલાએકે
શેહેરમાં જઇને જે જે થઇઉં તે બધું મુખી કાહીનોને કહીઉં. ૧૨ તારે તેઓ-
એ વડીલો સુધાં એકઠા થઇને તથા મનસુબો કરીને તે સીપાઇઓને ઘણા
રૂપીઆ આપીને કહીઉં કે, તમે એમ કહો કે, ૧૩ હમે ઉંઘમાં હતા તારે તેના
શાગીરદો રાતે આવીને તેને ચોરી લઈ ગઇઆ. ૧૪ ને જો એ વાત હાકીમના
કાનપર પડશે, તો હમે તેને સમજાવીને તમને બચાવશું. ૧૫ પછી તેઓએ
રૂપીઆ લીધા, ને શીખવીઆ પરમાણે કીધું; ને આજ સુધી એ વાત ઈહુદી-
ઓમાં મશાહુર છે.
૧૬ તારે અગીઆર શાગીરદો ગાલીલમાં એક પાહાડ પર જાંહાં ઈસુએ

તેઓને બતાવીઊં હતું તાંહાં ગઈઆ. ૧૭ ને તેઓએ તેને જોઈને તેનો
સજદો કીધો, પણ કેટલાએકો શક લાવીઆ. ૧૮ તારે ઈસુએ પાસે આવીને
તેઓને કહીઊં કે, આસમાન તથા જમીન પરનો કુલ એખતીઆર મને
આપાઓ છે. ૧૯ વાસતે તમે જઈને બધી કોમોને શાગીરદ કરો; બાપ, તથા
બેટા, તથા પાક-રૂહને નામે તેઓને બાપતીસમા આપો. ૨૦ મેં તમને જે
જે હુકમો કીધા તે બધા પાલવાનું તેઓને શીખવો, ને જુઓ, જમાનાની
આખર સુધી હું હમેશા તમારી સાથે છઊં. આમીન.

# મારકની ઈંજીલ.

## બાબ પેહેલો.

**ખોદાના** બેટા ઈસુ ખ્રીસતની ઈંજીલની શરૂઆત. ૨ જેમ નબી-
ઓની કીતાબોમાં લખેલું છે કે, "જો, હું મારા પેગંબરને તારી આગલ મોકલું-
છઊં, તે તારી આગલ તારો રસતો તઈઆર કરશે. ૩ રાનમાં એક પોકારના-
રનો આવાજ છે કે, ખોદાવંદની રાહ તઈઆર કરો, તેના રસતા સીધા કરો;"
૪ તેમ ઈઓહાન રાનમાં બાપતીસમા આપતો, તથા ગુનાહોની માફીને સારૂ તો-
બાનું બાપતીસમા જાહેર કરતો આવીઓ. ૫ તારે આખા ઈહુદા મુલકના
તથા ઈરૂશાલેમના રેહેનારાઓ તેની પાસે બાહાર ગઈઆ, ને પોતાનાં પાપ કબુલ
કરીને ઈઅરદન નદીમાં બધા તેનાથી બાપતીસમા પામીઆ. ૬ ને ઈઓહાન
ઊંટનાં રૂઆનાં લુંગડાં પેહેરતો હતો, ને પોતાની કમરે ચામડાનો પટો રાખતો
હતો, ને ટીડ તથા રાની મધ તે ખાતો હતો. ૭ ને તેણે શીખવતાં કહીઊં કે,
મારી પાછલ મારા કરતાં કુદરતવાલો એક આવેછે, તેનાં ચપલની વાધરી પણ
વાંકો વલીને છોડવાને લાએક હું નથી. ૮ મે પાણીથી તમારૂં બાપતીસમા
કીધું ખરૂં, પણ તે પોતે પાક-રૂહથી તમારૂં બાપતીસમા કરશે. ૯ ને તે દાહા-
ડાઓમાં એમ થઈઊં કે ઈસુ ગાલીલના નાજારેથથી આવીઓ, ને ઈઅરદ-
નમાં ઈઓહાનથી બાપતીસમા પામીઓ. ૧૦ ને પાણીમાંથી ઉપર આવતાંને
વાર તેણે આસમાન ઉઘડેલું જોઈઉં, ને રૂહને કબુતરની પેઠે પોતા પર ઉતરતાં
દીઠા. ૧૧ ને આસમાનથી આવાજ આવીઓ કે, તું મારો પીઆરો બેટો
છે, તારાથી હું બહુ ખુશ છઊં. ૧૨ ને રૂહ તેને તુરત રાનમાં લઈ ગઈઓ.
૧૩ ને તાંહાં રાનમાં ચાલીસ દાહાડા સુધાં શેતાને તેની અજમાએશ કીધી, ને
જંગલી જાનવરોની સાથે તે હતો, ને ફીરશતાઓએ તેની ખીદમત કીધી.
૧૪ અને ઈઓહાન કેદમાં નંખાઈઆ બાદ ઈસુ ગાલીલમાં આવીઓ, ને
ખોદાની પાદશાહતની ખુશખબર જાહેર કરતાં કહીઊં કે, ૧૫ વખત પુરો થઈઓ,
ને ખોદાની પાદશાહત પાસે છે; તમે તોબા કરો, ને ખુશખબર માની લેઓ.

૧૬ અને ગાલીલના દરીઆકાંઠે તે ચાલતો હતો તારે તેણે સીમોનને તથા
તેના ભાઈ આંદરૂને દરીઆમાં જાલ નાંખતાં દીઠા, કેમકે તેઓ માછી હતા.
૧૭ ને ઈસુએ તેઓને કહીઉં કે, મારી પાછલ આવો, ને હું તમને માણસોના
પકડનારા કરીશ. ૧૮ ને તુરત તેઓ પોતાની જાલો મુકી દઈને તેની પાછલ
ચાલીઆ. ૧૯ પછી તે તાંહાંથી થોડું આગલ ગઈઓ, તારે જેબેદીના દીકરા
ઈઆકુબ તથા તેના ભાઈ ઈઓહાનને પણ હોડી પર પોતાની જાલો સાંધતા
તણે દીઠા. ૨૦ ને તુરત તેણે તેઓને બોલાવીઆ. ને તેઓ પોતાના બાપ
જેબેદીને મજુરોની સાથે હોડીમાં મુકીને તેની પાછલ ગઈઆ.

૨૧ અને તેઓ કાપરનાહુમમાં પેઠા, ને તે તુરત સબતને દાહાડે એબાદત-
ખાનામાં જઈને તાલીમ આપવા લાગીઓ. ૨૨ ને તેઓ તેની તાલીમથી તા-
જુબ થઈઆ; કેમકે જેને એખતીઆર હોએછે તેની પેઠે તેણે તેઓને તાલીમ
આપી, શાસતરીઓની પેઠે નહીં. ૨૩ તાંહાં તેઓનાં એબાદતખાના-
માં નાપાક-રૂહ વલગેલો એક શખ્સ હતો; ૨૪ ને તેણે બુમ પાડી, ને કહીઉં
કે, અએ ઈસુ નાજારી, હમને રેહેવા દે; હમારે તારે શું છે? તું શું હમને
હલાક કરવા આવીઓ છે? તું કોણ છે એ હું જાણુંછઉં; ખોદાનો પાક વુજુદ.
૨૫ તારે ઈસુએ તેને ધમકાવીને કહીઉં કે, તું ચુપ રેહે, ને એમાંથી નીકલ.
૨૬ પછી નાપાક-રૂહ તેને મરોડીને, તથા મોટા આવાજથી બુમ પાડીને તેમાંથી
નીકલીઓ. ૨૭ ને તેઓ બધા તાજુબ થઈઆ, એવા કે માહોમા પુછવા
લાગીઆ કે એ શું છે? એ કેવી નવી તાલીમ છે? કેમકે નાપાક-રૂહોને પણ
એ એખતીઆરથી હુકમ કરેછે, ને તેઓ એને માનેછે. ૨૮ ને તુરત તેની
કીરતી ગાલીલની ચારો ગમ ફેલાઈ ગઈ.

૨૯ અને તેઓ એબાદતખાનામાંથી નીકલીને ઈઆકુબ તથા ઈઓહાન
સુધાં સીમોનના તથા આંદરૂનાં ઘરમાં તુરત પેઠા. ૩૦ ને સીમોનની શાસુ
તાવે બીમાર પડેલી હતી, ને તુરત તે બાબત તેઓએ તેને કહીઉં. ૩૧ પછી
તેણે પાસે આવીને, તેનો હાથ પકડીને તેને ઉઠાડી; ને તુરત તેનો તાવ
ગઈઓ; ને તેણે તેઓની ખીદમત કીધી. ૩૨ ને સાંહાંજે સુરજ ડુબીઆ
પછી, બધા બીમારો તથા દેવબંદીઓને તેઓ તેની પાસે લાવીઆ. ૩૩ ને
બારણા આગલ આખું શેહેર એકઠું થઈઉં. ૩૪ ને તરેહ તરેહની બીમા-
રીઓમાં પડેલા ઘણાઓને તેણે સમા કીધા, ને ઘણા દેવોને કાહાડીઆ, ને
દેવોને બોલવા નહીં દીધા, કેમકે તેઓ તેને ઓલખતા હતા.

૩૫ અને મોટે પરોડીએ હજી રાત છતાં તે ઉઠીને બાહાર ગઇઓ; ને ઉજડ
ઠેકાણે જઇને તાંહાં તેણે દુઆ માગી. ૩૬ ને સીમોન તથા તેના સાથીઓ
તેની પાછલ ગઇઆ. ૩૭ ને તેઓ તેને મલીઆ, ને તેને કહીઉં કે, સહુ તને
શોધેછે. ૩૮ ને તેણે તેઓને કહીઉં કે, આપણે પાસેનાં શોહેરોમાં જઇએ,
કે હું તાંહાં પણ વાત શંભલાવું; કેમકે એજ સારૂ હું આવીઓ છઉં. ૩૯ ને
આખી ગાલીલમાં તે તેઓનાં એબાદતખાનાઓમાં વાતો શંભલાવતો તથા
દેવોને કાહાડતો ગઇઓ.

૪૦ અને એક કોહોડીઓ તેની પાસે આવીઓ, ને તેની મીનંત કીધી, ને
તેની પાસે ઘુટણે પડીને કહીઉં કે, જો તું ચાહે તો મને સાફ કરી શકેછે. ૪૧ તારે
ઇસુએ રહમ કીધો, ને હાથ લાંબો કરીને તેને અડકીઓ, ને તેને કહીઉં કે,
હું ચાહુંછઉં, તું સાફ થા. ૪૨ ને તેના કહીઆથી તુરત તેનો કોહોડ ગઇઓ;
ને તે સાફ થઇ ગઇઓ. ૪૩ ને તેણે તેને તાકીદથી હુકમ આપીને જલદી
મોકલી દીધો; ૪૪ ને કહીઉં કે, ખબરદાર, કોઇને કંઇ કેહેતો ના; પણ જઇને
પોતાને કાહીનને દેખાડ, ને પોતાના સાફ થવાને સારૂ જે ચીજો મુસાએ ફર-
માવી છે તે આપ કે તેઓને ગહવાઇ મલે. ૪૫ પણ તે બાહાર જઇને તે
વાતને બહુ જાહેર તથા મશહુર કરવા લાગીઓ, એવી કે ઇસુ જાહેરાંત શોહેરમાં
આવી નહીં શકીઓ, પણ બાહાર ઉજડ ઠેકાણામાં રહીઓ; ને હરેક તરફથી
લોક તેની પાસે આવીઆ.

## બાબ બીજો.

**અને** કેટલાએક દાહાડા પછી તે ફરી કાપરનાહુમમાં આવીઓ, ને
ખબર થઈ કે ઘરમાં તે છે. ૨ ને તુરત એટલા ઘણા એકઠા થઈઆ કે બાર-
ણા આગલ પણ સમાઈ શકીઆ નહીં, ને તેણે તેઓને વાત પરગટ કીધી.
૩ ને એક પકશાઘાતીને ચાર માણસો પાસે ઊંચકાવીને તેઓ તેની પાસે લઈ
આવીઆ. ૪ ને જારે ભીડને લીધે તેઓ તેની નજદીક આવી શકીઆ નહીં,
તારે જાંહાં તે હતા તાંહાંનું છાપરૂં તેઓએ ઉખેડી કાહાડીને જે ખાટલા પર
તે પકશાઘાતી સુતા હતો તે ઉતારીઓ. ૫ ને ઇસુ તેઓનો એતકાદ જોઇને
પકશાઘાતીને કેહેછે કે, દીકરા, તારાં પાપ તને માફ થઇઆં છે. ૬ પણ
કેટલાએક શાસતરીઓ તાંહાં બેઠા હતા તેઓ પોતાનાં દીલોમાં વીચાર કરવા
લાગીઆ કે, ૭ એ કેમ એવું કુફર બકેછે? ખોદા શીવાએ પાપ કોણ માફ કરી

શકેછે? ૮ ને તેઓ પોતામાં એવો વીચાર કરેછે. એ ઈસુએ પોતાના રૂહમાં
તુરત જાણીને તેઓને કહીઊં કે, તમે પોતાનાં દીલોમાં એવો વીચાર કેમ
કરોછો? ૯ શું વધતું રોહેલ છે, પકરાઘાતીને એ કેહેવું કે તારાં પાપ માફ થઈઆં,
ઈઆ એ કેહેવું કે ઉઠ, ને તારો ખાટલો ઊંચકીને ચાલ? ૧૦ પણ આદમીના
બેટાને જમીન ઉપર પાપો માફ કરવાનો એખતીઆર છે એ તમે જાણો
વાસતે; (તારે તેણે પકરાઘાતીને કહીઊં કે,) ૧૧ હું તને કહુંછઊં કે ઉઠ, ને
તારો ખાટલો ઉઠાવીને તારે ઘેર ચાલીઓ જા. ૧૨ ને તુરત તે ઉઠીઓ, ને
ખાટલો ઉઠાવીને સહુની સામણે નીકલી ગઈઓ, ને સહુ દંગ થઈ ગઈઆ,
ને ખોદાની તારીફ કરતાં કહીઉં કે, હમે આવું કદી દીઠું નહીં હતું

૧૩ અને ફરી દરીઆકાંઠે તે ગઈઓ, ને બધી ભીડ તેની પાસે આવી,
ને તેણે તેઓને તાલીમ આપી. ૧૪ ને રસતે જતાં અલફીના દીકરા
લેવીને મેહસુલની ચોકીપર બેઠેલો જોઈઓ, ને તેને કહીઊં, તું મારી પાછલ
આવ; તારે તે ઉઠીને તેની પાછલ ગઈઓ. ૧૫ ને ઈસુ તેનાં ઘરમાં જમવા
બેઠો હતો, તારે એમ થઈઊં કે ઘણા મેહસુલલેનારાઓ તથા પાપીઓ ઈસુની
તથા તેના શાગીરદોની સાથે બેઠા; કેમકે તેઓ ઘણા હતા, ને તેઓ તેની
પાછલ ચાલતા હતા. ૧૬ ને શાસતરીઓએ તથા ફરોશીઓએ તેને મેહસુલ-
લેનારાઓ તથા પાપીઓની સાથે જમતો જોઈને તેના શાગીરદોને કહીઊં કે,
મેહસુલલેનારાઓ તથા પાપીઓની સાથે તે કેમ ખાએ પીએછે? ૧૭ તારે
ઈસુ શાંભલીને તેઓને કેહેછે કે, જે સાજા છે તેઓને હકીમનો ખપ નથી,
પણ માંદાઓને છે; રાસતોને નહીં, પણ પાપીઓને તોબા સારૂ હું તેડવા
આવીઓ છઊં. ૧૮ ને ઈઓહાન તથા ફરોશીઓના શાગીરદો અપવાશ કરતા
હતા, તેથી તેઓએ આવીને તેને કહીઊં કે, ઈઓહાનના તથા ફરોશીઓના
શાગીરદ અપવાશ કરેછે, પણ તારા શાગીરદ શા વાસતે અપવાશ કરતા નથી?
૧૯ તારે ઈસુએ તેઓને કહીઊં કે, લગનના ઘરમાં જાંહાં સુધી વર જાનઈઆ-
ઓ સાથે છે તાંહાં સુધી શું તેઓ અપવાશ કરી શકેછે? વર તેઓની સાથે
છે તાંહાં લગી તેઓ અપવાશ કરી શકતા નથી. ૨૦ પણ એવા દાહાડા
આવશે કે વર તેઓની પાસેથી લેવાશે; ને તારે તેઓ તે દાહાડાઓમાં અપ-
વાશ કરશે. ૨૧ વલી, કોરાં લુંગડાંનું થીગલું જુના લુંગડાંને કોઈ નથી દેતું;
જો દે, તો તે કોરૂં થીગલું જુનાને ખેંચેછે, ને ફાટ વધતી ખરાબ થાએછે.
૨૨ વલી, નવો વઈન જુની મશકોમાં કોઈ નથી ભરતું; જો ભરે, તો નવા

વઇનથી મશકો ફાટી જાએછે, ને વઇન વહી જાએછે, ને મશકો ખરાબ
થાએછે; પણ નવો વઇન નવી મશકોમાં ભરી રાખવો જોઇએ.
૨૩ અને એમ થઇઉં કે સબત દાહાડે ખેતરોમાંથી તે જતો હતો, તારે રસતે
ચાલતાં તેના શાગીરદ દાણાનાં કણશલાં તોડવા લાગીઆ. ૨૪ તારે ફરોશી-
ઓએ તેને કહીઉં કે, જો, સબત દાહાડે જે કરવું રવા નથી, તે તેઓ કેમ કરે-
છે? ૨૫ તારે તેણે તેઓને કહીઉં કે, જારે દાઉદને ખપ હતો, ઇઆને તે તથા
તેના સાથીઓ ભુખીઆ હતા, તારે તેણે શું કીધું તે બાબત શું તમે નથી વાંચીઉં?
૨૬ આબીઆથર સરદાર કાહીનના દાહાડામાં ખોદાનાં ઘરમાં પેસીને નજર
કીધેલી રોટલી જે કાહીનો શીવાએ બીજા કોઇને ખાવા રવા નથી, તે તેણે ખાધી,
ને પોતાના સાથીઓને પણ આપી. ૨૭ વલી તેણે તેઓને કહીઉં કે, સબ-
તનો દાહાડો આદમીને વાસતે છે, પણ આદમી સબતના દાહાડાને વાસતે
નહીં. ૨૮ કેમકે આદમીનો બેટો સબત દાહાડાનો પણ ખોદાવંદ છે.

## બાબ તીજો.

**અને** એબાદતખાનાઓમાં તે પાછો ગઈઓ, ને તાંહાં એક સુકાએ-
લા હાથવાલો માણસ હતો. ૨ ને તેની નાલેશ કરવા સારૂ તેઓએ તેના
ઉપર નજર રાખી, કે સબતને દાહાડે તે તેને સમો કરશે કે નહીં. ૩ પછી
સુકા હાથવાલા માણસને તે કેહેછે કે, વચમાં ઉભો થા. ૪ ને તે તેઓને
કેહેછે કે, સબતને દાહાડે શારૂં કરવું કે માઠું કરવું? જીવને બચાવવો કે
મારીનાંખવો? કીઉં રવા છે? પણ તેઓ ચુપ રહીઆ. ૫ ને તેણે
તેઓનાં સખત દીલને લીધે ગમગીન થઇને ગુશાથી તેઓની તરફ
જોઇને તે માણસને કહીઉં કે, તારો હાથ લાંબો કર. ને તેણે લાંબો કીધો; ને
તેનો હાથ બીજા હાથ જેવો સમો થઈ ગઈઓ. ૬ ને ફરોશીઓએ બાહાર
જઇને તુરત હેરોદીઓની સાથે તેને ઉલટો મનસુબો કીધો કે, શી તરેહ
તેને કતલ કરવો. ૭ અને ઈસુ પોતાના શાગીરદો સુધાં નીકલીને દરીઆ
તરફ ગઈઓ; ૮ ને ગાલીલથી તથા યહુદાથી તથા ઈરૂશાલેમથી તથા એદો-
મથી તથા ઈઅરદનને પેલેપારથી ઘણા લોક તેની પાછલ ગઈઆ; ને
સોર તથા સીદોનની આસપાસના ઘણા લોક તેણે જે મોટાં કામ કીધાં તે
બાબત શાંભલીને તેની પાસે આવીઆ. ૯ ને ભીડને લીધે, તેઓ તેને
દાબી ન નાંખે, વાસતે પોતાને સારૂ એક હોડી રાખવાનું તેણે પોતાના શાગી-

રેહોને કહીઉં; ૧૦ કેમકે તેણે ઘણાઓને સમા કીધા હતા, એવા કે જેઓ
બીમાર હતા તેઓ તેને અડકવા સારૂ તેનાપર તુટી પડતા હતા. ૧૧ ને નાપાક-
રૂહોએ જારે તેને દીઠો, તારે તેને પગે પડીને બુમ પાડતાં કહીઉં કે, તું ખોદાનો
બેટો છે. ૧૨ ને તેણે તેઓને સખ્ત હુકમ આપીઓ કે તેઓએ તેને જાહેર
નહીં કરવો. ૧૩ ને તેણે પાહાડ પર જઇને જેઓને ચાહીઆ તેઓને પાસે
તેડીઆ, ને તેઓ તેની પાસે આવીઆ. ૧૪ પછી તેણે બાર જણને ઠરા-
વીઆ કે, તેઓ તેની સાથે રેહે, ને કે તેઓને વાએજ કરવાને તે મોકલે,
૧૫ ને કે તેઓને બીમારીઓ ટાલવાનો તથા દેવો કાહાડવાનો એખતીઆર
તે આપે. ૧૬ સીમોનની અટક તેણે પીતર પાડી; ૧૭ ને જેબેદીના દીકરા
ઇઆકુબને, તથા ઇઆકુબના ભાઈ ઈઓહાનને, જેઓની અટક તેણે બોઆ-
નેરગેસ પાડી, ઇઆને ગરજનાના દીકરા; ૧૮ ને આંદરૂ તથા ફીલપને; ને
બારથલમાં તથા માતથીને; ને થોમા તથા અલફીના દીકરા ઇઆકુબને; ને થાદી
તથા કનાની સીમોનને; ૧૯ ને ઇહુદા ઈસકારીઓતને, જેણે તેને પકડા-
વીઓ હતો.

૨૦ અને તેઓ ઘેર આવીઆ, ને લોક ફરી એવાં એકઠા થઇઆ કે તેઓ
ખાણું પણ ખાઈ નહીં શકીઆ. ૨૧ ને તેનાં સગાંઓ શાંભલીને તેને પકડ-
વા બાહાર ગઇઆં, કેમકે તેઓએ કહીઉં કે તે ઘેલો છે. ૨૨ પણ જે શાસતરી-
ઓ ઇરૂશાલિમથી આવીઆ હતા તેઓએ કહીઉં કે, તેને બેલજબુલ વલગી-
ઓ છે, ને દેવોના સરદારની મદદથી દેવોને તે કાહાડેછે. ૨૩ તારે તેણે
તેઓને બોલાવીને તમસીલોમાં તેઓને કહીઉં કે, શેતાન શેતાનને શી તરેહ
કાહાડી શકેછે? ૨૪ ને અગર કોઈ પાદશાહતમાં ફુટ પડી, તો તે પાદશાહત
કાએમ રહી નથી શકતી. ૨૫ ને અગર કોઈ ઘરમાં ફુટ પડી, તો તે ઘર
કાએમ રહી નથી શકતું. ૨૬ ને અગર શેતાન પોતે પોતાની સામે ઉઠે,
ને ફુટ પાડે, તો તે કાએમ રહી નથી શકતો; પણ તેની આખર થાએછે.
૨૭ કોઈ જોરાવરના ઘરમાં પેસવાને, તથા તેનો સામન લુટવાને, પેહેલાં તે
જોરાવરને બાંધીઆ વગર, કોઈ શકતો નથી; તાર પછી તે તેનું ઘર લુટશે.
૨૮ હું તમને ખચીત કહુંછઉં કે માણસોના દીકરાઓનાં બધાં પાપ, તથા
જે જે કુફર તેઓ કરશે, તે તેઓને માફ કરાશે. ૨૯ પણ પાક-રૂહને ઉલટું
જે કોઈ કુફર કરશે તેની માફી હરગેજ થનાર નથી; પણ તે હમેશાના દંડ લાએક
છે. ૩૦ કેમકે તેઓએ કહીઉં હતું કે, તેને નાપાક-રૂહ છે. ૩૧ તારે

તેના ભાઈ તથા તેની મા આવીઆં, ને બાહાર ઉભાં રહીને તેને તેડવા
મોકલીઆ. ૩૨ તારે લોકો તેની આસપાસ બેઠા હતા, ને તેઓએ તેને
કહીઉં કે, જો, તારી મા તથા તારા ભાઈ તને બાહાર શોધેછે. ૩૩ ને તેણે
તેઓને જવાબ આપીને કહીઉં, મારી મા કે મારા ભાઈ કોણ છે? ૩૪ ને
તેણે પોતાની આસપાસ જે બેઠા હતા તેઓની ગમ જોઇને કહીઉં, જુઓ,
મારી મા તથા મારા ભાઈ. ૩૫ કેમકે ખોદાની મરજી પરમાણે જે ચાલેછે,
તે મારો ભાઈ, તથા મારી બેહેન, તથા મા છે.

## બાબ ચોથો.

**અને** ફરી દરીઆકાંઠે તે તાલીમ આપવા લાગીઓ, ને મોટી ભીડ તેની
પાસે એકઠી થઈ હતી, વાસતે દરીઆમાં એક હોડી પર તે ચડી બેઠો, ને
આખી ભીડ દરીઆકીનારે ઉભી રહી. ૨ તારે તેણે તમસીલોથી તેઓને
ઘણી વાતો શીખવી, ને પોતાની તાલીમમાં તેઓને કહીઉં કે, ૩ શાંભલો,
જુઓ, વાવનાર વાવવાને બાહાર ગઈઓ. ૪ ને તે વાવતો હતો તારે એમ
થઇઉં કે કેટલાંએક [ બી ] રસતાની કોરે પડીઆં, ને આસમાનનાં પરંદા-
ઓએ આવીને તેઓને ખાઈ નાંખીઆં. ૫ ને કેટલાંએક પથરની ભોંએ
પર પડીઆં, જાંહાં ઘણી માટી નહીં હતી, ને તેઓને માટીનું ઉંડાણ
નહીં હતું, વાસતે વેહેલા ઉગી નીકલીઆં. ૬ પણ સુરજ ઉગીઆ પર
તેઓ ચીમલાઈ ગઈઆં, ને તેઓને જડ નહીં હતી વાસતે સુકાઈ ગઇઆં. ૭ ને
કેટલાંએક કાંટાનાં જાહાડોમાં પડીઆં, ને કાંટાનાં જાહાડોએ વધીને તેઓ-
ને ગુંથી નાંખીઆં, ને તેઓ ફલ નહીં લાવીઆં. ૮ પણ બીજાં શારી ભોંએ
પર પડીઆં, ને ઉગી નીકલીઆં, ને વધીઆં, ને ફલ લાવીઆં, કેટલાંએક
તીરા-ગણાં, ને કેટલાંએક શાઠ-ગણાં, ને કેટલાંએક શો-ગણાં. ૯ ને તેણે તે-
ઓને કહીઉં કે, જેને શાંભલવાને કાન છે, તે શાંભલે. ૧૦ ને તે જારે એકાંત
હતો તારે બારો સુધાં જેઓ તેની આસપાસ હતા તેઓએ તેને એ તમસીલ
બાબત પુછીઉં. ૧૧ ને તેણે તેઓને કહીઉં કે, ખોદાની પાદસાહતનો ભેદ
જાણવાનું તમને આપેલું છે, પણ જેઓ બાહારના છે તેઓને બધી વાતો તમ-
સીલોમાં કેહેવાએછે. ૧૨ એ સારુ કે તેઓ જોતાં જુએ, પણ જાણે નહીં;
ને શાંભલતાં શાંભલે, પણ સમજે નહીં; રખે કદી તેઓ ફરે, ને પાપ તેઓને માફ
થાએ. ૧૩ ને તેણે તેઓને કહીઉં કે, શું તમે એ તમસીલ નથી સમજતા?

તો બધી તમસીલો કેમ સમજશો ? ૧૪ વાવનાર વાત વાવેછે. ૧૫ ને રસ-
તાની કોરે જાહાં વાત વવાઈ, તાંહાંના એઓ છે, કે જારે શાંભલેછે તારે શેતાન
તુરત આવેછે, ને તેઓનાં દીલમાં જે વાત વવાઇ તે છીનવી લઈ જાએછે.
૧૬ ને તે પરમાણે પથરની ભોંએમાં જે વવાઇઆ, તેઓ એ છે, કે જારે વાત
શાંભલેછે તારે તુરત ખુશીથી તેને માની લેછે ; ૧૭ તોપણ તેઓ પોતાનામાં
જડ નથી રાખતા, વાસ્તે થોડી વારજ રેહેછે ; પછી વાતને લીધે દુખ કે સતા-
વણી આવેછે તારે તુરત ઠોકર ખાએછે. ૧૮ ને કાંટાનાં જાહાડોમાં જે વવા-
ઈઆ, તેઓ એ છે કે, વાતને શાંભલેછે; ૧૯ પણ આ દુનીઆની ચીંતા તથા
દોલતના ફરેબ તથા બીજી ચીજોની લાલચ દાખલ થઇને વાતને ગુંથી નાંખે-
છે, ને તે બેફલ થાએછે. ૨૦ ને શારી ભોંએમાં જે વવાઇઆ, તેઓ એ
છે, કે વાતને શાંભલેછે, ને માની લેછે, ને ફલ લાવેછે, કેટલાએક તીશ-ગણાં,
ને કેટલાએક શાઠ-ગણાં, ને કેટલાંએક શો-ગણાં. ૨૧ ને તેણે તેઓને
કહીઉં કે, શું ચેરાગ માપાં તલે કે પલંગ તલે મુકવાને લવાએછે? શું ચેરાગદાની
પર મુકાવાને નહીં ? ૨૨ કેમકે જે પરગટ નહીં કરાશે, એવું કંઈ ગુપત નથી ;
ઇઆ પરગટપણામાં જે નહીં આવશે, એવું કંઈ ઢકાએલું નથી. ૨૩ જો કો-
ઇને શાંભલવાને કાન છે, તો તે શાંભલે. ૨૪ ને તેણે તેઓને કહીઉં કે, તમે
શું શાંભલોછો તે ધારો ; જે માપાંથી તમે માપી આપોછો, તેથીજ તમારે સારૂ
માપી અપાશે; ને તમ શાંભલનારાઓને જીઆદા અપાશે. ૨૫ કેમકે
જેની પાસે છે, તેને અપાશે ; ને જેની પાસે નથી, તેનું જે છે તે પણ તેની
પાસેથી લઈ લવાશે.

૨૬ અને તેણે કહીઉં કે, આસમાનની પાદશાહત એવી છે કે જેમ એક
શખસ ભોંએમાં બી નાંખે. ૨૭ ને રાત દાહાડો ઊંઘે તથા જાગે, પણ તે બી કેમ
ઉગીને વધેછે એ તે જાણતો નથી. ૨૮ કેમકે ભોંએ પોતાની મેલે ફલ
આપેછે; પેહેલાં તો પીલા, પછી કણશલાં, પછી કણશલાંમાં પુરા દાણા.
૨૯ પણ જારે દાણા પાકા થાએછે, તારે તુરત તે દાતડું લગાવેછે, કાંજે કાપણી
આવી છે.

૩૦ અને તેણે કહીઉં કે, ખોદાની પાદશાહતને શાની મીસાલ આપીએ?
ઇઆ તેને શા સાથે સરખાવીએ? ૩૧ તે પીલુનાં બી સરખી છે, જારે ભોંએમાં
તે વવાએછે તારે ભોંએનાં સરવ બી કરતાં નાહાનું છે. ૩૨ પણ વવાઇઆ
પર તે ઉગી નીકલેછે, ને બધા છોડવા કરતાં મોટા થઈ જાએછે, ને એવી મોટી

ડાલીઓ કાહાડેછે કે આસમાનનાં પરંદાંઓ તેની છાંઇઆ તલે વાસો કરી શકે.
૩૩ ને એવી ઘણી તમસીલોમાં જેમ તેઓ શાંભલી શકીઆ તેમ તેણે
વાત કરી. ૩૪ પણ તમસીલ વગર તેણે તેઓને કંઈ કહીઉં નહીં; ને તેઓ
એકાંત હતા તારે તેણે પોતાના શાગીરદોને સઘલી વાતોનો ખોલાસો કીધો.

૩૫ અને તેજ દાહાડે સાંહાંજ પડી તારે તે તેઓને કેહેછે કે, આપણે પેલે-
પાર જઇએ. ૩૬ તારે લોકોને મોકલી દઇને જેવો તે હોડી પર હતો તેવોજ
તેઓ તેને લઇ ગઇઆ; ને બીજી નાહાની હોડીઓ પણ તેની સાથે હતી. ૩૭ને
પવનનું મોટું તુફાન થઇઉં, ને મોજાં હોડીપર એવાં તો ઉછલી આવીઆં કે
તે તુરત ભરાઇ ગઇ; ૩૮ ને હોડીનાં સુકાન પાસે તકીઆ પર તે ઉંઘતો હતો;
તારે તેઓએ તેને જગાડીને તેને કહીઉં કે, ઉસતાદ, હમે હલાક થઇએછઇએ
તેની તને શું કંઇ ચીંતા નથી? ૩૯ તારે તેણે ઉઠીને પવનને ધમકાવીઓ, ને
દરીઆને કહીઉં કે, થંડો પર, ઠર; ને પવન બંધ થઇઓ, ને મોટું ચેન થઇ
ગઇઉં. ૪૦ અને તેણે તેઓને કહીઉં કે, તમે એવડા બીહેલા કેમ છો? તમે શા
વાસતે એતકાદ નથી રાખતા? ૪૧ તારે તેઓ બહુ બીધા, ને માહોમા
બોલીઆ, તો આ કોણ છે? કે પવન તથા દરીઓ પણ એનું માનેછે.

## બાબ પાંચમો.

**અને** દરીઆને પેલેપાર ગાદારીઓના મુલકમાં તેઓ આવીઆ. ૨ ને
હોડીપરથી તે ઉતરીઓ તારે નાપાક-રૂહ વલગેલો કબરસતાનમાંથી એક જણ તેને
મલીઓ. ૩ તેનું રેહઠાણ કબરસતાનમાં હતું, ને સાંકલોએ પણ કોઇ તેને
બાંધી નહીં શકીઓ. ૪ કેમકે તે ઘણીવાર બેડીઓએ તથા સાંકલોએ
બંધાઇઓ હતો; પણ તેણે સાંકલો તોડી નાંખી, ને બેડીઓ ભાંજી નાંખી;
ને કોઇ તેને વસ કરી નહીં શકીઓ. ૫ ને તે નીતે રાત દાહાડો પાહાડોમાં
તથા કબરોમાં બુમ પાડતો, તથા પથરોએ પોતાને ઘાએલ કરતો હતો. ૬ પણ
ઈસુને દુરથી જોઇને તે દોડતો આવીઓ. ૭ ને તેનો સજદો કીધો, ને મોટા
આવાજથી પોકારીને કહીઉં કે, અએ ઇસુ, ખોદાએતાલાના બેટા, મારે તારે
શું છે? હું તને ખોદાના કસમ ઘાલું છઉં કે, તું મને દુખ ન દે. ૮ (કેમકે તેણે
તેને કહીઉં હતું કે, અએ નાપાક-રૂહ, એ માણસમાંથી નીકલ.) ૯ ને તેણે તેને
પુછીઉં કે, તારૂં નામ શું? તારે તેણે જવાબ દઇને કહીઉં કે, મારૂં નામ ફોજ,
કેમકે હમે ઘણા છઇએ. ૧૦ ને તેણે તેની બહુ આજજી કીધી કે તે

તેઓને મુલકમાંથી નહીં કાહાડ. ૧૧ ને તાંહાં પાહાડોની પાસે ડુકરોનું
મોટું ટોલું ચરતું હતું. ૧૨ તારે બધા દેવોએ તેની આજજી કરીને કહીઉં કે
હમે તે ડુકરોમાં પેસીએ વાસતે હમને તેઓમાં મોકલ. ૧૩ ને તુરત ઇસુએ
તેઓને રજા આપી, ને તે નાપાક-રૂહો નીકલીને ડુકરોમાં પેઠા, ને તે ટોલું
કરાડા પરથી દરીઆમાં ધશી પડીઉં, તેઓ બે હજારને આશરે હતાં, ને દરી-
આમાં ગુંગલાઇને મરીગઇઆં. ૧૪ પછી ડુકરોના ચરાવનારાઓ નાહાસી
ગઇઆ, ને શેહેરમાં તથા ગામડાંઓમાં ખબર આપી, ને શું થઇઉં તે જોવાને
તેઓ નીકલીઆ. ૧૫ ને તેઓ ઇસુની પાસે આવીઆ, ને જેને ફોજ હતી
તે દેવબંદને તેઓએ બેઠલો, તથા પેહેરેલો, તથા હોશમાં આવેલો જોઇઓ,
ને બીધા. ૧૬ ને જેઓએ દીઠું હતું તેઓએ તે દેવબંદ પર વીતેલું, તથા
ડુકરો બાબતનું તેઓને કહીઉં. ૧૭ ને તેઓએ તેની મીનંત કીધી
કે, હમારી સીમોમાંથી જા. ૧૮ ને હોડી પર તે ચહડીઓ તારે જે દેવબંદ
હતો તેણે તેની આજજી કીધી કે, મને તારી સાથે આવવા દે. ૧૯ પણ ઇસુએ
તેને રજા નહીં આપી. પણ તેને કહીઉં કે, તારાં સગાંઓ પાસે તારે ઘર જા,
ને ખોદાવંદે તારા પર રહમ કરીને તારે સારૂ જે કીધું તે તેઓને કેહે. ૨૦ તારે
તે ચાલીઓ ગઇઓ, ને ઇસુએ તેને સારૂ જે કીધું હતું તે દકાપલીસમાં
જાહેર કરવા લાગીઓ, ને સહુ તાજુબ થઇઆ.

૨૧ અને ઇસુ હોડીએ પેલપાર પાછો આવીઓ, તારે મોટી ભીડ તેની
પાસે એકઠી થઇ, ને તે દરીઆ પાસે હતો. ૨૨ ને જુઓ, એબાદત-
ખાનાના હાકેમોમાંનો ઇઆઇર નામે એક આવીઓ, ને તેને જોઇને તેનો
સજદો કીધો. ૨૩ ને તેની ઘણી આજજી કરીને કહીઉં કે, મારી નાહાની
દીકરી મરવા પડી છે, આવ, ને તારો હાથ તે પર મુક, કે તે સમી થાએ, ને તે
જીવશે. ૨૪ તારે તે તેની સાથે ગઇઓ, ને ઘણા લોક તેની પાછલ ગઇઆ,
ને તેના પર ભીડ કીધી.

૨૫ અને એક ઓરતને બાર વરસથી લોહી વેહેતું હતું. ૨૬ ને તેણે ઘણા
વઇદોથી બહુ શોસીઉં હતું, ને પોતાની બધી પુંજી ખરચી હતી, પણ કંઇ ગુણ
પામી નહીં, બલકે ઉલટી જીઆદા ખરાબ થઈ. ૨૭ ઇસુની ખબર સાંભલીને
ભીડમાં તેની પાછલ તે આવી, ને તેનાં લુંગડાંને અડકી. ૨૮ કેમકે તેણે
કહીઉં કે, જો હું એકલાં એનાં લુંગડાંને અડકું, તો સમી થઇશ. ૨૯ ને
તુરત તેનું લોહી વેહેતું બંધ થઇ ગઇઉં; ને તેણે પોતાનાં બદનથી જાણીઉં કે

એ રોગથી તે સમી થઇ. ૩૦ ને પોતામાંથી કુવત નીકલીઊં એ ઇસુએ
તુરત જાણીઊં, ને ભીડની તરફ ફરીને કહીઊં કે, કોણ મારાં લુંગડાંને અડકીઊં ?
૩૧ તારે તેના શાગીરદોએ તેને કહીઊં કે, તું જુએછે કે, લોકો તારા પર ભીડ
કરેછે, તો તું કેમ કેહેછે કે, કોણ મને અડકીઊં? ૩૨ પછી જેણે એ કીધું
હતું તેને જોવા સારૂ તેણે ચારો તરફ જોઇઊં. ૩૩ ને તે ઓરત પોતાનામાં
જે થઇઊં તે જાણીને બીહીતી તથા ધ્રુજતી આવી, ને તેની આગલ પડીને તેણે
તેને બધું ખરૂં કહીઊં. ૩૪ તારે તેણે તેને કહીઊં કે, દીકરી, તારા ઇમાને
તને સમી કીધી, સલામત જા, ને તારી બીમારીથી બચી રેહે. ૩૫ તેના એ
બોલતાં એબાદતખાનાના હાકેમને તાંહાંથી લોકો આવીને કેહેવા લાગીઆ કે,
તારી દીકરી મરીગઇ, ઉસતાદને જીઆદા તસદી શા વાસતે આપેછે? ૩૬ ને
ઇસુ તે કહેલી વાત શાંભલીને તુરત એબાદતખાનાના હાકેમને કેહેછે કે, તું
બીહી ના, ફકત ઇમાન રાખ. ૩૭ ને તેણે પીતર તથા ઇઆકુબ તથા
ઇઆકુબના ભાઈ ઇઓહાન વગર બીજા કોઇને પોતાની સાથે જવા દીધા નહીં.
૩૮ ને એબાદતખાનાના હાકેમને ઘર તે આવેછે, ને ગડબડ તથા રડનારાઓને
તથા બહુ માતમ કરનારાઓને જુએછે. ૩૯ તારે તે માંહે આવીને તેઓને
કેહેછે કે, તમે કેમ ગડબડ કરોછો, ને રડોછો? છોકરી મરી નથી ગઈ, પણ
ઉંઘેછે. ૪૦ ને તેઓ તે પર હસીઆ. પણ સહુને બાહાર કાહાડીને છોકરીનાં
મા-બાપને તથા જે પોતાની જોડે હતા તેઓને લઇને જાંહાં તે છોકરીને
સુઆડેલી હતી તાંહાં તે પેસેછે. ૪૧ પછી છોકરીનો હાથ પકડીને તે તેને કેહેછે
કે, તાલીથા કુમી, એની માએની એ કે, છોકરી, હું તને કહુંછઊં, ઉઠ. ૪૨ ને
તુરત તે છોકરી ઉઠીને ચાલી; કેમકે તે બાર વરશની હતી. ને તેઓ ઘણા
તાજુબ થઇઆ. ૪૩ ને કોઇ તે ન જાણે વાસતે તેણે તેઓને બહુ તાકીદથી
હુકમ કીધો, ને તેને ખાવાનું આપવાનું તેણે ફરમાવીઊં.

## બાબ છઠો.

**અને** તે તાંહાંથી નીકલીને પોતાનાં વતનમાં આવીઓ; ને તેના શાગીરદો
તેની સાથે આવીઆ. ૨ ને સબત દાહાડો આવીઓ તારે એબાદતખાનામાં
વાએજ કરવા લાગીઓ, ને ઘણાએ શાંભલીને ડંગ થઇને કહીઉં કે, એને આ
વાતો કાંહાંથી? ને એને કેવી દાનાઇ અપાઈ છે કે આવી ભારી કરામતો એના
હાથોથી બનેછે? ૩ મરીઅમનો બેટો સુતાર, જે ઇઆકુબનો તથા ઇઓસી-

નો તથા યહુદાનો તથા સીમોનનો ભાઈ, તે શું એ નથી ? ને એની બહેનો પણ
શું આપણી સાથે હીઆં નથી ? એમ તેઓએ તેની બાબત ઠોકર ખાધી.
૪ તારે ઈસુએ તેઓને કહીઊં કે, નબી પોતાનાં વતનમાં તથા પોતાનાં સગાં-
ઓમાં તથા પોતાનાં ઘરમાં ન છતાં ઈજ્જત વીનાનો નથી. ૫ ને તેણે થોડાએક
બીમારીઓ પર હાથ મુકીને તેઓને સમા કીધા; એ શીવાએ બીજો મોજેજો
તાંહાં તે દેખાડી નહીં શકીઓ. ૬ ને તેઓની બેઈમાનીને લીધે તે તાજ્જુબ
થઈઓ ; ને આસપાસનાં ગામોમાં વાએજ કરતો ફરીઓ.

૭ અને તે બારેને પાસે તેડીને બબેને તે મોકલવા લાગીઓ, ને તેઓને
નાપાક-રૂહોપર એખતીઆર આપીઓ. ૮ ને તેઓને હુકમ કીધો કે, મુસાફરી-
ને સારૂ લાકડી વગર બીજું કંઈ ન લો, જોહોળું નહીં, રોટલી નહીં, કમરબંધમાં
નાણું પી નહીં. ૯ પણ ચપલ પેહેરો, ને બે અંગરખા ના પેહેરો. ૧૦ ને તેઓને
કહીઊં કે, જાંહાં તમે કોઈ ઘરમાં પેસો, તાંહાંથી નીકલીઆ સુધી તાંહાં રેહેજો.
૧૧ ને જે કોઈ તમને નહીં માનશે, ને તમારૂં નહીં શાંભલશે, તેઓને ઉલટી
શાહેદીને સારૂ તાંહાંથી જતી વેલા પોતાના પગ તલેની ધુલ ખંખેરો; હું તમને
ખચીત કહુંછઊં કે ઈનસાફને દાહાડે તે શેહેર કરતાં સદોમ તથા ગમોરાને
વધતું સોહેલ થશે. ૧૨ ને તેઓએ જઈને મુનાદી કીધી કે, તોબા કરો.
૧૩ ને ઘણા દેવોને કાહાડીઆ, ને ઘણા બીમારોઓને તેલ ચોલીને
સમા કીધા.

૧૪ અને હેરોદ શાહે શાંભલીઊં, ( કેમકે તેનું નામ મશહુર થઈઊં થતું, ) ને
કહીઉં કે, ઇઓહાન બાપતીસમા કરનાર મરીગએલાઓમાંથી ઉઠીઓ છે,
વાસ્તે તેથી મોજેજાઓ થાએછે. ૧૫ કેટલાએક કહીઉં કે, એ એલીઆ છે; ને
કેટલાએક કહીઉં કે, એ નબી છે, ઇઆ નબીઓમાંના એકના જેવો છે; ૧૬ પણ
હેરોદે શાંભલીને કહીઉં કે, જે ઇઓહાનનું માથું મે કપાવીનાંખીઉં તે એ છે,
તે મરીગએલાઓમાંથી ઉઠીઓ છે. ૧૭ કેમકે હેરોદે પોતાના ભાઈ ફીલપની
વહુ હેરોદીઆને પરણી હતી, તેને લીધે કોઈને મોકલીને ઇઓહાનને પકડાવીઓ,
ને કેદખાનામાં તેને કેદ કીધો હતો. ૧૮ કેમકે ઇઓહાને હેરોદને કહીઉં હતું કે,
તારા ભાઈની વહુ તારી થાએ એ તને લાએક નથી. ૧૯ એ સારૂ હેરો-
દીઆએ તેના પર દુશમની રાખી, ને તેને મારીનાંખવાનું ચાહીઉં, પણ તે
શકી નહીં. ૨૦ કેમકે હેરોદ ઇઓહાનને રાસત તથા પાક માણસ જાણીને
તેથી બીહીતો હતો, ને તેને સાચવીઓ, ને તેનું શાંભલીને તેણે ઘણું પાલીઊં,

ને ખુશીથી તેનું શાંભલીઊં. ૨૧ ને વગનો દાહાડો આવીઓ, તારે હેરોદે
પોતાની વરશગાંઠને દાહાડે પોતાના ઉમરાવોને તથા ફોજના સરદારોને તથા ગાલી-
લના અમીરોને જીઆફત આપી; ૨૨ તારે તે હેરોદીઆની દીકરીએ માંહે
આવીને તથા નાચીને હેરોદને તથા તેની સાથે બેસનારાઓને ખુશ કીધા; ને
શાહે તે છોકરીને કહીઉં કે, જે કંઈ તું ચાહે તે મારી પાસે માગ, ને હું તને તે
આપીશ. ૨૩ ને તેણે શમ ખાધા કે, મારા અડધા રાજ સુધી જે કંઈ તું
મારી પાસે માગે તે હું તને આપીશ. ૨૪ તારે તેણે બાહાર જઇને પોતાની
માને પુછીઊં કે, હું શું માગું? ને તેણે કહીઊં કે, ઇઓહાન બાપતીસમા કરનારનું
માથું. ૨૫ ને શાહ પાસે તુરત તે વેહેલી માંહે આવી, ને માગતાં બોલી, હું
ચાહુંછઉં કે ઇઓહાન બાપતીસમા કરનારનું માથું એક કથરોટમાં હમણા તું
મને આપે. ૨૬ તારે શાહ બહુ દલગીર થઇઓ, તોપણ સમને લીધે તથા
સાથે બેસનારાઓને લીધે તેણે તેને ના કેહેવાનું ચાહીઊં નહીં. ૨૭ તારે શાહે
ગરદન મારનારને તુરત મોકલીને તેનું માથું લાવવાનો હુકમ કીધો, ને તેણે
કેદખાનામાં જઇને તેનું માથું કાપીનાંખીઊં. ૨૮ ને તેનું માથું કથોરટમાં લાવીને
છોકરીને આપીઉં, ને છોકરીએ પોતાની માને તે આપીઉં. ૨૯ ને તેના શા-
ગીરદો તે શાંભલીને આવીઆ, ને તેઓએ તેનું મુડદું ઉંચકીને કબરમાં મુકીઊં.
૩૦ અને રસુલો ઇસુની પાસે એકઠા થઇઆ, ને જે કંઇ તેઓએ કીધું,
ને જે શીખવીઉં, તે સઘલું તેઓએ તેને કહીઊં. ૩૧ ને તેણે તેઓને કહીઊં,
તમે પોતે એકાંત ઉજડ ઠેકાંણે આવો, ને થોડો આરામ લેઓ; કેમકે તાંહાં
ઘણા આવતા જતા હતા, ને તેઓને ખાણું ખાવાની પણ ફુરસુદ નહીં હતી.
૩૨ તારે તેઓ હોડીએ ઉજડ ઠેકાંણે એકાંત ગઇઆ. ૩૩ ને લોકોએ તેઓને
જતાં દીઠા; ને ઘણાએ તેને ઓલખીઓ, ને શેહેરોમાંથી સરવ પગરસતે તાંહાં
દોડતા ગઇઆ, ને તેઓથી આગલ જઇ પોહોંચીઆ, ને તેની પાસે એકઠા
થઇઆ. ૩૪ ને ઇસુએ બાહાર આવીને ઘણા લોકને જોઇઆ, ને તેને તેઓપર
રહમ આવીઓ, કેમકે તેઓ પાલક વગરનાં ગેટાં જેવા હતા; ને તે તેઓને બહુ
વાતો શીખવવા લાગીઓ. ૩૫ ને દાહાડો ઘણો ઢલીઓ તારે તેના શાગીરદો-
એ તેની પાસે આવીને કહીઉં કે, આ ઠેકાંણું ઉજડ છે, ને વખત ઘણો ગઇઓ
છે. ૩૬ તેઓને રવાના કર; કે તેઓ આસપાસનાં ગામડાંઓમાં તથા ગામોમાં
જઇને પોત પોતાને સારૂ રોટલી વેચાતી લે, કેમકે તેઓની પાસે ખાવાનું કંઈ
નથી. ૩૭ પણ તેણે તેઓને જવાબ દઇને કહીઊં કે, તમે તેઓને ખાવાને

આપો. તારે તેઓ તેને કેહેછે કે, શું હમે જઈને બસેં દીનારની રોટલી વેચા-
તી લઈને તેઓને ખાવાને આપીએ ? ૩૮ તારે તે તેઓને કેહેછે કે, તમારી
પાસે કેટલી રોટલી છે ? જઈને જુઓ. ને જોઈઆ પછી તેઓ કેહેછે કે,
પાંચ, ને બે માછલી. ૩૯ તારે સરવને લીલાં ઘાશ પર હારકતાર બેસાડવાનો
તેણે તેઓને હુકમ આપીઓ. ૪૦ ને તેઓ શો શો ને પચાશ પચાશ હાર-
કતાર બેઠા. ૪૧ તારે તેણે તે પાંચ રોટલી તથા બે માછલી લઈને આસમાનની
ગમ જોઈને દુઆ માગી, ને રોટલી ભાંજીને તેઓને પીરસવા સારૂ પોતાના
શાગીરદોને આપી, ને બે માછલી પણ સહુને વેહેંચી આપી. ૪૨ ને સરવે ખાધું,
ને ધરાઈઆ. ૪૩ તારે [રોટલીના] તથા તે માછલીના કકડાઓની ભરેલી
બાર ટોપલી તેઓએ ઉઠાવી. ૪૪ ને જેઓએ તે રોટલી ખાધી તેઓ આશરે
પાંચ હજાર મરદો હતા. ૪૫ ને તુરત તેણે પોતાના શાગીરદોને તાકીદ કીધી કે,
લોકોને હું રવાના કરૂં એટલામાં તમે હોડી પર ચહડીને પેલેપાર બેથસાઈદામાં
જાઓ. ૪૬ ને તેઓને રવાના કરીને પાહાડ પર દુઆ માગવાને તે ગઈઓ.
૪૭ ને સાંહાંજ પડીઆ પર હોડી દરીઆ વચે હતી, પણ તે એકલો જમીન પર
હતો. ૪૮ ને તેણે તેઓને હલેસાં મારવાની બહુ મેહેનત કરતા દીઠા,
કેમકે પવન તેઓને ઉલટો હતો; તારે પાછલી પોહોર રાતરે દરીઆ
પર ચાલતો તે તેઓની પાસે આવીઓ, ને તેઓથી આગલ જવાનું
કીધું. ૪૯ પણ તેઓએ તેને દરીઆ પર ચાલતો જોઈને ધારીઉં કે એ
છાઈઓ છે, ને બુમ પાડી. ૫૦ કેમકે સહુ તેને જોઈને ગભરાઈઆ, ને તુરત
તે તેઓની સાથે બોલીને તેઓને કેહેછે કે, ધીરજ રાખો, એ હું છઉં, બીહો
ના. ૫૧ પછી તે તેઓની પાસે હોડી પર ચહડીઓ, ને પવન થંભીઓ, ને તેઓ
પોતામાં બહુ અચરત પામીને તાજુબ થઈઆ. ૫૨ કેમકે તેઓએ રોટલી બાબ-
તનું ધીઆનમાં રાખીઉં નહીં, કારણ કે તેઓનાં મન સખત હતાં. ૫૩ ને
તેઓ પાર જઈને ગનેસારત મુલકમાં પોહોંચીને કીનારે લાગીઆ. ૫૪ ને તેઓ
હોડીમાંથી ઉતરીઆ કે તુરત લોકોએ તેને ઓલખીઓ. ૫૫ ને તે આખી
સીમની ચારોગમ દોડીને જાંહાં તેઓએ શાંભલીઉં કે તે છે તાંહાં બીમારી-
ઓને ખાટલાઓ પર લઈ જવા લાગીઆ. ૫૬ ને ગામોમાં કે શેહેરોમાં કે
ગામડાંઓમાં જાંહાં તે પેઠો તાંહાં બીમારીઓને તેઓએ ચકલાઓમાં રાખી-
આ, ને એકલા તેનાં લુંગડાંની કોરને અડકવાની તેઓએ તેનો આજજી
કીધી, ને જેટલા તેને અડકીઆ તેટલા સમા કરાઈઆ.

## બાબ સાતમો.

**અને** ફરોશીઓ તથા શાસતરીઓમાંના કેટલાએક ઇરૂશાલેમથી
આવીને તેની પાસે એકઠા થઇઆ. ૨ ને તેઓએ તેના શાગીરદોમાંના કેટલા-
એકને નાપાક ઇઆને અણધોએલે હાથોએ રોટલી ખાતા દીઠા, તારે તેઓએ
વાંક કાહાડીઓ. ૩ કેમકે ફરોશીઓ તથા બધા એહુદી બુજરગોની રવાઇઅતો
પર અમલ કરીને જો મુઠીએ હાથો તેઓ ધોએ નહીં, તો ખાતા નથી. ૪ ને
ચહુટામાંથી આવીને નાહીઆ વીના તેઓ ખાતા નથી; ને તેઓએ પાલવાનું
જે કબુલ કરીઊં તે બીજું ઘણું છે, એટલે પીઆલાં તથા હાલાંઓ તથા તાબાંનાં
વાસણો તથા ખાટલાઓ ધોવા. ૫ તારે ફરોશીઓએ તથા શાસતરીઓએ
તેને પુછીઊં કે, તારા શાગીરદો બુજરગોની રવાઇઅતો પરમાણે કેમ ચાલતા
નથી. પણ અણધોએલે હાથોએ રોટલી ખાએછે? ૬ તારે તેણે જવાબ
આપીને તેઓને કહીઊં કે, તમો ઢોંગીઓ બાબત ઇસાઇઆએ ઠીક પેશીનગોઇ
કીધી, જેમ લખીઊં છે કે, "એ લોક મને હોઠોથી આબરૂ આપેછે, પણ
એઓનાં દીલ મારાથી દુર રેહેછે. ૭ ને તાલીમ કરવામાં ઇનસાનના હુકમો
શીખવીને તેઓ બેફાએદા મારી પરસતશ કરેછે." ૮ કેમકે ખોદાના હુકમો
રદ કરીને આદમીઓની રવાઇઅત તમે રાખોછો, મોસાલે પીઆલાં તથા
હાલાંઓ વીછલવાં; ને બીજું એવું તમે ઘણું કરોછો. ૯ ને તેણે તેઓને કહીઊં
કે, તમે પોતાની રવાઇઅત રાખવા સારૂ ખોદાના હુકમો પુરા રદ કરોછો.
૧૦ કેમકે મુસાએ કહીઊં કે, "તારાં મા-બાપને માન આપ, ને જે કોઇ બાપની
કે માની નીંદા કરે તે મારીઓ જાએ;" ૧૧ પણ તમે કોહોછો કે, જો કોઇ
પોતાના બાપને કે માને કેહે કે, તને મારાથી જે લાભ થતે તેનું કુરબાન ઇઆને
અરપણ થઇઊં; ૧૨ ને તમે તેને તેના બાપ સારૂ કે તેની મા સારૂ બીજું કંઈ
કરવા દેતા નથી. ૧૩ એમ તમે પોતાની રવાઇઅતથી ખોદાના કલામને રદ
કરોછો; ને એવું તમે ઘણું કરોછે. ૧૪ ને તેણે બધા લોકોને પાસે તેડીને
તેઓને કહીઊં કે, તમે હરેક મારૂં શાંભલો, ને સમજો. ૧૫ આદમીની
બાહાર એવું કંઈ નથી કે જે તેનામાં પેસીને તેને નાપાક કરી શકે; પણ જે તેના-
માંથી નીકલેછે તેજ આદમીને નાપાક કરેછે. ૧૬ જો કોઇને શાંભલવાને કાન છે,
તો તે શાંભલે. ૧૭ ને લોકોની પાસેથી ઘરમાં તે પેઠો તારે તેના શાગીરદોએ
તેને એ તમસીલ બાબત પુછીઊં. ૧૮ તારે તેણે તેઓને કહીઊં કે, તમે પણ

શું એવા નાદાન છો? તમે શું જાણતા નથી કે જે સઘલું બાહારથી આદમીમાં
પેસેછે તે તેને નાપાક કરી નથી શકતું? ૧૯ કેમકે તે તેનાં દીલમાં નહીં,
પણ પેટમાં જાએછે, ને તેમાંથી સઘલા ખોરાકનો કુચો સંડાશમાં બાહાર જાએ-
છે. ૨૦ ને તેણે કહીઊં કે, આદમીમાંથી જે નીકલેછે તેજ આદમીને નાપાક
કરેછે. ૨૧ કેમકે માંહેથી એટલે આદમીઓનાં દીલમાંથી બુરા વીચાર,
જના, હરામકારી, ખુન, ૨૨ ચોરી, લોભ, બદી, કપટ, કામાતુરપણું, બદનજર,
કુફ્ર, હંકાર, તથા નાદાની નીકલેછે. ૨૩ એ બધી બુરી ચીજો માંહેથી નીક-
લેછે, ને આદમીને નાપાક કરેછે.

૨૪ પછી તે તાંહાંથી ઉઠીને સોરની તથા સીદોનની સીમોમાં ગએઓ, ને એક
ઘરમાં પેસીને તેણે ચાહીઉં કે કોઇ ન જાણે, પણ તે છાંનો રહી નહીં શકીઓ;
૨૫ કેમકે એક ઓરત જેની નાહાની દીકરીને નાપાક-રૂહ વલગેલો હતો; તે
તેની ખબર શાંભલીઆ પર આવીને તેના પગ પાસે પડી. ૨૬ ને તે ઓરત
યુનાની સુરફેનીકીની હતી, ને તેણે પોતાની દીકરીમાંથી તે દેવ કાહાડવાની તેની
આજજી કીધી. ૨૭ પણ ઇસુએ તેને કહીઉં કે, પેહેલાં બચાંઓને ધરાવવા
દે, કાંજે બચાંઓની રોટલી લઇને કુતરાંને નાંખવી ઠીક નથી. ૨૮ તારે તેણે
જવાબ આપીને તેને કહીઊં કે, હા, ખોદાવંદ, પણ મેજ તલે બચાંઓથી પડેલા
કકડાઓમાંથી કુતરાં ખાએછે. ૨૯ તારે તેણે તેને કહીઉં કે, એ વાતને લીધે
જા, તારી દીકરીમાંથી દેવ નીકલીઓછે. ૩૦ ને તે પોતાનાં ઘરમાં ગઈ, તારે
તેણે જોઇઊં તો દેવ નીકલીઓ, ને તેની દીકરી ખાટલા પર સુતેલી છે.

૩૧ અને ફરી સોરની તથા સીદોનની સીમોમાંથી તે નીકલીને દકાપલીસ-
ની સીમોમાં થઇને ગાલીલના દરીઆની પાસે આવીઓ. ૩૨ ને એક બે-
હેરા બોબડાને તેઓ તેની પાસે લાવેછે, ને તે પર હાત લગાડવાને તેની આજ-
જી કરેછે. ૩૩ તારે તેણે તેને લોકોમાંથી એક ગમ લઇજઇને તેના કાંનોમાં
પોતાનાં આંગલાં ઘાલીઆં, ને થુકીને તે તેની જીભને અડકીઓ. ૩૪ ને
આસમાનની ગમ જોઇને તથા નીશાસો મુકીને તેને કેહેછે કે, એફ્ફથા,
એટલે, ઉઘડી જા. ૩૫ ને તુરત તેના કાન ઉઘડી ગએઆ, ને તેની જીભની
ગાંઠ છુટીગઈ, ને તે સાફ બોલીઓ. ૩૬ ને તેણે તેઓને મના કીધા કે
કોઇને કંઈ નહીં કેહે, પણ જેટલા તેણે તેઓને મના કીધા તેટલા જીઆદા મશહુર
કરવા લાગીઆ. ૩૭ ને તેઓએ બહુ તાજુબ થઇને કહીઊં કે, તેણે સઘલાં
શારાં કીધાં; બેહેરાઓને શાંભલતા, તથા મુંગાઓને બોલતા તે કરેછે.

## બાબ આઠમો.

તે દાહાડાઓમાં ઘણા લોકોની ભીડ મલી, ને તેઓને ખાવાને કંઈ
નહીં હતું, તારે ઇસુ પોતાના શાગીરદોને પાસે તેડીને તેઓને કેહેછે કે, ૨ લોકો
પર મને રહમ આવેછે, કેમકે તરણ દાહાડા થઈઆ તેઓ મારી સાથે રહીઆ
છે, ને તેઓની પાસે ખાવાને કંઇ નથી. ૩ ને જો હું તેઓને ભુખીઆ
તેઓને ઘર મોકલું, તો રસતામાં તેઓ કમજોર થઇજશે, કેમકે તેઓમાંના કેટ-
લાએક દુરથી આવીઆ છે. ૪ ને તેના શાગીરદોએ તેને જવાબ દીધો કે, હીઆં
રાનમાં એટલાઓને કોઈ કાંહાંથી રોટલી પુરી પાડી શકે? ૫ ને તેણે તેઓને
પુછીઉં કે, તમારી પાસે કેટલી રોટલી છે? ને તેઓએ કહીઉં કે, સાત. ૬ ને
તેણે લોકોને જમીન પર બેસવાનો હુકમ આપીઓ, ને તે સાત રોટલી લીધી,
ને શુકર કરીને ભાંજી, ને પીરસવા સારૂ પોતાના શાગીરદોને આપી, ને તેઓએ
લોકોને પીરસી. ૭ ને તેઓની પાસે કંઇએક નાંહાંની માછલી હતી, ને તેણે
શુકર કરીને તે પણ પીરસવાનો હુકમ આપીઓ. ૮ તારે તેઓ ખાઇને ધરા-
ઈઆ, પછી બચેલા કકડાઓની સાત ટોપલી તેઓએ ઉઠાવી. ૯ ને
જેઓએ ખાધું હતું તેઓ ચાર હજારને આશરે હતા; પછી તેણે તેઓને રવા-
ના કીધા.

૧૦ અને તુરત તે પોતાના શાગીરદો સુધાં હોડી પર ચહડીને દાલમનુથાની
સીમોમાં આવીઓ. ૧૧ તારે ફરોશીઓ નીકલીઆ, ને તેની ઇમતેહાન
કરતાં તેનાથી આસમાનથી નીશાની માગીને તેની સાથે હુજત કરવા લાગીઆ.
૧૨ ને તેણે પોતાનાં દીલમાં ભારી નીશાસો ખેંચીને કહીઉં કે, આ પેહેડી નીશા-
ની કેમ માગેછે? હું તમને ખચીત કહુંછઉં કે આ પેહેડીને નીશાની નહીં દેખ-
ડાશે. ૧૩ પછી તે તેઓને મુકીને ફરી હોડીપર ચહડીને પાર ગઈઓ. ૧૪ પણ
તેઓ રોટલી લેવાને વીસરીઆ હતા, ને તેઓની સાથે એક રોટલી વગર
હોડીમાં કંઈ નહીં હતું. ૧૫ ને તેણે તેઓને હુકમ આપીને કહીઉં કે, ફરોશી-
ઓનાં ખમીર તથા હેરોદીઓનાં ખમીરથી ખબરદાર રેહેજો. ૧૬ ને તેઓ-
એ માહોમાં ગુફતેગો કરીને કહીઉં કે, આપણી પાસે રોટલી નથી વાસતે [તે
એમ કેહેછે]. ૧૭ ને ઇસુ એ જાણીને તેઓને કેહેછે કે, તમારી પાસે
રોટલી નથી વાસતે તમે કેમ વીચાર કરોછો? હજી સુધી શું તમે નથી જાણતા?
ને નથી સમજતા? હજી શું તમે પોતાનું દીલ સખત રાખોછો? ૧૮ છતી

આંખોએ શું તમે નથી જોતા? ને છતે કાનોએ શું નથી શાંભલતા? ને શું
તમે ઇઆદ નથી કરતા? ૧૯ જારે મેં પાંચ રોટલી પાંચ હજારને સારૂ ભાંજી,
તારે કકડાઓની ભરેલી કેટલી ટોપલી તમે ઉઠાવી? તેઓ તેને કેહેછે કે, બાર.
૨૦ ને જારે ચાર હજારને સારૂ સાત, તારે કકડાઓની ભરેલી કેટલી ટોપલી તમે
ઉઠાવી? તારે તેઓએ કહીઉં કે, સાત. ૨૧ પછી તેણે તેઓને કહીઉં, તો
તમે કેમ નથી સમજતા?

૨૨ અને બેથસાઇદામાં તે આવેછે, ને તેઓ તેની પાસે એક આંધલાને
લાવેછે, ને તેને અડકવા માટે તેની આજજી કરેછે. ૨૩ તેથી તે આંધલાનો
હાથ પકડીને તે તેને ગામ બાહાર લઇ ગઇઓ, ને તેણે તેની આંખોમાં થુંકીને
તથા તે પર પોતાના હાથ મુકીને તેને પુછીઉં કે, શું કંઈ સુજેછે? ૨૪ તારે
તેણે ઉચું જોઇને કહીઉં કે, આદમીઓ જાહાડના જેવાં ચાલતાં મને દેખાએ-
છે. ૨૫ ને તેણે તેની આંખો પર ફરી હાથ મુકીને તેને ઉચું જોવડાવીઉં,
તારે તે સમો થઇઓ; ને તેણે સઘલાં શારીપઠે દીઠાં. ૨૬ ને તેણે તેને ઘર
મોકલતાં કહીઉં કે, ગામમાં ન જા, ને ગામમાંના કોઇને કેહે પણ ના.

૨૭ અને ઇસુ તથા તેના શાગીરદ ફીલપી કાઇસારીનાં ગામોમાં ગઇઆ, ને
રસતામાં તેણે પોતાના શાગીરદોને પુછતાં તેઓને કહીઉં કે, લોકો શું કેહેછે કે
હું કોણ છઉં? ૨૮ તારે તેઓએ જવાબ દીધો કે, ઇઓહાન બાપતીસમા
કરનાર, પણ કેટલાએક કે એલીઆ, ને કેટલાએક કે નબીઓમાંનો એક.
૨૯ તારે તે તેઓને કેહેછે, પણ તમે મને કોણ કહોછો? ને પીતર જવાબ
દઇને તેને કેહેછે કે, તું ખરીસત છે. ૩૦ તારે તેણે તેઓને બહુ મના કીધા કે,
મારી બાબત કોઇને કંઈ ના કેહેતા.

૩૧ અને તે તેઓને શીખવવા લાગીઓ કે, જરૂર છે કે આદમીનો બેટો
બહુ રંજ ઉઠાવે, ને વડીલોથી, તથા વડા કાહીનોથી, તથા શાસતરીઓથી નાકબુલ
કરાએ, ને મારીઓ જાએ, ને તીજે દાહાડે પાછો ઉઠે. ૩૨ ને તેણે એ વાત
સાફ કહી, તારે પીતર તેને એક ગમ લઇ ગઇઓ, ને તેને જીંજેરવા લાગીઓ.
૩૩ પણ તેણે ફરીને પોતાના શાગીરદોને ધારીને પીતરને ધમકાવીને કહીઉં કે,
શેતાન, મારી પછવાડે જા, કેમકે ખોદાની ચીજો નહીં, પણ આદમીઓની
ચીજો તને ગમેછે.

૩૪ અને તેણે પોતાના શાગીરદો સુધાં લોકોને પાસે તેડીને તેઓને કહીઉં
કે, જે કોઈ મારી પાછલ આવવા ચાહેછે, તે પોતાનો ઇનકાર કરે, ને પોતાનો

કરૂસ ઉંચકીને મારી પાછલ આવે. ૩૫ કેમકે જે કોઈ પોતાનો જીવ બચાવવા
ચાહેછે, તે તેને ખોશે; પણ જે કોઇ મારે તથા ઇંજીલને લીધે પોતાનો જીવ
ખોશે, તે તેને બચાવશે. ૩૬ કાંજે જો આદમી આખી જાહાન મેલવે, ને
પોતાનો જીવ ખોએ, તો તેને શો ફાએદો થઇઓ? ૩૭ ઇઆ આદમી
પોતાના જીવને બદલે શું આપશે? ૩૮ કેમકે આ જનાકાર તથા ગુનેહગાર
પેહેડીમાં જો કોઈ મારાથી તથા મારી વાતોથી શરમાશે, તો જારે આદમીનો
બેટો પોતાનાં બાપની જલાલમાં પાક ફીરશતાઓ સાથે આવશે, તારે તે સંબંધી
શરમાશે.

## બાબ નવમો.

**અને** તેણે તેઓને કહીઉં કે હું તમને ખચીત કહુંછઉં કે હીઆં જે ઊભા
રેહેછે, તેઓમાંના કેટલાએક એવા છે કે, ખોદાની પાદશાહત કુદરતથી
આવતાં નહીં જોશે તાંહાં સુધી મોતને નહીં ચાખશે.
૨ અને છ દાહાડા પછી ઇસુ પીતરને, તથા ઇઆકુબને, તથા ઇઓહાનને
સાથે લેછે, ને તેઓને એક ઉંચા પાહાડ પર એકાંત લઇજાએછે; ને
તેઓની આગલ તેની શીકલ બદલાઈ. ૩ ને તેનો પોશાક બહુ ચલકતા બરફના
જેવો થઇગઇઓ, એવો કે દુનીઆમાં કોઈ ધોબી સફેદ કરી નહીં શકે. ૪ ને
એલીઆ મુસા સુધાં તેઓને દેખાઈઓ, ને તેઓ ઇસુની સાથે વાત કરતા
હતા. ૫ તારે પીતરે બોલતાં ઈસુને કહીઉં કે, અએ ઉસતાદ, હીઆં રેહેવું
આપણે વાસતે બેહતર છે; ને હમે તરણ માંડવા બનાવીએ, એક તારે વાસતે,
ને એક મુસાને વાસતે, ને એક એલીઆને વાસતે. ૬ કેમકે શું બોલવું, એ
તેને સુજીઉં નહીં, કાંજે તેઓ બહુ બીવેલા હતા. ૭ તારે એક વાદલીએ
આવીને તેઓ પર છાઇઆ કીધી, ને વાદલીમાંથી આવાજ નીકલીઓ કે, એ
મારો પીઆરો બેટો છે, એનું તમે શાંભલો. ૮ ને તુરત તેઓએ ચારો ગમ
જોઇઉં, તારે એકલા ઇસુ વગર પોતાની સાથે બીજા કોઇને ન દીઠો. ૯ પછી
તેઓ પાહાડ પરથી ઉતરતા હતા તારે તેણે તેઓને હુકમ આપીઓ કે, આદ-
મીનો બેટો મરીગએલાઓમાંથી પાછો ઉઠે તાંહાં સુધી જે તમે દીઠાં તે કોઇને
ના જણાવતા. ૧૦ ને તેઓએ એ વાત મનમાં રાખીને માહોમાં તજવીજ કીધી
કે, મરીગએલાઓમાંથી પાછા ઉઠવું શું હશે? ૧૧ પછી તેઓએ તેને
પુછીને કહીઉં કે, શાસતરીઓ કેમ કેહેછે કે પેહેલાં એલીઆને આવવાની જરૂર

છે? ૧૨ તારે તેણે જવાબ દીધો, ને તેઓને કહીઉં કે, એલીઆ પેહેલો આવીને
બધાં ઠીક કરેછે ખરો. ને જેમ આદમીના બેટા બાબત લખીઉં છે તેમ તેને ઘણો
રંજ ઉઠાવવો તથા તુછ થવું પડેછે. ૧૩ પણ હું તમને કહુંછઉં કે એલીઆ
બાબત જેમ લખીઉં છે તેમ તે આવી ચુકીઓ છે, ને તેઓએ જે ચાહીઉં તે
તેને કીધું.

૧૪ અને તેણે શાગીરદો પાસે આવીને તેઓની આસપાસ ઘણી ભીડને તથા
શાસતરીઓને તેઓની સાથે તકરાર કરતા દીઠા. ૧૫ ને તુરત સઘલા લોકો
તેને જોઇને બહુ તાજુબ થઇઆ, ને તેઓએ પાસે દોડી આવીને તેને સલામ
કીધી. ૧૬ પછી તેણે શાસતરીઓને પુછીઉં કે, એઓની સાથે તમે શી
તકરાર કરોછો? ૧૭ તારે લોકોમાંથી એકે જવાબ દઇને કહીઉં કે, અએ ઉસ-
તાદ, હું મારા દીકરાને તારી પાસે લાવીઓ છઉં, તેને મુંગો દેવ વલગીઓ છે;
૧૮ ને જાંહાં કહીં તે તેને પકડેછે તાંહાં તેને પટકી નાંખેછે, ને તે ફીણ કાહાડેછે,
ને પોતાના દાંત પીસીને અધશરાસતો થઈ જાએછે, ને મેં તારા શાગીરદોને તેને
કાહાડવા સારૂ કહીઉં, પણ તેઓ શકીઆ નહીં. ૧૯ તારે તે જવાબ દઇને તેને
કેહેછે કે, અએ બેઇમાન પેહેડી, હું કાંહાં સુધી તમારી સાથે રહું? હું કાંહાં સુધી
તમારી બરદાસત કરૂં? તેને મારી પાસે લાવો. ૨૦ ને તેઓ તેને તેની પાસે
લાવીઆ, ને તેણે તેને દીઠો, તારે દેવે તેને બહુ ધ્રુજાવીઓ, ને તે જમીન પર પડી
ફીણ કાહાડતાં તલવલવા લાગીઓ. ૨૧ તારે તેણે તેના બાપને પુછીઉં કે, એને
આ થઇઆને કેટલી મુદત થઇ છે? ને તેણે કહીઉં કે, નાંહાંનપણથી;
૨૨ ને બહુ વખત તેણે એને મારીનાંખવાને આગમાં તથા પાણીમાં નાંખીઆ
કીધો, પણ જો તું કંઈ કરી શકેછે, તો હમ પર રહમ કરીને હમારી મદદ
કર. ૨૩ તારે ઇસુએ તેને કહીઉં કે, અગર તું ઇમાન લાવી શકે તો ઇમાન
લાવનારને સારૂ સહુ કંઈ થઇ શકેછે. ૨૪ તારે તે બાલકના બાપે આંશુઓ સુધાં
બુમ પાડીને કહીઉં કે, ખોદાવંદ, હું ઇમાન લાવુંછઉં, તું મારી બેઇમાની બાબત
મદદ કર. ૨૫ ઇસુએ જોઇઉં કે લોક એકઠા દોડતા આવેછે, તારે તેણે નાપાક-
રૂહને ધમકાવીને કહીઉં કે મુંગા તથા બેહેરા રૂહ, હું તને હુકમ કરૂંછઉં કે એ-
માંથી નીકલ, ને ફરી એમાં પેસતો ના. ૨૬ તારે તે ચીરા પાડીને તથા તેને બહુ
ધ્રુજાવીને નીકલીઓ, પછી તે મુઆ જેવો થઇ ગઇઓ, એવો કે ઘણાએ
કહીઉં કે એ મરીગઇઓ. ૨૭ તારે ઇસુએ તેનો હાથ પકડીને તેને ઉઠાડીઓ,
ને તે ઊભો રહીઓ. ૨૮ ને ઘરમાં તે આવીઓ તારે તેના શાગીરદોએ તેને

એકાંત પુછીઉં કે, હમે તેને કેમ કાહાડી નહીં શકીઆ? ૨૯ ને તેણે તેઓને
કહીઉં કે, દુઆ તથા અપવાસ વગર એવી જાતને કોઈ તરેહથી કહડાતી નથી.
૩૦ અને તેઓ તાંહાંથી નીકલીને ગાલીલમાં થઈને ગઈઆ, ને તેણે ચાહીઉં
કે કોઈ ન જાણે; ૩૧ કેમકે તેણે પોતાના શાગીરદોને શીખવીઉં, ને તેઓને કહીઉં
કે, આદમીનો બેટો માણસોના હાથમાં સોંપાશે, ને તેઓ તેને મારીનાંખશે,
ને મારીનંખાઈઆ પછી તીજે દાહાડે તે પાછો ઉઠશે. ૩૨ પણ એ વાત તેઓ
નહીં શમજીઆ, ને તેને પુછવાને બીધા.
૩૩ પછી તે કાપરનાહુમમાં આવીઓ, ને ઘરમાં હતો તારે તેણે તેઓને
પુછીઉં કે, રસતામાં તમે માહોમાં શી તકરાર કરતા હતા? ૩૪ પણ તેઓ
ચુપ રહીઆ, કાંજે તેઓએ રસતામાં માહોમાં તકરાર કરી હતી કે મુખી કોણ
છે? ૩૫ ને તેણે બેસીને બારોને તેડીને તેઓને કહીઉં કે, જો કોઈ પેહેલો
થવા ચાહે તો તે સહુથી છેલો તથા સહુનો સેવક થાએ. ૩૬ ને એક બાલ-
કને લઈને તેણે તેને તેઓની વચમાં રાખીઉં, ને તેને પોતાના હાથોમાં લઈને
તેઓને કહીઉં કે, ૩૭ જે કોઈ એવાં બાલકોમાંના એકને મારે નામે કબુલ
કરેછે, તે મને કબુલ કરેછે; ને જે કોઇ મને કબુલ કરેછે, તે મનેજ નહીં, પણ
જેણે મને મોકલીઓ છે તેને પણ કબુલ કરેછે.
૩૮ તારે ઈઓહાને તેને જવાબ દઈને કહીઉં કે, ઉસતાદ, એક જે હમારી
પાછલ નથી ચાલતો તેને તારે નામે દેવોને કાહાડતાં હમે દીઠો, ને તે હમારી
પાછલ નથી ચાલતો, વાસતે હમે તેને મના કીધો. ૩૯ પણ ઈસુએ કહીઉં
કે, તેને મને ના કરો, કેમકે જે મારે નામે મોજેજા કરીને સેહેજ મારે ઉલટું બુરૂં
બોલી શકે એવો કોઈ નથી. ૪૦ કેમકે જે આપણે ઉલટો નથી, તે આપણી
ગમનો છે. ૪૧ કેમકે જે કોઇ મારે નામે એક પીઆલું પાણી તમને પીવાને
આપશે, કાંજે તમે ખરીસતના છો, તો હું તમને ખચીત કહુંછઉં કે તે પોતાનું
ફલ નહીં ખોશે. ૪૨ પણ આ નાંહાંના જે મારા પર ઈમાન લાવેછે તેઓમાં-
ના એકને જે કોઇ ઠોકર ખવડાવશે, તેને એ શારૂં છે કે ઘંટીનું પડ તેની કોટે
બંધાએ, ને દરીઆમાં તે ડુબાડાએ. ૪૩ ને જો તારો હાથ તને ઠોકર ખવડાવે,
તો તેને કાપીનાંખ; ૪૪ બે હાથ છતાં દોજખમાંની ન હોલવાનાર આગમાં જાંહાં
તેઓનો કીડો નથી મરતો, ને આગ નથી હોલવાતી, તાંહાં જવા કરતાં ઠુંઠો
થઈને જીંદગીમાં પેસવું તને શારૂં છે. ૪૫ ને જો તારો પગ તને ઠોકર
ખવડાવેછે, તો તેને કાપીનાંખ; ૪૬ બે પગ છતાં દોજખમાંની ન હોલવાનાર

આગમાં જાંહાં તેઓનો કીડો નથી મરતો, ને આગ નથી હોલવાતી,
તાંહાં નંખાવવા કરતાં લંગડા થઇને જીંદગીમાં પેસવું તને શારૂં છે. ૪૭ ને
જો તારી આંખ તને ઠોકર ખવડાવેછે, તો તેને કાહાડીનાંખ; ૪૮ છતી બે
આંખે દોજખમાંની આગમાં જાંહાં તેઓનો કીડો નથી મરતો, ને આગ નથી
હોલવાતી, તાંહાં નંખાવવા કરતાં કાંણા થઇને ખોદાની પાદશાહતમાં પેસવું તને
શારૂં છે. ૪૯ કેમકે જેમ હરેક કુરબાની નમકથી ખારી કરાએછે, તેમ હરેક
જણ આગથી સલુણું કરાશે. ૫૦ નમક શારૂં છે, પણ જો નમક ખારાશ
વગરનું થઇઉં, તો સાથી તમે તેને ખારૂં કરશો? પોતામાં નમક રાખો, ને
માહોમાં સલાહ રાખો.

## બાબ દશમો.

**અને** તે તાંહાંથી ઉઠીને ઇઅરદનને પાર ઇહુદાની સીમોમાં આવેછે,
ને લોકો પાછા તેની પાસે એકઠાં થાએછે, ને તે પોતાના દસતુર પરમાણે ફરી
તેઓને તાલીમ કરવા લાગીઓ. ૨ તારે ફરોશીઓએ પાસે આવીને તેની
ઇમતેહાન કરતાં તેને પુછીઉં કે, શું મરદને લાજમ છે કે પોતાની બઇએરને
મુકી દે? ૩ ને તેણે જવાબ આપીને તેઓને કહીઉં કે, મુસાએ તમને શું
હુકમ આપીઓ? ૪ ને તેઓએ કહીઉં કે, મુસાએ તો ફારગતી લખી આ-
પીને તેને મુકવા દીધી. ૫ ને ઇસુએ જવાબ દઇને તેઓને કહીઉં કે, તમારાં
સખત દીલને લીધે તેણે એ હુકમ તમારે સારૂ લખીઓ હતો. ૬ પણ ખલ-
કતની શરૂઆતથી ખોદાએ તેઓને એક નર તથા એક માદી બનાવીઆં.
૭ એ સારૂ માણસ પોતાનાં મા-બાપને મુકે, ને પોતાની બઇએર સાથે મલીઓ
રેહે. ૮ ને તેઓ બંને એક તન થશે, વાસતે હવેથી તેઓ બે નથી, પણ
એક તન છે. ૯ એ વાસતે ખોદાએ જે જોડીઉં છે તેને માણસે જુદું નહીં
કરવું. ૧૦ ને ઘરમાં તેના શાગીરદોએ ફરી તેજ બાબત તેને પુછીઉં. ૧૧ ને
તે તેઓને કેહેછે કે, જે કોઇ પોતાની બઇએરને મુકીદેશે, ને બીજી સાથે
લગન કરશે, તે તેના પર જના કરેછે. ૧૨ ને જો બઇએર પોતાના માટીને
મુકીદઇને બીજા સાથે લગન કરે, તો તે જના કરેછે.

૧૩ અને તેઓ બાલકોને તેની પાસે લાવીઆ, એ સારૂ કે તે તેઓને
અડકે; પણ જેઓ લાવીઆ તેઓને શાગીરદોએ ધમકાવીઆ. ૧૪ પણ
તે જોઇને ઇસુને ઘણું માઠું લાગીઉં, ને તેણે તેઓને કહીઉં કે, બાલકોને મારી

પાસે આવવા દો, ને તેઓને મને ના કરો; કાંજે ખોદાની પાદશાહત હેવાંઓ-
નીજ છે. ૧૫ હું તમને ખચીત કહુંછઊં કે બાલકની પેઠે ખોદાની પાદશાહત
જે કોઈ નહીં કબુલ કરશે, તે તેમાં નહીંજ પેસશે. ૧૬ તારે તેણે તેઓને
પોતાની ગોદમાં લઇને તેઓ પર હાથ મુકીને તેઓને બરકત આપી.
૧૭ અને રસતામાં તે બાહાર જતો હતો તારે એક જણ દોડતો પાસે
આવીઓ, ને તેણે તેની આગલ ઘુંટણીએ બેસીને તેને પુછીઊં કે, નેક ઉસ-
તાદ, હમેશાંની જીંદગી પામવા સારૂ હું શું કરૂં? ૧૮ તારે ઇસુએ તેને કહીઊં
કે, તું મને નેક કેમ કેહેછે? એક, જે ખોદા, તે શીવાએ નેક કોઈ
નથી. ૧૯ તું હુકમો જાણેછે કે જના ના કર, ખુન ના કર, ચોરી ના કર, જુઠી
શાહેદી ના પુર, છેતર ના, તારાં મા-બાપની મરીઆદા રાખ. ૨૦ ને તેણે
જવાબ દઇને તેને કહીઊં કે, ઉસતાદ, એ બધાં તો મેં મારાં નાંહાંનપણથી
પાલીઆં છે. ૨૧ તારે ઇસુએ તેના પર પીઆરની નેગાહ કરીને કહીઊં કે
એક ચીજ તારામાં બાકી છે; જા, જે કંઈ તારૂં છે તે વેચીને ગરીબોને આપ;
ને આસમાનમાં તને દોલત મલશે; ને આવ, કરૂસ ઊંચકીને મારી પાછલ
ચાલ. ૨૨ પણ એ વાતથી તે ઉદાસ તથા દલગીર થઇને ચાલીઓ ગઈઓ,
કાંજે તેને ઘણી મીલકત હતી. ૨૩ તારે ઇસુ આસપાસ જોઇને પોતીકા
શાગીરદોને કેહેછે કે, જેઓને દોલત છે તેઓને ખોદાની પાદશાહતમાં
પેસવું કેવું મુશકેલ છે. ૨૪ ને શાગીરદો તેની વાતથી તાજુબ થઇઆ, પણ
ઇસુ ફરી જવાબ આપીને તેઓને કેહેછે કે, દીકરાઓ, દોલત પર જેઓ
ભરોસો રાખેછે, તેઓને ખોદાની પાદશાહતમાં પેસવું કેવું મુશકેલ છે. ૨૫ દોલ-
તમંદના ખોદાની પાદશાહતમાં જવા કરતાં સોએનાં નાકામાંથી ઊંટને જવું સેહેલ
છે. ૨૬ ને તેઓએ ઘણી અચરતી પામીને માહેમાં કહીઊં, તો કોણ તારણ
પામી શકે? ૨૭ ને ઇસુ તેઓની ગમ જોઇને કેહેછે કે, માણસોની નજદીક
અશકીઅ છે, પણ ખોદાની નજદીક નહીં, કેમકે ખોદાથી સહુ કંઈ થઇ શકેછે.
૨૮ તારે પીતર તેને કેહેવા લાગીઓ કે, જો, હમે બધાં મુકીને તારી પછલ ચાલી-
એછઇએ. ૨૯ ને ઇસુએ જવાબ દઇને કહીઊં, હું તમને ખચીત કહુંછઊં કે,
મારે લીધે તથા ઇંજીલને લીધે જેણે ઘરને કે ભાઇઓને કે બેહેનોને કે બાપને કે
માને કે બઇએરને કે છોકરાંને કે ખેતરોને મુકીઆં છે, ૩૦ તેને આ જાહાનમાં
સોગણાં ઘરો તથા ભાઇઓ તથા બેહેનો તથા માઓ તથા છોકરાં તથા ખેતરો
સતાવણીઓ સુધાં, ને આવતી જાહાનમાં હમેશાંની જીંદગી નહીં પામશે,

એવો કોઈ નથી. ૩૧ પણ ઘણા જે પેહેલા તેઓ છેલા, ને છેલા પેહેલા
થશે. ૩૨ અને તેઓ ઇરૂશાલેમને રસતે જતા હતા; ને ઇસુ તેઓની આગલ
ચાલતો હતો, ને તેઓ તાજુબ થઇઆ, ને સાથે ચાલતાં બીધા; ને તેણે ફરી
બારોને પાસે લઇને જે કંઇ પોતા પર બનવાનું હતું તે તેઓને કેહેવા લાગીઓ;
૩૩ જુઓ, આપણે ઇરૂશાલેમમાં જઇએછઇએ, ને આદમીનો બેટો વડા
કાહીનો તથા શાસતરીઓને સોંપાશે, ને તેઓ તેના પર મોતનો દંડ ઠરાવશે,
ને તેને ગેરકોમને સોંપશે. ૩૪ ને તેઓ તેની મશખરી કરશે, ને તેને કોરડા
મારશે, ને તેના પર થુંકશે, ને તેને મારીનાંખશે, ને તીજે દાહાડે તે પાછો
ઉઠશે. ૩૫ તારે જેબેદીના દીકરા ઇઆકુબ તથા ઇઓહાને તેની પાસે આવીને
કહીઉં, ઉસતાદ, હમે ચાહીએછઇએ કે હમે જે માગીએ તે તું હમારે સારૂ કરે.
૩૬ ને તેણે તેઓને કહીઉં કે, તમે શું ચાહોછો? તમારે સારૂ હું શું કરૂં? ૩૭ તારે
તેઓએ તેને કહીઉં કે, તું હમને એવું આપ કે તારા જલાલમાં એક
તારી જમણી ગમ, ને બીજો તારી ડાબી ગમ બેસે. ૩૮ તારે ઇસુએ
તેઓને કહીઉં કે, તમે શું માગોછો તે તમે નથી જાણતા; જે પીઆલું હું પીઉં
છઉં તે પીવાને, તથા જે બાપતીસમાથી હું બાપતીસમી થાઉંછઉં તેથી તમે
બાપતીસમી થવાને શું શકતીવાન છો? ૩૯ ને તેઓએ તેને કહીઉં કે, હમે
શકતીવાન છઇએ; તારે ઇસુએ તેઓને કહીઉં કે જે પીઆલું હું પીઉંછઉં તે તમે
પીશો ખરા, ને જે બાપતીસમાથી હું બાપતીસમી થાઉંછઉં તેથી તમે બાપતીસમી
થશો; ૪૦ પણ જેઓને સારૂ ઠેરવાઇઉં છે તેઓ વીના મારી જમણી ગમ તથા
મારી ડાબી ગમ બેસવા દેવું એ મારૂં નથી. ૪૧ તારે દશો એ શાંભલીને ઇઆકુબ
પર તથા ઇઓહાન પર ગુસે થવા લાગીઆ. ૪૨ પણ ઇસુએ તેઓને પાસે
તેડીને તેઓને કહીઉં, તમે જાણોછો કે ગેરકોમીઓના પાદશાહો જેઓ કેહે-
વાએછે તેઓ તેઓપર હકુમત ચલાવેછે; ને તેઓના અકાબરો તેઓપર
એખતીઆર કરેછે. ૪૩ પણ તમારામાં એવું ન થાએ, પણ તમારામાં જે
કોઇ મોટો થવા ચાહે, તે તમારો ખીદમતગાર થાએ. ૪૪ ને જે કોઈ તમા-
રામાં પેહેલો થવા ચાહે, તે સહુનો ગોલામ થાએ. ૪૫ કેમકે આદમીનો
બેટો ખીદમત કરાવવાને નહીં, પણ ખીદમત કરવાને, તથા ઘણાઓની ખંડ-
ણીને સારૂ પોતાનો જીવ આપવાને આવીઓ છે.

૪૬ અને તેઓ ઇરીખોમાં આવીઆ, ને તે પોતાના શાગીરદો તથા ઘણા
લોકો સુધાં ઇરીખોથી બાહાર જતો હતો; તારે તીમીનો દીકરો બારતીમા આંધ-

લો રસતાની કોરે બેઠો ભીખ માગતો હતો. ૪૭ ને એ ઇસુ નાજારી છે, એ
શાંભલીને તે હાંક મારવા તથા કેહેવા લાગીઓ કે, ઇસુ દાઉદના બેટા, મારા પર
રહમ કર. ૪૮ ને તે ચુપ રેહે માટે ઘણાઓએ તેને ધમકાવીઓ, પણ તેણે
ઘણી વધતી હાંક મારી કે, દાઉદના બેટા, મારા પર રહમ કર. ૪૯ તારે ઇસુએ
ઊભા રહીને તેને તેડવાનું કહીઊં; ને તેઓ આંધલાને તેડતાં તેને કેહેછે કે,
ધીરજ રાખ, ઉઠ, તે તને તેડેછે. ૫૦ તારે તે પોતાનું લુંગડું મુકીને ઉઠીને ઇસુની
પાસે આવીઓ. ૫૧ ને ઇસુ બોલતાં તેને કેહેછે, મારાથી તને શું કરાવવાની ઇછા
છે? તારે તે આંધલાએ તેને કહીઊં કે, ખોદાવંદ, એ કે હું દેખતો થાઊં. ૫૨ તારે
ઇસુએ તેને કહીઊં કે, જા, તારા એતકાદે તને સમો કીધો; ને તુરત તે દેખતો
થઈઓ, ને રસતામાં ઇસુની પાછલ ચાલીઓ.

## બાબ અગીઆરમો.

**અને** તેઓ ઇરૂશાલેમની પાસે જૈતુનના પાહાડની આગલ બેથફાજ
તથા બેથાનીઆમાં આવીઆ, તારે તેણે પોતાના શાગીરદોમાંથી બેને મોકલતાં
તેઓને કહીઊં કે, ૨ તમારી સામાંના ગામમાં જાઓ, ને તેમાં પેસતાંજ ગધેડીનું
બચું બાંધેલું, જે પર કોઇ માણસ નથી બેઠું, તેને તમે જોશો, તેને છોડીને
લઈ આવો. ૩ ને જો કોઇ તમને કેહે કે, તમે એ કેમ કરોછો? તો કહો કે,
ખોદાવંદને એનો ખપ છે, ને લાગલો તે તેને હીઆં મોકલશે. ૪ ને તેઓએ
જઇને રસતાના સંગમ પર બારણાં પાસે બાહાર તે બચું બાંધેલું દીઠું. ને
તેને છોડીઊં. ૫ ને તાંહાં જે ઉભા હતા તેઓમાંના કેટલાએકે તેઓને
કહીઊં કે, બચાંને તમે શું કરવા છોડોછો? ૬ ને ઇસુએ તેઓને જેવો હુકમ
કીધો હતો તેવું તેઓએ તેઓને કહીઊં, તારે તેઓએ તેઓને લઇ જવા
દીધું. ૭ પછી તેઓએ તે બચાંને ઇસુની પાસે લાવીને પોતાનાં લુંગડાં તેના
પર નાંખીઆં, ને તે પર તે બેઠો. ૮ તારે ઘણાઓએ પોતાનાં લુંગડાં રસતામાં
પાથરીઆં, ને બીજાઓએ જાહાડો પરથી ડાલીઓ કાપીને રસતાઓમાં
પાથરી. ૯ ને જે આગલ ચાલતા, ને પાછલ આવતા હતા, તેઓએ બુમ
પાડતાં કહીઊં કે, હોસાના, ખોદાવંદને નામે જે આવેછે તે મુબારક.
૧૦ હમારા બાપ દાઉદની પાદશાહત જે ખોદાવંદને નામે આવેછે તે મુબારક.
સહુથી ઊંચામાં હોસાના. ૧૧ ને ઇસુ ઇરૂશાલેમમાં તથા મંદીરમાં દાખલ
થઈઓ, ને ચારોગમ સઘલાં જોઇને સાંહાંજ પડીઆ પછી બારો સુધાં નીક-
લીને બેથાનીઆમાં ગઈઓ.

૧૨ અને બીજે દાહાડે તેઓ બેથાનીઆથી બાહાર આવતા હતા, તારે તે
ભુખીઓ થઇઓ. ૧૩ ને એક અંજીરી પાતરે ભરેલી આઘાથી જોઇને તે
આવીઓ કે કદાચ તે પર કંઈ જડે, પણ પોહોંચીઆ પર પાતરાં વગર તેણે કંઈ
નહીં દીઠું, કેમકે અંજીરની મોસમ નહીં હતી. ૧૪ તારે ઇસુએ બોલતાં
તેને કહીઊં કે, હવેથી કદી કોઈ તારાથી ફલ ન ખાએ; ને તેના શાગીરદોએ
એ શાંભલીઊં.

૧૫ અને તેઓ ઇરૂશાલેમમાં આવીઆ, તારે ઇસુ મંદીરમાં પેસીને ઘરાકોને
તથા વેચનારાઓને મંદીરમાંથી કાહાડી મુકવા લાગીઓ, ને નાણાવટીઓના
બાજટ તથા ખબુતર વેચનારાઓનાં બેસવાનાં તેણે ઊલટાવી નાંખીઆં. ૧૬ ને
કોઇને મંદીરમાં થઇને વાસણ લઈ જવા નહીં દીધું. ૧૭ ને તેણે તાલીમ આપતાં
તેઓને કહીઊં કે, શું એમ લખીઊં નથી કે, બધી કોમના લોકો સારૂ મારૂં ઘર
દુઆનું ઘર કેહેવાશે? પણ તમે તેને ચોરોનું કોતર કીધું છે. ૧૮ તારે
શાસતરીઓએ તથા વડા કાહીનોએ તે શાંભલીઊં, ને તેને કેમ મારીનાંખવો,
એ બાબત તલાશ કીધી, કેમકે તેના વાએજથી સરવ લોકો તાજુબ થઇઆ
હતા, વાસતે તેથી તેઓ બીધા. ૧૯ ને સાંહાંજ પડી તારે શેહેરથી તે બાહાર
ગઇઓ. ૨૦ ને સહવારે તેઓ અંજીરી પાસેથી જતા હતા, તારે તેને જડથી
સુકાઈ ગએલી તેઓએ દીઠી. ૨૧ તારે પીતરે ઇઆદ કરીને કહીઊં કે,
ખાવંદ, તેં જે અંજીરીને બદદુઆ આપી હતી તે સુકાઈ ગઈ. ૨૨ તારે ઇસુએ
જવાબ દઇને તેઓને કહીઊં કે, ખોદા પર એતકાદ રાખો. ૨૩ કેમકે હું તમને
ખચીત કહુંછઊં કે જે કોઈ આ પાહાડને કેહેશે કે, ખસેડા, ને દરીઆમાં નંખા-
ઇ જા, ને પોતાનાં દીલમાં શક નહીં લાવશે, પણ એતકાદ રાખશે કે પોતે જે
કેહેછે તે થશે, તો તે જે કંઈ કેહેશે તે તેને થશે. ૨૪ એ વાસતે હું તમને કહું-
છઊં કે જે બધું તમે દુઆમાં માગોછો તે પામોછો, એવો એતકાદ કરો તો તે
તમને થશે. ૨૫ ને દુઆ માગતાં તમે ઉભા રહોછો તારે જો તમને કોઈ પર
કંઈ હોએ તો માફ કરો, એ સારૂ કે તમારો બાપ જે આસમાનમાં છે તે પણ
તમારા ગુનાહો માફ કરે. ૨૬ પણ જો તમે માફ નથી કરતા, તો તમારો બાપ
જે આસમાનમાં છે તે પણ તમારા ગુનાહ માફ નહીં કરશે.

૨૭ અને ફરી તેઓ ઇરૂશાલેમમાં આવેછે, ને મંદીરમાં તે ફરતો હતો તારે
વડા કાહીનો તથા શાસતરીઓ તથા વડીલો તેની પાસે આવેછે. ૨૮ ને તેને
કેહેછે કે, કહીઆ એખતીઆરથી તું એ કામો કરેછે? ને એ કરવા સારૂ કોણે

તને એખતીઆર આપીઓ? ૨૯ તારે ઈસુએ જવાબ દઈને તેઓને કહીઊં
કે, હું પણ તમને એક વાત પુછુંછઊં, ને તમે મને જવાબ દો, તો હું તમને
કહીશ કે કહીઆ એખતીઆરથી હું એ કામો કરૂંછઊં. ૩૦ ઈઓહાનનું બાપ-
તીસમા, આસમાનથી કે માણસોથી હતું? મને જવાબ દો. ૩૧ ને તેઓએ
માહોમાં વીચાર કરીને કહીઊં, જો આપણે કહીએ કે આસમાનથી, તો તે કેહેશે,
તારે તમે તેના પર કેમ એતકાદ કીધો નહીં? ૩૨ પણ જો આપણે કહીએ કે
માણસોથી, તો લોકોની બીહીક છે; કાંજે સરવ ઈઓહાનને ખચીત નબી ગણતા
હતા. ૩૩ ને તેઓએ જવાબ દઈને ઈસુને કહીઊં કે, હમે જાણતા નથી;
તારે ઈસુએ જવાબ દઈને તેઓને કહીઊં કે, કહીઆ એખતીઆરથી હું આ કામો
કરૂંછઊં, તે હું પણ તમને નથી કેહેતા.

## બાબ બારમો.

**અને** તમસીલોથી તે તેઓને કેહેવા લાગીઓ કે, એક જણે દરા-
ખવાડી રોપી, ને ચારોગમ વાડ કીધી, ને ખોદીને દરાખના રસનો કુંડ કીધો,
ને માલો બનાવીઓ, ને માલીઓને તે સોંપીને પોતે એક દુર મુલકમાં
ગઈઓ. ૨ ને ફલની મોસમમાં માલીઓની પાસેથી દરાખવાડીનું કંઈ ફલ
લેવા સારૂ તેણે માલીઓની પાસે ચાકરને મોકલીઓ. ૩ પણ તેઓએ તેને
પકડીને મારીને ખાલી હાથે પાછો ફેરવીઓ. ૪ ને તેણે ફરી તેઓની
પાસે બીજા ચાકરને મોકલીઓ. ને તેઓએ તેને પથરે મારીને તેનું માથું
ફોડીઊં, ને બેઆબરૂ કરીને પાછો ફેરવીઓ. ૫ ને ફરી તેણે તીજાને મોક-
લીઓ, ને તેઓએ તેને મારીનાંખીઓ. પછી તેણે બીજા ઘણાને [ મોક-
લીઆ ]. ને તેઓએ તેઓમાંના કેટલાએકને મારીઆ, ને કેટલાએકને
મારીનાંખીઆ. ૬ એમ છતાં તેનો એક પીઆરો બેટા હતો, તેને પણ તેણે
તેઓની પાસે છેલો એમ કહીને મોકલીઓ કે, તેઓ મારા બેટાથી દબશે.
૭ પણ તે માલીઓએ માહોમાં કહીઊં કે, એ તો વારસ છે, આવો, આપણે
એને મારીનાંખીએ તો વારસો આપણો થશે. ૮ પછી તેઓએ તેને પક-
ડીને મારીનાંખીઓ, ને દરાખવાડીમાંથી બાહાર ફેંકી દીધો. ૯ વાસતે દરાખ-
વાડીનો ધણી શું કરશે? તે આવીને પેલા માલીઓને મારીનાંખીને દરાખવાડી
બીજાઓને સોંપશે. ૧૦ શું તમે એ કલામ નથી વાંચીઓ કે, "જે પથરને
ઘર બાંધનારાઓએ નાપસંદ કીધો, તેજ ખુંણાનું મથાલું થઈઓ. ૧૧ એ

ખોદાવંદથી બન્યુંઉં, ને આપણી નજરમાં તાજુબ લાગેછે?" ૧૨ તારે તેઓએ
જાણીઉં કે એણે એ તમસીલ હમારા ઉપર કહી છે, વાસતે તેઓએ તેને પક-
ડવા ચાહીઉં, પણ લોકોથી બીધા, ને તેઓ તેને મુકીને ચાલીઆ ગઇઆ.

૧૩ અને તેઓએ ફરોશીઓમાંના તથા હેરોદીઓમાંના કેટલાએકને તેની
પાસે મોકલીઆ, કે તેઓ વાતથી તેને ફાંદામાં નાંખે. ૧૪ ને તેઓ આવીને
તેને કેહેછે કે, ઉસતાદ, હમે જાણીએછઇએ કે તું સાચો છે, ને કોઇની ચીંતા
રાખતો નથી, કાંજે માણસોનાં મોહોની ગમ તું જોતો નથી, પણ ખોદાની રાહ
રાસતીથી બતાવેછે. ૧૫ કાઇસારને કર આપવો રવા છે કે નહીં? હમે
આપીએ, કે નહીં આપીએ? પણ તેણે તેઓનો ઢોંગ જાણીને તેઓને કહીઉં
કે, તમે કેમ મારી અજમાએશ કરોછો? એક દીનાર મારી પાસે લાવો કે
હું જોઉં. ૧૬ પછી તેઓ લાવીઆ, તારે તે તેઓને કેહેછે કે, આ સુરત તથા
શીકો કોહેનો છે? તારે તેઓએ તેને કહીઉં કે, કાઇસારનો. ૧૭ ને ઇસુએ
જવાબ દઇને તેઓને કહીઉં કે, જે કાઇસારનાં તે કાઇસારને, તથા જે ખોદાનાં
તે ખોદાને ભરી આપો. તારે તેઓ તેનાથી તાજુબ થઇઆ.

૧૮ અને સાદુકીઓ, જેઓ કીઆમતનો ઇનકાર કરેછે, તેઓએ તેની
પાસે આવીને તેને પુછતાં કહીઉં કે, ૧૯ ઉસતાદ, મુસાએ હમારે સારૂ લખીઉં છે
કે, અગર કોઇનો ભાઈ બેઓલાદ મરીજાએ, ને તેની બઇએર રેહે, તો તેનો ભાઇ
તેની બઇએરને લે, ને પોતાના ભાઇને સારૂ ઓલાદ ઉપજાવે. ૨૦ હવે સાત
ભાઈ હતા; ને પેહેલો પરણીને ઓલાદ વીના મરીગઈઓ. ૨૧ તાર પછી બીજાએ
તેને લીધી, ને તેને પણ ઓલાદ થઈઆ વીના તે મરીગઈઓ. પછી તીજાએ
પણ. ૨૨ એમ સાતોએ તેને લીધી; પણ ઓલાદ નહીં થઈ. ને સહુથી છેલી તે
ઓરત પણ મરીગઈ. ૨૩ વાસતે કીઆમતમાં જારે તેઓ ઉઠશે, તારે તેઓમાંથી
તે કોહેની બઈએર થશે? કેમકે સાતોની બઈએર તે થઈ હતી. ૨૪ ને ઇસુએ
જવાબ દઇને તેઓને કહીઉં કે, તમે કલામ તથા ખોદાની કુદરત ન જાણતાં
શું નથી ચુકતા? ૨૫ કેમકે જારે તેઓ મરીગએલાઓમાંથી પાછા ઉઠશે,
તારે પરણતા નથી, ને પરણાવતા નથી, પણ આસમાનમાંના ફીરશતા જેવા
છે. ૨૬ ને મરીગએલા લોક પાછા ઉઠેછે, તે બાબત મુસાની કીતાબમાં શું
તમે નથી વાંચીઉં, કે જાહાડીમાં ખોદાએ તેને એમ કહીઉં કે, હું ઇબરાહીમનો
ખોદા, તથા ઈસહાકનો ખોદા, તથા ઈઆકુબનો ખોદા છઉં. ૨૭ મુએલાઓનો
ખોદા તે નથી, પણ જીવતાઓનો ખોદા છે; એ સારૂ તમે ઘણા ચુકોછો.

૨૮ અને શાસતરીઓમાંથી એકે પાસે આવીને તેઓની તકરાર શાંભલીને
તથા તેણે તેઓને શારો જવાબ દીધો તે જાણીને, તેને પુછીઊં કે, બધા હુકમો-
માંથી પેહેલો કહીઓ છે? ૨૯ ને ઈસુએ તેને જવાબ દીધો કે, બધા હુકમો-
માં પેહેલો એ છે કે, ઓ ઈસરાએલ, શાંભલ, ખોદાવંદ જે આપણો ખોદા તે
એક ખોદાવંદ છે; ૩૦ ને તારાં આખાં દીલથી તથા તારા આખા જીવથી તથા
તારી આખી સમજથી તથા તારાં બધાં જોરથી તારા ખોદા ખોદાવંદ પર પીઆર
કર; પેહેલો હુકમ એ છે. ૩૧ ને બીજો એના જેવો કે, પોતાના પડોસી પર
પોતાના સરખો પીઆર કર. એ કરતાં મોહોટા બીજા હુકમો નથી. ૩૨ ને શાસત-
રીએ તેને કહીઊં કે, શાબાશ, ઉસતાદ, તેં ખરૂં કહીઊં; કેમકે એક ખોદા છે,
ને તે વીના બીજો નથી. ૩૩ ને આખાં દીલથી, ને આખી સહમજથી, ને
આખા જીવથી, ને બધાં જોરથી, તેના પર પીઆર કરવો, ને પોતાના જેવો
પડોસી પર પીઆર કરવો, એ બધાં બલીદાનો તથા કુરબાનીઓ કરતાં બેહતર
છે. ૩૪ ને તેણે ડાહાપણથી જવાબ દીધો વાસતે ઈસુએ તેની ગમ જોઈને
તેને કહીઊં કે, ખોદાની પાદશાહતથી તું દુર નથી. તાર પછી કોઈએ તેને કંઈ
પુછવાની હીમત નહીં ધરી.

૩૫ અને ઈસુએ મંદીરમાં વાએજ કરીને કહીઊં કે, શાસતરીઓ કેમ કેહેછે
કે ખરીસત દાઊદનો બેટો છે? ૩૬ કેમકે દાઊદે પોતેજ પાક-રૂહથી કહીઊં છે
કે, ખોદાવંદે મારા ખોદાવંદને કહીઊં કે, તારા દુશમનોને હું તારૂં પાઈઆસન
કરૂં તાંહાં સુધી તું મારી જમણી ગમ બેસી રેહે. ૩૭ દાઊદ પોતે તેને ખોદાવંદ
કેહેછે, તો તે તેનો બેટો કેમ થાએ? ને બધા લોકોએ ખુશીથી તેનું શાંભ-
લીઊં.

૩૮ અને પોતાની તાલીમમાં તેણે તેઓને કહીઉં કે, શાસતરીઓથી હુશી-
આર રહો. ૩૯ તેઓ લાંબા જામા પેહેરીને ફરવા, તથા ચહુટાઓમાં સલામો,
તથા એબાદતખાનાઓમાં ઊંચ મકાનો, તથા જીઆફતોમાં મુખો જગીઆઓ
ચાહેછે. ૪૦ તેઓ વીધવાઓનાં ઘર ખાઈનાંખેછે, ને ઢોંગથી લાંબી દુઆઓ
માગેછે, તેઓ વધતો દંડ પામશે.

૪૧ અને ઈસુએ તીજોરીની સામાં બેસીને તીજોરીમાં લોક પઈસા શી તરેહ
નાંખેછે, તે જોઈઊં. ને ઘણા જે દોલતમંદ હતા તેઓએ બહુ નાંખીઆ.
૪૨ તારે એક ગરીબ વીધવાએ આવીને બે નાસરી, ઈઆને એક સવાઈઆ
નાંખીઆ. ૪૩ ને તેણે પોતાના શાગીરદોને પાસે તેડીને તેઓને કહીઊં, હું

તમને ખચીત કહુંછઊં કે જે સહુએ તીજોરીમાં નાંખીઊં તેઓ કરતાં આ ગરીબ
વીધવાએ વધતું નાંખીઊં છે. ૪૪ કેમકે તે સહુએ પોતાની ભરપુરીમાંથી
નાંખીઊં; પણ એણે તો પોતાની તંગીથી જે કંઇ એનું હતું, તે બધું ગુજ-
રાન એમાં નાંખીઊં.

## બાબ તેરમો.

**અને** મંદીરમાંથી તે નીકલતો હતો તારે તેના શાગીરદોમાંથી એક તેને
કેહેછે, ઉસતાદ, જો, આ પથર શી તરેહના, ને આ બાંધણીઓ કેવી છે?
૨ તારે ઇસુએ જવાબ દઇને તેને કહીઊં કે, શું તું એ મોહોટી બાંધણીઓ જુએ-
છે? હીઆં પાડીનંખાઇઆ વગરનો પથર પર પથર રેહેશે નહીં. ૩ ને જૈતુન-
ના પાહાડ પર મંદીરની સામાં તે બેઠો હતો, તારે પીતરે તથા ઇઆકુબે તથા
ઇઓહાને તથા આંદરૂએ તેને છાનું પુછીઊં કે, ૪ એ કારે થશે? ને જારે એ
બધાં પુરાં થવાનાં છે, તારે શી નીશાણી થશે? એ હમને કેહે. ૫ ને ઇસુ
તેઓને જવાબ દઇ કેહેવા લાગીઓ કે, કોઇ તમને ફરેબ નહીં દે વાસતે હુશીઆર
રહો. ૬ કેમકે મારે નામે ઘણા કેહેતા આવશે કે, હું છઊં, ને ઘણાને ગુમરાહ કરશે.
૭ ને જારે તમે લડાઈઓ તથા લડાઈઓની ખબરો શાંભલો, તારે ગભરાશો ના;
કાંજે એવું થવાની જરૂર છે; પણ હજી આખર નથી. ૮ કેમકે કોમ કોમ પર,
તથા પાદશાહત પાદશાહત પર ચડી આવશે; ને કેટલેએક ઠેકાણે ધરતીકંપારા
થશે, ને દકાલો તથા સંતાપો થશે. એ મુસીબતની શરૂ છે. ૯ પણ
તમે ખબરદાર રહો; કાંજે તેઓ તમને ઇનસાફની મીજલસોમાં સોંપશે, ને
એબાદતખાનાઓમાં તમે માર ખાશો, ને મારે લીધે હાકમોની તથા પાદશાહોની
આગલ તેઓને શાહેદી થવા સારૂ તમે હાજર કરાશો. ૧૦ પણ પેહેલાં બધી
કોમોમાં ખુશખબર પરગટ કરવી જોઇએ. ૧૧ ને જારે તેઓ તમને સોંપવાને
લઇ જશે, તારે તમે અગાઉથી ચીંતા ના કરો કે હમે શું કહીશું, ને ધારો ના, પણ
તે ઘડી તમને જે અપાએ તે કેહેજો, કેમકે જે બોલનાર તે તમે નથી, પણ
પાક-રૂહ છે. ૧૨ ને ભાઈ ભાઇને, તથા બાપ દીકરાને મરણને સારૂ સોંપશે; ને
છોકરાંઓ મા-બાપને ઉલટાં ઉઠશે, ને તેઓને મારીનંખાવશે. ૧૩ ને મારાં
નામને લીધે સહુ તમારા પર દુશમની રાખશે. પણ જે કોઇ આખર સુધી
ટકશે, તેજ તારણ પામશે.
૧૪ પણ ઉજડની ગંદી ચીજ જે બાબત દાનીએલ નબીએ કહીઊં છે તેને

જારે તમે જાંહાં રવા નથી તાંહાં ઉભી રહેલી જોશો, (જે વાંચે તે સમજે) તારે જે
ઇહુદામાં હોએ, તેઓએ પાહાડો પર નાહાસી જવું; ૧૫ ને ધાબાં પર જે હોએ,
તેણે ઘરમાં ન ઉતરવું; ને પોતાનાં ઘરમાંથી કંઇ લેવાને માંહે ન પેસવું; ૧૬ ને
ખેતરમાં જે હોએ, તેણે પોતાનું લુગડું ઉઠાવી લેવા સારૂ પાછું ફરવું નહીં. ૧૭ ને
તે દાહાડાઓમાં જે હમલવાલી છે તથા જે ધવાડેછે, તેઓને અફસોસ છે. ૧૮ ને
તમારૂં નાહાસવું શીઆલામાં નહીં થાએ, વાસતે તમે દુઆ માગો. ૧૯ કેમકે તે
દાહાડાઓમાં એવું સંકટ થશે કે ખોદાની કીધેલી ખલકતની શરૂથી હજી સુધી
તેવું નથી થઇઉં, ને નહીંજ થશે. ૨૦ ને જો ખોદાવંદે તે દાહાડાઓને ઓછા નહીં
કીધા હતે, તો કોઈ માણસ બચતે નહીં; પણ જે પસંદ કીધેલાઓ તેણે પસંદ
કીધા છે તેઓને સારૂ તેણે તે દાહાડા ઓછા કીધા છે. ૨૧ ને તે વખતે જો
કોઈ તમને કેહે કે, જુઓ, હીઆં ખરીસત છે; ઇઆ જુઓ, તે તાંહાં છે;
તો માનતા ના. ૨૨ કેમકે જુઠા ખરીસત તથા જુઠા નબીઓ ઉઠશે, ને જો
બનીશકે તો પસંદ કરેલાઓને પણ ગુમરાહ કરવા સારૂ મોજેજા તથા કરાંમતો
દેખાડશે. ૨૩ પણ તમે ખબરદાર રેહો; જુઓ, મેં તમને બધું અગાઉથી
કહી દીધું છે.

૨૪ વલી તે દાહાડાઓમાં એ મુસીબતો પછી સુરજ અંધરાએલો થઇ
જશે, ને ચંદર પોતાની રોશની નહીં આપશે; ૨૫ ને આસમાનનાં સીતારા પડશે,
ને આસમાનનાં કુવતો હલવાશે. ૨૬ ને તારે તેઓ આદમીના બેટાને બહુ બુજ-
રગી તથા જલાલે વાદલાં પર આવતો જોશે. ૨૭ ને તારે પોતાના ફીરશતા-
ઓને તે મોકલશે, ને તેઓ જમીનની હદથી આસમાનની હદ સુધી, ચારો
બાજુથી, તેના પસંદ કરેલાઓને એકઠા કરશે.

૨૮ હવે અંજીરીની તમસીલ ધેઆનમાં લો. જારે તેની ડાલી કુમલીજ છે,
ને પાતરાં કાહાડેછે, તારે તમે જાણોછો કે ઉંનાલો પાસે છે. ૨૯ એમજ જારે
તમે એ બધું થએલું જોશો, તારે જાણવું કે તે પાસે, બારણા આગલ છે. ૩૦ હું
તમને ખચીત કહુંછઉં કે, એ બધાં થશે તાંહાં સુધી આ પેહેડી ગુજરી નહીં જશે.
૩૧ આસમાન તથા જમીન ટલી જશે, પણ મારી વાતો ટલી જનાર નથી.
૩૨ તો પણ તે દાહાડા, તથા તે ઘડી બાબત કોઈ જાણતું નથી, આસમાનના
ફીરશતાઓ પણ નહીં, તથા બેટો પણ નહીં; એકલો બાપજ. ૩૩ તમે હુશી-
આર થાઓ, જાગતા રેહો, ને દુઆ માગો, કાંજે વખત કારે થશે, તે તમે
જાણતા નથી. ૩૪ એ એવું છે કે જાણે એક શખસ પોતાનું ઘર મુકીને

પરદેશમાં જતી વખત પોતાના ચાકરોને એખતીઆર આપીઓ, ને હરેકને પોત
પોતાનું કામ સોંપીઊં, ને દરવાનને ચોકી કરવાનો હુકમ આપીઓ, તેવું છે.
૩૫ વાસતે તમે જાગતા રહો; કેમકે ઘરનો માલીક કારે આવશે સાંહાંજે કે
અડધી રાતરે, કે મુરઘો બોલતી વખતે, ઈઆ સહવારે, એ તમે જાણતા નથી.
૩૬ રખે એકાએક તે આવીને તમને ઊંઘતા જુએ. ૩૭ ને જે હું તમને
કહુંછઊં, તે સહુને કહુંછઊં કે, જાગતા રહો.

## બાબ ચઊદમો.

**અને** બે દાહાડા પછી પાસખા તથા બેખમીર રોટલીનું જસન હતું,
તારે વડા કાહીનોએ તથા શાસતરીઓએ તેને દગાથી પકડીને મારીનાંખવા
બાબત મનસુબો કીધો. ૨ પણ તેઓએ કહીઊં કે, જસનમાં નહીં, રખે લોકની
ગડબડ થાએ.

૩ અને બેથાનીઆમાં સીમોન કોહોડીઆનાં ઘરમાં તે જમવા બેઠો હતો,
તારે એક ઓરત આવી, જેની પાસે મુલવાન અતરે ભરેલી આલાબાસતરની
ડાબડી હતી; ને તેણે ડાબડી ભાંજીને તેના માથા પર તે રેડીઊં. ૪ તારે કેટલા-
એકે પોતામાં ગુસે ભરાઇને કહીઊં કે, એ અતરનું નુકસાન શા વાસતે થઈઊં?
૫ કેમકે એ તરણસેં દીનાર કરતાં વધતે મુલે વેચાતે, ને ગરીબોને અપાતે;
એમ તેઓએ તેના પર કચકચ કીધી. ૬ પણ ઇસુએ કહીઊં કે, એને રેહેવા દો,
એને કેમ તસદી દોછો? એણે મારે લીધે શારૂં કામ કીધું છે. ૭ કાંજે ગરીબો
તો સદા તમારી સાથે છે, ને જારે તમે ચાહોછો તારે તેઓનું ભલું કરી શકોછો;
પણ હું સદા તમારી સાથે નથી. ૮ તે જે કરી શકી, તે તેણે કીધું છે. દફનને
સારૂ તેણે મારાં બદનને અગાઉથી અતર લગાડીઊં. ૯ હું તમને ખચીત
કહુંછઊં કે, આખી દુનીઆમાં, જાંહાં કહીં આ ખુશખબર જાહેર કરાશે, તાંહાં
તેણે જે કીધું તે પણ એની ઈઆદગારીને સારૂ કેહેવાશે.

૧૦ અને તે બારમાંનો એક ઇહુદા ઈસકારીઓત તેને વડા કાહીનોને સોંપવા
સારૂ તેઓની પાસે ગઈઓ. ૧૧ તારે તેનું શાંભળીને તેઓ ખુશ થઇઆ;
ને તેને નાણું આપવાનું વચન આપીઊં. પછી તેણે કોઇ તરેહથી તેને પકડાવ-
વાનો વગ શોધીઓ.

૧૨ અને બેખમીર રોટલીનાં જસનને પેહેલે દાહાડે પાસખા મારતા હતા, તારે
તેના શાગીરદોએ તેને કહીઊં કે, તું પાસખા ખાએ એ સારૂ હમે કાંહાં જઇને

તઇઆર કરીએ? તારી શી મરજી છે? ૧૩ તારે તેણે પોતાના શાગીરદોમાંથી
બેને મોકલતાં તેઓને કહીઉં કે, શેહેરમાં જાઓ, ને તાંહાં પાણીની ગાગર
લઇ જતો એક જણ તમને મલશે, તેની પાછલ જાઓ. ૧૪ પછી તે જાંહાં
કહીં પેસે, તાંહાંના ઘરબારીને તમે કહો કે, ઉસતાદ કેહેછે કે મને મારા શાગીરદો
સાથે પાસખા ખાવા સારૂ ઉતારો કરવાની જગીઆ કાંહાં છે? ૧૫ ને તે તમને
સામન સુધાં મોહોટી મેડી તઇઆર કરેલી દેખાડશે; તાંહાં આપણે સારૂ તઇઆર
કરો. ૧૬ તારે તેના શાગીરદ બાહાર ગઇઆ, ને શેહેરમાં પોહોંચીઆ પર જેવું
તેણે તેઓને કહીઉં હતું, તેવુંજ જડીઉં; ને તેઓએ પાસખા તઇઆર કીધું.
૧૭ ને સાંહાંજ પડીઆ પર બારોની સાથે તે આવેછે. ૧૮ ને તેઓ બેઠા; ને
જમતા હતા તારે ઇસુએ કહીઉં, હું તમને ખચીત કહુંછઉં કે તમારામાંનો એક,
જે મારી સાથે જમેછે, તે મને પકડાવશે. ૧૯ તારે તેઓ દલગીર થવા તથા
એક પછી એક તેને પુછવા લાગીઆ કે, શું તે હું છઉં? ને બીજે કે, શું તે હું
છઉં? ૨૦ તારે તેણે જવાબ દઇને તેઓને કહીઉં કે, બારમાંથી એક જે
મારી સાથે થાલીમાં બોળેછે તેજ. ૨૧ જેમ આદમીના બેટા બાબત લખીઉં છે
તેમ તે જાએછે ખરો, પણ જેનાથી આદમીનો બેટો પકડાએછે તે માણસને
અફસોસ, જો તે માણસ જનમીઓ નહીં હતે, તો તેને સારૂ બેહતર થતે.
૨૨ અને તેઓ જમતા હતા તારે ઇસુએ રોટલી લીધી, ને શુકર કરીને
ભાંજી, ને તેઓને આપી, ને કહીઉં કે લો, ખાઓ, એ મારૂં બદન છે.
૨૩ પછી તેણે પીઆલું લીધું, ને શુકર કરીને તેઓને આપીઉં; ને તે બધા-
એ તેમાંથી પીધું. ૨૪ ને તેણે તેઓને કહીઉં કે, નવા બંદોબસતનું મારૂં
લોહી જે ઘણાઓને સારૂ વેહેવડાવાએછે તે એ છે. ૨૫ હું તમને ખચીત
કહુંછઉં કે, ખોદાની પાદશાહતમાં હું તે નવો પીશ, તે દાહાડા સુધી હું વઇનિ ફરી
નહીં પીશ.

૨૬ અને તેઓ ગીત ગાઇને જેતુનના પાહાડ પર ગઇઆ. ૨૭ ને ઇસુ
તેઓને કેહેછે કે, આજ રાતે તમે બધા મારી બાબત ઠોકર ખાશો; કાંજે એ
લખીઉં છે કે, “પાલકને હું મારીશ, ને ગેટાં વીખરાઇ જશે.” ૨૮ પણ હું પા-
છો ઉઠીઆ પછી તમથી અગાળ ગાલીલમાં જઇશ. ૨૯ તારે પીતરે તેને કહી-
ઉં, જો સહુ ઠોકર ખાએ, તોપણ હું નહીં. ૩૦ પણ ઇસુ તેને કેહેછે, હું તને
ખચીત કહુંછઉં કે, આજ રાતે બે વાર મુરઘો બોલીઆ અગાઉ તરણ વાર તું
મારો ઇનિકાર કરશે. ૩૧ પણ તેણે વધારે જોરથી કહીઉં કે, જો તારી સાથે મારે

મરવું પડે, તો પણ હું તારો ઇનકાર નહીં કરીશ. ને એમજ સહુએ પણ
કહીઉં.
૩૨ અને તેઓ ગેથસેમાની નામે એક ઠેકાણે પોહોંચીઆ; ને તેણે પોતાના
શાગીરદોને કહીઉં કે, હું દુઆ માગું તાંહાં સુધી તમે હીઆં બેસો. ૩૩ ને તેણે
પોતાની સાથે પીતરને તથા ઇઆકુબને તથા ઇઓહાનને લીધા; ને તે બહુ ઘભ-
રાવા તથા દલગીર થવા લાગીઓ. ૩૪ ને તેણે તેઓને કહીઉં કે, મારા જીવને
મરવા જેવો બહુ ગમ છે, તમે હીઆં ઠરો, ને જાગતા રેહો. ૩૫ પછી તે
થોડું આગલ જઇને જમીન પર પડીઓ, ને તેણે એમ દુઆ માગી કે, જો
થઈ શકતું હોએ તો આ ઘડી મારાથી દુર થાએ. ૩૬ ને તેણે કહીઉં કે,
આબબા, ઇઆને, બાપ, તારાથી સહુ કંઈ થઇ શકેછે; આ પીઆલું મારાથી દુર
કર, તોપણ મારી ઇછા નહીં, પણ તારી થાઓ. ૩૭ પછી તેણે આવીને તેઓને
ઊંઘતા દીઠા, ને પીતરને કહીઉં કે, સીમોન, શું તું ઊંઘેછે? શું એક ઘડી પણ
તું જાગતો રહી શકતો નથી? ૩૮ તમે ઇમતેહાનમાં નહીં પડો વાસતે જાગતા
રેહો, ને દુઆ માગો. રૂહ મુસતએદ છે ખરો, પણ બદન નાતવાન છે. ૩૯ ને
ફરી તેણે જઇને તેજ વાત કેહેતાં દુઆ માગી. ૪૦ ને પાછો આવીને ફરી તેણે
તેઓને ઉંઘતા દીઠા; કાંજે તેઓની આંખો ઉંઘથી ભારી હતી; ને તેને શું જવાબ
આપવો એ તેઓ જાણતા નહીં હતા. ૪૧ પછી તેણે તીજીવાર આવીને
તેઓને કહીઉં કે, હવે ઉંઘીઆ કરો, ને આરામ લેઓ; બસ છે; તે ઘડી
આવી પોહોંચી છે, જુઓ, આદમીનો બેટો ગુનેહગારોના હાથોમાં સોંપાએછે.
૪૨ ઉઠો, આપણે જઇએ; જુઓ, જે મને પકડાવેછે તે પાસે આવીઓ છે.
૪૩ અને તે કેહેતો હતો એટલામાંજ તે બારમાંનો એક ઇઆને ઇહુદા
આવીઓ, ને તેની સાથે વડા કાહીનોની તથા શાસતરીઓની તથા વડીલોની
તરફથી ઘણા લોક તલવારો તથા સોટા લઇને આવીઆ. ૪૪ ને તેને પકડાવનારે
તેઓને નીશાણી આપતાં એમ કહીઉં કે, જેને હું ચુમીશ તેજ તે છે; તેને
પકડો, ને ખબરદારીથી લઈજાઓ. ૪૫ ને તે આવીને તુરત તેની પાસે ગઈઓ,
ને કહીઉં કે, અએ ઉસતાદ, અએ ઉસતાદ, ને તેને ચુમીઓ. ૪૬ પછી
તેઓએ તેના પર પોતાના હાથ નાંખીને તેને પકડી લીધો. ૪૭ ને પાસે ઉભા
રેહેનારાઓમાંના એકે તલવાર કાહાડીને સરદાર કાહીનના ચાકરને મારી, ને
તેનો કાન કાપી નાંખીઓ. ૪૮ તારે ઇસુએ જવાબ દઇને તેઓને કહીઉંકે,
તમે તલવારો તથા સોટા લઇને જેમ ચોરને તેમ શું મને પકડવા બાહાર

આવીઆ છો? ૪૯ હું તો રોજ મદીરમાં તમારી પાસે વાએજ કરતો હતો, તારે
તમે મને પકડીઓ નહીં; પણ કીતાબોનું પુરૂં થવું જોઇએ. ૫૦ તારે સહુ તેને
મુકીને નાહાસી ગઇઆ. ૫૧ તો પણ એક જુવાન તેની પાછલ ચાલીઓ,
જેના ઉઘાડાં બદન પર સણનું લુંગડું હોડેલું હતું; ને જુવાનીઆઓએ તેને પણ
પકડીઓ. ૫૨ તારે લુંગડું મુકી દઇને તેઓમાંથી તે ઉઘાડો નાહાસી ગઇઓ.
૫૩ પછી તેઓ ઇસુને તાંહાંથી સરદાર કાહીન પાસે લઇગઇઆ, જેની સાથે
બધા વડા કાહીનો, તથા વડીલો, તથા શાસ્તરીઓ, એકઠા થઇઆ હતા.
૫૪ ને પીતર આઘો આઘો તેની પાછલ સરદાર કાહીનનાં ઘર સુધી
ગઇઓ; ને ચાકરોની સાથે બેસીને આગથી તાપતો હતો. ૫૫ તારે વડા કાહી-
નોએ તથા આખી મીજલસે ઇસુને મારીનાંખવા સારૂ તેના પર શાહેદી શોધી;
પણ જડી નહીં. ૫૬ કેમકે ઘણાએ તેના પર જુઠી શાહેદી પુરી, પણ
તેઓની શાહેદી બરાબર મલી નહીં. ૫૭ ને કેટલાએકે ઉઠીને તેના પર જુઠી
શાહેદી પુરતાં એમ કહીઊં કે, ૫૮ હમે તેને કેહેતાં શાંભલીઓ કે, હાથે બના-
વેલાં આ મંદીરને હું પાડીનાંખીશ, ને તરણ દાહાડામાં હાથે બનાવીઆવીના
બીજું બાંધીશ. ૫૯ તો પણ તેઓની શાહેદીબી બરાબર મલી નહીં. ૬૦ તારે
સરદાર કાહીને વચમાં ઉભો થઇને ઇસુને પુછતાં કહીઊં કે, શું તું કંઇ જવાબ નથી
આપતો? તેઓ તારા પર કેવી શાહેદી આપેછે? ૬૧ તોપણ તે ચુપ રહીઓ,
ને તેણે કંઇ જવાબ આપીઓ નહીં. વલી સરદાર કાહીને તેને પુછતાં કહીઊં
કે, શું તું ખ્રીસત તે મુબારકનો બેટો છે? ૬૨ તારે ઇસુએ કહીઊં કે, હું
તેજ છઊં. ને આદમીના બેટાને કુદરતના જમણા હાથ પર બેઠેલો, તથા આસ-
માનનાં વાદલાંઓ પર આવતો તમે જોશો. ૬૩ તારે સરદાર કાહીને પોતાનાં
લુંગડાં ફાડીને કહીઊં કે, હવે આપણે બીજી શાહેદીની શી જરૂર છે? ૬૪ તમે
એનું કુફર શાંભલીઉં છે. તમને શું લાગેછે? ને બધાઓએ ઠરાવીઊં કે તે
મરવા લાએક છે. ૬૫ પછી કેટલાએક તેના પર થુંકવા, તથા તેનું મોહો
ઢાંકવા, તથા તેને મુકીઓ મારવા, તથા તેને કેહેવા લાગીઆ કે, નબુઅત કર.
ચાકરોએ પણ તેને થબડાકો મારી.

૬૬ અને પીતર દીવાનખાનામાં નીચે હતો, તારે સરદાર કાહીનની ચાકડી-
ઓમાંથી એક આવી. ૬૭ ને તેણે પીતરને તાપતો દેખીને તેની ગમ જોઇને
કહીઊં કે, તું પણ ઇસુ નાજારીની સાથે હતો. ૬૮ પણ તેણે ઇનકાર કરીને
કહીઊં કે, હું નથી જાણતો, ને તું શું કેહેછે તે નથી સમજતો. ને પરશાલમાં

તે બાહાર ગઇઓ, ને મુરઘો બોલીઓ. ૬૯ પછી ચાકડીએ તેને ફરી જોઇને
પાસે ઉભા રેહેનારાઓને કેહેવા લાગી કે, એ તેઓમાંનોજ છે. ૭૦ પણ તેણે
વળી ઇનકાર કીધો; ને થોડીવાર પછી પાસે ઉભા રેહેનારાઓએ પીતરને
ફરી કહીઉં કે, બેશક તું તેઓમાંનોજ છે, કાંજે તું ગાલીલનો છે, ને તારી
બોલી પણ તેવીજ છે. ૭૧ ને તે લાનત નાંખવા તથા શમ ખાવા લાગીઓ
કે, જેની બાબત તમે બોલોછો, તે આદમીને હું નથી ઓલખતો. ૭૨ તારે
બીજી વાર મુરઘો બોલીઓ. ને ઇસુએ પીતરને જે વાત કહી હતી; કે બે
વાર મુરઘો બોલીઆ અગાઉ તરણ વાર તું મારો ઇનકાર કરશે, તે તેણે ઇઆદ
કીધો; ને તે વીચારીને તે રડવા લાગીઓ.

## બાબ પંદરમો.

**અને** સહવાર થઇ તારે વડા કાહીનોએ વડીલોની તથા આગલી મીજ-
લસની સાથે મનસુબો કરીને ઇસુને બાંધી લઇજઇને પીલતને સોંપીઓ. ૨ તારે
પીલતે તેને પુછીઉં કે, શું તું યહુદીઓનો પાદશાહ છે? ને તેણે જવાબ
આપીને તેને કહીઉં કે, તું કેહેછે તેજ. ૩ ને વડા કાહીનોએ તેના પર ઘણી
તોહોમત મુકી. ૪ તારે પીલતે તેને ફરી પુછતાં કહીઉં કે, શું તું કંઇ જવાબ નથી
દેતો? જો, તેઓ તારે ઉલટી કેટલી શાહેદી આપેછે. ૫ તોપણ ઇસુએ કંઇ
જવાબ નહીં આપીઓઃ એથી પીલત તાજુબ થઇઓ.

૬ અને તે જસનમાં જે એક બંધીવાનને તેઓ ચાહાતા તેને તેઓને સારૂ
તે મુકીદેતો હતો. ૭ ને જે દંગો કરનારાઓએ દંગામાં ખુન કીધું હતું,
તેઓની સાથે બારાબાસ નામે એક બંધવો હતો. ૮ તારે લોકો બુમ પાડતાં
તેની અરજ કરવા લાગીઆ કે જેમ તેણે તેઓની સાથે હર વખત કીધું, તેમ
કરે. ૯ ને પીલતે તેઓને જવાબ આપીને કહીઉં કે, શું તમે ચાહોછો કે
તમારે સારૂ ઇહુદીઓના પાદશાહને હું મુકીદઉં? ૧૦ કાંજે તેણે જાણીઉં કે
વડા કાહીનોએ દુશમનીથી તેને સોંપીઓ હતો. ૧૧ તોપણ વડા કાહીનોએ
લોકોને સમજાવીઆ કે તે કરતાં તેઓ પોતાને સારૂ બારાબાસને મુકાવે. ૧૨ ને
પીલતે જવાબ આપીને ફરી તેઓને કહીઉં કે, જેને તમે ઇહુદીઓનો પાદશાહ
કહોછો, તેને હું શું કરૂં? તમારી શી મરજી છે? ૧૩ તારે તેઓએ ફરી બુમ
પાડી કે, તેને કરૂસે જડ. ૧૪ પછી પીલતે તેઓને કહીઉં કે, શા વાસતે? તેણે

શું બુરૂં કીધું છે? પણ તેઓએ ઘણી વધતી બુમ પાડી કે, તેને કરૂસે જડ.
૧૫ તારે પીલતે લોકોને રાજી કરવા ચાહીને તેઓને સારૂ બારાબાસને મુકી
દીધો; ને ઇસુને કોરડા મરાવીને કરૂસે જડાવવા સારૂ સોંપીઓ. ૧૬ પછી
શીપાઈઓએ તેને પરાઇતારીઅમ નામે કચેરીમાં લઈજઇને આખા રસાલાને
એકઠો બોલાવીઓ. ૧૭ તારે તેઓએ તેને જાંબુરી ડગલો પેહેરાવીઓ,
ને કાંટાનું તાજ ગુંથીને તેનાં માથા પર મુકીઉં. ૧૮ પછી તેઓ તેને
સલામ કરવા લાગીઆ કે, અએ ઇહુદીઓના પાદશાહ, સલામ. ૧૯ ને
તેઓએ તેનાં માથા પર સોટી મારી, ને તેના પર થુંકીને ઘુંટણીએ બેસીને તેનો
સજદો કીધો. ૨૦ ને તેની મસખરી કરી રહીઆ પર તેઓએ તેના પરથી
તે જાંબુરી ડગલો ઉતારી લીધો, ને તેનાંજ લુંગડાં તેને પેહેરાવીઆં; પછી તેઓ
તેને કરૂસે જડાવવા સારૂ લઈ ગઇઆ. ૨૧ ને આલેકસાંદરનો તથા રૂફસનો બાપ
કુરેની નામે સીમોન એક જણ ખેતરમાંથી આવતો તે રસતેથી જતો હતો: તારે
તેનો કરૂસ ઊંચકી લઈ જવા સારૂ તેઓએ તેને જોરથી પકડી લીધો.
૨૨ પછી ગલગથા નામે એક ઠેકાણું, જેની માએની ખોપરીની જગીઆ છે,
તાંહાં તેઓ તેને લાવીઆ. ૨૩ ને બોલ ભેલેલો વઇન તેઓએ તેને પીવાને
આપીઓ; પણ તેણે નહીં લીધો. ૨૪ ને તેને કરૂસે જડીઆ પર તેના લુંગડાં
વેહેંચવા સારૂ ચીઠી નાંખી, કે હરેક જણ કહીઉં લે. ૨૫ ને પોહોર દાહાડો ચહ-
ડતાં તેઓએ તેને કરૂસે જડીઓ. ૨૬ ને તેનું તોહોમતનામું લખીઉં કે, એ
ઇહુદીઓનો પાદશાહ. ૨૭ ને તેની સાથે બે ચોરને પણ કરૂસે જડીઆ;
એકને તેની જમણી ગમ, ને બીજાને તેની ડાબીગમ. ૨૮ ને, "તે તકસીર-
દારોમાં ગણાઈઓ," એવું જે કીતાબોમાં કહેલું છે તે પુરૂં થઇઉં. ૨૯ તારે
રસતેથી જે જતા હતા તેઓએ પોતાનાં માથાં હલાવીને તેની નીંદા કરીને કહીઉં
કે, વાહરે તું મંદીર પાડીનાંખનાર, ને તરણ દાહાડામાં પાછું બાંધનાર. ૩૦ તું
પોતાને બચાવ, ને કરૂસ પરથી ઉતરી આવ. ૩૧ તેજ પરમાણે વડા કાહી-
નોએ પણ શાસતરીઓ સુધાં મસખરી કરીને માહોમાં કહીઉં કે, એણે
બીજાઓને બચાવીઆ, તો શું પોતાને બચાવી નથી શકતો? ૩૨ ખરીસત
જે ઇસરાએલનો પાદશાહ, તે જો હમણા કરૂસ પરથી ઉતરી આવે,
તો હમે જોઇને એતકાદ લાવીએ. ને જે તેની સાથે કરૂસે જડાઇઆ
હતા, તેઓએ પણ તેની નીંદા કીધી. ૩૩ ને બપોરથી તીજા પોહોર સુધાં
આખા મુલકમાં અંધકાર રહીઓ. ૩૪ ને તીજા પોહોરે ઇસુએ મોહોટે અવા-

જે બુમ મારતાં કહીઉં કે; એલોઈ, એલોઈ, લામા સાબાખથાની ? ઇઆને,
અર્ત્થે મારા ખોદા, મારા ખોદા, તેં મને કેમ મુકીદીધો? ૩૫ ને જે પાસે ઉભા
રહીઆ હતા, તેઓમાંથી કેટલાએકે એ શાંભલીને કહીઉં કે, જુઓ,
એલીઆને તે હાંક મારેછે. ૩૬ તારે એકે દોડીને ઇસપંજ સરકાએ ભરીઉં,
ને લાકડી પર મુકીને તેને ચુંસાડતાં કહીઉં કે, રેહેવાદો, આપણે જોઇએ કે
એલીઆ એને ઉતારવાને આવશે કે નહીં. ૩૭ ને ઇસુએ મોહોટા આવાજે
બુમ પાડીને જાન છોડીઓ. ૩૮ તારે મંદીરના પડદાના ઉપરથી તલે સુધી
ફાટીને બે ભાગ થઇઆ. ૩૯ ને જે જમાદાર તેની સાંહાંમાં ઉભો હતો તેણે
જારે દીઠું કે એણે એવી બુમ પાડીને જાન કાહાડીઓ, તારે કહીઉં કે, ખરા-
ખર એ આદમી ખોદાનો બેટો હતો. ૪૦ ને ઓરતો પણ આઘાથી જોઇઆ
કરતી હતી; મરીઅમ માગદાલીન, ને નાંહાંના ઇઆકુબની તથા ઇઓસીની
મા મરીઅમ, ને સાલોમી. ૪૧ જારે તે ગાલીલમાં હતો, તારે તેઓએ તેની
પાછલ ચાલીને તેની ખીદમત કીધી હતી; ને તેની સાથે ઇરૂશાલેમમાં આવેલી
બીજી પણ ઓરતો ઘણી હતી.

૪૨ અને સાંહાંજ પડીઆ પર તઇઆરી કરવાનો વખત, ઇઆને સબતનો
આગલો દાહાડો હતો. ૪૩ વાસતે આરમથાઇનો આબરૂવાન પરધાન ઇઉસફ
આવીઓ. જે પોતે પણ ખોદાની પાદશાહતની રાહ જોતો હતો, તેણે હીમત
પકડીને પીલત પાસે જઇને ઇસુની લાશ માગી. ૪૪ તારે પીલત તાજુબ
થઇઓ કે શું તે એટલામાં મરીગઇઓ! ને તેણે જમાદારને તેડીને તેને
પુછીઉં કે, કેટલી વાર થઇ તે મરીગઇઓ ? ૪૫ ને તેણે જમાદારથી જાણીને
ઇઉસફને લાશ અપાવી. ૪૬ ને તેણે જીહીણું લુંગડું વેચાતું લઇને તેને
ઉતારીને લુંગડે વીટાલી, ને પથરમાં ખોદેલી એક કબરમાં તેને મુકી, ને તે
કબરનાં મોહો પર પથર ગબડાવી મેલીઓ. ૪૭ ને મરીઅમ માગદાલીને
તથા ઇઓસીની મા મરીઅમે જાંહાં તે મુકાઇઓ હતો તે જોઇ રાખીઉં.

## બાબ શોલમો.

**અને** સબત દાહાડો વીતીઆ પછી મરીઅમ માગદાલીને, તથા
ઇઆકુબની મા મરીઅમે, તથા સાલોમીએ, તેને ચોલવા સારૂ ખુશબો ચીજો
વેચાતી લીધી. ૨ ને હપતાને પેહેલે દાહાડે બામદાદને વખત સુરજ ઉગતી

વખતે તેઓ કબરની પાસે આવી. ૩ તારે તેઓએ માહોમાં કહીઊં કે,
આપણે સારૂ કબરના મોહો પરથી પથરને કોણ ગબડાવી કાહાડરો? કેમકે તે
ઘણો મોહોટો હતો. ૪ પણ તેઓએ જોઇઊં તો પથર ગબડાવી કાહાડેલો
દીઠો. ૫ પછી તેઓએ કબરમાં પેસીને જમણી ગમ બેઠેલા, સફેદ જામો
પેહેરેલા, એક જવાનને દીઠો; ને તેઓ બીધી. ૬ તારે તે તેઓને કેહેછે,
બીહો ના, કરૂસે જડાએલા ઈસુ નાજારીને તમે શોધોછો; તે તો ઉઠીઓ છે;
તે હીઆં નથી; જુઓ આ જગીઆ, જાંહાં તેઓએ તેને મુકીઓ હતો.
૭ પણ તમે જાઓ, તેના શાગીરદોને, તથા પીતરને કહો કે, તે તમથી
અગાઊ ગાલીલમાં જાએછે, જેમ તેણે તમને કહીઊં હતું તેમ તમે તેને
તાંહાં જોશો. ૮ ને તેઓ તુરત બાહાર નીકળીને કબરની પાસેથી દોડતી ગઇ;
ને તેઓ ધુજતી, તથા તાજુબ થતી બીહીકથી કોઇને કંઇ કહીઊં નહીં.

૯ અને હપતાને પેહેલે દાહાડે સહવારે ઉઠીને મરીઅમ માગદાલીન,
જેનામાંથી તેણે સાત દેવ કાહાડીઆ હતા, તેને તે પેહેલાં દેખાઇઓ. ૧૦ તેણે
જઇને તેના સાથીઓ જેઓ ગમગીન તથા રડતા હતા તેઓને ખબર
કહી. ૧૧ પણ તે જીવતો છે, ને એની નજરે પડીઓ, એ શાંભળીને
તેઓએ માનીઉં નહીં.

૧૨ એ પછી તેઓમાંના બે જણ બાહાર ખેતરમાં ચાલતા જતા હતા,
તારે બીજી સુરતે તેઓને તે દેખાઇઓ. ૧૩ ને તેઓએ જઇને બાકીનાઓને
કહીઊં, ને તેઓનું પણ તેઓએ માનીઊં નહીં.

૧૪ પછી તે અગીઆર જમવા બેઠા હતા, તારે તેઓને તે દેખાઇઓ; ને
તેઓની બેઇમાની તથા સખત દીલ બાબત તેઓને ધમકાવીઆ; કેમકે તે
ઉઠીઆ પછી તેને જેટલાએ જોઇઓ હતો તેઓનું તેઓએ માનીઊં નહીં.
૧૫ પછી તેણે તેઓને કહીઊં કે, તમે આખી દુનીઆમાં જઇને હરેક મખલુકને
ઇંજીલની તાલીમ આપો. ૧૬ જે ઇમાન લાવે, ને બાપતીસમા લે, તે તારણ
પામશે; પણ જે ઇમાન નથી લાવતો, તેના પર સજાનો હુકમ થશે. ૧૭ ને
જેઓ ઇમાન લાવેછે તેઓની સાથે આ અલામતો થશેઃ મારે નામે દેવોને
તેઓ કાહાડશે, નવી બોલીઓ બોલશે; ૧૮ સાપોને ઉઠાવી લેશે; ને અગર
મરવાનું કંઇ કોઇ પીશે, તો તેઓને તેથી નુકસાન નહીં થશેઃ તેઓ બીમા-
રીઓ પર હાથ મુકશે, ને તેઓ સાજા થશે.

૧૯ અને ખોદાવંદ તેઓની સાથે બોલીઆ પછી આસમાનમાં લેવા

ઇએઆ, ને ખોદાની જમણી બાજુએ બેઠો. ૨૦ પછી તેઓએ બાહાર જઇને
હરેક ઠેકાણે વાએજ કીધી, ને ખોદાવંદ તેઓની મદદ કરતો હતો, ને મોજેજા
જે તેઓની સાથે હતા તેથી વાત સાબેત કરતો હતો. આમીન.

# લુકની ઇંજીલ.

## બાબ પેહલો.

**શરૂથી** જે પોતે જોનારા તથા કલામ બાબત ખીદમત કરનારા હતા,
૨ તેઓએ જે વાતો હમારામાં ખચીત મનાએછે તે જેમ હમને કહી,
તેમ તે વાતોનું બાઓન કરવાને ઘણાઓએ હાથમાં લીધું ; ૩ વાસતે એ
બુજરગ થીઆફીલ, શરૂથી બધાંનો દરીઆફત કરીને તારી ઉપર વીગતવાર
લખવાનું મને પણ મુનાસીબ લાગીઊં ; ૪ કે જે વાતોની તાલીમ તું પામેલો
છે તેઓની સાચાઈ તું જાણે.

૫ એહુદાના શાહ હેરોદના દાહાડાઓમાં અબીઆની ટોલીનો જાખરીઆ
નામે એક કાહીન હતો ; ને તેની બઇએર હારોનની દીકરીઓમાંની હતી,
ને તેનું નામ એલીસાબાત હતું. ૬ ને તેઓ બેહુ ખોદાવંદના કુલે હુકમો
તથા કાનુનો પરમાણે બેએબ ચાલનારાં ખોદાની સામાં રાસત હતાં. ૭ ને
તેઓને છોકરૂં નહીં હતું ; કેમકે એલીસાબાત વાંહાંજણી હતી, ને તે બંનો
જઈફ હતાં. ૮ ને એમ થએઉં કે ખોદાની હજુર તે પોતાની ટોલીના વારા
પરમાણે કાહીનનું કામ કરતો હતો, ૯ તારે કાહીનના દસતુર પરમાણે ખોદાવંદનાં
મંદીરમાં જઇને ખુશબો કરવાનો તેનો વારો આવીઓ. ૧૦ ને ખુશબો કરતી
વખતે લોકોની આખી મીજલસ બાહાર દુઆ માગતી હતી ; ૧૧ તારે ખોદાવંદનો
ફીરસતો ખુશબો કરવાની જગીઆની જમણી બાજુ ઉભેલો તેને દેખાએઓ.
૧૨ ને જાખરીઆ તેને જોઇને ગભરાએઓ, ને તેને બીહીક લાગી. ૧૩ પણ
ફીરસતાએ તેને કહીઊં કે, જાખરીઆ, બીહી ના ; કાંજે તારી દુઆ સાંભલાઇ,
ને તારી બઇએર એલીસાબાત તારે સારૂ દીકરો જણશે, ને તું તેનું નામ

ઇઓહાન પાડશે. ૧૪ ને તને ખુશી તથા ખુરમી થશે, ને ઘણા તેના જનમથી
હરખાશે. ૧૫ કેમકે ખોદાવંદની આગલ તે મોહોટો થશે, ને વઇન કે દારૂ તે
નહીં પીશે ; ને પોતાની માના પેટમાંથી પાક-રૂહે તે ભરપુર કરાશે. ૧૬ ને
ઇસરાએલનાં છોકરાંઓમાંનાં ઘણાંને તે તેઓના ખોદા ખોદાવંદની ગમ
ફેરવશે. ૧૭ ને તે એલીઆના રૂહ તથા કુવતથી તેની આગલ ચાલશે, કે
બાપોનાં દીલ છોકરાંઓની તરફ, તથા નાફરમાનબરદારોને રાસતોની દાનાઈ
તરફ ફેરવીને, ખોદાવંદને સારૂ એક લાએક કોમ તઇઆર કરે. ૧૮ ને જાખ-
રીઆએ ફીરસતાને કહીઉં કે, હું એ શી તરેહ જાણું? કેમકે હું જઇફ થઇઓ
છઉં, ને મારી બઇએર ઉમરમાં વધેલી છે. ૧૯ તારે ફીરસતાએ જવાબ
દઇને તેને કહીઉં કે, જબરાઇલ જે ખોદાની હજુરમાં ઉભો રેહેછે તે હું છઉં, ને
તારી સાથે બોલવાને તથા એ ખુશખબરી તને કેહેવાને હું મોકલાઇઓ
છઉં. ૨૦ અને જો, આએ વાતો પુરી થાએ તે દાહાડા સુધી તું મુંગો થઇ જશે,
ને બોલી નહીં શકશે; કેમકે પોતાના વખતમાં જે મારી વાતો પુરી થશે તે પર
તેં એતકાદ નહીં કીધો. ૨૧ ને લોક જાખરીઆની રાહ જોતા હતા, ને
મંદીરમાં તેણે એટલી વાર લગાડી વાસતે તાજુબ થઇઆ. ૨૨ તારે બાહાર
આવીને તે તેઓની સાથે બોલી નહીં શકીઓ; ને તેઓએ જાણીઉં કે મંદી-
રમાં તેણે કંઇ દીઠું છે; કેમકે તે તેઓને ઇશારા કરતો હતો, ને અણબોલીઓ
રહીઓ. ૨૩ ને એમ થઇઉં કે તેની ખીદમતના દાહાડા પુરા થઇઆ, તારે
તુરત તે પોતાને ઘેર ગઇઓ. ૨૪ ને તે દાહાડાઓ પછી તેની બઇએર
એલીસાબાતને હમલ રહીઆ, ને પાંચ મહોના સુધી તે સંતાઇ રહી, ને કહીઉં
કે, ૨૫ આ દાહાડાઓમાં લોકોમાંથી મારી શરમંદગી દુર કરવાને ખોદાવંદે
મારા પર નજર કીધી, ને મારે સારૂ એમ કીધું.

૨૬ અને છઠે મહીને ગાલીલના નાજરેથ નામે શેહેરમાં જબરાઇલ
ફીરસતો ખોદાની તરફથી એક કુંઆરીની પાસે મોકલાઇઓ હતો, ૨૭ જેની
દાઉદની નસલના ઇઉસફ નામે એક મરદની સાથે માગણી થઇ હતી; ને તે
કુંઆરીનું નામ મરીઅમ હતું. ૨૮ ને ફીરસતાએ તેની પાસે આવીને
કહીઉં કે, અએ પસંદીદા સલામ, ખોદાવંદ તારી સાથે છે; ઓરતોમાં તું
મુબારક છે. ૨૯ ને તે તેને જોઇને, તેની વાતથી ઘભરાઇને વીચાર કરવા
લાગી કે, આએ કેવી સલામ હશે? ૩૦ તારે ફીરસતાએ તેને કહીઉં કે,
મરીઅમ, બીહી ના; કેમકે તારા પર ખોદાની મેહેરબાની થઇ છે. ૩૧ અને

જો, તને હમલ રેહેશે, ને બેટો જણશે, ને તેનું નામ તું ઈસુ પાડશે. ૩૨ તે
બુજરગ થશે, ને ખોદાતાલાનો બેટો કેહેવાશે; ને ખોદાવંદ ખોદા તેના બાપ
દાઊદનું તખ્ત તેને આપશે. ૩૩ ને ઇઆકુબનાં ઘર પર તે હમેશ પાદશાહત
કરશે; ને તેની પાદશાહતની આખર નહીં આવશે. ૩૪ તારે મરીઅમે ફીર-
શતાને કહીઉં કે, એ શી તરેહ થશે? કેમકે મરદને હું નથી જાણતી. ૩૫ ને
ફીરશતાએ જવાબ દઇને તેને કહીઉં કે, પાક-રૂહ તારા પર ઉતરશે, ને ખોદાતા-
લાની કુદરતનો તારી ઉપર છાંહીઓ થશે; એ વાસતે જે પાક તારાથી જન-
મશે, તે ખોદાનો બેટો કેહેવાશે. ૩૬ અને જો, તારી પીતરાણ એલીસાબાતે
પણ પોતાની જઇફીમાં દીકરાનો ગરભ ધરીઓ છે ; ને જે વાંહાંજણી કેહેવાતી
હતી તેને આ છઠો મહીનો છે; ૩૭ કેમકે ખોદાની આગલ કંઇ અશકીઅ નથી.
૩૮ ને મરીઅમે કહીઉં, જો, હું ખોદાવંદની બંદી, તારી વાત પરમાણે મને
થાઓ. તારે ફીરશતો તેની પાસેથી ગઇઓ.

૩૯ અને તે દાહાડાઓમાં મરીઅમ ઉઠીને ઉતાવલથી પાહાડી મુલકના યહુદા
શેહેરમાં ગઈ; ૪૦ ને જાખરીઆનાં ઘરમાં પેસીને એલીસાબાતને સલામ
કીધી. ૪૧ ને એમ થઇઉં કે એલીસાબાતે મરીઅમની સલામ શાંભલી,
તારે તેના પેટમાં બાલક કુદીઉં, ને એલીસાબાત પાક-રૂહથી ભરપુર થઇ.
૪૨ ને તેણે જોરથી પોકારીને કહીઉં કે, ઓરતોમાં તું મુબારક છે; ને તારાં
પેટનું ફલ મુબારક છે. ૪૩ ને મને એ કાંહાંથી કે મારા ખોદાવંદની મા
મારી પાસે આવે? ૪૪ કેમકે જો, તારી સલામનો આવાજ મારા કાનમાં
પોહોંચીઓ તારે મારાં પેટમાં બાલક ખુશીથી કુદીઉં. ૪૫ ને જે ઈમાન
લાવી તે મુબારક છે; કેમકે ખોદાવંદની તરફથી તેને કહેલી વાતો પુરી થશે.
૪૬ અને મરીઅમે કહીઉં કે, મારો જીવ ખોદાવંદની બુજરગી કરેછે;
૪૭ ને ખોદા મારા તારનારમાં મારો રૂહ ખુશી કરેછે. ૪૮ કેમકે તેણે પોતાની
બંદીની કંગાલી પર નજર કીધી; વાસતે જો, હવેથી હર જમાનાના લોક મને
મુબારક કેહેશે. ૪૯ કેમકે જે કાદેર છે તેણે મારી ઉપર મોહોટો એહસાન
કીધો છે; ને તેનું નામ પાક છે. ૫૦ ને જે તેથી બીહેછે તેઓ પર તેનો રહમ
પેહેડી દર પેહેડી છે. ૫૧ તેણે પોતાને હાથે જોર દેખાડીઉં ; પોતાનાં દીલના
વીચારમાં જે હંકારી, તેઓને તેણે વેરીનાંખીઆ. ૫૨ તેણે કુદરતવાલાઓને
તખ્ત પરથી ઉતારી મુકીઆ; ને નીચાઓને ઉંચા કીધા. ૫૩ તેણે ભુખીઆ-
ઓને શારી ચીજોથી ધરાવીઆ; ને દોલતમંદોને ખાલી હાથે પાછા મોક-

લીઆ. ૫૪ જેમ તેણે આપણા બાપદાદા ઈબ્રાહીમને તથા તેની ઓલાદને
કહીઉં, ૫૫ તેમ તેણે પોતાના બંદા ઈસરાએલને પોતાના રહેમની સદા ઈઆદ-
ગારીને સારૂ મદદ કીધી. ૫૬ ને મરીઅમ આશરે તરણ મહીના તેની સાથે
રહી. પછી પોતાને ઘેર પાછી આવી.

૫૭ અને એલીસાબાતનો જણવાનો વખત પુરો થઈઓ; ને તે દીકરો
જણી. ૫૮ ને તેના પડોસી તથા સગાંએ શાંભલીઉં કે, ખોદાવંદે તેના પર
મોહોટી રહેમ કીધી, ને તેઓએ તેની સાથે ખુશી કીધી. ૫૯ ને એમ
થઈઉં કે આઠમે દાહાડે છોકરાની સુંનત કરવાને તેઓ આવીઆં; ને તેના
બાપનાં નામ પરથી તેનું નામ જાખરીઆ પાડતાં હતાં. ૬૦ તારે તેની માએ
જવાબ દઈને કહીઉં કે, નહીં, પણ એનું નામ ઈઓહાન કેહેવાશે. ૬૧ ને
તેઓએ તેને કહીઉં કે, તારાં સગાંઓમાં એવાં નામથી કોઈ કેહેવાતું નથી.
૬૨ ને તેઓએ તેના બાપને ઈશારાથી પુછીઉં કે, તું તેને શું કેહેવાડવા ચાહેછે?
૬૩ તારે તેણે પાટી મંગાવીને એમ લખીઉં કે, એનું નામ ઈઓહાન છે. તારે
સહુ તાજુબ થઈઆં. ૬૪ ને તુરત તેનું મોહો ઉઘડીઉં, ને તેની જીભ ખુલી
થઈ, ને બોલીને તેણે ખોદાની શુકર કીધી. ૬૫ ને જે તેઓની ચારો બાજુ
રેહેતા હતા તેઓ બધા પર બીહીક આવી. ને ઈહુદાના આખા પાહાડી મુલક-
માં એ બધી વાત ફેલાઈ. ૬૬ ને બધા શાંભલનારાઓએ એ વાત પોતાનાં
મનમાં રાખી, ને કહીઉં કે, એ છોકરો કેવો થશે! ને ખોદાવંદનો હાથ તેની
સાથે હતો.

૬૭ અને તેનો બાપ જાખરીઆ પાક-રૂહથી ભરપુર થઈઓ, ને તેણે નબુવત
કીધી કે, ૬૮ ઈસરાએલનો ખોદાવંદ મુબારક હોજો; કેમકે તેણે પોતાના લોકો
પર નજર કરીને તેઓને છોડાવીઆ; ૬૯ ને પોતાના બંદા દાઊદની નસલમાં
તારણનું સીંઘડું હમારે સારૂ ઉભું કીધું. ૭૦ અને, "હું તમને તમારા દુશમનોના
તથા કીનો રાખનારાઓના હાથમાંથી બચાવીશ," ૭૧ એ વચન જે દુની-
આની શરૂથી પોતાના પાક નબીઓનાં મોહોથી તે કેહેતો આવીઓ, તે પર-
માણે તેણે કીધું. ૭૨ કે જેથી તે હમારા બાપદાદાઓ સાથેનો રહેમ પુરો કરે,
ને પોતાનો પાક કોલ ઈઆદ રાખે. ૭૩ ઈઆને જે શમ તેણે આપણા બાપ-
દાદા ઈબ્રાહીમની આગલ ખાધા હાતા તે, ૭૪ કે તે આપણે સારૂ એવું કરે,
૭૫ કે આપણે આપણા દુશમનોના હાથથી છુટકારો પામીને તેની આગળ ઉમ-
રભર પાકીજગી તથા સાચાઈથી બેખોફ તેની બંદગી કરીએ. ૭૬ ને એ

છોકરા, તું ખોદાતાલાનો નબી કેહેવાશે; કેમકે ખોદાવંદના રસતા તઇઆર કર-
વાને તું તેની આગલ ચાલશે. ૭૭ એ વાસતે કે તેના લોકોને તારણનું ગની-
આન તેઓના ગુનાહની માફીને સારૂ આપે, ૭૮ કે જે આપણા ખોદાની
ખાસ રહમતથી છે, જેથી આપણા પર સુરજનું ઉગવું ઉપરથી થઇઉં છે. ૭૯ એ
સારૂ કે અંધકારમાં તથા મોતની છાઇઆમાં જે બેઠા છે, તેઓને રોશની
આપે, ને આપણા પગને સલામતીની રાહ દેખડાવે. ૮૦ ને તે છોકરો વધી-
ઓ, ને રૂહમાં કુવત પામતો ગઇઓ; ને પોતાને ઇસરાએલ પાસે જાહેર કર-
વાના દાહાડા સુધી રાનમાં રહીઓ.

## બાબ બીજો.

**અને** ત દાહાડાઓમાં એમ થઇઉં કે, કાઇસાર આઉગસતસનો હુકમ
નીકલીઓ કે કુલ દુનીઆના લોકોનાં નામ નોધાએ. ૨ પણ એ પેહેલી
નામનીસી જારે કુરેનીઅસ સુરીઆનો હાકેમ હતો તારે થઇ હતી. ૩ તારે
સઘલા પોત પોતાનાં શેહેરમાં નામ લખાવવાને ગઇઆ. ૪ ને ઇઉસફ પણ
ગાલીલના નાજરેથ શેહેરથી ઇહુદાનું બેથલેહેમ શેહેર જે દાઉદનું કેહેવાએછે
તેમાં, ૫ પોતાનું તથા પોતાની ગરભવતી માગણી કીધેલી વહુ મરીઅમનું નામ
નોધાવવા ગઇઓ, કેમકે તે દાઉદનાં ઘર તથા ઓલાદનો હતો. ૬ ને એમ થઇઉં
કે તેઓ તાંહાં હતાં તારે તેના જણવાના દાહાડા પુરા થઇઆ. ૭ ને તે પોતાનો
પેહેલો બેટો જણી, ને તેને લુંગડે લપેટીને ઘભાંણમાં સુવાડીઓ, કારણ કે
સરામાં તેઓને જગીઆ નહીં મલી.

૮ અને તે પરાંતમાં પાલકો મેદાનમાં રેહેતા હતા, ને રાતે પોતાનાં ટોલાં પર
ચોકી કરતા હતા. ૯ ને જુઓ, ખોદાવંદનો ફીરશતો તેઓ ઉપર ઉતરીઓ, ને
ખોદાવંદનું નુર તેઓની આસપાસ ચંમકીઉં, ને તેઓ બહુ બીધા. ૧૦ પણ ફીર-
શતાએ તેઓને કહીઉં કે, બીહો ના; કેમકે જુઓ, હું તમને મોહોટી ખુશીની
ખુશખબર આપુંછઉં, કે જે સરવ લોકોને વાસતે થશે, ૧૧ કે આજ દીને, દાઉદના
શેહેરમાં, તમારે સારૂ, એક તારનાર જનમીઓ છે, કે જે ખરીસત ખોદાવંદ છે.
૧૨ ને તમને આ નીશાણી મલશે કે તમે તે બાલકને લુંગડે લપેટેલો ઘભાં-
ણમાં સુવાડેલો જોશો. ૧૩ ને એકાએક આસમાનની ફોજમાંનું એક
ટોલું તે ફીરશતાની સાથે ખોદાની તારીફ કરતું, ને કેહેતું હતું કે, ૧૪ બુલંદીમાં
ખોદાની બુજરગી, તથા જમીન પર સલામતી, તથા આદમીઓમાં રજામંદી.

૧૫ ને એમ થઈઊં કે ફીરશતાઓ તેઓની પાસેથી આસમાનમાં ગઈઆ,
તારે પાલકોએ માહોમાં કહીઊં કે ચાલો, આપણે બેથલેહમમાં જઈને એ
થએલું કામ જે ખોદાવંદે આપણને જણાવીઊં તે જોઈએ. ૧૬ ને તેઓ
ઉતાવલથી ગઇઆ, ને મરીઅમને તથા ઇઉસફને તથા ધભાંણમાં સુવાડેલાં
બાલકને દીઠાં. ૧૭ ને તેઓએ દીઠા પછી તે બાલક બાબત તેઓને
કહેલી વાત તેઓએ જાહેર કીધી. ૧૮ ને જે વાતો પાલકોએ તેઓને કહી,
તેથી બધા શાંભલનારા તાજુબ થઈઆ. ૧૯ પણ મરીઅમ એ બધી વાતોને
પોતાનાં દીલમાં રાખીને વીચારતી હતી. ૨૦ ને પાલકોને જે કેહેવાઇઊં હતું
તે બધું તેઓએ જોઇઊં, તથા શાંભલીઉં, વાસતે ખોદાની વખાણ તથા તારીફ
કરતા પાછા ફરીઆ.

૨૧ અને બાલકની સુંનત કરવાના આઠ દાહાડા પુરા થઈઆ, તારે પેટમાં
તેના પેદા થઈઆ અગાઉ ફીરશતાએ તેનું નામ ઈસુ પાડીઉં હતું, તે તેનું
નામ પાડીઉં.

૨૨ અને મુસાની શરીઅત પરમાણે તેના પાક થવાના દાહાડા પુરા થઈઆ,
તારે ખોદાવંદની આગલ હાજર કરવાને તેઓ તેને ઇરૂશાલેમમાં લાવીઆં.
૨૩ જેમ ખોદાવંદની શરીઅતમાં લખીઊં છે કે, "હરેક નર જે પેહેલો જનમ
પામે તે ખોદાવંદને સારૂ પાક કેહેવાશે." ૨૪ ને ખોદાવંદની શરીઅત પરમાણે
હોલાનું એક જોડું, ઇઆ ખબુતરનાં બે બચાંની કુરબાની કરવા આવીઆં.

૨૫ અને જુઓ, ઇરૂશાલેમમાં સીમીઅન નામે એક શખસ હતો, તે
માણસ રાસત તથા દીનદાર હતો; ને ઇસરાએલના દીલાસાની રાહ જોતો હતો;
ને પાક-રૂહ તે પર હતો. ૨૬ ને પાક-રૂહે તેને જણાવીઊં હતું કે ખોદાવંદના
ખરીસતને તે જુએ તાંહાં સુધી મોત તે નહીં દેખશે. ૨૭ ને રૂહથી તે મંદી-
રમાં આવીઓ, ને શરીઅતની રીત પરમાણે કરવાને જારે મા-બાપ બાલક
ઇસુને માંહે લાવીઆં, ૨૮ તારે તેણે તેને પોતાના હાથો પર લીધો, ને ખોદાની
તારીફ કરીને કહીઊં કે, ૨૯ અએ ખોદાવંદ, હવે તારાં વચન પરમાણે તું
તારા બંદાને સલામતીથી રવાના કરેછે. ૩૦ કેમકે જે તારણ સરવ લોકોનાં
મોહો આગલ તેં તઇઆર કીધું છે, ૩૧ ને જે ગેરકોમીઓને રોશની આપવા
સારૂ એક નુર, તથા તારા ઇસિરાએલી લોકોની બુજરગી છે, ૩૨ તે મારી
આંખોએ દીઠું છે. ૩૩ ને તેના હકમાં જે કેહેવાતું હતું, તે બાબત ઇઉસફ
તથા તેની મા તાજુબ થઈઆં, ૩૪ ને સીમીઅને તેઓને દુઆ દીધી, ને

તની મા મરીઅમને કહીઉં કે, જો, ઇસરાએલના ઘણાને પડવા તથા પાછા
ઉઠવા સારૂ, તથા ઉલટી કેહેવાવાની નીશાણીને સારૂ એ ઠરીઓ છે, ૩૫ (ને
તારા જીવને પણ તલવાર વીંધી નાંખશે,) કે બહુ દીલોના વીચાર પરગટ થાએ.

૩૬ અને આસેરનાં ઘરની હના નામે ફનુએલની દીકરી નબુવત કરનારી
હતી, તે ઘણી બુઢી હતી, ને પોતાના કુંઆરપણાથી સાત વરશ સુધી પોતાના
વરની સાથે રહી હતી. ૩૭ ને તે આશરે ચોરાશી વરશની વીધવા હતી,
ને મંદીરમાંથી તે કેથે ગઈ નહીં, ને અપવાસથી તથા દુઆથી રાત દાહાડો
ખોદાની બંદગી કરતી રહી. ૩૮ તેણે તેજ વેલા આવીને ખોદાવંદના શુકર
કીધા, ને ઇરૂશાલેમમાં જેઓ છુટકારાની રાહ જોતા હતા તે સરવને તેની
બાબત કહીઉં. ૩૯ ને ખોદાવંદની શરીઅત પરમાણે તેઓ બધાં કરી ચુકીઆં,
તારે ગાલીલમાં પોતાના નાજારેથ શેહેરમાં પાછાં ગઇઆં. ૪૦ ને તે
છોકરો વધતો ગઇઓ, ને ગનીઆને ભરેલો, તથા રૂહમાં જોરાવર થઇઓ,
ને ખોદાનો ફજલ તેના ઉપર હતો.

૪૧ અને તેનાં મા-બાપ હર વરશ પાસખાના જસન સારૂ ઇરૂશાલેમમાં
જતાં હતાં. ૪૨ ને તે બાર વરશનો થઇઓ તારે તેઓ જસનની રીત પરમાણે
ઇરૂશાલેમમાં ગઇઆં. ૪૩ ને દાહાડા પુરા કરીને તેઓ પાછાં ફરીઆં, તારે તે
છોકરો ઇસુ ઇરૂશાલેમમાં પછવાડે રહીઓ; ૪૪ ને ઇઉસફે તથા તેની માએ
નહીં જાણીઉં, પણ તે સંગતીઓમાં છે, એમ ધારીને તેઓ એક દાહાડાને
રસતે ગઇઆં, ને સગાં તથા ઓલખીતાઓમાં તેને શોધીઓ. ૪૫ ને તે
જડીઓ નહીં, વાસતે તેઓ તેને શોધતાં પાછાં ઇરૂશાલેમમાં ગઇઆં. ૪૬ ને
એમ થઇઉં કે તરણ દાહાડા પછી મંદીરમાં ઉસતાદોની વચમાં બેઠેલો તેઓનું
શાંભલતો તથા તેઓને સવાલો કરતો તેઓએ તેને દીઠો. ૪૭ ને જે
બધાઓ તેનું શાંભલતા હતા, તેઓ તેની સમજ તથા જવાબોથી દંગ
થઇઆ હતા. ૪૮ તારે તેઓ તેને જોઇને તાજુબ થઇઆં, ને તેની માએ
તેને કહીઉં કે, બેટા, તેં હમારી સાથે એમ કેમ કીધું? જો, તારો બાપ તથા
હું શોક કરતાં તને શોધતાં હતાં. ૪૯ ને તેણે તેઓને કહીઉં કે, તમે મને
કાંએ શોધતાં હતાં? શું તમે જાણતાં નહીં હતાં કે મારે મારા બાપનું કામ
કરવું જોઇએ? ૫૦ ને તેણે તેઓને જે વાત કહી તે તેઓ નહીં સમજીઆં.
૫૧ ને તે તેઓની સાથે રવાના થઇઓ, ને નાજારેથમાં આવીઓ, ને
તેઓને તાબે રહીઓ; પણ તેની માએ તે સરવ વાતો પોતાનાં દીલમાં રાખી.

૫૨ ને ઈસુ ગનીઆનમાં તથા કદમાં, ને ખોદા તથા આદમીઓના પીઆર-
માં વધીઓ.

## બાબ તીજો.

હવે તીબેરીઅસ કાઈસારની પાદશાહતનાં પંદરમાં વરશમાં, પંતીઅસ
પીલાત યહુદાનો હાકમ, તથા હેરોદ ગાલીલનો ચોથીઓ, તથા તેનો ભાઈ ફીલપ
ઈતુરાઈ તથા તરાખોનીતી મુલકનો ચોથીઓ, તથા લીસાનીઅસ આબીલીનીનો
ચોથીઓ હતા; ૨ ને આના તથા કાઆફા સરદાર કાહીનો હતા; તારે ખોદાનો
કલામ રાનમાં જાખરીઆના દીકરા યઓહાનને પોહોંચીઓ. ૩ જેમ ઈસા-
યઆ નબીની વાતોની કીતાબમાં લખેલું છે કે, "રાનમાં એક પોકારનારનો
આવાજ છે, કે તમે ખોદાવંદની રાહ તઇઆર કરો, તેના રસતા સીધા કરો;
૪ હરેક ખોહો પુરારો, ને હરેક પાહાડ તથા ટેકરા નીચા કરારો, ને જે વાંકા તે
પાધરા કરારો, ને ખડબચડા રસતા બરાબર કરારો, ૫ ને કુલે લોક ખોદાનું
તારણ જોરો," ૬ તેમ ગુનાહોની માફીને સારૂ તોબાનું બાપતીસમા જાહેર કરતો
ઈઅરદનની ચારો બાજુ આખા મુલકમાં તે આવીઓ. ૭ તારે તેથી બાપતી-
સમા પામવા સારૂ જે નીકલીઆ હતા તે લોકોને તેણે કહીઊં કે, અએ સાપોની
નસલ, આવનારા ગજબથી નાહાસવાને કોણે તમને ચેતાવીઆ. ૮ વાસતે
તોબાને લાએક ફલ લાવો, ને પોતાનાં દીલોમાં ના કહો કે, ઇબરાહીમ હમારો
બાપ છે. કેમકે હું તમને કહુંછઊં કે ખોદા આ પથરોમાંથી ઈબરાહીમને સારૂ
છોકરાં ઉતપંન કરી શકેછે. ૯ ને હવે જાહાડોની જડ પર કુહાડી પણ મુકી છે,
વાસતે શારાં ફલ નહીં લાવનારૂં હરેક જાહાડ કપાએછે, ને આગમાં નંખા-
એછે.

૧૦ અને લોકોએ તેને પુછીઊં કે, તારે હમે શું કરીએ? ૧૧ ને તેણે
જવાબ આપીને તેઓને કહીઊં કે, જેને બે દગલા છે તે જેને નથી તેને આપે,
ને જેની પાસે ખોરાક છે તે પણ તેમજ કરે. ૧૨ તારે મેહેસુલ લેનારા પણ
બાપતીસમા પામવાને આવીઆ, ને તેને કહીઊં કે, ઉસતાદ, હમે શું કરીએ?
૧૩ ને તેણે તેઓને કહીઊં કે, તમારે સારૂ જે ઠરાવેલું છે તેથી જીઆદા ના લેઓ.
૧૪ શીપાઇઓએ પણ તેને પુછીઊં કે, હમે શું કરીએ? તારે તેણે તેઓને
કહીઊં કે, કોઇ પર જબરદસતી ના કરો, ને તોહમત ના મુકો, ને પોતાની
કમાઈ પર રાજી રહો.

૧૫ અને લોક રાહ જોતા હતા, ને બધા પોત પોતાનાં દીલમાં ઇઓહાન
બાબત વીચાર કરતા હતા કે, શું એ ખરીસત હશે? ૧૬ તારે ઇઓહાને જવાબ
દઇને બધાને કહીઉં કે, હું તમને પાણીથી બાપતીસમા આપુંછઉં ખરો, પણ
એક મારા કરતાં કુદરતવાલો આવેછે, તેના ચપલની વાધરી છોડવા લાએક
હું નથી ; તે તમને પાક-રૂહથી તથા આગથી બાપતીસમા આપશે. ૧૭ તેનું
સુપડું તેના હાથમાં છે, ને તે પોતાની ખલીને શારી પડે સાફ કરશે, ને ઘઉં પો-
તાની વખારમાં એકઠા કરશે, પણ ભુસું ન હોલવાનારી આગમાં બાલીનાં-
ખશે. ૧૮ ને તેણે બીજી ઘણી તાલીમ આપતાં લોકોને ખુશખબર કહી.
૧૯ પણ ચોથીઓ હેરોદ તેના ભાઈ ફીલપની વહુ હેરોદીઆ બાબત, તથા બધી
બુરાઈ હેરોદે કીધી તે બાબત ઇઓહાનથી તે ઠપકો પામીઓ; ૨૦ ને તેણે તે
બધાં ઉપરાંત એ પણ કીધું, કે તેને કેદખાનામાં બંધ કીધો.

૨૧ અને એમ થઇઉં કે બધા લોક બાપતીસમા પામીઆ, તારે ઇસુ
પણ બાપતીસમા પામીને દુઆ માગતો હતો, એટલામાં આસમાન ઉઘડાઇ-
ઉં, ૨૨ ને પાક-રૂહ જીસમની સુરતમાં તેના પર ખબુતરની તરેહ ઊતરીઓ, ને
આસમાનથી આવાજ આવીઓ કે, તું મારો પીઆરો બેટો છે, તારાથી હું બહુ
રાજી છઉં.

૨૩ અને ઇસુ આશરે તીશ વરશની ઉમરનો થવા લાગીઓ ; ધારીઆ પર-
માણે તે તો ઇઉસફનો બેટો હતો, કે જે હાલીનો [દીકરો]; ૨૪ તે માતથાતનો,
તે લેવીનો, તે મલખીનો, તે ઇઆનાનો, તે ઇઉસફનો; ૨૫ તે માતાથી-
આનો, તે આમોસનો, તે નાહુમનો, તે અસલીનો, તે નગેનો ; ૨૬ તે
માથનો, તે માતાથીઆનો, તે સમઇનો, તે ઇઉસફનો, તે ઇહુદાનો ; ૨૭ તે ઇઓ-
હનનો, તે રેસનો, તે જરૂબાબલનો, તે શલથાએલનો, તે નેરીનો ; ૨૮ તે મલ-
ખીનો, તે આદીનો, તે કોશામનો, તે અલમોદામનો, તે એરનો ; ૨૯ તે ઇઓ-
શનો, તે એલીઆજરનો, તે ઇઓરીમનો, તે માતથાતનો, તે લેવીનો ; ૩૦ તે
સીમીઓનનો, તે ઇહુદાનો, તે ઇઊસફનો, તે ઇઓનાનનો, તે એલીઆકીમ
નો ; ૩૧ તે મલીઆનો, તે માઇનાનનો, તે માતાથાનો, તે નાથાનનો, તે દાઉ-
દનો ; ૩૨ તે ઇસીનો, તે ઓબેદનો, તે બાવાઝનો, તે સલમોનનો, તે નહસો-
નનો ; ૩૩ તે આમીનાદાબનો, તે અરામનો, તે હેસરોનનો, તે ફારસનો, તે
ઇહુદાનો ; ૩૪ તે ઇઆકુબનો, તે ઇસહાકનો, તે ઇબ્રાહીમનો, તે થારાનો, તે
નાહોરનો ; ૩૫ તે સારૂગનો, તે રાગાનો, તે ફાલેકનો, તે આબરનો, તે સાલા-

નો ; ૩૬ તે કાઈનાનનો, તે આરફાખશાદનો, તે સેમનો, તે નુહનો, તે લામેખ-
નો ; ૩૭ તે મથુસાલાનો, તે હનોખનો, તે ઇઆરદનો, તે મહલાએલનો, તે
કાઈનાનનો ; ૩૮ તે અનોસનો, તે શેથનો, તે આદમનો, તે ખોદાનો.

## બાબ ચોથો.

**અને** ઇસુ પાક-રૂહથી ભરપુર થઇને ઇઅરદનથી પાછો ફરીઓ; ને
રૂહથી રાનમાં લઇ જવાઈઓ, ૨ ને ચાલીશ દાહાડા સુધી શેતાનથી તેની ઇમ-
તેહાન થઇ ; ને તે દાહાડાઓમાં તેણે કંઇ ખાધું નહીં; ને તે પુરા થઇઆ પછી
તે ભુખીઓ થઈઓ. ૩ તારે શેતાને તેને કહીઉં કે, જો તું ખોદાનો બેટો છે તો
આ પથરને હુકમ કર કે રોટલી થઇજાએ. ૪ ને ઇસુએ તેને જવાબ આપીને
કહીઉં કે, એ લખેલું છે કે, "આદમી ફકત રોટલીથી નહીં, પણ ખોદાના
હરેક કલામથી જીવતો રેહેશે." ૫ તારે શેતાને તેને એક ઉંચા પાહાડ પર
લઈ જઇને એક પલભરમાં દુનીઆની કુલ પાદશાહતો તેને દેખાડી. ૬ ને
શેતાને તેને કહીઉં કે, આ બધો એખતીઆર તથા એઓની જહોજલાલ હું
તને આપીશ; કેમકે એ મને સોંપેલાં છે, ને જે કોઇને હું ચાહું તેને હું એ
આપું. ૭ વાસતે જો તું મારી બંદગી કરે તો એ બધું તારૂં થશે. ૮ તારે ઇસુએ
જવાબ આપીને તેને કહીઉં કે, અરે શેતાન, મારી પછવાડે જા, કેમકે એમ
લખીઉં છે કે, "તારા ખોદા ખોદાવંદની બંદગી કર, ને તેની એકલાનીજ
ખીદમત કર." ૯ તારે તે તેને ઇરૂશાલેમમાં લાવીઓ, ને મંદીરના બુરજ પર
તેને બેસાડીને તેને કહીઉં કે, જો તું ખોદાનો બેટો છે તો પોતાને હીઆંથી હેઠલ
પાડીનાંખ. ૧૦ કેમકે એમ લખેલું છે કે, "તારી ખબરદારી કરવાને
તારી બાબત તે પોતાના ફીરશતાઓને હુકમ કરશે. ૧૧ ને તેઓ તને હાથો પર
જીહીલી લેશે, રખે કદી તું તારો પગ પથર પર અફલાવે." ૧૨ ને ઇસુએ
જવાબ દઇને તેને કહીઉં કે, એમ કહેલું છે કે, "ખોદાવંદ જે તારો ખોદા
તેની તું ઇમતેહાન ના કર." ૧૩ ને શેતાન બધી ઇમતેહાન પુરી કરીને કેઈ
મુદત લગી તેની પાસેથી ગઈઓ.

૧૪ અને રૂહના કુવતથી ઇસુ ગાલીલમાં પાછો આવીઓ, ને તે આખા
પરાંતની ચારોગમ તેની કીરતી ફેલી ગઈ. ૧૫ ને તેઓના એબાદતખાના-
ઓમાં તાલીમ આપતો તે રહીઓ, ને બધા તેની તારીફ કરતા હતા. ૧૬ પછી
નાજારેથમાં તે આવીઓ, જાંહાં તેનું પાલણ થઈઉં હતું, ને તે પોતાના દસતુર

પરમાણે સબતને દાહાડે એબાદતખાનામાં જઇને વાંચવાને ઉભો થઇઓ.
૧૭ ને ઈસાઇઆ નબીની કીતાબ તેને અપાઇ, ને તેણે કીતાબ ઉઘાડી,
તારે તે જગીઆ તેને મલી જાંહાં એ લખીઊં છે કે, ૧૮ "ખોદાવંદનો રૂહ
મારા પર છે, કેમકે દરીદરીઓને ખુશખબર આપવાને તેણે મને મસીહ કીધો,
તુટાં દીલોને દરૂસત કરવાને, બંધવાઓને છુટકો, તથા આંધલાઓને દેખવાનું
પરગટ કરવાને; છુંદાએલાઓને છુટકામાં લાવવાને; ૧૯ તથા ખોદાવંદના
પસંદ કરેલાં વરશને પરગટ કરવાને તેણે મને મોકલીઓ છે." ૨૦ તારે તે
કીતાબ બંધ કરીને ખીદમતગારને આપીને તે બેઠો, ને એબાદતખાનામાં જે
હતા તે બધાની આંખો તેના ઉપર લાગી હતી. ૨૧ ને તે તેઓને કેહેવા
લાગીઓ કે, આજ એ લેખ તમારાં શાંભલીઆમાં પુરૂં થઇઊં. ૨૨ ને બધા-
એ તેના હકમાં શાહેદી આપી, ને તેનાં મોહોથી નીકલેલી ઉમદી વાતોથી
તાજુબ કરીને કહીઊં કે, શું એ ઇઉસફનો બેટો નથી? ૨૩ તારે તેણે તેઓને
કહીઊં કે, બેશક તમે મને આ મીસાલ આપશો કે હકીમ, પોતાને સમો કર;
જે જે કાપરનાહુમમાં થએલું હમે શાંભલીઊં, તે હીઆં પણ તારાં વતનમાં
કર. ૨૪ પણ તેણે કહીઊં કે, હું તમને ખચીત કહુંછઊં કે કોઇ નબી પોતાના
મુલકમાં કબુલ નથી થતો; ૨૫ ને હું તમને સાચું કહુંછઊં કે એલીઆના
દાહાડાઓમાં જારે તરણ વરશ ને છ મહીના સુધી આસમાન એવું બંધ હતું,
કે આખા મુલકમાં મોહોટો દકાલ પડીઓ હતો, તારે ઇસરાએલમાં વીધવાઓ
ઘણી હતી; ૨૬ પણ સીદોનના સારેપતામાં એક વીધવા શીવાએ એલીઆ
તઓમાંની કોઇની પાસે મોકલાઈઓ નહીં હતો. ૨૭ ને એલીશા નબીના
વખતમાં ઈસરાએલમાં કોહોડીઆ ઘણા હતા; પણ નામાન સુરીઆની શીવા-
એ તેઓમાંનો કોઈ સાફ કરાઈઓ નહીં હતો. ૨૮ તારે એબાદતખાનામાં
સરવ એ વાતો શાંભલીને ગુસે ભરાઇ ગઇઆ. ૨૯ ને ઉઠીને શેહેરમાંથી તેને
બાહાર કાહાડીઓ, ને જે પાહાડ પર તેઓનું શેહેર બંધાએલું હતું તેની કોર
પરથી તેને હેઠલ ફેંકી દેવા સારૂ તેઓ તેને લાવીઆ. ૩૦ પણ તે તેઓની
વચમાંથી નીકલીને ચાલીઓ ગઇઓ.

૩૧ અને ગાલીલના કાપરનાહુમ શેહેરમાં તે આવીઓ, ને સબતને દાહાડે
તેઓને તાલીમ આપતો હતો. ૩૨ ને તેઓ તેની તાલીમથી તાજુબ થઇઆ,
કારણ કે તેની વાત એખતીઆરથી હતી. ૩૩ ને એબાદતખાનામાં એક
શખસ હતો જેના ઉપર નાપાક દેવનો રૂહ હતો, ને તેણે મોહોટા આવાજથી

બુમ પાડીને કહીઉં કે, ૩૪ અએ ઈસુ નાજારી, હમને રેહેવા દે, તારે
હમારે શું છે? તું શું હમને હલાક કરવાને આવીઓ છે? હું તને જાણુંછઉં કે
તું કોણ છે, ખોદાનો પાકીજો. ૩૫ ને ઇસુએ તેને ધમકાવીને કહીઉં કે, ચુપ
રેહે, ને એમાંથી નીકલ; ને દેવ તેને વચમાં પાડી નાંખીને તેને દુખ દીધા
વગર તેમાંથી નીકલીઓ. ૩૬ ને સરવ તાજુબ થઇઆ, ને માહોમાં બોલીને
કહીઉં કે, એ કેવી વાત છે! કેમકે એખતીઆર તથા કુદરતથી એ નાપાક-
રૂહોને હુકમ કરેછે, ને તેઓ નીકલેછે! ૩૭ ને તે મુલકની હરેક જગીઆમાં
તેની કીરતી ફેલી ગઇ.

૩૮ અને એબાદતખાનામાંથી ઉઠીને સીમોનને ઘેર તે ગઇઓ, ને સીમો-
નની શાશુ ભારી તાવે પડેલી હતી, ને તેઓએ તેને સારૂ તેનો આજીજી કીધી.
૩૯ ને તેણે તેની પાસે ઉભા રહીને તાવને ધમકાવીઓ, ને તેનો તાવ ઉતરી
ગઇઓ, ને તેણે તુરત ઉઠીને તેઓની ખીદમત કીધી.

૪૦ અને સુરજ ડુબતો હતો તારે જેઓની પાસે તરેહ તરેહની બીમારીથી
માંદા હતા તેઓને તેઓ તેની પાસે લાવીઆ, ને તેણે તેઓમાંના હરેક પર હાથ
મુકીને તેઓને સમા કીધા. ૪૧ ને દેવો પણ ઘણાઓમાંથી બુમ પાડતા
નીકલીઆ કે, તું ખોદાનો બેટો ખરીસત છે. ને તેણે તેઓને ધમકાવીઆ,
ને બોલવા નહીં દીધા, કેમકે તેઓ જાણતા હતા કે તે ખરીસત છે. ૪૨ ને
દાહાડો ઉગીઓ તારે તે નીકલીને ઉજડ ઠેકાણે ગઇઓ, ને લોકો તેને શોધતા
તેની પાસે આવીઆ; ને તે તેઓની પાસેથી ન જાએ વાસતે તેઓએ તેને
રોકીઓ. ૪૩ પણ તેણે તેઓને કહીઉં કે, બીજાં શેહેરોમાં પણ ખોદાની
પાદશાહતની ખુશખબર આપવી જોઇએ, કેમકે એ સારૂ હું મોકલાઇઓ
છઉં. ૪૪ ને ગાલીલનાં એબાદતખાનાઓમાં તે વાએજ કરતો ફરીઓ.

## બાબ પાંચમો.

**અને** એમ થઇઉં કે ખોદાનો કલામ શાંભલવા સારૂ લોકોએ તેની
આસપાસ ભીડ કીધી, ને ગનેસરેતને દરીએ કીનારે તે ઉભો હતો. ૨ ને
તેણે દરીઆ કાંઠે બે હોડી ઉભેલી દીઠી, પણ માછી તેઓમાંથી ઉતરીને જાલો
ધોતા હતા. ૩ ને તે હોડીઓમાંથી એક જે સીમોનની હતી તે પર તે ચહ-
ડીઓ, ને કીનારેથી થોડી બાહાર પાડવાની તેણે તેની દરખાસત કીધી; ને
બેસીને હોડી પરથી લોકોને તાલીમ આપવા તે લાગીઓ. ૪ ને બોલો

રહીઆ પછી તેણે સીમોનને કહીઉં કે, તમે ઊંડાણમાં બાહાર પડો, ને પકડવા
સારૂ તમારી જાલો નાંખો. ૫ ને સીમોને જવાબ આપીને તેને કહીઉં કે,
સાહેબ, આખી રાત હમે મેહેનત કીધી, ને કંઈ પકડીઉં નથી, તોપણ તારા
કહીઆથી હું જાલ નાંખુંછઉં. ૬ ને એમ કીધા પર તેઓએ માછલીનું
મોહોટું ટોલું ઘેરી લીધું, ને તેઓની જાલ ફાટી ગઈ. ૭ ને તેઓના ભાગી-
આ જેઓ બીજી હોડીમાં હતા તેઓ આવીને તેઓને મદદ આપે વાસતે
તેઓએ તેઓને ઇશારો કીધો. તારે તેઓ આવીઆ, ને બંને હોડી એવી
ભરી કે તેઓ ડુબવા લાગી. ૮ એ જોઇને સીમોન પીતરે ઇસુને પગે પડીને
કહીઉં કે, અએ ખોદાવંદ, મારી પાસેથી જા, કેમકે હું ગુનેહગાર છઉં. ૯ કારણ
કે તે તથા તેના સરવ સાથીઓ માછલીનું ટોલું જે તેઓએ ઘેરીઉં હતું તેથી
દંગ થઇ ગઈઆ. ૧૦ ને સીમોનના ભાગીઆ ઇઆકુબ તથા ઇઓહાન,
જેબદીના દીકરાઓને પણ એમજ લાગીઉં. ને ઇસુએ સીમોનને કહીઉં કે,
બીહી ના, હવેથી માણસોનો પકડનાર તું થશે. ૧૧ ને હોડીઓને કાંઠે લાવીને
સરવ મુકીને તેઓ તેની પાછલ ગઈઆ.

૧૨ અને એમ થઈઉં કે તે એક શેહેરમાં હતો, તારે જુઓ કોહોડે ભરેલો
એક શખસ હતો, તે ઇસુને જોઇને ઊંધો પડીઓ, ને તેની આજીજી કરતાં કહીઉં
કે, અએ ખોદાવંદ, અગર તું ચાહે તો મને સાફ કરી શકેછે. ૧૩ ને તેણે
હાથ લાંબો કરીને તેને અડકીને કહીઉં, હું ચાહુંછઉં, તું સાફ થા; ને તુરત તે
પરથી કોહોડ ગઇઓ. ૧૪ ને તેણે તેને તાકીદ કીધી કે, કોઇને કેહેતો ના,
પણ જઇને કાહીનને પોતાને દેખાડ, ને તેઓને ગહવાઈ મલે વાસતે મુસાએ
જે અરપણ ઠરાવીઉં છે તે તારા સાફ થવા સારૂ કર. ૧૫ પણ તેથી વધતી
તેની કીરતી ફેલી ગઈ; ને શાંભલવાને, તથા તેનાથી પોતાની બીમારીઓથી
સાજા થવાને ઘણા લોક એકઠા થઇઆ. ૧૬ ને જંગલમાં એકાંત જઇને તે
દુઆ માગતો હતો.

૧૭ અને એક દાહાડે એમ થઈઉં કે તે તાલીમ આપતો હતો તારે ગાલી-
લનાં હરેક ગામથી તથા ઇહુદાથી તથા ઇરૂશાલેમથી આવેલા ફરોશીઓ તથા
શાસતરીઓ બેઠા હતા, ને ખોદાવંદનું કુવત તેઓને સમા કરવાને મોજુદ હતું.
૧૮ ને જુઓ, માણસો એક પકશાઘાતીને પલંગ પર લાવીઆ, ને તેને
અંદર લાવવાને તથા તેની આગલ મુકવાને ચાહીઉં. ૧૯ પણ ભીડને લીધે
તેને અંદર લઇજવાની કંઈ રાહ નહીં મલીઆથી, તેઓ ઘર પર ચહડીઆ, ને

છાપરાંમાંથી પલંગ સુધાં ઈસુની આગલ તેને વચોવચ ઉતારીઓ. ૨૦ તારે
તેણે તેઓનો એતકાદ જોઈને તેને કહીઊં કે, અએ મરદ, તારા ગુનાહ તને
માફ થઈઆ. ૨૧ તારે શાસતરીઓ તથા ફરોશીઓ વીચાર કરવા લાગીઆ,
ને કહીઊં કે, એ કુફર બકેછે તે કોણ છે? ખોદા શીવાએ ગુનાહ કોણ માફ કરી
શકેછે? ૨૨ ને ઈસુએ તેઓનો વીચાર જાણીને જવાબમાં તેઓને કહીઊં કે,
તમે પોતાનાં દીલમાં શું વીચાર કરોછો? ૨૩ શું વધતું શેહેલ છે; એ કેહેવું
કે તારા ગુનાહ તને માફ થઈઆ, ઈઆ એ કેહેવું કે ઉઠીને ચાલ? ૨૪ પણ
આદમીના બેટાને જમીન પર ગુનાહ માફ કરવાનો એખતીઆર છે, એ તમે
જાણો વાસતે, (તારે તેણે પકશાઘાતીને કહીઊં કે,) હું તને કહુંછઊં કે ઉઠ, ને
તારો પલંગ ઉઠાવીને તારે ઘર ચાલીઓ જા. ૨૫ ને તુરત તે તેઓની
આગલ ઉઠીને જે પર તે સુતો હતો તે ઊંચકીને ખોદાના શુકર કરતો પોતાને
ઘર ચાલીઓ ગઈઓ. ૨૬ તારે તેઓ સરવ દંગ થઈ ગઈઆ, ને ખોદાની
તારીફ કરવા લાગીઆ, ને બીહીકે ભરાઈ કહીઊં કે, આજે હમે અજાએબ
કામ દીઠાં.

૨૭ અને એ પછી તે નીકલીઓ, ને લેવી નામે એક મેહસુલ લેનારને
ચોકી પર બેઠેલો જોઈને તેને કહીઊં કે, મારી પાછલ આવ. ૨૮ ને તે સરવ
મુકીને ઉઠીને તેની પાછલ ગઈઓ. ૨૯ ને લેવીએ પોતાનાં ઘરમાં તેને
સારૂ મોહોટી જીઆફત કીધી; ને મેહસુલ લેનારાઓની, તથા બીજા જે
તેઓની જોડે બેઠા હતા તેઓની મોહોટી ભીડ તાંહાં હતી. ૩૦ પણ તેઓના
શાસતરીઓએ તથા ફરોશીઓએ તેના શાગીરદો સાથે તકરાર કરીને કહીઊં
કે, મેહસુલ લેનારાઓ તથા ગુનેહગારોની સાથે તમે કેમ ખાઓ પીઓ-
છો? ૩૧ ને ઈસુએ જવાબ આપીને તેઓને કહીઊં કે, જે સાજા છે તેઓને
હકીમનો ખપ નથી, પણ બીમારીઓને છે. ૩૨ રાસતોને નહીં, પણ ગુનેહ-
ગારોને તોબાને સારૂ તેડવાને હું આવીઓ છઊં. ૩૩ ને તેઓએ તેને કહીઊં
કે, ઈઓહાનના શાગીરદો તથા ફરોશીઓના શાગીરદો કેમ અકસર વખત
અપવાસ કરેછે, તથા દુઆઓ માગેછે, પણ તારા ખાએ પીએછે? ૩૪ ને
તેણે તેઓને કહીઊં કે, વર જાનઈઆઓની સાથે છે તાંહાં સુધી શું તમે તે-
ઓને અપવાસ કરાવી શકોછો? ૩૫ પણ એવા દાહાડા આવશે કે વર તેઓ-
ની પાસેથી લેવાશે, ને તારે તેઓ તે દાહાડાઓમાં અપવાસ કરશે. ૩૬ ને
તેણે તેઓને એક તમસીલ પણ કહી કે, જુના લુગડાંને નવું થીગલું કોઈ નથી

દેતું ; જો દે, તો નવું જુનાને ફાડેછે, ને નવાનું થીગલું જુનાની સાથે મલતું
નથી. ૩૭ ને નવો વઈન જુની મશકોમાં કોઈ નથી ભરતું ; જો ભરે, તો નવો
વઈન મશકો ફાડીને વહી જશે, ને મશકો ખરાબ થશે. ૩૮ પણ નવો વઇન નવી
મશકોમાં ભરે તો બેઉ બચે. ૩૯ ને જુનો વઇન પીને કોઇ તુરત નવો નથી
ચાહાતું, કેમકે તે કેહેછે કે જુનો ઘણો શારો છે.

## બાબ છઠો.

**અને** એમ થઇઉં કે [જસનના] બીજા દાડાહા પછીના પેહેલા સબત
દાહાડે ખેતરોમાંથી તે જતો હતો, ને તેના શાગીરદોએ દાણાનાં કણસલાં
તોડીઆં, ને હાથે મસલીને ખાધાં. ૨ તારે ફરોશીઓમાંથી કેટલાએકે તેઓને
કહીઉં કે, સબતને દાહાડે જે કરવું રવા નથી તે તમે કેમ કરોછો? ૩ ને ઇસુએ
જવાબ આપીને તેઓને કહીઉં કે, દાઉદ તથા તેના સાથીઓ ભુખીઆ હતા,
તારે તેણે જે કીધું તે શું તમે નથી વાંચીઉં ? ૪ કે તેણે ખોદાનાં ઘરમાં જઇને
નજર કીધેલી રોટલી લઇને ખાધી, ને પોતાના સાથીઓને પણ આપી, જે
એકલા કાહીનો વીના બીજા કોઇને ખાવા રવા નહીં હતી. ૫ ને તેણે તેઓને
કહીઉં કે, આદમીનો બેટો સબતના દાહાડાનો પણ ખોદાવંદ છે. ૬ ને બીજા
સબત દાહાડે પણ એમ થઇઉં કે એબાદતખાનામાં જઇને તેણે તાલીમ આપી,
ને તાંહાં એક શખસ હતો જેનો જમણો હાથ સુકાએલો હતો. ૭ ને તેના
પર બટો મુકવાનો સબબ પામવા સારૂ શાસતરીઓ તથા ફરોશીઓ તેને
તાકી રહીઆ કે સબતને દાહાડે તે સમો કરે કે નહીં. ૮ પણ તેણે તેઓના
વીચાર જાણીને સુકા હાથવાલા માણસને કહીઉં કે, ઊઠ, ને વચમાં ઉભો રેહે ;
તારે તે ઉઠીને ઉભો રહીઓ. ૯ તારે ઇસુએ તેઓને કહીઉં કે, હું તમને
એક વાત પુછુંછઉં, સબતના દાહાડાઓમાં ભલું કરવું કે ભુડું કરવું ? જીવ
બચાવવો કે મારીનાંખવો ? કીઉં રવા છે? ૧૦ ને ચારો બાજુ બધા પર જોઈ-
ને તેણે તે માણસને કહીઉં કે, તારો હાથ લાંબો કર; ને તેણે તેમ કીધો, તારે
તેનો હાથ બીજાના જેવો પાછો શારો થઈઓ. ૧૧ પણ તેઓ કરોધે ભરાઈ
ગઇઆ, ને માહોમાં મનસુબો કીધો કે, આપણે ઇસુને શું કરીએ ?
૧૨ અને તે દાહાડાઓમાં એમ થઇઉં કે દુઆ માગવાને તે એક પાહાડ
પર બાહાર ગઈઓ, ને ખોદાની પાસે દુઆ માગવામાં આખી રાત ગુજારી.
૧૩ ને દાહાડો ઉગીઓ તારે તેણે પોતાના શાગીરદોને પાસે તેડીઆ, ને તેઓ-

માંથી બારને પસંદ કરીઆ, જેઓનાં નામ તેણે રસુલ પાડીઆં. ૧૪ સીમોન
(જેનું નામ તેણે પીતર પાડીઊં,) તથા તેનો ભાઈ આંદરૂ; ઇઆકુબ તથા
ઇઓહાન, ફીલપ તથા બારથલમા; ૧૫ માતથી તથા થોમા; અલફીનો
દીકરો ઇઆકુબ તથા સીમોન, જે જીલોતી કેહેવાએછે; ૧૬ ઇઆકુબનો ભાઈ
ઇહુદા, તથા ઇહુદા ઇશિકારીઓત, જે પકડાવનાર પણ હતો. ૧૭ ને તે તેઓની
સાથે ઉતરીને મેદાનમાં ઉભો રહીઓ, ને તેના શાગીરદોની જમાત તાંહાં હતી,
તથા આખા ઇહુદા તથા ઇરૂશાલેમથી, તથા સોર તથા સીદોનના દરીઆ
કાંહાથી તેનું શાંભલવા સારૂ, તથા પોતાની બીમારીઓથી સમા થવા સારૂ,
ઘણા લોકો આવીઆ. ૧૮ ને નાપાક-રૂહોથી જે દુખ પામતા હતા, તેઓ
પણ આવીઆ, ને તેઓ સમા કરાઇઆ. ૧૯ તારે આખી ભીડ તેને અડ-
કવાનું ચાહીઊં; કેમકે તેનામાંથી કુવત નીકલતું હતું, ને સરવને સમા કરતું
હતું.

૨૦ અને તેણે પોતાના શાગીરદોની તરફ નજર કરીને કહીઊં કે, અઓ
ગરીબો, તમે મુબારક છો; કેમકે ખોદાની પાદશાહત તમારી છે. ૨૧ હમણા-
ના ભુખીઆઓ, તમે મુબારક છો; કેમકે તમે ધરાશો. હમણાના રડનારાઓ,
તમે મુબારક છો; કેમકે તમે હસશો. ૨૨ જારે આદમીના બેટાને લીધે લોક
તમારી ઉપર દુશમની રાખશે, ને તમને જુદા પાડશે, ને તમારી રૂસવાઇ કરશે, ને
તમારૂં નામ ભુંડાના જેવું કાહાડી નાંખશે, તારે તમે મુબારક છો. ૨૩ તે દાહાડે
તમે ખુશ થાઓ, ને ખુશીથી કુદો; કેમકે જુઓ, આસમાનમાં તમારૂં ફલ
મોહોટું છે. કેમકે તેઓના બાપદાદાઓએ નબીઓને એમજ કીધું હતું.
૨૪ મગર તમ દોલતમંદોને અફસોસ છે; કેમકે તમે પોતાનો દીલાસો પામી-
આ છો. ૨૫ ધરાએલાઓ, તમને અફસોસ છે; કેમકે તમે ભુખીઆ થશો.
હમણાના હસનારાઓ, તમને અફસોસ છે; કેમકે તમે શોક કરશો, ને રડશો.
૨૬ જારે સરવ લોક તમારૂં શારૂં કેહેશે, તારે તમને અફસોસ છે; કેમકે તેઓના
બાપદાદાઓએ જુઠા નબીઓને એમજ કીધું હતું.

૨૭ પણ તમ શાંભલનારાઓને હું કહુંછઊં કે, તમારા દુશમનો પર પીઆર કરો;
જે તમારી ઉપર કીનો રાખેછે, તેઓનું ભલું કરો; ૨૮ જે તમને બદદુઆ દેછે,
તેઓને દુઆ દો; ને જે તમને સતાવેછે તેઓને સારૂ દુઆ માગો. ૨૯ તારા
એક ગાલ પર તમાચો મારનારની ગમ બીજો પણ ફેરવ, ને તારો દગલો લેના-
રને તારો અંગરખો પણ લેવાને મને ના કર. ૩૦ ને જે હરેક તારાથી માગેછે,

તેને આપ;ને જે તારી ચીજો લેછે તેનાથી પાછી ના માગ. ૩૧ ને જેવું તમે
ચાહોછો કે લોક તમને કરે, તેવું તમે પણ તેઓને કરો. ૩૨ ને જે તમારી પર
પીઆર કરેછે, તેઓ પર જો તમે પીઆર કરોછો, તો તમને શું વખાણ છે ?
કેમકે પાપીઓ પણ પોતા પર પીઆર કરનારાઓ પર પીઆર કરેછે. ૩૩ ને
જે તમારૂં ભલું કરેછે તેઓનું ભલું જો તમે કરોછો, તો તમને શું વખાણ છે ?
કેમકે પાપીઓ પણ એમ કરેછે. ૩૪ ને જેઓથી પાછું પામવાની ઉમેદ
તમને છે તેઓને જો તમે ઉછીનું આપોછો, તો તમને શું વખાણ છે ! કેમકે
પાપીઓ પણ તેટલું પાછું પામવા સારૂ પાપીઓને ઉછીનું આપેછે. ૩૫ પણ
પોતાના દુશમનો પર પીઆર કરો, ને ભલાઈ કરો, ને પાછું પામવાની ઉમેદ
રાખીઆ વીના ઉછીનું આપો, ને તમારૂં ફલ મોહોટું થશે, ને તમે ખોદાએ-
તાલાનાં ફરજંદ થશો ; કેમકે નાશુકરો તથા ભુંડાઓ પર તે મેહેરબાન છે.
૩૬ વાસતે જેવો તમારો બાપ રેહીમ છે, તેવા તમે રહીમ થાઓ. ૩૭ તમે
દોશ ના મુકો, ને તમારા પર દોશ નહીં મુકાશે ; દંડ ન ઠરાવો, ને તમારો દંડ
નહીં ઠરાવાશે ; માફ કરો, ને તમને માફ કરાશે. ૩૮ આપો, ને તમને અપાશે ;
શારૂં માપું, દાબેલું ને હલાવેલું, તથા ઉભરાતું, તેઓ તમારી દામનમાં ભરી
આપશે ; કેમકે જે માપાથી તમે માપી આપોછો, તેથીજ તમને પાછું માપી
અપાશે. ૩૯ ને તેણે તેઓને એક તમસીલ કહી કે, આંધલો આંધલાને શું
રસતો દેખાડી શકેછે ? તે બંનો શું ખાડામાં નહીં પડશે ? ૪૦ શાગીરદ પોતાના
ઉસતાદથી મોહોટો નથી; પણ હરેક જે પુરો છે તે પોતાના ઉસતાદ સરખો થશે.
૪૧ ને તું પોતાની આંખમાંનું મુસલું ધીઆનમાં નહીં લાવતાં, પોતાના ભાઇની
આંખમાંનું તણખલું કેમ જુએછે? ૪૨ ઇઆ પોતાની આંખમાંનું મુસલું ન
જોતાં પોતાના ભાઇને કેમ કહી શકશે કે, ભાઈ, તારી આંખમાંનું તણખલું મને
કાહાડવા દે? અએ ઢોંગી, પેહેલાં તું પોતાની આંખમાંથી મુસલું કાહાડ, તાર
પછી તારા ભાઈની આંખમાંનું તણખલું કાહાડવાને તને શારી પેઠે સુજશે.
૪૩ કેમકે શારૂં જાહાડ નઠારૂં ફલ લાવતું નથી; ને નઠારૂં જાહાડ શારૂં ફલ લાવ-
તું નથી. ૪૪ એ સારૂ હરેક જાહાડ પોતાનાં ફલથી ઓલખાએછે. કેમકે
લોક કાંટાનાં જાહાડ પરથી અંજીર તોડતા નથી, ઇઆ ઊંટકટારી પરથી દરાખ
નથી તોડતા. ૪૫ શારૂં માણસ પોતાનાં દીલનાં શારા ભંડારમાંથી શારૂં
કાહાડેછે, ને ભુંડું માણસ પોતાનાં દીલના ભુંડા ભંડારમાંથી ભુંડું કાહાડેછે ;
કારણ કે દીલનાં ભરપુરપણાથી તેનું મોહો બોલેછે.

૪૬ અને તમે મને ખોદાવંદ, ખોદાવંદ, કેમ કહોછો, ને જે હું કહુંછઊં તે
કરતા નથી ? ૪૭ જે હરેક મારી તરફ આવેછે, ને મારી વાતો શાંભલીને તે પર-
માણે કરેછે, તે કોહોના જેવો છે, એ હું તમને બતાવીશ. ૪૮ તે એક ઘર
બાંધનાર માણસના જેવો છે, જેણે ઊંડું ખોદીઊં, ને પથરપર પાઇઓ નાંખી-
ઓ ; ને રેલ આવી, તારે તે ઘરને નદીનો સપાટો લાગીઓ, પણ તેનો પાઈઓ
પથરપર નાંખેલો હતો, વાસતે તે તેને હલાવી નહીં શકી. ૪૯ પણ જે શાંભલીને
નથી કરતો, તે આ માણસના જેવો છે, જેણે પાઇઆ વીના ભોંએપર ઘર
બાંધીઊં, જે પર નદીનો સપાટો લાગીઓ, ને તે તરત પડી ગઈઊં, ને તે
ઘરની મોહોટી ખરાબી થઈ.

## બાબ સાતમો.

**અને** લોકોને પોતાની બધી વાતો શંભલાવી ચુકીઓ, તારે કાપરના-
હુમમાં તે પેઠો. ૨ ને એક સુબેદારનો ચાકર જે તેનો પીઆરો હતો તે બીમારીથી
મરવા પડીઓ હતો. ૩ ને તેણે ઇસુની ખબર શાંભલીને ઇહુદીઓના વડીલો-
ને તેની પાસે મોકલીને તેની અરજ કીધી કે, તે આવીને તેના ચાકરને સમો
કરે. ૪ ને તેઓએ ઇસુની પાસે આવીને તેની આજજી કીધી, ને કહીઊં કે,
જેને સારૂ એ કરવાનું છે, તે લાએક છે. ૫ કેમકે આપણા લોકો પર તે પી-
આર કરેછે, ને તેણે આપણે સારૂ એબાદતખાનું બાંધીઊં છે. ૬ ને ઇસુ તેઓની
સાથે ગઇઓ, ને ઘરથી તે આઘો નહીં હતો તારે સુબેદારે દોસતોને તેની પાસે
મોકલીને કેહેવડાવીઊં કે, ખોદાવંદ, તસદી ના લે, કેમકે તું મારાં છાપરાં તલે
આવે એવો હું લાએક નથી. ૭ એ વાસતે મેં પોતાને તારી પાસે આવવા
લાએક ગણીઓ નહીં ; પણ તું એક વાત કેહે, ને મારો ચાકર સમો થશે.
૮ કેમકે હું પણ બીજાઓના એખતીઆરમાં છઊં, ને સીપાઇઓ મારા હાથ
નીચે છે ; એકને હું કહુંછઊં કે જા, ને તે જાએછે ; ને બીજાને કે આવ, ને તે
આવેછે ; ને મારા ચાકરને કે એ કર, ને તે કરેછે. ૯ ને ઇસુ એ શાંભલીને
તાજુબ થઈઓ, ને ફરીને પોતાની પાછલ આવનારા લોકોને કહીઊં કે, હું તમને
કહુંછઊં કે આવો મોહોટો એતકાદ ઇસરાએલમાં પણ મેં નથી દીઠો. ૧૦ પછી
જે મોકલાઈઆ હતા તેઓ પાછા ઘર આવીઆ, તારે જે ચાકર બીમાર હતો
તેને સાજો દીઠો.

૧૧ અને બીજે દાહાડે એમ થઈઊં કે નાઈન કેહેવાએલાં એક શેહે-
રમાં તે ગઇઓ, ને તેના શાગીરદોમાંના ઘણા તથા ઘણા લોક તેની સાથે

ગઈઆ. ૧૨ ને શેહેરના દરવાજા પાસે તે આવીઓ, તારે જુઓ, એક મુ-
એલાને બાહાર લઈજતા હતા, તે તેની માનો એકનોએક દીકરો હતો, ને તે
વીધવા હતી, ને શેહેરના ઘણા લોક તેની સાથે હતા. ૧૩ ને ખોદાવંદે તેને જોઈ-
ઇને તેના પર રહમ કીધો, ને તેને કહીઊં કે, રડ ના. ૧૪ ને તે પાસે આવીને
ઠાઠડીને અડકીઓ, તારે ખાંધીઆ ઉભા રહીઆ. ને તેણે કહીઊં કે, અએ
જુવાન, હું તને કહુંછઊં કે, ઉઠ. ૧૫ ને તે મુએલો ઉઠી બેઠો, ને બોલવા
લાગીઓ, ને તેણે તેને તેની માને સોંપીઓ. ૧૬ ને સરવને બીહીક લાગી; ને
તેઓએ ખોદાની તારીફ કરતાં કહીઊં કે, આપણામાં મોહોટો નબી ઉઠીઓ છે,
ને ખોદાએ પોતાના લોકો પર નજર કીધી છે. ૧૭ ને તેની એ વાત આખા
ઇહુદા તથા તેના બધા પરાંતોમાં ફેલી ગઈ.

૧૮ અને ઇઓહાનના શાગીરદોએ તેને એ બધી ખબર કહી. ૧૯ ને
ઇઓહાને પોતાના શાગીરદોમાંના બેને પાસે તેડીને ઇસુને કેહેવડાવી મોકલીઊં
કે, જે આવનાર છે તે શું તું છે? કે હમે બીજાની રાહ જોઇએ ? ૨૦ ને તે
માણસોએ તેની પાસે આવીને કહીઊં કે ઇઓહાન બાપતીસમા કરનારાએ હ-
મારી મારફત તને કેહેવડાવી મોકલીઊં છે કે, જે આવનાર છે તે તું છે ? કે હમે
બીજાની રાહ જોઇએ ? ૨૧ ને તેજ ઘડી તેણે ઘણાઓને તેઓનાં દુખો, તથા
નાપાક-રૂહોથી સમા કીધા ; ને ઘણા જેઓ આંધલા હતા તેઓને દેખતા
કીધા. ૨૨ તારે ઇસુએ જવાબ આપીને તેઓને કહીઊં કે, તમે જે દીઠાં, ને
શાંભલીઆં, તે પાછા જઇને ઇઓહાનને કહો, કે આંધલા દેખેછે, લંગડા ચા-
લેછે, કોહોડીઆ સાફ થાએછે, બેહેરા શાંભલેછે, મુએલા પાછા ઉઠેછે, ને દરી-
દરીઓને ખુશખબર કેહેવાએછે. ૨૩ ને જે કોઇ મારી બાબત ઠોકર નથી
ખાતો, તે મુબારક છે.

૨૪ અને ઇઓહાનના મોકલેલા ગઈઆ પછી ઇઓહાન બાબત લોકોને તે
કેહેવા લાગીઓ કે, તમે રાનમાં શું જોવા નીકલીઆ ? શું પવનથી હલતા
છોડવાને ? ૨૫ પણ તમે શું જોવાને નીકલીઆ ? શું જીહીણાં લુગડાં પે-
હેરેલા માણસને ? જુઓ, જેઓ ઉમદા પોશાક પેહેરેછે, ને એશઆરામ કરેછે,
તેઓ પાદશાહોના મેહેલોમાં છે. ૨૬ તો તમે શું જોવાને નીકલીઆ ? શું
નબીને ? હા , હું તમને કહુંછઊં કે નબીથી પણ જે વધતો તેને. ૨૭ જેની
બાબત લખીઊં કે, "જો, હું મારો પેગંબર તારાં મોહો આગલ મોકલુંછઊં, જે
તારી આગલ તારો રસતો તઈઆર કરશે, " તે એજ છે. ૨૮ કેમકે હું તમને

કહુંછઊં કે ઓરતોથી જેઓ જનમીઆ છે, તેઓમાંથી ઇઓહાન બાપતીસમા
કરનાર કરતાં મોહોટો નબી પેદા થઇઓ નથી; તોપણ ખોદાની પાદશાહતમાં
જે બહુ નાહાનો છે, તે તેના કરતાં મોહોટો છે. ૨૯ ને સરવ લોકો, તથા મેહસુલ
લેનારાઓ જેઓ ઇઓહાનના બાપતીસમાથી બાપતીસમા પામેલા હતા, તેઓ-
એ ખોદાને રાસત માનીઓ. ૩૦ પણ ફરોશીઓએ તથા શાસતરીઓએ
તેનાથી બાપતીસમા નહીં લઇને પોતા બાબતનો ખોદાનો ઇરાદો તુછ કીધો.
૩૧ અને ખોદાવંદે કહીઊં કે, આ પેહેડીના લોકોને હું સાની સાથે સરખાવું?
ને તેઓ કોણના જેવા છે? ૩૨ ચહુટાંઓમાં જે છોકરાં બેસેછે, ને એક
બીજાંને હાંકમારીને કેહેછે કે, હમે તમારી પાસે વાંસલી વજાડી, પણ તમે
નાચીઆં નહીં; હમે તમારી પાસે શોક કીધો, પણ તમે રડીઆં નહીં;
તેઓના જેવા છે. ૩૩ કેમકે ઇઓહાન બાપતીસમા કરનાર રોટલી ખાતો કે
વઇન પીતો નથી આવીઓ, ને તમે કહોછો કે, તેનામાં દેવ છે. ૩૪ આદમીનો
બેટો ખાતો ને પીતો આવીઓ; ને તમે કહોછો કે, જુઓ, ખાવરો તથા
દારૂબાજ માણસ, મેહસુલ લેનારાઓ તથા પાપીઓનો દોસત! ૩૫ પણ
દાનાઈ પોતાનાં કુલ ફરજંદોથી રાસત ઠરેછે.
૩૬ અને ફરોશીઓમાંથી એકે તેની અરજ કીધી કે, મારી સાથે ખા;
ને તે ફરોશીનાં ઘરમાં જઇને તે ખાવા બેઠો. ૩૭ તારે જુઓ, તે શોહેરની એક
ઓરત જે ગુનેહગાર હતી, તેણે જાણીઊં કે ફરોશીનાં ઘરમાં તે ખાવા બેઠા
છે, તારે સંગમરમરની ડાબડીમાં અતર તે લઇઆવી. ૩૮ ને તેના પગ
પાસે પછવાડે રડતી રડતી ઉભી રહી, ને પોતાનાં આંસુએ તેના પગ ધોવા લાગી,
ને પોતાનાં માથાના ચોટલાએ નુછીને તેના પગ ચુમીઆ, ને અતર ચોલીઊં.
૩૯ તારે જે ફરોશીએ તેને ઇજન આપીઊં હતું, તેણે એ જોઇને દીલમાં
કહીઊં કે, અગર એ નબી હતે, તો જાણતે કે જે એને અડકેછે તે કોણ ને કેવી
ઓરત છે, કેમકે તે ગુનેહગાર છે. ૪૦ ને ઇસુએ જવાબમાં તેને કહીઊં કે,
સીમોન, મારે તને કંઈ કેહેવું છે; ને તેણે કહીઊં કે, ઉસતાદ કેહે. ૪૧ એક માગના-
રને બે કરજદાર હતા; એક પાંચસેં દીનારનો, ને બીજો પચાસ દીનારનો. ૪૨ પણ
અદા કરવાને તેઓની પાસે કંઇ નહીં હતું, તારે તેણે બેહુને માફ કીધા. તો
તેઓમાંનો કોણ તેને વધતો પીઆર કરસે? એ કેહે. ૪૩ ને સીમોને જવાબ-
માં કહીઊં, મને એમ લાગેછે કે જેને તેણે વધતું માફ કીધું તે. તારે તેણે તેને
કહીઊં કે, તેં વાજબી કહીઊં છે. ૪૪ ને પેલી ઓરતની તરફ ફરીને તેણે સીમોનને

કહીઉં કે, તું આ ઓરતને જુએછે ? હું તારાં ઘરમાં આવીઓ, તારે તેં મારા
પગ ધોવાને પાણી આપીઉં નહીં; પણ એણે મારા પગ આંસુઓથી ધોઈઆ,
ને પોતાના માથાના ચોટલાએ નુછીઆ. ૪૫ તેં મને ચુમી આપી નહીં, પણ
હું અંદર આવીઓ તારથી એ ઓરત મારા પગ ચુમવાથી પાછી રહી નથી.
૪૬ તેં તેલે મારૂં માથું ચોલીઉં નહીં, પણ એણે મારા પગને અતરે ચોલીઆ.
૪૭ વાસતે હું તને કહુંછઉં કે એના ગુનાહ જે ઘણા છે તે માફ થઇઆ; કારણ કે
એણે ઘણો પીઆર કીધો, પણ જેના થોડા માફ થઇઆ, તે થોડો પીઆર કરેછે.
૪૮ તારે તેણે તેને કહીઉં કે, તારા ગુનાહ માફ થઈઆ છે. ૪૯ ને જે સાથે ખાવા
બેઠા હતા, તેઓ દીલમાં કેહેવા લાગીઆ કે, ગુનાહો પણ માફ કરેછે તે એ
કોણ છે? ૫૦ તારે તેણે તે ઓરતને કહીઉં કે, તારા એતકાદથી તું બચાવ પામી;
સલામત ચાલી જા.

## બાબ આઠમો.

**અને** એમ થઇઉં કે તે વાએજ કરતો, તથા ખોદાની પાદશાહતની
ખુશખબર જાહેર કરતો, શેહેરે શેહેર તથા ગામે ગામ ગઇઓ; ને તે બારે
તેની સાથે હતા. ૨ ને નાપાક-રૂહોથી તથા બીમારીઓથી કેટલીએક ઓરતો
જે આરામ પામી હતી, ઈઆને મરીઅમ જે માગદાલીન કેહેવાએછે, જેનામાંથી
સાત દેવ નીકલીઆ હતા, ૩ ને હેરોદના કારભારી ખુજાની વહુ યુહના, તથા
સુશાના, તથા બીજી ઘણી, જેઓએ પોતાની દોલતથી તેની ખીદમત કીધી,
તેઓ તેની સાથે હતી.

૪ અને ઘણા લોક મલીઆ, ઈઆને હરેક શેહેરના તેની પાસે એકઠા આવીઆ
હતા, તારે તેણે તમસીલમાં કહીઉં કે, ૫ એક વાવનાર પોતાનાં બી વાવવા
બાહાર ગઇઓ, ને તે વાવતો હતો તારે કેટલાંએક રસતાની કોરે પડીઆં, ને
ખુંદાઈ ગઇઆં, ને આસમાનના પરંદાઓએ તે ખાઇ નાંખીઆં. ૬ ને
કેટલાંએક પથર પર પડીઆં, ને તેઓ ઉગતાંને વાર સુકાઇ ગઇઆં, કેમકે
તેઓને તરી નહીં પોહોંચી હતી. ૭ ને કેટલાંએક કાંટાનાં જાહાડોમાં પડીઆં,
ને કાંટાનાં જાહાડોએ સાથે વધીને તેઓને ગુંથી નાંખીઆં. ૮ ને કેટલાંએક
શારી ભોંએમાં પડીઆં, ને ઉગી નીકલીને શોગણાં ફલ લાવીઆં. એ વાતો
કહીને તેણે મોહોટે આવાજે કહીઉં કે, જેને શાંભલવાને કાન છે, તે શાંભલે.
૯ તારે તેના શાગીરદોએ તેને પુછીઉં કે, એ તમસીલ શું હશે ! ૧૦ તારે

તેણે કહીઉં કે, ખોદાની પાદશાહતના ભેદો જાણવાનું તમને આપેલું છે, પણ
બીજાઓને તમસીલામાં; એ સારૂ કે તેઓ દેખતાં નહીં દેખે, ને શાંભલતાં
નહીં સમજે. ૧૧ તમસીલ તો એ છેઃ બી ખોદાનો કલામ છે. ૧૨ રસતાની
કોર પર જે પડીઆં, તેઓ એ છે કે શાંભલેછે, પછી શેતાન આવેછે, ને તે
કલામને તેઓનાં દીલમાંથી છીનવી લઈ જાએછે, રખે તેઓ ઈમાન લાવીને
તારણ પામે. ૧૩ ને પથર પર જે પડીઆં, તેઓ એ છે કે જારે શાંભલેછે,
તારે ખુશીથી કલામ માનેછે, પણ તેઓને જડ નથી, વાસતે થોડી વાર સુધી
ઈમાન લાવીને અજમાએશને વખત ફરીજાએછે. ૧૪ ને કાંટાનાં જાહા-
ડોમાં જે પડીઆં, તેઓ એ છે કે શાંભલેછે, પણ ચીંતા તથા દોલત તથા આ
જીંદગીનાં સુખોથી ગુંથાઈ જાએછે, ને પુરાં ફલ નથી લાવતાં. ૧૫ પણ શારી
ભોંએમાં, તેઓ એ છે કે જે શારાં તથા નેક દીલમાં કલામને શાંભલી
રાખેછે, ને સબરથી ફલ લાવેછે.

૧૬ અને ચીરાગ સલગાવીને વાસણથી તેને ઢાંકેછે, ઈઆ પલંગ તલે
મુકેછે, એવો કોઈ નથી; પણ અંદર આવનાર રોશની પામે વાસતે ચીરાગ-
દાની પર મુકેછે. ૧૭ કેમકે જાહેર નહીં કરાશે, એવું કંઈ છુપીઉં નથી; ઈઆ
જાહેર નહીં થશે, ને ખુલી નહીં જશે, એવું કંઈ ઢાંકેલું નથી. ૧૮ વાસતે તમે
શી તરેહ શાંભલો, એ બાબત ખબરદાર રહો; કેમકે જેને છે તેને અપાશે, પણ
જેને નથી, તેનું જે દેખાએછે, તે પણ તેની પાસેથી લઈ લેવાશે.

૧૯ અને તેની મા તથા ભાઈ તેની પાસે આવીઆં; પણ ભીડના સબ-
બથી તેની નજદીક જઈ શકીઆં નહીં. ૨૦ તારે તેને ખબર મલી કે, તારી
મા તથા તારા ભાઈ બાહાર ઊભાં છે, ને તને જોવા ચાહેછે. ૨૧ ને તેણે જવાબ
આપીને તેઓને કહીઉં કે, ખોદાનો કલામ જે શાંભલેછે, ને તે પાલે છે,
તેઓ મારી મા તથા મારા ભાઈ છે.

૨૨ અને એક દાહાડે એમ થઈઉં કે તે પોતાના શાગીરદો સાથે એક હોડી
પર ચહડીઓ, ને તેઓને કહીઉં કે, આપણે સરોવર પાર જઈએઃ તારે તેઓ
નીકલીઆ. ૨૩ પણ તેઓ હંકારીને જતા હતા તારે તે ઊંગી ગઈઓ ;ને
સરોવરપર પવનનું તોફાન થઈઉં, ને પાણીથી ભરાઈને તેઓ આફતમાં આવી
પડીઆ. ૨૪ તારે તેઓએ પાસે આવીને તેને જગાડીઓ, ને કહીઉં કે,
સાહેબ, સાહેબ, હમે મરીએછઈએ ! તારે તેણે ઊઠીને પવન તથા પાણીની
લેહેરોને ધમકાવી, પછી તે રહી ગઈ, ને ચેન થઈઉં. ૨૫ ને તેણે તેઓને કહીઉં

કે, તમારો એતકાદ કાંહાં છે ? તારે તેઓ બીહી ગઇઆ, ને તાજુબ થઇને
માહોમાં કહીઉં કે, આ કોણ છે કે પવનને તથા પાણીને પણ હુકમ કરેછે, ને
તેઓ એને માનેછે ?

૨૬ અને ગાદરેનીઓનો મુલક જે ગાલીલની સામે છે, તાંહાં તેઓ પોહોંચી-
આ. ૨૭ ને તે કાંઠે ઉતરીઓ તારે તે શેહેરનો એક માણસ તેને મલીઓ, જે
લાંબી મુદતથી દેવબંદ હતો, ને તે લુગડાં પેહેરતો નહીં હતો, ને ઘરમાં નહીં, પણ
કબરસતાનમાં રેહેતો હતો. ૨૮ ને ઇસુને જોઇને બુમ પાડીને તેની આગલ તે
પડી ગઇઓ, ને મોહોટે આવાજે કહીઉં કે, અએ ઇસુ, ખોદાએતાલાના બેટા,
મારે તારી સાથે શું છે ? હું તારી આજજી કરૂંછું કે તું મને દુખ ના દે. ૨૯ કેમકે
તે નાપાક-રૂહને તે માણસમાંથી નીકલવાને તેણે હુકમ કીધો હતો ; કારણ કે
તેણે ઘણી વાર તેને પકડીઓ હતો, ને સાંકલોથી તથા બેડીઓથી બંધ કરીને
તે રખાઇઓ હતો, પણ તે બંધનો તોડી નાંખીને દેવથી રાનમાં હંકાઇઓ હતો.
૩૦ ને ઇસુએ તેને પુછીઉં કે, તારૂં નામ શું છે ? ને તેણે કહીઉં કે, લીજીઅન,
કેમકે તેમાં ઘણા દેવો પેઠા હતા. ૩૧ ને તેઓએ તેની આજજી કીધી કે હમને
ઊંડાંણમાં જવાને હુકમ ના કરેતો. ૩૨ ને તાંહાં પાહાડ પર ઘણા ડુકરોનું ટોલું
ચરતું હતું, ને તેઓને તેઓમાં જવા દે, વાસતે તેઓએ તેની આજજી કીધી,
તારે તેણે તેઓને જવા દીધા. ૩૩ ને દેવો તે માણસમાંથી નીકલીને ડુકરોમાં
પેઠા, ને તે ટોલું કરાડા પરથી દરીઆમાં ધશી પડીઉં, ને ગુંગલાઇને મરી ગઇઉં.
૩૪ ને જે થઇઉં તે જોઇને ચરાવનારા નાહાઠા, ને જઇને શેહેરમાં તથા ગામડા-
ઓમાં ખબર કહી. ૩૫ તારે જે થઇઉં તે જોવાને તેઓ નીકલીઆ, ને ઇસુની
પાસે આવીને જે માણસમાંથી દેવ ગઇઆ હતા તેને લુગડાં પેહેરેલો, તથા હુશી-
આરીમાં ઇસુના પગ પાસે બેઠેલો જોઇને તેઓ બીધા. ૩૬ ને જોનારાઓએ
તેઓને ખબર આપી કે તે દેવબંદ શી તરેહ સમો કરાઇઓ.

૩૭ અને ગાદરેનીઓની સીમની ચોગરદમના કુલ લોકોએ તેની દરખા-
સત કીધી કે, હમારી પાસેથી જા ; કેમકે તેઓને ઘણી બીહીક લાગી ; ને
હોડીમાં ચહડીને તે પાછો ફરીઓ. ૩૮ ને જે માણસમાંથી દેવો નીકલીઆ
હતા, તેણે ઇસુની સાથે રેહેવાની તેની આજજી કીધી, પણ તેણે તેને એમ કહીને
રવાના કીધો કે, ૩૯ તું પોતાને ઘેર પાછો જા, ને ખોદાએ તારે સારૂ જે કીધું
તે જાહેર કર; તારે તેણે જઇને ઇસુએ તેને સારૂ જે કીધું તે આખા શેહેરમાં
જાહેર કીધું.

૪૦ અને ઈસુ પાછો આવીઓ તારે એમ થઈઊં કે લોકોએ તેને ખુશીથી
લીધો ; કેમકે સરવ તેની રાહ જોતા હતા. ૪૧ ને જુઓ, ઈઆરસ નામે
એક શખસ જે એબાદતખાનાનો સરદાર હતો તે આવીઓ, ને ઈસુના પગ
પાસે પડીને પોતાનાં ઘરમાં આવવાની તેને અરજ કીધી. ૪૨ કેમકે તેને
બારેક વરસની એકની એક દીકરી હતી, ને તે મરવા પડી હતી; પણ તે જતો
હતો તારે લોકોએ તેના પર ભીડ કીધી. ૪૩ ને એક ઓરતને બાર વરસ
થઈઆં લોહી વેહેતું હતું, જેણે પોતાની આખી પુંજી હકીમોપર ખરચી નાંખી
હતી, પણ કોઈથી સમી થઈ નહીં શકી ; ૪૪ તે તેની પાછલ આવીને તેના
લુગડાંની કોરને અડકી, ને તુરત તેનું લોહી વેહેતું બંધ થઈ ગઈઊં. ૪૫ તારે
ઈસુએ કહીઊં કે, મને કોણ અડકીઊં? જારે સહુએ ઈનકાર કીધો, તારે પીતરે
તથા તેના શાગીરદોએ કહીઊં કે, ખોદાવંદ, લોક તારા પર ભીડ કરેછે, ને
દાબેછે, ને શું તું કેહેછે કે, મને કોણ અડકીઊં? ૪૬ પણ ઈસુએ કહીઊં કે,
કોઈ મને અડકીઊં છે, કેમકે કુવત મારામાંથી નીકલીઊં છે, એ હું જાણુંછઊં.
૪૭ ને ઓરત પોતે છુપી નહીં રહી શકી, એ જોઈને ધુજતી ધુજતી આવી, ને
તેની સામાં પડી, ને શા સબબથી તેને અડકી, ને કેમ તુરત સમી થઈ, એ
સરવ લોકોની આગલ તેણે તેને કહીઊં. ૪૮ તારે તેણે તેને કહીઊં કે, દીકરી,
ખાતરજમે રાખ, તારા એતકાદે તને સમી કીધી છે, સલામત ચાલી જા. ૪૯ તે
કેહેતો હતો એટલામાં એબાદતખાનાના સરદારને ઘેરથી એકે પાસે આવીને
તેને કહીઊં કે, તારી દીકરી મરીગઈ છે, ઉસતાદને તસદી ના દે. ૫૦ પણ
ઈસુએ શાંભલીને જવાબમાં તેને કહીઊં કે, બીહી ના, ફકત એતકાદ રાખ, ને
તે સમી થશે. ૫૧ ને ઘરમાં તે આવીઓ તારે પીતર તથા ઈઆકુબ તથા
ઈઓહાન તથા તે છોકરીનાં મા-બાપ વગર કોઈને અંદર આવવા નહીં દીધાં.
૫૨ ને સહુ તેને સારૂ રડતાં ને કુટતાં હતાં, પણ તેણે કહીઊં કે, રડો ના, એ
મુઈ નથી, પણ ઊંગેછે. ૫૩ પણ તે મરીગઈ છે એ જાણીને તેઓ તેના પર
હસીઆં. ૫૪ પણ તેણે સરવને બાહાર કાહાડીઆં, ને તેના હાથ પકડીને હાંક
મારીને કહીઊં કે, છોકરી, ઉઠ. ૫૫ તારે તેનો જીવ પાછો આવીઓ, ને તેજ
વખત તે ઉભી રહી, પછી તેણે તેને ખાવાનું આપવાનો હુકમ કીધો, ૫૬ તારે
તેનાં મા-બાપ તાજુબ થઈઆં; પણ જે થઈઊં તે કોઈને કેહેવાને તેણે તેઓને
મને કીધાં.

## બાબ નવંમા.

અને તેણે પોતાના બારે શાગીરદોને એકઠા તેડીને બધા દેવો પર,
તથા બીમારીઓ ટાલવાને કુવત તથા એખતીઆર તેઓને આપીઓ. ૨ ને
ખોદાની પાદશાહત જાહેર કરવાને, તથા બીમારીઓને સમા કરવાને, તેણે
તેઓને મોકલીઆ. ૩ ને તેણે તેઓને કહીઊં કે, મુસાફરીને સારૂ કંઈ ના
લો; લાકડી નહીં, તથા જોહોળું નહીં, તથા રોટલી નહીં, તથા નાણું નહીં, ને
હરેકને બે અંગરખા નહીં. ૪ ને જે ઘરમાં તમે પેસો તાંહાંજ રહો, ને તાંહાંથી
નીકલો. ૫ ને જેઓ તમને કબુલ નહીં કરે, તેઓને ઉલટી શાહેદીને સારૂ
તે શેહેરમાંથી નીકલતી વેલા પોતાના પગની ધુલ ખંખેરો. ૬ તારે તેઓ નીક-
લીને ખુશખબર જાહેર કરતા, તથા હરેક ઠેકાણે સમા કરતા, ગામે ગામ ફરતા
ગઈઆ. ૭ પણ ચોથીઓ હેરોદ બધાં તેનાં કરેલાં શાંભલીને ઘભરાઈઓ;
કારણ કે ઈઓહાન મરીગએલાઓમાંથી પાછો ઉઠીઓ છે, એમ કેટલા-
એકથી કેહેવાઈઊં. ૮ ને કેટલાએકથી એમ કે, એલીઆ પરગટ
થઈઓ છે; ને કેટલાએકથી એમ કે, આગલા નબીઓમાંનો એક પાછો
ઉઠીઓ છે. ૯ તારે હેરોદે કહીઊં કે, ઇઓહાનનું માથું મેં કાપીનાંખીઊં છે,
મગર જે બાબત હું આવું શાંભલુંછઊં તે કોણ છે? ને તેણે તેને જોવાને ચાહીઊ.
૧૦ અને રસુલોએ પાછા આવીને જે કીધાં હતાં તે સરવ તેને કહીઆં; તાર
પછી તેઓને સાથે લઇને બેથસાઇદા કેહેવાએલા શેહેરને લાગતી વેરાન
જગીઆમાં તે એકાંત ગઇઓ. ૧૧ ને લોકો એ જાણીને તેની પાછલ
ગઈઆ, તારે તેણે તેઓને કબુલ કરીને ખોદાની પાદશાહત બાબત તેઓને
કહીઊં, ને જેઓને સમા થવાની જરૂર હતી તેઓને સમા કીધા. ૧૨ ને
દાહાડો ડુબવા લાગીઓ, તારે બારોએ પાસે આવીને તેને કહીઊં કે, લોકોને
રવાના કર, કે તેઓ આસપાસનાં ગામોમાં તથા ગામડાંઓમાં જઇને વાસો
કરે, ને ખાવાનું પામે; કેમકે હીઆં આપણે વેરાન જગીઆમાં છઈએ.
૧૩ પણ તેણે તેઓને કહીઊં કે, તમે તેઓને ખાવાને આપો. તારે તેઓએ
કહીઊં કે, પાંચ રોટલી તથા બે માછલી વીના હમારી પાસે બીજું કંઈ નથી,
તો શું હમે જઇને એ સરવ લોકને સારૂ ખાવાનું વેચાતું લઈએ? ૧૪ કેમકે
તેઓ પાંચ હજારને શુમારે મરદ હતા. ને તેણે પોતાના શાગીરદોને કહીઊં કે,
તમે તેઓને પચાશ પચાશની હાર કરીને બેસાડો. ૧૫ ને તેઓએ તેમ કીધું,

ને સરવને બેસાડીઆ. ૧૬ તારે તેણે તે પાંચ રોટલી તથા બે માછલી લઈને
આસમાનની ગમ જોઈને તેઓપર બરકત આપી; ને ભાંજીને લોકોની આગલ
પીરસવા સારૂ શાગીરદોને આપી. ૧૭ પછી તેઓએ ખાવું, ને સરવ ધરાઈ-
આ; ને બચેલા કકડાઓની બાર ટોપલી ભરાઈ.

૧૮ અને તે એકલો દુઆ માગતો હતો, તારે એમ થઈઊં કે શાગીરદો
તેની પાસે આવીઆ; ને તેણે તેઓને પુછતાં કહીઊં કે, હું કોણ છઊં? લોક
શું કેહેછે? ૧૯ તારે તેઓએ જવાબમાં કહીઊં કે, ઈઓહાન બાપતીસમા
કરનાર; પણ કેટલાએક કેહેછે કે, એલીઆ, ને કેટલાએક કેહેછે કે, આગલા
નબીઓમાંનો એક પાછો ઉઠીઓ છે. ૨૦ પછી તેણે તેઓને પુછીઊં, પણ
તમે શું કહોછો? હું કોણ છઊં? તારે પીતરે જવાબ આપીને કહીઊં કે, ખોદાનો
ખરીસત. ૨૧ ને તેણે તેઓને તાકીદથી ફરમાવીઊં કે એ કોઈને નહીં કેહેવું.
૨૨ ને તેણે તેઓને કહીઊં કે આદમીના બેટાને ઘણાં દુખ સેહેવાં, ને વડીલોથી,
તથા મુખી કાહીનોથી, તથા શાસતરીઓથી નાકબુલ થવું, તથા મારીઆ જવું,
અને તીજે દાહાડે પાછું ઉઠવું પડેછે. ૨૩ તારે તેણે સરવને કહીઊં કે, જે
કોઈ મારી પાછલ આવવા ચાહે, તે પોતાનો ઈનકાર કરે, ને પોતાનો કરૂસ
ઊંચકીને હમેશા મારી પાછલ ચાલે. ૨૪ કેમકે જે કોઇ પોતાનો જીવ બચાવ-
વા ચાહેછે. તે તેને ખોશે; પણ જે કોઈ મારે સારૂ પોતાનો જીવ ખોશે, તે તેને
બચાવશે. ૨૫ કેમકે જો માણસ આખી જહાન મેલવે, ને પોતાને ખોએ,
ઈઆ હાની પામે, તો તેને શો ફાએદો છે? ૨૬ એ વાસતે મારી બાબત તથા
મારી વાતો બાબત જે કોઈ શરમાશે, તેની બાબત આદમીનો બેટો જારે પોતાના
તથા બાપના તથા પાક ફીરસતાઓના જલાલ સાથે આવશે, તારે શરમાશે.
૨૭ ને હું તમને ખચીત કહુંછઊં કે હીઆં જે ઉભા છે તેઓમાંના કેટલાએક
એવા છે કે ખોદાની પાદશાહતને જોશે, તાંહાં સુધી મોતને નહીં ચાખશે.

૨૮ અને એ વાતોના દાહાડા આઠેક બાદ એમ થઈઊં કે પીતરને તથા
ઈઓહાનને તથા ઈઆકુબને સાથે લઈને દુઆ માગવાને તે એક પાહાડ પર
ગઈઓ. ૨૯ ને દુઆ માગતાં તેનાં મોહોની શીકલ બદલાઈ ગઈ, ને તેનો
પોશાક ઉજલો ચલકતો થઈ ગઈઓ. ૩૦ ને જુઓ, બે મરદ, મુસા તથા
એલીઆ, તેની સાથે વાત કરતા હતા, ૩૧ તેઓ જલાલમાં દેખાઈઆ, ને
ઈરૂશાલેમમાં તે મરણ પામનાર હતો તે બાબત બોલતા હતા. ૩૨ ને પીતર
તથા તેના સાથી ઊંઘથી ભરાઈઆ હતા; પણ જાગતા થઈઆ તારે તેઓએ

તેના જલાલને તથા જે બે મરદ તેની સાથે ઉભા રહીઆ હતા તેઓને દીઠા.
૩૩ ને તેઓ તેની પાસેથી જતા હતા, તારે એમ થઇઉં કે પીતરે ઇસુને કહીઉં
કે, ખોદાવંદ, આપણને હીઆં રેહેવું શારૂં છે, ને હમે તરણ માંડવા બનાવીએ,
એક તારે સારૂ, ને એક મુસાને સારૂ, ને એક એલીઆને સારૂ ; પણ તેણે જે
કહીઉં તે પોતે સમજીઓ નહીં. ૩૪ તે એ વાતો કેહેતો હતો તારે વાદલીએ
આવીને તેઓ પર છાઈઓ કીધો, ને તેઓ વાદલીમાં પેસતા હતા તારે એઓ
બીધા. ૩૫ ને વાદલીમાંથી એવો આવાજ નીકલીઓ કે, આ મારો પીઆરો
બેટો છે, એનું શાંભલો. ૩૬ ને આવાજ થઇઆ પછી ઇસુ એકલો દેખા-
ઇઓ; ને તેઓ છાના રહીઆ; ને તે દાહાડાઓમાં જે તેઓએ દીઠું તેઓ-
માંનું કોઇને કંઇ નહીં કહીઉં.

૩૭ અને બીજે દાહાડે એમ થઇઉં કે તેઓ પાહાડ પરથી ઉતરીઆ તારે
ઘણા લોક તેને મલીઆ. ૩૮ ને જુઓ, લોકોમાંના એકે બુમ પાડીને કહીઉં
કે, અએ ઉસતાદ, હું તારી અરજ કરૂંછઉં કે, મારા દીકરાને જો, કેમકે તે મારો
એકનો એક છે. ૩૯ ને જો, રૂહ તેને પકડેછે, ને એકાએક તે બુમ પાડેછે,
ને ફીણ આવે તાંહાં સુધી તે તેને પીડા દેછે, ને તેને ઘાએલ કરીને મુશકેલીથી
તેની પાસેથી જાએછે. ૪૦ ને તેને કાહાડવાને મેં તારા શાગીરદોની મીનત કીધી;
પણ તેઓ શકીઆ નહીં. ૪૧ તારે ઇસુએ જવાબ દઇને કહીઉં કે, અએ
બેઇમાન તથા આડી પેહેડી, કાંહાં સુધી હું તમારી સાથે રહીશ, ને તમારૂં સહીશ?
તારા દીકરાને હીઆં લાવ. ૪૨ ને તે આવતો હતો તારે દેવે તેને પટકી નાં-
ખીને બહુ પીડા દીધી ; તારે ઇસુએ તે નાપાક-રૂહને ધમકાવીઓ, ને છોકરાને
સમો કીધો, ને તેને તેના બાપને સોંપીઓ. ૪૩ ને ખોદાના મોહોટાં કુવતથી
સરવ દંગ થઈ ગઇઆ ; ને જે બધાં કામ ઇસુએ કીધાં તેથી સરવે અચરત
થતા હતા, તારે તેણે પોતાના શાગીરદોને કહીઉં કે, ૪૪ તમે એ વાતોને તમારા
કાનોમાં રાખો, કેમકે આદમીનો બેટો માણસોના હાથમાં સોંપાશે. ૪૫ પણ
તેઓ એ વાત સમજીઆ નહીં, ને તે તેઓથી એવી ગુપત રહી કે તેઓ
જાણે નહીં; ને એ વાત બાબત તેને પુછવાને તેઓ બીધા.

૪૬ અને તેઓમાં તકરાર થઈ કે આપણામાં સહુથી મોહોટો કોણ હશે?
૪૭ પણ ઇસુએ તેઓનાં દીલનો વીચાર જાણીઓ, ને એક બાલકને લઇને
તેને પોતાની પાસે ઉભું રાખીઉં. ૪૮ ને તેઓને કહીઉં કે, જે કોઇ મારાં નામ-
થી આ બાલકને કબુલ કરશે, તે મને કબુલ કરેછે ; ને જે કોઇ મને કબુલ

કરેછે, તે મારા મોકલનારને કબુલ કરેછે. કેમકે તમ સરવમાં જે બહુ નાહાનો
છે, તે મોહોટો થશે. ૪૯ તારે ઇઓહાને જવાબમાં કહીઊં કે, ખોદાવંદ, તારાં
નામથી એકને હમે દેવો કાહાડતાં દીઠો, ને તે હમારી સાથે નહીં ચાલીઓ,
વાસતે હમે તેને મને કીધો. ૫૦ ને ઇસુએ તેને કહીઊં કે, મને ના કરો, કેમકે
જે આપણે ઉલટો નથી, તે આપણી તરફનો છે.

૫૧ અને એમ થઇઊં કે તેને ઉપર લેવાના દાહાડા પુરા થઇઆ, તારે ઇરૂ-
શાલેમ જવા સારૂ તેણે પોતાનું મોહો થીરતાથી રાખીઊં. ૫૨ ને હરકારાઓને
પોતાની અગાઊ મોકલીઆ, ને તેઓ ગઇઆ, ને તેને સારૂ તઇઆર કરવાને
સમરોનીઓના એક ગામમાં પેઠા. ૫૩ પણ તેનું મોહો ઇરૂશાલેમ જવા જેવું
હતું, વાસતે તેઓએ તેને કબુલ નહીં કીધો. ૫૪ તારે તેના શાગીરદ
ઇઆકુબ તથા ઇઓહાને એ જોઇને કહીઊં કે, ખોદાવંદ, જેમ એલીઆએ
કીધું તેમ આસમાનથી આગ વરસાવીને તેઓને બાલીનાંખીએ? એ બાબત
તારી શી ઇછા છે ? ૫૫ પણ તેણે ફરીને તેઓને ધમકાવીઆ, ને કહીઊં કે,
તમારામાં કેવો રૂહ છે, એ તમે નથી જાણતા. ૫૬ કેમકે આદમીનો બેટો
માણસોના જીવ હલાક કરવાને નહીં, પણ બચાવવાને આવીઓ છે. ને તેઓ
બીજે ગામ ગઇઆ.

૫૭ અને તેઓ રસતે ચાલતા હતા, તારે એમ થઇઊં કે એકે તેને કહીઊં
કે, ખોદાવંદ, જાંહાં તું જાએ તાંહાં હું તારી પાછલ આવીશ. ૫૮ ને ઇસુએ
તેને કહીઊં કે, લોકડાંને કોતરો છે, ને આસમાનના પકશીઓને માલા છે ; પણ
આદમીના બેટાને માથું મુકવાને ઠામ નથી. ૫૯ ને તેણે બીજાને કહીઊં કે, મારી
પાછલ આવ. પણ તેણે કહીઊં કે, ખોદાવંદ, મને રજા આપ કે હું પેહેલાં જઇને
મારા બાપને દાટું. ૬૦ ને ઇસુએ તેને કહીઉં કે, તું મારી પાછલ આવ, ને
મુએલાઓને પોતાના મુએલાઓને દાટવા દે ; પણ તું જઇને ખોદાની પાદ-
શાહતની ખબર જાહેર કર. ૬૧ ને એક બીજાએ પણ કહીઉં કે, ખોદાવંદ, હું
તારી પાછલ આવીશ ; પણ પેહેલાં મારાં ઘરનાંઓને મલી આવવાને મને જવાદે.
૬૨ તારે ઇસુએ તેને કહીઉં કે, જે પોતાનો હાથ હેલ પર મુકીને પછવાડે જુએછે,
તે ખોદાની પાદશાહતને લાએક નથી.

## બાબ દશમો.

**એ** બાદ ખોદાવંદે બીજા સીતેરને પણ ઠરાવીઆ, ને હરેક શેહેર તથા

જગીઆમાં જાંહાં પોતે જવાનો તાંહાં બેએને પોતાની અગાઉ મોકલીઆ.
૨ તારે તેણે તેઓને કહીઉં કે, પાકેલી ખેતી ઘણી છે, પણ મજુરો થોડા છે,
વાસેતે પાકેલી ખેતીના માલિકની તમે મીનત કરો કે તે પોતાની પાકેલી ખેતીને
સારૂ મજુરો મોકલે. ૩ તમે જાઓ, જુઓ, વરૂઓમાં ગેટાંનાં બચ્ચાં સરખા
હું તમને મોકલુંછઉં. ૪ વાંસલી તથા જોહોણું તથા જોડા ના લો, ને રસતામાં
કોઇને સલામ ના કરતા. ૫ ને જે ઘરમાં તમે પેસો, તાંહાં પેહેલાં કહો કે
આ ઘરનાંને શાંતી થાઓ. ૬ ને જો શાંતીનો દીકરો તાંહાં હશે, તો તમારી
શાંતી તે પર રેહેશે; પણ જો નહીં હશે, તો તમારા પર તે પાછી આવશે.
૭ ને જે કંઇ તેઓ આપે, તે ખાઈ પીને તેજ ઘરમાં રહો, કેમકે મજુર પોતાની
મજુરીને લાએક છે; ઘેરે ઘેર ફરતા ના. ૮ ને જે કોઈ શેહેરમાં તમે પેસો,
ને જો તેઓ તમને કબુલ કરે, તો તમારી આગલ જે મુકાએ તે ખાઓ.
૯ ને તેમાંના બીમારીઓને સમા કરો, ને તેઓને કહો કે, ખોદાની પાદશાહત
તમારી પાસે આવી છે. ૧૦ પણ જે કોઇ શેહેરમાં તમે પેસો, ને જો તેઓ
તમને કબુલ નહીં કરે, ૧૧ તો તેના રસતાઓમાં બાહાર જઇને કેહેજો કે,
તમારાં શેહેરની ધુલ જે હમને વલગી છે તે પણ હમે જાટકી નાંખીએછઇએ,
તોપણ એ જાણો કે ખોદાની પાદશાહત તમારી પાસે આવી છે. ૧૨ ને હું તમને
કહુંછઉં કે તે દાહાડે તે શેહેર કરતાં સદોમનો હાલ વધતો સેહેલ થશે. ૧૩ ઓ
ખોરાજીન, તને અફસોસ; ઓ બેથસાઇદા, તને અફસોસ; કેમકે જે
મોજેજા તમારામાં કીધા, તે જો સોર તથા સીદોનમાં કીધા હતે, તો તેઓએ
તાટ પેહેરીને તથા રાખમાં બેસીને કાહારની તોબા કીધી હતે. ૧૪ પણ ઇન-
સાફ કરવામાં સોરને તથા સદોમને તમ કરતાં આસાની થશે. ૧૫ ને ઓ
કાપરનાહુમ, તું જે આસમાન સુધી ઉંચું કરાઇઉં છે, તે તું પતાલ સુધી નીચું
નંખાશે. ૧૬ જે તમારૂં શાંભલેછે, તે મારૂં શાંભલેછે; ને જે તમને વખોડેછે,
તે મને વખોડેછે; ને જે મને વખોડેછે, તે મારા મોકલનારને વખોડેછે.

૧૭ અને તે સીતેરે ખુસીથી પાછા આવીઆ, ને કહીઉં કે, ખોદવંદ, તારાં
નામથી દેવો પણ હમારા હુકમને તાબે છે, ૧૮ તારે તેણે તેઓને કહીઉં કે,
શેતાનને વીજલીની પેઠે આસમાનથી પડતો મેં દીઠો. ૧૯ જુઓ, સાપો તથા
વીછુઓને છુંદવાનો, તથા દુશમનની બધી કુદરત પર હું તમને એખતીઆર
આપુંછઉં, ને તમને કસાંથી નુકસાન નહીં થશે. ૨૦ મગર એથી ખુશી ના
થાઓ કે રૂહો તમારા હુકમમાં છે; પણ એ કરતાં એથી ખુશ થાઓ કે તમારાં

નામ આસમાનમાં લખાઈઆં છે. ૨૧ તે વખતે ઇસુએ જીવમાં ખુશ થઈને
કહીઉં કે, અએ બાપ, આસમાન તથા જમીનના માલેક, હું તારી શુકર કરૂં
છઉં, કેમકે દાનાવો તથા અકલમંદોથી તેં આ વાતો સંતાડી છે, ને બાલકોને
પરગટ કીધી છે. હા, અએ બાપ, કેમકે તને એ પસંદ આવીઉં. ૨૨ મારા
બાપે મને બધું સોંપીઉં છે; ને બેટો કોણ છે, એ બાપ વીના કોઈને માલુમ
નથી; ને બાપ કોણ છે, એ બેટા વીના, તથા જેની પાસે બેટો પરગટ તેને
કરવા ચાહે તે વીના કોઈ જાણતું નથી. ૨૩ તારે તેણે શાગીરદોની ગમ ફરીને
એકાંત કહીઉં કે, જે તમે જુઓછો, તે જોનાર આંખો મુબારક છે. ૨૪ કેમકે
હું તમને કહુંછઉં કે જે તમે જુઓછો, તે જોવાને ઘણા નબીઓએ તથા પાદ-
શાહોએ ચાહીઉં, પણ નહીં જોઇઆં, ને જે તમે શાંભલોછો, તે શાંભલવાને
ચાહીઉં, પણ નહીં શાંભલીઉં.

૨૫ અને જુઓ, એક શાસતરી તેની અજમાએશ કરવાને ઉભો રહીઓ,
ને તેને કહીઉં કે, ઉસતાદ, હું શું કરૂં કે હમેશાગીની જીંદગીનો વારસ થાઉં? ૨૬ ને
તેણે તેને કહીઉં કે, તોરતમાં શું લખીઉંછે? તું શું વાંચેછે? ૨૭ ને તેણે જવાબમાં
કહીઉં કે, તારા ખોદા ખોદાવંદ પર તું તારાં આખાં દીલથી, તથા તારા આખા
જીવથી, તથા તારા આખાં કુવતથી, તથા તારી આખી સમજથી, પીઆર
કર; ને જેવો પોતા પર તેવો તારા પડોસી પર કર. ૨૮ ને તેણે તેને કહીઉં
કે, તેં ઠીક જવાબ દીધો, તું એ પરમાણે કર, ને તું જીવશે. ૨૯ તારે તેણે
પોતાને રાસત ઠરાવવા ચાહીને ઇસુને કહીઉં કે, મારો પડોસી કોણ છે? ૩૦ ને
ઇસુએ જવાબમાં કહીઉં કે, એક શખસ ઇરૂશાલેમથી ઇરીખોમાં જતો હતો,
ને ચોરોમાં પડીઓ, ને તેઓએ તેને નાગો કરીનાંખીઓ, ને ઘાએલ કરીને
અધમુઓ થઇઆ પર તેને મુકીને ચાલીઆ ગઇઆ. ૩૧ ને એવું થઇઉં
કે એક કાહીન તે રસતે આવીઓ, ને તેને જોઈને બીજી બાજુથી ચાલીઓ
ગઇઓ. ૩૨ ને એજ તરેહ એક લેવી પણ જાંહાં તે હતો તાંહાં આવીઓ,
ને જોઇને બીજી બાજુથી ચાલીઓ ગઇઓ. ૩૩ પણ એક સમરોની મુસા-
ફરી કરતો તેની પાસે આવીઓ, ને તેને જોઇને રહમ કીધો. ૩૪ ને પાસે આવીને
તેના ઘાઓમાં તેલ તથા વઇન રેડીને પાટા બાંધીઓ, ને પોતાના જાનવર પર
તેને બેસાડીને ધરમશાલામાં તેને લઇઆવીઓ, ને તેની ખબરદારી કીધી.
૩૫ ને સહવારે નીકલતી વેલા બે દીનાર કાહાડીને ધરમશાલાવાલાને આપીઆ,
ને તેને કહીઉં કે, તું એની ખબરદારી કરજે, ને એથી વધતું જે ખરચશે, તે હું

પાછા આવીશ તારે તને ભરી આપીશ. ૩૬ તો તે તરણોમાંથી ચોરોમાં
પડેલાનો પડોસી કોણ હતો, તને શું લાગેછે? ૩૭ તારે તેણે કહીઉં કે જેણે
તેના પર રેહમ કીધો તે. તારે ઇસુએ તેને કહીઉં કે, તું જઇને એમજ કર.
૩૮ અને તેઓ જતા હતા તારે એમ થઇઉં કે તે એક ગામમાં પેઠા; ને
મારથા નામે એક ઓરતે પોતાનાં ઘરમાં તેને ઉતારો આપીઓ. ૩૯ ને
મરીઅમ કેહેવાએલી તેની એક બેહેન હતી; ને તે ઇસુના પગ પાસે બેસીને
તેની વાત શાંભલતી હતી. ૪૦ પણ મારથા ઘણી ખીદમતથી ગભરાઇ હતી,
ને પાસે આવીને કહીઉં કે, ઓદાવંદ, મારી બેહેને મને એકલીને ખીદમત
કરવાને મુકી છે, શું તને એની કંઇ ચીંતા નથી? તો એને મારી મદદ કરવાને
કેહે. ૪૧ ને ઇસુએ જવાબમાં તેને કહીઉં કે, ઓ મારથા, મારથા, ઘણી
ચીજો બાબત તું ચીંતામાં તથા ગડબડમાં પડી છે. ૪૨ પણ એકનીજ અગત
છે; ને શારો હીસો, જે તેની પાસેથી લેવાશે નહીં, તે મરીઅમે પસંદ કીધો છે.

## બાબ અગીઆરમો.

અને એક ઠેકાણે તે દુઆ માગતો હતો તે જારે તેણે પુરી કીધી, તારે
એમ થઇઉં કે તેના શાગીરદોમાંથી એકે તેને કહીઉં કે, ઓદાવંદ, જેમ ઇઓ-
હાને પોતાના શાગીરદોને શીખવીઉં તેંમ તું પણ હમને દુઆ માગવાને શીખવ.
૨ તારે તેણે તેઓને કહીઉં કે, તમે દુઆ માગો તારે કહો કે, ઓ આસમાન-
માંના હમારા બાપ, તારૂં નામ પાક મનાએ; તારી પાદશાહત આવે; જેમ
આસમાનમાં તેમ જમીન પર પણ તારી મરજી થાએ. ૩ હમારી રોજની રોટલી
આજ હમને આપ. ૪ ને હમારા ગુનાહ હમને માફ કર, કેમકે હમે પણ હમારા
હરેક કરજદારને માફ કરીએછઇએ; ને હમને અજમાએશમાં ના નાંખ, પણ
હમને બુરાથી છોડાવ. ૫ ને તેણે તેઓને કહીઉં કે, તમારામાંનો એવો
કોણ છે કે જેનો દોસત તેની પાસે મધરાતરે જશે, ને તેને કેહેશે કે, દોસત મને
તરણ રોટલી ઉછીની આપ. ૬ કેમકે મારો ભાઇબંદ રસ્તે જતાં મારી પાસે
આવીઓ છે, ને તેની આગલ મુકવાનું મારી પાસે કંઇ નથી. ૭ તારે તે
અંદરથી જવાબ દઇને કેહેશે કે, મને તસદી ના દે, હમણા બારણું બંધ કીધું છે,
ને મારાં છોકરાં મારી પાસે બીછાનાપર છે, વાસતે મારાથી ઉઠીને તને અપાતું
નથી. ૮ હું તમને કહુંછઊં કે તે તેનો દોસત છે તે વાસતે જો તેને આપવા
સારૂ નહીં ઉઠશે, તોપણ તેની આજજીને લીધે તે ઉઠીને તેને જેટલું જોઇએ તેટલું

આપશે. ૯ ને હું તમને કહુંછઊં કે માગો, ને તમને અપાશે, શોધો ને તમે
પામશો, ઠોકો ને તમારે સારૂ ઉઘડાશે. ૧૦ કેમકે હરેક જે માગેછે તે પામેછે,
ને જે શોધેછે તેને જડેછે, ને જે ઠોકેછે તેને સારૂ ઉઘડાશે. ૧૧ ને તમારામાં
કોઈ બાપ હોએ, ને જો દીકરો તેની પાસે રોટલી માગે, તો શું તે તેને પથર
આપશે? ઇઆ જો માછલી માગે, તો શું માછલીને બદલે તેને સાપ આપશે?
૧૨ ઇઆ જો તે ઈંડું માગે, તો શું તેને વીછુ આપશે? ૧૩ એ વાસતે તમે
બુરા છતાં જો પોતાનાં છોકરાંઓને શારી ચીજો આપી જાણોછો, તો તમારો
આસમાની બાપ પોતાથી માગનારાઓને પાક-રૂહ કેટલો વધતો આપશે?
૧૪ અને તે એક દેવને કાહાડતો હતો, ને તે મુંગો હતો; ને એમ થઈઊં
કે દેવ નીકલીઓ તારે તે મુંગો બોલીઓ, ને લોક તાજુબ થઇઆ. ૧૫ પણ
તેઓમાંથી કેટલાએકે કહીઊં કે, દેવોના સરદાર બાલજેબુલની મદદથી દેવોને
તે કાહાડેછે. ૧૬ ને બીજાઓએ અજમાએશ કરવા સારૂ તેની પાસે
આસમાનથી નીશાણી માગી. ૧૭ પણ તેણે તેઓના વીચાર જાણીને તેઓ-
ને કહીઊં કે, જે પાદશાહત પોતાની સામે થાએ, તે ઉજડ થાએછે. ૧૮ ને
જે ઘર પોતાની સામે થાએ, તે પડેછે. ને જો શેતાન પોતે પોતાની સામે
થઇઓ, તો તેની પાદશાહત શી તરેહ કાએમ રેહેશે? કેમકે તમે કહોછો કે
બાલજેબુલની મદદથી હું દેવોને કાહાડુંછઊં. ૧૯ ને જો હું બાલજેબુલની મદદ-
થી દેવોને કાહાડુંછઊં, તો તમારા દીકરા કોહોની મદદથી કાહાડેછે? વાસતે
તેઓ તમારો ઇનસાફ કરશે. ૨૦ પણ જો હું ખોદાની આંગલીએ દેવોને
કાહાડુંછઊં, તો ખોદાની પાદશાહત તમારી પાસે આવી છે. ૨૧ જારે હથીઆર-
બંદ જોરાવર માણસ પોતાની હવેલીની ચોકી કરેછે, તારે તેની માલમતા સલા-
મત રેહેછે. ૨૨ પણ જારે તે કરતાં જોરાવર તેની પાસે આવીને તેને જીહીતે,
તારે જે હથીઆર પર તેણે ભરોસો કીધો તે છીનવી લેછે, ને તેની લુંટ વેહેંચી
આપેછે. ૨૩ જે મારી તરફનો નથી, તે મારે ઉલટો છે; ને જે મારી સાથે
એકઠું નથી કરતો, તે વેરી નાંખેછે. ૨૪ જારે નાપાક-રૂહ માણસમાંથી નીક-
લેછે, તારે ઉજડ ઠેકાણામાં આરામ શોધતો ફરેછે, પણ નહીં પામીઆથી કેહેછે
કે, જેમાંથી હું નીકલીઓ તેજ મારાં ઘરમાં હું પાછો જઇશ. ૨૫ પછી તે
આવીને તેને વાલેલું તથા શોભાવાન જુએછે. ૨૬ તારે તે જઇને પોતાથી
બુરા બીજા સાત રૂહોને સાથે લાવેછે, ને તેઓ તેમાં પેસીને તાંહાં રેહેછે; તારે
તે માણસનો છેલો હાલ પેહેલા કરતાં બુરો થાએછે.

૨૭ અને તે આ વાતો કેહેતો હતો, તારે એમ થઈઊં કે લોકોમાંથી એક
ઓરતે બુમ પાડીને તેને કહીઊં કે, જે પેટે તને રાખીઓ, તથા જે થાનોને તું
ધાવીઓ, તેઓ મુબારક છે. ૨૮ પણ તેણે કહીઊં કે, એ કરતાંને ખોદાનો
કલામ જેઓ શાંભલેછે, ને તેને પાલેછે, તેઓ મુબારક છે.

૨૯ અને મોહોટી ભીડ થવા લાગી તારે તે કેહેવા લાગીઓ કે, આ પેહેડીના
લોક ભુંડા છે; તેઓ નીશાણી શોધેછે, પણ યુનુસ નબીની નીશાણી શીવાએ
બીજી નીશાણી તેઓને અપાશે નહીં. ૩૦ કેમકે જેમ યુનુસ નીનવીઓને
સારૂ નીશાણી હતો, તેમ આદમીનો બેટો આ પેહેડીને સારૂ થશે. ૩૧ દક-
શણની રાણી આ પેહેડીના લોકોની સાથે ઇનસાફને દાહાડે ઉઠશે, ને તેઓને સજા
લાએક ઠરાવશે, કેમકે સુલેમાનની દાનાઇ શાંભલવાને જમીનને છેડેથી તે
આવી; ને જુઓ સુલેમાન કરતાં મોહોટો એક હીઆં છે. ૩૨ નીનવીના
લોક આ પેહેડીની સાથે ઇનસાફને દાહાડે ઉઠશે, ને તેઓને સજા લાએક ઠરા-
વશે, કેમકે યુનુસનાએ વાએજ કીધાથી તેઓએ તોબા કીધો; ને જુઓ,
યુનુસના કરતાં મોહોટો એક હીઆં છે.

૩૩ અને કોઇ ચેરાગ સલગાવીને છુપીઆં મકાનમાં કે માપા તલે નહીં, પણ
અંદર આવનાર રોશની મલવા સારૂ ચેરાગદાની પર મુકેછે. ૩૪ બદનનો
ચેરાગ આંખ છે, વાસ્તે જો તારી આંખ સાફ હોએ, તો તારૂં આખું બદન
રોશનીએ ભરેલું છે; પણ જો બુરી હોએ, તો તારૂં બદન પણ અંધારાંએ ભરે-
લું છે. ૩૫ વાસ્તે તારામાં જે રોશની છે તે અંધારૂં નહીં થાએ એ સારૂ હુશી-
આર રેહે. ૩૬ જો તારૂં આખું બદન રોશનીએ ભરેલું હોએ, ને તેના કોઇ
ભાગમાં અંધારૂં નહીં હોએ, તો રોશની કરનારો ચેરાગ જેમ તને રોશની
આપેછે, તેમ તારૂં આખું બદન રોશનીએ ભરેલું થશે.

૩૭ અને તે બોલતો હતો તારે એક ફરોશીએ દરખાસ્ત કીધી કે તે તેની
સાથે ખાણું ખાએ; ને અંદર જઇને તે ખાવા બેઠો. ૩૮ પણ ખાવા પેહેલાં તે
નાહીઓ નહીં, એ જોઇને ફરોશી તાજુબ થઇઓ. ૩૯ તારે ખોદાવંદે તેને
કહીઊં કે, અએ ફરોશીઓ, તમે થાલી પીઆલું બાહારથી સાફ કરોછો, પણ
અંદરખાને તમે જુલમ તથા બુરાઇથી ભરેલા છો. ૪૦ અએ મુરખો, જેણે
બાહારનું બનાવીઊં તેણે અંદરનું પણ શું નથી બનાવીઊં? ૪૧ પણ એ કરતાં
જે કંઇ તમારૂં છે તેમાંથી ખેરાત કરો, ને જુઓ, બધું તમારે સારૂ પાક છે.
૪૨ પણ તમ ફરોશીઓને અફસોસ છે, કેમકે ફુદનો તથા વરીઆલી તથા હરેક

તરેહની ભાજીનો તમે દશમો ભાગ આપોછો, પણ ઇનસાફ તથા ખોદાનો પીઆર
તમે પડતો મુકોછો; એ કરવાં, ને બીજાં નહીં મુકવાં જોઇતાં હતાં. ૪૩ અએ
ફરોશીઓ, તમને અફસોસ છે; કેમકે એબાદતખાનાઓમાં ઉપલાં મકાનો
તથા ચહુટાંઓમાં સલામો તમે ચાહોછો. ૪૪ અએ શાસતરીઓ તથા
ફરોશીઓ ઢોંગીઓ, તમને અફસોસ છે; કેમકે જે કબરો દેખાતી નથી, ને
જે પર લોકો ચાલતાં જાણતા નથી, તેવા તમે છો.

૪૫ તે વેળા શાસતરીઓમાંના એકે જવાબ આપતાં તેને કહીઊં કે, ઉસ-
તાદ એમ બોલવાથી તું હમને પણ મેણા મારેછે. ૪૬ તારે તેણે કહીઊં કે,
તમો શાસતરીઓને પણ અફસોસ છે, કેમકે ઊંચકવાને મુશકેલ એવા બોજા
લોકો પર તમે લાદોછો, પણ તમે પોતે પોતાની આંગલીઓમાંની એકે તે બોજા-
ઓને અડકતા નથી ૪૭ તમને અફસોસ છે, કેમકે નબીઓની કબરો તમે
બાંધોછો, ને તમારા બાપદાદાઓએ તેઓને મારીનાંખીઆ. ૪૮ તારે તમે
શાહેદી આપોછો કે તમો પોતાના બાપદાદાઓનાં કામ પસંદ કરોછો; કેમકે તેઓ-
એ તેઓને મારીનાંખીઆ, ને તમે તેઓની કબરો બાંધોછો. ૪૯ એ વાસતે
ખોદાની દાનાઇએ પણ એ કહીઊં કે, નબીઓને તથા રસુલોને હું તેઓની
પાસે મોકલીશ, ને તેઓમાંથી કેટલાએકને તેઓ મારીનાંખશે, ને બહુ સતાવશે.
૫૦ વાસતે દુનીઆની શરૂઆતથી કુલે નબીઓનું લોહી જે વેહેવડાઇઊં છે, તેનો
બદલો આ પેહેડીથી લેવાશે. ૫૧ હાબેલનાં લોહીથી તે જાખરીઆ, જે કુરબાન-
ગાહ તથા મંદીરની વચે મારીઓ ગઇઓ, તેનાં લોહી સુધી; હા, હું તમને કહુંછઊં કે
તેનો બદલો આ પેહેડીથી લેવાશે. ૫૨ અએ શાસતરીઓ, તમને અફસોસ છે,
કેમકે એલમની કુંચી તમે લઇગઇઆ છો, તમે પોતે અંદર પેસતા નથી, ને જેઓ
પેસતા હતા તેઓને તમે અટકાવીઆ છે. ૫૩ ને તેઓને આ વાતો તે કેહેતો
હતો, તારે શાસતરીઓ તથા ફરોશીઓએ તેને ઘણો ચીડવવા તથા ઘણી
વાતો બોલાવવા સારૂ તેને છેડીઓ. ૫૪ ને તેની તલાશમાં રેહેતાં તેનાં
મોહોની કોઈ વાત પકડવાનું કીધું, એ સારૂ કે તેઓ તેના પર તોહોમત મુકે.

## બાબ બારમો.

**અને** હજારો લોક એકઠા થઇઆ, એવા કે તેઓ એક બીજા પર
પડતા હતા, તારે તે પોતાના શાગીરદોને કેહેવા લાગીઓ કે, તમે પેહેલાં ફરોશ-
શીઓનાં ખમીરથી હુશીઆર રહો, જે ઢોંગ છે. ૨ કેમકે જે પરગટ નહીં કરાશે,

એવું કંઇ ઢાંકેલું નથી, ને જે જણાશે નહીં, એવું કંઈ ગુપત નથી. ૩ વાસતે
તમે અંધારામાં જે કંઈ કહીઊં છે, તે રોશનીમાં શંભલાશે; ને એકાંતમાં જે
કંઈ તમે કાનમાં કહીઊં છે, તે ધાબાઓ પર પરટ કરાશે. ૪ ને ઓ મારા
દોસતો, હું તમને કહુંછઊં કે, જેઓ બદનને મારીનાંખેછે, ને એપછી તેઓથી
બીજું કંઈ કરાતું નથી, તેઓથી તમે ના બીહો. ૫ પણ તમારે કોણથી બીહીવું
એ હું તમને બતાવુંછઊં, મારીનાંખીઆ બાદ દોજખમાં નાંખવાનો જેને
એખતીઆર છે તેનાથી બીહો, હા, હું તમને કહુંછઊં કે તમે તેથી બીહો. ૬ બે
સવાઇઆની શું પાંચ ચકલીઓ વેચાતી નથી? ને તેઓમાંની એક પણ ખોદાની
આગલ વીસરાતી નથી. ૭ પણ તમારા માથાંના સરવ નીમાલાઓ પણ
ગણેલા છે, વાસતે તમે બીહો ના; ઘણી ચકલીઓ કરતાં તમે મુલવાન છો. ૮ ને
હું તમને કહુંછઊં કે માણસોની આગલ જે કોઈ મને કબુલ કરશે, તેને આદમીનો
બેટો પણ ખોદાના ફીરશતાઓની આગલ કબુલ કરશે. ૯ પણ માણસોની
આગલ મારો જે ઈનકાર કરશે તેનો ઈનકાર ખોદાના ફીરશતાઓની આગલ
કરાશે. ૧૦ ને જે કોઈ આદમીના બેટાને ઊલટી વાત કેહેશે, તે તેને માફ કરાશે;
પણ પાક-રૂહને ઊલટું જે કોઈ કુફર બકશે, તે તેને માફ નહીં કરાશે. ૧૧ ને જારે
એબાદતખાનાઓમાં તથા હાકેમોની તથા એખતીઆર વાલાઓની આગલ
તેઓ તમને લઇ જાએ, તારે તમે કેહેવો ઈઆ શો જવાબ આપશો, ઈઆ
શું કેહેશો, એની ચીંતા ના કરો; ૧૨ કેમકે જે કેહેવું જોઈએ, તે તેજ ઘડી
પાક-રૂહ તમને શીખવશે.

૧૩ અને લોકોમાંથી એકે તેને કહીઊં કે, ઉસતાદ, વારસો મારી સાથે વેહેંચી
આપવાનું મારા ભાઇને કેહે. ૧૪ ને તેણે કહીઊં કે, અએ આદમી, મને
તમારો ઈનસાફ કરનાર ઈઆ તમારૂં વેહેંચી આપનાર કોણે ઠરાવીઓ છે? ૧૫ ને
તેણે તેઓને કહીઊં કે, તમે ખબરદાર રેહો, ને લોભ ના કરો; કેમકે માણસની
જીંદગી તેની ઘણી દોલતમાં નથી. ૧૬ તેણે તેઓને આ તમસીલ કહી કે,
એક દોલતમંદની ખેતીએ ઘણી ઉપજ આપી. ૧૭ તારે તેણે પોતાનાં દીલમાં
વીચારીને કહીઊં કે, હું શું કરૂં? કેમકે મારી ઉપજ મુકવાને મને જગીઆ
નથી. ૧૮ તારે તેણે કહીઊં કે, હું એમ કરીશ, હું મારી વખારોને પાડીનાંખીશ,
ને તેઓ કરતાં મોહોટી બાંધીશ; ને મારી બધી ઉપજ તથા માલમતા તાંહાં
ભરીશ. ૧૯ ને હું મારા જીવને કહીશ કે, અએ જીવ, ઘણાં વરસોને સારૂ તારી
બહુ માલમતા ભરેલી છે; ચેન કર, ખા, પી, ને ખુશી કર. ૨૦ પણ ખોદાએ

તેને કહીઉં કે, અરે મુરખ, આજ રાતે તારો જીવ તારી પાસેથી મંગાશે, તારે
તેં જે તઇઆર કીધાં છે, તે કોહોનાં થશે? ૨૧ જે પોતાને સારૂ દોલત એકઠી
કરેછે, ને ખોદાની તરફ દોલતમંદ નથી, તે તેવોજ છે.

૨૨ અને તેણે પોતાના શાગીરદોને કહીઉં કે, એ વાસતે હું તમને કહુંછઉં
કે, પોતાના જીવને સારૂ ચીંતા ના કરો, કે શું ખાઇશું, ને બદનને સારૂ કે શું
પેહેરીશું. ૨૩ જીવ ખોરાકથી, ને બદન લુગડાંથી મોહોટું છે. ૨૪ કાગડા-
ઓનો વીચાર કરો, કેમકે તેઓ નથી વાવતા, ને નથી કાપતા, તેઓને ભંડાર
નથી, ને વખાર નથી; તોપણ ખોદા તેઓનું પાલણ કરેછે; તો પકશીઓ
કરતાં તમે કેટલા વધતા મુલવાન છો? ૨૫ ને ચીંતા કરીને પોતાનાં
કદને એક હાથભર વધારવાને તમારામાંનો કોણ કુવતમંદ છે? ૨૬ વાસતે
જો તમે સહુથી નાહાનું કરી નથી શકતા, તો બાકીનાઓ બાબત કેમ
ચીંતા કરોછો? ૨૭ તમે ફુલ જાહાડોના વીચાર કરો; તેઓ કેહેવાં વધેછે,
તેઓ મેહેનત નથી કરતાં, તેઓ કાંતતાં નથી, ને હું તમને કહુંછઉં કે સુલીમાન
પણ પોતાના આખા જહોજલાલમાં તેઓમાંના એકના જેવો સણગારેલો નહીં
હતો. ૨૮ તો જે ઘાસ આજ મેદાનમાં છે, ને કાલે ભઠીમાં ફેંકાએછે, તેને
જો ખોદા એમ પેહેરાવેછે, તો અરે કમ એતકાદીઓ, તમને તે કેટલું વધતું
પેહેરાવશે? ૨૯ ને તમે શું ખાઓ, ઇઆ શું પીઓ, એની તલાશ ના કરો,
ને શક ના લાવો. ૩૦ કેમકે એ કુલે ચીજોને દુનીઆના લોકો શોધેછે; પણ
તમારો બાપ જાણેછે કે તમને એ ચીજોનો ખપ છે. ૩૧ પણ એ કરતાં તમે
ખોદાની પાદશાહત શોધો, ને એ તમામ ચીજો તમને અપાશે. ૩૨ અરે
નાહાનાં ટોલાં, બીહો ના, કેમકે તમને પાદશાહત આપવાને તમારા બાપની મરજી
છે. ૩૩ જે તમારાં તે વેચો, ને ખેરાત કરો, પોતાને સારૂ જુની નહીં થનારી
કોથલીઓ, ઇઆને અખુટ દોલત, આસમાનમાં તઇઆર કરો, જાંહાં ચોર
નથી આવતો, ને કીડો ખરાબ નથી કરતો. ૩૪ કેમકે જાંહાં તમારી દોલત
છે, તાંહાં તમારાં દીલ પણ લાગશે. ૩૫ તમારી કમરો બાંધેલી, ને મશાલો
સલગાવેલી રાખો. ૩૬ ને જેઓ પોતાનો ધણી લગનમાંથી કાહારે પાછો
આવશે, કે તે આવીને ઠોકે તાહારેજ તેને સારૂ તેઓ ઉઘાડે, એવી તેની રાહ
જુએછે, તે માણસોના જેવા તમે થાઓ. ૩૭ ધણી આવીને જે ચાકરોને
ચોકી કરતા જોશે તેઓ મુબારક છે. હું તમને બચીત કહુંછઉં કે તે પોતે કમર
બાંધશે, ને તેઓને ખાવા બેસાડશે, ને પાસે આવીને તેઓની ખીદમત કરશે.

૩૮ ને જો તે બીજે પોહોરે આવશે, કે તીજે પોહોરે આવશે, ને એમજ જોશે,
તો તે ચાકરો મુબારક છે. ૩૯ ને એ જાણો, કે જો ઘરધણી જાણતે કે ચોર
કહી ઘડી આવનાર છે, તો તે ચોકી કરતે, ને પોતાનાં ઘરમાં ખાતર પાડવા
નહીં દેતે. ૪૦ વાસતે તમે પણ તઇઆર થાઓ; કેમકે જે ઘડી તમે નથી
ધારતા, તેમાં આદમીનો બેટો આવેછે.

૪૧ અને પીતરે તેને કહીઉં કે, ઓદાવંદ, એ તમસીલ તું હમને, કે સરવને
કેહેછે? ૪૨ તારે ઓદાવંદે કહીઉં કે, અમાંનતદાર તથા દાનાવ ચાકર જેને તેનો
ધણી પોતાના ઘરનાંઓને વખતે વખત ખોરાક આપવાને ઠરાવશે, તે કોણ છે?
૪૩ જે ચાકરને પોતાનો ધણી આવીને એમ કરતો જોશે, તે મુબારક છે. ૪૪ હું
તમને સાચું કહુંછઉં કે તે પોતાની બધી મીલકત પર તેને મુકરર કરશે. ૪૫ પણ
જો તે ચાકર પોતાનાં દીલમાં કેહે કે મારો ધણી આવતાંવાર લગાડેછે, ને ચાક-
રોને તથા ચાકરડીઓને મારવા, તથા ખાવા પીવા, તથા મસત થવા લાગશે,
૪૬ તો જે દાહાડે તે રાહ જોતો નથી, ને જે ઘડી તે જાણતો નથી, તેમાં તે
ચાકરનો ધણી આવશે, ને તેને કાપીનાંખશે, ને બેઇમાનોની સાથે તેનો હીસો
ઠરાવશે. ૪૭ ને જે ચાકરે પોતાના ધણીની મરજી જાણી, પણ તઇઆર નહીં
થઇઓ, ને તેની મરજી પરમાણે નહીં કીધું, તે બહુ માર ખાશે. ૪૮ પણ જે
જાણતો નહીં હતો, ને માર ખાવાને લાએક કામ કીધું, તે થોડા માર ખાશે.
કેમકે જે હરેકને ઘણું આપેલું છે, તેની પાસેથી ઘણું મંગાશે; ને જેની પાસે
બહુ મુકેલું છે, તેની પાસેથી જીઆદા મંગાશે.

૪૯ જમીન પર આગ લગાડવા હું આવીઓ છઉં; ને તે હમણા સલગી
હોએ તો હું શું ચાહુંછઉં? ૫૦ પણ મારે પામવાનું એક બાપતીસમા છે, ને
તેના પુરા થવા સુધી મને કેવી તંગી લાગેછે! ૫૧ શું તમે એમ ધારોછો કે
હું જમીન પર શાંતી આપવાને આવીઓ છઉં? હું તમને કહુંછઉં કે, ના; પણ
તે કરતાં ફુટ પાડવા. ૫૨ કેમકે અવેથી એક ઘરમાં પાંચ મધે ફુટ પડશે, તરણ
બેની સામા, ને બે તરણની સામા થશે. ૫૩ બાપ દીકરા સામો, ને દીકરો
બાપની સામો; મા દીકરીની સામી, ને દીકરી માની સામી; સાશુ પોતાની વહુની
સામી, ને વહુ પોતાની સાશુની સામી થશે.

૫૪ અને તે લોકોને કેહેવા લાગીઓ કે, તમે પશ્ચમથી વાદલી આવતી
જુઓછો, તારે તુરત કહોછો કે ઝાપટું આવશે, ને એમજ થાએછે. ૫૫ ને
દકશણનો વા વાએછે, તારે તમે કહોછો કે ગરમી થશે, ને એમજ થાએછે.

૫૬ અએ ઢોંગીઓ, તમે આસમાન તથા જમીનની સુરત પીછાની શકોછો,
પણ આ જમાનાને તમે કેમ પીછાનતા નથી? ૫૭ ને જે વાજબી છે તે તમે
પોતે કેમ નથી ઠરાવતા? ૫૮ જારે તું તારા વાદીની સાથે હાકમની પાસે જા-
એછે, તારે રસતામાં કોશેસ કર તેથી છુટી જાએ, રખે તે તને હાકમની પાસે
ખેંચે, ને હાકમ તને ચોપદારને સોંપે, ને ચોપદાર તને કેદખાનામાં નાંખે. ૫૯ હું
તને કહુંછઊં કે, બાકીની દમડી પણ પાછી નહીં આપેશ, તાંહાં સુધી તું
તાંહાંથી નહીં નીકલશે.

## બાબ તેરમો.

**અને** તે વેલા કેટલાએક તાંહાં હતા તેઓએ ગાલીલીઓ બાબત
તેને કહીઊં, જેઓનું લોહી પીલતે તેઓની કુરબાની સાથે મેલવીઊં હતું. ૨ તારે
ઈસુએ જવાબમાં તેઓને કહીઊં કે, શું તમે એમ ધારોછો કે તે ગાલીલીઓએ
એટલાં સહીઆં વાસતે સરવ ગાલીલીઓ કરતાં તેઓ પાપી હતા? ૩ હું તમને
કહુંછઊં કે ના; પણ જો તમે તોબા નહીં કરો, તો તમે સહુ તેમજ હલાક
થશો. ૪ ઈઆ જે અરાડના પર સીલોઆના બુરજે પડીને તેઓને મારી-
નાંખીઆ, તેઓ ઈરૂશાલેમમાંના બધા રેહેનારો કરતાં પાપી હતા, એમ તમે
ધારોછો કે શું? ૫ હું તમને કહુંછઊં કે ના; પણ જો તમે તોબા નહીં કરો, તો
તમે બધા તેમજ હલાક થશો.

૬ અને તેણે એ તમસીલ કહી કે, એક જણની વાડીમાં એક અંજીરનું
જાહાડ રોપીઊં હતું, ને તેણે આવીને તે પર ફલ શોધીઆં, પણ કંઈ જડીઊં નહીં.
૭ તારે તેણે માલીને કહીઊં કે, જો, તરણ વરશ થઈઆં આ અંજીરી પર ફલ
શોધતો હું આવુંછઊં, પણ મને જડતું નથી; એને કાપીનાંખ, શા સારૂ એ
ભોંએને રોકી રાખેછે? ૮ ને તેણે જવાબમાં તેને કહીઊં કે, અએ સાહેબ,
આ વરશામાં પણ એને રેહેવાદે, હીઆં સુધી કે હું એની આસપાસ ખોદું,
ને ખાતર નાંખું; ૯ ને જો તે ફલ આપે તો શારૂં, ને નહીં, તો પછી તું એને
કાપીનાંખજે.

૧૦ અને એક એબાદતખાનામાં સબતને દાહાડે તે વાએજ કરતો હતો.
૧૧ તારે જુઓ, તાંહાં એક ઓરત હતી, જેને અરાડ વરશ થઈઆં નબલા-
ઈનો રૂહ હતો, ને તે કુબડી થઈગઈ હતી, ને કોઈ પરકારે સમી થઈ નહીં શકી.
૧૨ ને ઈસુએ તેને કહીઊં કે, અએ ઓરત, તું તારી નબલાઈથી છુટી છે.

૧૩ ને તેણે તે પર હાથ મુક્યા, ને તુરત તે પાછી સમી થઈગઈ, ને ખોદાની
તારીફ કીધી. ૧૪ પણ ઈસુએ સબતને દાહાડે સમી કીધી, વાસતે એબાદત-
ખાનાના હાકમે ગુસે ભરાઈને જવાબમાં લોકોને કહીઉં કે, એવા છ દાહાડા છે,
જેમાં કામ કરવાં રવા છે,વાસતે તેમાં તમે આવીને સમા કરાઓ; પણ સબત-
ને દાહાડે નહીં. ૧૫ તારે ખોદાવંદે તેને જવાબમાં કહીઉં કે, અઓ ઢોંગી,
તમારામાંનો હરેક સબતને દાહાડે પોતાના બલદ કે ગધેડાંને શું ગભાણમાંથી
છોડીને પાવા લઈ નથી જતો? ૧૬ ને જુઓ, એ ઈબરાહીમની દીકરી છતાં,
જેને અરાડવરસ થઈઆં શેતાને બાંધી રાખી હતી, તેને સબતને દાહાડે શું એ
બંધનથી છોડવવી નહીં જોઈએ? ૧૭ ને તેણે એ વાતો કહી, તારે તેના
સરવ દુશમનો શરમાઈઆ, ને તેથી જે સરવ કરામતનાં કામ થઈઆં તેથી
બધા લોકો ખુશ થઈઆ.

૧૮ અને તેણે કહીઉં કે, ખોદાની પાદશાહત શા સરખી છે? ને હું તેને શાની
તમસીલ આપું? ૧૯ તે પીલુનાં બીજ જેવી છે, જેને એક જણે લઈને પોતાની
વાડીમાં નાંખીઉં, ને તે ઉગીઉં, ને એવું મોહોટું જાહાડ થઈઉં કે આસમાનનાં
પરંદાઓએ તેની ડાલીઓ પર વસતી કીધી.

૨૦ અને વલી તેણે કહીઉં કે, ખોદાની પાદશાહતને હું શાની તમસીલ આપું?
૨૧ તે ખમીરના સરખી છે, જેને એક ઓરતે લઈને તે બધું ખમીરવાલું
થાએ, તાંહાં સુધી આટાનાં તરણ માપામાં ઘાલી મુકીઉં.

૨૨ અને તે વાએજ કરતો, તથા ઇરૂશાલેમની તરફ મુસાફરી કરતો, શેહેરે
શેહેર તથા ગામે ગામ ફરીઓ. ૨૩ તારે એકે તેને કહીઉં કે, ખોદાવંદ,
તારણ પામનારા શું થોડા છે? ૨૪ ને તેણે તેઓને કહીઉં કે, તમે સાંકડે બારણેથી
પેસવાનો કોશેસ કરો, કેમકે હું તમને કહુંછઉં કે અંદર પેસવા ઘણા ચાહાશે,
પણ શકશે નહીં. ૨૫ જારે ઘરધણીએ ઉઠીને બારણું દીધું, ને તમે બાહાર
ઉભા રહીને બારણું ઠોકવા લાગીને કેહેશો કે, અઓ સાહેબ, સાહેબ, હમારે
સારૂ ઉઘાડ, ને તે જવાબમાં તમને કેહેશે કે, હું તમને ઓલખતો નથી કે તમે
કાંહાંના છો. ૨૬ તારે તમે કેહેવા લાગશો કે, હમે તારી સામા ખાધું પીધું છે,
ને તેં હમારા રસતાઓમાં વાએજ કીધું છે. ૨૭ પણ તે કેહેશે, હું તમને
કહુંછઉં કે, હું તમને ઓલખતો નથી કે કાંહાંના છો; ઓ બુરાં કામ કરનારાઓ,
તમે સરવ મારી પાસેથી જાઓ. ૨૮ ઈબરાહીમને તથા ઈસહાકને તથા
યાકુબને, તથા બધા નબીઓને ખોદાની પાદશાહતમાં, ને પોતાને બાહાર

ફેંકાએલા, એમ જારે તમે જોશો, તારે રડવું તથા દાંત પીસવું થશે. ૨૯ ને
પુરવ પશ્ચમથી, તથા ઉતર દકશણથી, તેઓ આવશે, ને ખોદાની પાદશાહત-
માં બેસશે. ૩૦ ને જુઓ, જેઓ પેહેલા છે, તેઓ છેલા થશે; ને જેઓ
છેલા છે, તેઓ પેહેલા થશે.

૩૧ તેજ દાહાડે કેટલાએક ફરોશીઓએ પાસે આવીને તેને કહીઉં કે, તું
નીકલીને હીઆંથી ચાલીઓ જા, કેમકે હેરોદ તને મારીનાંખવાનુંચાહેછે. ૩૨ પણ
તેંણે તેઓને કહીઉં કે, તમે જઇને તે લોકડીને કહો કે, જો દેવોને હું કાહાડું
છઉં, ને આજ તથા કાલે સમા કરી લઉંછઉં, ને તીજે દાહાડે હું પુરો કરાઇશ.
૩૩ તોપણ આજ ને કાલે ને પરમદાહાડે મારે ફરવાની જરૂર છે, કેમકે ઇરૂશાલેમ-
થી નબી મારીઓ જાએ એ નથી થઇશકતું. ૩૪ અએ ઇરૂશાલેમ, ઇરૂશાલેમ,
તું જે નબીઓને મારીનાંખેછે, ને તારી પાસે મોકલેલાઓને પથરે મારેછે; જેમ
મુરઘી પોતાનાં બચાંને પાંખ તલે એકઠાં કરેછે, તેમ તારાં છોકરાંને એકઠાં કર-
વાને મેં કેટલીવાર ચાહીઉં; પણ તમે ચાહીઉં નહીં! ૩૫ જુઓ, તમારૂં ઘર
તમારે સારૂ ઉજડ મુંકીઉં છે, ને હું તમને ખચીત કહુંછઉં કે, ખોદાવંદનાં નામથી
જે આવેછે તે મુબારક છે, એમ તમે કેહેશો એવો વખત આવશે, તાંહાં સુધી
તમે મને નહીં જોશો.

## બાબ ચઊદમો.

**અને** સબતને દાહાડે ફરોશીઓના મોહોટાઓમાંથી એકને ઘેર તે
ખાવા જતો હતો, તારે એમ થઇઉં કે તેઓએ તેના પર જોઇઆ કીધું. ૨ ને
જુઓ, જલંધરવાલું એક માણસ તેની આગલ હતું. ૩ ને ઇસુએ જવાબ
આપીને શાસતરીઓને તથા ફરોશીઓને કહીઉં કે, સબતને દાહાડે સમા કરવું
શું રવા છે? ૪ તારે તેઓ ચુપ રહીઆ, પછી તેણે તેને લઇને સમો કીધો, ને
જવા દીધો. ૫ તારે તેઓને જવાબ દઇને કહીઉં કે, જેનું ગધેડું ઇઆ બલદ
ખાડામાં પડશે, ને સબતને દાહાડે તુરત તેને બાહાર નહીં કાહાડશે, એવો તમા-
રામાં કોણ છે? ૬ તારે એ બાબત તેઓ તેને ઉલટો જવાબ દઇ નહીં શકીઆ.
૭ અને ઇજન પામેલાઓએ મુખી બેઠકો કેવી પસંદ કરી લીધી, એ જોઇને
તેણે તેઓને તમસીલમાં કહીઉં કે, ૮ તું જારે લગનમાં કોઇથી ઇજન પામે,
તારે મુખી બેઠક પર ના બેસ, રખે તારા કરતાં કોઈ વધતી આબરૂવાલો તેનાથી
ઇજન પામેલો હોએ. ૯ ને જેણે તને તથા તેને ઇજન કીધું, તે આવીને તને કેહે

કે, ઍને જગીઆ આપ, તારે તું શરમથી નીચી જગીઆમાં બેસવા જશે.
૧૦ પણ જારે તું ઈજન પામે તારે જઈને નીચી જગીઆમાં બેસ, કે જેણે તને
ઈજન કીધું હોઍ તે જારે આવીને તને કેહે કે, દોસત ઉપર આવ, તારે તારી
સાથે બેસનારાઑની આગલ તને આબરૂ મલે. ૧૧ કેમકે જે કોઈ પોતાને
ઉંચો કરેછે, તે નીચો કરાશે; ને જે પોતાને નીચો કરેછે, તે ઉંચો કરાશે. ૧૨ ને
જેણે તેને ઈજન કીધું હતું, તેને પણ તેણે કહીઉં કે, દીસે ઈઆ રાતે જારે તું
ખાણું કરે, તારે તારા દોસતોને કે તારા ભાઈઑને કે તારાં સગાંને કે દોલતમંદ
પડોસીઑને ના તેડ; રખે તેઑ તને પણ પાછો તેડે, ને તું બદલો પામે.
૧૩ પણ તું ખાણું કરે તારે દરીદરીઑને, ટુંડાઑને, લંગડાઑને, તથા આંધ-
લાઑને તેડ. ૧૪ ને તું મુબારક થશે, કારણ કે તેઑ તને બદલો આપી
નથી શકતા; પણ રાસતોની કીઆમતમાં તને બદલો અપાશે.

૧૫ અને પાસે બેસનારાઑમાંથી ઍકે ઍ વાતો શાંભલીને તેને કહીઉં કે,
ખોદાની પાદશાહતમાં જે રોટલી ખાશે તે મુબારક છે. ૧૬ તારે તેણે તેને
કહીઉં કે, ઍક શખસે મોહોટું ખાણું કીધું, ને ઘણાને બોલાવીઆ. ૧૭ ને
ખાવાને વખત ઈજન પામેલાઑને કેહેવાને પોતાનો ચાકર મોકલીઑ કે, આવો,
કેમકે અવે બધું તઈઆર છે. ૧૮ તારે બધાઍ ઍક સંપથી બાહાનાં કાહા-
ડવા માંડીઆં; પેહેલાઍ તેને કહીઉં કે, મેં ખેતર વેચાતું લીધું છે, ને મારે જઈને
તે જોવાની જરૂર છે: હું તારી અરજ કરૂંછઉં કે મને માફ કર. ૧૯ ને બીજાઍ
કહીઉં કે, મેં પાંચ જોડ બલદ વેચાતા લીધા છે, ને તેઑને અજમાવાને હું
જાઉંછઉં: હું તારી અરજ કરૂંછઉં કે મને માફ કર. ૨૦ ને બીજાઍ કહીઉં કે, હું
પરણીઓ છઉં, ઍ સબબથી હું આવી નથી શકતો. ૨૧ તારે તે ચાકરે આવીને
પોતાના ધણીને ઍ ખબર કહી; ને તે ઘરધણી ગુસે થઈઓ, ને પોતાના
ચાકરને કહીઉં કે, શેહેરના રસતાઑમાં, તથા ગલીઑમાં તુરત જા, ને દરી-
દરીઑને તથા ટુંડાઑને તથા લંગડાઑને તથા આંધલાઑને હીઆં લાવ.
૨૨ ને ચાકરે કહીઉં કે, સાહેબ, જેમ તેં હુકમ કીધો, તેમ થઈઉં છે; તોપણ
હજી જગીઆ છે. ૨૩ તારે ધણીઍ ચાકરને કહીઉં કે, મારૂં ઘર ભરાઈ જાઍ
વાસતે રસતાઑમાં તથા વાડાની તરફ જા, ને તેઑને જોરથી લાવ. ૨૪ કેમકે હું
તમને કહુંછઉં કે, જે બોલાઈઆ હતા તેઑમાંનો કોઈ મારૂં ખાણું નહીં ચાખશે.

૨૫ અને ઘણા લોક તેની સાથે જતા હતા, તારે તેણે ફરીને તેઑને કહીઉં
કે, ૨૬ અગર કોઈ મારી તરફ આવેછે, ને પોતાના બાપ તથા મા તથા બઈ-

એર તથા છોકરાં તથા ભાઇઓ તથા બેહેનોની, તથા પોતાના જીવની પણ
દુશમની કરતો નથી, તે મારો શાગીરદ થઈ નથી શકતો. ૨૭ ને જે કોઇ
પોતાનો કરૂસ ઉંચકીને મારી પાછલ નથી આવતો, તે મારો શાગીરદ થઈ નથી
શકતો. ૨૮ કેમકે તમારામાં એવો કોણ છે કે બુરજ બાંધવા ચાહાતાં પેહેલાં
ખરચ ગણવા નથી બેસતો, કે પોતાની પાસે તે પુરો કરવાનું છે કે નહીં?
૨૯ રખે પાઇઓ નાંખીઆ પછી તે પુરો કરી શકે નહીં, ને સરવ જે જુએ
તેઓ તેની મશકરી કરવા લાગીને કેહે કે, ૩૦ એ માણસે બાંધવા માંડીઉં,
પણ પુરૂં કરી નહીં શકીઓ. ૩૧ ઇઆ એવો કોણ પાદશાહ છે, કે બીજા પાદ-
શાહ સાથે લડાઈ કરવા જનાર છે, તારે બેસીને પેહેલાં મનસુબો નથી કરતો,
કે જે વીશ હજાર લઇને મારી સામે આવેછે તેની સામે હું દશ હજાર સાથે થઈ
શકસ કે નહીં? ૩૨ નહીં તો બીજો હજી ઘણો આઘો છે તારે તે પેગામ મોકલીને
સલાહ કરવાને માગેછે. ૩૩ તે પરમાણે તમારામાંનો જે કોઇ પોતાનું સરવ મુકી
નથી દેતો, તે મારો શાગીરદ થઈ નથી શકતો. ૩૪ નમક શારૂં છે, પણ જો નમક
બેલજત થઇઉં તો તે શાથી સવાદદાર કરાશે? ૩૫ ભોંએને વાસતે ઇઆ
ખાતરને વાસતે તે લાએક નથી, પણ લોક તેને બાહાર ફેંકી દેછે. જેને શાંભ-
લવાના કાન છે તે શાંભલે.

## બાબ પંદરમો.

**અને** તેનું શાંભલવા સારૂ બધા મેહસુલ લેનારાઓ તથા પાપીઓ
તેની પાસે આવીઆ. ૨ ને ફરોશીઓએ તથા શાસતરીઓએ કચકચ કરીને
કહીઉં કે, આ શખસ પાપીઓની મુલાકત કરેછે, ને તેઓની સાથે ખાએછે.
૩ ને તેણે તેઓને એ તમસીલ કહી કે, ૪ તમારામાં એવું કહીઉં માણસ
છે કે જેને શો ગેટાં હોએ, ને જો તેઓમાંથી એક ખોવાઇઉં ગઇઉં, તો તે
નવાણુંને રાનમાં મુકીને તે ખોવાએલું જડે તાંહાં સુધી તેને શોધવા નહીં જશે?
૫ ને જડીઆ પર તેને હરખાતો પોતાની ખાંધો પર મુકીને લાવેછે. ૬ ને ઘર
આવીને દોસતોને તથા પડોસીઓને બોલાવીને તેઓને કેહેછે કે, મારૂં ખોવા-
એલું ગેટું જડીઉં છે, વાસતે તમે મારી સાથે ખુશી કરો. ૭ હું તમને કહુંછઉં કે
એમજ નવાણું રાસતો જેઓને તોબા કરવાની જરૂર નથી, તેઓ કરતાં તોબા
કરનાર એક પાપીને વાસતે આસમાનમાં થશે. ૮ ઇઆ એવી કહી ઓરત છે
જેને દશ પાવલી છે, ને જો તે એક પાવલી ખોએ, તો ચેરાગ કરીને ઘર વાલીને

તે જડે તાંહાં સુધી શારીપડે શોધ કરતી નથી? ૯ ને જડીઆ પર દોસતોને તથા
પડોસીઓને બોલાવીને કેહેછે કે, જે પાવલી મેં ખોઇ હતી તે મને જડી, વાસતે
તમે મારી સાથે ખુશી કરો. ૧૦ હું તમને કહુંછઊં કે એમજ ખોદાના ફીરશ-
તાઓ આગલ એક તોબા કરનાર પાપીને વાસતે ખુશી થાએછે.
૧૧ એને તેણે કહીઊં કે, એક શખસને બે દીકરા હતા. ૧૨ ને તેઓમાંના
નાહાનાએ બાપને કહીઊં કે, અએ બાપ, માલમતામાંથી જે હીસો મને પોહોંચેછે
તે મને આપ; તારે તેણે માલમતા તેઓને વેહેંચી આપી. ૧૩ ને થોડાએક
દાહાડા બાદ નાહાના દીકરાએ બધું એકઠું કરીને એક દુર મુલકની સફર કરવા
ગઇઓ, ને તાંહાં રાગરંગમાં પોતાની દોલત ઉડાવી નાંખી. ૧૪ ને તેણે બધું
ખરચી નાંખીઊં, તારે તે મુલકમાં મોહોટો દકાલ પડીઓ, ને તે મોહોતાજ થવા
લાગીઓ. ૧૫ તારે તે શેહેરના એક રેહેવાસી પાસે તે ગઇઓ, ને તેણે પોતા-
નાં ખેતરમાં ડુકરો ચરાવવાને તેને મોકલીઓ. ૧૬ ને ડુકરો ખાતાં હતાં તે
છોતરાંએ તેણે પોતાનું પેટ ભરવા બહુ ચાહીઊં; પણ કોઇએ કંઈ આપીઊં નહીં.
૧૭ ને તે હોશમાં આવીઓ તારે તેણે કહીઊં કે, મારા બાપના કેટલા મજુરોને
પુરી પડીને વધે એટલી રોટલી છે, પણ હું ભુખે મરૂંછઊં. ૧૮ હું ઊઠીને મારા
બાપ પાસે જાઊં, ને તેને કહું કે, અએ બાપ, મેં આસમાનને ઊલટો તથા તારી
સામા ગુનાહ કીધો છે. ૧૯ ને અવેથી હું તારો દીકરો કેહેવાવા લાએક નથી;
તારા મજુરોમાંના એકના જેવો મને રાખ. ૨૦ એ બાદ તે ઊઠીને પોતાના
બાપ પાસે આવીઓ, પણ તે હજી ઘણો દુર હતો, તારે તેના બાપે તેને
જોઇને રહમ ખાધો, ને નજદીક દોડીને તેને ગલે વલગીઓ, ને તેને ચુમી-
ઓ. ૨૧ ને દીકરાએ તેને કહીઊં કે, અએ બાપ, મેં આસમાનને ઊલટો તથા
તારી શામા ગુનાહ કીધો છે, ને અવેથી હું તારો દીકરો કેહેવાવવા લાએક નથી.
૨૨ પણ બાપે પોતાના ચાકરોને કહીઊં કે, ઊમદો પોશાક લાવીને એને પેહેરાવો,
ને એને હાથે વીટી, ને પગમાં જોડા પેહેરાવો. ૨૩ ને પાલેલા વાછડાને લાવીને
મારો, કે હમે ખાઇને ખુશી કરીએ. ૨૪ કેમકે આએ મારો દીકરો મુઓ
હતો, પણ પાછો જીવતો થઇઓ છે, ને ખોવાઇઓ હતો, પણ જડીઓ છે;
ને તેઓ ખુશી કરવા લાગીઆ. ૨૫ ને તેનો વડો દીકરો ખેતરમાં હતો, તે
જારે ઘરની પાસે આવીઓ તારે તેણે ગાવાનો તથા નાચનો આવાજ શાંભલી-
ઓ. ૨૬ ને તેણે ચાકરોમાંથી એકને પાસે તેડીને પુછીઊં કે, આએ શું છે?
૨૭ ને તેણે તેને કહીઊં કે, તારો ભાઈ આવીઓ છે, ને તારો બાપ તેને

પાછો સહી સલામત પામીઓ વાસતે તેણે પાલેલો વાછડો મારીઓ છે.
૨૮ ને તે ગુસે થઇઓ, ને અંદર જવાને ચાહીઉં નહીં, તારે તેના બાપે બાહાર
આવીને તેને સમજાવીઓ. ૨૯ પણ તેણે જવાબમાં બાપને કહીઉં કે, જો,
આટલાં વરશ થઇઆં હું તારી ખીદમત કરૂંછઉં; ને કદી તારો હુકમ મેં રદ નથી
કીધો, તોપણ મારા દોસતોની સાથે ખુશી કરવાને બકરીનું એક બચું પણ તેં
કદી મને આપીઉં નથી. ૩૦ પણ તારો આએ દીકરો, જેણે તારી દોલત રંડોની
સાથે ખાઇનાંખી, તેના આવતાંજ તેં તેને સારૂ પાલેલો વાછડો મારીઓ. ૩૧ ને
તેણે તેને કહીઉં કે, દીકરા, તું મારી સાથે હમેશ છે, ને કુલે જે મારૂં, તે તારૂં
છે. ૩૨ પણ આપણને હરખાવવાને તથા ખુશી કરવાને જરૂર થઇ છે, કારણ
કે આ તારો ભાઇ મુઓ હતો, પણ પાછો જીવતો થઇઓ, ને એ ખોવાઇઓ
હતો, પણ જડીઓ છે.

## બાબ શોલમો.

**અને** તેણે પોતાના શાગીરદોને એ પણ કહીઉં કે, એક દોલતમંદ
માણસ હતો, જેને એક કારભારી હતો, ને તેણે તેનો માલ ઉડાવી દીધો એવો
ગીલો તેના ઉપર થઇઓ. ૨ તારે તેણે તેને તેડીને તેને કહીઉં કે, આએ જે
તારી બાબત હું શાંભલુંછઉં તે શું? તારા કારભારનો હીસાબ આપ, કેમકે અવેથી
તું કારભાર નહીં કરશે. ૩ તારે કારભારીએ પોતાનાં દીલમાં કહીઉં કે મારો
ધણી મારી પાસેથી કારભાર કાહાડી લેછે, વાસતે હું શું કરૂં? ખણવાને મારામાં
કુવત નથી, અને ભીખ માગવાને હું શરમાઉં છઉં. ૪ જારે કારભારથી હું કહ-
ડાઇશ તારે તેઓ મને પોતાનાં ઘરોમાં લે, વાસતે મારે શું કરવું, તે હું જાણુંછઉં.
૫ તારે તેણે પોતાના ધણીના દેવાદારોમાંથી એક એકને તેડીને પેહેલાને પુછીઉં
કે, મારા ધણીનું તારે કેટલું દેવુ છે? ૬ ને તેણે કહીઉં કે, તેલનાં શો માપાં;
તારે તેણે તેને કહીઉં કે, તારૂં ખત લે ને વેહેલો બેસીને પચાશ લખ. ૭ ને
તેણે બીજાને પુછીઉં કે, તારે કેટલું દેવુછે? ને તેણે કહીઉં કે, ઘઉનાં શો માપાં; ને
તેણે તેને કહીઉં કે, તારૂં ખત લે ને એંશી લખ. ૮ ને તે નારાસત કારભારીએ
ડાહાપણથી કીધું, વાસતે તેના ધણીએ તેને વખાણીઓ, કેમકે આ દુની-
આનાં છોકરાં પોતાની પેહેડીમાં નુરનાં છોકરાં કરતાં વધતાં ડાહીઆં છે. ૯ ને હું
તમને કહુંછઉં કે, નારાસતીના મામુનથી પોતાને સારૂ દોસતો એ વાસતે મેલવો
કે જારે તમે પડો, તારે તેઓ તમને હમેશાંનાં મકાનોમાં લે. ૧૦ જે થોડામાં

અમાનતદાર છે, તે ઘણામાં પણ અમાનતદાર છે; ને જે થોડામાં નારાસત છે,
તે ઘણામાં પણ નારાસત છે. ૧૧ વાસતે જો નારાસત મામુન બાબત તમે
અમાનતદાર નથી થઈઆ, તો જે ખરૂ તે તમને કોણ સોંપશે? ૧૨ ને જો
જે બીજાનું તે બાબત તમે અમાનતદાર નથી થઈઆ, તો જે તમારૂં તે તમને
કોણ આપશે? ૧૩ કોઈ નોકર બે ખાવંદોની નોકરી કરી નથી શકતો, કેમકે
તે એક પર દુશમની કરશે, ને બીજા પર પીઆર કરશે; ઈઆ એકની ગમનો
તે થશે, ને બીજાને તુછ કરશે; તમે ખોદાની તથા મામુનની ખીદમત કરી નથી
શકતા.

૧૪ અને દોલતના લોભીઆ ફરોશીઓએ એ બધી વાતો શાંભલીને તેની
મશકરી કીધી. ૧૫ તારે તેણે તેઓને કહીઉં કે, તમે માણસોની આગલ
પોતાને રાસત ઠરવનારા છો; પણ ખોદા તમારાં દીલ જાણેછે, કેમકે માણ-
સોમાં જે ઘણું વખાણાએછે તે ખોદાની નજદીક વખોડાએછે. ૧૬ તોરત
તથા નબીઓ ઈઓહાન સુધી હતા, તારથી ખોદાની પાદશાહતની ખુશખબર
પરગટ કરાએછે, ને હરેક તેમાં જોરથી પેસેછે. ૧૭ ને તોરતમાંથી એક કાનો
માતર ઘટી જવા કરતાં આસમાન તથા જમીનનું ટલીજવું સેહેલ છે. ૧૮ જે
કોઈ પોતાની બઈઅરને મુકી દેછે, ને બીજી સાથે પરણેછે, તે જના કરેછે; ને
વરની મુકી દીધેલી સાથે જે કોઈ પરણેછે તે જના કરેછે.

૧૯ અને એક દોલતમંદ માણસ હતો, ને તે કીરમજી તથા કુમાસી પોશાક
પેહેરતો હતો, ને હમેશાં ઘણો એશઆરામ કરતો હતો. ૨૦ ને લાજારસ નામે
એક દરીદરી હતો, ને તે ફોડાઓથી ભરેલો છતાં તેનાં બારણા આગલ મુકાતો
હતો. ૨૧ ને તે દોલતમંદની મેજપરથી પડેલા કકડાઓમાંથી તે પેટ ભરવા
ચાહાતો હતો; ને કુતરાંઓ આવીને તેના ફોડા ચાટતાં હતાં. ૨૨ ને એમ
થઈઉં કે તે દરીદરી મરીગઈઓ, ને ફીરસતાઓથી ઈબરાહીમની સોડમાં લેવા-
ઈઓ; ને દોલતમંદ પણ મરીગઈઓ, ને દટાઈઓ. ૨૩ ને દોજખમાં પીડા
ભોગવતાં તેણે પોતાની આંખો ઉંચી કરીને દુરથી ઈબરાહીમને તથા તેની સોડ-
માં લાજારસને દીઠો. ૨૪ તારે તેણે હાંક મારીને કહીઉં કે, ઈબરાહીમ બાપ,
મારા પર રહમ કર, ને લાજારસને મોકલ કે તે પોતાની આંગલીના ટેરવાને
પાણીમાં બોલીને મારી જીભને ટાહાડી કરે, કેમકે આ જાલમાં હું તરપટાઉં-
છઉં. ૨૫ ને ઈબરાહીમે કહીઉં કે, દીકરા, તું ઈઆદકર કે તું તારી જીંદગીમાં
શારી ચીજો લઈ ચુકીઓ, ને લાજારસ બુરી; પણ હવે તે તસલી પામેછે,

ને તું પીડાએંછે. ૨૬ ને એ બધાં શીવાએ હમારી ને તમારી વચે એક
મોહોટી ખાહી છે, વાસતે હીઆંથી જે તમારી ગમ જવાનું ચાહે, તેઓ
શકતા નથી; ને તાંહાંનાઓથી હમારી ગમ અવાતું નથી. ૨૭ તારે તેણે
કહીઉં કે, બાપ, હું તારી અરજ કરૂંછઉં કે તું તેને મારા બાપને ઘેર મોકલ.
૨૮ કેમકે મારા પાંચ ભાઈછે, કે તે તેઓને ચેતાવે કે તેઓ આ પીડાની
જગીઆમાં નહીં આવે. ૨૯ ઈબ્રાહીમે તેને કહીઉં કે, તેઓની પાસે
મુસા તથા નબીઓ છે, તેઓ તેઓનું શાંભલે. ૩૦ તારે તેણે કહીઉં કે,
બાપ ઈબ્રાહીમ, એમ નહીં, પણ જો મુએલાઓમાંથી કોઈ તેઓની પાસે
જાએ, તો તેઓ તોબા કરશે. ૩૧ તેણે તેને કહીઉં કે, મુસા તથા નબી-
ઓનું જો તેઓ શાંભલતા નથી, તો મુએલાઓમાંથી જો કોઈ ઉઠે, તો
પણ તેઓ માનશે નહીં.

## બાબ શતરમો.

**અને** તેણે શાગીરદોને કહીઉં કે, ઠોકરો ન આવે એ થઈ નથી શક-
તું, પણ જેનાથી તેઓ આવેછે તેને અફસોસ છે. ૨ તે આ નાહાનાઓમાંના
એકને ઠોકર ખવડાવે એ કરતાં તેને એ શારૂં છે કે તેની કોટમાં ઘંટીનું પડ
બંધાએ, ને તે દરીઆમાં નંખાએ. ૩ તમે ખબરદાર રેહો; અગર તારો
ભાઈ તારો વાંક કરે, તો તેને ધમકાવ; ને જો તે તોબા કરે, તો તેને માફ કર.
૪ ને જો એક દાહાડામાં સાત વાર તે તારો વાંક કરે, ને તેજ દાહાડામાં સાત
વાર તે તારી ગમ ફરીને કેહે કે, હું તોબા કરૂંછઉં, તો તારે તેને માફ કરવો.
૫ અને રસુલોએ ખોદાવંદને કહીઉં કે, હમારો એતકાદ વધાર. ૬ ને
ખોદાવંદે કહીઉં કે, તમને પીલુનાં બીજ જેટલો જો એતકાદ હોએ, તો તમે
આ ગુલરના જાહાડને કહો કે, તું ઉખેડા, ને દરીઆમાં રોપાઈ જા, તો તે તમારૂં
માનશે. ૭ ને તમારામાંનો એવો કોણ છે કે જેનો ચાકર ખેડતો ઇઆ
ચરાવતો હોએ તે ખેતરેથી આવીઆ પર તેને કેહેશે કે, તું જલદીથી જઈને
ખાવા બેસ. ૮ પણ એ કરતાં તે શું તેને એમ નહીં કેહેશે કે, મારે સારૂ
ખાણું તઈઆર કર, ને કમર બાંધીને હું ખાઉં પીઉં તાંહાં સુધી મારી ખીદ-
મત કર, ને તાર પછી તું ખાજે પીજે? ૯ તે ચાકરે કહેલાં કામ કીધાં વાસતે
શું તે તેનો એહસાન માને છે? હું જાણુછઉં કે નહીં. ૧૦ એમ તમે પણ જારે
તમને ફરમાવેલાં બધાં કામ તમે કરો, તારે કહો કે, હમે નાલાએક બંદા
છઈએ; હમને જે કરવાનાં હતાં તેજ હમે કીધાં છે.

૧૧ અને એરૂશાલેમમાં તે જતો હતો તારે એમ થઇઊં કે સમરોન તથા
ગાલીલની વચમાં થઇને તે ગઇઓ. ૧૨ ને એક ગામમાં તેના પેસતાંજ
દશ કોહોડીઆ માણસ તેને મલીઆ, જેઓ આઘા ઉભા રહીઆ હતા. ૧૩ ને
તેઓએ બુમ પાડીને કહીઊં કે, ઇસુ, ખોદાવંદ, હમારા પર રહમ કર.
૧૪ તારે તેણે તેઓને જોઇને કહીઊં કે, તમે જઇને કાહોનોને પોતાને દેખ-
ડાવો; ને તેઓ જતા હતા તારે એમ થઇઊં કે તેઓ સાફ થઇઆ. ૧૫ ને
તેઓમાંથી એકે પોતે સાફ થઇઓ એ જોઇને પાછા ફરીને મોહોટે આવાજે
ખોદાની તારીફ કીધી. ૧૬ ને તેણે તેના પગ પાસે ઊંધા પડીને તેનો એહ-
સાન માનીઓ, ને તે સમરોની હતો. ૧૭ તારે ઇસુએ જવાબ દઇને કહીઊં
કે, શું દશ સાફ નથી કરાઇઆ? તારે બીજા નવ કાંહાં છે? ૧૮ આ ગેરકોમી
વીના ખોદાની તારીફ કરવા સારૂ બીજો કોઇ મલીઓ નહીં. ૧૯ ને તેણે તેને
કહીઊં કે, તું ઉઠીને ચાલીઓ જા, તારા એતકાદે તને તારીઓ છે.

૨૦ અને ખોદાનો પાદશાહત કારે આવશે? એમ ફરોશીઓએ
પુછીઊં, ને તેણે તેઓને જવાબ આપીને કહીઊં કે, ખોદાની પાદશાહત
જાહેર રીતે આવતી નથી. ૨૧ હીઆં જુઓ, એઆ તાંહાં જુઓ, એમ
તેઓ નહીં કેહેશે; કેમકે જુઓ, ખોદાની પાદશાહત તમારા માંહેછે. ને
તેણે શાગીરદોને કહીઊં કે, એવા દાહાડા આવશે, ૨૨ કે આદમીના બેટાના
દાહાડાઓમાંના એકને તમે જોવા ચાહાશો, પણ જોશો નહીં. ૨૩ ને
તેઓ તમને કેહેશે કે, હીઆં જુઓ, એઆ તાંહાં જુઓ, તારે નીકલતા
ના, એઆ પાછલ જતા ના. ૨૪ કેમકે જેમ વીજલી આસમાનની તલેની
એક ગમથી ચમકીને આસમાનની તલે બીજી ગમ ચમકાટ કરેછે, તેમ
આદમીનો બેટો પણ પોતાના દાહાડામાં થશે. ૨૫ પણ પેહેલાં તેણે ઘણું
સેહેવું. ને આ પેહેડીથી તુછ કરાવવું જોઇએ. ૨૬ ને જેમ નુહના દાહાડા-
ઓમાં થઇઊં તેમ આદમીના બેટાના દાહાડાઓમાં પણ થશે. ૨૭ નુહ
વાહાણમાં ચહડી બેઠો, ને રેલે આવીને સરવનો નાશ કીધો, તે દાહાડા સુધી
તેઓએ ખાધું, તેઓએ પીધું, તેઓ પરણા, તેઓએ પરણાએવાં. ૨૮ ને
લોટના દાહાડાઓમાં જેમ થઇઊં તેમ પણ થશે, તેઓએ ખાધું, તેઓએ
પીધું, તેઓએ વેચાતું લીધું, તેઓએ વેચાઊં, તેઓએ રોપીઊં, તેઓએ
બાંધીઊં. ૨૯ પણ લોટ સદોમમાંથી નીકલીઓ તેજ દાહાડે આસમાનથી
આગ તથા ગંધક વરસીઆં, ને સહુનો નાશ કીધો. ૩૦ આદમીનો બેટો

જાહેર થશે તે દાહાડે એ પરમાણે થશે. ૩૧ તે દાહાડે જે ઢાબા પર હોએ,
ને તેની ચીજ ઘરમાં, તો તે લેવાને તે ન ઉતરે ; ને જે ખેતરમાં હોએ તેણે
પાછું નહીં ફરવું. ૩૨ લોટની બઇએરનું ઇઆદ કરો. ૩૩ જે કોઇ પોતાનો જીવ
બચાવવાનું કરશે, તે તેને ખોશે ; ને જે કોઇ તેને ખોશે, તે તેને બચાવશે.
૩૪ હું તમને કહુંછઊં કે તે રાતમાં બે જણ એક પલંગ પર હશે, એક પક-
ડાશે ને બીજો મુકાશે. ૩૫ બે બઇરીં એકઠી દલતી હશે, એક પકડાશે
ને બીજી મુકાસે. ૩૬ બે માણસ ખેતરમાં હશે, એક પકડાશે ને બીજો
મુકાશે. ૩૭ તારે તેઓએ જવાબ આપીને તેને કહીઊં કે, ખોદાવંદ, કાંહાં?
ને તેણે તેઓને કહીઊં કે, જાંહાં મુડદું હશે, તાંહાં ગીદો એકઠાં થશે.

## બાબ અઢારમો.

લોકોએ હમેશ દુઆ માગવી, ને થાકવું નહીં, તે બાબત તેણે આ તમ-
સીલ તેઓને કહી કે, ૨ એક શેહેરમાં એક ઇનિસાફકરનાર હતો, જે ખોદાથી
બીહીતો નહીં હતો, ને માણસોની પરવા રાખતો નહીં હતો. ૩ ને તે શેહેર-
માં એક વીધવા હતી, ને તેણે તેની પાસે આવીને કહીઊં કે, મારા વાદીથી મને
બદલો અપાવ. ૪ તારે કંઈ વાર સુધી તેણે શાંભલીઊ નહીં, પણ પછી તેણે
પોતાનાં દીલમાં કહીઊં કે, જો હું ખોદાથી બીહીતો નથી, ને માણસોની પરવા
પણ રાખતો નથી ; ૫ તોપણ આ વીધવા મને તસદી દેછે વાસતે હું એનો
બદલો અપાવીશ, રખે એ હરવખત આવીને મને થકાવે. ૬ ને ખોદાવંદે
કહીઊં કે, એ નારાસત ઇનસાફકરનાર શું કેહેછે તે તમે શાંભલો. ૭ તો
ખોદા પોતાના પસંદ કરેલા જેઓ રાત દાહાડો તેને હાંક મારેછે, તેઓ બાબત
જો બહુ ઢીલ લગાડે તોપણ શું તેઓનો બદલો નહીં આપશે? ૮ હું તમને
કહુંછઊં કે તે તેઓનો બદલો જલદી આપશે ; તોપણ જારે આદમીનો બેટો
આવશે, તારે તે શું જમીન પર એતકાદ જોશે?

૯ અને હમે રાસત છઇએ, એમ કેટલાએકે પોતા બાબત ભરોસો કીધો,
ને બીજાઓને તુછ કીધા, તેઓને તેણે આ તમસીલ કહી કે, ૧૦ બે જણ
મંદીરમાં દુઆ માગવા સારૂ ગઇઆ, એક ફરોશી, ને બીજો મેહસુલ લેનાર.
૧૧ ફરોશીએ ઉભા રહીને એમ દુઆ માગી કે, ખોદા, બીજાં માણસોના
જેવો જુલમી, નારાસત, જનકાર, કે આ મેહસુલ લેનાર સરખો પણ હું
નથી, વાસતે હું તારી શુકર કરૂછઊં. ૧૨ હપતામાં બે વાર હું અપવાસ

કરૂંછઊં, જેટલું મને મલેછે તે સઘલાનો દશમો ભાગ હું આપુંછઊં. ૧૩ ને
મેહસુલ લેનારે દુર ઉભા રહીને પોતાની આંખો પણ આસમાનની ગમ ઊંચી
કરવા ન ચાહાીઊં, પણ પોતાની છાતી કુટતાં કહીઊં કે, ખોદા, મુજ ગુનેહગાર
પર રહમ કર. ૧૪ હું તમને કહુંછઊં કે એ માણુસ તે બીજા કરતાં રાસત
ઠરેલો પોતાને ઘર ગઇઓ: કાંજે જે હરેક પોતાને ઊંચો કરેછે, તે નીચો
કરાશે; ને જે પોતાને નીચો કરેછે, તે ઊંચો કરાશે.

૧૫ અને તેઓ તેની પાસે બાલકોને પણ લાવોઆ કે તે તેઓને અડકે,
પણ શાગીરદોએ જોઇને તેઓને ધમકાવીઆ. ૧૬ તારે ઇસુએ તેઓને
પાસે બોલાવીને કહીઊં કે, બાલકોને મારી પાસે આવવા દો, ને તેઓને
મને ના કરો, કેમકે ખોદાની પાદશાહત એવાંઓનીજ છે. ૧૭ હું તમને
ખચીત કહુંછઊં કે, જે કોઈ બાલકની પેઠે ખોદાની પાદશાહતને માની લેશે
નહીં, તે કોઇ પરકારે તેમાં પેસશેજ નહીં.

૧૮ અને એક હાકમે તેને પુછતાં કહીઊં કે, અએ નેક ઉસતાદ, હમે-
શાંની જીંદગી પામવા સારૂ હું શું કરૂં? ૧૯ તારે ઇસુએ તેને કહીઊં કે, તું
મને નેક કેમ કેહેછે? એક, જે ખોદા, તે શીવાએ નેક કોઈ નથી. ૨૦ હુકમો
તું જાણેછે: જના ન કર, ખુન ન કર, ચોરી ન કર, જુઠી શાહેદી ન પુર,
પોતાનાં મા-બાપને આબરૂ આપ. ૨૧ ને તેણે કહીઊં કે, એ બધા મેં મારા
નાહાનપણથી પાલીઆ છે. ૨૨ તારે ઇસુએ એ શાંભલીને તેને કહીઊં કે,
હજી તને એક અધુરૂં રહેલુંછે, તારાં જે બધાં છે તે વેચીને દરીદરીઓને વેહેંચી
આપ, ને આવીને મારી પાછલ ચાલ, એટલે આસમાનમાં તું દોલત પામશે.
૨૩ પણ એ શાંભલીને તે ઘણો દલગીર થઇઓ, કેમકે તે ઘણો દોલતમંદ
હતો. ૨૪ ને ઇસુએ તેને ઘણો દલગીર થએલો જોઇને કહીઊં કે, જેઓને
દોલત છે, તેઓને ખોદાની પાદશાહતમાં પેસવું કેવું અઘરૂં છે! ૨૫ કાંજે ખોદાની
પાદશાહતમાં દોલતમંદના પેસવા કરતાં શોએનાં નાંકામાંથી ઊંટનું જવું શેહેલ
છે. ૨૬ તારે જેઓએ શાંભલીઊં તેઓએ કહીઊં, તો કોણ તારણ પામી
શકેછે? ૨૭ ને તેણે કહીઊં કે, માણસોથી જે થઇ નથી શકતું, તે ખોદાથી
થઇ શકેછે. ૨૮ તારે પીતરે કહીઊં કે, જો, હમે તો બધાં મુકીને તારી પાછલ
ચાલીએ છઇએ. ૨૯ તારે તેણે તેઓને કહીઊં કે, હું તમને ખચીત કહુંછઊં
કે, ખોદાની પાદશાહતને સારૂ જેણે ઘરને ઇઆ મા-બાપને ઇઆ ભાઈઓને
ઇઆ બઈએરને ઇઆ છોકરાંને મુકીઆંછે, તે આ વખતમાં ઘણાં વધતાં,

૩૦ તથા આવતી દુનીઆમાં હમેશાંની જીંદગી નહીં પામશે એવો કોઇ નથી.
૩૧ અને તેણે બારેને પાસે લઇને તેઓને કહીઊં કે, જુઓ, આપણે
ઇરૂશાલેમમાં જાઇએછઇએ, ને આદમીના બેટા બાબત નબીઓએ જે
લખીઊં છે તે બધું પુરૂં કરાશે. ૩૨ કેમકે તે ગેરકોમીઓને સોંપાશે, ને સતાવાશે.
ને તેની નીંદા કરાશે, ને તે પર થુંકાશે. ૩૩ ને તેઓ તેને કોરડા મારશે,
ને તેને મારી નાંખશે, પછી તીજે દાહાડે તે પાછો ઉઠશે. ૩૪ પણ તેઓ
એમાંનું કંઇ સમજીઆ નહીં, ને એ વાત તેઓથી ઢાંકેલી હતી, ને જે વાતો
કેહેવાઈ હતી તે તેઓએ જાણી નહીં.
૩૫ અને તે ઇરીઓની પાસે પોહોંચીઓ, તારે એમ થઇઊં કે એક આંધલો
ભીખ માગતો રસતાની કોરે બેઠો હતો. ૩૬ ને લોકોને આગલ ચાલતા
શાંભલીને તેણે પુછીઊં કે, એ શું છે? ૩૭ તારે તેઓએ તેને કહીઊં કે,
ઇસુ નાજારી પાસેથી જાએછે. ૩૮ પછી તેણે બુમ પાડીને કહીઊં કે; અએ
દાઉદના બેટા ઇસુ, મારા પર રહમ કર. ૩૯ ને ચુપ રેહેવા સારૂ આગલ
ચાલનારાઓએ તેને ધમકાવીઓ; પણ તેણે ઘણી વધતી બુમ પાડી કે,
અએ દાઉદના બેટા, મારા પર રહમ કર. ૪૦ તારે ઇસુએ ઉભા રહીને તેને
પોતાની પાસે લાવવાનો હુકમ કીધો; ને તે પાસે આવીઓ તારે તેણે તેને
પુછીઊં કે, મારાથી તને શું કરાવવાની ઇછા છે? ૪૧ ને તેણે કહીઊં કે, અએ
ખોદાવંદ, હું દેખતો થાઊં એજ. ૪૨ તારે ઇસુએ તેને કહીઊં કે, તું દેખતો
થા, તારા એતકાદે તને તારીઓ છે. ૪૩ ને તુરત તે દેખતો થઇઓ; ને
ખોદાની તારીફ કરતો તેની પાછલ ગઇઓ; ને સરવ લોકોએ જોઇને ખોદાના
શુકર કીધા.

## બાબ ઓગણીશમો.

**અને** ઇસું ઇરીઓમાં પેસીને તેમાંથી ગઇઓ. ૨ ને જુઓ, જાકખી
નામે એક માણસ મેહસુલ લેનારનો ઉપરી હતો, ને તે દોલતમંદ પણ હતો.
૩ ને ઇસુ કોણ છે, એ જોવાને તેણે ઇછા કીધી; પણ ભીડને લીધે શકીઓ
નહીં, કેમકે તે ઠીંગણો કદનો હતો. ૪ તારે તેને જોવા સારૂ તે આગલ
દોડીને ગુલરના જાહાડ પર ચહડીઓ, કારણકે તે તેની પાસેથી જવાનો હતો.
૫ ને ઇસુ તે ઠેકાણે આવીઓ તારે ઊંચું જોઇને તેને દીઠો, ને તેને કહીઊં કે,
જાકખી, વેહેલો ઉતર; કેમકે તારાં ઘરમાં આજ મારે રેહેવાની જરૂર છે. ૬ ને

તે વેહેલો ઉતરીઓ, ને ખુશીથી તેને કબુલ કીધો. ૭ ને એ જોઇને સઘ-
લાએ કચકચ કરીને કહીઉં કે, પાપી માણસની સાથે પરોણો રેહેવા તે ગઇઓ
છે. ૮ ને જાકખીએ ઉભા રહીને ખોદાવંદને કહીઉં કે, અએ ખોદાવંદ, જો,
મારી દોલતનો અડધો ભાગ દરીદરીઓને હું આપુંછઉં, ને જો કાવતરાંથી
કોઇનું કંઇ મેં લીધું હોએ, તો હું ચોગણું પાછું આપુંછઉં. ૯ તારે ઇસુએ
તેની બાબત કહીઉં કે, આજ આ ઘરમાં તારણ આવીઉં છે, એ સારૂ કે એ
પણ ઇબરાહીમનો દીકરો છે. ૧૦ કેમકે જે ખોવાઇ ગએલું તેને શોધવાને,
તથા તારણ આપવાને આદમીનો બેટો આવીઓ છે.

૧૧ અને તેઓ એ વાતો શાંભલતા હતા તારે તેણે એક તમસીલ લાવીને
કહીઉં; કેમકે તે ઇરૂશાલેમની પાસે હતો, ને ખોદાની પાદશાહત વેહેલી દેખાશે
એમ તેઓએ ધારીઉં હતું. ૧૨ એ વાસતે તેણે કહીઉં કે, એક અમીર
પોતાને સારૂ પાદશાહત લેવાને તથા પાછો આવવાને એક દુર મુલકમાં ગઇઓ.
૧૩ ને તેણે પોતાના દશ ચાકરોને તેડીને તેઓને દશ તાલંત આપીઆં, ને
તેઓને કહીઉં કે, હું આવું તાંહાં સુધી વેપાર કરો. ૧૪ પણ તેના શેહેરના-
ઓએ તેની નફરત કીધી, ને તેની પાછલ કેહેણ મોકલીને કેહેવાડીઉં કે, તને
હમારી ઉપર હકુમત કરવાને હમે નથી ચાહતા. ૧૫ પછી તે પાદશાહત પામીને
પાછો આવીઓ તારે એમ થઇઉં કે, જે ચાકરોને તેણે નાણું સોંપીઉં હતું, તે
હરેક વેપારમાં કેટલું કમાઇઓ, એ જાણવા સારૂ પોતાની પાસે તેઓને બોલાવ-
વાનો હુકમ કીધો. ૧૬ તારે પેહેલાએ પાસે આવીને કહીઉં કે. ખોદા-
વંદ, તારાં તાલંતે દશ તાલંત મેલવીઆં. ૧૭ તારે તેણે તેને કહીઉં કે,
શાબાસ, શારા ચાકર, તું બહુ થોડામાં અમાનતદાર થઇઓ, વાસતે દશ શેહેરો
પર તું એખતીઆર કરતો રેહે. ૧૮ પછી બીજાએ આવીને કહીઉં કે,
ખોદાવંદ, તારાં તાલંતે પાંચ તાલંત મેલવીઆં. ૧૯ ને તેણે તેને પણ
કહીઉં કે, તું પણ પાંચ શેહેરો પર થા. ૨૦ પછી તીજાએ આવીને કહીઉં કે,
ખોદાવંદ, જો, તારૂં તાલંત જે મેં રૂમાલે બાંધી મુકીઉં તે એ, ૨૧ કેમકે હું
તારાથી બીધો, કારણ કે તું કઠણ માણસ છે, જે તેં નથી મુકીઉં તે તું લેછે, ને
જે તેં નથી વાવીઉં તે તું કાપેછે. ૨૨ તારે તેણે તેને કહીઉં કે, અએ બુરા ચાકર,
તારાંજ મોહોથી હું તારો ઇનસાફ કરીશ; હું કઠણ માણસ છઉં, જે મેં નથી મુકી-
ઉં તે લઉંછઉં, ને જે મેં નથી વાવીઉં તે કાપુંછઉં, એમ તેં જાણીઉં? ૨૩ તો
મારૂં નાણું પેહેડીમાં તેં કેમ નહીં મુકીઉં? કે હું આવીને તે વીઆજ સુધાં

માગી લેતે. ૨૪ ને પાસે ઉભા રેહેનારાઓને તેણે કહીઊં કે, તે તાલંત એની
પાસેથી લેઓ, ને જેને દશ તાલંત છે તેને આપો. ૨૫ (તારે તેઓએ તેને
કહીઊં કે, ખોદાવંદ, તેને તો દશ તાલંત છે.) ૨૬ કારણ કે હું તમને કહુંછઊં
કે જે હરેકની પાસે છે, તેને અપાશે, ને જેની પાસે નથી, તેનું જે છે તે પણ
તેની પાસેથી લેવાશે. ૨૭ વલી મારા દુશમનો જે પોતા પર હકુમત કરવા સારૂ
મને ચાહાતા નથી તેઓને હીઆં લાવીને મારી આગલ મારીનાંખો. ૨૮ ને
એ વાતો કહીને ઇરૂશાલેમની ગમ જતો તે આગલ ચાલીઓ. ૨૯ પછી તે
બેથફાજ તથા બેથાનીઆની પાસે જૈતુન કેહેવાએલા પાહાડ સુધી પોહોંચીઓ,
તારે એમ થઇઊં કે તેણે પોતાના શાગીરદોમાંના બેને મોકલીને કહીઊં કે,
૩૦ તમે સામાંનાં ગામમાં જાઓ, તેમાં પેસતાં બાંધેલાં એક ગધેડીનાં બચાંને
તમે જોશો, જેપર કદી કોઈ માણસ નથી બેઠું, તેને છોડીને લાવો. ૩૧ ને
જો કોઈ તમને પુછે કે, એને શા વાસતે છોડોછો? તો તમે તેને એમ કહો કે,
ખોદાવંદને એનો ખપ છે એ સારૂ. ૩૨ ને જે મોકલાઇઆ તેઓએ જઇને
જેમ તેણે તેઓને કહીઊં હતું તેમ દીઠું. ૩૩ ને બચાંને તેઓ છોડતા હતા
તારે તેના ધણીએ તેઓને કહીઊં કે, તમે બચાંને કેમ છોડોછો? ૩૪ ને
તેઓએ કહીઊં કે, ખોદાવંદને એનો ખપ છે. ૩૫ ને તેઓ તેને ઇસુની પાસે
લાવીઆ, ને પોતાનાં લુંગડાં બચાં પર નાંખીને તેપર ઇસુને બેસાડીઓ. ૩૬ ને
તે જતો હતો તારે તેઓએ પોતાનાં લુંગડાં રસતામાં પાથરીઆં. ૩૭ ને તે
પાસે આવીઓ, ઇઆને જૈતુનના પાહાડ પરથી ઉતરવાના ઠેકાણા પર, તારે
શાગીરદોની આખી જમાતે જે બધાં અચરત કામ તેઓએ દીઠાં હતાં તે સારૂ
ખુશી કરવા તથા મોહોટે આવાજે ખોદાની તારીફ કરવા લાગીને કહીઊં કે.
૩૮ ખોદાવંદનાં નામથી જે પાદશાહ આવેછે, તે મુબારક છે, આસમાનમાં શાંતી
તથા બુલંદીમાં બુજરગી. ૩૯ ને લોકોમાંથી ફરોશીઓમાંના કેટલાએકે તેને
કહીઊં કે, અએ ઉસતાદ, તારા શાગીરદોને ધમકાવ. ૪૦ તારે તેણે જવાબ
દઇને તેઓને કહીઊં, હું તમને કહુંછઊં કે, જો એઓ ચુપ રેહેશે, તો પથરો
બુમ પાડશે. ૪૧ ને પાસે આવીઆ પર તેણે શેહેર જોઇને તે બાબત રડીને
કહીઊં કે, ૪૨ જો તું આ તારા દાહાડામાં તારી સલામતીની વાતો જે છે તેને
જાણતે [ તો કેવું સારૂં ] ! પણ હવે તે તારી આંખોથી સંતાડાઇછે. ૪૩ કેમકે
એવા દાહાડા તારા પર આવશે જેમાં તારા દુશમનો તારી ચારેગમ મોરચો
નાંખીને તને ઘેરશે, ને હરેક ગમથી તને બંધ કરશે. ૪૪ ને તને તથા તારા-

માંનાં તારાં છોકરાંને જમીનની બરાબર કરશે, ને તારામાં પથર પર પથર તેઓ
રેહેવા નહીં દેશે, કેમકે તારી ભેટ લેવાના સમેને તેં જાણીઓ નહીં.
૪૫ અને મંદરીમાં પેસીને તેમાંના વેચનારાઓને તથા વેચાતું લેનારાઓને
તે બાહાર કાહાડવા લાગીઓ; ૪૬ અને તેઓને કહીઉં કે, એમ લખીઉં છે કે,
૪૫ મારૂં ઘર દુઆનું ઘર છે, પણ તમે એને ચોરોનું કોતર કીધું છે. ૪૭ ને રોજ
રોજ મંદીરમાં તે તાલીમ આપતો હતો, તારે મુખી કાહીનોએ તથા શાસ-
તરીઓએ તથા લોકોના શેઠોએ તેને મારીનાંખવાનું શોધીઉં, ૪૮ પણ
શું કરવું એ તેઓને સુજીઉં નહીં, કેમકે બધા લોક ધીઆન લગાડીને તેનું
શાંભલતા હતા.

## બાબ વીશમો.

**અને** તે દાહાડાઓમાં એક દાહાડે મંદીરમાં લોકોને તે વાએજ કરતો
ને ખુશખબર કેહેતો હતો, તારે એમ થઇઉં કે, મુખી કાહીનો તથા શાસતરીઓ
વડીલો સુધાં તેની પાસે આવીઆ. ૨ ને તેની સાથે બોલતાં કહીઉં કે, કહીઆ
એખતીઆરથી તું એ કામો કરેછે? ઇઆ જેણે તને આ એખતીઆર આ-
પીઓ છે તે કોણ છે? એ હમને કેહે. ૩ તારે તેણે જવાબ આપીને તેઓને
કહીઉં કે, હું પણ તમને એક વાત પુછવાનો છઉં, ને તમે મને જવાબ આપો.
૪ ઇઓહાનનું બાપતીસમ આસમાનથી હતું, કે માણસોથી હતું? ૫ તારે તે-
ઓએ માહોમાં વીચારતાં કહીઉં કે, જો આપણે કહીએ કે આસમાનથી, તો તે
કેહેશે કે, તમે તારે કેમ તેનાપર એતકાદ નહીં કીધો? ૬ ને જો આપણે કહીએ
કે માણસોથી, તો બધા લોક આપણને પથરે મારશે, કેમકે ઇઓહાન નબી
હતો, એવો તેઓને ભરોસો છે. ૭ તારે તેઓએ જવાબ આપીઓ કે,
તે કાંહાંથી એ હમે જાણતા નથી. ૮ ને ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં
કે કહીઆ એખતીઆરથી હું એ કામો કરૂંછઉં, તે હું પણ તમને નથી કેહેતો.
૯ અને લોકોને તે આ તમસીલ કેહેવા લાગીઓ કે, એક જણે દરાખવાડી
રોપી, ને માલીઓને તે સોંપીને ઘણા દાહાડા સુધી પરદેશમાં જઇ રહીઓ.
૧૦ ને મોસમ પર તેણે એક ચાકરને માલીઓની પાસે એ સારૂ મોકલીઓ કે
તેઓ તેને દરાખવાડીમાંનાં કંઇ ફલ આપે, પણ માલીઓએ તેને મારીને
ખાલી હાથે પાછો મોકલીઓ. ૧૧ વલી તેણે બીજો ચાકર મોકલીઓ, પણ તેઓ-
એ તેને પણ મારીને બેઆબરૂ કરીને ખાલી હાથે પાછો મોકલીઓ. ૧૨ તેણે

વલી તીજાને મોકલીઓ, ને તેને પણ તેઓએ ઘાએલ કરીને બાહાર
ફેંકીઓ. ૧૩ તારે દરાખવાડીના ધણીએ કહીઉં કે, હું શું કરૂં? હું મારા પીઆરા
બેટાને મોકલીશ, કદાચ તેઓ તેને જોઇને દબસે. ૧૪ પણ માલીઓએ તેને
દીઠો તારે માહોમાં વીચાર કરીને કહીઉં કે, એ વારસ છે, વાસતે આવો, આપણે
એને મારીનાંખીએ, કે વારસો આપણો થઇજાએ. ૧૫ ને તેઓએ તેને
દરાખ વાડીમાંથી બાહાર કાહાડીને મારી નાંખીઓ. એવાસતે દરાખ-
વાડીનો ધણી તેઓને શું કરસે? ૧૬ તે આવસે, ને તે માલીઓને મારી-
નાંખસે, ને દરાખવાડી બીજાઓને સોંપસે. ને તેઓએ શાંભલીને કહીઉં કે,
એવું ન હોજો. ૧૭ તારે તેણે તેઓ પર જોઇને કહીઉં, તો જે લખેલું તે શું છે કે,
"બાંધનારાઓએ જે પથરને નાપસંદ કીધો, તેજ ખુણાનું મથાલું થઇઓ."
૧૮ જે કોઈ તે પથર પર પડસે તે ભંજાસે; પણ જે કોઇ પર તે પડસે, તેનો તે
ચુરો કરસે. ૧૯ તારે મુખી કાહીનોએ તથા શાસતરીઓએ જાણીઉં કે, તેણે
એ તમસીલ આપણી ઉપર કહી, વાસતે એઓએ તેના પર તેજ ઘડી હાથો
નાંખવાનું સોધીઉં, પણ લોકથી બીધા. ૨૦ ને તેઓએ તેના શોધમાં રહીને
જાસુસો જે પોતાને ઢોંગથી રાસત દેખાડે તેઓને તેની વાતમાં પકડવાને મોક-
લીઆ, એ સારૂ કે તેઓ તેને હાકેમની કુદરત તથા એખતીઆરમાં સોંપે.
૨૧ ને તેઓએ તેને એમ પુછતાં કહીઉં કે, ઉસતાદ, હમે જાણીએછઇએ કે
તુ જે કેહેછે ને શીખવેછે તે ઠીક છે, ને તું તરફદારી કરતો નથી, પણ સાચાઇથી
ખોદાની રાહા શીખવેછે. ૨૨ કાઈસારને કર આપવો હમને લાજમ છે કે
નહીં! ૨૩ પણ તેણે તેઓનું કપટ જાણીને તેઓને કહીઉં કે, તમે કેમ મારી
ઇમતેહાન કરોછો? એક દીનાર મને દેખડાવો; ૨૪ એ પર કોણની સુરત તથા
શીકો છે? તેઓએ જવાબ દઇને કહીઉં કે, કાઈસારનો. ૨૫ તારે તેણે તેઓ-
ને કહીઉં, એ સારૂ જે કાઇસારનાં તે કાઈસારને, તથા જે ખોદાનાં તે ખોદાને
આપો. ૨૬ ને લોકોની આગલ તેઓ તેની વાતો પકડી નહીં શકીઆ, ને
તેના જવાબથી અચરત થઇને તેઓ ચુપ રહીઆ.

૨૭ તારે સાદુકીઓ જે કેહેછે કે કીઆમત નથી, તેઓમાંના કેટલાએકે
પાસે આવીને તેને પુછતાં કહીઉં કે, ૨૮ ઉસતાદ, મુસાએ હમારે સારૂ લખીઉં છે
કે, "જો કોઇનો ભાઈ બઇએર છતાં મરીજાએ, ને તે બેઓલાદ મરીજાએ,
તો તેનો ભાઈ તેની બઇએરને લે, ને પોતાના ભાઇને સારૂ ઓલાદ ઉપજાવે."
૨૯ તો સાત ભાઈ હતા, ને પેહેલો પરણીને બેઓલાદ મરીગઇઓ. ૩૦ પછી

બીજાએ તે બાઇએરને લીધી, તે પણ બેઓલાદ મરીગઇઓ. ૩૧ ને તી-
જાએ તેને લીધી. ને તેજ તરેહ સાતોએ. પણ તેઓને છોકરાં થઇઆ વીના
મરીગઇઆ. ૩૨ ને સહુથી છેલી તે બાઇરી પણ મરીગઇ. ૩૩ વાસતે
કીઆમતમાં તેઓમાંના કોણની બાઇએર તે થશે? કારણ કે તે સાતોની
બાઇએર થઇ હતી. ૩૪ તારે ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં કે, આ
દુનીઆનાં છોકરાં પરણેછે, ને પરણાવેછે. ૩૫ પણ જેઓ તે દુનીઆ, તથા
કીઆમત પામવા લાએક ગણાશે, તેઓ પરણતા નથી, ને પરણાવતા પણ
નથી. ૩૬ ને તેઓ પાછા મરી પણ નથી શકતા, કેમકે તેઓ ફીરશતાના સરખા
છે; ને કીઆમતનાં છોકરાં છતાં ખોદાનાં છોકરાં છે. ૩૭ ને મુસાએ પણ
જાહાડી પાસે ખોદાવંદને ઇબરાહીમનો ખોદા તથા ઇસહાકનો ખોદા તથા યાઆ-
કુબનો ખોદા કહીઆથી, મરીગએલાઓ પાછા ઉઠેછે એ દેખડાવીઉં. ૩૮ પણ
તે મરીગએલાઓનો ખોદા નથી, પણ જીવતાઓનો છે; કેમકે સહુ તેથીજ
જીવેછે. ૩૯ તારે શાસતરીઓમાંના કેટલાએકે જવાબ દઇને કહીઉં કે, ઉસ-
તાદ, તેં વાજબી કહીઉં છે. ૪૦ ને તારથી તેને કંઇ પુછવાની તેઓએ હીમત
નહીં કીધી. ૪૧ તારે તેણે તેઓને કહીઉં કે, ખરીસત દાઉદનો બેટો છે, એમ
તેઓ શા વાસતે કેહેછે? ૪૨ પણ જબુરની કીતાબમાં દાઉદ પોતે કેહેછે કે,
૪૩ "ખોદાવંદે મારા ખોદાવંદને કહીઉં કે, તારા દુશમનોને હું તારૂં પાએતખત
કરૂં તાંહાં સુધી તું મારી જમણી ગમ બેસ." ૪૪ એ સારૂ દાઉદ તેને ખોદાવંદ
કેહેછે, તો તે શી તરેહ તેનો બેટો છે? ૪૫ ને સહુ લોકના શાંભલતાં તેણે પોતાના
શાગીરદોને કહીઉં કે, ૪૬ શાસતરીઓ જેઓ જામા પેહેરીને ફરવા, તથા ચહુ-
ટાંઓમાં સલામો, તથા મીજલસોમાં મુખી જગીઆઓ, તથા મીજબાની-
ઓમાં ઊંચી જગીઆઓ ચાહેછે, તેઓથી ખબરદાર રહો. ૪૭ તેઓ
વીધવાઓનાં ઘર ખાઇનાંખેછે, ને દેખડાવવા સારૂ લાંબી દુઆઓ કરેછે,
તેઓ વધતી સજા પામશે.

## બાબ એકવીશમો.

**અને** તેણે ઉપર જોઇઉં, ને દોલતમંદોને પોત પોતાનાં દાન ભંડારમાં
નાંખતા દીઠા. ૨ તારે તેણે એક દરીદરી વીધવાને પણ બે નાસરી તેમાં નાંખતી
દીઠી. ૩ ને તેણે કહીઉં કે, હું તમને સાચાઇથી કહુંછઉં કે, એ દરીદરી વીધ-
વાએ સહુ કરતાં વધતું નાંખીઉં. ૪ કેમકે તે બધાએ પોત પોતાની ભરપુરી-

માંથી ખોદાની નજરમાં નાંખીઉં, પણ એણે પોતાના દરીદરીપણામાંથી જે
પોતાની પુંજી હતી તે સંધી નાંખી.
૫ અને મંદીર શારા પથરોથી તથા દાનોથી કેવું શોભાવાન કીધું છે, એ
બાબત કેટલાએક કેહેતા હતા. ૬ તારે તેણે કહીઉં કે, આ જે જે તમે જુઓછો
તેમાંથી પાડી ન નંખાએ એવો પથર પર પથર રેહેવા દેવાશે નહીં, એવા દાહાડા
આવશે. ૭ તારે તેઓએ તેને પુછતાં કહીઉં કે, ઉસતાદ, તો એ કારે થશે!
ને એ થવાની તઇઆરી થશે તારે શી નીશાણી થશે? ૮ ને તેણે કહીઉં કે,
તમે ન ભુલાવાઓ વાસતે ખબરદાર રહો; કેમકે ઘણા મારાં નામથી આવીને
કેહેશે કે, હું તે છઉં, ને તે સમે પાસે છે, તારે તમે તેઓની પાછલ જશો ના.
૯ ને જારે લડાઇઓની તથા હંગામાઓની ખબરે શાંભલો, તારે ઘભરાશો
ના, કેમકે પેહેલાં એ બધાં થવાની જરૂર છે, પણ હજી આખર નથી. ૧૦ તારે
તેણે તેઓને કહીઉં કે, મુલક મુલકને ઉલટું, તથા રાજ રાજને ઉલટું ઉઠશે.
૧૧ ને કેટલેએક ઠેકાણે મોહોટા ધરતીકંપારા તથા દકાલો તથા મરકીઓ
થશે, ને ભએભરેલાં તથા મોહોટી નીશાંણીઓ આસમાનમાં દેખાશે. ૧૨ પણ
મારાં નામને સારૂ એ સઘલાં અગાઉ તેઓ પોતાના હાથ તમારા પર નાંખશે,
ને પાદશાહોની તથા હાકેમોની આગલ લઇગઇઆ પર મીજલસો તથા કેદખાના-
ઓને સારૂ તમને સોંપીને સતાવશે. ૧૩ તોપણ શાહેદીને સારૂ એ તમને કામ
લાગશે. ૧૪ એ વાસતે જવાબ દેવા અગાઉ ચીંતા ન કરવી એ તમે પોતાનાં
મનમાં ઠરાવો. ૧૫ કેમકે હું તમને એવું મોહો તથા અકલ આપીશ જેને
તમારા બધા દુશમનો જવાબ દઇ ઇઆ રોકી નહીં શકશે. ૧૬ તોપણ મા-બાપ
તથા ભાઇઓ તથા સગાં તથા દોસતો તમને પકડાવશે, ને તમારામાંના કેટલા-
એકને મારી નંખાવશે. ૧૭ ને મારાં નામને સારૂ સહુ તમારી દુશમની કરશે.
૧૮ પણ તમારાં માથાંનો એક નીમાલો પણ નાશ નહીં થશે. ૧૯ તમે પોતાની
ધીરજથી પોતાના જીવોને સંભાલી રાખો. ૨૦ ને જારે તમે ઇરૂશાલેમને લશકરે
ઘેરેલું જોશો, તારે જાણો કે એનું ઉજડ થવું પાસે છે. ૨૧ તારે જે લોક ઇહુ-
દામાં હોએ, તેઓ પાહાડોમાં નાહાશે; ને જે તેમધે હોએ, તેઓ તાંહાંથી
બાહાર જાએ; ને જે બાહાર છે, તેઓ તેમાં ન પેસે. ૨૨ કેમકે એ સજાના
દાહાડા છે, કે બધાં લખેલાં પુરાં થાએ. ૨૩ પણ તે દાહાડાઓમાં જે ગરભ-
વતી છે તથા જે ધવડાવે છે તેઓને અફસોસ છે, કેમકે જમીન પર મોહોટી
તંગી તથા આ લોકો પર ગજબ થશે. ૨૪ ને તલવારની ધારથી તેઓ પડશે,

ને બંધવા કરી શઘલા દેશનાઓમાં લઈજવાશે, ને ગેરકોમીઓનો વખત પુરો
થશે તાંહાં સુધી ઇરૂશાલેમ ગેરકોમીઓથી છુંદાશે. ૨૫ તારે સુરજ તથા ચાંદ તથા
સીતારાઓમાં નીશાણો થશે; ૨૬ ને જમીનના લોકો પર તંગી ઘભરાટ સુધાં થશે,
અને દરીઆ તથા મોજાંઓના આવાજથી, ને બીહીક તથા જમીન પર જે ચીજો
આવનાર છે તેઓની વાટ જોઇઆથી, લોકોનાં મન ગલી જશે, કેમકે આસમાનની
કુદરતો હલાવાશે. ૨૭ ને તારે આદમીના બેટાને કુદરત તથા મોહોટા જલાલથી
વાદલમાં આવતો તેઓ જોશે. ૨૮ ને જારે એ વાતો થવા માંડે, તારે ઉપર
જોજો, ને તમારાં માથાં ઊંચાં કરજો, કેમકે તમારૂં તારણ પાસે આવેછે. ૨૯ ને
તેણે તેઓને આ તમસીલ કહી કે, અંજીરનું જાહાડ તથા બીજાં સંઘાં જાહાડ
જુઓ. ૩૦ જારે પીલા ફુટેછે, તારે તે જોઇને તમે પોતાની મેલે જાણોછો
કે અવે હુનાલો પાસે છે. ૩૧ તેમજ પણ એઓનું થવું તમે જોશો, તારે
જાણજો કે ખોદાની પાદશાહત પાસે છે. ૩૨ હું તમને ખચીત કહુંછઊં કે એ
બધાં પુરાં થવાસુધી આ પેહેડી ગુજરી નહીં જશે. ૩૩ આસમાન તથા જમીન
ટલી જશે, પણ મારી વાતો નહીં ટલશે. ૩૪ ને તમારાં મન બાવરાપણાથી તથા
મસતપણાથી તથા સંસારની ચીંતાથી કદી જડ ન થાએ, ને તે દાહાડા તમારા
પર એકાએક ન આવે, વાસતે તમે પોતાને ખબરદાર રાખો. ૩૫ કેમકે આખી
જમીનની પીઠ પરના બધા રેહેનારાઓ પર ફાંદાની પેઠે તે આવશે. ૩૬ વાસતે
એ સઘલાં આવનારાંઓને તમે ચુકાવવા, તથા આદમીના બેટાની આગલ ઉભા
રેહેવા લાએક ગણાવવા સારૂ હરવખત દુઆ માગતાં ચોકી કરો. ૩૭ તારે દીવ-
સે મંદીરમાં તે વાએજ કરતો, ને રાતે બાહાર જઇને જૈતુન કેહેવાએલા પાહાડ
પર રેહેતો હતો. ૩૮ ને બામદાદે વખત બધા લોક તેનું શાંભલવાને મંદીરમાં
તેની પાસે આવતા હતા.

## બાબ બાવીશમો.

**અને** બેખમીર રોટલીનું જસન પાસે આવીઊં, જે પાસખા કેહેવાએ-
છે. ૨ ને મુખી કાહીનોએ તથા શાસતરીઓએ શોધ કીધો કે કહી રીતે
તેને મારીનાંખે, કેમકે તેઓ લોકોથી બીહીતા હતા. ૩ ને ઇહુદા જે ઇસકા-
રીઓત કેહેવાતો હતો, ને જે બારમાંનો એક હતો, તેનામાં શેતાન પેઠો. ૪ ને
તેણે જઇને મુખી કાહીનો તથા સરદારો એઓના એખતીઆરમાં તેને શી
તરેહ કરે, એ બાબત તેઓની સાથે વાતચીત કીધી. ૫ તારે તેઓ ખુશ થઇ-

આ, ને તેને નાણું આપવાનું ઠરાવીઉં. ૬ ને તેણે કબુલ કીધું, ને લોક ન હોએ
તારે તેને તેઓને સોંપવાનો તેણે વગ શોધીઓ.
૭ અને બેખમીર રોટલી, જેમાં પાસખા મારવા જોઇએ, તે દાહાડો આવી-
ઓ, ૮ તારે તેણે પીતરને તથા ઇઓહાનને મોકલીને કહીઉં કે, તમે જઇને
આપણે સારૂ પાસખા તઇઆર કરો કે આપણે ખાઇએ. ૯ તારે તેઓએ તેને
કહીઉં કે, હમે કાંહાં તઈઆર કરીએ, તારી શી મરજી છે ? ૧૦ ને તેણે
તેઓને કહીઉં કે, જુઓ, શેહેરમાં તમારાં પેસતાં પાણીની ગાગેર લઇજનાર
એક માણસ તમને મલશે, તે જે ઘરમાં પેસે તેમાં તેની પાછલ તમે જાઓ.
૧૧ ને ઘરધણીને કહો કે, ઉસતાદ તને કેહેછે કે, હું મારા શાગીરદો સાથે પાસ-
ખા ખાઉં વાસતે ઉતારો કાંહાં છે? ૧૨ ને તે તમને તઇઆર કરેલો એક મોહો-
ટો માલ દેખાડવશે, તાંહાં તઇઆર કરો. ૧૩ તારે તેઓએ જઇને તેણે તેઓને
કહીઉં હતું તેમ દીઠું, ને પાસખા તઇઆર કીધું.
૧૪ અને વખત થઇઓ તારે બારે રસુલો સુધાં તે ખાવા બેઠો. ૧૫ તારે
તેણે તેઓને કહીઉં કે, મારા સેહેવા પેહેલાં આ પાસખા મેં તમારી સાથે મોહોટી
ઇછાથી ખાવા ચાહીઉં. ૧૬ કેમકે હું તમને કહુંછઉં કે, ખોદાની પાદશાહતમાં
એ પુરૂં કરાશે તાંહાં સુધી બીજી વાર એમાંથી હું નહીં ખાઇશ. ૧૭ ને તેણે
પીઆલું લઇને શુકર કરીને કહીઉં કે, તમે આ લેઓ, ને માહોમા વેહેંચો.
૧૮ કેમકે હું તમને કહુંછઉં કે ખોદાની પાદશાહત આવશે, તાંહાં સુધી વઇન
હું નહીં પીશ. ૧૯ ને તેણે રોટલી લઇને શુકર કીધી, ને ભાંજી ને તેઓને
આપીને કહીઉં કે, એ મારૂં બદન છે, જે તમારે સારૂ અપાએછે, મારી ઇઆદ-
ગારીને સારૂ તમે એ કરો. ૨૦ ને ખાધા પછી તેણે પીઆલું પણ એજ
તરેહ લઈને કહીઉં કે, મારૂં લોહી જે તમારે સારૂ વેહેવડાવાએછે તેથી નવા બંદો-
બસતનું એ પીઆલું છે. ૨૧ પણ જુઓ, જે મને પકડાવેછે તેનો હાથ મેજ
પર મારી સાથે છે. ૨૨ તો આદમીનો બેટો ઠરાવેલા પરમાણે જાએછે ખરો,
પણ જેનાથી તે પકડાવાએછે તે માણસને અફસોસ છે. ૨૩ તારે તેઓ
માહોમા પુછવા લાગીઆ કે, આપણામાંનો જે એ કામ કરશે તે કોણ હશે.
૨૪ અને તેઓમાં તકરાર પણ થઇ કે તેઓમાંનો કોણ મોહોટો ગણાએ.
૨૫ તારે તેણે તેઓને કહીઉં કે, ગેરકોમીઓના પાદશાહો તેઓ પર સાહેબી
કરેછે, ને જે તેઓ પર એખતીઆર કરેછે તેઓ ઉપકારી કેહેવાએછે. ૨૬ પણ
તમે એવા ન થાઓ, પણ તમારામાં જે મોહોટો તે નાહાના જેવો, ને જે સરદાર

તે ચાકરના જેવા થાએ. ૨૭ કેમકે મોહોટો કોણ છે? જે ખાવા બેસેછે તે,
ઇઆ જે ચાકરી કરેછે તે? શું ખાવા બેસનાર નહીં? પણ હું તમારામાં ચાકરી
કરનારના જેવો છઉં. ૨૮ ને મારી ઇમતેહાનોમાં જે મારી સાથે રહીઆ તેઓ
તમે છો. ૨૯ ને મારા બાપે જેમ મને પાદશાહત ઠરાવી આપી છે, તેમ હું તમને
એ સારૂ ઠરાવુંછઉં; ૩૦ કે તમે મારી પાદશાહતમાં મારી મેજ પરથી ખાઓ
પીઓ, ને ઇસરાએલના બારો ફીરકાનો ઇનસાફ કરતાં તખતો પર બેસો.
૩૧ અને ખોદાવંદે કહીઉં કે, સીમોન, સીમોન, જો, સેતાને તમને ઘઉંની
પેઠે ચાલવાનું બહુ ચાહીઉં છે. ૩૨ પણ તારો એતકાદ ઘટે નહીં, વાસતે મેં
તારે સારૂ દુઆ માગી છે, ને તું પાછો ફેરવાએ તારે તારા ભાઇઓને મજબુત
કરજે. ૩૩ તારે તેણે તેને કહીઉં કે, ખોદાવંદ, હું તારી સાથે કેદખાનામાં તથા
મોતમાં પણ જવાને તઇઆર છઉં. ૩૪ તારે તેણે કહીઉં કે, પીતર, હું તને કહું-
છઉં કે તું મને ઓળખતો નથી, એમ તેં તણવાર મારો ઇનકાર કીધા અગાઉ
આજ મુરઘો બોલશે નહીં. ૩૫ ને તેણે તેઓને કહીઉં કે, જારે મેં તમને થેલી
તથા જોહોળું તથા જોડા વગર મોકલીઆ હતા, તારે શું તમને કસાનો ખપ
પડીઓ હતો? તેઓએ કહીઉં કે, કસાનો નહીં. ૩૬ તારે તેણે તેઓને કહી-
ઉં, પણ અવે જેને થેલી હોએ તે તેને લે, ને એજ તરેહ જોહોળું, ને જેને તલ-
વાર ન હોએ, તે પોતાનું લુગડું વેચીને એક વેચાતી લે. ૩૭ કેમકે હું તમને
કહુંછઉં કે, એ જે લખીઉં છે તે પુરૂં થવું જોઇએ કે, "તે તકસીરદારોમાં ગણા-
ઇઓ," કેમકે મારી બાબતની વાતો તમામ થાએછે. ૩૮ તારે તેઓએ કહીઉં
કે, ખોદાવંદ, જો, હીઆં બે તલવાર છે, ને તેણે તેઓને કહીઉં, તો બસ છે.
૩૯ અને તે બાહાર જઇને મામુલ પરમાણે જૈતુનના પાહાડ પર ગઇઓ,
ને તેના શાગીરદ પણ તેની પાછલ ગઇઆ. ૪૦ ને તે ઠેકાણે પોહોંચીઆ પર
તેણે તેઓને કહીઉં કે, તમે ઇમતેહાનમાં ન પડો વાસતે દુઆ માગો.
૪૧ પછી સુમારે પથર ફેંકાએ એટલા ટપા પર તે તેઓથી આઘો ગઇઓ,
ને ઘુટણીએ બેસીને દુઆ માગી કે, ૪૨ અએ બાપ, જો તારી મરજી હોએ
તો આ પીઆલું મારી પાસેથી દુર કર; તોપણ મારી મરજી નહીં, પણ તારી
થાએ. ૪૩ તારે આસમાનથી એક ફીરેશતો તેને દેખાઇઓ, જે તેને કુવત
આપતો હતો. ૪૪ ને તેણે બહુ રંજ ઉઠાવતાં ભારી જોરથી દુઆ માગી,
ને તેનો પસીનો લોહીનાં મોટાં ટીપાં જેવો થઇને જમીન પર પડતો હતો.
૪૫ ને દુઆથી ઉઠીને તે પોતાના શાગીરદોની પાસે આવીઓ, તારે તેઓને

દલગીરીથી સુતેલા દીઠા. ૪૬ ને તેણે તેઓને કહીઉં કે, તમે કેમ સુતા
છો? તમે ઇમતેહાનમાં પડો નહીં વાસતે ઉઠીને દુઆ માગો.
૪૭ અને તે કેહેતો હતો, તારે જુઓ લોકો, તથા ઇહુદા કેહેવાએલો બાર-
માંનો એક તેઓની આગળ ચાલતો હતો, ને ઇસુને ચુમવા સારૂ તેની પાસે
આવીઓ. ૪૮ પણ ઇસુએ તેને કહીઉં કે, ઇહુદા, શું તું ચુમીથી આદમીના
બેટાને પકડાવેછે? ૪૯ ને જે તેની ગમના તેઓએ શું થનાર છે એ જાણીને
તેને કહીઉં, ખોદાવંદ, શું હમે તલવારે મારીએ? ૫૦ ને તેઓમાંના એકે
સરદાર કાહીનના ચાકરને મારીને તેનો જમણો કાન કાપીનાંખાઓ. ૫૧ તારે
ઇસુએ જવાબ દઇને કહીઉં કે, એટલુંજ થવા દે, ને તેના કાનને અડકીને
તેને સમો કીધો. ૫૨ તારે ઇસુએ પોતાની પાસે આવેલા મુખી કાહીનોને
તથા મંદીરના સરદારોને તથા વડીલોને કહીઉં કે, જેમ ચોર પર તેમ શું તલવારો
તથા સોટા સુધાં તમે નીકલીઆ છો? ૫૩ હું હમેશ મંદીરમાં તમારી સાથે હતો
તારે તમે મારા પર હાથ લાંબો નહીં કીધો, પણ આ તમારી ઘડી, તથા અંધ-
કારનો અમલ છે.
૫૪ તારે તેઓ તેને પકડીને લઇગિઆ, ને સરદાર કાહીનનાં ઘરમાં તેને
લાવીઆ, ને પીતર આઘો આઘો પાછલ આવીઓ. ૫૫ ને જારે તેઓ
દીવાનખાનામાં આગ સલગાવીને એકઠા બેઠા હતા, તારે પીતર પણ તેઓમાં
બેસી ગઇઓ. ૫૬ તારે એક ચાકડીએ તેને આગ પાસે બેઠેલો જોઇને તે
પર નજર રાખીને કહીઉં કે, એ પણ તેની સાથે હતો. ૫૭ પણ તેણે તેનો
ઇનિકાર કરતાં કહીઉં કે, અએ બઇરી, હું તેને ઓલખતો નથી. ૫૮ ને
થોડીવાર પછી બીજાએ તેને જોઇને કહીઉં કે, તું પણ તેઓમાંનો છે; તારે
પીતરે તેને કહીઉં કે, અએ માણસ, હું નહીં. ૫૯ ને ઘડીએક પછી એક
બીજાએ નીશચે થઇને કહીઉં કે, ખરાખર એપણ તેની સાથે હતો, કેમકે
એ ગાલીલનો છે. ૬૦ તારે પીતરે કહીઉં કે, અએ માણસ, તું જે કેહેછે
તે હું નથી જાણતો; ને તેના એમ કેહેતાંજ તુરત મુરઘો બોલીઓ. ૬૧ પછી
ખોદાવંદે ફરીને પીતર પર જોઇઉં, ને ખોદાવંદે જે વાત તેને કહી હતી કે, મુર-
ઘો બોલીઆ પેહેલાં તરણ વાર તું મારો ઇનિકાર કરશે, તે પીતરે ઇઆદ કીધી.
૬૨ તારે પીતર બાહાર જઇને ઘણું રડીઓ.
૬૩ અને જે માણસોએ ઇસુને રાખીઆ હતો, તેઓએ તેની મસખરી
કરીને ફટકા મારીઆ. ૬૪ ને તેના પર અંધારી બાંધીને તેના મોહો પર

મારીઓ, ને તેઓએ તેને કહીઊં કે, નબુઅત કર કે જેણે તને મારીઆ
તે કોણ છે? ૬૫ ને નીંદા કરતાં તેઓએ તેને ઉલટું બીજું ઘણું કહીઊં.
૬૬ અને દાહાડો ઉગીઓ તારે લોકના વડીલો તથા મુખી કાહીનો તથા
શાસતરીઓ એકઠા થઇઆ, ને પોતાની મોજલસમાં તેને લઇજઇને કહીઊં કે,
૬૭ શું તું ખરીસત છે? હમને કેહે; ને તેણે તેઓને કહીઊં કે, જો હું તમને
કહું તો પણ તમે એતકાદ કરસો નહીં. ૬૮ ને જો હું પણ તમને પુછીશ તો
તમે મને જવાબ દેનાર ઇઆ મુકી દેનાર નથી. ૬૯ આ પછી આદમી-
નો બેટો ખોદાની કુદરતની જમણી ગમ બેસશે. ૭૦ તારે બધાએ કહીઊં,
તો તું શું ખોદાનો બેટો છે? ને તેણે તેઓને કહીઊં કે, તમે કહોછો તેજ હું
છઊં. ૭૧ ને તેઓએ કહીઊં કે, હમારે ગહવાઇની વધતી શી જરૂર છે?
કેમકે હમે પોતે એનાં મોહોથી શાંભલીઊં છે.

## બાબ તેવીશમો.

**અને** તેઓના બધા લોક ઉઠીને તેને પીલત પાસે લઇગઇઆ.
૨ પછી તેઓએ તેના પર તોહોમત મુકવા લાગીને કહીઊં કે, એ લોકોને
ભુલાવેછે, તથા પોતે ખરીસત પાદશાહ છે એમ કહીને કાઇસારને કર
આપવાને વારતાં હમે એને દીઠો છે. ૩ તારે પીલતે તેને પુછીઉં કે, તું શું
ઇહુદીઓનો પાદશાહ છે? ને તેણે જવાબ આપીને તેને કહીઊં કે, તું કેહેછે
તેજ. ૪ તારે પીલતે મુખી કાહીનોને તથા લોકોને કહીઊં કે, એ માણસમાં
કંઇ તકસીર હું જોતો નથી. ૫ પણ તેઓએ વધતાં જોરથી કહીઉં કે,
ગાલીલથી માંડીને હીઆં લગણ આખા ઇહુદાહમાં શીખવતાં લોકોને તે ઉશકે-
રેછે. ૬ ને ગાલીલનું શાંભલીને પીલતે પુછીઉં કે, એ માણસ શું ગાલીલનો
છે? ૭ ને તે હેરોદના એખતીઆરમાંનો છે, એ જાણીઆ પર તેણે તેને
હેરોદની પાસે મોકલીઓ, જે પોતે પણ તે દાહાડાઓમાં ઇરૂશાલેમમાં હતો.
૮ અને હેરોદ ઇસુને જોઇને ઘણો ખુશ થઇઓ, કેમકે તેની બાબત ઘણું
શાંભલીઆથી તેને જોવાને લાંબી મુદતથી ચાહાતો હતો, ને તેથી બનેલા કંઇ
મોજેજા જોવાની ઉમેદ રાખતો હતો. ૯ ને તેણે તેને ઘણી વાતો બાબત
પુછીઊં, પણ તેણે તેને કંઇ જવાબ દીધો નહીં. ૧૦ ને મુખી કાહીનોએ
તથા શાસતરીઓએ ઉભા રહીને જોરથી તેના પર બટો મુકીઓ. ૧૧ તારે
હેરોદે પોતાના સીપાઇઓ સુધાં તેને વગોડીને તથા મશખરી કરીને, તેને

ચલકતું લુગડું પેહેરાવીઊં, ને તેને પીલતની પાસે પાછો મોકલીઓ. ૧૨ ને
તેજ દાહાડે પીલત તથા હેરોદ દોસત થઇઆ, કેમકે તેની અગાઉ તેઓ વચે
દુશમની હતી.
૧૩ અને પીલતે મુખી કાહીનોને તથા સરદારોને તથા લોકોને એકઠા
તેડીને, ૧૪ તેઓને કહીઊં કે, તમે એ માણસને લોકોને ભુલાવનારના જેવો
મારી પાસે લાવીઆ છો, ને જુઓ, મેં તમારી આગલ એની તજવીજ કીધા
પર તમે જે તોહોમતો એના પર મુકી તે બાબત એ માણસમાં કંઇ તકસીર
મેં દીઠી નથી. ૧૫ ને હેરોદે પણ નથી દીઠી, કારણ કે મેં તમને તેની પાસે
મોકલીઆ હતા, ને જુઓ, તેણે એના મરવા લાએક કંઇ કીધું નથી.
૧૬ વાસતે સજા કરીને એને હું મુકી દઇશ. ૧૭ કેમકે તેને તે જસનમાં
તેઓને સારૂ એકને મુકી દેવો પડતો હતો. ૧૮ તારે તે બધાએ એકદમ
પોકાર મારીને કહીઊં કે, એને લઇ જા, ને બારાબસને હમારે સારૂ મુકી દે.
૧૯ (શેહેરમાં હંગામો તથા ખુન કીધાથી કેદખાનામાં તે નંખાઈઓ હતો.)
૨૦ તારે પીલતે ઇસુને મુકી દેવા ચાહીને બીજીવાર તેઓને કહીઊં; ૨૧ પણ
તેઓએ પોકાર મારીને કહીઊં કે, એને કરૂસ પર જડ. ૨૨ ને તેણે તીજી-
વાર તેઓને કહીઊં કે, શા વાસતે? એણે શું બુરૂં કીધું છે? એમાં મરવાને
લાએકનો કંઇ તકસીર મેં જોઇ નથી, વાસતે હું એને સજા દઇને મુકી દઇશ.
૨૩ ને તેને કરૂસ પર જડાવવાને તેઓએ હોઠથી મોહોટે આવાજે માગીઊં;
ને તેઓનું તથા મુખી કાહીનોનું બોલવું ચાલીઊં. ૨૪ તારે તેઓના મા-
ગીઆ પરમાણે થવા સારૂ પીલતે ઠરાવીઊં. ૨૫ ને હંગામા તથા ખુનને સારૂ
કેદખાનામાં જે નંખાઇઓ હતો, ને જેને તેઓએ માગીઓ તેને તેણે
તેઓને સારૂ મુકી દીધો, પણ ઇસુને તેઓની મરજી પરમાણે સોંપી દીધો.
૨૬ ને તેઓ તેને લઈ જતા હતા, તારે સીમોન કુરેનીને ગામડાંઓથી
આવતાં તેઓએ વેઠે પકડીઓ, ને ઇસુની પછવાડે ઊંચકવાને કરૂસ તે પર
મુકીઓ. ૨૭ ને લોકોની ઘણી ભીડ, તથા તેને સારૂ રડતાં ને વીલાપ કરતાં
બઇરાં પણ તેની પાછલ ગઇઆં. ૨૮ ને ઇસુએ તેઓની ગમ ફરીને કહીઊં
કે, અએ ઇરૂશાલેમની દીકરીઓ, મારે સારૂ ના રડો, પણ પોતાને સારૂ તથા
પોતાનાં બચાંઓને સારૂ રડો. ૨૯ કેમકે જુઓ, એવા દાહાડા આવેછે જેમાં
તેઓ કેહેશે કે, જે વાંહાંજણીઓ, તથા જે પેટોએ નથી જણીઊં, તથા જે
થાનોએ નથી ધવાડીઊં, તેઓ મુબારક છે. ૩૦ તારે તેઓ પાહાડોને કેહેવા

લાગશે કે, હમ પર પડો, ને ટેકરાઓને કેહેશે કે, હમને ઢાંકો. ૩૧ કેમકે જો
લીલાં જાહાડ પર તેઓ એવાં કરેછે, તો સુકાંપર શું થશે ? ૩૨ ને તેની સાથે
મારીનંખાવવાને બે તકસીરદારો લઈ જવાઇઆ.

૩૩ અને જેનું નામ ખોપરીનું ઠેકાણું કેહેવાએ છે તાંહાં પોહોંચીને
તેઓએ તેને તથા તે તકસીરદારોને, એકને તેની જમણી ગમ ને બીજાને
ડાબી ગમ કરૂસે જડીઆ. ૩૪ તારે ઈસુએ કહીઉં કે, અએ બાપ,
જે તેઓ કરેછે, તે તેઓ જાણુતા નથી, વાસતે તેઓને માફ કરઃ પછી
તેઓએ તેનાં લુગડાં વેહેંચીને સરત નાંખી. ૩૫ ને લોકો જોતાં ઉભા
રહીઆ, ને સરદારોએ પણ તેઓ સાથે મસખરી કરીને કહીઉં કે, એણે
બીજાઓને બચાવીઆ, એ જો ખોદાનો પસંદ કરેલો ખરીસત છે, તો
પોતાને બચાવે. ૩૬ ને સીપાઇઓ પણ તેની મસખરી કરતા પાસે આવીઆ,
ને તેને સરકો આપવાનું કીધું, ૩૭ ને કહીઉં કે, જો તું ઇહુદીઓનો પાદશાહ
છે, તો પોતાને બચાવ. ૩૮ ને હેલલાસી તથા રૂમી તથા હેબરી અખશરોમાં
લખેલું પતર તેની ઉપર હતું કે, એ ઇહુદીઓનો પાદશાહ છે. ૩૯ ને તક-
સીરદારો જે લટકાવીઆ હતા, તેઓમાંના એકે તેની નીંદા કરીને કહીઉં કે,
જો તું ખરીસત છે, તો પોતાને તથા હમને બચાવ. ૪૦ પણ બીજાએ
જવાબ દઇને તેને ધમકાવીને કહીઉં કે, તું એજ સજામાં છતાં શું ખોદાથી
બીહીતો નથી ? ૪૧ ને આપણે તો વાજબીથી, કેમકે આપણે આપણાં કામનાં
ફલ પામીએછઇએ, પણ આ માણસે કંઇ નાલાએક નથી કીધું. ૪૨ ને
તેણે ઇસુને કહીઉં કે, અએ ખોદાવંદ, જારે તું તારી પાદશાહતમાં પોહોંચે, તારે
મને ઇઆદ કરજે. ૪૩ ને ઇસુએ તેને કહીઉં કે, હું તને ખચીત કહુંછઉં કે,
આજ તું મારી સાથે પારાદઇસમાં થશે.

૪૪ અને આશરે બપોરથી તે તીજા પોહોર સુધી આખી જમીનપર
અંધકાર થઈઓ. ૪૫ ને સુરજ અંધરાઇઓ, તથા મંદીરનો પડદો વચેથી
ફાટી ગઈઓ. ૪૬ ને ઈસુએ મોહોટે આવાજે બુમ પાડતાં કહીઉં કે,
અએ બાપ, મારો રૂહ હું તારા હાથોમાં સોંપુછઉં ; ને એમ કહીને પરાણ
છોડીઓ. ૪૭ તારે જમાદારે જે થઇઉં તે જોઇને ખોદાની તારીફ કીધી, ને
કહીઉં કે, બેશક એ શખસ રાસત હતો. ૪૮ ને તે જોવા સારૂ જે લોક
એકઠા થઇઆ હતા તે બધા તે થએલાં કામ જોઇને પોતાની છાતી કુટતા
પાછા ગઇઆ. ૪૯ ને સઘલા તેના ઓલખીતા, તથા જે બઇરાં ગાલી-

લથી તેની પાછલ આવીઆં હતાં, તેઓ તે જોતાં આઘાં ઉભાં રહીઆં હતાં.
૫૦ અને જુઓ, યહુદીઓના આરીમથાઈ શેહેરનો યઉસફ નામે એક
માણસ જે પરધાન, ને જે નેક તથા રાસત શખ્સ હતો. ૫૧ તેણે તેઓના
વીચાર તથા કામ કબુલ નહીં કીધાં; ને તે પોતે પણ ખોદાની પાદશા-
હતની રાહ જોતો હતો. ૫૨ તેણે પીલત પાસે જઇને ઇસુનું મુડદું માગીઊં.
૫૩ ને તેણે તેને ઉતારી લઇને લુગડે વીટાલોઊં, ને પથરમાં ખોદેલી કબરમાં
તેને મુકીઊં, જેમાં કદી કોઇને મુકેલું નહીં હતું. ૫૪ ને તઇઆરી કરવાનો
દાહાડો તે હતો, ને સબતનો દાહાડો પણ થવા આવીઓ. ૫૫ ને બઇરાં
પણ જે તેની સાથે ગાલીલથી આવીઆં હતાં, તેઓએ પાછલ આવીને
કબર તથા તેનું મુડદું કેમ મુકાઇઊં એ જોઇઊં. ૫૬ ને પાછાં જઇને ખુશબો
તથા અતરો તઇઆર કીધાં, તોપણ હુકમ પરમાણે સબતને દાહાડે આરામ
લીધો.

## બાબ ચોવીશમો.

**અને** હપતાને પેહેલે દાહાડે તેઓએ જે ખુશબો તઇઆર કીધી, તે
લઇને તેઓ તથા તેઓની સાથે કેટલાએક બીજા મોટી સહવારે કબરની
પાસે આવીઆ. ૨ ને તેઓએ કબર પરથી પથર ગબડાવેલો દીઠો. ૩ ને
તેઓએ માંહે પેસીને ખોદાવંદ ઇસુનું મુડદું દીઠું નહીં. ૪ ને તે બાબત
તેઓ ઘણા ઘભરાટમાં હતાં, તારે એમ થઈઊં કે, જુઓ, બે જણ
ચલકતાં લુગડાં પેહેરેલા તેઓની પાસે ઉભા રહીઆ. ૫ ને તેઓ બીહીતાં
ને જમીન સુધી મોહો ભર પડતાં હતાં, તારે તેઓએ તેઓને કહીઊં કે,
મરીગએલાઓમાં તમે જીવતાને કેમ શોધોછો? ૬ તે હીઆં નથી, પણ
ઉઠીઓ છે, તે ગાલીલમાં હતો તારે તેણે તમને જે કહીઊં હતું તે યઆદ કરો,
૭ કે પાપી માણસોના હાથમાં આદમીના બેટાને સોંપાવું, ને કરૂસ પર જડા-
વું, ને તીજે દાહાડે પાછા ઉઠવું જરૂર છે. ૮ તારે તેઓએ તેની વાતો
યઆદ કીધી. ૯ ને કબર પાસેથી પાછાં જઇને અગીઆરને તથા બીજા
સહુને તેઓએ તે બધી ખબર કહી. ૧૦ ને મરીઅમ માગદાલીન, તથા
યઓહના તથા ઇઆકુબની મા મરીઅમ, તથા તેઓ સુધાં જે બીજાં હતાં,
તેઓએ રસુલોને એ વાતો કહી. ૧૧ પણ તેઓની આગલ તેઓની
વાતો ગપના જેવી લાગી, ને તેઓએ તેઓનું ન માનીઊં. ૧૨ તારે પીતર ઉઠીને

કબર પાસે દોડીઓ, ને નીચો વલીને મુડદાનાં લુગડાંને એક ગમ મુકેલાં દીઠાં,
ને જે થઇઉં તે બાબત તે પોતામાં તાજુબ થતો પાછો ગઇઓ.

૧૩ અને જુઓ, તેજ દાહાડે તેઓમાંના બે જણ ઇમાસ નામે એક
ગામમાં જતા હતા, જે ઇરૂશાલિમથી શાઠ ઇસતાદીઆ વેગલું હતું. ૧૪ ને
જે બધાં થઇઆં, તે બાબત તેઓ માહોમા વાતચીત કરતા હતા. ૧૫ ને
તેઓ માહોમા વાત કરતા તથા વીચાર કાહાડતા હતા, તારે એમ થઇઉં કે
ઇસુ પોતે પાસે આવીને તેઓની સાથે ચાલીઓ. ૧૬ પણ તેઓની આંખો
રોકાઇ કે તેઓ તેને ઓલખે નહીં. ૧૭ તારે તેણે તેઓને કહીઉં કે, તમે
ચાલતા ચાલતાં શી વાતો ચલાવોછો, ને ઉદાસ કેમ થાઓછો? ૧૮ કલી-
ઓપા નામે તેઓમાંના એકે જવાબ આપીને તેને કહીઉં કે, તું શું ઇરૂશાલિ-
મમાં કેવલ પરદેશી છે, ને આ દાહાડાઓમાં જે કામો તાંહાં બનીઆં તે નથી
જાણતો? ૧૯ ને તેણે તેઓને કહીઉં કે, કીઆં કામ? તારે તેઓએ તેને
કહીઉં કે, ઇસુ નાજારી બાબતનાં, જે ખોદાની આગલ તથા કુલે લોકોની
આગલ કામમાં તથા વાતમાં કુવતમંદ નબી હતો. ૨૦ ને મુખી કાહીનોએ
તથા હમારા સરદારોએ તેને મરણની સજાને સારૂ સોંપીઓ, ને તેને કરૂસ પર
જડીઓ. ૨૧ ને હમે ઉમેદ રાખતા હતા કે ઇસરાએલને બચાવનાર તે
છે; એ સરવ વાત ઉપરાંત એ કામો બનીઆંને આજ તીજો દાહાડો થઇઓછે.
૨૨ વલી, હમારામાંનાં કેટલાંએક બઇરાંએ હમને તાજુબ કીધા, જેઓ
મોહોટી સહવારે કબરની પાસે હતાં. ૨૩ ને તેનું મુડદું ન દીઠા પર આવીને
કહીઉં કે તેઓએ ફરેશતાઓને જોઇઆ, જેઓએ કહીઉં કે તે જીવતો છે.
૨૪ ને હમારા સાથીઓમાંના કેટલાએક કબર પાસે ગઇઆ ને જેમ બઇરાંએ
કહીઉં હતું તેમ તેઓએ દીઠું, પણ તેને ન દીઠો. ૨૫ તારે તેણે તેઓને કહીઉં
કે, અએ મુરખો, તથા નબીઓએ જે બધું કહીઉં છે તે પર એતકાદ કરવાને
સુસત મનવાલાઓ, ૨૬ શું ખરીસતને સેહેવાં, ને પોતાના જલાલમાં પેસવું
જોઇતું નહીં હતું? ૨૭ ને તેણે મુસા તથા કુલે નબીઓથી માંડીને પોતા
બાબત બધી કીતાબોમાં જે વાતો છે તે તેઓને સમજાવી. ૨૮ ને તેઓ જે
ગામમાં જતા હતા તેની પાસે પોહોંચીઆ પર તેણે આગલ જવાનું કીધું.
૨૯ પણ તેઓએ તેની આજજી કરીને કહીઉં કે, હમારી સાથે રેહે, કારણ કે
સાંહાંજ પડવા આવી છે, ને દાહાડો ઢલીઓ છે. તારે તે તેઓની સાથે
રેહેવાને પેઠો. ૩૦ પછી તે તેઓની સાથે ખાવા બેઠો તારે એમ થઇઉં કે તેણે

રોટલી લઇને સુકર કીધી, ને ભાંજીને તેઓને આપી. ૩૧ તારે તેઓની
આંખો ઉઘડાઇ, ને તેઓએ તેને ઓલખીઓ; ને તે તેઓની નજરથી ગેબ
થઇઓ. ૩૨ તારે તેઓએ માહોમા કહીઊં કે, તે જારે રસતામાં આપણી
સાથે વાતો કરતો હતો, ને કીતાબોના માએના આપણને કેહેતો હતો, તારે શું
આપણા મન આપણામાં બલતાં નહીં હતાં? ૩૩ ને તેજ ઘડી તેઓ ઉઠીને
પાછા ઇરૂશાલિમમાં ગઇઆ, ને અગીઆરોને તથા તેઓના સાથીઓને એકઠા-
થએલા જોઇને કહીઊં કે, ૩૪ ખોદાવંદ બેશક પાછો ઉઠીઓ છે, ને સીમોનને
દેખાઇઓ છે. ૩૫ ને રસતામાં જે થઇઆં તે, ને રોટલી ભાંજતાં જે તરેહ તે
તેઓથી ઓલખાઇઓ એ તેઓએ વીગતવાર કહીઆં.

૩૬ અને તેઓ એ વાતો કેહેતા હતા તારે ઇસુ પોતે તેઓની વચે ઉભો
રહીઓ, ને તેઓને કહીઊં કે, તમારી સલામતી થાઓ. ૩૭ પણ તેઓએ
ઘાભરા તથા બીધેલા થઇને વીચારીઊં કે રૂહ જોઇઓ છે. ૩૮ તારે
તેણે તેઓને કહીઊં કે, તમે કેમ ઘભરાએલા છો? ને તમારાં મનમાં શા વાસ-
તે વીચારો ઉઠેછે? મારા હાથ તથા મારા પગ જુઓ, કે હું પોતેજ છઊં;
૩૯ મને અડકો ને જુઓ, કેમકે તમે મને જેમ જુઓછો તેમ રૂહને ગોશ
તથા હાડકાં નથી. ૪૦ ને એ કહીને તેણે હાથ પગ તેઓને દેખડાવીઆ. ૪૧ ને
તેઓ ખુશીને લીધે હજી એતબાર કરતા નહીં હતા, ને તાજુબ કરતા હતા;
તારે તેણે તેઓને કહીઊં કે, તમારી પાસે હીઆં કંઈ ખાવાનું છે? ૪૨ ને
તેઓએ ભુંજેલી માછલીનો તથા મધના ચકાનો કકડો તેને આપીઓ. ૪૩ ને
તે લઇને તેણે તેઓની સાહામાં ખાધું.

૪૪ અને તેણે તેઓને કહીઊં કે, હું તમારી સાથે હતો તારે જે વાતો તમને
કહી તે એજ છે, કે મુસાની તોરતમાં તથા નબીઓની કીતાબોમાં તથા જબુ-
રમાં જે મારી બાબત લખેલું છે તે બધું પુરૂં થવાની જરૂર છે. ૪૫ તારે તેઓ
કીતાબો સમજે વાસતે તેણે તેઓની સમજ ઉઘાડી. ૪૬ પછી તેણે તેઓને
કહીઊં કે, એવું લખીઊં છે; ને જરૂર હતી કે ખરીસત એવું સેહે તથા
તીજે દાહાડે મરીગએલાઓમાંથી પાછો ઉઠે. ૪૭ ને ઇરૂશાલિમથી માંડીને
કુલે લોકોમાં તોબા તથા ગુનાહોની માફી તેનાં નામથી જાહેર કરવી જોઇએ.
૪૮ ને આ વાતોના શાહેદ તમે છો. ૪૯ ને જુઓ, હું મારા બાપનું વચન
તમ પર મોકલુંછઊં, પણ તમે ઉપરથી કુવત પામો તાંહાં સુધી ઇરૂશાલિમ શેહે-
રમાં રેહેજો.

૫૦ અને તે તેઓને બેથાનીઆ સુધી બાહાર લઈગઇઓ, ને પોતના હાથ
ઉઠાવીને તેઓને બરકત આપી. ૫૧ ને તે તેઓને બરકત આપતો હતો તારે
એમ થઇઊં કે તે તેઓથી જુદો થઈઓ, ને આસમાનમાં ઉપર લેવાઇઓ.
૫૨ તારે તેઓ તેની બંદગી કરતા મોટી ખુશીથી હરૂશાલેમમાં પાછા ગઇઆ.
૫૩ ને ખોદાને વખાણતા તથા મુબારક કેહેતા હમેશ મંદીરમાં રેહેતા હતા.
આમીન.

# ઇઓહાનની ઇંજીલ.

## બાબ પેહેલો.

**શરૂમાં** કલામ હતો, ને તે કલામ ખોદાની સાથે હતો, ને તે કલામ
ખોદા હતો. ૨ તેજ શરૂમાં ખોદા સાથે હતો. ૩ બધી ચીજો તેનાથી
બની, ઇઆને જે કંઇ બનીઊં તે તેના વીના બનીઊં નથી. ૪ તેમાં જીંદગી
હતી, ને તે જીંદગી આદમીઓની રોશની હતી. ૫ ને તે રોશની અંધારામાં
ચમકેછે, પણ અંધારાએ તેને કબુલ કીધી નહીં.
૬ ખોદાની તરફથી મોકલેલો એક માણસ હતો, જેનું નામ ઇઓહાન
હતું. ૭ તે શાહેદ થઇને રોશની બાબત શાહેદી આપવાને આવીઓ, એ વા-
સતે કે સરવે તેની મારફત એતકાદ લાવે. ૮ તે ખુદ રોશની નહીં હતો, પણ તે
રોશની બાબત શાહેદી આપવાને આવીઓ હતો. ૯ હર આદમી જે દુની-
આમાં આવેછે તેને જે રોશન કરેછે તેજ ખરી રોશની છે. ૧૦ તે દુનીઆમાં
હતો, ને દુનીઆ તેનાથી બની, પણ દુનીઆએ તેને જાણીઓ નહીં. ૧૧ તે
પોતાનાની પાસે આવીઓ, પણ તેના પોતાનાએ તેને કબુલ કીધો નહીં.
૧૨ પણ જેટલાએ તેને કબુલ કીધો, ઇઆને તેનાં નામ પર એતકાદ
કીધો, તેટલાને તેણે ખોદાનાં ફરજંદ થવાનો એખતીઆર આપીઓ. ૧૩ તેઓ
ન લોહીથી, કે ન જીસમની ખાહેશથી, કે ન આદમીના ચાહાવાથી, મગર
ખોદાથી જનમીઆ હતા.
૧૪ અને તે કલામ બદન સાથે થઇઓ, ને હમારામાં વસતી કીધી, ને

બાપના એકાકીજનીતની બુજરગી સરખી હમે તેની બુજરગી જોઇ, તે ફજલ
તથા સાચાઇથી ભરપુર હતો.

૧૫ ઇઓહાને તેની બાબત ગહવાઇ પુરી, ને પોકારીને કહીઊં કે, જેની બા-
બત મેં કહીઊં કે, મારી પાછલ જે આવેછે તે મારાથી આગલ થઇઓ, કેમકે
તે મારાથી અગાઉ હતો, તે એજ છે. ૧૬ ને હમે સહુ તેની ભરપુરીમાંથી
ફજલ પર ફજલ પામીઆ છઇએ. ૧૭ કેમકે તોરત મુસાની મારફતે અપા-
ઇ, પણ ફજલ તથા સાચાપણું ઇસુ ખરીસતથી થઇઊં. ૧૮ ખોદાને કદી
કોઇએ દીઠો નથી; એકાકીજનીત બેટાએ, જે બાપની સોહોડમાં છે, તેણેજ
તેને જાહેર કીધો છે.

૧૯ અને જારે ઇહુદીઓએ ઇરૂશાલિમથી કાહીનોને તથા લેવીઓને ઇઓ-
હાનને પુછવા સારૂ મોકલીઆ કે, તું કોણ છે? તારે તેની ગહવાઇ એ હતી.
૨૦ ને તેણે કબુલ કીધું, ને ઇંકાર કીધો નહીં, પણ કબુલ કીધું કે, હું તે ખરીસત
નથી. ૨૧ ને તેઓએ તેને પુછીઊં, તો કોણ? શું તું એલીઆ છે? ને તેણે
કહીઊં કે, ના. તો શું તું તે નબી છે? ને તેણે જવાબ દીધો કે, ના. ૨૨ તારે
તેઓએ તેને કહીઊં કે, જેઓએ હમને મોકલીઆ તેઓને હમો જવાબ
આપીએ વાસતે તું કોણ છે? તું પોતા બાબત શું કેહેછે? ૨૩ તેણે કહીઊં કે,
ઇસાઇઆ નબીએ જેમ કહીઊં કે, "ખોદાવંદની રાહ સીધી કરો," તેમ રાનમાં
પોકાર કરનારનો અવાજ હું છઊં. ૨૪ ને જેઓ મોકલાઇઆ હતા તેઓ
ફરોશીઓમાંના હતા. ૨૫ ને તેઓએ તેને પુછીઊં, ને તેને કહીઊં કે,
અગર તું તે ખરીસત નથી, કે ન એલીઆ, કે ન તે નબી, તો તું બાપતીસ-
મા કેમ કરેછે? ૨૬ ઇઓહાને તેઓને જવાબ આપીને કહીઊં કે, હું પાણી-
એ બાપતીસમા કરૂંછઊં, પણ તમારામાં એક ઉભો રેહેછે, જેને તમે નથી
જાણતા. ૨૭ તેજ એ છે કે જે મારી પાછલ આવીઆ છતાં મારાથી આગલ
થઇઓ, તેનાં ચંપલના બંધ છોડવા લાએક હું નથી. ૨૮ ઇઅરદનને પેલેપાર
બેથાબારામાં જાંહાં ઇઓહાન બાપતીસમા કરતો હતો, તાંહાં એ બધું થઇઊં.

૨૯ બીજે દાહાડે ઇઓહાને પોતાની પાસે ઇસુને આવતો જોઇને કહીઊં કે,
જુઓ, ખોદાનું હલવાન જે દુનીઆનું પાપ લઇ જાએછે. ૩૦ જેની બા-
બત મેં કહીઊં કે, મારી પાછલ એવો શખસ આવેછે કે જે મારી આગલ
થઇઓ, કેમકે તે મારાથી અગાઉ હતો, એજ તે છે. ૩૧ ને મેં તેને જા-
ણીઓ નહીં, પણ તે ઇસરાએલને જાહેર થનાર છે, એ કારણ વાસતે હું

આવીને પાણીએ બાપતીસમા કરૂંછઊં. ૩૨ ને ઇઓહાને ગહવાઈ આપીને
કહીઊં કે, રૂહને ખબુતરની પેઠે આસમાનથી ઉતરતો મેં દીઠો, ને તે પર તે રહી-
ઓ. ૩૩ ને મેં તેને જાણીઓ નહીં, પણ જેણે મને પાણીએ બાપતીસમા
કરવાને મોકલીઓ, તેણે મને કહીઊં કે, જેના પર રૂહને ઉતરતો તથા તે પર
રેહેતો તું જુએ, તેજ પાક રૂહથી બાપતીસમા કરનાર છે. ૩૪ ને મેં દીઠું, ને
ગહવાઈ પુરી કે એ ખોદાનો બેટો છે.

૩૫ બીજે દાહાડે ઇઓહાન પોતાના શાગીરદોમાંના બે સુધાં ફરી ઉભો રહી-
ઓ હતો. ૩૬ ને તેણે ઇસુને ચાલતો જોઇને કહીઊં કે, જુઓ, ખોદાનું
હલવાન. ૩૭ ને તે બે શાગીરદોએ તેનું બોલવું શાંભલીઊં, ને તેઓ ઇસુ-
ની પાછલ ગઇઆ. ૩૮ તારે ઇસુએ ફરીને તેઓને પાછલ આવતા જોઇને
તેઓને કહીઊં કે, તમે શું શોધોછોઓ? ને તેઓએ તેને કહીઊં કે, રાબી,
ઇઆને ઉસતાદ, તું કાંહાં રેહેછે? ૩૯ તેણે તેઓને કહીઊં કે, આવીને
જુઓ. તેઓ આવીઆ, ને જાંહાં તે રેહેતો હતો તે જોઇઊં, ને તે દાહાડે
તેની સાથે રહીઆ, કેમકે શુમારે પાછલો પોહર થઇઓ હતો. ૪૦ જે બે
ઇઓહાનનું શાંભલીને તેની પાછલ ગઇઆ, તેઓમાંનો એક સીમોન પીત-
રનો ભાઈ આંદરૂ હતો. ૪૧ તે પેહેલાં પોતાના ભાઈ સીમોનને મલીઓ, ને
તેને કહીઊં કે, મસીહાને, ઇઆને તે ખરીસતને હમે દીઠો છે. ૪૨ ને તે
તેને ઇસુની પાસે લઈ આવીઓ; ને ઇસુએ તેને જોઇને કહીઊં કે, તું ઇઓ-
નાનો દીકરો સીમોન છે, તું કેફા કેહેવાશે, જેની માએની પથર છે.

૪૩ બીજે દાહાડે ઇસુએ ગાલીલ જવાને ચાહીઊં, ને ફીલપને જોઇને તેને
કહીઊં કે મારી પાછલ આવ. ૪૪ અવે એ ફીલપ આંદરૂ તથા પીતરના બેથ-
સાઇદા શેહેરનો હતો. ૪૫ ફીલપ નાથાનેલને મલીઓ, ને તેને કહીઊં કે,
તોરતમાં જેની બાબત મુસાએ તથા નબીઓએ પણ લખીઊં તે નાજારેથના
ઇસુ, ઇઉસફના બેટાને હમે દીઠો છે. ૪૬ ને નાથાનેલે તેને કહીઉં કે, નાજારેથ-
થી કંઈ શારૂં નીકલી શકેછે? ફીલપે તેને કહીઊં કે, આવીને જો. ૪૭ ઇસુએ
નાથાનેલને પોતાની પાસે આવતો જોઇને તેની બાબત કહીઊં કે, જુઓ, ખરો
ઇસરાએલી, જેનામાં કપટ નથી. ૪૮ નાથાનેલે તેને કહીઊં કે, તું મને કાંહાં-
થી જાણેછે? ને ઇસુએ જવાબ આપીને તેને કહીઊં કે, ફીલપે તને તેડીઆ
અગાઉ, જારે તું અંજીરી તલે હતો તારે મેં તને દીઠો. ૪૯ નાથાનેલે જવાબમાં
તેને કહીઊં કે, રાબી, તું ખોદાનો બેટો છે, તું ઇસરાએલનો પાદશાહ છે.

૫૦ ને ઇસુએ જવાબ આપીને તેને કહીઊં કે, તને અંજીરી તળે દીઠો, મેં તને
એવું કહીઆથી શું તું એતકાદ લાવેછે? એ કરતાં તું મોહોટાં કામ જોશે.
૫૧ ને તેણે તેને કહીઊં કે, હું તમને ખચીત ખચીત કહુંછઉં કે હવે પછી
આસમાન ઉઘડેલું, ને ખોદાના ફીરશતાઓને આદમીના બેટા ઉપર ચહડતા
તથા ઉતરતા તમે જોશો.

## બાબ બીજો.

**અને** તીજે દાહાડે ગાલીલના કાનામાં લગન હતાં, ને ઇસુની મા તાંહાં
હતી. ૨ ને ઇસુને તથા તેના શાગીરદોને તે લગનમાં નોતરીઆ હતા. ૩ ને
વઇન ખુટીગઇઓ તારે ઇસુની માએ તેને કહીઊં કે, તેઓ પાસે વઇન નથી.
૪ ઇસુએ તેને કહીઊં કે, બાઈ, મારે તારી સાથે શું છે? મારો વખત હજી
નથી આવીઓ. ૫ તેની માએ ચાકરોને કહીઊં કે, જે કંઈ એ તમને કેહે તે
કરો. ૬ તારે ઇહુદીઓની પાક કરવાની રીત પરમાણે પથરનાં છ કુંડાં પાણી-
નાં તાંહાં મુકેલાં હતાં, તે હરેકમાં બે કે તણ મણ માતું હતું. ૭ ઇસુએ
તેઓને કહીઊં કે, એ કુંડાં પાણીએ ભરો; ને તેઓએ તેઓને મોહો સુધી
ભરીઆં. ૮ તારે તેણે તેઓને કહીઊં કે, હવે તેઓમાંથી કાહાડો, ને જમ-
ણના કારભારી પાસે લઇજાઓ. તેવાજ તેઓ લઇગઇઆ. ૯ ને જે વઇન
પાણીનો થઇઓ તે જમણના કારભારીએ જારે ચાખીઓ, ને તે કાંહાંથી એ
તેણે જાણીઊં નહીં, (પણ જે ચાકરોએ પાણી કાહાડીઊં તેઓએ જાણીઊં)
તારે જમણના કારભારીએ વરને પાસે તેડીઓ; ૧૦ ને તેને કહીઊં કે, હરેક
શખસ પેહેલાં શારો વઇન પીરસેછે, ને બહુ પીધા પછી નઠારો, પણ તેં હજી
સુધી શારો વઇન રાખી મુકીઓ છે. ૧૧ આએ પેહેલો મોજેજો ઇસુએ
ગાલીલના કાનામાં દેખડાવીઓ, ને પોતાની જલાલ જાહેર કીધી, તારે તેના
શાગીરદોએ તેના પર એતકાદ કીધો. ૧૨ એ બાદ તે તથા તેની મા તથા
તેના ભાઇ તથા તેના શાગીરદ કાપરનાહુમમાં ગઇઆં, પણ તાંહાં ઘણા દાહાડા
રહીઆં નહીં.

૧૩ અને ઇહુદીઓનું પાસખા જસન પાસે હતું, ને ઇસુ ઇરૂશાલેમમાં ગઇ-
ઓ. ૧૪ ને મંદીરમાં ઢોર તથા ગેટાં તથા ખબુતર વેચનારાઓને, તથા નાણા-
વટીઓને બેઠેલા દીઠા. ૧૫ તારે તેણે જીહીણી દોરીનો કોરડો કરીને તે સરવેને

ગેટાં તથા ઢોરો સુધાં મંદીરમાંથી કાહાડી મુકીઆ, ને નાણાવટીઓનાં નાણા
વેરી નાંખીઆં, ને પાટીઆં ઉલટાવી નાંખીઆં. ૧૬ ને ખબુતર વેચનારાઓને
કહીઊં કે, એ હીઆંથી લઈ જાઓ, મારા બાપનાં ઘરને વેપારનું ઘર ન કરો.
૧૭ તારે તેના શાગીરદોએ ઈઆદ કીધું કે એમ લખીઊં છે કે, "તારાં ઘરની
ચંતાએ મને ખાઇ નાંખીઓ છે."

૧૮ તારે ઈહુદીઓએ જવાબ દઇને તેને કહીઊં કે, તું એ કામો કરેછે,
વાસતે હમને શી નીશાની દેખડાવેછે? ૧૯ ઈસુએ જવાબ દઇને તેઓને
કહીઊં કે, આ મંદીરને પાડી નાંખો, ને તણ દાહાડામાં હું એને ઉભું કરીશ.
૨૦ તારે ઇહુદીઓએ કહીઊં કે, છેંતાલીશ વરસો એ મંદીર બંધાઇઊં, ને શું
તું એને તણ દાહાડામાં ઉભું કરશે? ૨૧ પણ તેણે તો પોતાનાં બદનનાં મંદીર
બાબત કહીઊં. ૨૨ વાસતે જારે તે મરીગએલાંઓમાંથી પાછો ઉઠીઓ તારે
તેના શાગીરદોએ ઈઆદ કીધું કે તેણે તેઓને એ કહીઊ હતું, ને તેઓએ
લેખ પર તથા ઈસુની કહેલી તે વાત પર એતકાદ કીધો. ૨૩ ને તે ઇરૂશાલેમ-
માં પાસખા જસનમાં હતો તારે ઘણાએ તેના મોજેજાઓ જોઇને તેનાં નામ-
પર એતકાદ કીધો. ૨૪ પણ ઈસુએ પોતે પોતા બાબત તેઓનો એતકાદ નહીં
કીધો, કેમકે તેણે સરવેને જાણીઆ. ૨૫ ને આદમી બાબત કોઈ ગહવાઈ
પુરે એવી તેને જરૂર નહીં હતી, કાંજે આદમીમાં શું છે એ તેણે જાણીઊં.

## બાબ તીજો.

**અને** ફરોશીઓમાંનો નીકોદીમસ નામે એક શખસ ઇહુદીઓનો
સરદાર હતો. ૨ તેણે રાતે ઇસુની પાસે આવીને તેને કહીઊં કે, અએ રાબી,
હમે જાણીએછઇએ કે તું ખોદાની તરફથી ઉસતાદ થઇને આવેલો છે, કેમકે
જે મોજેજા તું કરેછે તે કોઇ કરી નહીં શકે જો ખોદા તેની સાથે હોએ નહીં તો.
૩ ઇસુએ જવાબ આપીને તેને કહીઊં કે, હું તને ખચીત ખચીત કહુંછઊં, જો
કોઈ ફરીથી પેદા નહીં થાએ તો તે ખોદાની પાદશાહતને જોઈ નહીં શકસે.
૪ નીકોદીમસે તેને કહીઊં કે, આદમી બુઢો થઇને શી તરેહ પેદા થઈ શકેછે?
તે શું બીજીવાર પોતાની માના પેટમાં પેસીને પેદા થઇ શકેછે? ૫ ઇસુએ
જવાબ આપીઓ કે, હું તને ખચીત ખચીત કહુંછઊં જો કોઈ પાણીથી તથા
રૂહથી પેદા નથી થતો તો ખોદાની પાદશાહતમાં તે પેસી નથી શકતો. ૬ જે

જીસમથી પેદા થઇઓ, તે જીસમ છે; ને જે રૂહથી પેદા થઇઓ, તે રૂહ છે.
૭ મેં તને કહીઊં કે તમારે ફરીથી પેદા થવું જરૂર છે, વાસતે તાજુબ ન થા.
૮ હવા જાંહાં ચાહેછે તાંહાં ચાલેછે, ને તું તેનો અવાજ શાંભલેછે, પણ તે
કાંહાંથી આવેછે, ને કાંહાં જાએછે, એ તું નથી જાણતો; હરેક જે રૂહથી પેદા
થઇઓ છે તે તેવોજ છે. ૯ નીકોદીમસે જવાબ આપીને તેને કહીઉં કે, એ
વાતો કેમ બની શકેછે? ૧૦ ઇસુએ જવાબ આપીને તેને કહીઊં કે, તું
ઇસરાએલનો ઉસતાદ છે, ને શું એ વાતો નથી જાણતો? ૧૧ હું તને
ખચીત ખચીત કહુંછઉં કે હમે જે જાણીએછઇએ તે કહીએછઇએ, ને જે
દીઠું છે તે બાબત ગહવાઇ પુરીએછઇએ, પણ તમે હમારી ગહવાઈ કબુલ
નથી કરતા. ૧૨ અગર જમીન ઉપરની વાતો મેં તમને કહી, ને તમે એત-
કાદ નથી લાવતા, તો હું તમને આસમાનની કહું તારે શી તરેહ તમે એતકાદ
લાવશો? ૧૩ ને આસમાનપરથી ઉતરેલો આદમીનો બેટો જે આસમાનમાં છે
તે વીના કોઇ આસમાનમાં નથી ચહડીઊં.

૧૪ અને જેમ મુસાએ રાનમાં સાપને ઊંચો કીધો, તેમ જરૂર છે કે આદ-
મીનો બેટો ઊંચો કરાએ, ૧૫ કે જે કોઇ તેના ઉપર એતકાદ લાવે તે હલાક
ન થાએ, પણ હમેશાંની જીંદગી પામે. ૧૬ કેમકે ખોદાએ દુનીઆ પર
એવો પીઆર કીધો કે તેણે પોતાનો એકાકીજનીત બેટો એ વાસતે આપી-
ઓ કે, જે કોઇ તેના ઉપર એતકાદ લાવે તે હલાક ન થાએ, પણ હમેશાંની
જીંદગી પામે. ૧૭ કેમકે ખોદાએ પોતાના બેટાને દુનીઆમાં એ વાસતે નથી
મોકલીઓ કે દુનીઆને તકસીરદાર ઠરાવે; પણ એ વાસતે કે તેનાથી દુનીઆ-
નું તારણ થાએ. ૧૮ કેમકે તેના ઉપર જે એતકાદ કરેછે, તે તકસીરદાર ઠરા-
વાતો નથી; પણ જે એતકાદ નથી કરતો, તે તકસીરદાર ઠરી ચુકીઓ; કેમકે
ખોદાના એકાકીજનીત બેટાનાં નામ ઉપર તેણે એતકાદ નહીં કીધો. ૧૯ ને
તકસીર ઠરાવવાનું કારણ એ કે, દુનીઆમાં રોશની આવી, ને માણસોએ
અંધારાંને રોશનીથી જીઆદા પીઆર કીધો, કેમકે તેઓનાં કામ બુરાં છે.
૨૦ કેમકે જે કોઇ બુરૂં કરેછે તે રોશનીની દુશમની કરેછે, ને રોશનીની નજદીક
આવતો નથી કે તેનાં કામ જાહેર નહીં થાએ. ૨૧ પણ જે હક કરેછે, તે
રોશનીની નજદીક આવેછે, એ સારૂ કે તેનાં કામ ખોદાથી થઇઆં છે એ
જાહેર થાએ.

૨૨ એ પછી ઇસુ પોતાના શાગીરદો સુધાં ઇહુદા મુલકમાં આવીઓ, ને

તાંહાં તેઓની સાથે રહીઓ, ને બાપતીસમા કીધું. ૨૩ ને ઇઓહાન પણ
સાલીમની પાસેના એનોનમાં બાપતીસમા કરતો હતો, કેમકે તાંહાં ઘણું પાણી
હતું, ને લોકોએ આવીને બાપતીસમા પામી લીધું. ૨૪ કાંજે હજી સુધી
ઇઓહાન કેદખાનામાં નંખાઈઓ નહીં હતો. ૨૫ ને પાક થવા બાબત ઇહુ-
દીઓ સાથે ઇઓહાનના શાગીરદોને તકરાર થઈ. ૨૬ તારે તેઓએ ઇઓ-
હાનની પાસે આવીને તેને કહીઊં કે, રાબી, ઇઅરદનને પેલેપાર જે તારી સાથે
હતો, જેની બાબત તેં ગહવાઇ પુરી છે, જો તે બાપતીસમા કરેછે, ને બધા
તેની પાસે આવેછે. ૨૭ ઇઓહાને જવાબ આપીને કહીઊં કે, જો માણસને
આસમાનથી આપીઊં ન હોએ, તો તે કંઇ પામી નથી શકતો. ૨૮ તમે પોતે
મારી ગહવાઇ પુરોછોઓ કે, મેં કહીઊં કે, હું તે ખરીસત નથી, પણ તેનાથી
આગલ મોકલેલો છઊં. ૨૯ જેને નવરી છે, તે નવરો છે; પણ નવરાનો
દોસત જે ઉભો રેહેછે, ને તેનું શાંભલેછે, તેજ નવરાના અવાજથી બહુ ખુશી
કરેછે; વાસતે મારી ખુશી પુરી થઈ છે. ૩૦ તેને વધતા જવું, પણ મારે
ઘટતા જવું પડેછે. ૩૧ જે ઉપરથી આવેછે, તે સહુના ઉપર છે; જે જમી-
નથી છે, તે જમીનનો છે, ને જમીન બાબત કેહેછે; જે આસમાનથી આવે-
છે, તે સહુના ઉપર છે. ૩૨ ને તેણે જે દીઠું ને શાંભલીઊં છે, તેની ગહવાઈ
તે પુરેછે; પણ તેની ગહવાઈ કોઇ માનતા નથી. ૩૩ જેણે તેની ગહવાઈ
માની છે, તેણે મોહોર કીધી છે કે ખોદા ખરો છે. ૩૪ કાંજે જેને ખોદાએ
મોકલીઓ છે તે ખોદાની વાતો કેહેછે; કેમકે ખોદા તેને રૂહ માપણીથી નથી
આપતો. ૩૫ બાપ બેટાને પીઆર કરેછે, ને તેણે સઘલાં તેના હાતમાં સોંપી-
આં છે. ૩૬ બેટા પર જે એતકાદ કરેછે, તેને હમેશાંની જીંદગી છે; પણ
બેટાને જે નથી માનતો, તે જીંદગી નહીં જોશે, પણ તેના પર ખોદાનો ગજબ
રેહેછે.

## બાબ ચોથો.

**અને** જારે ખોદાવંદે જાણીઊં કે ફરોશીએ શાંભલીઊં કે, ઇસુ ઇઓ-
હાનથી જીઆદા શાગીરદ કરેછે, ને બાપતીસમા આપેછે; ૨ (તોપણ ઇસુએ
પોતે બાપતીસમા આપીઊં નહીં, પણ તેના શાગીરદોએ.) ૩ તારે ઇહુદા મુકી-
ને પાછો ગાલીલમાં ગઇઓ. ૪ ને સમરોનમાં થઇને તેને જવાની જરૂર હતી.
૫ તારે જે ખેતર ઇઆકુબે પોતાના દીકરા ઇઉસફને આપીઊં હતું તેની પાસે

સમરોનના શેએમ કેહેવાએલાં એક શેહેરની પાસે તે આવીઓ. ૬ ને તાંહાં
ઈઆકુબનો કુઓ હતો, ને ઇસુ ચાલવાથી થાકીઓ વાસતે કુઆ પર જઈ
બેઠો; તે શુમારે બપોરનો વખત હતો. ૭ ને એક સમરોની બઇરી પાણી
ભરવાને આવી: ઇસુએ તેને કહીઉં કે, મને પીવાને આપ. ૮ કેમકે તેના
શાગીરદ શેહેરમાં ગઇઆ હતા કે કંઇ ખવાનું વેચાતું લે. ૯ તારે તે સમરોની
બઇરીએ તેને કહીઉં કે, તું યહુદી થઇને હું સમરોનની બઇરી પાસે કેમ
પીવાને માગેછે? કેમકે સમરોનીઓ સાથે યહુદીઓ વેહવાર રાખતા નથી.
૧૦ ઇસુએ જવાબમાં તેને કહીઉં કે, અગર ખોદાની બખશેસને, તથા જે
તને કેહેછે કે મને પીવાને આપ તે કોણ છે, એ જો તું પીછાનતી, તો તું તેના-
થી માગતે, ને તે તને જીવતું પાણી આપતે. ૧૧ તે બઇરીએ તેને કહીઉં કે,
ખોદાવંદ, તારી પાસે પાણી કાહાડવાનું કંઇ નથી, ને કુઓ ઊંડો છે, તારે જીવ-
તું પાણી તારી પાસે કાંહાંથી છે? ૧૨ હમારા બાપ ઈઆકુબ, જેણે હમને આ
કુઓ આપીઓ, અને જેણે પોતે, ને તેનાં છોકરાંએ તથા ઢોરોએ એમાંનું
પીધું, તે કરતાં શું તું મોહોટો છે? ૧૩ ઇસુએ જવાબ આપીને તેને કહીઉં કે,
જે કોઇ આ પાણીમાંથી પીએછે, તેને ફરી તરશ લાગશે. ૧૪ પણ જે પાણી
હું આપીશ, તેમાંથી જે પીએછે, તેને હરગેજ પાછી તરશ લાગનાર નથી;
પણ જે પાણી હું તેને આપીશ, તે હમેશાંની જીંદગીને સારૂ ઝરતાં પાણીનો
કુઓ તેનામાં થશે. ૧૫ બઇરીએ તેને કહીઉં કે, ખોદાવંદ. તે પાણી મને
આપ, કે મને તરશ નહીં લાગે, ને પાણી ભરવા મારે હીઆં આવવું નહીં પડે.
૧૬ ઇસુએ તેને કહીઉં કે, જા તારા વરને હીઆં તેડી લાવ. ૧૭ બઇરીએ
જવાબ આપીને કહીઉં કે, મારો વર નથી. ઇસુએ તેને કહીઉં, તેં ઠીક કહીઉં
કે મારો વર નથી. ૧૮ કેમકે તને પાંચ વર હતા, ને હમણા જેની સાથે તું રેહેછે
તે તારો વર નથી, એ તેં ખરૂં કહીઉં. ૧૯ બઇરીએ તેને કહીઉં કે, ખોદાવંદ, તું
નબી છે એમ મને દીસેછે. ૨૦ હમારા બાપદાદાએ આ પાહાડ પર બંદગી
કીધી, પણ તમે કહોછોઓ કે, જે મકાનમાં બંદગી કરવી જોઇએ તે યરૂશા-
લેમ છે. ૨૧ ઇસુએ તેને કહીઉં કે, અએ બઇરી, મારી વાત માન કે એવો
વખત આવેછે કે જારે તમે આ પાહાડ પર, કે યરૂશાલેમમાં બાપની બંદગી
નહીં કરશો. ૨૨ તમે કોણની બંદગી કરોછોઓ એ તમે નથી જાણતાં; હમે
કોણની બંદગી કરીએછઇએ એ હમે જાણીએછઇએ; કેમકે તારણ યહુદી-
ઓમાંથી છે. ૨૩ પણ એવો વખત આવેછે, ને હમણા છે, કે જેમાં ખરી

બંદગી કરનારા રૂહથી તથા સાચાઇથી બાપની બંદગી કરશે; કેમકે એવી બંદગી
કરનારાઓને બાપ શોધેછે. ૨૪ ખોદા રૂહ છે, ને જે તેની બંદગી કરે તેઓ-
એ રૂહથી તથા સાચાઇથી તેની બંદગી કરવી જોઇએ. ૨૫ બઇરીએ તેને
કહીઊં, મશીહા, જે ખરીસત, તે આવેછે, એ હું જાણુંછઊં; તે આવીઆ
પર હમને બધી વાતો કેહેશે. ૨૬ ઇસુએ તેને કહીઊં, હું જે તારી સાથે
બોલુંછઊં તે તેજ છઉં.

૨૭ એટલામાં તેના શાગીરદો આવીઆ, ને બઇરીની સાથે તે બોલતો હતો
વાસતે તેઓ તાજુબ થઇઆ; તોપણ તું શું શોધેછે? ઇઆ તેની સાથે કેમ
બોલેછે? એમ કોઇએ કહીઊં નહીં. ૨૮ તારે તે બઇરી પોતાની ગાગેર મુકીને
શેહેરમાં ગઈ, ને લોકોને કહીઉં કે, ૨૯ આવો, જે બધું મેં કીધું તે સઘલું જેણે
મને કહીઊં તે માણસને જુઓ: તે શું ખરીસત નથી? ૩૦ વાસતે તેઓ
શેહેરમાંથી નીકલીને તેની પાસે આવીઆ.

૩૧ તેટલામાં શાગીરદોએ તેની અરજ કરતાં કહીઉં કે, રાબી, જમ.
૩૨ પણ તેણે તેઓને કહીઉં કે, જે ખોરાક મારે ખાવાનો છે તે તમે નથી
જાણતા. ૩૩ વાસતે શાગીરદોએ માહોમા કહીઉં કે, એને સારૂ શું કોઈ કંઈ
ખાવાનું લાવીઓ છે? ૩૪ ઇસુએ તેઓને કહીઉં કે, જેણે મને મોકલીઓ
છે, તેની મરજી પરમાણે કરવું, ને તેનું કામ પુરૂં કરવું, એ મારો ખોરાક છે.
૩૫ તમે શું નથી કેહેતા કે, હમણાથી ચાર મહીના પછી કાપણીનો વખત
આવેછે? જુઓ, હું તમને કહુંછઊં કે, પોતાની આંખો ઉંચી કરીને ખેતરોને
જુઓ, કેમકે તેઓ હવે કાપવા સારૂ પાકી ચુકીઆં છે. ૩૬ ને જે કાપેછે
તે મજુરી પામેછે, ને હમેશાંની જીંદગીને સારૂ ફલ એકઠાં કરેછે; કે વાવનાર
તથા કાપનાર પણ સાથે ખુશી કરે. ૩૭ ને એમાં એ કેહેવત ખરી પડી કે,
એક વાવેછે, ને બીજો કાપેછે. ૩૮ જે પર તમે કંઈ મેહેનત નથી કીધી, તે
કાપવાને મેં તમને મોકલીઆ છે; બીજાઓએ મેહેનત કીધી, ને તમે તેઓ-
ની મેહેનતમાં પેઠા.

૩૯ ને તે શેહેરના ઘણા સમરીઓએ પેલી બઇરીનાં કેહેવાથી, જેણે ગહ-
વાઈ પુરી, કે જે કંઈ મેં કીધું તે બધું તેણે મને કહીઉં, તેના ઉપર એતકાદ
લાવીઆ. ૪૦ ને પેલા સમરોનીઓએ તેની પાસે આવીને તેની આજજી
કીધી કે, હમારી સાથે રેહે; ને બે દાહાડા તે તાંહાં રહીઓ. ૪૧ ને તેઓ
શીવાએ બીજા ઘણાઓએ તેની વાતથી તેના ઉપર એતકાદ કીધો, ૪૨ ને

તે બઇરીને કહીઉં કે હવે હમે ફકત તારાં કેહેવાથી એતકાદ નથી કરતા; કેમકે
હમે પોતે શાંભલીઉં, ને જાણીએછઇએ કે, એ બેશક દુનીઆનો તારનાર ખ-
રીસત છે.
૪૩ ને બે દાહાડા પછી તે તાંહાંથી નીકલીને ગાલીલમાં ગઇઓ.
૪૪ કેમકે ઇસુએ પોતે ગહવાઇ આપી કે, નબી પોતાનાં વતનમાં ઇજત
નથી પામતો. ૪૫ જારે તે ગાલીલમાં આવીઓ, તારે ગાલીલીઓએ તેની
ખાતરદારી કીધી; કાંજે જે બધાં કામ ઇરૂશાલેમમાં જસનની વખત તેણે કીધાં
હતાં, તે તેઓએ દીઠાં હતાં; કેમકે તેઓ પણ જસનમાં ગઇઆ હતા.
૪૬ તારે ઇસુ ફરી ગાલીલ મધેના કાના, જાંહાં તેણે પાણીનો વઇન કીધો હતો,
તાંહાં ગઇઓ; ને તાંહાં એક અમીર હતો, કે જેનો દીકરો કાપરનાહુમમાં બી-
માર હતો. ૪૭ તેણે શાંભલીઉં કે ઇસુ ઇહુદાથી ગાલીલમાં આવીઓ છે;
તારે તેની પાસે જઇને તેની આજજી કીધી કે, આવીને મારા દીકરાને સજો
કર; કેમકે તે મરવા પડીઓ છે. ૪૮ તારે ઇસુએ તેને કહીઉં કે, નીશાન તથા
કરાંમતો જોઇઆ વીના તમે એતકાદ નહીંજ કરશો. ૪૯ અમીરે તેને કહીઉં
કે, ખોદાવદ, મારા દીકરાના મરવા અગાઉ આવ. ૫૦ ઇસુએ તેને કહીઉં
કે, જા, તારો દીકરો જીવેછે. તારે જે વાત ઇસુએ તેને કહી, તે પર તે શ-
ખસે એતકાદ કીધો, ને રવાના થઇઓ. ૫૧ ને તે જતો હતો એટલામાં
તેના ચાકરો તેને મલીઆ, ને ખબર આપી કે, તારો દીકરો જીવેછે. ૫૨ ને
કહી ઘડીએ તેને આરામ થવા માડીઓ, એ તેણે તેઓને પુછીઉં; ને
તેઓએ તેને કહીઉં કે, કાલે બપોર ઉપર હડી ઘડીએ તાવે તેને મુકીઓ.
૫૩ તારે બાપે જાણીઉં કે, જે ઘડી ઇસુએ તેને કહીઉં હતું કે, તારો દીકરો
જીવેછે, તેમાંજ એ થઇઉં; ને તેણે પોતે તથા તેનાં ઘરનાં સઘલાંએ એતકાદ
કીધો. ૫૪ આએ વલી બીજો મોજેજો ઇસુએ ઇહુદામાંથી નીકલીને ગાલી-
લમાં કીધો.

## બાબ પાંચમો.

એ પછી ઇહુદીઓનું એક જસન હતું, ને ઇસુ ઇરૂશાલેમમાં ગઇઓ.
૨ ને ઇરૂશાલેમમાં ગેટાંના દરવાજાની પાસે એક હોજ છે, જે હેબરી બોલીમાં
બેથેસદા કેહેવાએછે, જેના પાંચ ઓવારા છે. ૩ તેઓમાં બીમારીઓ,

આંધલા, લંગડા, લુલા, ઘણા લોક પાણી હલવાની રાહ જોતા પડી રેહેતા હતા.
૪ કેમકે બાજે વખત ફીરશતો તે હોજમાં ઉતરીને પાણીને હલાવતો હતો, ને
પાણી હલીગ્યા બાદ જે કોઈ પેહેલાં તેમાં ઉતરતો, તેને જે કંઈ બીમારી હોય
તેથી તે સમો થતો હતો. ૫ ને તાંહાં એક શખસ હતો, જે આડતીશ વર-
શનો બીમાર હતો. ૬ ઇસુએ તેને પડેલો જોઇને, તથા એ જાણીને કે લાંબી
મુદતથી એ હાલતમાં તે છે, તેને કહીઉં કે, તું શું સમો થવા ચાહેછે? ૭ તે
બીમારે તેને જવાબ આપીઓ કે, ખોદાવંદ, જે વખત પાણી હલવા લાગેછે,
તે વખત હોજમાં મને ઉતારવાને સારૂ કોઈ નથી, પણ હું આવુંછઉં એટલામાં
બીજો મારી અગાઉ ઉતરેછે. ૮ ઇસુએ તેને કહીઉં કે, ઉઠ, તારૂં બીછાનું
લઇને ચાલ. ૯ ને તેજ વખત તે શખસ સમો થઇઓ, ને પોતાનું બીછાનુ
ઉંચકીને ચાલીઓ. ને તે દાહાડો સબતનો હતો. ૧૦ વાસતે જે સમો કરા-
ઇઓ, તેને યહુદીઓએ કહીઉં કે, આએ સબતનો દાહાડો છે, તને બીછાનું
લઇને ચાલવું રવા નથી. ૧૧ તેણે તેઓને જવાબ આપીઓ કે, જેણે મને
સમો કીધો તેણે મને કહીઉં કે, તારૂં બીછાનું ઉંચકીને ચાલ. ૧૨ તારે તેઓએ
તેને પુછીઉં કે, તને જેણે એમ કહીઉં કે, તારૂં બીછાનું ઉંચકીને ચાલ, તે
માણસ કોણ છે? ૧૩ પણ તે કોણ છે, એ તે સમો થએલો જાણતો નહીં
હતો, કેમકે તે ઠેકાણે ભીડ છતાં ઇસુ તાંહાંથી ખસી ગઇઓ હતો. ૧૪ એ
બાદ ઇસુ મંદીરમાં તેને મલીઓ, ને તેને કહીઉં કે, જો, તું સમો થઇઓ છે,
તો તું એથી બદતર બલામાં નહીં પડે વાસતે હવે ગુનાહ ના કરતો. ૧૫ તે મા-
ણસે જઇને યહુદીઓને કહીઉં કે, જેણે મને સમો કીધો તે ઇસુ છે. ૧૬ પછી
યહુદીઓ એ સારૂ ઇસુનો પછવાડે લાગીઆ, ને તેને મારી નાંખવાને શોધીઓ,
કાંજે એ કામો તેણે સબતને દાહાડે કીધાં હતાં.

૧૭ પણ ઇસુએ તેઓને જવાબ દીધો કે, મારો બાપ હજી સુધી કામ
કરેછે, ને હું પણ કામ કરૂંછઉં. ૧૮ વાસતે તેને મારી નાંખવાની યહુદી-
ઓએ જીઆદા કોશેસ કીધી; કાંજે તેણે ફકત સબત રદ કીધો એટલુંજ
નહીં, પણ ખોદાને પોતાનો બાપ કહીને પોતાને ખોદાની બરાબર કીધો.
૧૯ તારે ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં કે, હું તમને ખચીત ખચીત
કહુંછઉં કે, બેટો બાપને જે કંઈ કરતાં જુએછે તે શીવાએ પોતે કંઈ કરી
નથી શકતો; કેમકે તે જે જે કરેછે, તે બેટો પણ તેજ પરમાણે કરેછે.
૨૦ કેમકે બાપ બેટા પર પીઆર કરેછે, ને પોતે જે કરેછે તે બધાં તેને દેખ-

ડાવેછે, ને તમે તાજુબ થાઓ વાસતે તે કરતાં મોહોટાં કામો પણ તેને દેખ-
ડાવશે. ૨૧ કાંજે જેમ બાપ મુએલાઓને ઉઠાડેછે, ને જીવાડેછે, તેમ બેટો
પણ જેઓને ચાહેછે તેઓને જીવાડેછે. ૨૨ વલી, બાપ કોઇનો ઇનસાફ
કરતો નથી, પણ બધો ઇનસાફ બેટાને સોંપીઓ છે. ૨૩ તે એ સારૂ કે
જેમ લોક બાપને આબરૂ આપેછે, તેમ બેટાને પણ સઘલા આબરૂ આપે.
બેટાને જે આબરૂ નથી આપતો, તે તેના મોકલનાર બાપને પણ આબરૂ નથી
આપતો. ૨૪ હું તમને ખચીત ખચીત કહુંછઊં કે જે મારી વાત શાંભલેછે,
ને મારા મોકલનાર પર એતકાદ કરેછે, તેને હમેશાંની જીંદગી છે; ને તે સજામાં
નહીં પડશે, પણ મોતમાંથી નીકલીને જીંદગીમાં પાર પડીઓ છે. ૨૫ હું
તમને ખચીત ખચીત કહુંછઊં કે એવી ઘંડી આવેછે, ને હમણા પણ છે, કે
જેમાં મુએલાઓ ખોદાના બેટાનો અવાજ શાંભલશે, ને શાંભલનારા જીવતા
થશે. ૨૬ કેમકે જેમ બાપ પોતામાં જીંદગી રાખેછે, તેમ બેટાને પણ
પોતામાં જીંદગી રાખવાનું તેણે આપીઊં છે. ૨૭ ને તે આદમીનો બેટો છે,
વાસતે ઇનસાફ કરવાનો એખતીઆર પણ તેને આપીઓ છે. ૨૮ એથી તમે
તાજુબ ના થાઓ; કેમકે એવી ઘડી આવેછે, કે જેમાં સરવ જે કબરોમાં છે
તેઓ તેનો પોકાર શાંભલશે. ૨૯ ને જેઓએ નેક કીધું છે, તેઓ જીંદગી-
ના પાછા ઉઠવા સારૂ, તથા જેઓએ બુરૂં કીધું છે, તેઓ સજાના પાછા ઉઠવા
સારૂ નીકલી આવશે. ૩૦ હું પોતાથી કંઈ કરી શકતો નથી; જેવું હું શાંભ-
લુંછઊં, તેવો ઇનસાફ કરૂંછઊં; ને હું પોતાની મરજી નહીં, પણ બાપ, જેણે મને
મોકલીઓ છે, તેની મરજી શોધુંછઊં; વાસતે મારો ઇનસાફ વાજબી છે.

૩૧ જો હું પોતા બાબત ગહવાઇ પુરૂં, તો મારી ગહવાઈ ખરી નહીં. ૩૨ મારી
બાબત ગહવાઈ જે આપેછે, તે બીજો છે; ને જે ગહવાઈ મારી બાબત તે
આપેછે, તે ખરી છે, એ હું જાણુંછઊં. ૩૩ તમે ઇઓહાન પાસે મોકલીઆ,
ને તેણે સાચી ગહવાઇ પુરી ૩૪ તોપણ માણસથી હું ગહવાઈ લેતો નથી; પણ
તમે તારણ પામો વાસતે હું એ વાતો કહુંછઊં. ૩૫ તે સલગેલો તથા ચમ-
કતો ચેરાગ હતો, ને તેની રોશનીમાં થોડીએક મુદત ખુશ રેહેવાને તમે
ચાહાતા હતા. ૩૬ પણ ઇઓહાનની ગહવાઇ કરતાં મને મોહોટી ગહવાઇ
છે; કેમકે જે કામો બાપે મને પુરાં કરવાને આપીઆં છે, તે કામો હું કરૂંછઊં,
ને તેઓ મારી બાબત ગહવાઇ આપેછે, કે બાપે મને મોકલીઓ છે. ૩૭ ને
બાપ, જેણે મને મોકલીઓ છે, તેણે પોતે મારી બાબત ગહવાઈ આપી છે.

તમે કદી તેનો અવાજ નથી શાંભલીઓ, ને તેની શીકલ નથી દીઠી. ૩૮ ને
તેની વાત તમારામાં નથી રેહેતી; કેમકે તેણે જેને મોકલીઓ, તેના પર તમે
એતકાદ નથી કરતા. ૩૯ તમે કીતાબો તપાસી જુઓ; કેમકે તમે
સમજોછેઓ કે તેઓથી તમને હમેશાંની જીંદગી છે. ને જેઓ મારી બાબત
ગહવાઈ આપેછે, તેઓ એજ છે. ૪૦ પણ તમને જીંદગી મલે તે સારૂ તમે
મારી તરફ આવવા ચાહાતા નથી. ૪૧ હું માણસોથી આબરૂ લેતો નથી.
૪૨ પણ હું તમને જાણુંછઊં, કે ખોદાનો પીઆર તમારામાં નથી. ૪૩ હું
પોતાના બાપનાં નામથી આવીઓ છઊં, પણ તમે મને કબુલ કરતા નથી; જો
કોઈ બીજો પોતાને નામે આવશે, તો તમે તેને કબુલ કરશો. ૪૪ તમે એક
બીજાથી આબરૂ શોધોછેઓ; પણ જે આબરૂ ફકત ખોદાથી છે, તે નહીં શોધતાં
તમે એતકાદ શી તરેહ કરી શકો? ૪૫ બાપની પાસે તમને હું તકસીરદાર
ઠેરવીશ, એમ ના સમજો; તમને તકસીરદાર ઠેરવનાર મુસા છે, જેના પર તમે
ભરોસો રાખોછેઓ. ૪૬ કેમકે જો તમે મુસા પર એતકાદ કરતે, તો તમે મારા
પર એતકાદ કરતે; કાંજે તેણે મારી બાબત લખીઊં છે. ૪૭ ને જો તમે
તેની કીતાબો પર એતકાદ કરતા નથી, તો મારી વાતો પર તમે એતકાદ શી
રીતે કરશો?

## બાબ છઠો.

એ પછી ગાલીલનો દરીઓ, જે તીબેરીઅસનો છે, તેને પેલપાર ઇસુ
ગઈઓ. ૨ ને ઘણા લોક તેની પાછલ ગઈઆ; કાંજે તેના મોજેજા જે તેણે
બીમારો પર કીધા, તે તેઓએ દીઠા હતા. ૩ તારે ઇસુ એક પાહાડ પર ગ-
ઈઓ, ને તાંહાં પોતાના શાગીરદો સુધાં બેઠો. ૪ ને એહુદીઓનું પાસખા જ-
સન પાસે હતું. ૫ તારે ઇસુએ આંખો ઊંચી કરી ને પોતાની પાસે ઘણા લોક
આવતા જોઈને ફીલીપને કહીઊં કે, આપણે એઓના ખાવા સારૂ રોટલી
કાંહાંથી વેચાતી લઈશું? ૬ પણ તેણે તેની ઇમતેહાન કરવા સારૂ એ કહીઊં;
કેમકે તે શું કરવાનો હતો, એ તે પોતે જાણતો હતો. ૭ ફીલીપે તેને જવાબ
આપીઓ કે, એઓમાંથી હરેકને એકેક તુકડો આપવા બશેં દીનારની રોટલી
પુરી નહીં પડશે. ૮ તેના શાગીરદોમાંથી એક સીમોન પીતરનો ભાઈ આંદરૂએ
તેને કહીઊં કે, ૯ એક જુઆન હીઆં છે, જેની પાસે જવની પાંચ રોટલી,

ને બે નાહાંની માછલી છે, પણ એથી આટલાને શું થશે? ૧૦ તારે ઇસુએ
કહીઉં કે, લોકને બેસાડો. ને તે ઠેકાણે ઘણું ઘાસ હતું. વાસતે ગણતીનાં
પાંચેક હજાર માણસ બેઠાં. ૧૧ ને ઇસુએ તે રોટલી લીધી, ને શુકર કરીને
શાગીરદોને આપી, ને શાગીરદોએ બેઠેલાઓને પીરસી; ને માછલીઓમાંથી
પણ એજ તરેહે, જેટલી તેઓએ ચાહી તેટલી. ૧૨ ને તેઓ ધરાઇઆ પછી
તેણે પોતાના શાગીરદોને કહીઉં કે, કંઈ ફોકટ ન જાએ માટે બચેલા કકડા
એકઠા કરો. ૧૩ વાસતે તેઓએ એકઠા કરીઆ, ને તે જવની પાંચ રોટ-
લીમાંના જે કકડા ખાનારાઓએ રાખીઆ હતા, તેઓનો બાર ટોપલી ભરી.
૧૪ તારે તે માણસોએ ઇસુનો કરેલો એ મોજેજો જોઇને કહીઉં કે, જે નબી
દુનીઆમાં આવનાર છે તે બેશક એ છે. ૧૫ તારે લોકો આવીને જબરદસ-
તીથી તેને પાદશાહ કરશે, એ જાણીને ઇસુ બીજી વાર પાહાડ પર એકલો
ગયો.

૧૬ અને સાંહાંજ પડી તારે તેના શાગીરદ દરીઆ પાસે ગઇઆ. ૧૭ ને
હોડી પર ચહડીને કાપરનાહુમની તરફ પેલેપાર જતા હતા, તારે એટલામાં અં-
ધારૂં થઇઉં; પણ ઇસુ તેઓની પાસે આવીઓ નહીં હતો. ૧૮ ને બહુ પવન
ફુકીઆથી દરીઓ ઉછલીઓ. ૧૯ જારે તેઓ શુમારે તણ ચાર ગાઉ હલેસાં
મારીને ચાલીઆ, તારે ઇસુને દરીઆ પર ચાલતો, ને હોડીની પાસે આવતો
જોઇને તેઓ બીધા. ૨૦ પણ તેણે તેઓને કહીઉં કે, હું છઉં, બીહો ના.
૨૧ તારે ખુશીથી તેઓએ તેને હોડીમાં લીધો, ને જાંહાં તેઓ જતા હતા તે
જગાએ હોડી તુરત પોહોંચી.

૨૨ બીજે દાહાડે જે લોક દરીઆને પેલેપાર ઉભા હતા તેઓએ જોઇઉં કે,
જે એક હોડી પર તેના શાગીરદ ચહડીઆ, તે વીના બીજી તે ઠેકાણે નહીં
હતી, ને ઇસુ પોતાના શાગીરદો સુધાં તે હોડી પર ચહડીઓ નહીં હતો, પણ
એકલા તેના શાગીરદ ગઇઆ હતા. ૨૩ તોપણ જાંહાં ખોદાવંદે શુકર કીધ
પછી તેઓએ રોટલી ખાધી હતી, તે ઠેકાણા પાસેના તીબેરીઆસથી બીજી
હોડીઓ આવી. ૨૪ તે લોકોએ જોઇઉં કે ઇસુ ઇઆ તેના શાગીરદ તે ઠેકા-
ણે નહીં હતો, તારે તેઓ પણ હોડીઓ પર ચહડીને ઇસુની શોધ કરતા કાપર-
નાહુમમાં આવીઆ.

૨૫ પછી દરીઆને પેલેપાર તેઓએ તેને મલીને તેને કહીઉં કે, રાબી,
તું કારે હીઆં આવીઓ? ૨૬ ઇસુએ તેઓને જવાબ આપીઓ કે, હું

તમને ખચીત ખચીત કહુંછઉં કે તમે મોજેજા જોઇઆ એ સારૂ નહીં,
પણ તમે રોટલી ખાઇને ધરાઇઆ એ સારૂ મને શોધોછેઓ. ૨૭ હલાકી ખોરા-
ક સારૂ નહીં, પણ જે ખોરાક હમેશાંની જીંદગી સુધી રેહેછે, જે આદમી-
નો બેટો તમને આપશે, તેને સારૂ કોશેસ કરો; કાંજે ખોદા બાપે તેના પર
મોહોર કીધી છે. ૨૮ તારે તેઓએ તેને કહીઉં કે, હમે ખોદાનાં કામ કર-
વાને શું કરીએ? ૨૯ ઇસુએ જવાબ આપીને તેઓને કહીઉં કે, જેને તેણે
મોકલીઓ છે તેના પર એતકાદ કરવો, એજ ખોદાનું કામ કરવું છે. ૩૦ તારે
તેઓએ તેને કહીઉં કે, હમે જોઇને તારા પર એતકાદ કરીએ વાસતે તું શું
મોજેજો દેખડાવેછે? તું શું કામ કરેછે? ૩૧ હમારા બાપદાદાઓએ રા-
નમાં માના ખાધા, જેમ લખીઉં છે કે, "તેણે આસમાનથી તેઓને રોટલી
ખાવાને આપી." ૩૨ તારે ઇસુએ તેઓને કહીઉં કે, હું તમને ખચીત ખચીત
કહુંછઉં કે, તે રોટલી મુસાએ આસમાનથી તમને આપી નથી, પણ આસ-
માનથી જે ખરી રોટલી તે મારો બાપ તમને આપેછે. ૩૩ કાંજે આસમા-
નથી જે ઉતરેછે, ને દુનીઆને જીવાડેછે, તે ખોદાની રોટલી છે. ૩૪ તારે
તેઓએ તેને કહીઉં કે, ખોદાવંદ, તે રોટલી હમેશા હમને આપ. ૩૫ તારે
ઇસુએ તેઓને કહીઉં કે, જીંદગીની રોટલી હું છઉં, જે મારી પાસે આવેછે,
તેને ભુખ નહીં લાગશે; ને જે મારા પર એતકાદ કરેછે, તેને કદી તરશ નહીં
લાગશે. ૩૬ પણ મેં તમને કહીઉં છે કે, તમે મને દીઠો છે, પણ એતકાદ
કરતા નથી. ૩૭ બાપ જે હરેકને મને આપેછે, તે મારી પાસે આવશે; ને
જે મારી પાસે આવેછે, તેને હું કાહાડનાર નથી. ૩૮ કેમકે હું મારી પોતાની
મરજી નહીં, પણ જેણે મને મોકલીઓ છે તેની મરજી પુરી કરવાને આસ-
માનથી ઉતરીઓ છઉં. ૩૯ ને બાપ, જેણે મને મોકલીઓ છે, તેની મરજી
એ છે કે, તેણે મને જે સઘલું આપીઉં છે, તેમાંથી હું કંઈ ખોઉં નહીં, પણ
છેલે દાહાડે તેને પાછું ઉઠાડું. ૪૦ ને જેણે મને મોકલીઓ છે તેની મરજી
એ છે કે, હરેક જે બેટાને જુએછે, ને તેના પર એતકાદ કરેછે, તેને હમેશાંની
જીંદગી મલે; ને છેલે દાહાડે હું તેને પાછો ઉઠાડીશ. ૪૧ વાસતે યહુદીઓએ
તે બાબત કચકચ કીધી; કેમકે તેણે કહીઉં કે, આસમાનથી ઉતરેલી રોટલી
હું છઉં. ૪૨ ને તેઓએ કહીઉં કે, યુસફનો બેટો ઇસુ જેનાં મા-બાપને
હમે ઓલખીએછઇએ, તે શું એ નથી? તો એ કેમ કેહેછે કે, આસમા-
નથી હું ઉતરીઓ છઉં? ૪૩ તારે ઇસુએ જવાબ દઇને તેઓને કહીઉં કે,

તમે માહોમાં કચકચ ના કરો. ૪૪ બાપ, જેણે મને મોકલીઓ છે, તેના
ખેંચીઆ વીના કોઇપણ મારી પાસે આવી નથી શકતો; ને છેલે દાહાડે હું તેને
પાછો ઉઠાડીશ. ૪૫ ને નબીઓની કીતાબોમાં એમ લખીઊં છે કે, "તેઓ
સરવ ખોદાથી શીખેલા થશે," વાસતે જે હરેકે બાપથી શાંભલીઊં છે, ને
શીખીઓ છે, તે મારી પાસે આવેછે. ૪૬ કેમકે કોઇએ બાપને દીઠો નથી;
બાપની પાસે જે હોએછે, તેણે એકલાએ બાપને દીઠો છે. ૪૭ હું તમને
ખચીત ખચીત કહુંછઊં, કે મારા પર જે એતકાદ કરેછે, તેને હમેશાંની જીંદ-
ગી છે. ૪૮ હું જીંદગીની રોટલી છઊં. ૪૯ તમારા બાપદાદાઓએ રાનમાં
માના ખાધા, તોપણ મરીગઇઆ. ૫૦ જે રોટલી આસમાનથી ઉતરેછે, તે
એજ છે કે કોઈ તેમાંથી ખાએ ને મરે નહીં. ૫૧ આસમાનથી જે
જીવતી રોટલી ઉતરી તે હું છઊં; જો કોઈ એ રોટલીમાંનું ખાએ, તો તે
હમેશ જીવતો રેહેશે; વલી જે રોટલી હું આપીશ, તે મારૂં ગોશ છે; દુનીઆની
જીંદગીને સારૂ હું તે આપીશ. ૫૨ તારે યહુદીઓએ માહોમાં તકરાર કરતાં
કહીઊં કે, એ માણસ પોતાનું ગોશ આપણને ખાવાને શી રીતે આપી શકશે?
૫૩ તે પર ઇસુએ તેઓને કહીઊં કે, હું તમને ખચીત ખચીત કહુંછઉં, કે
જો તમે આદમીના બેટાનું ગોશ નથી ખાતા, ને તેનું લોહી નથી પીતા, તો
તમારામાં જીંદગી નથી. ૫૪ જે કોઈ મારૂં ગોશ ખાએછે, ને મારૂં લોહી
પીએછે, તેને હમેશાંની જીંદગી છે; ને છેલે દાહાડે હું તેને પાછો ઉઠાડીશ.
૫૫ કેમકે મારૂં ગોશ ખરો ખોરાક છે, ને મારૂં લોહી ખરૂં પીણું છે. ૫૬ જે
મારૂં ગોશ ખાએછે, ને મારૂં લોહી પીએછે, તે મારામાં રેહેછે, ને હું તેમાં
રહુંછઉં. ૫૭ જેમ જીવતા બાપે મને મોકલીઓ છે, ને હું બાપથી જીવુંછઊં,
તેમ જે મને ખાએછે, તે પણ મારાથી જીવશે. ૫૮ જે રોટલી આસમા-
નથી ઉતરી તે એજ છે; તમારા બાપદાદાઓ માના ખાઇને મરીગઇઆ,
તેવી નથી; એ રોટલી જે ખાએછે, તે હમેશ જીવતો રેહેશે. ૫૯ તેણે
કાપરનાહુમનાં મંદીરમાં વાએજી કરતાં એ વાતો કહી.

૬૦ એ વાસતે તેના શાગીરદોમાંથી ઘણાએ શાંભલીને કહીઉં કે, એ
કઠણ વાત છે, એ કોણ શાંભલી શકે? ૬૧ ઇસુએ પોતાનાં મનમાં જાણીઊં,
કે એ બાબત તેના શાગીરદોએ કચકચ કીધી, તારે તેણે તેઓને કહીઊં કે,
શું એ તમને ઠોકર ખવડાવેછે? ૬૨ ને આદમીનો બેટો જાંહાં પેહેલાં હતો,
તાંહાં પાછો ચહડતાં જો તમે તેને જોશો તો શું? ૬૩ જે જીવાડેછે તે રૂહ છે,

ગોશથી કંઈ ફાએદો થતો નથી; જે વાતો હું તમને કહુંછઊં, તે રૂહ તથા
જીંદગી છે. ૬૪ પણ જે એતકાદ કરતા નથી એવા કેટલાએક તમારામાં
છે; કેમકે કોણ એતકાદ કરતા નથી, ને કોણ તેને પકડાવશે, એ અવલથી
ઇસુ જાણતો હતો. ૬૫ ને તેણે કહીઊં, એ વાસતે મેં તમને કહીઊં કે મારા
બાપે તેને આપીઆ વગર કોઈ મારી પાસે આવી નથી શકતો. ૬૬ તારથી
તેના શાગીર્દોમાંના ઘણાએક પાછા ગઇઆ, ને તે પછી તેની સાથે ચાલીઆ
નહીં. ૬૭ વાસતે ઇસુએ તે બારોને કહીઊં કે, શું તમે પણ નીકલીજવાને
ચાહોછેએ ? ૬૮ તારે સીમોન પીતરે તેને જવાબ દીધો કે, ખોદાવંદ, હમે
નીકલીને કોણની પાસે જઇએ? હમેશાની જીંદગીની વાતો તો તારી પાસે છે.
૬૯ ને હમે તો એતકાદ કરીએછઇએ, ને જાણીએછઇએ, કે તું ખરીસત,
જે જીવતા ખોદાનો બેટો તે છે. ૭૦ ઇસુએ તેઓને જવાબ દીધો કે, તમે
બારોને મેં શું પસંદ નથી કીધા? તોપણ તમારામાંનો એક ફીતુરી છે.
૭૧ તેણે તો સીમોનના દીકરા ઇહુદા ઇસકારીઓત બાબત એ કહીઊં; કેમકે
એ, તે બારમાંનો એક છતાં, તેને પકડાવનાર હતો.

## બાબ સાતમો.

**અને** એ પછી ઇસુ ગાલીલમાં ચાલીઓ, કેમકે ઇહુદીઓ તેને
મારીનાંખવા ચાહતા હતા, વાસતે ઇહુદાહમાં ચાલવાને તેણે નહીં ચાહીઊં. ૨ તારે
ઇહુદીઓનું માંડવા જસન પાસે હતું. ૩ તારે તેના ભાઇઓએ તેને કહીઊં કે,
હીઆંથી નીકલીને ઇહુદાહમાં જા, કે તું જે કામો કરેછે તે તારા શાગીરદ પણ
જુએ. ૪ કેમકે કોઇ પોતે જાહેરમાં આવવા ચાહાતાં, ગુપતમાં કંઈ કરતો
નથી; જો તું એ કામો કરેછે, તો દુનીઆની આગલ પોતાને દેખડાવ. ૫ કે-
મકે તેના ભાઈઓએ પણ તેના પર એતકાદ કીધો નહીં હતો. ૬ તારે ઇસુ-
એ તેઓને કહીઊં કે, મારો વખત હજી નથી આવીઓ, પણ તમારો વખત
હમેશ તઇઆર છે. ૭ દુનીઆ તમારી દુશમની નથી કરતી, પણ મારી દુશમનાં
કરેછે; કેમકે તેનાં કામ ભુંડાં છે, તે બાબત હું એવી ગહવાઇ આપુંછઊં.
૮ તમે આ જસનમાં જાઓ; મારો વખત હજીસુધી પુરો થઇઓ નથી,
વાસતે હું હમણા એ જસનમાં જતો નથી. ૯ ને તેઓને એ વાત કહીને
ગાલીલમાં તે રહીઓ. ૧૦ ને તેના ભાઈ ગઇઆ પછી તે પણ, જાહેર રીતે
નહીં, પણ ગુપત રીતે, જસનમાં ગઇઓ. ૧૧ તારે ઇહુદીઓએ જસનમાં તેને

શોધીને કહીઉં કે, તે કાંહાં છે? ૧૨ ને તેની બાબત લોકોમાં ઘણી કચકચ
થઇ; કેમકે કેટલાએકે કહીઉં કે, તે નેક શખ્સ છે, ને બીજાઓએ કહીઉં
કે, ના, પણ લોકોને તે ઠગેછે. ૧૩ તોપણ યહુદીઓના ધાકને લીધે તેની
બાબત જાહેર રીતે કોઇ કંઇ બોલીઉં નહીં.

૧૪ અને અડધા જસનને આશરે ઇસુએ મંદીરમાં જઇને વાએજ કીધી.
૧૫ તારે યહુદીઓએ તાજુબ થઇને કહીઉં કે, એ માણસ શીખેલો ન છતાં
અખ્ખરશે શી તરેહ જાણેછે? ૧૬ ઇસુએ તેઓને જવાબ આપીને કહીઉં કે,
મારી તાલીમ મારીજ નથી, પણ જેણે મને મોકલીઓ તેની છે. ૧૭ જો
કોઇ તેની મરજી પુરી કરવા ચાહેછે, તો આ મારી તાલીમ બાબત તે જાણશે,
કે એ ખોદાની છે, કે હું પોતાની તરફથી કહુંછઉં. ૧૮ જે પોતાની તરફથી
કેહેછે, તે પોતાની બુજરગી શોધેછે; પણ જે પોતાના મોકલનારની બુજરગી
શોધેછે, તેજ ખરો છે, ને તેમાં કંઇ દગો નથી. ૧૯ મુસાએ શું તમને
તોરત આપી નથી? પણ તમારામાંનો કોઇ તોરત પાલતો નથી. તમે મને
મારીનાંખવાની શોધ કેમ કરોછોઓ? ૨૦ લોકોએ જવાબ આપીને કહીઉં કે,
તું દેવબંદ છે. કોણ તને મારીનાંખવાની શોધ કરેછે? ૨૧ ઇસુએ જવાબ
દીધો, ને તેઓને કહીઉં કે, મેં એક કામ કીધું છે, ને તમે સઘલા તેથી તા-
જુબ થાઓછોઓ. ૨૨ મુસાએ તમને સુંનત આપી, તે મુસાથી એમ નહીં,
પણ બાપદાદાઓથી છે; ને તમે સબતને દાહાડે માણસની સુંનત કરોછોઓ.
૨૩ અગર મુસાની તોરત રદ ન થાએ એટલાં સારૂ માણસ સબતને દાહાડે
સુંનત લેછે, તો મેં સબતને દાહાડે એક માણસને પુરો સજો કીધો, વાસ્તે શું
તમે મારા પર ગુસો ભરાઇઆ છોઓ? ૨૪ દેખાવ પરમાણે ઇનસાફ ના કરો, પણ
વાજબી ઇનસાફ કરો. ૨૫ તારે યરૂસાલિમમાંના કેટલાએકે કહીઉં કે, જેને
તેઓ મારીનાંખવા શોધેછે, તે શું એજ નહીં? ૨૬ પણ જુઓ, એતો જાહેર
રીતે બોલેછે, ને તેઓ તેને કંઇ કેહેતા નથી. સરદારો શું એમ એકીનન જાણેછે
કે એજ ખરીસત છે? ૨૭ પણ એ કાંહાંથી છે, તે હમે જાણીએછઇએ;
પણ જારે ખરીસત આવેછે, તારે તે કાંહાંથી છે, એ કોઇ નથી જાણતું.
૨૮ તારે ઇસુએ મંદીરમાં તાલીમ આપતાં અવાજ પાડીને કહીઉં કે, તમે મને
જાણોછોઓ, ને હું કાંહાંથી છઉં તે પણ તમે જાણોછોઓ. તોપણ હું પોતાથી
નથી આવીઓ, પણ જેણે મને મોકલીઓ છે તે ખરો છે, તેને તમે જાણતા
નથી. ૨૯ પણ હું તેને જાણુંછઉં; કેમકે હું તેની પાસેથી છઉં, ને તેણે મને

મોકલીઓ છે. ૩૦ તારે તેઓએ તેને પકડવાને શોધીઓ, પણ તેનો
વખત હજી આવીઓ નહીં હતો, વાસતે કોઇએ તે પર હાત નાંખીઓ નહીં.
૩૧ ને લોકોમાંથી ઘણાએ તેના પર એતકાદ કીધો, ને કહીઉં કે, ખરીસત
આવશે, તારે એણે જે મોજેજા દેખડાવીઆ તે કરતાં શું તે વધતા દેખડાવશે?
૩૨ તેની બાબત લોક એવી કચકચ કરતા હતા, એ ફરોશીઓએ શાં-
ભલીઉં, તારે ફરોશીઓએ તથા મુખી કાહીનોએ તેને પકડવાને પાએદા મો-
કલીઆ. ૩૩ ને ઇસુએ તેઓને કહીઉં કે, હજી થોડી વાર હું તમારી સાથે
છઉં, પછી જેણે મને મોકલીઓ છે તેની પાસે હું નીકલી જઇશ. ૩૪ તમે
મને શોધશો, પણ હું નહીં જડશ; ને જાંહાં હું છઉં, તાંહાં તમે આવી નથી
શકતા. ૩૫ તારે યહુદીઓએ માહોમાં કહીઉં, તે એવો કાંહાં જશે કે આપ-
ણને જડશેજ નહીં? શું હેલેનીઓમાં વેરાઈ ગએલાઓની પાસે તે જશે,
ને હેલેનીઓને તાલીમ આપશે? ૩૬ તમે મને શોધશો, તોપણ હું નહીં
જડશ, ને જાંહાં હું છઉં, તાંહાં તમે આવી નથી શકતા, એવી વાત જે તેણે
કહી તે શી છે?
૩૭ અને જસનની આખરે મોહોટે દાહાડે ઇસુએ ઉભા રહીને પોકાર મારીને
કહીઉં કે, જો કોઈ તરશો હોએ, તો તે મારી પાસે આવીને પીએ. ૩૮ જેમ
કીતાબ કેહેછે તેમ, જે મારા પર એતકાદ કરેછે, તેનાં પેટમાંથી જીવતાં પાણીની
નદીઓ વેહેશે. ૩૯ પણ તેના પર એતકાદ કરનારાઓ જે રૂહ પામનારા
હતા, તે બાબત તેણે એ કહીઉં, કાંજે હજીસુધી પાક રૂહ આપેલો નહીં હતો,
કેમકે તાંહાં લગી ઇસુ જલાલ પામીઓ નહીં હતો. ૪૦ વાસતે લોકોમાંથી
ઘણાએ એ વાત શાંભલીને કહીઉં કે, એજ તે નબી છે ખરો. ૪૧ બીજા-
ઓએ કહીઉં કે, એજ તે ખરીસત છે. પણ કેટલાએકે કહીઉં, શું ખરી-
સત ગાલીલથી આવેછે? ૪૨ કીતાબ શું નથી કેહેતી કે, દાઉદની નસલથી,
તથા બેથલેહમ શેહેર, જાંહાં દાઉદ હતો, તાંહાંથી ખરીસત આવેછે? ૪૩ એ
સારૂ તે બાબત લોકોમાં ફુટ પડી. ૪૪ ને તેઓમાંથી કેટલાએકે તેને પકડ-
વાનું ચાહીઉં; પણ તે પર કોઇએ હાત નાંખીઓ નહીં.
૪૫ તારે મુખી કાહીનો તથા ફરોશીઓનો પાસે પાએદા આવીઆ, ને
તેઓએ તેઓને કહીઉં કે, તમે તેને કેમ લાવીઆ નહીં? ૪૬ પાએદા-
ઓએ જવાબ આપીઓ કે, એ માણસના જેવું કદી કોઈ માણસ બોલીઉં
નથી. ૪૭ તારે ફરોશીઓએ તેઓને જવાબ દીધો કે, તમે પણ શું ઠગાઈ-

આ છેઓ? ૪૮ સરદારોમાંથી ઈઆ ફરોશીઓમાંથી શું કોઈએ તેના પર એ-
તકાદ કીધો છે? ૪૯ પણ આ લોક જેઓ તોરત નથી જાણતા, તેઓ બદદુઆઈ
છે. ૫૦ નીકોદીમસ, જે તેની પાસે રાતે આવીઓ હતો, તેણે તેઓમાંના
એક છતાં તેઓને કહીઉં, ૫૧ માણસનું શાંભલીઆ અગાઉ, ને જે તેણે કીધું
છે તે જાણીઆ વગર, આપણી તોરત શું તેનો ઇનસાફ ઠરાવેછે? ૫૨ ને તેઓ-
એ જવાબ આપીને તેને કહીઉં કે, તું પણ શું ગાલીલનો છે? શોધીને જો,
કેમકે કોઇ નબી ગાલીલથી પેદા થતો નથી. ૫૩ તારે હરેક પોત પોતાને ઘેર
ગઇઆ.

## બાબ આઠમો.

**અને** ઇસુ જઇતુનના પાહાડ પર ગઇઓ. ૨ ને સહવારે ફરી તે મં-
દીરમાં આવીઓ, ને બધા લોક તેની પાસે આવીઆ, ને તેણે બેસીને તેઓને
તાલીમ આપી. ૩ તારે પંડીતો તથા ફરોશીઓ જનાકારીમાં પકડાએલી
એક ઓરતને તેની પાસે લાવીઆ, ૪ ને તેઓએ તેણીને વચમાં મુકી, ને
તેને કહીઉં કે, ઉસતાદ, આ ઓરત જના કરતાંજ પકડાઇ છે. ૫ ને મુસાએ
તોરતમાં હમને હુકમ આપીઓ છે કે એવીઓને પથરે મારવી. પણ તું શું
કેહેછે? ૬ પણ તેઓએ તેની ઇમતેહાન કરતાં, તેના પર બટો મુકવાનું તે-
ઓને કંઇ બની આવે, વાસતે એ કહીઉં. તારે ઇસુએ નીચો વલીને ભોંએ
પર આંગલીએ લખીઉં, ૭ ને તેઓએ તેને પુછીઆ કીધું, તારે તેણે ઉભો
થઇને તેઓને કહીઉં કે, તમારામાં જે બેગુનાહ હોએ, તે પેહેલાં તેણીના પર
પથર નાંખે. ૮ ને ફરી તેણે નીચો વલીને ભોંએ પર લખીઉં. ૯ તારે તેઓ
શાંભલીને, તથા પોતાનાં દીલથી તકસીરદાર ઠરીને, ઘરડાથી માંડીને છેલા
સુધી, એક પછી એક નીકલી ગઇઆ, ને ઇસુ એકલો રહી ગઇઓ, ને
પેલી ઓરત વચમાં ઉભી હતી. ૧૦ તારે ઇસુ ઉભો થઇઓ, ને તે ઓરત
વીના કોઇને ન જોઇને તેણીને કહીઉં કે, ઓરત, તારા પર તોહોમત મુકનારા કાંહાં
છે? શું કોઇએ તારો દંડ નથી ઠરાવીઓ? ૧૧ ને તે બોલી કે, ખોદાવંદ, કો-
ઇએ નહીં. તારે ઇસુએ તેને કહીઉં કે, હું પણ તારો દંડ નથી ઠરાવતો. તું
જા, ને હવેથી પાપ ના કરતી.

૧૨ તારે ઇસુએ ફરી બોલીને તેઓને કહીઉં કે, દુનીઆની રોશની હું છઉં:
જે મારી પાછલ આવેછે, તે અંધારામાં નહીં ચાલશે, પણ જીંદગીની રોશની

પામશે. ૧૩ એ વાસતે ફરોશીઓએ તેને કહીઉં કે, તું પોતા બાબત ગહવાહ
આપેછે: તારી ગહવાહી ખરી નથી. ૧૪ તારે ઇસુએ જવાબ આપીને તે-
ઓને કહીઉં કે, જો હું પોતા બાબત ગહવાહ આપુંછઉં, તોપણ મારી ગહવાહ
ખરી છે, કાંજે હું કાંહાંથી આવીઓ છઉં, ને કાંહાં જાઉંછઉં, એ હું જાણુછઉં;
પણ હું કાંહાંથી આવીઓ છઉં, ને કાંહાં જાઉંછઉં, તે તમે જાણતા નથી.
૧૫ તમે જીસમ પરમાણે ઇનસાફ કરોછેઓ: હું કોઇનો ઇનસાફ નથી કરતો.
૧૬ વલી, જો હું ઇનસાફ કરૂં, તો મારો ઇનસાફ ખરો છે; કેમકે હું એકલો
નથી, પણ હું તથા બાપ જેણે મને મોકલીઓ તે છે. ૧૭ ને તમારી તોરતમાં
પણ એમ લખીઉં છે કે, "બે માણુસની શાહેદી ખરી છે." ૧૮ હું પોતા બા-
બત ગહવાહ આપનાર છઉં, ને બાપ જેણે મને મોકલીઓ છે તે મારી બા-
બત ગહવાહ આપેછે. ૧૯ તારે તેઓએ તેને કહીઉં કે, તારો બાપ કાંહાં
છે? ઇસુએ જવાબ દીધો કે, તમે મને ઇઆ મારા બાપને પણ જાણતા
નથી; જો તમે મને જાણતે, તો મારા બાપને પણ જાણતે. ૨૦ ઇસુએ મં-
દીરમાં તાલીમ આપતાં તીજોરીમાં આ વાતો કહી, પણ કોઇએ તેને પકડીઓ
નહીં; કેમકે તાંહાં લગી તેનો વખત આવીઓ નહીં હતો.

૨૧ તારે ઇસુએ તેઓને ફરી કહીઉં કે, હું જાઉંછઉં, ને તમે મને શોધશો,
પણ તમે પોતાનાં પાપમાં મરશો: જાંહાં હું જાઉંછઉં, તાંહાં તમે આવી શકતા
નથી. ૨૨ તારે ઇહુદીઓએ કહીઉં કે, એ શું પોતાને મારીનાંખશે? કેમકે
એ કેહેછે કે, જાંહાં હું જાઉંછઉં, તાંહાં તમે આવી નથી શકતા. ૨૩ ને તેણે
તેઓને કહીઉં કે, તમે તલેના છેઓ, હું ઉપરનો છઉં: તમે આ દુનીઆના
છેઓ, હું આ દુનીઆનો નથી. ૨૪ વાસતે મેં તમને કહીઉં કે, તમે પોતાનાં
પાપમાં મરશો; કેમકે હું તે છઉં, એ જો તમે માનતા નથી, તો તમે પોતાનાં
પાપમાં મરશો. ૨૫ વાસતે તેઓએ તેને કહીઉં કે, તું કોણ છે? ને ઇસુએ
તેઓને કહીઉં કે, અવલથી જે હું તમને કેહેતો આવીઓ તેજ: ૨૬ તમારી
બાબત કેહેવાને, તથા ઇનસાફ કરવાને મારે ઘણું છે; પણ જેણે મને મોક-
લીઓ છે, તે ખરો છે; ને મેં તેની પાસેથી જે શાંભલીઉં છે, તે દુનીઆને હું
કહુંછઉં. ૨૭ તેઓ સમજીઆ નહીં કે તેણે તેઓને બાપ બાબત કહીઉં.
૨૮ તારે ઇસુએ તેઓને કહીઉં કે, જારે તમે આદમીના બેટાને ઉંચો કરશો,
તારે તમો જાણશો, કે હું તેજ છઉં: ને હું પોતાથી કંઇ કરતો નથી, પણ જેમ
મારા બાપે મને શીખવીઉં છે, તેમ એ વાતો હું કહુંછઉં. ૨૯ ને જેણે મને

મોકલીઓ, તે મારી સાથે છેઃ બાપે મને એકલો નથી મુકીઓ; કેમકે તેને
પસંદ પડતાં કામ હમેશ હું કરૂંછઉં. ૩૦ તે એ વાતો કેહેતો હતો, તારે ઘણા-
એ તેના પર એતકાદ કીધો.

૩૧ તારે જે ઇહુદીઓએ તેના પર એતકાદ કીધો, તેઓને ઇસુએ કહીઉં
કે, જો તમે મારી વાત પર સાબેત રહો, તો તમે મારા શાગીરદ છેઓ ખરા.
૩૨ ને તમે સાચાઈ જાણશો, ને સાચાઇ તમારો છુટકો કરશે. ૩૩ તેઓએ
તેને જવાબ આપીઓ કે, હમે ઇબ્રાહીમની નસલ છઇએ, ને કદી પણ
કોઈની ગોલામીમાં નહીં હતા; તો તું કેમ કેહેછે કે, તમે છુટેલા થશો.
૩૪ ઇસુએ તેઓને જવાબ દીધો કે, હું તમને ખચીત ખચીત કહુંછઊં, કે જે
કોઈ પાપ કરેછે, તે પાપનો ગોલામ છે; ૩૫ ને ગોલામ હમેશ ઘરમાં રેહેતો
નથી; પણ બેટો હમેશ રેહેછે. ૩૬ વાસતે જો બેટો તમને છુટેલા કરશે, તો
તમે ખચીત છુટેલા થશો. ૩૭ હું જાણુંછઊં કે તમે ઇબરાહીમની નસલ છેઓઃ
પણ મારી વાત તમારામાં સમાતી નથી, વાસતે તમે મને મારીનાંખવા શોધો-
છેઓ. ૩૮ મેં મારા બાપની પાસે જે દીઠું છે, તે હું કહુંછઊં; ને તમે પણ
પોતાના બાપની પાસે જે દીઠું છે, તે કરોછેઓ. ૩૯ તેઓએ જવાબ આપીને
તેને કહીઊં કે, ઇબરાહીમ હમારો બાપ છે. ઇસુએ તેઓને કહીઊં કે, જો તમે
ઇબ્રાહીમનાં ફરજંદ હતે તો ઇબરાહીમનાં કામ તમે કરતે. ૪૦ પણ હવે જે
મેં સાચાઈ ખોદા પાસેથી શાંભલી તે તમને કહી, એવા માણસને તમે મારીનાં-
ખવા શોધોછેઓ! ઇબરાહીમે એવું નથી કીધું. ૪૧ તમે પોતાના બાપનાં
કામ કરોછેઓ. તારે તેઓએ તેને કહીઊં કે, હમે જનાકારીથી નથી પેદા
થઇઆઃ હમારો એક બાપ છે, તે ખોદા. ૪૨ તારે ઇસુએ તેઓને કહીઊં, જો
ખોદા તમારો બાપ હતે, તો તમે મારા પર પીઆર કરતે; કાંજે હું ખોદા પાસેથી
નીકલીને આવીઓ છઊં; કેમકે હું પોતાથી આવીઓ નથી, પણ તેણે મને
મોકલીઓ છે. ૪૩ મારૂં બોલવું તમે શા વાસતે સમજતા નથી? મારી વાતો
તમે શાંભલી નથી શકતા તે વાસતે. ૪૪ તમે તમારા બાપ શેતાનના છેઓ;
ને તમારા બાપના હવસો પરમાણે કરવા ચાહોછેઓઃ તે શરૂથી ખુની છે, ને
તેમાં સાચાઈ નથી, વાસતે સાચાઇમાં તે કાએમ રહીઓ નહીં, તે જારે જુઠું બો-
લેછે, તારે પોતાનામાંથી બોલેછે, કાંજે તે જુઠો, ને જુઠાનો બાપ છે. ૪૫ પણ હું
સાચાઈ કહુંછઊં, વાસતે તમે મારા પર એતકાદ કરતા નથી. ૪૬ તમારામાંથી
કોણ મારા પર પાપ સાબેત કરેછે? ને જો હું સાચાઈ કહુંછઊં, તો શા વાસતે તમે

મારા પર એતકાદ કરતા નથી? ૪૭ જે ખોદાનો છે, તે ખોદાની વાતો શાંભલે-
છે; તમે ખોદાના નથી, વાસ્તે શાંભલતા નથી. ૪૮ તારે ઈહુદીઓએ જવાબ
આપીને તેને કહીઉં કે, તું સમરોની છે, ને તું દેવબંદ છે, એ શું હમે ઠીક નથી
કેહેતા? ૪૯ ઇસુએ જવાબ દીધો કે, હું દેવબંદ નથી; પણ હું મારા બાપને
આબરૂ આપુંછઉં, ને તમે મને બેઆબરૂ કરોછોઓ. ૫૦ પણ હું મારી આબરૂ
નથી શોધતો; પણ જે શોધેછે, ને ઇનસાફ કરેછે, એવો એક છે. ૫૧ હું
તમને ખચીત ખચીત કહુંછઉં, કે જો કોઈ મારી વાત પાલે, તો તે કદી મોત
નહીં ચાખશે. ૫૨ તારે ઇહુદીઓએ તેને કહીઉં કે, હવે હમે જાણીએછ-
ઇએ કે તું દેવબંદ છે. ઇબરાહીમ તથા નબીઓ મરીગઈઆ છે; પણ તું કે-
હેછે કે, જો કોઈ મારી વાત પાલે, તો તે કદી મોત નહીં ચાખશે. ૫૩ તુ શું
હમારા બાપદાદા ઈબરાહીમ કરતાં મોહોટો છે? તે મરીગઈઓ છે, ને નબી-
ઓ પણ મરીગઇઆ છે. તું પોતાને કોણ ઠરાવેછે? ૫૪ ઈસુએ જવાબ દીધો
કે, જો હું પોતાને આબરૂ આપું, તો મારી આબરૂ કંઈ નથી: જે મારો બાપ
છે, તે મને આબરૂ આપેછે, જેની બાબત તમે કહોછોઓ કે, તે હમારો ખોદા છે.
૫૫ તોપણ તમે તેને જાણીઓ નથી, પણ હું તેને જાણુંછઉં, ને જો હું કહું કે,
હું તેને નથી જાણતો, તો તમારા જેવો હું જુઠો થઇશ; પણ હું તેને જાણુંછઉં,
ને તેની વાત પાલુંછઉં. ૫૬ તમારો બાપ ઇબરાહીમ મારો દાહાડો જોવાને
હરખાઇઓ, ને જોઇને ખુશ થઇઓ. ૫૭ તે પર ઈહુદીઓએ તેને કહીઉં કે,
હજીસુધી તું પચાશ વરશનો નથી, ને શું તેં ઇબરાહીમને દીઠો છે? ૫૮ ઈસુએ
તેઓને કહીઉં કે, હું તમને ખચીત ખચીત કહુંછઉં, કે ઈબરાહીમ થઇઆ
અગાઉ હું છઉં. ૫૯ તારે તેઓએ પથર તેના પર નાંખવાને ઉઠાવીઆ; પણ
ઈસુ સંતાઇઓ, ને તેઓની વચમાંથી થઇને મંદીરમાંથી નીકલીને તાંહાંથી
ગઇઓ.

## બાબ નવમો.

**અને** તેણે જતાં જનમના આંધલા એક માણસને દીઠો. ૨ તારે
શાગીરદોએ તેને પુછતાં કહીઉં કે, રાબી, જે પાપને લીધે એ આંધલો જન-
મીઓ, તે કોણે કીધું? એણે કે એનાં મા-બાપે? ૩ ઈસુએ જવાબ આપી-
ઓ કે, એણે કે એનાં મા-બાપે પણ પાપ કીધું નથી; પણ ખોદાનાં કામ
એથી જાહેર થાએ વાસ્તે. ૪ જાંહાં સુધી દાહાડો છે, તાંહાં સુધી જેણે મને

મોકલીઓ છે તેનાં કામ કરવા મને જરૂર છે: રાત આવેછે, તારે કોઇથી કામ
કરાતું નથી. ૫ હું દુનીઆમાં છઉં તાંહાં સુધી હું દુનીઆની રોશની છઉં. ૬ તે
એ વાતો કહીને ભોએ પર થુકીઓ, ને થુકે કાદવ કીધો, ને તે કાદવ તે આં-
ધલાની આંખો પર તેણે ચોપડીઓ. ૭ ને તેને કહીઉં કે, તું જાઇને સીલોહાના
હોજમાં ધો. [સીલોહા] ઇઆને મોકલેલો. તો તે ગઇઓ, ને ધોઇને દેખતો
આવીઓ. ૮ વાસતે પેડોસીઓએ, તથા જેઓએ તેને અગાઉ આંધલો
દીઠો હતો તેઓએ કહીઉં કે, જે બેસતો ને ભીખ માગતો હતો, તે શું એજ
નથી? ૯ કેટલાએકે કહીઉં કે, એ તેજ છે; બીજાઓએ કહીઉં કે, એ
તેના જેવો છે: પણ તેણે કહીઉં કે, હું તેજ છઉં. ૧૦ તારે તેઓએ તેને
પુછીઉં કે, તારી આંખો શી તરેહ ઉઘડી ગઇ? ૧૧ તેણે જવાબ દઇને કહીઉં કે,
ઇસુ કેહેવાએલા એક જણે કાદવ કીધો, ને મારી આંખો પર ચોપડીઓ, ને
મને કહીઉં કે, તું જાઇને સીલોહાના હોજમાં ધો; વાસતે હું ગઇઓ, ને ધોઇને
દેખતો થઇઓ. ૧૨ તારે તેઓએ તેને કહીઉં કે, તે કાંહાં છે? તેણે કહીઉં
કે, હું જાણતો નથી.

૧૩ જે પેહેલાં આંધલો હતો, તેને તેઓ ફરોશીઓ પાસે લઈ આવીઆ.
૧૪ ને જારે ઇસુએ કાદવ કરીને તેની આંખો ઉઘાડી હતી, તારે સબતનો
દાહાડો હતો. ૧૫ વાસતે ફરોશીઓએ પણ ફરી તેને પુછીઉં કે, શી તરેહ
તું દેખતો થઇઓ? ને તેણે તેઓને કહીઉં કે, તેણે મારી આંખો પર કાદવ
ચોપડીઓ, ને હું ધોઇને દેખતો થઇઓ. ૧૬ તે પર ફરોશીઓમાંના કેટલા-
એકે કહીઉં કે, તે માણસ ખોદાની તરફથી નથી; કેમકે સબતનો દાહાડો તે
પાલતો નથી. બીજાઓએ કહીઉં કે, પાપી માણસ એવા મોજેજા શી તરેહ
કરી શકેછે? એમ તેઓમાં ફુટ થઈ. ૧૭ ફરી તેઓએ તે આંધલાને પુ-
છીઉં કે, તેણે તારી આંખો ઉઘાડી વાસતે તેની બાબત તું શું કેહેછે? તારે તેણે
કહીઉં કે તે નબી છે. ૧૮ પણ યહુદીઓએ તે દેખતા થએલાનાં મા-બા-
પને તેડાવીઆં તાંહાં સુધી માનીઉં નહીં કે તે આંધલો હતો, ને દેખતો થઈઓ.
૧૯ ને તેઓએ તેઓને પુછતાં કહીઉં કે, શું આ તમારો દીકરો છે, જેની બા-
બત તમે કહોછોઓ કે, એ જનમનો આંધલો હતો? તો હવે એ શી તરેહ
દેખતો થઇઓ છે? ૨૦ તેનાં મા-બાપે તેઓને જવાબ આપીને કહીઉં કે,
એ હમારો દીકરો છે, ને એ જનમનો આંધલો હતો, એ હમે જાણીએ-
છીએ. ૨૧ પણ એ હવે શી તરેહ દેખતો થઈઓ છે, તે હમે જાણતાં નથી,

કે એની આંખો કોણે ઉઘાડી, તે પણ હમે જાણતાં નથીઃ એ પુગતી ઉમર-
નો છે, એને પુછો, એ પોતા બાબત કેહેસે. ૨૨ તેનાં મા-બાપે યહુ-
દીઓની બીહીક રાખીને એમ કહીઊં; કેમકે તે ખરીસત છે, એમ જો
કોઈ કબુલ કરે, તો તેને જમાતમાંથી બાહાર કાહાડી મુકવો, એમ યહુદીઓએ
ઠરાવ કીધો હતો. ૨૩ વાસતે તેનાં મા-બાપે કહીઊં કે, એ પુગતી ઉમરનો છે,
એને પુછો. ૨૪ તારે જે આંધલો હતો, તે માણસને તેઓએ ફરી તેડીને
કહીઊં કે, ખોદાને બુજરગી આપ, તે માણસ તો પાપી છે, એ હમે જાણી-
એછીએ. ૨૫ તારે તેણે જવાબ દઇને કીહીઊં, તે પાપી છે કે નહીં, એ
હું નથી જાણતોઃ હું એક વાત જાણુંછઊં, કે હું આંધલો હતો, ને હવે હું દેખતો
થઇઓ. ૨૬ તારે તેઓંએ તેને ફરી પુછીઊં કે, તેણે તને શું કીધું? તારી
આંખો તેણે શી તરેહ ઉઘાડી? ૨૭ તેણે તેઓને જવાબ દીધો કે, હું તમને
કહી ચુકીઓ, પણ તમે શાંભલીઊં નહીંઃ ફરી તમે શા વાસતે શાંભલવા ચા-
હોછોઓ? શું તમે પણ તેના શાગીરદ થવા ચાહોછોઓ? ૨૮ તારે તેઓએ
તેની નીંદા કરતાં કહીઊં કે, તું તેનો શાગીરદ છેઃ પણ હમે તો મુસાના શાગીરદ
છઇએ. ૨૯ ખોદા મુસા સાથે બોલીઓ, એ હમે જાણીએછઇએઃ પણ
એ માણસ કાંહાંથી છે, તે હમે જાણતા નથી. ૩૦ તે માણસે જવાબ આ-
પીને તેઓને કહીઊં કે, તેણે મારી આંખો ઉઘાડી, ને તોપણ તે કાંહાંથી છે
એ તમે જાણતા નથી, એ તાજુબ છે. ૩૧ આપણે જાણીએછઇએ તો
ખરા કે પાપીઓનું ખોદા શાંભલતો નથી; પણ જો કોઇ ખોદાપરસત છે, ને
તેની મરજી પરમાણે કરેછે, તો તેનું તે શાંભલેછે. ૩૨ દુનીઆના શરૂથી એવું
શાંભલાઇઉં નથી, કે જનમના આંધલાની આંખો કોઇએ ઉઘાડી હતી. ૩૩ અ-
ગર એ શખસ ખોદાની તરફથી નહીં હતે, તો એ કંઈ કરી નહીં શકતે.
૩૪ તેઓએ જવાબ આપીને તેને કહીઊં કે, તું પુરો પાપમાં જનમીઓ હતો,
ને શું તું હમને શીખવેછે? તારે તેઓએ તેને બાહાર કાહાડી મુકીઓ.
૩૫ ઇસુએ શાંભલીઊં કે તેઓએ તેને બાહાર કાહાડી મુકીઓ; પછી તેણે
તેને જોઇને કહીઊં કે, તું શું ખોદાના બેટા પર એતકાદ કરેછે? ૩૬ તેણે
જવાબ આપીને કહીઊં કે, ખોદાવંદ, તે કોણ છે કે હું તેના પર એતકાદ લાવું?
૩૭ તારે ઇસુએ તેને કહીઊં કે, તેં તેને દીઠો છે, ને જે તારી સાથે બોલેછે,
તેજ તે છે. ૩૮ ને તેણે કહીઉં કે, ખોદાવંદ, હું એતકાદ લાવુંછઉં. ને તેણે
તેનો સજદો કીધો.

૩૯ તારે ઇસુએ કહીઉં કે, જે દેખતા નથી, તેઓ દેખે, ને જે દેખતા છે,
તેઓ આંધલા થાએ, વાસતે ઇનિસાફ કરવા સારૂ હું દુનીઆમાં આવીઓ
છઉં. ૪૦ ને તેની પાસે ફરોશીઓમાંના જે હતા તેઓએ એ વાતો શાં-
ભલીને તેને કહીઉં કે, હમે પણ શું આંધલા છઇએ? ૪૧ ઇસુએ તેઓને
કહીઉં કે, જો તમે આંધલા હતે, તો તમને પાપ નહીં હતે; પણ હવે તમે
કહોછોઓ કે, હમે દેખતા છઇએ, વાસતે તમારૂં પાપ રેહેછે.

## બાબ દશમો.

હું તમને ખચીત ખચીત કહુંછઉં, કે બારણેથી ગેટાંના વાડામાં જે નથી
પેસતો, પણ કોઈ બીજે રસતે ચડેછે, તે ચોર તથા લુટારો છે. ૨ પણ બાર-
ણેથી જે પેસેછે, તે ગેટાંનો પાલક છે. ૩ દરવાન તેને સારૂ ઉઘાડેછે, ને ગેટાં
તેનો અવાજ શાંભલેછે; ને તે પોતાનાં ગેટાંનાં નામ લઇને બોલાવેછે, ને તે-
ઓને બાહાર લઇ જાએછે. ૪ ને જારે તે પોતાનાં ગેટાંને બાહાર કાહાડેછે,
તારે તે તેઓની આગલ ચાલેછે, ને ગેટાં તેની પાછલ આવેછે, કેમકે તેઓ
તેનો અવાજ ઓલખેછે. ૫ ને તેઓ પારકાની પાછલ નથી જતાં, પણ તે-
નાથી નાહસી જાએછે; કાંજે પારકાઓનો અવાજ તેઓ ઓલખતાં નથી.
૬ ઇસુએ તેઓને એ તમસીલ કહી; પણ જે વાતો તેણે તેઓને કહી, તે
શી છે, એ તેઓ સમજ્યા નહીં. ૭ વાસતે ઇસુએ ફરી તેઓને કહીઉં કે, હું
તમને ખચીત ખચીત કહુંછઉં, કે ગેટાંનું બારણુ હું છઉં. ૮ જેટલા મારાથી આગલ
આવીઆ, તેઓ સઘલા ચોર તથા લુટારા છે; પણ ગેટાંએ તેઓનું શાંભલીઉં
નહીં. ૯ હું બારણુ છઉં: મારાથી જો કોઈ પેસે, તો તે તારણ પામશે, ને માહે બા-
હાર આવજાવ કરશે, ને ચારો પામશે. ૧૦ ચોરી કરવા તથા મારીનાંખવા તથા
હલાક કરવા વીના બીજે કારણે ચોર આવતો નથી. તેઓને જીંદગી મલે, ને
તેઓને તે ઘણી જીઆદા મલે વાસતે હું આવીઓ છઉં. ૧૧ હું ઉતમ પા-
લક છઉં: ઉતમ પાલક ગેટાંને સારૂ પોતાનો જીવ આપેછે. ૧૨ પણ જે મજુર
છે, ઇઆને પાલક નથી, ને ગેટાંનો માલીક નથી, તે વરૂ આવતું જોઇને ગેટાંને
મુકીને નાહસી જાએછે; પછી વરૂ ગેટાંને પકડીને તેઓને છુટાં પાડીનાંખેછે.
૧૩ મજુર નાહસી જાએછે, કેમકે તે મજુર છે, ને ગેટાં બાબત તેને ચીંતા
નથી લાગતી. ૧૪ હું ઉતમ પાલક છઉં, ને મારાંને ઓલખુંછઉં, ને મારાંથી
ઓલખાઉંછઉં. ૧૫ જેમ બાપ મને જાણેછે, તેમ હું પણ બાપને જાણુંછઉં; ને

ગેટાંને સારૂ હું પોતાનો જીવ આપુંછઊં. ૧૬ ને મારાં બીજાં ગેટાં છે, તેઓ આ
વાડામાંનાં નથી; તેઓને પણ મારે લાવવાં પડેછે, ને તેઓ મારો અવાજ
શાંભલશે: પછી એક ટોલું, તથા એક પાલક થશે. ૧૭ હું પોતાનો જીવ પાછો
લેઊં વાસતે તે આપુંછઊં, એ સારૂ બાપ મારા પર પીઆર કરેછે. ૧૮ કોઈ મારી
પાસેથી તે નથી લેતો, પણ હું પોતાથી તે આપુંછઊં: તે આપવાનો મને એખ-
તીઆર છે, ને તે પાછો લેવાનો મને એખતીઆર છે: એ હુકમ હું મારા બાપ-
થી પામીઓ છઊં. ૧૯ વાસતે આ વાતોને લીધે ફરી યહુદીઓમાં ફુટ પડી.
૨૦ ને તેઓમાંના ઘણાએ કહીઊં કે, તે દેવબંદ છે, ને તે દીવાનો છે: તમે
તેનું કેમ શાંભલોછોઓ? ૨૧ બીજાઓએ કહીઊં કે. આ વાતો દેવબંદની
નથી, દેવ શું આંધલાઓનો આંખો ઉઘાડી શકેછે?

૨૨ અને યરૂશાલેમમાં દેજીવાનું જસન હતું, ને શીઆલો હતો. ૨૩ ને ઇસુ
મંદીરમાં સુલીમાનની પરસાલમાં ફરતો હતો. ૨૪ તારે યહુદીઓએ તેની આસ-
પાસ આવીને તેને કહીઊં, કાંહાં સુધી તું હમારો જીવ શકમાં રાખશે? જો તું
તે ખરીસત છે, તો હમને સાફ કેહે. ૨૫ ઇસુએ તેઓને જવાબ દીધો કે, મેં
તમને કહીઊં, પણ તમે એતકાદ કીધો નહીં; જે કામો હું મારા બાપનાં નામથી
કરૂંછઊં, તેઓ મારી બાબત ગહવાઈ આપેછે. ૨૬ પણ તમે એતકાદ કર-
તા નથી, કેમકે તમે મારાં ગેટાંમાંના નથી, જેમ મેં તમને કહીઊં છે તેમ.
૨૭ મારાં ગેટાં મારો અવાજ શાંભલેછે, ને હું તેઓને જાણુંછઊં, ને તેઓ
મારી પાછલ આવેછે. ૨૮ ને હું તેઓને હમેશાંની જીંદગી આપુંછઊં, ને તે-
ઓ કદી હલાક નહીં થશે, ને મારા હાતમાંથી તેઓને કોઈ છીનવી નહીં લેશે.
૨૯ મારો બાપ, જેણે તેઓને મને આપીઆં છે, તે સહુથી મોહોટો છે; ને મારા
બાપના હાતમાંથી કોઈ તેઓને છીનવી લઈ નથી શકતો. ૩૦ હું તથા બાપ
એક છઈએ.

૩૧ તારે તેને પથરે મારવાંને યહુદીઓએ ફરી પથર ઉઠાવીઆ. ૩૨ ઇ-
સુએ તેઓને જવાબ આપીઓ કે, મેં મારા બાપનાં ઘણાં શારાં કામો તમને
દેખડાવીઆં છે, તેઓમાંનાં કહીઆં કામ સારૂ તમે મને પથરે મારોછોઓ?
૩૩ યહુદીઓએ તેને જવાબ આપાને કહીઊં કે, શારાં કામને સારૂ હમે તને
પથર નથી મારતા, પણ કુફર બકવા સારૂ, ને એ સારૂ કે તું માણસ છતાં પોતાને
ખોદા ઠરાવેછે. ૩૪ ઇસુએ તેઓને જવાબ દીધો, શું તમારી તોરતમાં એ લ-
ખીઊં નથી, કે "મેં કહીઊં, તમે ખોદાવંદો છોઓ?" ૩૫ જેઓની પાસે ખો-

દાની વાતો આવી, તેઓને જો તેણે ખોદાવંદ કહીઆ, (ને કીતાબો રદ થઇ શ-
કતી નથી,) ૩૬ તો જેને બાપે ઠરાવીઓ, ને દુનીઆમાં મોકલીઓ, તેને શું તમે
એમ કહોછોઓ કે, તું કુફર બકેછે, કેમકે મેં કહીઊં કે, હું ખોદાનો બેટો છઊં?
૩૭ અગર હું મારા બાપનાં કામ નથી કરતો, તો મારા પર એતકાદ ના લાવો.
૩૮ પણ જો હું કરૂંછઊં, તો અગર તમે મારા પર એતકાદ નથી લાવતા, તોપણ
તે કામો પર એ સારૂ એતકાદ લાવો, કે તમે જાણો, ને માનો, કે બાપ મારામાં
છે, ને હું તેનામાં છઊં. ૩૯ એ વાસતે ફરી તેઓએ તેને પકડવા શોધીઓ,
પણ તે તેઓના હાતથી નીકલી ગઇઓ. ૪૦ ને ઇઅરદનને પેલેપાર જાંહાં
ઇઓહાન બાપતીસમા કરતો હતો, તે ઠેકાણે તે પાછો જઇને તાંહાં રહીઓ.
૪૧ તારે ઘણા લોક તેની પાસે આવીઆ, ને બોલીઆ કે, ઇઓહાને કંઇ મો-
જેજો દેખડાવીઓ નથી, પણ ઇઓહાને એની બાબત જે બધું કહીઊં, તે
બધું ખરૂં હતું. ૪૨ ને તાંહાં ઘણાઓ તેના પર એતકાદ લાવીઆ

## બાબ અગીઆરમો.

**અને** મરીઅમ તથા તેની બેહેન મારથાના બેથાનીઆ ગામનો લા-
જરસ નામે એક શખસ બીમાર હતો. ૨ ને જે મરીઅમે ખોદાવંદને અતર
ચોલીઉં હતું, ને તેના પગ પોતાને ચોટલે પુછીઆ હતા, તેનો ભાઇ લાજરસ
બીમાર હતો. ૩ એ સારૂ તેની બેહેનોએ તેને કેહેવાડી મોકલીઊં કે, ખોદાવંદ,
જો, જેના પર તું પીઆર કરેછે, તે બીમાર છે. ૪ તારે ઇસુએ શાંભલીને કહીઉં કે,
એ મોતની બીમારી નથી, પણ એથી ખોદાના બેટાની બુજરગી થાએ, વાસ-
તે ખોદાના જલાલને સારૂ એ છે. ૫ ને ઇસુ મારથાને તથા તેની બેહેનને
તથા લાજરસને પીઆર કરતો હતો. ૬ તો તે બીમાર છે, એ શાંભલીઆ
બાદ જાંહાં પોતે હતો, તાંહાં બે દાહાડા રહીઓ. ૭ તાર પછી તેણે શાગીરદોને
કહીઊં કે, આપણે પાછા ઇહુદામાં જઇએ. ૮ શાગીરદોએ તેને કહીઊં કે,
ઉસતાદ, થોડા દાહાડા પર તો ઇહુદીઓએ તને પથરે મારવાને શોધીઓ, ને
શું તું ફરી તાંહાં જાએછે? ૯ ઇસુએ જવાબ આપીઓ કે, શું દાહાડાની તીસ
ઘડી નથી? જો કોઇ દીવસે ચાલેછે, તો તે આ દુનીઆની રોશની જુએછે,
વાસતે ઠોકર નથી ખાતો. ૧૦ પણ જો કોઇ રાતે ચાલેછે, તો તેને રોશની
નથી, વાસતે ઠોકર ખાએછે. ૧૧ તેણે એ વાતો કહી તાર પછી તેઓને
કહીઊં કે, આપણો દોસત લાજરસ ઊંગી ગઇઓ છે, પણ હું તેને જાગતો ક-

રવા જાઉંછઉં. ૧૨ તારે તેના સાગીરદોએ કહીઉં કે, ખોદાવંદ, જો તેને ઉંગ
આવી છે, તો તે સજો થશે. ૧૩ ઇસુએ તો તેના મોત બાબત કહીઉં, પણ
તેઓને એમ લાગીઉં કે તેણે ઉંગનો આરામ લેવા બાબત કહીઉં. ૧૪ વાસતે
ઇસુએ તેઓને સાફ કહીઉં કે, લાજરસ મરીગયો છે. ૧૫ ને હું તાંહાં
નહીં હતો, વાસતે હું તમારે લીધે ખુશ છઉં, કે એ કારણથી તમે એતકાદ
લાવો; પણ આપણે તેની પાસે જઇએ. ૧૬ તારે થોમા, જે દીદીમસ કહેવાએ-
છે, તેણે પોતાના સાથી શાગીરદોને કહીઉં કે, આપણે પણ તેની સાથે મરવાને
જઇએ.

૧૭ જારે ઇસુ આવીઓ તારે તેણે જોહઉં કે તેને કબરમાં રાખવાને ચાર
દાહાડા થઇઆ. ૧૮ ને બેથાનીઆ યરૂશાલેમથી આશરે બે ગાઉ આઘું
હતું. ૧૯ ને મારથાના તથા મરીઅમના ભાઇ બાબત તેઓને દીલાસો
આપવાને યહુદીઓમાંના ઘણા તેઓની પાસે આવીઆ હતા. ૨૦ ઇસુ
આવેછે, એ મારથાએ શાંભલીઉં, તારે તે જઇને તેને મલી; પણ મરીઅમ
ઘરમાં બેસી રહી. ૨૧ તારે મારથાએ ઇસુને કહીઉં કે, ખોદાવંદ, જો તું
હીઆં હતે, તો મારો ભાઇ નહીં મરતે. ૨૨ પણ હજી તું ખોદા પાસે જે કંઇ
માગે, તે ખોદા તને આપશે, એ હું જાણુંછઉં. ૨૩ ઇસુએ તેને કહીઉં કે,
તારો ભાઇ પાછો ઉઠશે. ૨૪ મારથાએ તેને કહીઉં કે, છેલે દાહાડે કીઆમતમાં
તે પાછો ઉઠશે, એ હું જાણુંછઉં. ૨૫ ઇસુએ તેને કહીઉં કે, કીઆમત તથા
જીંદગી હું છઉં, જે મારા પર એતકાદ લાવેછે, તે અગર મુઓ હશે તોપણ
જીવતો થશે. ૨૬ ને જે કોઇ જીવતાં મારા પર એતકાદ લાવેછે, તે કદી
નહીં મરશે: તું શું એ માનેછે! ૨૭ તેણે તેને કહીઉં કે, હા ખોદાવંદ, હું માનું-
છઉં કે તું તે ખરીસત, ખોદાનો બેટો, જે દુનીઆમાં આવેછે, તે છે. ૨૮ ને
તે એમ કહીને ચાલી ગઇ, ને પોતાની બેહેન મરીઅમને છાની રીતે તેડીને
કહીઉં કે, ઉસતાદ આવીઓ છે, ને તને તેડેછે. ૨૯ તેણે એ શાંભલીઉં
તેવીજ તે વેહેલી ઉઠીને તેની પાશે આવી. ૩૦ ને ઇસુ હજી ગામમાં આવી-
ઓ નહીં હતો, પણ જાંહાં મારથા તેને મલી હતી તે જગીઆમાં હતો.
૩૧ તારે જે યહુદીઓ તેની સાથે ઘરમાં તેને દીલાસો આપતા હતા, તેઓએ
દીઠું કે મરીઅમ વેહેલી ઉઠીને બાહાર ગઇ, તારે તેઓએ તેની પાછલ જતાં
કહીઉં કે, કબર પર રડવાને તે જાએછે. ૩૨ જાંહાં ઇસુ હતો તાંહાં મરી-
અમે આવીને તેને દીઠો, તારે તેના પગ પર પડીને તેને કહીઉં કે, ખોદાવંદ,

જો તું હીઆં હતે, તો મારો ભાઈ નહીં મરતે. ૩૩ જારે ઈસુએ તેને રડતી
જોઈ, ને જે યહુદીઓ તેની સાથે આવીઆ તેઓને પણ રડતા જોઇઆ, તારે
તેણે મનમાં હાએ કરીને નીશાસો મુકીઓ, ૩૪ ને કહીઊં કે, તમે તેને કાંહાં
મુકીઓ છે? તેઓએ તેને કહીઊં, ખોદાવંદ, આવીને જો. ૩૫ ઇસુ રડીઓ.
૩૬ એ સારૂ યહુદીઓએ કહીઊં કે, જુઓ, એ તેના પર કેટલો પીઆર
કરેછે. ૩૭ ને તેઓમાંના કેટલાએકે કહીઊં કે, જેણે આંધલાની આંખો
ઉઘાડી; તે શું એ આદમી મરે નહીં એવું કંઇ કરી શકતો નહીં હતો? ૩૮ તારે
ઇસુ પોતાનાં મનમાં ફરી નીસાસો મુકતો કબર પર આવીઓ. તે એક ગાર
હતો, ને તેના પર પથર મુકીઓ હતો. ૩૯ ઇસુએ કહીઊં કે, પથરને ખ-
સેડો, તે મોએલાની બેહેન મારથાએ તેને કહીઊં કે, ખોદાવંદ, આજ તેને
ચાર દાહાડા થઇઆ, વાસતે હવે તે ગંધાએછે. ૪૦ ઇસુએ તેને કહીઊં કે,
અગર તું એતકાદ કરે, તો તું ખોદાની જલાલ જોશે, શું મેં તને એ નથી કહી-
ઊં? ૪૧ તારે જાંહાં તે મુએલાને મુકીઓ હતો, તાંહાંથી તેઓએ પથર ખ-
સેડીઓ, ને ઇસુએ આંખો ઊંચી કરીને કહીઊં કે, અએ બાપ, તેં મારૂં શાં-
ભલીઊં છે, વાસતે હું તારા શુકર કરૂંછઊં. ૪૨ ને તું હમેશા મારૂં શાંભલેછે,
એ હું જાણુંછઊં; પણ જે લોક આસપાસ ઉભા રેહેછે, તેઓ એતકાદ લાવે કે
તેં મને મોકલીઓ છે, વાસતે તેઓને લીધે મેં એ કહીઊં. ૪૩ એમ બોલીઆ
પછી તેણે મોહોટે અવાજે હાંક મારીઓ કે, લાજરસ બાહાર આવ. ૪૪ તારે
જે મરીગઇઓ હતો, તે બાહાર આવીઓ, તેના હાત પગ લુંગડે બાંધેલા, ને
તેનું મોહો રૂમાલે વીંટાલેલું. ઇસુએ તેઓને કહીઊં એને છોડો, ને જવા દેઓ.
૪૫ ને જે યહુદીઓ મરીઅમનાં પાસે આવીઆ હતા, ને ઇસુએ જે કીધું તે
જોઇઊં, તેઓમાંથી ઘણાઓ તેના પર એતકાદ લાવીઆ. ૪૬ પણ તેઓ-
માંના કેટલાએકે ફરોશીઓની પાસે જઇને, ઇસુએ જે કીધું તે તેઓને કહીઊં.
૪૭ અને પછી મુખી કાહીનો તથા ફરોશીઓએ સભા મેલવીને કહીઊં
કે, આપણે શું કરીએ? કેમકે એ માણસ ઘણા મોજેજા કરેછે. ૪૮ જો
આપણે એને એમનોએમ રેહેવા દઇએ, તો સઘલા એના પર એત-
કાદ લાવશે, ને રૂમી લોક આવીને આપણી જગીઆ તથા કોમને લઈ
લેશે. ૪૯ ને કાઆફા નામે તેઓમાંના એકે, તે વરશમાં સરદાર કાહીન
છતાં, તેઓને કહીઊં કે, તમે કંઈ જાણતા નથી, ૫૦ ને વીચારતા નથી કે
આપણે સારૂ એ બેહતર છે કે એક આદમી પરજાને સારૂ મરે, ને આખી

કોમ હલાક નહીં થાએ. ૫૧ ને એ તેણે પોતાથી કહીઉં નહીં હતું, પણ તે વર-
શમાં સરદાર કાહીન છતાં, તેણે પેશીનગોઈ કહી કે, તે કોમને સારૂ ઈસુ મરશે.
૫૨ ને એકલી તે કોમને સારૂ નહીં, પણ એ વાસતે કે ખોદાના વેરાઈગએલાં
ફરજંદોને પણ તે એકઠાં કરે. ૫૩ તો તે દાહાડેથી તેને મારીનાંખવાનો
તેઓએ મનસુબો કીધો. ૫૪ એ સારૂ યહુદીઓમાં ઈસુ તારથી જાહેર રીતે
ફરીઓ નહીં, પણ તાંહાંથી જંગલની પાસેના પરાંતના એફ્રાઈમ કેહેવાએ-
લાં શેહેરમાં ગયો, ને પોતાના શાગીરદો સુધાં તાંહાં રહીઓ. ૫૫ તારે
યહુદીઓનું પાસખા જસન પાસે હતું, ને પાસખા અગાઉ ઘણા લોકો પોતા-
ને પાક કરવાને તે પરાંતથી યરૂશાલમમાં ગયા. ૫૬ તે વખતે તેઓએ
ઈસુની તલાશ કીધી, ને મંદીરમાં ઉભા રહીને માહોમાં કહીઉં કે, તમને શું
લાગેછે? શું જસનમાં તે આવનાર નથી? ૫૭ વલી મુખી કાહીનોએ તથા
ફરોશીઓએ, તેને પકડવા સારૂ એવો હુકમ આપીઓ હતો કે, તે કાંહાં છે,
એમ જો કોઈને માલુમ હોએ તો તે ખબર આપે.

## બાબ બારમો.

**તારે** પાસખા જસનને છ દાહાડા અગાઉ ઈસુ બેથાનીઆમાં આ-
વીઓ, જાંહાં મરીગએલો લાજરસ, જેને તેણે મરીગએલાઓમાંથી
ઉઠાડીઓ તે હતો. ૨ વાસતે તેઓએ તેને સારૂ ખાણું કીધું, તારે મારથા
ખીદમત કરતી હતી, પણ લાજરસ તેની સાથે બેસનારાઓમાંનો એક હતો.
૩ તે વખત ઘણાં મુલનું નરા સંબુલનું શેર અતર મરીઅમે લઈને ઈસુને
પગે ચોલીઉં, ને પોતાને ચોટલે તેના પગ પુછીઆ, તારે અતરની ખુશબોઈથી
ઘર ભરાઈ ગઈઉં. ૪ એ સારૂ તેના શાગીરદોમાંનો એક, સીમોનના દીકરા
યહુદા ઈસકારીઓતે, જે તેને પકડાવનાર હતો, ૫ તેણે કહીઉં કે, એ અતર
તણશે દીનારે વેચીને દરીદરીઓને શા વાસતે આપીઉં નહીં? ૬ તેને દરી-
દરીઓની ચીંતા લાગી, વાસતે એ કહીઉં, એમ નહીં; પણ તે ચોર હતો, ને
તેની સાથે થેલી હતી, ને તેમાં જે મુકાતું તે તે લઈ જતો હતો, વાસતે
કહીઉં. ૭ તારે ઈસુએ કહીઉં કે, તેને રેહેવા દે; મારા દફનના દાહાડાને સારૂ
તેણે એ રાખી મુકીઉં હતું. ૮ કેમકે દરીદરીઓ તો હમેશ તમારી સાથે
છે, પણ હું કંઈ હમેશ તમારી સાથે નહીં હોઈશ. ૯ જારે યહુદીઓના ઘણા
લોકોએ જાણીઉં કે તે તાંહાં છે; તારે તેઓ આવીઆ, ફકત ઈસુને સારૂ નહીં,

પણ તેણે જે લાજરસને મરીગએલાઓમાંથી ઉઠાડીઓ હતો, તેને પણ જોવા
સારૂ. ૧૦ પણ મુખી કાહીનોએ લાજરસને પણ મારીનાંખવાનો મનસુબો
કીધો. ૧૧ કારણ કે તેના સબબથી ઇહુદીઓમાંના ઘણાએ ઇસુ પર એતકાદ
કીધો.

૧૨ બીજે દાહાડે જસનમાં આવેલા ઘણાએક લોકોએ એવું શાંભલીઉં કે,
ઇસુ ઇરૂશાલિમમાં આવેછે. ૧૩ તારે ખજુરનાં જાહાડની ડાલીઓ તેઓએ
લીધી, ને તેને મલવાને બાહાર ગઈઆ; પછી એવી બુમ પાડી કે, હોશાંના,
ખોદાવંદનાં નામથી ઇસરાએલનો જે પાદશાહ આવેછે, તે મુબારક છે. ૧૪ ને ઇસુ
એક જુઆન ગધેડું પામીને તે પર બેઠો, જેમ લખીઉં છે તેમ કે, ૧૫ "અએ
સીઓનની દીકરી, બીહી ના; જો, તારો પાદશાહ ગધેડાનાં બચાં પર બેસીને
આવેછે." ૧૬ તોપણ શરૂમાં તેના શાગીરદો એ વાતો સમજીઆ નહીં, પણ
ઇસુ જલાલી થઈઓ, તારે તેઓએ ઇઆદ કીધું કે, એ તેની બાબત
લખાઈઉં હતું, ને તેઓએ તેને એ કીધું. ૧૭ જે લોકો એની સાથે
હતા, તેઓએ તો ગહવાઈ પુરી કે, એણે લાજરસને કબરમાંથી બોલાવીઓ,
ને મરીગએલાઓમાંથી તેને ઉઠાડીઓ. ૧૮ ને તેજ કારણથી લોકો તેને
મલવા ગઈઆ; કેમકે તેઓએ શાંભલીઉં કે તેણે એ મોજેજો કીધો હતો.
૧૯ એ સારૂ ફરોશીઓએ માહોમાં કહીઉં કે, આપણું કંઈ ચાલતું નથી, એ
શું તમે જોતા નથી? જુઓ દુનીઆ તેની પાછલ ગઈ છે.

૨૦ અને જસનમાં એબાદત કરવાને જે આવીઆ હતા, તેઓમાં કેટલા-
એક હેલેનીઓ હતા. ૨૧ એ સારૂ તેઓ ગાલીલના બેથસાઇદાના ફીલીપની
પાસે આવીઆ, ને તેની અરજ કરીને કહીઉં કે, સાહેબ, હમે ઇસુને જોવા
ચાહીએછઇએ. ૨૨ ફીલીપે આવીને આંદરૂને કહીઉં; પછી આંદરૂએ તથા
ફીલીપે ઇસુને કહીઉં. ૨૩ તારે ઇસુએ તેઓને જવાબ આપીને કહીઉં કે,
આદમીના બેટાને બુજરગી પામવાનો વખત આવીઓ છે. ૨૪ હું તમને
ખચીત ખચીત કહુંછઉં, જો ઘઉનો દાણો ભોંએમાં પડીને મરતો નથી, તો
તે એકલો રેહેછે; પણ જો મરેછે, તો ઘણાં ફલ લાવેછે. ૨૫ જે પોતાના
જીવ પર પીઆર કરેછે, તે તેને ખોશે; પણ જે આ દુનીઆમાં પોતાના જીવ
પર દુશમની રાખેછે, તે હમેશાંની જીંદગીને સારૂ તેને રાખશે. ૨૬ જો કોઈ
મારી ખીદમત કરેછે, તો તે મારી પાછલ આવે; ને જાંહાં હું છઉં, તાંહાં મારો
ખીદમતગાર પણ રેહેશે. ને જો કોઈ મારી ખીદમત કરેછે, તો બાપ તેને

ઇજત આપશે. ૨૭ હવે મારો જીવ ગભરાએલો છે, ને હું શું કહું? અએ
બાપ, મને આ ઘડીથી બચાવ. પણ એ સારૂ હું આ ઘડી સુધી આવીઓ
છઊં. ૨૮ અએ બાપ, તારાં નામની બુજરગી કર. એ બાદ આસમાનથી
અવાજ આવીઓ કે, મેં તેની બુજરગી કીધી છે, ને ફરી બુજરગી કરીશ.
૨૯ તારે જે લોકો પાસે ઉભા રહીને શાંભલતા હતા, તેઓએ કહીઊં કે, ગર-
જના થઈ. બીજાઓએ કહીઊં કે, ફીરશતાએ તેની સાથે વાત કીધી.
૩૦ ઇસુએ જવાબ આપીને કહીઊં કે, એ અવાજ મારે સારૂ નહીં, પણ
તમારે સારૂ થઈઓ. ૩૧ હવે આ દુનીઆનો ઇનિસાફ કરવાનો છે; હવે આ દુનીઆ-
નો હાકમ બાહાર કહડાશે. ૩૨ ને જો હું જમીન પરથી ઊંચો કરાઊંછઊં, તો
સહુને હું પોતાની તરફ ખેંચીશ. ૩૩ પોતે શી તરેહનાં મોતથી મરશે, એ
જણાવતાં તેણે એ કહીઊં. ૩૪ લોકોએ તને જવાબ દીધો કે, ખરીશત હમેશ
રેહેશે, એ હમે તોરતથી શાંભલીઊં છે; તો આદમીના બેટાને ઊંચો કરાવવું
જોઇએ, એમ તું કેમ કેહેછે? એ આદમીનો બેટો કોણ છે? ૩૫ તારે ઇસુ-
એ તેઓને કહીઊં કે, હજી થોડો વખત રોશની તમારી સાથે છે; જાંહાં સુધી
તમને રોશની છે, તાંહાં સુધી ચાલો, રખે અંધારૂં તમ પર આવી પડે, કારણ કે
અંધારામાં જે ચાલેછે તે જાણતો નથી કે પોતે કાંહાં જાએછે. ૩૬ તમે
રોશનીનાં ફરજંદ થાઓ, વાસતે જાંહાં સુધી તમને રોશની છે, તાંહાં સુધી રોશની
પર એતકાદ કરો. એ વાતો ઇસુએ કહીઆ બાદ તેઓથી તે સંતાઈઓ.
૩૭ તેણે એટલા મોજેજા તેઓના દેખતાં કરીઆ હતા, તોપણ તેઓ તેના
પર એતકાદ નહીં લાવીઆ. ૩૮ એ સારૂ કે ઇસાઇઆ નબીએ જે વાત કહી
તે પુરી થાએ કે, "ખોદાવંદ હમારી ખબર પર કોણ ઈમાન લાવીઓ છે? ને
ખોદાવંદનો હાત કોણ પર જાહેર થઇઓ છે?" ૩૯ વાસતે તેઓ એતકાદ
લાવી નહીં શકીઆ, કેમકે ઇસાઇઆએ ફરી કહીઊં હતું કે, ૪૦ "તેણે તેઓની
આંખો આંધલી કીધી, ને તેઓનાં દીલ સખત કીધાં, રખે તેઓ આંખોથી
દેખે, ને દીલથી સમજે, ને ફરે, ને હું તેઓને સમા કરૂં." ૪૧ જારે ઇસાઇઆ-
એ તેની જલાલ જોઇ, ને તેની બાબત બોલીઓ, તારે એ વાતો તેણે કહી.
૪૨ તોપણ સરદારોમાંથી ઘણાઓ તેના પર એતકાદ લાવીઆ; પણ ફરોશી-
ઓના ડરને લીધે તેઓએ એકરાર નહીં કીધો, કે જમાતમાંથી બાહાર કાહાડી
નહીં મુકાએ. ૪૩ કેમકે તેઓએ આદમીનાં વખાણ ખોદાનાં વખાણથી
જીઆદા પસંદ કીધાં.

૪૪ તારે ઇસુએ પોકારીને કહીઊં કે, મારા પર જે એતકાદ લાવેછે, તે ફકત
મારા પર નહીં, પણ જેણે મને મોકલીઓ છે તેના પર એતકાદ લાવેછે.
૪૫ ને જે મને જુએછે, તે જેણે મને મોકલીઓ છે તેને જુએછે. ૪૬ હું
દુનીઆમાં રોશની આવીઓ છઉં કે, જે મારા પર એતકાદ લાવે તે અંધારામાં
નહીં રેહે. ૪૭ ને જો કોઈ મારી વાતો શાંભલીને ઇમાન નથી લાવતો, તો હું તેનો
ઇનસાફ કરતો નથી; કેમકે હું દુનીઆનો ઇનસાફ કરવા સારૂ નહીં, પણ દુની-
આનો બચાવ કરવા સારૂ આવીઓ છઊં. ૪૮ જે મને તુછ કરેછે, ને મારી
વાતો માનતો નથી, તેનો ઇનસાફ કરનાર એક છે. જે કલામ મેં કહીઓ છે
તેજ છેલે દાહાડે તેનો ઇનસાફ કરશે. ૪૯ કેમકે મેં પોતાથી નથી કહીઊં, પણ
બાપ જેણે મને મોકલીઓ તેણે મને હુકમ કીધો છે કે મારે શું બોલવું, ને
શું કેહેવું. ૫૦ ને તેનો હુકમ હમેશાંની જીંદગી છે, એ હું જાણુંછઉં; વાસતે
જે હું કહુંછઊં, તે જેવું બાપે મને ફરમાવીઊં તેવું કહુંછઊં.

## બાબ તેરમો.

**અને** આ દુનીઆમાંથી બાપની પાસે જવાનો વખત આવીઓ,
ઇસુએ પાસખા જસન અગાઊ એ જાણીને, પોતાના જેઓ દુનીઆમાં હતા
તેઓ ઉપર જેવો પીઆર કરતો હતો તેવો પીઆર આખર સુધી કીધો.
૨ ને ખાણું પુરૂં થઇઊં તારે શેતાને સીમોનના દીકરા ઇહુદા ઇસકારીઓતનાં
દીલમાં તેને પકડાવવાનું મુકીઊં. ૩ ને ઇસુએ એ જાણીને કે બાપે બધું
મારા હાતમાં આપીઊં છે, ને હું ખોદાની તરફથી આવીઓ છઊં, ને ખોદાની
પાસે જાઊંછઊં; ૪ ખાણા પરથી તે ઉઠીઓ, ને પોતાના કપડાં ઉતારીઆં, ને
રૂમાલ લઇને કમરે બાંધીઓ. ૫ તાર પછી એક વાસણમાં પાણી લઇને
શાગીર્દોના પગ ધોવા, તથા જે રૂમાલ પોતાની કમરે બાંધીઓ હતો તેથી
પુછવા લાગીઓ. ૬ તારે સી[illegible] પીતરની પાસે તે આવીઓ, ને પીતરે તેને
કહીઊં કે, ખોદાવંદ, શું તું મારા પગ ધોએછે? ૭ ઇસુએ જવાબ આપીને તેને
કહીઊં કે, હું જે કરૂંછઉં, તે તું હમણા જાણતો નથી, પણ એ બાદ તું જાણશે.
૮ પીતરે તેને કહીઊં કે, તને કદી મારા પગ ધોવા નહીં દઇશ. ઇસુએ તેને
જવાબ દીધો કે, અગર હું તને ન ધોઊં, તો મારી સાથે તારો કંઈ ભાગ નથી.
૯ સીમોન પીતરે તેને કહીઊં કે, ખોદાવંદ, ફકત મારા પગ નહીં, પણ મારા હાત
તથા માથું પણ ધો. ૧૦ ઇસુએ તેને કહીઊં, જે ધોવાએલો છે તેને પગ ધોવા

વગર બીજી જરૂર નથી; પણ તે પુરો પાક છે; ને તમે પાક છેઓ, પણ બધા
નહીં. ૧૧ કેમકે તેણે પોતાને પકડાવનારને જાણીઓ, વાસ્તે તેણે કહીઉં કે,
તમે બધા પાક નથી. ૧૨ તે તેઓના પગ ધોઈ રહીઓ, તારે પોતાનાં કપ-
ડાં લઈને પાછો બેઠો, ને તેઓને કહીઉં કે, તમે જાણોછેઓ કે મેં તમને શું
કીધું? ૧૩ તમે મને ઉસતાદ તથા ખોદાવંદ કહોછેઓ, ને તમે ઠીક કહોછેઓ,
કેમકે હું છઉં. ૧૪ તો મેં તમારા ઉસતાદ તથા ખાવંદે જો તમારા પગ
ધોઇઆ, તો તમને લાજમ છે કે તમે પણ એક બીજાના પગ ધોઓ.
૧૫ કેમકે જેવું મેં તમને કીધું, તેવું તમે પણ કરો, વાસ્તે મેં તમને નમુનો
આપીઓ છે. ૧૬ હું તમને ખચીત ખચીત કહુંછઉં, કે નોકર પોતાના ખોદા-
વંદથી મોહોટો નથી, ને જે મોકલેલો તે પોતાના મોકલનારથી મોહોટો નથી.
૧૭ જો તમે એ વાતો જાણીને પાલો, તો તમે મુબારક છેઓ. ૧૮ હું તમ
સઘલા બાબત નથી કેહેતો; જેઓને મેં પસંદ કીધા છે તેઓને હું જાણુંછઉં.
પણ આ લેખ પુરો થવા સારૂ કે, "જે મારી સાથે રોટલી ખાએછે, તેણે મારે
ઉલટી પોતાની લાત ઉઠાવી છે." ૧૯ હવે તે થઇઆનો અગાઉ હું તમને એ
વાસતે કહુંછઉં કે, જારે એ થાએ, તારે તમે ઇમાન લાવો કે હું તે છઉં.
૨૦ હું તમને ખચીત ખચીત કહુંછઉં, કે જે કોઇને હું મોકલું છઉં તેને જે કબુ-
લ કરેછે, તે મને કબુલ કરેછે; ને જે મને કબુલ કરેછે, તે જેણે મને મોકલી-
ઓ છે તેને કબુલ કરેછે.

૨૧ એ વાતો કહીને ઇસુ દીલમાં ગભરાઇઓ, ને ગહવાઈ આપતાં કહીઉં
કે, હું તમને ખચીત ખચીત કહુંછઉં. કે તમારામાંથી એક મને પકડાવશે.
૨૨ તારે શાગીરદો શકમાં પડીઆ કે, તેણે કોણ બાબત એ કહીઉં? ને
તેઓ એક બીજા ઉપર જોવા લાગીઆ. ૨૩ તારે તેના શાગીરદોમાંનો એક,
જેના પર ઇસુ પીઆર કરતો હતો, તે ઇસુની છાતી પર બેહેલો હતો. ૨૪ વાસતે
સીમોન પીતરે તેને ઇસારો કીધો કે તે તેને પુછે કે કોણની બાબત
તે એ બોલીઓ. ૨૫ તારે તેણે ઇસુની છાતી પર બેહેલો છતાં તેને કહીઉં
કે, ખોદાવંદ, તે કોણ છે? ૨૬ ઇસુએ જવાબ દીધો કે, હું બુક બોલીને જેને
આપીશ, તેજ તે છે. પછી તેણે બુક બોલીને સીમોનના દીકરા યહુદા ઇસ-
કારીઓતને આપીઓ. ૨૭ ને બુક પછી તેનામાં શેતાન પેઠો, વાસતે
ઇસુએ તેને કહીઉં કે, તું જે કરેછે તે જલદી કર. ૨૮ ને તેણે તેને શા વાસતે
એ કહીઉં, એ બેસનારાઓમાંનો કોઇ સમજીઓ નહીં. ૨૯ કેમકે યહુદાની

પાસે થેલી હતી, વાસતે જસનને સારૂ આપણને જેની જરૂર છે તે વેચાતું
લે, યા દરીદરીઓને કંઇ આપે, એ સારૂ ઇસુએ તેને કહીઉં, એમ કેટલા-
એકે વીચારીઉં, 30 ને બુક લઇને તે તુરત બાહાર ગયો. ને તારે રાત
હતી. 31 અને તે બાહાર ગયા બાદ ઇસુએ કહીઉં કે, હવે આદમીનો બેટો
જલાલ પામીઓ છે, ને તેથી ખોદા પણ જલાલ પામેલો થયો છે.
32 જો ખોદા તેનાથી જલાલી કરાએછે, તો ખોદા પોતે તેને જલાલ આપશે,
ને જલદી તેને જલાલ પમાડશે. 33 નાહાના છોકરાંઓ, હવેથી તમારી
સાથે હું થોડો વખત છઊં; તમે મને શોધશો, ને જેમ મેં યહુદીઓને કહીઉં
કે, જાંહાં હું જાઉંછઊં તાંહાં તમે આવી નથી શકતા, તેમ હવે હું તમને
પણ કહુંછઊં. 34 હું તમને નવો હુકમ આપુંછઊં, કે તમે એક બીજા
પર પીઆર કરો. જેવો મેં તમ પર પીઆર કીધો તેવો તમે પણ એક બીજા
પર પીઆર કરો. 35 જો એક બીજા પર તમે પીઆર કરોછો તો તેથી સરવ
જાણશે કે તમે મારા શાગીરદ છો. 36 સીમોન પીતરે તેને કહીઉં કે, ખોદા-
વંદ, તું કાંહાં જાએછે? ઇસુએ તેને જવાબ દીધો કે, જાંહાં હું જાઉંછઊં,
તાંહાં હમણા તું મારી પાછલ આવી નથી શકતો, પણ પછી મારી પાછલ
આવશે. 37 પીતરે તેને કહીઉં કે, ખોદાવંદ, હમણા તારી પાછલ હું કેમ
આવી નહીં શકું? તારે સારૂ તો હું મારો જીવ આપીશ. 38 ઇસુએ તેને
જવાબ દીધો કે, શું મારે સારૂ તું તારો જીવ આપશે? હું તને ખચીત ખચીત
કહુંછઊં, કે તું તરણ વાર મારો ઇનકાર કરશે નહીં, તાંહાં સુધી મુરઘો બોલ-
નાર નથી.

## બાબ ચઉદમો.

તમારાં દીલ ગભરાવા ના દેઓ: તમે ખોદા પર એતકાદ રાખો,
મારા પર પણ એતકાદ રાખો. 2 મારા બાપનાં ઘરમાં ઘણાં મકાન છે, નહીં
તો હું તમને કેહેતે; તમારે સારૂ જગે તઇઆર કરવાને હું જાઉંછઊં. 3 ને જો
હું જઇને તમારે સારૂ જગે તઇઆર કરીશ, તો હું પાછો આવીશ, ને જાંહાં હું
છઊં તાંહાં તમે પણ થાઓ વાસતે હું તમને મારી પાસે લઇશ. 4 ને જાંહાં હું
જાઉંછઊં તે તમે જાણોછો, રસતો પણ તમે જાણોછો. 5 થોમાએ
તેને કહીઉં કે, ખોદાવંદ, તું કાંહાં જાએછે, તે હમે જાણતા નથી, તારે રસતો
હમે શી તરેહ જાણીએ? 6 ઇસુએ તેને કહીઉં કે, રસતો તથા સાચાઈ તથા

જીંદગી હું છઊં, મારા વસીલા વીના બાપની પાસે કોઈ આવતો નથી. ૭ અગર
તમે મને જાણતે તો મારા બાપને પણ જાણતે; ને હવેથી તમે તેને જાણીઓ
છે, ને તેને દીઠા છે. ૮ ફીલીપે તેને કહીઊં કે, ઓદાવંદ, હમને બાપ દેખ્ખડાવ,
ને તે હમને બસ છે. ૯ ઇસુએ તેને કહીઊં કે, ફીલીપ, આટલી મુદત હું
તમારી સાથે રહીઓ તોપણ શું તેં મને જાણીઓ નહીં? જેણે મને દીઠા છે,
તેણે બાપને દીઠા છે; તો તું કેમ કેહેછે કે, હમને બાપ દેખ્ખડાવ? ૧૦ હું બાપમાં
ને બાપ મારામાં છે એનો એતકાદ તું કરેછે કે નહીં? જે વાતો હું તમને કહુંછઊં
તે હું પોતાથી નથી કેહેતો, પણ બાપ જે મારામાં રેહેછે તે એ કામો કરેછે.
૧૧ હું બાપમાં ને બાપ મારામાં છે એવો એતકાદ મારા પર કરો, નહીં તો તે
કામોને લીધે મારા પર એતકાદ કરો. ૧૨ હું તમને ખચીત ખચીત કહુંછઊં
કે હું જે કામો કરૂંછઊં તેજ મારા પર ઇમાન લાવનારા પણ કરશે, ને તેથી મોહો-
ટાં કામ કરશે, કરણ કે હું બાપની પાસે જાઊંછઊં. ૧૩ ને જે કંઈ મારાં ના-
મથી તમે માગશો તે હું એ સારૂ કરીશ કે બાપ બેટાથી બુજરગી પામે.
૧૪ જો તમે મારાં નામથી કંઈ પણ માગશો તો તે હું કરીશ. ૧૫ જો તમે
મારા પર પીઆર કરોછોઓ તો મારા હુકમો પાલો. ૧૬ ને હું બાપથી માગશ,
ને તે તમને બીજો દીલાસોદેનાર તમારી સાથે હમેશ રેહેવા સારૂ આપશે.
૧૭ ઇઆને હકનો રૂહ, જેને દુનીઆ કબુલ કરી નથી શકતી, કેમકે તેને તે
જોતી નથી, ને જાણતી નથી, પણ તમે તેને જાણોછોઓ, કેમકે તે તમારી
સાથે રેહેછે, ને તમારામાં રેહેશે. ૧૮ હું તમને એકલા નહીં મુકીશ. હું તમારી
પાસે આવીશ. ૧૯ થોડી મુદત બાદ દુનીઆ મને ફરી નહીં જોશે, પણ તમે મને
જોશો; હું જીવુંછઊં વાસતે તમે પણ જીવશો. ૨૦ તે દાહાડે તમે જાણશો કે હું
મારા બાપમાં છઊં, ને તમે મારામાં છોઓ, ને હું તમારામાં છઊં. ૨૧ જે મારા
હુકમો પામેછે, ને તેઓને પાલેછે, તે મારી ઉપર પીઆર કરેછે, ને જે મને
પીઆર કરેછે તે મારા બાપથી પીઆર પામેલો થશે, ને હું તેના પર પીઆર કરીશ.
ને તેની પાસે હું પોતાને જાહેર કરીશ. ૨૨ યહુદા, જે ઇસકારીઓત તે નહીં,
તેણે તેને કહીઊં કે, ઓદાવંદ, એ કેમ કે તું પોતાને હમારી પાસે જાહેર કરશે.
ને દુનીઆની પાસે નહીં? ૨૩ ઇસુએ જવાબ આપીને તેને કહીઊં, જો કોઇ મને
પીઆર કરેછે તો તે મારી વાતો પાલશે, ને મારો બાપ તેના પર પીઆર કરશે,
ને હમે તેની પાસે આવીને તેની સાથે રહીશું. ૨૪ જે મને પીઆર નથી કરતો
તે મારી વાતો નથી પાલતો, ને જે વાત તમે શાંભલોછોઓ તે મારી નથી,

પણ બાપ જેણે મને મોકલીઓ છે તેની. ૨૫ મેં તમારી સાથે રેહેતાં તમને
એ વાતો કહી છે. ૨૬ પણ દીલાસોદેનાર, જે પાક-રૂહ છે, જેને બાપ મારાં
નામથી મોકલી દેશે, તે તમને બધાં શીખવશે, ને મેં જે સરવ તમને કહીઉં
તે બધાંની તમને ઇઆદ આપશે. ૨૭ શાંતી તમારી સાથે હું રાખુંછઉં; મારી
શાંતી હું તમને આપુંછઉં; જેમ દુનીઆ આપેછે તેમ હું તમને આપતો નથી,
પોતાનાં દીલ ગભરાવવા ના દેઓ, ને બીહીવા ના દેઓ. ૨૮ મેં જે તમને કહીઉં
તે તમે શાંભલીઉં છે, કે હું જાઉંછઉં, ને તમારી પાસે પાછો આવુંછઉં, જો તમે
મારા પર પીઆર કરતે તો મારી આ વાતથી તમે ખુશ થતે કે, હું બાપની પાસે
જાઉંછઉં, કેમકે મારો બાપ મારા કરતાં મોહોટો છે. ૨૯ ને જારે એ થાએ તારે
તમે ઇમાન લાવો વાસતે થઇઆ અગાઉ મેં હમણાથી તમને એ કહીઉં છે.
૩૦ હવેથી તમારી સાથે હું ઘણી વાતો નહીં કરશ, કેમકે આ દુનીઆનો સરદાર
આવેછે. ને મારામાં તેનું કંઈ નથી. ૩૧ પણ દુનીઆ જાણે કે હું બાપ પર
પીઆર કરૂંછઉં, ને બાપે જેવો મને હુકમ કીધો છે, તેવું હું કરૂંછઉં; ઉઠો, હી-
આંથી આપણે જઇએ.

## બાબ પંદરમો.

હું ખરો દરાખનો વેલો છઉં, ને મારો બાપ માલી છે. ૨ હરેક ડાલી
મારામાં જે ફલ નથી લાવતી, તેને તે કાહાડી નાંખેછે, ને હરેક જે ફલ લાવેછે,
તે વધતાં ફલ લાવે વાસતે તેને તે સાફ કરેછે. ૩ જે કલામ મેં તમને કહી-
આ તેના સબબથી હવે તમે પાક થઇઆ. ૪ તમે મારામાં રહો, ને હું તમમાં
રહીશ: જેમ ડાલી વેલામાં રહીઆ વીના પોતાથી ફલ લાવી નથી શકતી, તેમ
તમે પણ મારામાં રહીઆ વીના શકતા નથી. ૫ હું દરાખનો વેલો છઉં, તમે
ડાલીઓ છેઓ: જે મારામાં રેહેછે, ને હું તેમાં, તેજ ઘણાં ફલ લાવેછે: કેમકે
મારા વીના તમે કંઇ કરી નથી શકતા. ૬ જો કોઇ મારામાં રેહેતો નથી, તો તે
ડાલીની પેઠે બાહાર ફેંકાએછે, ને સુકાઈ જાએછે, પછી લોક તેઓને એકઠી
કરીને આગમાં નાંખેછે, ને તેઓ બલી જાએછે. ૭ જો તમે મારામાં રહો-
છેઓ, ને મારી વાતો તમમાં રેહેછે, તો જે તમે ચાહો તે તમે માગશો, ને તે
તમને મલશે. ૮ મારા બાપની બુજરગી એથી છે, કે તમે બહુ ફલ લાવો,
એમ તમે મારા શાગીરદ થશો. ૯ જેમ બાપે મને પીઆર કીધો છે, તેમ મેં
તમારી ઉપર પીઆર કીધો છે: તમે મારા પીઆરમાં રહો. ૧૦ જો તમે મારા

હુકમો પાલો તો તમે મારા પીઆર રેહેશો, જેમ હું મારા બાપના હુકમો પાલીને
તેના પીઆરમાં રહુંછઉં. ૧૧ તમારામાં મારી ખુશી રેહે, ને તમારી ખુશી ક-
માલ થાએ, વાસતે મેં તમને એ વાતો કહી છે. ૧૨ મારો હુકમ એ છે કે,
જેવો મેં તમારા પર પીઆર કીધો છે, તેવો તમે એક બીજા પર પીઆર કરો.
૧૩ પોતાના દોસતોને સારૂ પોતાનો જીવ આપવા કરતાં કોઇ જીઆદા પીઆર
કરતો નથી. ૧૪ હું તમને જે કંઇ હુકમ આપુંછઉં તે જો તમે કરો તો તમે
મારા દોસત છોઓ. ૧૫ હવેથી હું તમને ચાકર નહીં કહીશ, કેમકે પોતાનો
સેઠ જે કરેછે તે ચાકર જાણતો નથી, પણ મેં તમને દોસત કહીઆ છે, કેમકે
જે મેં મારા બાપથી શાંભલીઉં છે તે બધું મેં તમને જણાવીઉં છે. ૧૬ તમે
મને પસંદ નથી કીધો, પણ મેં એ સારૂ તમને પસંદ કીધા છે, ને તમને ઠરા-
વીઆ છે, કે તમે જઇને બહુ ફલ લાવો; ને તમારાં ફલ રેહે, એ વાસતે કે તમે
મારાં નામથી જે કંઇ બાપની પાસે માગો તે તમને તે આપે.

૧૭ તમે એક બીજા પર પીઆર કરો વાસતે હું તમને એ હુકમો આપુંછઉં.
૧૮ જો દુનીઆ તમારી ઉપર દુશમની કરેછે તો એથી અગાઉ તેણે મારી ઉપર
દુશમની કીધી, એ તમે જાણોછોઓ. ૧૯ જો તમે દુનીઆના હતે તો દુનીઆ
પોતાનાની ઉપર પીઆર કરતે, પણ તમે દુનીઆના નથી, પણ મેં તમને દુની-
આમાંથી પસંદ કીધા છે, તે વાસતે દુનીઆ તમારી ઉપર દુશમની કરેછે.
૨૦ ચાકર પોતાના સેઠથી મોહોટો નથી, એવી જે વાત મેં તમને કહી તે ઇ-
આદ કરો, જો તેઓ મારી પછવાડે લાગીઆ, તો તમારી પછવાડે પણ લાગશે;
જો તેઓએ મારી વાત પાલી, તો તેઓ તમારી પણ પાલશે. ૨૧ પણ એ
બધું મારાં નામને સારૂ તેઓ તમને કરશે, કેમકે જેણે મને મોકલાઓ છે તેને
તેઓ જાણતા નથી. ૨૨ જો હું આવીઓ નહીં હતે, ને તેઓને ન કેહેતે,
તો તેઓને પાપ નહીં લાગતે; પણ હવે તેઓનાં પાપ સંબંધી તેઓને બાહાનું
નથી. ૨૩ જે મારી ઉપર દુશમની કરેછે, તે મારા બાપની ઉપર પણ દુશમની કરે-
છે. ૨૪ જે કામો બીજા કોઇએ કીધાં નથી તે જો મેં તેઓમાં નહીં કીધાં
હતે, તો તેઓને પાપ નહીં લાગતે; પણ હવે તેઓએ મને તથા મારા બાપને
પણ દીઠો છે ને દુશમની કીધી છે. ૨૫ પણ તેઓની કીતાબોમાં એ વાત
લખેલી છે કે, "તેઓએ કારણ વગર મારી ઉપર દુશમની કીધી," તે પુરી
થવા સારૂ એમ થઇઉં. ૨૬ પણ દીલાસો દેનારને હું બાપની પાસેથી તમારી
ઉપર મોકલી દઇશ, ઇઆને હકનો રૂહ, જે બાપ પાસેથી નીકલેછે: તે જારે

આવશે, તારે તે મારી બાબત ગહવાઈ પુરશે. ૨૭ ને તમે શરૂથી મારી સાથે
છેઓ, વાસતે તમે પણ ગહવાઇ પુરશો.

## બાબ સોલમો.

**તમે** ઠોકર નહીં ખાઓ વાસતે મેં તમને એ વાતો કહી છે. ૨ તે-
ઓ તમને મીજલસમાંથી બાહાર કાહાડી મુકશે, ને એવો વખત આવેછે કે
જે કોઈ તમને મારીનાંખશે તે સમજશે કે, હું ઓદાની ખીદમત કરૂંછઊં. ૩ ને
તેઓ બાપને તથા મને પણ જાણતા નથી, વાસતે તેઓ એવાં કામો તમને
કરશે. ૪ પણ એ બધાં મેં તમને એ સારૂ કહીઆં કે, જારે તે વખત આવે
તારે તમે ઇઆદ કરો કે એ વાતો મેં તમને કહી હતી; ને શરૂથી એ વાતો
મેં તમને નહીં કહી; કેમકે હું તમારી સાથે હતો. ૫ પણ જેણે મને મોકલીઓ
છે તેની પાસે હવે હું જાઊંછઊં; પણ, તું કાંહાં જાએછે? એમ તમારા-
માંનો કોઈ મને પુછતો નથી. ૬ પણ મેં તમને એ વાતો કહી, વાસતે તમા-
રાં દીલ શોકથી ભરાઇ ગઇઆં છે. ૭ તોપણ જે સાચું છે તે હું તમને કહુંછઊં:
મારૂં જવું તમને ગુણકારી છે, કેમકે જો હું જતો નથી, તો દીલાસોદેનાર
તમારી પાસે નહીં આવશે; પણ જો હું જાઊં, તો તેને તમારી પાસે હું મોકલી
દઇશ. ૮ ને તે આવીને ગુનાહ બાબંત, તથા રાસતી બાબત, તથા ઇનસાફ
બાબત, દુનીઆની ખાતરી કરશે. ૯ ગુનાહ બાબત, એ સારૂ કે તેઓ મારા
પર ઇમાન લાવતા નથી. ૧૦ ને રાસતી બાબત, એ સારૂ કે હું બાપની પાસે
જાઊંછઊં, ને તમે હવેથી મને નહીં જોશો. ૧૧ ને ઇનસાફ બાબત, એ સારૂ
કે આ દુનીઆના સરદારનો ઈનસાફ ઠરાવીઓ છે. ૧૨ હજી ઘણી વાતો મારે
તમને કેહેવાની છે, પણ હવે તમારાથી તેની બરદાશત થતી નથી. ૧૩ તોપણ
જે હકનો રૂહ તે જારે આવશે, તારે તે તમને કુલે હકમાં લઈ જશે; કેમકે તે
પોતાથી નહીં કેહેશે, પણ જે કંઈ તે શાંભલશે તેજ કેહેશે, ને જે થનાર છે તે
તમને કહી દેખાડવશે. ૧૪ ને તે મારી બુજરગી કરશે, કેમકે તે મારામાંથી
લેશે ને તમને કહી દેખાડવશે. ૧૫ જે બાપનાં છે તે સરવ મારાં છે, વાસતે
મેં કહીઊં કે મારામાંથી તે લેશે, ને તમને કહી દેખાડવશે.

૧૬ થોડી મુદત પછી તમે મને નહીં જોશો, ને ફરી થોડી મુદત પછી તમે
મને જોશો; કેમકે હું નીકલીને બાપની પાસે જાઊંછઊં. ૧૭ એ સારૂ તેના
શાગીરદોમાંના કેટલાએકે માહોમાં કહીઊં કે એ આપણને કેહેછે કે, થોડી

ને તેઓમાં મારી ખુશી કમાલ થાએ, વાસતે હું દુનીઆમાંઆ વાતો કહુંછઊં.
૧૪ તારો કલામ મેં તેઓને આપીઓ છે, ને દુનીઆએ તેઓની દુશમની કીધી
છે; કેમકે જેમ હું દુનીઆનો નથી, તેમ તેઓ પણ દુનીઆના નથી. ૧૫ તું
તેઓને દુનીઆમાંથી કાહાડે, વાસતે હું દુઆ નથી માગતો, પણ એ સારૂ કે
બદીથી તુ તેઓને બચાવે. ૧૬ જેમ હું દુનીઆનો નથી, તેમ તેઓ દુની-
આના નથી. ૧૭ તું પોતાના હકથી તેઓને પાક કર, તારો કલામ હક છે.
૧૮ જેમ તેં મને દુનીઆમાં મોકલીઓ છે, તેમ મેં પણતેઓને દુનીઆમાં
મોકલીઆ છે. ૧૯ ને તેઓ પણ હકથી પાક થાએ વાસતે તેઓને સારૂ હું
પોતાને પાક કરૂંછઊં. ૨૦ હું ફકત તેઓને સારૂ નહીં, પણ તેઓની વાતથી
મારા પર જે એતકાદ કરશે, તેઓને સારૂ પણ અરજ કરૂંછઊં, ૨૧ કે તેઓ
બધા એક થાએ, અએ બાપ, જેમ તું મારામાં ને હું તારામાં, તેમ તેઓ
પણ આપણામાં એક થાએ, એ સારૂ કે તેં મને મોકલીઓ છે, એમ દુની-
આ માને. ૨૨ ને જે જલાલ તેં મને આપીઓ, તે મેં તેઓને એ વાસતે
આપીઓ કે જેવા આપણે એક છઈએ, તેવા તેઓ પણ એક થાએ; ૨૩ હું
તેઓમાં ને તું મારામાં, એ સારૂ કે તેઓ એક થઈને કમાલ થાએ, ને કે
તેં મને મોકલીઓ છે, એમ જગત જાણે; ને જેમ તેં મને પીઆર કીધો છે.
તેમ તેઓને પીઆર કીધો છે. ૨૪ અએ બાપ, હું એમ ચાહુંછઊં કે જાંહાં
હું છઊં તાંહાં જેઓને તેં મને આપીઆ છે તેઓ પણ મારી પાસે હોએ, કે
મારી જલાલ જે તેં મને આપી છે તે તેઓ જુએ; કેમકે દુનીઆનો પાઈઓ
નાંખીઆ અગાઉ તેં મારા પર પીઆર કીધો છે. ૨૫ અએ રાસત બાપ,
દુનીઆએ તને જાણીઓ નથી; પણ મેં તને જાણીઓ છે; ને તેં મને મોક-
લીઓ છે, એમ તેઓએ જાણીઊં છે. ૨૬ ને તેઓને તારૂં નામ મેં જણા-
વીઊં છે, ને જણાવીશ, એ સારૂ કે જે પીઆરથી તેં મારા પર પીઆર કીધો છે,
તે તેઓમાં થાએ, ને હું પણ તેઓમાં થાઊં.

## બાબ અરાડમો.

ઈસુ એ વાતો કહીને પોતાના શાગીરદો સુધાં કેદરોનના નાલા પર
બાહાર ગઈઓ, તાંહાં એક બાગ હતો, તેમાં તે તથા તેના શાગીરદો પેઠા.
૨ ને તેને પકડાવનાર ઈહુદા પણ તે ઠેકાણુ જાણતો હતો, કેમકે ઈસુ પોતાના
શાગીરદો સાથે ઘણીવાર તાંહાં જતો હતો. ૩ તારે ઈહુદા મુખી કાહીનોની

તથા ફરોશીઓની પાસેથી સીપાઇઓ તથા નાએકો લઇને ફાનસ તથા મશાલ
તથા હથીઆર સુધાં તાંહાં આવીઓ. ૪ જે સઘલાં ઇસુ પર થવાના હતાં તે
પોતે જાણતો હતો, વાસતે તેણે બાહાર જઇને તેઓને કહીઊં કે, તમે કોણને
શોધોછેઓ? ૫ તેઓએ તેને જવાબ દીધો કે, ઈસુ જે નાજારી તેને. ઈસુએ
તેઓને કહીઊં કે, હું તે છઊં. ને ઇહુદા તેને પકડાવનાર પણ તેઓની સાથે ઉભો
હતો. ૬ હું તે છઊં, એમ તેણે તેઓને કેહેતાંજ તેઓ પાછા હટીને ભોંએ
પર પડીઆ. ૭ તારે તેણે ફરી તેઓને પુછીઊં કે, તમે કોણને શોધોછેઓ? ને
તેઓએ કહીઊં કે, ઈસુ જે નાજારી તેને. ૮ ઇસુએ જવાબ દીધો કે, મેં તમને
કહીઊં છે કે હું તે છઊં, વાસતે જો તમે મને શોધોછેઓ તો એઓનેજવા દેઓ.
૯ એ સારૂ કે જે વાત તેણે કહી તે પુરી થાએ, કે જેઓને તેં મને આપીઆ
છે તેઓમાંથી એકને પણ મેં ખોઈઓ નથી. ૧૦ તારે સીમોન પીતરની પાસે
તરવાર છતાં તેણે તે કાહાડીને સરદાર કાહીનના ચાકરને મારી, ને તેનો જમણો
કાન કાપી નાંખીઓ, ને તે ચાકરનું નામ માલખ હતું. ૧૧ એ સારૂ ઈસુએ
પીતરને કહીઊં કે, તારી તરવાર મીઆનમાં ઘાલ, જે પીઆલું મારા બાપે મને
આપોઊ છે તે શું હું નહીં પીઊં?

૧૨ તારે સીપાઇઓએ તથા જમાદારે તથા ઇહુદીઓના અમલદારોએ
ઈસુને પકડી લીધો, ને તેને બાંધીઓ. ૧૩ ને પેહેલાં તેને હનાનીઆની પાસે
લઇ ગઇઆ, કેમકે તે વરસના સરદાર કાહીન કાઆફાનો તે સસરો હતો. ૧૪ ને
જે કાઆફાએ ઇહુદીઓને બતાવીઊં હતું કે, લોકોને સારૂ એક માણસનું
મરવું ગુણકારી છે, તે એજ હતો. ૧૫ ને સીમોન પીતર તથા બીજો શાગીરદ
ઇસુની પાછલ ગઇઆ, ને તે શાગીરદ સરદાર કાહીનનો ઓલખીતો છતાં ઇ-
સુની સાથે સરદાર કાહીનના ઘરમાં ગઇઓ. ૧૬ પણ પીતર બારણા આગલ
બાહાર ઉભો રહીઓ, વાસતે તે બીજો શાગીરદ જે સરદાર કાહીનનો ઓલ-
ખીતો હતો તે બાહાર આવીઓ, ને બારણું સાચવનારીને કહીને પીતરને અં-
દર લાવીઓ. ૧૭ તારે બારણું સાચવનાર બઇરીએ પીતરને કહીઉં કે, શું તું
પણ તે માણસના શાગીરદોમાંનો નથી? તેણે કહીઉં કે, હું નહીં. ૧૮ ને ચા-
કરો તથા નાએકો કોએલાની આગ કરીને ઉભા રહીને તાપતા હતા, કેમકે
ટાહાડ હતી, ને પીતર પણ તેઓની સાથે ઊભો રહીને તાપતો હતો.

૧૯ તારે સરદાર કાહીને ઇસુને તેના શાગીરદો બાબત તથા તેની તાલીમ
બાબત પુછીઉં. ૨૦ ઇસુએ તેને જવાબ આપીઓ કે, દુનીઆને મેં જાહેર

કહીઉં; મીજલસમાં તથા મંદીરમાં જાંહાં ઇહુદીઓ હમેશ એકઠા થાએછે
તાંહાં મેં હમેશ શીખવીઉં, ને મેં ગુપતમાં કંઈ નથી કહીઉં. ૨૧ તું મને કેમ
પુછેછે? શાંભલનારાઓને પુછ કે મેં તેઓને શું કહીઉં; જો, મેં જે
કહીઉં તે તેઓ જાણેછે. ૨૨ ને તેણે એમ કહીઉં તારે નાએકોમાંના
એક પાસે ઉભા રેહેનારે ઇસુને થબડાક મારીને કહીઉં કે, સરદાર કાહી-
નને તું કેમ એવો જવાબ આપેછે? ૨૩ ઇસુએ તેને જવાબ દીધો
કે, જો મેં બુરૂં કહીઉં હોએ તો તે બુરાં બાબત ગહવાઇ આપ; પણ
જો વાજબી, તો તું મને કેમ મારેછે? ૨૪ તારે હનાનીઆએ કાઆફા સરદાર
કાહીનની પાસે તેને બાંધેલો મોકલીઓ. ૨૫ ને સીમોન પીતર ઉભો રહીને
તાપતો હતો, તે વેલા તેઓએ તેને કહીઉં કે, તું શું એના શાગીરદોમાં-
નો નથી? તેણે ઇનકાર કરીને કહીઉં કે, હું નહીં. ૨૬ જેનો કાન પીતરે કાપી-
નાંખીઓ તેનો સગો જે સરદાર કાહીનના ચાકરોમાંનો એક તેણે કહીઉં કે,
બાગમાં મેં તને શુ તેની સાથે દીઠો નહીં હતો? ૨૭ તારે પીતરે ફરી ઇનકાર
કીધો, ને તુરત મુરઘો બોલીઓ. ૨૮ તેઓ ઇસુને કાઆફા પાસેથી કચેરીમાં
લઇ ગઇઆ તારે મોહોટી સહવાર હતી, ને તેઓ નાપાક નહીં થાએ, પણ
પાસખા ખાએ, વાસતે તેઓ કચેરીમાં નહીં ગઇઆ. ૨૯ એ સારૂ પીલતે
તેઓની પાસે બાહાર જઇને કહીઉં કે, એ માણસ પર તમે શો બટો મુકોછે-
ઓ? ૩૦ તેઓએ જવાબ દઇને તેને કહીઉં કે, જો એ બુરૂં કરનાર નહીં
હતે તો હમે એને તને નહીં સોંપતે. ૩૧ તારે પીલતે તેઓને કહીઉં કે, તમે
એને લઇને તમારી તોરત પરમાણે એનો ઇનસાફ કરો. તારે ઇહુદીઓ-
એ તેને કહીઉં કે, કોઇને મારીનાંખવો હમને સજાવર નથી. ૩૨ પોતે કહીઆં
મોતથી મરનાર હતો તે જણાવતાં ઇસુએ જે વાત કહી તે પુરી થાએ વાસતે
એમ થઇઉં. ૩૩ તારે પીલતે ફરી કચેરીમાં જઇને ઇસુને પાસે તેડીને તેને
કહીઉં કે, તું શું ઇહુદીઓનો પાદશાહ છે? ૩૪ ઇસુએ તેને જવાબ દીધો કે,
એ શું તું પોતાથી કેહેછે, કે કોઇ બીજાએ મારી બાબત તને કહીઉં છે?
૩૫ પીલતે જવાબ દીધો કે, હું શું ઇહુદી છઉં? તારી કોમે તથા મુખી કાહી-
નોએ તને મારે હવાલે કીધો: તેં શું કીધું છે. ૩૬ ઇસુએ જવાબ આપીઓ
કે, મારી પાદશાહત આ દુનીઆની નથીઃ જો મારી પાદશાહત આ દુનીઆની
હતે, તો હું ઇહુદીઓને સોંપાઉં નહીં, વાસતે મારા ચાકર લડતેઃ પણ હવે મારી
પાદશાહત હીઆંની નથી. ૩૭ તારે પીલતે તેને કહીઉં કે, તો શું તું પાદશાહ

છે? ઇસુએ જવાબ આપીઓ કે, તું કેહેછે તેજઃ હું પાદશાહ છઊં: એજ
વાસતે હું જનમીઓ છઊં, ને એજ સાર હું દુનીઆમાં આવીઓ છઊં, કે હ-
કની બાબત શાહેદી આપું: હરેક જે હકનો છે, તે મારો અવાજ શાંભલેછે.
૩૮ પીલતે તેને કહીઊં કે, હક શું છે? ને એમ કહીને તે ફરી યહુદીઓની પાસે
બાહાર ગઇઓ, ને તેઓને કહીઊં કે, હું તેમાં કંઈ તકસીર જોતો નથી. ૩૯ પણ
પાસખા જસનમાં તમારે સાર એકને હું મુકીદઊં, એવી તમારી રીત છે, વા-
સતે હું તમારે સાર યહુદીઓના પાદશાહને મુકીદઊં, શું તમે એમ ચાહેછે-
ઓ? ૪૦ તારે તે બધાએ ફરી બુમ પાડીને કહીઊં કે, એને નહીં, પણ
બારાબાસને. તે બારાબાસ તો લુટણીઓ હતો.

## બાબ ઓગણીસમો.

**તાર** પછી પીલતે ઇસુને લઇને કોરડા મારીઆ. ૨ ને સીપાઇઓએ
કાંટાનું તાજ ગુંથીને તેના માથા પર મુકીઊં, ને જાંબુરી કપડાં તેને પેહેરાવીને
કહીઊં કે, ૩ અએ યહુદીઓના પાદશાહ; સુખી રેહે! ને તેઓએ તેને થબડાકો
મારી. ૪ એ સાર પીલતે ફરી બાહાર જઇને તેઓને કહીઊં કે, એનામાં
મને કસી તકસીર જડી નથીઃ જુઓ, એ તમને જણાવવાને હું તમારી પાસે
એને બાહાર લાવુંછઊં. ૫ તારે ઇસુ કાંટાનું તાજ તથા જાંબુરી કપડાં પેહેરેલો
બાહાર નીકલીઓ. પછી પીલતે તેઓને કહીઊં કે, એ માણસને જુઓ!
૬ જારે મુખી કાહીનોએ તથા અમલદારોએ તેને દીઠો, તારે તેઓએ બુમ
પાડીને કહીઊં કે, એને કરૂસ પર જડ, કરૂસ પર જડ. પીલતે તેઓને કહીઊં
કે, તમે એને લઇને કરૂસ પર જડો; કેમકે મને એનામાં કંઈ તકસીર જડી
નથી. ૭ યહુદીઓએ તેને જવાબ દીધો કે, હમારી શરીઅત છે, ને હમારી
શરીઅત પરમાણે એ મરવા લાએક છે; કેમકે એણે પોતાને ખોદાનો બેટો
ઠરાવીઓ છે. ૮ એ વાસતે પીલત એ વાત શાંભલીને જીઆદા બીધો.
૯ ને ફરી કચેરીમાં જઇને તેણે ઇસુને કહીઊં કે, તું કાંહાંનો છે? પણ ઇસુએ
તેને જવાબ નહીં દીધો. ૧૦ તારે પીલતે તેને કહીઊં કે, તું કેમ મને કેહેતો
નથી? તને કરૂસ પર જડવાનો એખતીઆર મને છે, ને તને છોડવાનો એખ-
તીઆર મને છે, એ શું તું જાણતો નથી? ૧૧ ઇસુએ જવાબ દીધો કે, ઉપરથી
તને આપીઆ વીના મારા પર તારો કંઈ એખતીઆર નહીં હતે; વાસતે જેણે
મને તને સોંપીઓ તેનો ગુનાહ જીઆદા છે. ૧૨ તારથી પીલતે તેને મુકી

દેવાની કોરોસ કીધી; પણ યહુદીઓએ બુમ પાડીને કહીઉં કે, જો તું એ માણ-
સને મુકી દે, તો તું કાઇસારનો દોસત નથી: જે હરેક પોતાને પાદસાહ ઠરાવે-
છે, તે કાઇસારને ઉલટું કેહેછે. ૧૩ તારે એ વાત શાંભલીને પીલત યસુને
બાહાર લાવીઓ, ને ફરસબંદી કેહેવાએલી જગે, જે હેબરી બોલીમાં "ગાબ-
બાથા" કેહેવાએછે, તાંહાં ઇનસાફની ગાદી પર તે બેઠો. ૧૪ ને પાસખાની
તઇઆરીનો એ દાહાડો હતો, ને આશરે બપોર હતા. તારે તેણે યહુદીઓને
કહીઉં કે, તમારા પાદશાહને જુઓ! ૧૫ પણ તેઓએ મોહોટા અવાજે ક-
હીઉં કે, એને દુર કર, દુર કર, કરૂસ પર જડ. પીલતે તેઓને કહીઉં કે, શું
તમારા પાદશાહને હું કરૂસ પર જડું? મુખી કાહીનોએ જવાબ દીધો કે, કાઇ-
સાર વીના હમારો પાદશાહ નથી. ૧૬ તારે તેને કરૂસ પર જડવાને તેણે તેઓ-
ને સોંપીઓ. પછી તેઓ યસુને પકડી લઇ ગઇઆ.

૧૭ પછી તે પોતાનો કરૂસ ઉંચકીને ખોપરી કેહેવાએલી જગે, જે હેબરી
બોલીમાં "ગલગથા" કેહેવાએલી છે, તાંહાં ગઇઓ. ૧૮ તાંહાં તેઓએ
તેને તથા તેની સાથે બીજા બેને કરૂસ પર જડીઆ; હરેક બાજુ પર એકને,
તથા વચમાં યસુને. ૧૯ ને પીલતે સરનામું લખીને કરૂસ પર ચોહોડીઉં; તે
એમ લખેલું હતું કે, યસુ નાજારી, યહુદીઓનો પાદશાહ. ૨૦ ને જાંહાં યસુ
કરૂસ પર જડાઇઓ હતો, તે ઠેકાણું શેહેરની પાસે હતું, ને તે સરનામું હેબરી
તથા હેલેની તથા લાતીન બોલીઓમાં લખીઉં હતું, વાસતે ઘણા યહુદીઓએ
વાંચીઉં. ૨૧ તારે યહુદીઓના મુખી કાહીનોએ પીલતને કહીઉં કે, યહુદી-
ઓનો પાદશાહ, એમ ન લખ, પણ એમ કે, તેણે કહીઉં કે, હું યહુદી-
ઓનો પાદશાહ છઉં. ૨૨ પીલતે જવાબ દીધો કે, મેં જે લખીઉં તે લખીઉં.

૨૩ જારે સીપાઇઓએ યસુને કરૂસ પર જડીઓ, તારે તેઓએ તેનાં કપડાં
લીધાં, ને હરેક સીપાઇનો હીસો થવા વાસતે ચાર ભાગ પાડીઆ; ને ડગલો
પણ લીધો, ને તે ડગલો સીવણ વગર ઉપરથી પુરો વણેલો હતો. ૨૪ એ
સારૂ તેઓએ માહોમાં કહીઉં કે, આપણે એ ફાડીએ નહીં; પણ એ કોણનો
થાએ એ બાબત સરત નાંખીએ. એ એ સારૂ થઇઉં કે કીતાબ જે કેહેછે
તે પુરૂં થાએ કે, "તેઓએ માહોમાં મારાં કપડાં વેહેંચી લીધાં, ને મારા
ડગલા ઉપર શરત નાંખી." એ વાસતે સીપાઇઓએ એવાં કામ કીધાં.

૨૫ અને યસુના કરૂસ પાસે તેની મા તથા તેની માસી, કલેઓપાસની વહુ
મરીઅમ, તથા મરીઅમ માગદાલીન, ઉભાં રહીઆં હતાં. ૨૬ તે સારૂ

ઇસુએ જારે પોતાની માને તથા જે પર પોતે પીઆર કીધો તે શાગીરદને પાસે
ઉભો રેહેતાં દીઠો, તારે પોતાની માને કહીઉં કે, બાઈ, જો તારો દીકરો.
૨૭ તાર પછી તેણે તે શાગીરદને કહીઉં કે, જો તારી મા. ને તેજ ઘડીથી
તે શાગીરદે તેને પોતાનાં ઘરમાં લીધી. ૨૮ એ પછી હવે બધાં પુરાં થઇઆં,
એ ઇસુએ જાણીને, કીતાબ પુરી થવા સારૂ કહીઉં કે, મને પીઆસ લાગી છે.
૨૯ ને તાંહાં આમલીએ ભરેલું એક વાસણ મુકેલું હતું, ને તેઓએ એક
સપંજ આમલીએ ભરીને, જુફા પર મુકીને તેનાં મોહો આગલ ધરીઉં.
૩૦ વાસતે ઇસુએ આમલી લીધા પર કહીઉં કે, પુરૂં થઇઉં: ને માથું નમા-
વીને જાન આપીઓ.

૩૧ તારે તઇઆરીનો વખત હતો, ને તે સબતનો દાહાડો મોહોટો દાહાડો
પણ હતો, વાસતે સબતને દાહાડે તેઓનાં મુડદાં કરૂસ પર નહીં રેહેવા સારૂ
તેઓના ટાંઠીઆ ભંજાએ, ને તેઓ લઇ જવાએ, એમ ઇહુદીઓએ
પીલતને અરજ કીધી. ૩૨ પછી સીપાઇઓએ આવીને તેની સાથે કરૂસ
પર જડાએલા પેહેલાના તથા બીજાના ટાંઠીઆ ભાંજીઆ ખરા. ૩૩ પણ
ઇસુની પાસે આવીને તેને મરેલો દીઠો, તારે તેના ટાંઠીઆ નહીં ભાંજીઆ.
૩૪ તોપણ સીપાઇઓમાંથી એકે ભાલાથી તેની કુખ વીંધી; ને તુરત
તેમાંથી લોહી તથા પાણી નીકલી આવાંઆં. ૩૫ ને જેણે જોઇઉં તેણે
શાહેદી આપી, ને તેની શાહેદી ખરી છે, ને તમે ઈમાન લાવો વાસતે તે ખરૂં
કેહેછે, એ તે જાણેછે. ૩૬ કારણ કે આ લેખ પુરો થવા સારૂ એ થઇઉં
કે, "તેનું કોઈ હાડકું ભંજાશે નહીં." ૩૭ ને ફરી બીજો લેખ કેહેછે કે,
"જેને તેઓએ વીંધીઓ છે તેનાં પર તેઓ જોશે."

૩૮ અને એ પછી આરીમથીઆનો ઇઉસફ, જે ઇસુનો શાગીરદ હતો,
પણ ઇહુદીઓના ધાકને લીધે છાનો રેહેતો, તેણે ઇસુનું મુડદું લઇજવાને પીલ-
તને અરજ કીધી; તારે પીલતે રજા આપી, તે સારૂ તેણે આવીને ઇસુનું મુડદું
ઊતારી લીધું. ૩૯ ને નીકદેમસ પણ, જે પેહેલાં રાતે ઇસુની પાસે આવીઓ
હતો, તે બોલ તથા અગર ભેલસેલ શો શેરને આશરે લઈ આવીઓ
૪૦ તારે ઇહુદીઓને ગારવાના દસતુર પરમાણે તેઓએ ઇસુનું મુડદું લઇને,
સુગંધીઓ સુધાં, સણનાં કપડાંએ તેને વીટાલાંઉં. ૪૧ ને જાંહાં તે કરૂસ પર
જડાઈઓ, તે જગેમાં વાડી હતી, ને તે વાડીમાં નવી કબર હતી, જેમાં કોઇને
તાંહાં સુધી મુકેલો નહીં હતો. ૪૨ એ વાસતે તેઓએ ઈસુને ઇહુદી-

ઓની તઇઆરીના દાહાડાને લીધે તાંહાંજ મુકીઓ; કેમકે તે કબર પાસે હતી.

## બાબ વીશમો.

**તારે** અઠવાડીઆને પેહેલે દાહાડે, મોહોટી સહવારે અંધારૂં હતું
એટલામાં મરીઅમ માગદાલીન કબરની પાસે આવી, ને કબર પરથી પથર
ખસેડેલો તેણે દીઠો. ૨ તારે તે દોડીને સીમોન પીતરની પાસે, તથા જે બીજા
શાગીરદ પર ઈસુએ પીઆર કીધો તેની પાસે પણ આવીને તેઓને કહીઉં કે,
ખોદાવંદને તેઓએ કબરમાંથી કાહાડી લીધો, ને તેઓએ તેને કાંહાં મુકી-
ઓ છે એ હમે જાણતાં નથી. ૩ એ સારૂ પીતર તથા તે બીજો શાગીરદ
નીકલીને કબરની પાસે જતા હતા. ૪ તારે તે બનો સાથે દોડીઆ; પણ
તે બીજો શાગીરદ પીતર કરતાં જલદી દોડીને કબર પર પેહેલો પોહોંચીઓ.
૫ ને તેણે નીચો વલીને સણનાં કપડાં મુકેલાં દીઠાં, તોપણ તે માહે ગઇઓ
નહીં. ૬ તારે સીમોન પીતર તેની પાછલ ચાલતો આવીને કબર માહે
ગઈઓ, ને સણનાં કપડાં મુકેલાં, ૭ તથા જે રૂમાલ તેના માથા પર હતો
તે સણનાં લુગડાંની સાથે મુકેલો નહીં હતો, પણ લપેટેલો જુદી જગીઆએ
દીઠો. ૮ પછી બીજો શાગીરદ કબરની પાસે જે પેહેલો આવીઓ હતો,
તેણે પણ માહે જઇને જોઇઉં, ને માનીઉં. ૯ કેમકે તેને મરીગએલાઓ-
માંથી પાછા ઉઠવું પડેછે, એ લેખ હજી સુધી તેઓ સમજીઆ નહીં હતા.
૧૦ તારે શાગીરદો ફરી પોતપોતાને ઘેર ગઇઆ.

૧૧ પણ મરીઅમ બાહાર કબરની પાસે રડતી ઉભી રહી, ને રડતાં રડતાં
કબરમાં તે ડોકીઆં કરતી હતી. ૧૨ ને જાંહાં ઈસુનું મુડદું મુકીઉં હતું, તાંહાં
સફેદ કપડાં પેહેરેલા બે ફરેશતાઓને, એકને અસોશે, ને બીજાને પાંગતે,
બેઠેલા તેણે દીઠા. ૧૩ ને તેઓએ તેને કહીઉં, અએ બાઇ, તું કેમ રડેછે?
તેણે તેઓને કહીઉં, એ સારૂ કે તેઓ મારા ખોદાવંદને લઈ ગઇઆ છે,
ને તેઓએ તેને કાંહાં મુકીઓ છે તે હું જાણતી નથી ૧૪ ને એમ કહીને
તેણે મોહો ફેરવીઉં, ને ઇસુને ઉભો રેહેલો દીઠો, પણ એ ઇસુ છે, એ તેણે
જાણીઉં નહીં. ૧૫ ઇસુએ તેને કહીઉં કે, અએ બાઇ, તું કેમ રડેછે? તું
કોણને શોધેછે? તે માલી છે એમ સમજીને તેણે તેને કહીઉં કે, સાહેબ, જો
તેં તેને હીઆંથી ઉઠાવી લીધો હોએ, તો તેને કાંહાં મુકીઓ છે, એ મને કેહે,
ને હું તેને લઇ જાહશ. ૧૬ ઇસુએ તેને કહીઉં કે, મરીઅમ! તેણે ફરીને

તેને કહીઊં કે, રાબબોની, ઇઆને, ઉસતાદ ! ૧૭ ઇસુએ તેને કહીઊં કે, હજી
સુધી હું મારા બાપ પાસે ચહડી નથી ગઇઓ, એ સારૂ મને અડક ના; પણ
મારા ભાઇઓની પાસે જઇને તેઓને કેહે કે, જે મારો બાપ તથા તમારો બાપ,
ને મારો ખોદા તથા તમારો ખોદા, તેની પાસે હું ચહડી જાઊંછઊં. ૧૮ મરીઅમ
માગદલીને આવીને શાગીરદોને કહીઉં કે, મે ખોદાવંદને દીઠો, ને તેણે મને
એ વાતો કહી.

૧૯ તારે તેજ દાહાડે જે અઠવાડીઆની પેહેલી સાંહાંજ હતી, જાંહાં યહુદી-
ઓની બીહીકથી શાગીરદ એકઠા થઇઆ હતા, તાંહાંનાં બારણા બંધ કીધાં
હતાં, તારે ઇસુ આવીને વચમાં ઉભો રહીઓ, ને તેઓને કહીઊં કે, તમને
શાંતી થાઓ! ૨૦ ને તેણે એમ કહીને પોતાના હાત તથા કુખ તેઓને દેખડા-
વીઆં, વાસતે શાગીરદો ખોદાવંદને જોઇને ખુશ થઇઆ. ૨૧ તારે ઇસુએ
ફરી તેઓને કહીઊં કે, તમને શાંતી થાઓ. જેમ બાપે મને મોકલીઓ છે,
તેમ હું પણ તમને મોકલું છઊં. ૨૨ ને તેણે એમ કહીને તેઓ પર ફુંકીને
તેઓને કહીઊં કે, તમે પાક-રૂહ પામી લીઓ. ૨૩ તમે જેઓનાં પાપ માફ
કરોછેઓ, તે તેઓને માફ કરાએછે; ને તમે જેઓનાં પાપ તેવાંજ રાખો-
છેઓ, તેઓનાં તેવાંજ રખાએછે. ૨૪ પણ થોમા બારમાંનો એક, જે દીદી-
મસ કેહેવાએછે, તે જારે ઇસુ આવીઓ તારે તેઓની સાથે નહીં હતો.
૨૫ વાસતે બીજા શાગીરદોએ તેને કહીઊં કે, હમે ખોદાવંદને દીઠો છે. પણ
તેણે તેઓને કહીઊં કે, તેના હાતમાં ખીલાઓની નીશાણી જોઇઆ વગર,
તથા મારી આંગલી ખીલાઓની નીશાણીમાં મુકીઆ વગર તથા તેની કુખ-
માં મારો હાત ઘાલીઆ વગર, હું માનનાર નથી. ૨૬ ને આઠ દાહાડા પછી
ફરી તેના શાગીરદ માંહે હતા; ને થોમા તેઓની સાથે હતો; તારે બારણા બંધ
કીધાં છતાં, ઇસુ આવીને વચમાં ઉભો રહીઓ, ને કહીઉં કે, તમને શાંતી
થાઓ. ૨૭ તારે ઇસુએ થોમાને કહીઊં કે, તારી આંગલી પોંહાચાડીને મારા
હાત જો, ને તારો હાત લાંબો કરીને મારી કુખમાં ઘાલ, ને બેઇમાન ના રેહે,
પણ ઇમાન લાવ. ૨૮ તારે થોમાએ જવાબ આપીને તેને કહીઊં કે, મારા ખો-
દાવંદ, મારા ખોદા. ૨૯ ઇસુએ તેને કહીઊં કે, થોમા, તેં મને દીઠો વાસતે
એતકાદ કીધોઃ જેઓએ દીઠા વીના એતકાદ કીધો તેઓ મુબારક છે.

૩૦ અને ઘણા બીજા મોજેજા ઇસુએ પોતાના શાગીરદો આગલ દેખડાવીઆ,
જે આ કીતાબમાં લખીઆ નથી. ૩૧ પણ ઇસુ તે ખરીસત ખોદાનો બેટો છે,

એવા તમે એતકાદ કરો, ને એતકાદ કરીને તેનાં નામથી તમને જીંદગી
મલે, વાસતે આ લખીઆં છે.

## બાબ એકવીશમો.

એ પછી તીબેરીઅસના દરીઆ પાસે ઇસુએ વલી પોતાને શાગીરદોને
દેખડાવીઓ. ૨ તારે એમ પોતાને દેખડાવીઓ કે, સીમોન પીતર, તથા
થોમા જે દીદીમસ કેહેવાએછે તે, તથા ગાલીલના કાનાનો નથાનેલ, તથા
જેબેદીના દીકરા, તથા તેના શાગીરદોમાંના બીજા બે, એકઠા હતા. ૩ તારે
સીમોન પીતરે તેઓને કહીઊં કે, હું માછલી પકડવા જાઊંછઊં. તેઓએ તેને
કહીઊં કે, હમે પણ તારી સાથે આવીએછઇએ. તારે તેઓ નીકલીને તુરત
હોડી પર ચહડીઆ; પણ તે રાતે કંઇ પકડીઊં નહીં. ૪ ને સહવાર થઇઆ પર
ઇસુ કાંઠે ઉભો હતો; તોપણ શાગીરદોએ નહીં જાણીઊં કે તે ઇસુ છે. ૫ તારે
ઇસુએ તેઓને કહીઊં કે, છોકરાઓ, તમારી પાસે કંઇ ખાવાનું છે? તેઓ-
એ તેને જવાબ દીધો કે, નહીં. ૬ તારે તેણે તેઓને કહીઊં કે, હોડીની
જમણી ગમ જાલ નાંખો, તારે જડશે. તે સારૂ તેઓએ નાંખી; પછી માછ-
લીની અધીકતાથી તેઓ તેને ખેંચી નહીં શકીઆ. ૭ તે સારૂ જે શાગીરદ
પર ઇસુએ પીઆર કીધો, તેણે પીતરને કહીઊં કે, એ ખોદાવંદ છે. જારે
સીમોન પીતરે શાંભલીઊં કે, એ ખોદાવંદ છે, તારે ડગલે પોતાને વીંટાલીઓ,
કેમકે તે નાગો હતો, ને પોતે દરીઆમાં કુદી પડીઓ. ૮ પછી બીજા શા-
ગીરદ માછલી સુધાં જાલ ખેંચતા હોડીમાં આવીઆ, કેમકે તેઓ કીનારેથી
બસેં હાત કરતાં વધતા આઘા નહીં હતા. ૯ તેઓ કીનારે ઉતરીઆ તારે તાંહાં
કોએલાની આગ મુકેલી, તથા તે પર માછલી મુકેલી, તથા રોટલી પણ દીઠી.
૧૦ ઇસુએ તેઓને કહીઊં કે, તમે હમણાની પકડેલી માછલીઓમાંથી લાવો.
૧૧ સીમોન પીતર ગઇઓ, ને એકશો તરેપન મોહોટી માછલીએ ભરેલી
જાલ કીનારે ખેંચી; પણ એટલી હતી તોએ જાલ ફાટી નહીં. ૧૨ ઇસુએ
તેઓને કહીઉં કે, આવો, ખાઓ. ને તે ખોદાવંદ છે, એ જાણીને શાગી-
રદોમાંથી કોઇને તેને પુછવાનો હીમત નહીં હતી કે, તું કોણ છે? ૧૩ તારે
ઇસુએ આવીને રોટલી લઇને તેઓને આપી; ને તેજ તરેહ માછલી પણ.
૧૪ ઇસુ મરીગએલાઓમાંથી પાછો ઉઠીઆ પછી પોતાના શાગીરદોને આ
તીજીવાર જાહેર થઇઓ. ૧૫ તેઓએ ખાધા પછી ઇસુએ સીમોન પીતરને

કહીઉં કે, ઇઓનાના દીકરા સીમોન, તું શું મને એઓ કરતાં જીઆદા પી-
આર કરેછે? તેણે તેને કહીઉં કે, હા, ખોદાવંદ, તું જાણેછે કે હું તને પીઆર
કરૂંછઉં. તેણે તેને કહીઉં કે, મારાં હલવાનોને પાલ. ૧૬ તેણે ફરી બીજી-
વાર તેને કહીઉં કે, ઇઓનાના દીકરા સીમોન, તું શું મને પીઆર કરેછે? તેણે
કહીઉં કે, હા, ખોદાવંદ, તું જાણેછે કે હું તને પીઆર કરૂંછઉં. તેણે તેને કહી-
ઉં કે, મારાં ગેટાંને પાલ. ૧૭ તેણે તીજીવાર તેને કહીઉં કે, ઇઓનાના દી-
કરા સીમોન, તું શું મને પીઆર કરેછે? તણવાર તેણે તેને કહીઉં કે, તું શું
મને પીઆર કરેછે? એ સારૂ પીતર દલગીર થઇઓ, ને તેને કહીઉં કે, ખો-
દાવંદ, તું બધું જાણેછે, હું તારા પર પીઆર કરૂંછઉં, એ તું જાણેછે. ઇસુએ
તેને કહીઉં કે, મારાં ગેટાંને પાલ. ૧૮ હું તને ખચીત ખચીત કહુંછઊં કે જારે
તું જવાન હતો તારે તું પોતાની કમર બાંધીને જાંહાં તેં ચાહીઊં તાંહાં ગઇઓ;
પણ જારે તું ઘરડો થશે, તારે તું તારા હાત લાંબા કરશે, ને બીજા તને બાંધીને
જાંહાં તારી ઇછા નથી તાંહાં, તને લઈ જશે. ૧૯ કહીઆં મોતથી ખોદાની
જલાલ તે કરશે, એ જણાવતાં તેણે એમ કહીઊં, ને એ કહીને તેણે તેને
કહીઊં કે, તું મારી પાછલ ચાલીઓ આવ. ૨૦ તારે જે પર ઇસુએ પીઆર
કીધો હતો, જેણે ખાતી વેલા પણ ઇસુની છાતી પર અઢેલીને કહીઉં હતું કે,
ખોદાવંદ, જે તને પકડાવશે તે કોણ છે? તે શાગીરદને પાછલ આવતો પીતરે
પાછાં ફરીને દીઠો. ૨૧ પીતરે તેને જોઇને ઇસુને કહીઉં કે, ખોદાવંદ, આ મા-
ણસ શું કરશે? ૨૨ ઇસુએ તેને કહીઉં કે, હું આવું તાંહાં લગી એને રેહેવાની
મારી ઇછા હોએ, તો તે તારે શું? તું મારી પાછલ ચાલીઓ આવ. ૨૩ તારે
એ વાત ભાઇઓમાં ફેલી ગઈ કે, તે શાગીરદ નહીં મરશે. પણ ઇસુએ તેને
કહીઊં નથી કે, તે નહીં મરશે; પણ એ કે, હું આવું તાંહાં લગી એને રેહેવાની
મારી ઇછા હોએ, તો તે તારે શું? ૨૪ જે શાગીરદે આ કામો બાબત શા-
હેદી આપી, ને આ વાતો લખી, તે એજ છે; ને તેની શાહેદી ખરી છે, એ
હમે જાણીએછઇએ. ૨૫ ને ઇસુનાં કરેલાં કામ બીજાં પણ ઘણાં છે, તે-
ઓ હરેક જો લખાએ, તો તે લખેલી કીતાબો આ દુનીઆમાં સમાશે નહીં,
એમ હું ધારૂંછઊં. આમીન.

# રસુલોનાં કામ.

## બાબ પેહેલો.

**અએ** થીઆફીલ, જે કંઈ ઈસુ કરતો તથા શીખવતો રહીઓ, ૨ તે
દાહાડા સુધી કે પોતાના પસંદ કીધેલા રસુલોને હુકમ આપીને તે ઉપર લેવા-
ઈઓ, એ બધાંનું પેહેલી કીતાબમાં હું બીઆન કરી ચુકીઓ છઉં. ૩ તેણે
પોતાનાં મોત બાદ તેઓને ઘણી મજબુત દલીલોથી પોતાને જીવતો દેખા-
ડીઓ, ને ચાલીશ દાહાડા સુધી તેઓથી દેખાઈઓ, ને ખોદાની પાદશાહત
બાબત કેહેતો રહીઓ. ૪ ને તેઓની મીજલસમાં દાખલ થઈને તેઓને
હુકમ આપીઓ કે, ઈરૂશાલેમથી જતા ના, પણ બાપનો વાએદો જે તમે
મારાથી શાંભલીઓ છે તેની રાહ જોતા રેહેજો. ૫ કેમકે ઈઓહાને પાણીએ
બાપતીસમા કીધું, પણ થોડા દાહાડા પછી પાક-રૂહથી તમારૂં બાપતીસમા થશે.
૬ એ સારૂ તેઓએ એકઠા થઈને તેને પુછીઉં કે, ખોદાવંદ, શું આ વખત
ઈસરાએલની પાદશાહત તું પાછી બાહાલ કરશે? ૭ પણ તેણે તેઓને
કહીઉં કે, જે વખતો તથા મોસમો બાપે પોતાના એખતીઆરમાં રાખીઆ તે
જાણવાનું તમારૂં કામ નથી. ૮ લેકીન પાક-રૂહ તમારી ઉપર આવીઆ
પછી તમે કુવત પામશો, ને ઈરૂશાલેમમાં, તથા આખા યહુદાહમાં, તથા સમ-
રોનમાં, તથા જમીનના છેડા સુધી પણ તમે મારા શાહેદ થશો. ૯ ને એ
વાતો કહીને તેઓના દેખતાં તે ઉપર લેવાઈઓ, ને વાદલાંએ તેઓની નજ-
રથી તેને સંતાડીલીધો. ૧૦ ને તે જતો હતો તારે તેઓ આસમાનની તરફ
તાકીને જોઈઆ કરતા હતા, તારે જુઓ, બે શખસ સફેદ કપડાં પેહેરેલા
તેઓની પાસે ઉભા રહીઆ. ૧૧ ને તેઓએ કહીઉં કે, અએ ગાલીલના
લોકો, તમે આસમાનની તરફ જોતાં કેમ ઉભા રહીઆ છોઓ? એજ ઈસુ
જે તમારી પાસેથી આસમાનમાં ઉપર લેવાઈઓ છે, તેને તમે જેમ આસમા-
નમાં જતાં દીઠો તેમજ તે પાછો આવશે. ૧૨ તારે જઈતુન કેહેવાએલો જે

પાહાડ ઇરૂશાલેમથી એક સબત દાહાડાની મંજલ પર છે તાંહાંથી તેઓ ઇરૂ-
શાલેમમાં પાછા ગઇઆ. ૧૩ ને તેઓ આવીઆ તારે એક માલ પર
ગઇઆ, જાંહાં પીતર, તથા ઇઆકુબ, તથા ઇઓહાન, તથા ફીલીપ, આંદરૂ
તથા થોમા, બારથલમા, તથા માતથી, અલફીનો દીકરો ઇઆકુબ, તથા
સીમોન જેલોતીસ, તથા ઇઆકુબનો ભાઈ ઇહુદા રેહેતા હતા. ૧૪ એ
સઘલા બઇરીઓ સુધાં, તથા ઇસુની મા મરીઅમ, તથા તેના ભાઇઓ સુધાં
એકદીલે દુઆ તથા મીનંત કરવામાં મશગુલ રેહેતા હતા.

૧૫ અને તે દાહાડાઓમાં પીતર શાગીરદોને દરમીઆન (જેઓ બધા
મલીને શુમારે એકસો વીશ હતા) ઉભો થઇને બોલીઓ કે, ૧૬ અએ માણ-
સો, ભાઇઓ, જેઓએ ઇસુને પકડીઓ તેઓને રાહ દેખડાવનાર ઇહુદા
બાબત દાઉદનાં મોહોથી પાક-રૂહે અગાઉથી જે કહીઉં હતું તે વાત પુરી થવાની
જરૂર હતી. ૧૭ કેમકે તે આપણી સાથે ગણાઇઓ હતો, ને આ ખીદમ-
તનો ભાગ પામીઓ હતો. ૧૮ તે શખસે બદકારીની મજુરીથી એક
ખેતર વેચાતું લીધું, પછી તે ઉંધો પડીને વચમાંથી ફાટી ગઇઓ, ને તેની સંધી
આંતડીઓ નીકલી પડી. ૧૯ ને ઇરૂશાલેમમાંના કુલે રેહેવાસીઓને તે
માલુમ થઇઉં, હીઆંતક કે તે ખેતર તેઓની જુબાનમાં આકેલદમા ઇઆને
લોહીનું ખેતર કેહેવાએછે. ૨૦ જબુરની કીતાબમાં પણ એમ લખેલું છે
કે, "તેનું મકાન ઉજડ થાએ, ને તેમાં કોઇ રેહેનાર ન થાએ, ને તેની
નેગાહબાની બીજો લે." ૨૧ એ વાસતે ઇઓહાનના બાપતીસમાથી
માંડીને ખોદાવંદ ઇસુ આપણી પાસેથી ઉપર લેવાઇઓ, ૨૨ તે દાહાડા સુધી
તેણે આપણામાં આવજાવ કીધી, તે સઘલા વખતમાં જે માણસો આપણી
સાથે ચાલતા હતા તેઓમાંથી એકને આપણી સાથે તેના પાછા ઉઠવાનો
શાહેદ ઠરાવવાની જરૂર છે. ૨૩ તારે ઇઉસફ જે બારસાબા કેહેવાએછે,
જેની અટક ઇઅસતસ હતી, તથા માથીઆ, એ બેને તેઓએ ઉભા કીધા.
૨૪ ને તેઓએ દુઆ માગીને કહીઉં કે, અએ ખોદાવંદ, તું સરવનાં દીલ
જાણનારો છે, આ બે માણસમાંથી તેં કોણને પસંદ કીધો છે, તે દેખડાવ.
૨૫ એ સારૂ કે આ ખીદમતનો ઇઆને રસુલપણાનો ભાગ તે લે, જેથી
પોતાનાં મકાનમાં જવા સારૂ ઇહુદા તકસીર કીધાથી પડીઓ. ૨૬ તારે
તેઓએ પોતાની ચીઠીઓ નાંખી, ને માથીઆ પર ચીઠી પડી, પછી તે
અગીઆર રસુલોની સાથે ગણાઇઓ.

## બાબ બીજો.

**અને** પેનતીકોસતનો દાહાડો આવી પોહોંચીઓ, તારે તેઓ સરવ
એકચીતથી એક ઠેકાણામાં હતા. ૨ તારે ભારે ફુકતા પવનના જેવો આસમાનથી
એકાએક અવાજ આવીઓ; ને જાંહાં તેઓ બેઠા હતા તે આખું મકાન
તેથી ભરાઇ ગઇઉં. ૩ ને ફાટેલી જીભો, આગના જેવી, તેઓને દેખાઇ,
ને તેઓમાંના હરેક પર તે બેઠી. ૪ ને તેઓ સરવ પાક-રૂહથી ભરાઈ ગઇઆ,
ને રૂહે જેમ તેઓને ઉચારણ આપીઉં તેમ તેઓ બીજી બોલીઓમાં બોલવા
લાગીઆ. ૫ તે વખતે આસમાનની તલેના હરેક મુલકમાંથી ઇહુદી દીનદાર
શખસો ઇરૂશાલેમમાં રેહેતા હતા. ૬ ને એની ખબર પડીઆ પર લોકોની ઠઠ
એકઠી થઈ, ને તેઓ ડંગ થઈ ગઇઆ, કેમકે તેઓમાંના હરએકે પોત
પોતાની બોલીમાં તેઓને બોલતા શાંભલીઆ. ૭ ને તેઓ સરવ અચરત
તથા તાજુબ થઇઆ, ને માહોમાં કહીઉં કે, જુઓ, એ બોલનારા સઘલા શું
ગાલીલના નથી? ૮ તારે આપણે હરેક પોત પોતાની જનમ-બોલીમાં તેઓને
કેમ શાંભલીએ છઇએ? ૯ પારથીઓ, તથા માદીઓ, તથા અલામીઓ,
ને મેસપોતામીઆના, તથા ઇહુદાના, તથા કાપાદકીઆના, પંતસના, તથા
આસીઆના, ૧૦ ફરૂજીઆના, તથા પામફુલીઆના, મીસરના, તથા કુરેનીની
પાસેના લીબીઆની જગેઓમાંના વસનારા; રૂમના મુસાફરો, ઇહુદી, તથા થએ-
લા ઇહુદી, ૧૧ કરેતીઓ, તથા અરબો, આપણે પોત પોતાની બોલીઓમાં
તેઓને ખોદાનાં બુજરગ કામો બાબત કેહેતા શાંભલીએ છઈએ. ૧૨ ને તેઓ
સરવ તાજુબ થઇઆ, ને શકમાં પડીને એક બીજાને કહીઉં કે, એ શું થતું
હશે? ૧૩ પણ બીજાઓએ મસખરી કરીને કહીઉં કે, એ માણસો નવો વઇન
પીધેલા છે. ૧૪ તારે પીતરે તે અગીઆર સુધાં ઉભા રહીને બુલંદ અવાજથી તેઓને
કહીઉં કે, અએ ઇહુદી લોકો, તથા ઇરૂશાલેમમાં સરવ રેહેનારાઓ, તમને એ
માલુમ થાએ વાસતે મારી વાતો પર કાન ધરો. ૧૫ હમણા દાહાડાનો પેહેલો
પોહોર છે; વાસતે એઓ તમારા ધારીઆ મુજબ પીધેલા નથી. ૧૬ પણ
ઇસ્રાએલ નબીએ જે કહીઉં હતું તે એ છે કે, ૧૭ "ખોદા કેહેછે કે, આખરી
જમાનામાં એમ થશે કે હું મારો રૂહ કુલે આદમી ઉપર રેડીશ, પછી તમારા
દીકરાઓ તથા તમારી દીકરીઓ નબુઅત કરશે, ને તમારા જુવાન રોઇઆ
જોશે, ને તમારા બુઢાઓ ખાબ જોશે. ૧૮ ને તે દાહાડાઓમાં હું મારા

બંદાઓ પર તથા મારી બંદીઓ પર મારો રૂહ રેડીશ, ને તેઓ નબુવત કર-
શે. ૧૯ ને ઉપર આસમાનમાં અજાએબો તથા નીચે જમીન પર નીશાણીઓ
હું દેખાડીશ, એઆને લોહી તથા આગ તથા ધુઆડાનો ગોલબો. ૨૦ ખોદાવંદ-
નો તે મોહોટો તથા ખોફનો દાહાડો આવીઆ અગાઉ આફતાબ અંધારાના જેવો,
ને માહાતાબ લોહીના જેવો થઇ જશે. ૨૧ ને એમ થશે કે ખોદાવંદનાં
નામ પર જે કોઈ હાંક મારશે તે તારણ પામશે." ૨૨ અએ ઈસરાએલી લોકો,
તમે આ વાતો શાંભલો કે, ઇસુ નાજારી, જેની મારફત ખોદાએ તમારામાં જે
મોજેજાઓ, તથા અજાએબ કામો, તથા નીશાણીઓ કરાવી, જે તમે પણ
જાણોછેઓ, તેઓથી ખોદાને પસંદ આવેલો શખસ તે હતો, ૨૩ તે ખોદાના
ઠરાવેલા મનસુબા તથા અગમ ગનીઆનથી સોંપાઇઓ, તેને તમે પકડીને
બુરા હાતોએ કરૂસ પર જડીને મારી નાંખીઓ. ૨૪ તેને ખોદાએ મોતનાં
દુઓથી છોડવીને ઉઠાડીઓ, કેમકે તે તેથી પકડાએલો રેહે એ થઇ શકતું નહીં
હતું. ૨૫ ને દાઉદ પણ તેની બાબત કેહેછે કે, "મેં પોતાની આગલ ખોદાવંદ-
ને હમેશા દીઠો, ને તે મારી જમણી ગમ છે કે હું હલવાઉં નહીં. ૨૬ એ વાસ-
તે મારૂં દીલ ખુશ થઇઉં, ને મારી જીભ હરખાઇ, ને મારૂં બદન પણ ઉમેદથી
ચેન પામશે. ૨૭ કેમકે તું મારા જાનને મુએલાંઓમાં નહીં મુકી દઇશ,
ને તું પોતાના પાકોદાને સરવા નહીં દઇશ. ૨૮ તેં મને જીંદગીની રાહ જણા-
વી છે, તું પોતાનાં દીદારથી મને ખુશીએ ભરી નાંખશે." ૨૯ અએ માણસો,
ભાઈઓ, આપણા વડાવા દાઉદ બાબત મને બેધડક તમને કેહેવા દેઓ,
કે તે મુઓ છે, ને દટાઈઓ પણ છે, ને આપણામાં આજ લગી તેની કબર
છે. ૩૦ વાસતે તે નબી છતાં જાણતો હતો કે, ખોદાએ સમ ખાઇને તેને
કહીઉં કે તેનાં તખત પર બેસવા સારૂ તેની કમરનાં ફલથી જીસમ પરમાણે
ખરીસતને તે ઉઠાડશે. ૩૧ એવું જાણીને તેણે આગલથી ખરીસતના પાછા
ઊઠવા બાબત કહીઉં કે, "તેનો જાન મુએલાંઓમાં મુકી નહીં દેવાઇઓ, ને
તેનું બદન સરવા નહીં પામીઉં." ૩૨ તે ઇસુને ખોદાએ ઉઠાડીઓ છે તેના
હમે સરવ શાહેદ છઈએ. ૩૩ એ સારૂ ખોદાના જમણા હાત પર ઊંચો કરા-
એલો થઇને, તથા બાપથી પાક-રૂહનો વાએદો પામીને, હમણા જે તમે
જુઓછેઓ, ને શાંભલોછેઓ, તે તેણે રેડીઓ છે. ૩૪ કેમકે દાઉદ આસ-
માન પર ચહડીઓ નથી, પણ તે કેહેછે કે, "ખોદાવંદે મારા ખોદાવંદને કહીઉં
કે, ૩૫ હું તારા દુશમનોને તારૂ પાઈઆસન કરૂં, તાંહાં લગી તું મારા જમણા

હાત પર બેસ". ૩૬ વાસતે ઈસરાએલની આખી કોમ એકીનન જાણે કે
જે ઈસુને તમે કરૂસ પર ચહડાવીઓ, ખોદાએ તેને ખોદાવંદ તથા મસીહા
ઠરાવીઓ છે.
૩૭ અને તેઓ એ શાંભલીને દીલમાં વીંધાઈ ગઈઆ, ને પીતરને તથા
બીજા રસુલોને કહીઉં કે, અએ માણસો, ભાઈઓ, હમે શું કરીએ? ૩૮ તારે
પીતરે તેઓને કહીઉં કે, તોબા કરો, ને તમારામાંનો હરેક ગુનાહનો માફીને
સારૂ ઈસુ ખરીસતને નામે બાપતીસમા લે, ને તમને પાક-રૂહની બખશેસ
થશે. ૩૯ કેમકે એ વાએદો તમારે સારૂ, તથા તમારાં ફરજંદો સારૂ, તથા
જેટલા લોક દુર છે, ઈઆને ખોદાવંદ આપણો ખોદા જેટલાને તેડશે, તેઓને
સારૂ પણ છે. ૪૦ ને તેણે બીજી ઘણી વાતોથી ગહવાઈ પુરીને તથા તાલીમ
આપીને કહીઉં કે, તમે આ અડીઅલ પેહેડીથી પોતાને બચાવો.
૪૧ તારે જેઓએ તેની વાત ખુશીથી કબુલ કીધી તેઓનું બાપતીસમા
થઈઉં, ને તેજ દાહાડે તણેક હજાર આદમી તેઓની સાથે શામેલ થઈઆ.
૪૨ ને તેઓ રસુલોની તાલીમમાં તથા સોબતમાં તથા રોટલી ભાંજવામાં, તથા
દુઆ માગવામાં લાગુ રહીઆ. ૪૩ તારે હરેક જણ પર ખોફ આવીઓ,
ને રસુલોથી ઘણાં અજાએબ કામ તથા નીશાણીઓ બની. ૪૪ ને જે સરવ
ઈમાન લાવીઆ તેઓ એકઠા રહીઆ, ને બધી ચીજોમાં શરીક હતા.
૪૫ ને તેઓએ પોતાની મીલકત તથા અસબાબ વેચીઓ, ને જેમ હરેકની
હાજત હતી તેમ સરવેને વેહેંચી આપીઉં. ૪૬ ને તેઓ રોજ એકદીલે
મંદીરમાં રેહેતા હતા, ને ઘેરેઘેર રોટલી ભાંજતા ખુશી તથા સાફ દીલથી ખાનુ
ખાતા હતા. ૪૭ તેઓ ખોદાના શુકર કરતા, ને સરવ લોકોથી મેહેરબાની
પામતા હતા; ને જે તરાવાના હતા તેઓને ખોદાવંદે દરરોજ મંડલીમાં
શામેલ કીધા.

## બાબ તીજો.

**અને** દુઆ માગવાને વખત ઈઆને તીજે પોહોરે, પીતર તથા ઈઓ-
હાન મંદીરમાં સાથે જતા હતા. ૨ તારે પોતાની માના પેટથી એક લંગડા
માણસને લઈ જતા હતા, જેને તેઓ મંદીરના સુંદર કેહેવાએલા દરવાજા પર
એ સારૂ નીતે બેસાડતા હતા કે મંદીરમાં જનારાઓ પાસે તે ભીખ માગે.
૩ તેણે પીતરને તથા ઈહોઆનને મંદીરમાં જતા જોઈને ભીખ માગી. ૪ તારે

પીતરે યોહાન સુધાં તે પર ધારીને કહીઉં કે, હમારી તરફ જો. ૫ તેણે તેઓની
તરફ એવી ઉમેદથી ધીઆન લગાડીઉં કે તેને કંઇ તેઓ પાસેથી મલશે.
૬ તારે પીતરે કહીઉં કે, રૂપું ઇઆ સુનું મારી પાસે નથી, પણ મારી પાસે જે
છે તે હું તને આપુંછઉં; ઇસુ ખરીસત નાજારીનાં નામથી તું ઉઠ, ને ચાલ-
તો થા. ૭ ને તેણે તેનો જમણો હાત પકડીને તેને ઉઠાડીઓ, ને તુરત તેના
પગમાં તથા ઘુંટીઓમાં જોર આવીઉં. ૮ તારે તે કુદતો ઉભો થઇઓ, ને
ચાલીઓ, ને ચાલતો કુદતો તથા ખોદાના શુકર કરતો તેઓની સાથે મંદીરમાં
પેઠો. ૯ ને સરવ લોકે તેને ચાલતો તથા ખોદાના શુકર કરતો દીઠો. ૧૦ ને
તેને ઓલખીઓ કે મંદીરના સુંદર દરવાજા પર જે ભીખ માગવા સારૂ બેસતો
હતો તે એજ છે, ને તેના પર જે થઇઉં હતું તેથી તેઓ તાજુબીએ તથા
અચરતે ભરાઈ ગઇઆ.

૧૧ અને જે લંગડો સમો થઇઓ તે પીતર તથા યોહાનને પકડી રહી-
ઓ હતો, તારે બધા લોક બહુ તાજુબ થઇને સુલીમાનની કેહેવાએલી પરસાલ-
માં તેઓની પાસે એકઠા દોડી આવીઆ. ૧૨ તારે પીતરે તે જોઇને લોકોને
જવાબ આપીઓ કે, અએ ઇસરાએલી માણસો, તમે એ પર કેમ તાજુબ
થાઓછેઓ? ને જાણે હમે પોતાનાં કુવતે ઇઆ દીનદારીએ એ માણસને
ચાલતો કીધો હોએ તેમ હમને કેમ ધારીને જુઓછેઓ? ૧૩ ઇબરાહીમના
તથા ઇસહાકના તથા ઇઆકુબના ખોદાએ ઇઆને આપણા બાપદાદાઓના
ખોદાએ પોતાના બેટા ઇસુને જલાલી કીધો, જેને તમે પકડાવીઓ; ને
પીલતે તેને મુકી દેવાનું ઠરાવીઉં તારે તેની આગલ તમે તેનો ઇનકાર કીધો.
૧૪ હા તમે તે પાક તથા રાસતનો ઇનકાર કીધો, ને માગીઉં કે એક
ખુની તમને અપાએ. ૧૫ ને જીદગીના સરદારને મારીનાંખીઓ, જેને
ખોદાએ મરીગએલાઓમાંથી ઉઠાડીઓ, તેના શાહેદ હમે છઇએ. ૧૬ ને
તેનાં નામના એતકાદથી જેને તમે જુઓછેઓ ને ઓલખોછેઓ, તેને તેનાં
નામે મજબુત કીધો; હા, તેની પરના એતકાદે તેને આ પુરૂં સાજાપણું તમો
સરવની આગલ આપીઉં છે. ૧૭ ને હવે અએ ભાઇઓ, તમે તથા તમારા
સરદારોએ પણ અજાણપણાએ તે કીધું, એ હું જાણુંછઉં. ૧૮ પણ ખોદાએ
પોતાના બધા નબીઓનાં મોહોથી જે આગલથી કહીઉં હતું કે ખરીસત
દુખ સેહેશે, તે તેણે પુરૂં કીધું છે. ૧૯ વાસતે તમે તોબા કરો, ને ફરો, એ સારૂ
કે ખોદાવંદની હજુરથી તાજગીના વખત આવે તારે તમારાં પાપ ભુંસાઇજાએ.

૨૦ ને ઇસુ ખરીસત જેની તાલીમ તમને અગાઉ અપાઇ તેને તે ફરી મોકલશે.
૨૧ ખોદાએ દુનીઆની શરૂથી પોતાના બધા પાક નબીઓનાં મોહોથી જે
જે બાબત કહીઉં છે તે બધા વાતો પુરી કરવાના વખત સુધી આસમાને તેને
લઇ રાખવો જરૂર છે. ૨૨ કેમકે મુસાએ બાપદાદાઓને કહીઉં કે, "ખોદાવંદ
તમારો ખોદા, તમારા ભાઇઓમાંથી મારા સરખા એક નબીને તમારે સારૂ
ઉઠાડશે, જે કંઇ તે તમને કેહે તે સઘલું તમારે શાંભલવું. ૨૩ ને એમ થશે
કે હરેક શખસ જે તે નબીને નહીં શાંભલશે, કોમમાંથી તે મારીઆ જશે."
૨૪ બલકે કુલે નબીઓએ સામુએલથી માંડીને તેની પાછલના જેટલાઓએ
કલામ કહીઆ, તેઓએ પણ આ દાહાડાઓની ખબર અગાઉથી આપી છે.
૨૫ તમે નબીઓની ઓલાદ છેઓ, ને "તારી ઓલાદથી જમીન પરના
કુલે લોક બરકત પામશે," એવું ઇબિરાહીમને કહીને ખોદાએ આપણા બાપ-
દાદાઓની સાથે જે બંદોબસત કીધો તેના ભાગીઆ તમે છેઓ. ૨૬ ખોદા-
એ પોતાના બેટા ઇસુ ખરીસતને ઉઠાડીને તેને પેહેલાં તમારી પાસે મોકલી-
આ, એ સારૂ કે તમ હરેકને તમારાં ભુંડાં કામથી ફેરવીને તમને બરકત આપે.

## બાબ ચોથો.

**અને** તેઓ લોકોને એ કેહેતા હતા તારે કાહીનો તથા મંદીરનો સ-
રદાર તથા સાદુકીઓ તેઓ પર ઉઠી આવીઆ. ૨ કેમકે તેઓ લોકોને તાલીમ
આપતા, ને મરીગએલાઓનું પાછું ઉઠવું ઇસુની મારફત થાએછે તે
જણાવતા હતા, વાસતે તેઓ નાખુશ થઇઆ. ૩ ને તેઓએ તેઓ પર હાત
નાંખીઆ, ને તે વખત સાંહાંજ પડી હતી વાસતે બીજા દાહાડા લગી તેઓને
બંદીખાનામાં રાખીઆ. ૪ તોપણ જેઓએ વાત શાંભલી હતી તેઓમાંથી
ઘણાઓ ઇમાન લાવીઆ; ને તે લોકોની ગણતી હજાર પાંચેકની હતી.
૫ અને બીજે દાહાડે એમ થઇઉં કે તેઓના સરદારો તથા વડીલો તથા
શાસતરીઓ, ૬ તથા હનાનીઆ સરદાર કાંહીન, તથા કાઆફા, ઇઓહાન
તથા આલિકસાંદર, તથા સરદાર કાહીનનાં સગામાંના જેટલા હતા, તેઓ ઇરૂ-
શાલેમમાં એકઠા થઇઆ. ૭ ને તેઓએ તેઓને વચમાં ઉભા કરીને પુછીઉં
કે, તમે કહીઆ એખતીઆરથી ઇઆ કોણનાં નામે એ કરીઉં છે? ૮ તારે
પીતરે પાક-રૂહથી ભરાઇને તેઓને કહીઉં કે, અએ લોકોના સરદારો તથા ઇસ-
રાએલના વડીલો, ૯ જે એહસાન આ કમજોર આદમી પર થઇઓ, તે

બાબત જે આજ હમારી તજવીજ કરાએછે કે તે શી તરેહ સમો કરાઈઓ,
૧૦ તો તમ સરવને તથા ઇસરાએલી કુલ લોકોને એ માલુમ થાએ કે, ઈસુ
ખરીસત નાજારી, જેને તમે કરૂસ પર મારી નાંખીઓ, જેને ખોદાએ મરી-
ગએલાઓમાંથી ઉઠાડીઓ. તેનાં નામથી ઇઆને તેનાથી આ માણસ તમારી
સાહામાં હીઆં સાજો ઉભો રેહેછે. ૧૧ જે પથર તમ બાંધનારાઓથી
તુછ કરાઇઓ તે એજ છે, તે ખુણાનુ મથાલું થઇઓ છે. ૧૨ ને બીજા કોઇ-
થી પણ તારણ નથી, કેમકે આપણું તારણ થાએ એવું બીજું કોઇ નામ
આસમાન તલે માણસોમાં આપેલું નથી. ૧૩ ને તેઓએ પીતરની તથા ઇઓ-
હનની હીમત જોઇને તથા તેઓ વગરભણેલા, તથા અગનીઆની છે, એ
જાણીને તાજુબ કીધું, ને તેઓને ઓલખીઆ કે તેઓ ઇસુના સાથી હતા.
૧૪ ને તે સમા કરેલા માણસને તેઓની સાથે ઉભો રેહેલો જોઇને કંઈ ઉલટું
બોલી શકીઆ નહીં. ૧૫ પણ તેઓને સભા બાહાર જવાનો હુકમ કીધા પર
તેઓએ માહોમાં વીચાર કરીને કહીઉં કે, ૧૬ એ માણસોને આપણે શું કરી-
એ? કેમકે તેઓએ એક મોતબર મોજેજો કીધો એ ઇરૂશાલેમમાંના સરવ
રેહેનારાઓને જાહેર છે, ને આપણેથી ઇનકાર થતો નથી. ૧૭ લેકીન લોકોમાં એ
જીઆદા મશહુર નહીં થાએ વાસતે આપણે તેઓને શારીપેઠે ધમકાવીએ કે
તેઓ ફરી એ નામથી લોકોમાં કોઇને નહીં કેહે. ૧૮ તારે તેઓએ તેઓને
બોલાવીને ઇસુનાં નામથી તેઓ કંઈ ન કેહે, ને તાલીમ ન આપે, એવો તેઓને
હુકમ કીધો. ૧૯ પણ પીતરે તથા ઇઓહાને જવાબમાં તેઓને કહીઉં કે, ખોદા-
ના કરતાં તમારૂં જીઆદા શાંભલવું ખોદાની નજરમાં સજાવર છે કે નહીં, એ
તમેજ ઠરાવો. ૨૦ કેમકે જે હમે દીઠાં ને શાભલીઆં છે તે કહીઆ વીના હમે
રહી શકતા નથી. ૨૧ તારે તેઓને શી તરેહ સજા કરવી એ લોકોને લીધે
ન સુજતાં તેઓએ તેઓને વધારે ધમકાવીને મુકી દીધા, કેમકે જે થઇઉં
હતું તેથી સઘલા ખોદાની તારીફ કરતા હતા. ૨૨ કાંજે જે માણસ પર સમા
કરવાનો આ મોજેજો થઈઓ હતો તે ચાલીશ વરશથી જીઆદા ઉમરનો હતો.
૨૩ અને તેઓ છુટીઆ તારે પોતાના લોકોની પાસે ગઇઆ, ને મુખી
કાહીનોએ તથા વડીલાએ જે કહીઉં હતું તે બધું તેઓને કહીઉં. ૨૪ ને
તેઓએ તે શાંભલીને એકદીલે ખોદાને મોહોટા અવાજથી કહીઉં કે, અએ
ખોદાવંદ, તું ખોદા છે, જેણે આસમાન, તથા જમીન, તથા દરીઓ, તથા
જે બધું તેઓમાં છે તે પેદા કીધું. ૨૫ તેં પોતાના બંદા દાઉદનાં મોહોથી

કહીઉં છે કે, "ગેરકોમીઓએ શા વાસતે હુલડ કીધું છે; ને લોકોએ ફોકટ
વીચાર કીધા? ૨૬ ખોદાવંદને ઊલટા તથા તેના મસીહાને ઉલટા જમીનના
પદશાહો ઉઠીઆ, ને સરદારો એકઠા થઇઆ." ૨૭ કેમકે બરાબર તારા
પાક બેટા ઇસુ, જેને તેં મસીહ કીધો, તેને ઉલટા હેરોદ તથા પંતીઅસ પીલત
ગેરકોમીઓ તથા ઇસરાએલી લોકો સુધાં એકઠા થઇઆ; ૨૮ એ સારૂ કે તારા
હાતે તથા તારા મનસુબાએ જે થવાનાં અગાઉથી ઠરાવીઆં તે કરે. ૨૯ ને હવે,
અએ ખોદાવંદ, તું તેઓની ધમકીઓ જો, ને તારા બંદાઓને એવું બખશ
કે તારો કલામ પુરી દીલેરીથી તેઓ કેહે; ૩૦ ને તારો હાત સમો કરવા સારૂ
લાંબો કર, ને તારા પાક બેટા ઇસુનાં નામથી અજાએબો તથા નીશાણીઓ
થવા દે.

૩૧ અને તેઓએ દુઆ માગીઆ પર જે જગેમાં તેઓ એકઠા થઇઆ
હતા તે હાલી, ને તેઓ સરવ પાક-રૂહથી ભરાઈ ગઇઆ, ને ખોદાનો કલામ
દીલેરીથી કહીઓ. ૩૨ ને ઇમાનદારોની સભા એકદીલ તથા એક જાનની
હતી, ને જે અસબાબ પોતાનો તે પોતાનો કરીને કોઇએ નહીં કહીઓ, પણ
બધી ચીજોમાં તેઓ શરીક હતા. ૩૩ ને રસુલોએ મોહોટાં કુવતથી ખોદા-
વંદ ઇસુના પાછા ઉઠવા બાબત ગહવાઈ પુરી, ને તેઓ સરવ પર મોહોટો
ફજલ થઇઓ. ૩૪ ને તેઓમાંનો કોઈ મોહતાજ નહીં હતો, કેમકે જમીનના
ઇઆ ઘરોના જેટલા માલેક હતા તેઓ તે વેચીને વેચેલાંની કીમત લાવીઆ;
૩૫ ને રસુલોના પગની પાસે મુકી, પછી જેવી જેની જરૂર હતી તે પરમાણે
તેને વેહેંચી અપાઇઉં. ૩૬ ને ઇઓસો, જે કુપરસમાં જનમેલો લેવી હતો,
જેની અટક રસુલોએ બારણબા ઇઆને દીલાસાનો દીકરો પાડી; ૩૭ તેને
જમીન હતી તે તેણે વેચી, ને કીમત લાવીને રસુલોના પગ પાસે મુકી.

## બાબ પાંચમો.

**અને** હનાનીઆ નામે એક માણસે તેની બઇએર સાફીરા સાથે
પોતાની મીલકત વેચી. ૨ ને તેની બઈએરના પણ જાણતાં કીમતમાંથી
કંઈ પાછું રાખીઉં, ને એક ભાગ લાવીને રસુલોના પગ પાસે મુકીઓ. ૩ તારે
પીતરે કહીઉં, અએ હનાનીઆ, પાક-રૂહને જુઠું કેહેવાને, તથા જમીનની
કીમતમાંથી કંઈ પાછું રાખવાને શેતાન તારા દીલમાં કેમ ભરાઇઓ છે?
૪ તે તારી પાસે હતી તારે શું તારી નહીં હતી? ને વેચીઆ પછી શું તારા એખ-

તીઆરમાં નહીં હતી? તેં પોતાનાં દીલમાં આ વીચાર કેમ આવવા દીધો? તેં
માણસોને નહીં, પણ ખોદાને જુઠું કહીઊં છે. ૫ એ વાતો શાંભલતાંજ
હનાનીઆએ પડીને પરાણ છોડીઆ, ને જેઓએ એ વાતો શાંભલી તે
સરવ પર મોહોટી બીહીક આવી. ૬ ને જુવાનોએ ઉઠીને તેને વીંટાલીઆ,
ને બાહાર લઇજઇને દાટીઆ. ૭ ને ઘડી તણેક પછી જે થઇઊં તે ન
જાણતાં તેની બઇએર અંદર આવી. ૮ તારે પીતરે તેને કહીઊં કે, મને કેહે,
તમે શું આટલાં સારૂ તે જમીન વેચી? તેણીએ તેને કહીઊં કે, હા, એટલાંજ
સારૂ. ૯ તારે પીતરે તેને કહીઊં કે, ખોદાવંદના રૂહની ઇમતેહાન કરવાને
તમે બેહુએ કેમ સંપ કીધો છે? જો, જેઓએ તારા વરને દાટીઆ તેઓના
પગ બારણા આગલ છે. ને તેઓ તને પણ બાહાર લઇજશે. ૧૦ તારે તુરત
તે તેના પગ પાસે પડી, ને પરાણ છોડીઆ, પછી જુવાનોએ અંદર આવીને
તેને મુએલી દીઠી, ને બાહાર લઇજઇને તેના વરની પાસે તેને દાટી. ૧૧ ને
આખી મંડલી પર, તથા જે લોકોએ એ વાતો શાંભલી તે સઘલા પર, મોહોટી
બીહીક આવી.

૧૨ અને લોકોમાં રસુલોના હાતોથી નીશાણીઓ તથા અજાએબ કામો
ઘણાં થઇઆં, (ને તેઓ સરવે એકદીલે સુલીમાનની પરસાલમાં હતા, ૧૩ ને
બીજાઓમાંથી કોઇને તેઓમાં મલી જવાની હીમત નહીં આવી; પણ
લોકોએ તેઓનાં વખાણ કીધાં. ૧૪ ને મરદો તથા ઓરતો ટોલાંબંદ
ખોદાવંદની તરફ ઇમાનથી ફરીઆં.) ૧૫ એ રીતે કે તેઓ બીમારોને
રસતાઓમાં લાવીઆ, ને બીછાનાઓ પર તથા પલગો પર તેઓને સુઆ-
ડીઆ, એ સારૂ કે પીતરના આવતાં તેનો છાઇઓ પણ તેઓમાંના કોઇ પર
પડે. ૧૬ ને આસંપાસનાં શેહેરોમાંના ઘણા લોક બીમારોને તથા નાપાક
રૂહોથી દુખ પામતાઓને ઇરૂશાલેમમાં લઇઆવીઆ, ને તેઓ સરવ
સમા કરાઇઆ.

૧૭ તારે સરદાર કાહીને તથા તેના સઘલા સાથી જેઓ સાદુકીઓનાં તડ-
ના હતા તેઓ કરોધથી ભરાઇને ઉઠીઆ; ૧૮ ને પોતાના હાત રસુલો પર નાંખી-
આ, ને બંધીવાનોનાં કેદખાનામાં તેઓને ઘાલીઆ. ૧૯ પણ રાત ખોદાવંદના
ફરેશતાએ કેદખાનાનાં બારણા ઉઘાડીઆં, ને તેઓને બાહાર લાવીને કહીઊં
કે, તમે જાઓ, ૨૦ ને મંદીરમાં ઉભા રહીને જીંદગીની એ સંઘી
વાતો લોકોને કહો. ૨૧ તારે તેઓ એ શાંભલીને મલસકે મંદીરમાં પેઠા,

ને શીખવવા લાગીઆ; પણ સરદાર કાહીને તથા તેના સાથીઓએ આવીને
સભાને તથા ઈસરાએલના વડીલોને એકઠા બોલાવીઆ, ને તેઓને લાવ-
વાને કેદખાનામાં મોકલીઆ. ૨૨ પણ સીપાઈઓએ જઈને તેઓને કેદ-
ખાનામાં દીઠા નહીં, તારે પાછા આવીને ખબર કરીને કહીઉં કે, ૨૩ હમે
તો કેદખાનાને શારીપેઠે બંધ કરેલું તથા ચોકીદારોને બારણા આગલ
ઉભા રેહેલા દીઠા, પણ હમે ઉઘાડીઉં, તારે અંદર કોઈને દીઠો નહીં.
૨૪ સરદાર કાહીને તથા મંદીરના સરદારે તથા મુખી કાહીનોએ એ
વાતો શાંભલી તારે તે બાબત બહુ ધભરાઈઆ કે એ શું હશે? ૨૫ તારે
એક શખસે આવીને તેઓને ખબર આપી કે, જુઓ, જે માણસોને તમે
કેદખાનામાં ઘાલીઆ હતા તેઓ મંદીરમાં ઉભા રહીને લોકોને શીખવે-
છે. ૨૬ તારે સરદાર સીપાઈઓ સાથે જઈને જબરદસતી કરીઆ વગર
તેઓને લાવીઓ, કેમકે તેઓ લોકોથી બીધા કે રખે તેઓને તેઓ
પથરે મારે. ૨૭ ને તેઓ તેઓને લાવીઆ તારે તેઓને સભા આગલ
ઉભા કીધા, ને સરદાર કાહીને તેઓને પુછીઉં કે, ૨૮ તમે તે નામથી
શીખવો નહીં, વાસતે શું હમે તમને તાકીદથી હુકમ નહીં આપીઓ હતો?
પણ, જુઓ, તમે પોતાની તાલીમથી ઇરિશાલેમને ભરીઉં છે, ને તે શખસનું
લોહી પાડવું હમારી ઉપર લાવવાનું ઇછોછેઓ. ૨૯ તારે પીતરે તથા બીજા
રસુલોએ જવાબમાં કહીઉં કે, આદમીઓ કરતાં ખોદાને હમારે જીઆદા
માનવો જોઇએ. ૩૦ જે ઈસુને તમે કરૂસ પર ટાંગીને મારીનાંખીઓ, તેને
આપણા બાપદાદાઓના ખોદાએ ઉઠાડીઓ છે. ૩૧ ને પોતાની જમણી
બાજુ પર પાદશાહ તથા તારનાર થવાને ખોદાએ તેને બુલંદ કીધો છે, કે ઈસ-
રાએલને તોબા તથા ગુનાહની માફી તે આપે. ૩૨ ને હમે એ વાતો બાબત
તેના શાહેદ છઈએ, ને પાક-રૂહ, જેને ખોદાએ પોતાને માનનારાઓને આપી-
ઓ, તે પણ શાહેદ છે.

૩૩ અને તેઓ એ શાંભલીને દીલમાં વીંધાઈ ગઈઆ, ને તેઓને મારી-
નાંખવાનો મનસુબો કીધો. ૩૪ પણ ગમાલીએલ નામે એક ફરોશી જે
શરીઅત શીખવનારો, તથા સઘલા લોકોમાં ઇજતદાર હતો, તેણે સભામાં
ઉઠીને રસુલોને થોડી વાર લગી બાહાર કાહાડવાનો હુકમ આપીઓ. ૩૫ પછી
તેણે તેઓને કહીઉં, કે, અએ ઈસરાએલી લોકો, તમે આ માણસોને જે
કરવાના છેઓ તે બાબત ખબરદાર રહો. ૩૬ કેમકે આ દાહાડાઓ અગાઉ

યુદાસે ઉઠીને કહીઉં કે, હું કોઇ મોહોટો છઉં, ને તેની સાથે આશરે ચારશેં માણસ
શામેલ થઇઆ; તે મારીઓ ગઇઓ, ને જેઓ તેના ફરમાનબરદાર હતા
તેઓ પરાગંદે થઇને નાબુદ થઇઆ. ૩૭ તે બાદ નામનીસી લખવાના
દાહાડાઓમાં ગાલીલનો ઇહુદા ઉઠીઓ, ને બહુ લોકોને પોતાની પછવાડે ખેં-
ચીઆ, તેપણ હલાક થઇઓ, ને જેટલા લોકો તેને તાબે હતા, તેઓ સરવ
વીખરાઇ ગઇઆ. ૩૮ ને હવે હું તમને કહુંછઉં કે તમે આ માણસોથી દુર
રહો, ને તેઓને રેહેવા દેઓ, કેમકે જો એ તાલીમ ઇઆ કામ આદમી-
ઓથી હશે, તો બરબાદ થઇ જશે; ૩૯ પણ અગર એ ખોદાથી હશે, તો
તમથીએ બરબાદ થનાર નથી; એવું ન થાએ કે તમે ખોદાની સાથે લડનારા
ઠરો. ૪૦ ને તેઓએ તેનું માનીઉં, ને રસુલોને બોલાવીને મારીઆ, ને ઇ-
સુનાં નામથી બોલવાની મના કરીને તેઓને મુકી દીધા. ૪૧ તારે તેઓ
સભામાંથી ખુશ થતા ચાલીઆ ગઇઆ કે તેનાં નામને લીધે બેહુરમત થવાને
લાએક તેઓ થઇઆ. ૪૨ ને દરરોજ મંદીરમાં તથા ઘેરેઘેર શીખવવાનું તથા
ઇસુ ખરીસતની ખુશખબરી જાહેર કરવાનું તેઓએ મુકીઉં નહીં.

## બાબ છઠો.

**અને** તે દાહાડાઓમાં શાગીરદો ઘણા થઇઆ તારે હેબરીઓ પર
હેલેનીઓએ કચકચ કીધી, કે રોજીંદી ખીદમતગીરીમાં તેઓની વીધવા-
ઓની ગફલત કરેછે. ૨ તારે બારેઓએ શાગીરદોની જમાતને બોલાવીને કહીઉં
કે, ખોદાનો કલામ છોડીને મેજોની ખીદમત હમે કરીએ એ મુનાસીબ નથી.
૩ વાસતે, અએ ભાઇઓ, તમે પોતામાંથી સાત આબરૂદાર શખસ પાકરૂહે
તથા દાનાઇએ ભરેલા શોધી કાહાડો, કે હમે તેઓને એ કામ પર ઠરાવીએ.
૪ પણ હમે પોતે દુઆમાં તથા કલામની ખીદમતમાં લાગુ રહીશું. ૫ ને એ
વાત આખી જમાતને શારી લાગી; ને સતેફાન નામે એક શખસ જે ઇમાને
તથા પાકરૂહે ભરેલો હતો તેને, તથા ફીલપને, તથા ફરાખુરસને, તથા નીકાનો-
રને, તથા તીમોનને, તથા ફારમાનાને, તથા અંતીઓખના થએલા ઇહુદી
નીકોલાસને, તેઓએ પસંદ કીધા. ૬ ને તેઓને રસુલોની સાહામાં ઉભા
કીધા, ને તેઓએ દુઆ માગીને તેઓ પર હાત મુકીઆ. ૭ ને ખોદાનો
કલામ ફેલાઈ ગઇઓ, ને ઇરૂશાલેમમાં શાગીરદોની ગણતી બહુ વધી ગઇ, ને
કાહીનોનું મોહોટું ટોલું ઇમાનને તાબે થઇઉં.

૮ અને ઈમાન તથા કુવતે ભરેલા સતેફાને લોકોમાં મોહોટાં અજાએબ
કામ તથા મોજેજા કીધા. ૯ તારે લીબેરતીની કેહેવાએલી સભામાંના, તથા
કુરેનીના, તથા સીકંદરીઆના, તથા કીલકીના, તથા આસીઆના કેટલાએ-
કોએ ઉઠીને સતેફાનની સાથે તકરાર કીધી. ૧૦ પણ જે દાનાઈ તથા રૂહથી
તે બોલીઓ તેની સાહામાં તેઓ ઉભા રહી શકીઆ નહીં. ૧૧ તારે તેઓએ
કેટલાએક શખસોને સમજાવી લીધા, જેઓએ કહીઉં કે, હમે તેને મુસા
તથા ખોદાને નીસબત કુફ્ર કેહેતાં શાંભલીઓ. ૧૨ ને તેઓએ લોકોને
તથા વડીલોને તથા શાસતરીઓને ઉશકેરીઆ, ને તેઓએ આવી તેને પકડી
લીધો, ને સભામાં લાવીઆ; ૧૩ ને જુઠા શાહેદો ઉભા કીધા, જેઓએ
કહીઉં કે, એ શખસ આ પાક મકાનને તથા તોરતને ઉલટું કુફ્ર કહીઆ
વીના રેહેતો નથી. ૧૪ કેમકે હમે એને એ કેહેતાં શાંભલીઓ કે, ઈસુ
નાજારી આ મકાનને તોડી નાંખશે, ને જે રસમો મુસાએ આપણને આપી
તેઓને બદલશે. ૧૫ ને જે સરવ સભામાં બેઠા હતા તેઓએ તેના પર
ધારીને જોતાં તેનો ચેરો ફીરેશતાના સરખો દીઠા.

## બાબ સાતમો.

**તારે** સરદાર કાહીને પુછીઉં કે, એ વાતો શું એમ છે? ૨ ને
તેણે કહીઉં કે, અએ માણસો, ભાઈઓ, તથા બાપો, શાંભલો, આપણો બાપ
ઈબિરાહીમ હારાનમાં રહીઆ અગાઉ મેસોપોતામીઆમાં હતો, તારે ખોદા
જુલજલાલ તેને જાહેર થઈઓ. ૩ ને તેને કહીઉં કે, તું તારા મુલકમાંથી
તથા તારાં સગાંઓમાંથી નીકલ, ને જે મુલક હું તને બતાઉં તેમાં જા.
૪ તારે તે ખાલદીના મુલકમાંથી નીકલીને હારાનમાં આવી વસીઓ, ને તેનો
બાપ મુઆ પછી તાંહાંથી તેણે તેને આ મુલક, જેમાં તમે હમણા વસોછેઓ,
તેમાં તેને લાવીઓ; ૫ ને તેણે તેને એમાં કંઈ વતન આપીઉં નહીં; એક
કદમભર જમીન પણ નહીં; પણ જો કે તે વખત તેને કંઈ ફરજંદ નહીં હતું,
તોપણ તેને વાએદો આપીઓ કે તને તથા તારા બાદ તારી નસલને વતનને
સારૂ આ જમીન હું આપશ. ૬ ને ખોદાએ એમ કહીઉં કે, તેની નસલ
પારકા મુલકમાં જઈ રેહેશે; ને તેઓ તેઓને ગુલામીમાં રાખશે, ને ચારશોં
વરશ સુધી તેઓ સાથે બદસલુકાઈ કરશે. ૭ ને ખોદાએ કહીઉં કે જે
કોમના તેઓ ગુલામ થશે તેની સજા હું કરશ; ને તે બાદ તેઓ બાહાર આ-

વશે, ને આ જગીઆમાં મારી બંદગી કરશે. ૮ ને તેણે તેને સુંનતનો બંદો-
બસ્ત આપીઓ; ને તેણે ઈસિહાકને જનમ આપીઓ, ને આઠમે દાહાડે
તેની સુંનત કીધી; ને ઈસિહાકે ઈઆકુબને, ને ઈઆકુબે બાર વડાવાઓને.
૯ ને વડાવાઓએ અદેખાઈથી ઇઉસફને મીસરમાં વેચીઓ, પણ ખોદા તેની
સાથે હતો; ૧૦ ને તેનાં બધાં દુખથી તેને છોડાવીઓ, ને મીસરના પાદશાહ
ફારોની આગલ તેને ફજલ તથા દાનાઈ બખશી, ને તેણે તેને મીસર પર તથા
પોતાના આખાં ઘર પર એખતીઆર આપીઓ. ૧૧ ને મીસરના આખા
મુલકમાં તથા ખનાનમાં દકાલ પડીઓ, તથા મોહોટું દુખ થઈઊં, ને આપણા
બાપદાદાઓને ખાવાનું મલીઊં નહીં. ૧૨ ને ઈઆકુબે શાંભલીઊં કે મીસ-
રમાં અનાજ છે, તારે તેણે આપણા બાપદાદાઓને પેહેલાં તાંહાં મોકલીઆ.
૧૩ પછી બીજી ખેપે ઇઉસફ પોતાના ભાઈઓને ઓલખાઈઓ, ને ઇઉસ-
ફનાં સગાં ફારોને જણાઈઆં. ૧૪ તારે ઇઉસફે પોતાના બાપ ઇઆકુબને તથા
પોતાનાં સઘલાં કુટુંબને, જેઓ પંચોતેર શખસ હતા, બોલાવા મોકલીઆ.
૧૫ ને ઇઆકુબ મીસરમાં આવી પોહોંચીઓ, તાંહાં તે તથા આપણા બાપ-
દાદા મરીગઈઆ. ૧૬ ને તેઓને શખેમમાં લઈ ગઈઆ, ને જે કબર ઈબ-
રાહીમે નાણું આપીને શખેમના બાપ એમોરના દીકરાઓથી વેચાતી લીધી
હતી, તેમાં દાટીઆ. ૧૭ પણ વાએદાનો વખત જે બાબત ખોદાએ ઇબ-
રાહીમને સમ ખાઈને કહીઊં હતું તે જેમ પાસે આવીઓ તેમ તે લોક મીસ-
રમાં વધીઆ, ને બહુ થઈઆ; ૧૮ તે વખત સુધી કે બીજો પાદશાહ થઈઓ,
જે ઇઉસફને જાણતો નહીં હતો. ૧૯ તેણે આપણી કોમ સાથે પાખંડ કરીને
આપણા બાપદાદાઓને એવું દુખ દીધું કે તેઓનાં બાલકો જીવે નહીં,
વાસ્તે તેઓને બાહાર નંખાવીઆં. ૨૦ તે વખતમાં મુસા જનમીઓ,
ને તે ઘણો ખુબસુરત હતો, ને તણ મહીના સુધી પોતાના બાપનાં ઘરમાં
પલીઓ. ૨૧ ને જારે તે બાહાર નંખાઈઓ, તારે ફારોની દીકરીએ તેને
ઊંચકી લીધો, ને પોતાનો દીકરો થવાને તેને પાલીઓ. ૨૨ ને મુસા મીસ-
રીઓની કુલ હીકમતમાં તરબીઅત પામીઓ હતો, ને બોલવામાં તથા
કામમાં શકતીવાન હતો. ૨૩ ને તે પુરાં ચાલીશ વરશનો થઈઓ તારે તેનાં
દીલમાં આવીઊં કે જઈને પોતાના ભાઈઓ બની ઈસરાએલોની ખબર લે.
૨૪ ને તેઓમાંના એકને જુલમ પામતો જોઈને તેની હીમાએત કીધી,
ને મીસરીને મારીનાંખીને જુલમ ઉઠાવનારનો બદલો લીધો. ૨૫ કેમકે તેણે

ધારીહી કે તેના ભાઈઓ સમજશે કે ખોદા તેઓને તેના હાથથી છુટકો આપશે. પણ તેઓ સમજીઆ નહીં. ૨૬ ને બીજે દાહાડે તેઓ લડતા હતા, તારે તે તેઓને દેખાઈઓ. ને તેઓને માહોમાં સલાહ કરાવા ચાહીને કહીઉં કે, અયે મરદો, તમે ભાઈ છેઓ. તમે કેમ એક બીજા પર જુલમ કરોછો? ૨૭ પણ જે પોતાના પડોસી પર જુલમ કરતો હતો, તેણે તેને હટાવીને કહીઉં કે, તને કોણે હમારી ઉપર હાકમ તથા ઈનસાફ કરનાર ઠેરવીઓ છે? ૨૮ કાલ તે જેમ મીસરીને મારી નાખીઓ તેમ શું મને મારી નાખવા ચાહેછ? ૨૯ તારે મુસા એ વાતથી નાહાઠો. ને મીદીઆનના મુલકમાં જઈ રહીઓ. તાંહા તેને બે દીકરા જનમીઆ. ૩૦ ને ચાલીશ વરશ ગુજરીઆં તારે ખોદાવંદનો ફીરિશતો સીનાઈ પાહાડના રાનમાં જાહાડવા મધે આગના ભડકામ તેને દેખાઈઓ. ૩૧ ને મુસા તે દેખાવ જોઈને તાજુબ થઈઓ. ને જોવા સારૂ પાસે જતો હતો, તારે તેને ખોદાવંદનો અવાજ થઈઓ કે, ૩૨ "હું તારા બાપદાદાઓનો ખોદા ઈબ્રાહીમનો ખોદા તથા ઈસહાકનો ખોદા તથા યાકુબનો ખોદા છઉં;" તારે મુસા કાંપીઓ. ને તેને દરીઆફત કરવાની હીંમત ન રહી. ૩૩ ને ખોદાવંદે તેને કહીઉં કે, "તું તારા પગમાંથી જોડા કાહાડ. કેમકે જે મકાનમાં તું ઉભો છે તે પાક જમીન છે. ૩૪ મીસરમાં જે મારા લોક છે તેઓનું દુખ મેં જોઈ લીધું છે, ને તેઓનો નીસાસો શાંભલીઓ છે. ને તેઓને છોડાવવાને હું ઉતરીઓ છઉં. ને હવે આવ. હું તને મીસરમાં મોકલીશ." ૩૫ તેજ મુસા જેનો તેઓએ ઈનકાર કરીને કહીઉં કે, "કોણે તને હાકમ તથા ઈનસાફ કરનાર ઠેરવીઓ, તેને જે ફીરિશતાએ જાહાડવામાં દેખાવ આપીઓ તેની મારફત ખોદાએ તેને હાકમ તથા છોડાવનાર થવા સારૂ મોકલીઓ. ૩૬ તેઓને બાહાર લાવતાં મીસર દેશમા, તથા લાલ દરીઆમાં. તથા રાનમ ચાલીશ વરશ સુધી તેણે અજાએબ કામો તથા નીશાણીઓ બતાવી.

૩૭ જે મુસાએ બની ઈસરાએલોને કહીઉં હતું કે, "તમારો ખોદાવંદ ખોદા તમારા ભાઈઓમાંથી મારા સરખો એક નબી તમારે સારૂ ઉઠાડશે, તેનું તમારે શાંભલવું," તે એજ છે. ૩૮ જે રાન મધે મંડલીમાં હતો, ને જેની સાથે સીનાઈ પાહાડમાં ફીરિશતો બોલીઓ, તથા આપણા બાપદાદાઓની સાથે હતો. તે એજ છે; આપણને આપવાને જીવનની વાતો તે પામીઓ. ૩૯ આપણા બાપદાદાઓએ તેને માનવાને ચાહીઉં નહીં. પણ તેને રદ કીધો,

ને પોતાનાં દીલ મીસર તરફ ફેરવીને હારૂનને કહીઉં કે, ૪૦ "હમારી આગલ
ચાલવાને હમારે માટે ખોદાઓને તું બનાવ, કેમકે એ મુસા જે હમને મીસ-
રમાંથી લાવીઓ તેને શું થઈઉં છે? એ હમે જાણતા નથી." ૪૧ ને તે
દાહાડાઓમાં તેઓએ વાછેડ બનાવીઓ, ને તે મુરતીને કુરબાની ચહડાવી,
ને પોતાના હાથનાં કામમાં ખુશાલી પામીઆ. ૪૨ ત્યારે ખોદા તેઓથી ફરી-
ઓ, ને આસમાનનાં લશ્કરની બંદગી કરવા માટે તેઓને મુકી દીધા. જેમ
નબીઓની કીતાબમાં લખેલું છે કે, "અએ ઈસરાએલનાં લોક, તમે ચાલીસ
વરસ લગી રાન મધ્યે મારીનાંખેલા જાનવરો તથા કુરબાનીઓ શું માહરી પાસે
લાવીઆ હતા? ૪૩ તમે મલખના માંડવાને, તથા પોતાના રેમફાન દેવતાના
સીતારાને, ઈઓને જે મુરતીઓ તમે પુજવાને બનાવી, તેઓને તમે ઉંચકી
લીધી; વાસ્તે હું તમને બાબેલની પેલી ગમ લઈ જાઈશ."
૪૪ મુસા સાથે બોલનારે એમ ફરમાવીઉં કે તેણે જે નમુનો દીઠો તે પરમાણે
મહવાહનો તંબુ કરે. તેમ રાનમાં આપણા બાપદાદાઓની સાથે તે હતો. ૪૫ ઈહો-
શુઆ સાથે આવનારા આપણા બાપદાદા પણ તે પામીને ગેરકોમીઓ જેઓને
ખોદાએ આપણા બાપદાદાઓની સાહામાંથી કાહાડી મુકીઆ, તેઓનાં વત-
નમાં દાઉદના દાહાડાઓ સુધી લાવી મુકીઓ. ૪૬ તેને ખોદાની હજુરથી
કૃપા મલીઓ, ને તેણે ચાહીઉં કે ઈઆકુબના ખોદાને માટે મકાન બનાવે.
૪૭ પણ સુલેમાને તેને માટે એક ઘર બનાવીઉં. ૪૮ લેકીન હાથનાં બાંધેલાં
મંદીરમાં ખોદાએતાલા રહેતો નથી, જેમ નબી કહેછે કે, ૪૯ "ખોદાવંદ
એમ કહેછે, આસમાન મારૂં તખત તથા પરથવી મારૂં પાઈઆસન છે, તમે
મારે માટે કોઈ ઘર બનાવશો! ઈઆ મારા આરામની જગીઆ કેઈ છે!
૫૦ મારા હાથે શું આ બધી ચીજો બનાવી નથી.
૫૧ એઓ ગરદન ખેંચનારાઓ, ને દીલ તથા કાનના અસુંનતીઓ, તમે
હમેશા પાકરૂહને ઉલટું કરોછો, જેમ તમારા બાપદાદાઓએ કરીઉં,
તેમ તમે કરોછો. ૫૨ નબીઓમાંના કોણને તમારા બાપદાદાઓએ
સતાવીઓ નથી! ને જેઓએ તે રાસતના આવવા બાબત આગલથી
ખબર આપી તેઓને તેઓએ મારીનાંખીઆ; તેના પકડાવનારા તથા ખુની
હવે તમે થઈઆ છેઓ. ૫૩ તમે ફિરિશતાઓની મારફત તોરત પામીઆ, પણ
પાલી નહીં.
૫૪ અને તેઓ એ વાતો શાંભલીને પોતાનાં દીલમાં ચીધાઈ ગઈઆ, ને

તે પર દાંત પીસીઆ. ૫૫ પણ પાકરૂહથી ભરાએલો છતાં તેણે આસમાન
તરફ તાકીને ખોદાની જલાલ તથા ખોદાની જમણી બાજુ પર ઇસુને ઉભો
રેહેતાં દીઠો. ૫૬ તારે તેણે કહીઉં, જુઓ, આસમાન ઉઘડેલું, તથા ખોદાના
જમણા હાત પર આદમીના બેટાને ઉભો રહેલો હું જોઊં છઊં. ૫૭ પછી તેઓ-
એ મોહોટો પોકાર મારીને પોતાના કાન બંધ કરીઆ, ને એકચીતે તેના પર
દોડી આવીઆ. ૫૮ ને તેને શેહેર બાહાર કાહાડીને પથરે મારીઓ; તારે
સાઉલ કેહેવાએલા એક જવાનના પગની પાસે શાહેદોએ પોતાનાં કપડાં
મુકીઆં. ૫૯ ને સતેફાનને દુઆ માગતાં, તથા અએ ખોદાવંદ ઇસુ, મારા
રૂહને કબુલ કર, એમ કેહેતાં તેઓએ પથરે મારીઓ. ૬૦ ને તેણે ઘુટણ
ટેકવીને મોહોટો અવાજ કાહાડીને કહીઉં કે, અએ ખોદાવંદ, તેઓ પર આ
પાપ ગણતો ના; ને એમ કહીઆ બાદ તે ઉંઘી ગઇઓ.

## બાબ આઠમો.

**અને** સાઉલ તેનાં ખુન બાબત રાજી હતો. ને તે વખત ઇરૂશાલેમ-
માં મંડલી પર મોહોટી સતાવણી થઈ, ને રસુલો શીવાએ બીજા સરવ ઇહુદા-
ના તથા સમારીઆના પરાંતોમાં વેરાઈ ગઇઆ. ૨ ને દીનદાર શાખસો સતે-
ફાનને દાટવા લઇ ગઇઆ, ને તેની બાબત બહુ માહાતમ કીધો. ૩ ને સાઉલે
મંડલીને બહુ હલાક કીધી, ને ઘેરેઘેર પેસીને મરદો તથા ઓરતોને ખેંચીને
બંદીખાનામાં નાંખતો હતો. ૪ વાસતે જેઓ વેરાઈ ગઇઆ તેઓ હરેક મકા-
નમાં કલામનો વાએજ કરતા ફરીઆ.

૫ અને ફીલીપ સમારીઆના શેહેરમાં જઈને તેઓને ખરીસતની મુનાદી
કરવા લાગીઓ. ૬ ને ફીલીપના કીધેલા મોજેજા જોઇને, તથા તેની વાતો
શાંભલીને લોકોએ એકદીલે તેની વાત પર ધીઆન લગાડીઉં. ૭ કેમકે
નાપાક રૂહો જેઓને વલગીઆ હતા તેઓમાંના ઘણાઓમાંથી મોહોટા અવા-
જ પાડતા નીકલી આવીઆ; ને ઘણા પકશાઘાતી તથા લંગડા સમા કરાઇઆ.
૮ ને તે શેહેરમાં બહુ ખુશી થઈ. ૯ પણ એ અગાઉ સીમોન નામે એક
શાખસ તે શેહેરમાં જાદુગરી કરતો, ને પોતે કોઇ મોહોટો છે એમ કહીને સમા-
રીઆના લોકોને દંગમાં રાખતો હતો. ૧૦ ને નાહાનાથી મોહોટા સુધી, સરવ
તેને માનીને કેહેતા કે, એ શાખસ ખોદાની મોહોટી કુદરત છે. ૧૧ ને તેણે
તેઓને ઘણી મુદતથી જાદુગરીએ ભમાવીઆ હતા, વાસતે તેઓએ તેને

માનીઓ. ૧૨ પણ ખોદાની પાદશાહતની, તથા ઇસુ ખરીસતનાં નામની
ખુશખબરી ફીલીપ જાહેર કરતો હતો, તે તેઓએ માની, તારે મરદો તથા
ઓરતોએ પણ બાપતીસમા લીધું. ૧૩ ને સીમોને પોતે પણ એતકાદ કીધો,
ને બાપતીસમા લઇને ફીલીપની સાથે લાગુ રહીઓ, ને મોજેજા તથા નીશા-
ણીઓ થતી જોઇને તાજુબ થઇઓ.

૧૪ પછી સમરોનીઓએ ખોદાનો કલામ કબુલ કીધો, એ જારે ઇરૂશા-
લેમના રસુલોએ શાંભલીઊં, તારે પીતરને તથા ઇઓહાનને તેઓની પાસે
મોકલીઆ. ૧૫ તેઓએ તાંહાં પોહોંચીને તેઓને સારૂ દુઆ માગી, કે તેઓ
પાક-રૂહ પામે. ૧૬ કેમકે તેઓમાંના કોઇ પર તાંહાં લગી તે ઉતરીઓ નહીં
હતો, પણ ફકત ખોદાવંદ ઇસુને નામે તેઓ બાપતીસમી થઇઆ હતા.
૧૭ તારે તેઓ પર તેઓએ હાત મુકીઆ, ને તેઓ પાક-રૂહ પામીઆ.
૧૮ ને રસુલોના હાત મુકવાથી પાક-રૂહ અપાઇઓ, સીમોને એ જોઇને
તેઓની પાસે નાણું લાવીને કહીઊં કે, ૧૯ તમે મને પણ એ એખતીઆર
એ સારૂ આપો કે જે પર હું હાતો મુકું તે પાક-રૂહ પામે. ૨૦ તારે પીતરે તેને
કહીઊં કે, ખોદાની બખશીસ નાણાથી વેચાતી લેવાએછે, એમ તેં ધારીઊં,
વાસતે તારૂં નાણું તારી સાથે નાબુદ થાઓ. ૨૧ એ વાતમાં તારો ભાગ કે
હીસો નથી, કેમકે તારૂં દીલ ખોદાની આગલ સીધું નથી. ૨૨ એ વાસતે
તું પોતાની એ બુરાઇને લીધે તોબા કર, ને ખોદાની આજજી કર, કે કદાચ તારાં
દીલનો વીચાર તને માફ કરાએ. ૨૩ કેમકે તું કડવાસના પીતમાં તથા બુરા-
ઇનાં બંધનમાં છે એ હું જોઊંછઊં. ૨૪ તારે સીમોને જવાબમાં કહીઊં કે,
તમારી કહેલી વાતોમાંની કોઇ મારા પર ન આવે વાસતે તમે મારે સારૂ ખોદાવંદ
પાસે દુઆ માગો. ૨૫ ને તેઓ ગહવાઇ આપીને, તથા ખોદાવંદનો કલામ
કહીને, ઇરૂશાલેમ તરફ પાછા ફરીઆ; ને સમારીઓના ઘણાં ગામમાં તેઓએ
ખુશખબર આપી.

૨૬ અને ખોદાવંદના ફીરેશતાએ ફીલીપને કહીઊં કે, તું ઉઠ, ને જે રસતો
ઇરૂશાલેમથી ગાજામાં જાએછે, જે રાન છે, તાંહાં દકશણની તરફ જા. ૨૭ ને
તે ઉઠીને ગઇઓ, ને જુઓ, એક શખસ હબશી ખોજો, જે હબશીઓની
રાણી કાંડેકીનો વજીર ને તેની સંધી દોલતનો મુખતીઆર હતો, તે બંદગી કર-
વા સારૂ ઇરૂશાલેમમાં આવીઓ હતો. ૨૮ ને પાછો જતાં પોતાના રથમાં
બેસીને ઇસાઇઆ નબીની કીતાબ વાંચતો હતો. ૨૯ તારે રૂહે ફીલીપને કહીઊં

કે, તું નજદીક જા, ને એ રથને મલ. ૩૦ તારે ફીલીપે પાસે દોડીને તેને
ઈસાઈઆ નબીની કીતાબ વાંચતો શાંભલીઓ, ને કહીઊં કે, તું જે વાંચેછે તે
શું સમજેછે? ૩૧ તારે તેણે કહીઊં કે, મને કોઈએ બતાવોઆ વીના હું કેમ
સમજી શકું? પછી પોતાની સાથે ચહડી બેસવા સારૂ તેણે ફીલીપને અરજ
કીધી. ૩૨ ને તે કીતાબનું પદ જે તે વાંચતો હતો તે એ હતું કે, "ગેટાંની
પેઠે મારીનંખાવાને તે લઇ જવાઈઓ, ને જેમ હલવાન પોતાના કાતરનારની
આગલ અણબોલીઊં રેહેછે, તેમ તેણે પોતાનું મોહો ઉઘાડીઊં નહીં. ૩૩ તેની
ગરીબાઈમાં તેનો ઈનસાફ નહીં થઈઓ, ને તેનો જાન જમીન પરથી કહડાઈ-
ઓ, વાસતે તેની પેહેડીનું બીઆન કોણ કરશે?" ૩૪ તારે તે ખોજાએ ફીલી-
પને જવાબમાં કહીઊં કે, હું તારી આજજી કરૂંછઊં કે, નબી કોણની બાબત
એ કેહેછે? પોતા બાબત ઈઆં કોઇ બીજા બાબત? ૩૫ તારે ફીલીપે પોતા-
નું મોહો ઉઘાડીને તેજ લેખથી માંડીને ઇસુની ખુશખબર તેને આપી.
૩૬ ને તેઓ રસતે આગલ જતાં કેઇ પાણી પર આવી પોહોંચીઆ, તારે
ખોજાએ કહીઊં કે, જો, પાણી છે, મારે બાપતીસમા પામવાને શો અટકાવ
છે? ૩૭ તારે ફીલીપે કહીઊં કે, અગર તું પોતાના આખાં દીલથી ઇમાન લાવે-
છે તો રવા છે: ને તેણે જવાબમાં કહીઊં કે, હું માનુંછઊં કે ઈસુ ખરીસત
ખોદાનો બેટો છે. ૩૮ ને રથ ઉભો રાખવાને તેણે હુકમ કીધો, ને તે બેહુ
ઇઆને ફીલીપ તથા ખોજો પાણીમાં ઉતરીઆ, ને તેણે તેનું બાપતીસમા કીધું.
૩૯ ને તેઓ પાણીમાંથી ઉપર આવીઆ પર ખોદાવંદનો રૂહ ફીલીપને લઈ
ગઈઓ, ને ખોજાએ તેને ફરી દીઠો નહીં; તારે તે ખુશી કરતો પોતાને રસતે
ગઈઓ. ૪૦ પણ ફીલીપ અશદોદમાં દેખાઈઓ, ને કાઈસારીમાં પોહોંચીઓ
તાંહાં લગી સરવ શેહેરોમાં ખુશખબર પરગટ કરતો ગઈઓ.

## બાબ નવમો.

**અને** સાઉલ હજી સુધી ખોદાવંદના શાગીરદો પર ધમકીનો તથા
કતલનો દમ મારતાં સરદાર કાહીન પાસે ગઈઓ. ૨ ને તેના પાસે દમસકની
સભાઓ પર એવાં ખત માગીઆં કે, અગર એ તરીકાના મરદ ઈઆ
ઓરત કોઇને તે જુએ તો તેઓને બાંધીને ઇરૂશાલેમમાં લાવે. ૩ ને જતાં
દમસકની પાસે તે પોહોંચીઓ, તારે એમ થઈઊં કે એકાએક તેની ચારે
બાજુ આસમાનથી રોશની ચમકી. ૪ ને તે જમીન પર પડીઓ, ને પોતાની સાથે

બોલતાં એક અવાજ શાંભલીઓ કે, અએ સાઉલ, અએ સાઉલ, તું મને
કેમ સતાવેછે ? ૫ તારે તેણે કહીઊં કે, અએ ખોદાવંદ, તું કોણ છે ? ને ખોદા-
વંદે કહીઊં કે, હું ઇસુ છઊં, જેને તું સતાવેછે, અનીઓ પર લાત મારવી તને
મુશકેલ છે. ૬ તારે ધ્રુજતાં તથા અચરત કરતાં તે બોલીઓ, અએ ખોદા-
વંદ, મારાથી તું શું કરાવવા ચાહેછે ? ને ખોદાવંદે તેને કહીઊં કે, તું ઉઠ, ને
શેહેરમાં જા, ને તારે જે કરવું છે તે તને કેહેવાશે. ૭ તારે તેની સાથે જનારા
માણસો અણબોલીઆ ઉભા રહીઆ ; તેઓએ અવાજ શાંભલીઓ ખરો,
પણ કોઇને દીઠો નહીં. ૮ ને સાઉલ જમીન પરથી ઉઠીઓ, ને તેનો આંખો
ઉઘેડેલી છતાં પણ તેણે કોઇને દીઠો નહીં, ને તેઓ તેનો હાત પકડીને દમસ-
કમાં લાવીઆ. ૯ ને તણ દાહાડા લગી તે દેખતો નહીં હતો, ને કંઈ ખાતો
પીતો નહીં હતો.

૧૦ અને દમસકમાં આનાના નામે એક શાગીરદ હતો, ને ખોદાવંદે તેને
રોઇઆમાં કહીઊં કે, અએ આનાના, ને તેણે કહીઊં કે, જો, અએ ખોદાવંદ,
હું હીઆં છઊં. ૧૧ તારે ખોદાવંદે તેને કહીઊં કે, તું ઉઠીને પાધરા કેહેવાએલા
રસતામાં જા, ને ઇહુદાના ઘરમાં તારસસના સાઉલ નામના એક શખસની
તલાશ કર, કેમકે, જો, તે દુઆ માગેછે. ૧૨ ને તેણે રોઇઆમાં આનાના
નામે એક શખસને અંદર આવતાં, ને તે નજર પામે વાસતે તેના પર હાત
મુકતાં દીઠો છે. ૧૩ તારે આનાનાએ જવાબ દીધો કે, અએ ખોદાવંદ, મેં
એ શખસ બાબત ઘણાઓથી શાંભલીઊં છે કે ઇરૂશાલેમમાંના તારા પવીતરો
પર એણે ઘણી બદી કીધી છે. ૧૪ ને તારાં નામથી જે દુઆ માગેછે, તે
સરવને બાંધવાને મુખી કાહીનોની તરફથી હીઆં પણ તેને એખતીઆર છે.
૧૫ પણ ખોદાવંદે તેને કહીઊં કે, તું જા ; કાંજે ગેરકોમીઓની તથા પાદશાહા-
ઓની તથા ઇસરાએલની કોમ આગલ મારૂં નામ લઇ જવા સારૂ એ મારૂં
પસંદ કરેલું વાસણ છે. ૧૬ કેમકે તેને મારાં નામને લીધે કેટલાં દુખ સેહેવાં
પડેછે, એ હું તેને દેખાડીશ. ૧૭ તારે આનાના જઇને તે ઘરમાં પેઠો, ને
તેના પર પોતાના હાત મુકીને કહીઊં કે, અએ ભાઇ સાઉલ, ખોદાવંદ ઇઆલે
ઇસુ, જે તને રસતે આવતાં દેખાઈઓ, તેણે મને મોકલીઓ છે, એ સારૂ કે તું
પોતાની નજર પામે, ને પાકરૂહે ભરાએ. ૧૮ તારે ઝટ તેની આંખોથી છાલાં
સરખાં કંઈ ખરી પડીઆં, ને તુરત તે દેખતો થઇઓ, ને ઉઠીને બાપતીસમા
પામી લીધું. ૧૯ ને ખાનુ ખાઇને જોર પામીઓ ; ને સાઉલ દમસકમાંના

શાગીરદો સાથે કેટલાએક દાહાડા રહીઓ. ૨૦ ને તેણે લાગલી એબાદત-
ખાનાઓમાં ખરીસતની મુનાદી કીધી કે, તે ઓદાનો બેટો છે. ૨૧ ને જે સઘ-
લાએ તેને શાંભલીઓ તેઓ તાજુબ થઇને બોલીઆ કે, જેણે આ નામથી
દુઆ માગનારાઓને ઇરૂશાલેમમાં હલાક કીધા, ને જે એજ કામને સારૂ
હીઆં આવીઓ કે તેઓને બાંધીને મુખી કાહીનોની પાસે લઇજાએ, તે શું
એજ નથી? ૨૨ પણ સાઉલ જીઆદા કુવત પામીઓ, ને એજ ખરીસત
છે, તે સાબેત કરીને દમસકમાંના રેહેનારા ઇહુદીઓને હરાવીઆ.

૨૩ અને ઘણા દાહાડા ગુજરીઆ બાદ ઇહુદીઓએ તેને મારી નાંખવાનો
મનસુબો કીધો. ૨૪ પણ તેઓનો ઠરાવ સાઉલને માલુમ પડીઓ; ને તે-
ઓએ તેને મારીનાંખવા સારૂ રાત દાહાડો ભાગલોની ચોકી કીધી. ૨૫ તારે
શાગીરદોએ રાતે તેને લઇને ટોપલીમાં મુકીને કોટ પરથી ઉતારીઓ. ૨૬ ને સા-
ઉલે ઇરૂશાલેમમાં આવીને શાગીરદોની સાથે મલીજવાનું બહુ ચાહીઉં, પણ
સરવે તેનાથી બીધા, ને માનીઉં નહીં કે તે શાગીરદ છે. ૨૭ લેકીન બારણબા
તેને લઇને રસુલોની પાસે લાવીઓ, ને તેણે રસતામાં ઓદાવંદને કેઇ રીતે
દીઠો, ને તે તેની સાથે બોલીઓ, ને તેણે હીમતથી દમસકમાં ઇસુનાં નામની
વાએજી શી તરેહ કીધી, એ તેણે તેઓને જાહેર કીધું. ૨૮ ને ઇરૂશાલેમમાં
તેઓની સાથે તે આવ જાવ કરતો રહીઓ. ૨૯ ને તેણે બેધરક ઓદાવંદ
ઇસુનાં નામથી વાતો કહી, ને હેલેનીઓની સાથે તકરાર કીધી; ને તેઓએ
તેને મારીનાંખવાનું કીધું. ૩૦ તારે તે જાણીને ભાઇઓ કાઇસારીમાં તેને લઇ
ગઇઆ, પછી તારસસમાં તેને મોકલીઓ. ૩૧ તારે આખા ઇહુદાની તથા
ગાલીલની તથા સમારીઆની મંડલીઓ આરામ પામીને મજબુત થઇ; ને
ઓદાવંદની બીહીક તથા પાકરૂહના દીલાસામાં ચાલતાં વધી.

૩૨ અને એમ થઇઉં કે પીતર સરવ મકાનોમાં જતાં લુદાના રેહેવાસી પવી-
તર લોકોની પાસે આવીઓ. ૩૩ ને તાંહાં અનીઅસ નામે એક શખસને
દીઠો, જે આઠ વરસ સુધી બીછાના પર પડેલો હતો, ને તે પખશાઘાતી હતો.
૩૪ તારે પીતરે તેને કહીઉં કે, અએ અનીઅસ, ઇસુ ખરીસત તને સમો ક-
રેછે, ઉઠ, ને તારૂં બીછાનું તઇઆર કર; ને તુરત તે ઉઠીઓ. ૩૫ ને લુદા
તથા શારોનના સઘલા રેહેવાસી તેને જોઇને ઓદાવંદની તરફ ફરીઆ.

૩૬ અને જોપામાં તાબીથા ઇઆને દરકાસ નામે એક શાગીરદ હતી, તે
નેક કામો તથા ખેરાત કરવામાં પુરી હતી. ૩૭ ને તે દાહાડાઓમાં એમ થ-

થઈ કે તે બીમાર પડીને મરી ગઈ, ને તેઓએ તેને નહવાડીને માલ પર મુકી.
૩૮ ને લુદ્દા જોપા પાસે હતું, વાસતે શાગીરદોએ શાંભલીઉં કે પીતર તાંહાં છે,
તારે બે શખસોને તેની પાસે દરખાસત કરવાને તેઓએ મોકલીઆ કે, હમારી
પાસે આવવામાં વાર ના લગાડતો. ૩૯ તારે પીતર ઉઠીને તેઓની સાથે ગઈઓ,
ને પોહોંચીઓ તારે તેઓ તેને માલ પર લઈ ગઈઆ, ને સઘલી વીધવાઓ
રડતી, ને દરકાસ તેઓની સાથે હતી તારે તેણે જે અંગરખા તથા કપડાં બના-
વીઆં હતાં તે દેખડાવતી, તેની પાસે ઉભી રહી. ૪૦ પણ પીતરે તે સરવને
બાહાર કાહાડીને ઘુંટણ ટેકવીને દુઆ માગી, ને મુડદાની તરફ ફરીને કહીઉં કે,
અએ તાબીથા, ઉઠ; તારે તેણે પોતાની આંખો ઉઘાડી, ને પીતરને જોઈને
ઉઠી બેઠી. ૪૧ પછી તેણે તેને હાત આપીને ઊભી કીધી, ને પવીતરોને તથા
વીધવાઓને બોલાવીને તેને જીવતી સોંપી. ૪૨ ને આખા જોપામાં એ માલુ-
મ થઈઉં, ને ઘણાઓએ ખોદાવંદ પર એતકાદ કીધો. ૪૩ પછી એમ થઈઉં
કે, જોપામાં સીમોન નામે એક ચામડીઆની સાથે તે ઘણા દાહાડા રહીઓ.

## બાબ દશમો.

**અને** કાઈસારીમાં કરનેલસ નામે એક શખસ ઈતાલી કેહેવાએલી
પલટનનો સુબેદાર હતો. ૨ તે દીનદાર હતો, ને પોતાના ઘરના સહુ સુધાં ખો-
દાની બીહીક રાખતો, ને લોકોમાં બહુ ખેરાત કરતો, ને હમેશ ખોદાની પાસે
દુઆ માગનાર હતો. ૩ તેણે એક દાહાડે તીજા પોહોરને આશરે ખોદાના ફી-
રેશતાને પોતાની પાસે આવતાં, તથા અએ કરનેલસ, એમ કેહેતાં રોઈઆમાં
સાફ દીઠો. ૪ તારે તેણે તે પર ધારીને જોઈઉં, તથા બીધેલો થઈને કહીઉં કે,
અએ ખોદાવંદ, શું છે? ને તેણે તેને કહીઉં કે, તારી દુઆઓ તથા તારી
ખેરાત ઈબાદગરીને સારૂ ખોદાની હજુર પોહોંચી છે. ૫ ને હવે તું જોપામાં
માણસો મોકલીને સીમોનને, જેની અટક પીતર છે, તેને તેડાવ. ૬ તે એક
ચામડીઆ સીમોન, જેનું ઘર દરીઆને કાંઠે છે, તેની સાથે રેહેછેઃ તારે શું
કરવું, એ તને તે બતાવશે. ૭ ને જારે ફીરેશતો, જેણે કરનેલસની સાથે વાત
કીધી, તે ગઈઓ, તારે તેણે પોતાના ઘરના ચાકરોમાંના બેને, તથા જે હમેશ
તેની સાથે રેહેતા હતા તેઓમાંથી એક દીનદાર સીપાઈને બોલાવીઆ. ૮ ને
તેઓને એ બધું કહીને તેણે તેઓને જોપામાં મોકલીઆ. ૯ ને બીજે દા-
હાડે તેઓ રસતે જતા હતા, ને શેહેરની પાસે પોહોંચીઆ, તારે બપોરને આ-

શારે પીતર દુઆ માગવાને અગાસી પર ચહડીઓ. ૧૦ ને તેને બહુ ભુખ
લાગી, ને કંઈ ખાવા ચાહીઉં, ને તેઓ તઇઆરી કરતા હતા એટલામાં તે
બેહોશ થઇઓ. ૧૧ ને આસમાન ઉઘેડેલું તથા એક વાસણ મોહોટી ચાદ-
રના સરખું ચોખુણે બાંધેલું, તથા જમીનની તરફ લટકતું તેની પાસે ઉતરતું
દીઠું. ૧૨ તેમાં જમીન પરનાં સઘલી જાતના ચારપગાં તથા જંગલી જાન-
વરો તથા પેટે ચાલનારાં તથા આસમાનનાં ચલીઆં હતાં. ૧૩ ને તેની પાસે
અવાજ આવીઓ કે, અએ પીતર, ઉઠ, માર ને ખા. ૧૪ પણ પીતરે કહીઉં
કે, અએ ખોદાવંદ, હરગેજ નહીં, કેમકે હરામ કે નાપાક ચીજ મેં કદી ખાધી
નથી. ૧૫ તારે ફરી બીજી વાર તેની પાસે અવાજ આવીઓ કે, ખોદાએ
જે પાક કીધું છે, તેને તું હરામ ના કેહે. ૧૬ ને એમ તીજી વાર થઇઉં,
પછી તે વાસણ પાછું આસમાનમાં ખેંચાઇઉં. ૧૭ ને પીતરે જે રોઇઓ
દીઠો તે શું હશે, એમ તે પોતાનાં દીલમાં વીચારતો હતો, તારે જુઓ, કરને-
લસથી મોકલાએલા માણસો સીમોનનુંઘર પુછીને બારણા આગલ ઉભા રહી-
આ. ૧૮ ને તેઓએ હાંક મારીને પુછીઉં કે, સીમોન, જેની અટક પીતર
છે, તે શું હીઆં રેહેછે? ૧૯ ને પીતર તે રોઇઆ બાબત વીચારતો હતો, તારે
રૂહે તેને કહીઉં કે; જો, તણ માણસો તને શોધેછે. ૨૦ એ સારૂ તું ઉઠીને
ઉતર, ને કંઈશક લાવીઆ વીના તેઓની સાથે જા, કેમકે મેં તેઓને મોકલી-
આ છે. ૨૧ તારે પીતરે કરનેલસથી પોતાની તરફ મોકલાએલા માણસો
પાસે ઉતરીને કહીઉં કે, જુઓ, જેને તમે શોધેછેઓ તે હું છઉં; શા વાસતે
તમે આવીઆ છેઓ? ૨૨ તારે તેઓએ કહીઉં કે, કરનેલસ એક સુબેદાર,
જે રાસત તથા ખોદાની બીહીક રાખનાર માણસ છે, તથા આખા યહુદા મુલ-
કમાં આબરૂ પામેલો છે, તે તને પોતાને ઘેર તેડાવા તથા તારાથી વાતો શાંભલ-
વા વાસતે એક પાક ફીરેશતાથી ચેતાવેલો થઇઓ. ૨૩ તારે તેણે તેઓને
અંદર બોલાવીને પહેરોણા રાખીઆ, ને બીજે દાહાડે પીતર તેઓની સાથે
ગઇઓ, ને જોપાથી ભાઇઓમાંના કેટલાએક પણ તેની સાથે ગઇઆ.

૨૪ અને બીજે દાહાડે તેઓ કાઇસારીએ પુગીઆ, ને કરનેલસ પોતાનાં
સગાંને તથા પીઆરા દોસતોને એકઠા કરીને તેઓની રાહ જોતો હતો.
૨૫ ને એમ થઇઉં કે પીતરનાં પેસતાં કરનેલસ તેને મલીઓ, ને તેના પગ
પાસે પડીને સજદો કીધો. ૨૬ પણ પીતરે તેને ઉઠાડીને કહીઉં કે, ઉભો થા,
હું પોતે પણ માણસ છઉં. ૨૭ ને તેણે તેની સાથે વાતો કરતાં અંદર જઇને

ઘણા માણસ એકઠા થએલા દીઠા. ૨૮ તારે તેણે તેઓને કહીઊં કે, તમે
જાણોછેઓ કે બેગાનાઓની સંગત રાખવી, ઇઆ તેઓ પાસે જવું ઇહુદી
માણસને રવા નથી, પણ ખોદાએ મને દેખડાવીઊં છે કે મારે કોઇ માણસને
હરામ ઇઆ નાપાક નહીં કેહેવું. ૨૯ વાસતે હું તેડવાઇઓ તારે આડું બોલીઆ
વીના આવીઓ, તો હું પુછુંછઊં કે તમે મને શા સબબથી બોલાવીઓ છે?
૩૦ ને કરનેલસે કહીઊં કે, ચાર દાહાડા પર હું આ ઘડી સુધી અપવાસ કરતો
હતો, ને તીજા પોહોરને વખતે હું મારાં ઘરમાં દુઆ માગતો હતો, તારે જુઓ,
ચલકતાં લુગડાં પેહેરેલો એક જણ મારી સાહામાં ઉભો રહીઓ. ૩૧ ને કહીઊં
કે, અએ કરનેલસ, તારી દુઆ શંભલાઈ, ને તારી ખેરાત ખોદાની ઇઆદગ-
રીમાં આવી છે. ૩૨ એ સારૂ તું જોપામાં મોકલ, ને સીમોન, જેની અટક
પીતર છે, તેને હીઆં બોલાવ, તે દરીઆ કાંઠે સીમોન ચામડીઆના ઘરમાં
રેહેછે, તે આવીને તને કેહેશે. ૩૩ વાસતે મેં તુરત તારી તરફ આદમી મોક-
લીઆં, ને તારા આવવાથી તેં સારૂં કીધું છે, તો જે હુકમ ખોદાથી તું પામીઓ છે
તે સરવ શાંભલવાને હમે બધા ખોદાની આગલ હાજર છઈએ. ૩૪ તારે
પીતરે મોહો ઉઘાડીને કહીઊં હું એકીનન જાણુંછઊં કે ખોદા કોઇનો તરફદારી
કરતો નથી. ૩૫ પણ હરેક મુલકમાં જે કોઇ તેનાથી બીહેછે, ને નેકી કરેછે,
તેને તે પસંદ આવેછે. ૩૬ ઇસુ ખરીસત, જે સહુનો ખોદાવંદ છે, તેની
મારફત શાંતીની ખબર જાહેર કરતાં ખોદાએ બની ઇસરાએલ પાસે જે વાત
મોકલી; ૩૭ ઇઆને ઇઓહાને જે બાપતીસમા પરગટ કરીઊં તે પછી ગાલી-
લથી માંડીને આખા ઇહુદામાં જે વાત પરગટ કરાઈ, તે તમે જાણોછેઓ, ૩૮ કે
ખોદાએ પાકરૂહથી તથા કુવતથી નાજેરથના ઇસુને મસી કીધો, તે ભલાઇ
કરતો ને શેતાનથી જે પીડાએલા હતા તેઓ સઘલાને આરામ કરતો ફરીઓ,
કેમકે ખોદા તેની સાથે હતો. ૩૯ ને તેણે ઇહુદીઓના મુલકમાં તથા ઇરૂશા-
લેમમાં જે કામો કીધાં તે સરવના હમે શાહેદ છઇએ; તેને તેઓએ કરૂસ
પર જડીને મારી નાંખીઓ. ૪૦ તેને ખોદાએ તીજે દાહાડે ઉઠાડીઓ,
ને તેને જાહેર કીધો. ૪૧ સરવ લોકોની આગલ નહીં, પણ ખોદાએ જે
શાહેદોને અગાઉથી પસંદ કીધા હતા તે હમને, ઇઆને મરીગએલાઓમાંથી
તેના પાછા ઉઠીઆ પછી જેઓએ તેની સાથે ખાધું પીધું તેઓને. ૪૨ ને તેણે
હમને હુકમ આપીઓ કે, લોકોમાં જાહેર કરો, ને ગહવાઇ પુરો, કે ખોદાએ
જેને જીવતાઓનો તથા મોએલાઓનો ઇનસાફ કરનાર ઠરાવીઓ તે એજ

છે. ૪૩ તેની બાબત સરવ નબીઓ પણ ગવાહી આપેછે કે જે કોઈ તે પર
એતકાદ કરે તે તેનાં નામથી પાપોની માફી પામશે. ૪૪ પીતર એ વાતો
કેહેતો હતો, એટલામાં જે લોક એ વાતો શાંભલતા હતા તેઓ સરવ પર પાક-
રૂહ પડીઓ. ૪૫ તારે સુંનત કરેલાઓમાંના જેટલા ઈમાનદાર પીતરની સાથે
આવીઆ હતા તેઓ એથી તાજુબ થઈઆ કે ગેરકોમીઓ પર પણ પાકરૂહની
બખશેશ રેડાઈ. ૪૬ કેમકે તેઓને બીજી જુબાનોમાં બોલતા તથા ખોદાની
તારીફ કરતા તેઓએ શાંભલીઆ. ૪૭ ને પીતરે જવાબ આપીઓ કે જેમ
હમે તેમ તેઓ પણ પાકરૂહ પામીઆ, વાસતે તેઓનું બાપતીસમા ન કરાએ,
એ સારૂ શું કોઈ પાણી રોકી શકેછે? ૪૮ ને ખોદાવંદનાં નામથી તેઓનું
બાપતીસમા કરવાને તેણે હુકમ કીધો; પછી કેટલાએક દાહાડા તાંહાં રેહેવાની
તેઓએ તેની આજજી કીધી.

## બાબ અગીઆરમો.

**અને** જે રસુલો તથા ભાઈઓ ઈહુદામાં હતા તેઓએ શાંભલીઊં કે
ગેરકોમીઓએ પણ ખોદાનો કલામ માનીઓ. ૨ ને જારે પીતર ઈરૂશાલેમમાં
આવીઓ તારે સુંનત કરેલાઓએ તેની સાથે તકરાર કીધી, ને કહીઊં કે,
૩ તું અસુંનતી માણસો પાસે ગઈઓ, ને તેઓની સાથે ખાધું. ૪ તારે પી-
તરે શરૂથી તેઓને તે વાત વીગતવાર કહી કે, ૫ હું જોપા શેહેરમાં દુઆ માગતો
હતો, ને બેહોશી થઈઆ પર મેં એક વાસણ મોહોટી ચાદરના સરખું ચારે
ખુણે બાંધેલું આસમાનથી ઉતરતું દીઠું, ને તે મારી આગલ આવીઊં. ૬ તે
જોવાને મેં ધીઆન આપીઊં; ને જમીન પરના ચારપગાં, તથા જંગલી જાન-
વરો તથા પેટે ચાલનારાં, તથા આસમાનનાં પક્ષીઆંઓ મેં દીઠાં. ૭ ને મને
કેહેતાં મેં એવો અવાજ શાંભલીઓ કે, અએ પીતર, ઉઠ, માર ને ખા. ૮ પણ
મેં કહીઊં, અએ ખોદાવંદ એમ નહીં, કેમકે હરામ ઈઆ નાપાક ચીજ
મારાં મોહોમાં કદી પેઠી નથી. ૯ પણ આસમાની અવાજે મને ફરી જવાબ
આપીઓ કે, જે કંઈ ખોદાએ પાક કીધું તેને તું હરામ ના કેહે. ૧૦ ને એમ
તણવાર થઈઊં, ને બધાં આસમાનમાં પાછાં ખેંચાઈઆં. ૧૧ ને જુઓ,
કાઈસારીઆથી મારી પાસે મોકલેલા તણ માણસ જે ઘરમાં હું હતો તાંહાં તુરત
આવી પોહોંચીઆ. ૧૨ ને રૂહે મને કહીઊં કે કંઈ શક ન લાવતાં તેઓની
સાથે જા; તારે આ છ ભાઈ મારી સાથે આવીઆ, ને હમે તે માણસનાં ઘરમાં

પેઠા. ૧૩ તારે તેણે હમને એવી ખબર આપી કે, તેણે પોતાનાં ઘરમાં ફીરેશતો
દીઠો, જેણે ઉભા રહીને તેને કહીઊં કે, જોપામાં માણસો મોકલ, ને સીમોનને જેની
અટક પીતર છે તેને તેડાવ. ૧૪ તે તને એવી વાતો કેહેશે જેથી તું પોતા-
ના આખાં ઘર સુધાં તારણ પામશે. ૧૫ ને હું બોલવા લાગીઓ તારે જેમ
શરૂમાં આપણા પર તેમ તેઓ પર પણ પાકરૂહ પડીઓ. ૧૬ તારે ખોદા-
વંદની કહેલી વાત મેં ઇઆદ કીધી કે, ઇઓહાને તો પાણીએ બાપતીસમા
કીધું, પણ તમે પાકરૂહથી બાપતીસમી થશો. ૧૭ એ સારૂ ખોદાવંદ ઇસુ
ખરીસત પર જેમ આપણ ઇમાન લાવનારાઓને તેમ તેઓને ખોદાએ સર-
ખી બખશેસ આપી, તો હું એવો કોણ કે ખોદાને રોકી શકું? ૧૮ ને તેઓ
આ વાતો શાંભલીને ચુપ રહીઆ, ને ખોદાની તારીફ કરતાં કહીઊં કે, ખોદા-
એ ગેરકોમીઓને પણ જીંદગીને સારૂ તોબા આપી છે.

૧૯ અને સતેફાન બાબત જે સતાવણી થઈ તેથી જે વેરાઇ ગઇઆ હતા તેઓ
ફીનીકે તથા કુપરસ તથા અંતીઅખ સુધી ગઇઆ, પણ ઇહુદીઓ વગર કો-
ઇને વાત પરગટ નહીં કીધી. ૨૦ ને તેઓમાંના કેટલાએક કુપરસના તથા
કુરેનીના માણસો હતા, તેઓ અંતીઅખમાં દાખલ થઇને ખોદાવંદ ઇસુની
ખબર જાહેર કરતાં હેલેનીઓ સાથે બોલીઆ. ૨૧ ને ખોદાવંદનો હાત તેઓની
સાથે હતો, ને ઘણાઓ ઇમાન લાવીને ખોદાવંદની તરફ ફરીઆ. ૨૨ ને
આ વાતોની ખબર ઇરૂશાલિમની મંડલીને કાને પડી, તારે તેઓએ બારણબાને
અંતીઅખ સુધી મોકલીઓ. ૨૩ તે તાંહાં આવીઓ, ને ખોદાનો ફજલ જો-
ઇને ખુશ થઇઓ, ને તેઓ સરવને નશીહત આપી કે દીલની મજબુતીથી
ખોદાવંદની સાથે લાગીઆ રેહેવું. ૨૪ કેમકે તે નેક શખસ ને પાકરૂહ તથા
ઇમાનથી ભરેલો હતો, ને ઘણા લોક ખોદાવંદની તરફ ફરીઆ. ૨૫ તારે બા-
રણબા સાઉલની શોધ કરવા સારૂ તારસસે ગઇઓ, ને તેની શોધ લાગીઆ
પર તે તેને અંતીઅખમાં લાવીઓ. ૨૬ ને એમ થઇઊં કે તેઓએ એક
આખું વરશ મંડલીમાં એકઠા થઇઆ કીધું, ને ઘણા લોકોને તાલીમ આપી;
ને શાગીરદો પેહેલાં અંતીઅખમાં ખરીસતી કેહેવાઇઆ.

૨૭ અને તે દાહાડાઓમાં નબીઓ ઇરૂશાલિમથી અંતીઅખમાં આવીઆ.
૨૮ ને તેઓમાંથી આગાબસ નામે એકે ઉભા રહીને રૂહથી બતાવીઊં કે આખી
દુનીઆમાં મોહોટો દકાલ પડશે; ને કલાદીઅસ કાઇસારના દાહાડાઓમાં
તે પડીઓ. ૨૯ તારે શાગીરદોએ ઠરાવીઊં કે હરેક માણસ પોત પોતાની કુદ-

રત પરમાણે યહુદામાં રેહેનારા ભાઈઓની મદદ કરવા સારૂ કંઈ મોકલે. ૩૦ ને
તે તેઓએ કીધું, ને બારણબા તથા સાઉલની મારફત વડીલો પાસે મોકલીઉં.

## બાબ બારમો.

**અને** તે વખતે હેરોદ પાદશાહએ મંડળીના કેટલાએક પર હાત
નાંખીઆ કે તેઓને સતાવે. ૨ ને યોહાનના ભાઇ યાકુબને તરવારથી
મારીનાંખીઓ. ૩ ને જારે જોયઉં કે યહુદીઓને એ પસંદ છે તારે તેણે
આગલ વધીને પીતરને પણ પકડીઓ, તારે બેખમીર રોટલીના દાહાડા હતા.
૪ ને તેણે તેને પકડીને કેદખાનામાં નાંખીઓ, ને ચાર ચાર સીપાઈઓના
પેહેરાને સોંપીઓ કે તેને ખબરદારીથી રાખે; ને પાસખા પછી લોકોની પાસે
તેને બાહાર લાવવાનું ઠરાવીઉં. ૫ પીતર તો કેદખાનામાં નંખાયઓ, પણ
મંડળીએ તેને સારૂ નીત ખોદાની પાસે દુઆ માગી. ૬ ને હેરોદ તેને બાહાર
લાવવાને તઇઆર થયઓ, તેજ રાતે પીતર બે સીપાઇની વચમાં બે સાંકલે
બાંધેલો ઉંઘતો હતો, ને ચોકીદાર કેદખાનાના બારણા આગલ ચોકી કરતા હતા.
૭ તારે જુઓ, ખોદાવંદનો ફરેશતો પાસે ઉભો રહીઓ, ને કેદખાનામાં
રોશની ચમકી, તારે તેણે પીતરની કુખમાં મારીને તેને ઉઠાડીને કહીઉં કે, તું
વેહેલો ઉઠ; ને તેની સાંકલો હાતોમાંથી નીકલી પડી. ૮ ને ફરેશતાએ તેને
કહીઉં કે, તું કમર બાંધ, ને તારાં ચપલ પેહેર; ને તેણે તેમજ કીધું, ને તેણે
તેને કહીઉં કે, તું તારૂં કપડું ઓઢીને મારી પછવાડે આવ. ૯ ને તે બાહાર
નીકલીને તેની પાછલ ગઇઓ, ને ફરેશતાએ જે કીધું તે તે સમજીઓ નહીં કે
ખરૂં છે, પણ મેં રોયઓ દીઠો એમ ધારીઉં. ૧૦ ને તેઓ પેહેલી તથા
બીજી ચોકીમાંથી નીકલીને લોહોડાનો દરવાજો જાંહાંથી શેહેરમાં જવાએ તાંહાં
પોહોંચીઆ, ને તે પોતાની મેલે તેઓને સારૂ ઉઘડીગયઓ, ને તેઓ નીક-
લીને એક મોહોલા જેટલા આગલ ગયઆ, ને તુરત ફરેશતો તેની પાસેથી
ગયઓ. ૧૧ ને પીતર હુશીઆરીમાં આવીઓ તારે કહીઉં, હવે હું નીરાચે
જાણુંછઉં કે ખોદાવંદે પોતાના ફરેશતાને મોકલીને હેરોદના હાતથી તથા યહુદી
લોકોની સરવ રાહ જોવાથી મને છોડાવીઓ છે. ૧૨ પછી તે વીચાર કરીને
યોહાન જેની અટક મારક તેની મા મરીઅમનાં ઘર પાસે આવીઓ, જાંહાં
ઘણા એકઠા થઇને દુઆ માગતા હતા. ૧૩ ને પીતર આગલું બારણું
ઠોકતો હતો તારે રોદા નામે એક જુઆન ઓરત સાંભલવા આવી. ૧૪ ને

તેણે પીતરનો અવાજ પીછાનીને ખુશીને લીધે બારણું ઉઘાડીઊં નહીં; પણ
અંદર દોડી જઇને કહીઊં કે, પીતર બારણા આગલ ઉભો રહીઓ છે. ૧૫ ને
તેઓએ તેને કહીઊં કે, તું દીવાની છે; પણ તેણીએ કહીઆ કીધું કે તે એમ
છે; તારે તેઓએ કહીઊં કે, તે તેનો ફીરીશતો છે. ૧૬ પણ પીતર ઠોકીઆ
કરતો હતો, તારે તેઓએ ઉઘાડીને તેને જોઇઓ, ને તાજુબ થઇઆ. ૧૭ ને
તેણે તેઓને હાતથી ઇશારો કીધો કે ચુપ રહો. ને ખોદાવંદે તેને કેદખાના-
માંથી શી તરેહ બાહાર કાહાડીઓ, તેનું બીઆન કીધું, ને એમ કહીઊં કે
એ ખબર ઇઆકુબને તથા બીજા ભાઇઓને પોહોંચાડો; પછી તે તાંહાંથી
નીકલીને બીજી જગીઆમાં ગઇઓ. ૧૮ ને દાહાડો ઊગીઓ તારે સીપા-
ઇઓમાં ઘણી ગડબડ થઇ કે પીતર કાંહાં ગઇઓ હશે? ૧૯ ને હેરોદે તેને
શોધીઓ, પણ તે નહીં જડીઓ, તારે ચોકીદારોની તજવીજ કરીને તેઓને
મારી નાંખવાનો હુકમ કીધો, ને પોતે ઇહુદાથી કાઇસારીમાં જઇ રહીઓ.

૨૦ અને સોર તથા સીદોનના લોક ઉપર હેરોદ બહુ નાખુશ હતો, ને તેઓ
એકચીતે તેની પાસે આવીઆ, ને પાદશાહના રંગમેહેલના ઉપરી બલાસતસને
પોતાની તરફેણમાં કરીને સલાહ ચાહી, કેમકે તેઓનો મુલક પાદશાહના મુલકથી
પલાતો હતો. ૨૧ ને એક ઠરાવેલે દાહાડે હેરોદે પાદશાહી પોશાક પેહેરીને,
તથા તખત પર બેસીને, તેઓની આગલ ભાશણ કીધું. ૨૨ તારે લોકોએ
બુમ પાડી કે, આ અવાજ ખોદાનો છે, માણસનો નથી. ૨૩ ને તેણે
ખોદાને બુજરગી આપી નહીં, વાસતે ખોદાવંદના ફીરીશતાએ તુરત તેને મારી-
ઓ, ને કીડા પડીને તે મરી ગઇઓ. ૨૪ પણ ખોદાનો કલામ વધીઓ,
ને ફેલાઇ ગઇઓ. ૨૫ ને બારણબા તથા સાઉલ તે ખીદમત પુરી કરીને
ઇરૂશાલિમથી ફરીઆ, ને ઇઓહાન જેની અટક મારક હતી તેને સાથે લીધો.

## બાબ તેરમો.

**અને** જે મંડલી અંતીઅખમાં હતી તેમાં કેટલાએક નબી તથા
તાલીમ આપનાર હતા, ઇઆને બારણબા તથા સીમોન જે નીગેર કેહેવાએછે,
તથા લુકીઅસ કુરેની, તથા માનાએન, જેનું પાલણ ચોથાઇદાર હેરોદની
સાથે થઇઊં તે, તથા સાઉલ. ૨ ને તેઓ ખોદાવંદની ખીદમત કરતા તથા
અપવાસ કરતા હતા ; તારે પાકરૂહે કહીઊં, કે બારણબા તથા સાઉલને જે
કામને વાસતે મેં તેડીઆ છે, તે સારૂ તમે તેઓને મારે વાસતે જુદા કરો.

૩ તારે તેઓએ અપવાસ કરીને તથા દુઆ માગીને, તથા તેઓ પર હાત
મુકીને રવાના કીધા. ૪ જે પાકરૂહથી મોકલેલા થઇને તેઓ સલુકીઆમાં
ગઇઆ, પછી તાંહાંથી વાહાણે કુપરસમાં ગઇઆ. ૫ ને તેઓ સાલામીમાં
હતા તારે યહુદીઓનાં એબાદતખાનામાં ખોદાનો કલામ જાહેર કીધો, ને
યોહાન તેઓની ખીદમતમાં હતો. ૬ ને તેઓ તે બેટમાં બધે ફરીને પાફસ
સુધી ગઇઆ, તારે તેઓએ એક જાદુગર જુઠા નબી યહુદીને દીઠો, જેનું
નામ બારઇસુ હતું. ૭ જે તે બેટના સુબા સરજીઅસ પાઉલ દાનાવ શખસની
સાથે હતો, તેણે બારણબાને તથા સાઉલને બોલાવીને ખોદાની વાત શાંભલવા
ચાહી. ૮ પણ તે એલીમાસ જાદુગર, (કેમકે એ તેનાં નામનો તરજુમો છે,)
તેણે તે સુબાને ઇમાનથી ફેરવવાનું ચાહીને તેઓને ઉલટો થઇઓ. ૯ તારે
સાઉલ, જે પાઉલ પણ કેહેવાએછે, તેણે પાકરૂહથી ભરાઇને તેના પર ધારીને
કહીઉં કે, ૧૦ અએ તમામ મકર તથા સરવ કાવતરાંએ ભરેલા, શેતાનનાં
ફરજંદ, ને બધી રાસતીના દુશમન, ખોદાવંદના સીધા રસતાઓ ઉલટાવાનું
શું તું નહીં મુકીદઇશ? ૧૧ પણ હવે, જો, ખોદાવંદનો હાત તારી ઉપર છે, ને
તું આંધલો થઇ જશે, ને કંઇક મુદત સુરજ નહીં જોશે. તારે તુરત ધુંઅર તથા
અંધકાર તેના પર પડીઓ, ને હાત પકડીને લઈ જનાર કોઇને તે શોધતો ફરી-
ઓ. ૧૨ તારે જે થઇઉં તે જોઇને ખોદાવંદની તાલીમથી સુબો દંગ થઇ
ગઇઓ, ને ઇમાન લાવીઓ.

૧૩ એ બાદ પાઉલ તથા તેના સાથી પાફસથી વાહાણે નીકલીને પામફુલી-
માંના પેરગેમાં આવીઆ; તારે યોહાન તેઓને મુકીને યરૂશાલેમમાં પાછો
ગઇઓ. ૧૪ ને પેરગેથી આગલ જતાં પીસીદીમાંના અંતીઅખે તેઓ
પોહોંચીઆ; ને સબતને દાહાડે એબાદતખાનામાં જઈ બેઠા. ૧૫ તારે તોરેત
તથા નબીઓની વાતો વાંચીઆ બાદ એબાદતખાનાના સરદારોએ તેઓને
કેહેવાડી મોકલીઉં કે, અએ માણસો, ભાઈઓ, જો લોકોને સારૂ કંઈ નશીહ-
તની વાતો તમારી પાસે હોએ, તો કહો. ૧૬ તારે પાઉલ ઉભો થઇઓ, ને
હાતે ઇશારો કરીને બોલીઓ કે, અએ ઇસરાએલી માણસો, તથા ખોદાથી
બીહીનારાઓ, તમે શાંભલો. ૧૭ આ ઇસરાએલી કોમના ખોદાએ આપણા
બાપદાદાઓને પસંદ કીધા, ને તેઓ મીસર દેશમાં પરદેશી હતા, તારે તેઓને
નામીચા કીધા, તારપછી જબરદસત હાતે તેઓને તાંહાંથી બાહાર લાવીઓ.
૧૮ ને વરસ ચાલીશેક રાનમાં તેણે તેઓની ચાલ સહી. ૧૯ ને ખનાન દે-

શમાંની સાત કોમોને હલાક કરીને તેઓનો દેશ એઓને વેહેંચી આપીઓ.
૨૦ તારપછી તેણે સાહાડી ચારસેં વરસ સામુએલ નબીના વખત લગી
તેઓને ઈનસાફ કરનારા આપીઆ. ૨૧ ને તે પછી તેઓએ પાદશાહ
માગીઓ તારે બનીઆમીનનાં કુટુંબના કીસના દીકરા સાઉલને ખોદાએ
ચાલીશ વરસ સુધી તેઓને આપીઓ. ૨૨ પછી તેને દુર કરીને તેઓનો
પાદશાહ થવા સારૂ દાઉદને ઉભો કીધો, ને તેની બાબત ગહવાઈ આપતાં કહી-
ઊં કે, "ઈસીનો દીકરો દાઉદ, જે મારો મનગમતો, એવો એક શખસ મેં
દીઠો છે, તે મારી બધી મરજી પુરી પાડશે." ૨૩ એ માણસનાં કુટુંબમાંથી ખો-
દાએ વાએદા પરમાણે ઇસરાએલને સારૂ એક તારનાર ઇઆને ઈસુને ઉઠાવીઓ.
૨૪ તેના આવવા અગાઉ ઇઓહાને સંધા ઇસરાએલી લોકોને તોબા બાબતનું
બાપતીસમા જાહેર કીધું. ૨૫ ને ઇઓહાન પોતાનો વારો પુરો કરતાં બોલો-
ઓ કે, હું કોણ છઊં, તમે શું ધારોછોઓ? હું તે નથી; પણ જુઓ, એક
જણ મારી પાછલ આવેછે, જેના ચંપલના બંધ છોડવા લાએક હું નથી.
૨૬ અએ માણસો, ભાઇઓ, ઇબરાહીમના ખાનદાનના ફરજંદો, તથા તમા-
રામાંના ખોદાથી બીહીનારાઓ, તમારી પાસે એ તારણની વાત મોકલાઈ છે.
૨૭ કેમકે ઇરૂશાલેમમાંના રેહેવાસીઓએ તથા તેઓના સરદારોએ તેને, તથા
નબીઓની જે વાત હરેક સબતને દાહાડે વંચાએછે તેને પણ, ન જાણતાં તેને
તકસીરદાર ઠેરવીઆથી તે વાત પુરી કીધી. ૨૮ ને તેઓએ મોતનું કંઈ કારણ
ન પામતાં તેને મારીનંખાવાનું પીલત પાસે માગીઊં. ૨૯ ને તેની બાબત જે
સઘલું લખીઊં હતું તે તેઓએ પુરૂં કરતાં તેને કરૂસ પરથી ઉતારીને કબરમાં
મુકીઓ. ૩૦ પણ ખોદાએ મરીગએલાઓમાંથી તેને ઉઠાડીઓ. ૩૧ તેની
સાથે ગાલીલથી ઇરૂશાલેમમાં જે આવીઆ હતા તેઓથી ઘણા દાહાડા સુધી
તે દેખાતો રહીઓ; તેઓ લોકોની પાસે તેના શાહેદ છે. ૩૨ ને જે વાએદો
બાપદાદાઓને કેહેવાઈઓ તેના શારા સમાચાર હમે તમને પરગટ કરીએછ-
ઈએ, ૩૩ કે ઇસુને પાછો ઉઠાડવાથી ખોદાએ તેઓનાં ફરજંદો પર ઇઆને આ-
પણા પર તે પુરૂં કીધું. જેમ બીજાં ગીતમાં પણ લખેલું છે કે, "તું મારો બેટો
છે, આજ મેં તને જનમાવીઓ છે." ૩૪ ને ફરી કદી કોહોવાણમાં ન જવા
સારૂ તેણે તેને મરીગએલાઓમાંથી ઉઠાડીઓ છે, એ સારૂ તેણે એમ કહીઊં
છે કે, "દાઉદની સાચી નીઆમતો તે હું તમને આપીશ." ૩૫ એ વાસતે બીજે
ઠેકાણે પણ તે કેહેછે કે, "તું પોતાના પાકજાદાને કોહોવાણ જોવા નહીં દઇશ."

૩૬ કેમકે દાઊદ તો પોતાની પેહેડીમાં ખોદાની મરજી પરમાણે ખીદમત કરીને
ઊંઘી ગઇઓ, ને પોતાના બાપદાદાઓ સાથે મુકાઈઓ, ને કોહોવાણ દીઠું.
૩૭ પણ જેને ખોદાએ ઉઠાડીઓ તેણે કોહોવાણ દીઠું નહીં. ૩૮ એ સારૂ
અએ માણસો, ભાઇઓ, તમને એ જાણ થાએ કે એજ ઇસુના આશરાથી
પાપોની માફી તમને જાહેર થાએછે. ૩૯ ને જેથકી તમે મુસાની શરીઅતને
આશરે રાસત થઇ નથી શકતા તે બધાંથી હરેક ઇમાન લાવનાર તેને આશરે
રાસત થઇ શકેછે. ૪૦ એ સારૂ ખબરદાર થાઓ, રખે નબીઓની કીતાબોમાં
કેહેલી વાત તમ પર આવી પડે કે, ૪૧ "ઓ તુછ કરનારાઓ, તમે જુઓ, ને
અચરત કરો, ને હલાક થાઓ, કેમકે તમારા દાહાડાઓમાં હું એવું કામ
કરૂંછઊં કે તે કામ બાબત જો કોઇ તમને વીગતવારે કેહે તો તમે માનશો
નહીં."

૪૨ અને એબાદતખાનામાંથી યહુદીઓ નીકલી ગઇઆ તારે ગેરકોમીઓ-
એ અરજ કીધો કે એ વાતો આવતા સબતને દાહાડે ફરી હમને કેહેજો.
૪૩ ને સભા ઉઠી ગઇઆ પછી યહુદીઓમાંના તથા થએલા યહુદી દીનદારો-
માંના ઘણા પાઉલની તથા બારણબાની પાછલ ગઇઆ, ને તેઓએ તેઓની
સાથે બોલીને ખોદાના ફજલમાં મજબુત રેહેવાનું તેઓને સમજાવીઊં. ૪૪ ને
આવતે સબત દાહાડે આશરે આખા શેહેરના લોક ખોદાનો કલામ શાંભલવા
એકઠા થઇઆ. ૪૫ પણ યહુદીઓ ભીડ જોઇને અદેખાઇથી ભરાઇ ગઇઆ;
ને પાઉલથી જે કેહેવાઇઊં તેને ઉલટું બોલતાં ને કુફર બકતાં તકરાર કીધો.
૪૬ તારે પાઉલે તથા બારણબાએ હીમતથી કહીઊં કે, ખોદાનો કલામ પેહેલાં
તમને કેહેવાની જરૂર હતી, પણ તમે તેને દુર કરોછેઓ, ને પોતાને હમેશાની
જીંદગી સારૂ નાલાએક ઠરાવોછેઓ, વાસતે જુઓ, હમે ગેરકોમોઓની તરફ
ફરીએછઇએ. ૪૭ કેમકે હમને ખોદાવંદે એવો હુકમ આપીઓ કે, "જમીનના
છેડા સુધી તારણનું કારણ તું થાએ વાસતે મેં તને ગેરકોમીઓની રોશની
થવાને મુકરર કીધો છે." ૪૮ ને ગેરકોમીઓ તે શાંભલીને ખુશ થઇઆ, ને
ખોદાવંદના કલામની તારીફ કીધી, ને જેટલા હમેશાની જીંદગીને સારૂ ઠરાએલા
હતા તેટલા ઇમાન લાવીઆ. ૪૯ ને તે આખા પરાંતમાં ખોદાવંદની વાત
પરગટ કરાઇ. ૫૦ પણ યહુદીઓએ દીનદાર તથા આબરૂવાન ઓરતોને તથા
શેહેરના હાકમોને ઊશકેરીને પાઉલ તથા બારણબા પર સતાવણી ઉભી કીધી,
ને પોતાની સીમામાંથી તેઓને કાહાડી મુકીઆ. ૫૧ પણ તેઓ પોતાના

પગની ધુલ તેઓને ઉલટી ખંખેરીને ઇકોનીમાં આવીઆ. ૫૨ તારે શાગીરદો
ખુશી તથા પાકરૂહએ ભરેલા થઇઆ.

## બાબ ચઉદમો.

**અને** ઇકોનીમાં એમ થઈઊં કે તેઓ ઇહુદીઓનાં એબાદતખાનામાં
સાથે ગઇઆ, ને એવું બોલીઆ કે ઘણા ઇહુદીઓએ તથા હેલેનીઓએ
એતકાદ કીધો. ૨ પણ બેઇમાન ઇહુદીઓએ ગેરકોમીઓને ઉશકેરીને તેઓનાં
દીલ ભાઇઓને ઉલટાં કીધાં. ૩ તોપણ તેઓએ ઘણા દાહાડા તાંહાં રહીને
હીમતથી ખોદાવંદ બાબત કહીઊં, ને તેણે પોતાના ફજલની વાતની ગહવાઇ
આપતાં તેઓના હાતોથી નીશાણીઓ તથા અજાએબ કામો થવા દીધાં.
૪ પણ શેહેરના લોકોમાં ફુટ પડી, ને કેટલાએક ઇહુદીઓની તરફ, તથા કેટલા-
એક રસુલોની તરફ થઇઆ. ૫ ને તેઓને સતાવવા તથા પથરે મારવા સારૂ
જારે ગેરકોમીઓમાંના તથા પોતાના હાકમો સુધાં ઇહુદીઓમાંનાઓનાં હેલાં
થઇઆં; ૬ તારે તેઓ તે જાણીને લુકાનીમાંના લુસતરા તથા દેરબે શેહેરોમાં
તથા ચારેગમની જગીઆમાં નાહાસી ગઇઆ. ૭ ને તાંહાં તેઓએ ખુશ-
ખબરી શંભલાવી.

૮ અને લુસતરામાં નબલા પગવાલો એક શખસ બેઠો હતો, તે જનમથી
લંગડો હતો, ને કદી ચાલીઓ નહીં હતો. ૯ તેણે પાઉલને બોલતાં શાંભ-
લીઓ, જેણે તેના પર ધારીને જોઇઊં, તથા એ જાણીને કે સજો થવાનું ઇ-
માન તેનામાં છે, ૧૦ મોહોટે અવાજે કહીઊં કે; તું પોતાને પગે સીધો ઉભો
રેહે; તારે તે કુદીને ચાલવા લાગીઓ. ૧૧ ને પાઉલે જે કીધું તે જોઇઆ
પર લોકોએ લુકાનીની બોલીમાં બુલંદ અવાજે કહીઊં કે, દેવતાઓ માણસના
વેસમાં ઉતરીઆ છે. ૧૨ ને તેઓએ બારણબાને જુસ કહીઓ, ને પાઉ-
લને હરમેસ, કેમકે તે મુખી બોલનાર હતો. ૧૩ ને જુસ, [જેનું ડેહેરૂં] તે-
ઓનાં શેહેરની સામે હતું, તેના પુજારીએ ગોધાઓ તથા ફુલના હારો ભાગલ
પાસે લાવીને લોકો સાથે કુરબાની કરવાનું ચાહીઊં. ૧૪ પણ રસુલોએ ઇઆને
બારણબાએ તથા પાઉલે તે શાંભલીઊં, તારે પોતાના કપડાં ફાડીને લોકોમાં દો-
ડીને મોહોટે અવાજે કહીઊં કે, ૧૫ અએ માણસો, તમે એ કામો કેમ કરોછે-
ઓ? હમે પણ તમારા સરખા હવસો રાખનાર ઇનસાન છઇએ, ને તમને ઇંજી-
લ શંભલાવીએછઇએ કે આ જુઠાંઓને છોડીદઇને જીવતો ખોદા જેણે

આસમાન તથા જમીન તથા દરીઆ તથા તેઓમાંનાં સઘલાં પેદા
કીધાં છે તેની તરફ ફરો. ૧૬ તેણે આગલા જમાનાઓમાં બધી કોમોને પોત
પોતાને મારગે ચાલવા દીધી; ૧૭ તોપણ એહસાન કરીને, ઈઆને આસમા-
નથી વરસાદ તથા મેવાની રૂતો આપણને આપીઆથી, ને આપણાં દીલ ખોરાક
તથા ખુશીથી ભરીઆથી, તેણે પોતાને શાહેદ વીના રાખીઓ નથી. ૧૮ ને
તેઓએ એ વાતો કહીને પોતાની આગલ કુરબાની કરવાથી લોકોને મુશકે-
લીએ પાછા રાખીઆ.

૧૯ પણ અંતીઅખથી તથા ઇકોનીથી યહુદીઓ તાંહાં આવીઆ, ને તે-
ઓએ લોકોને સમજાવીને તથા પાઉલને પથરે મરાવીને તે મરણ પામી-
ઓ છે એમ ધારી તેને શેહેર બાહાર ઘસડી લાવીઆ. ૨૦ પણ જારે તેની
આસપાસ શાગીરદો ઉભા, તારે તે ઉઠીને શેહેરમાં આવીઓ, ને બીજે દાહાડે
બારણબાની સાથે દેરબેમાં ગઈઓ. ૨૧ ને તેઓ તે શેહેરમાં ખુશખબર જા-
હેર કરીને ઘણાઓને તાલીમ આપી, ને લુસતરા તથા ઇકોની તથા અંતીઅ-
ખમાં પાછા ફરીઆ. ૨૨ ને શાગીરદોનાં દીલ મજબુત કરતા, ને ઇમાનમાં
કાએમ રેહેવા સારૂ નશીહત કરતા હતા, ને કહીઊં કે આપણને ઘણી મુસીબ-
તથી ખોદાની પાદશાહતમાં જવું પડેછે. ૨૩ ને હરેક મંડલીમાં તેઓને સારૂ
વડીલોને ઠરાવીને, તથા અપવાસ સાથે દુઆ માગીને ખોદાવંદ જેના પર
તેઓએ એતકાદ કીધો તેને સોંપીઆ. ૨૪ પછી તેઓ પીસીદીઆથી જઈને
પામફુલીમાં પોહોંચીઆ. ૨૫ ને પેરગેમાં કલામ જાહેર કરીને આતેલીઆમાં
ગઈઆ. ૨૬ પછી તાંહાંથી હોડીએ અંતીઅખ ગઈઆ; જાંહાંથી તેઓએ
જે કામ પુરૂં કીધું તે સારૂ તેઓ ખોદાના ફજલમાં સોંપાઈઆ હતા. ૨૭ ને
તાંહાં આવીઆ પર તેઓએ મંડલી એકઠી કીધી, ને જે સરવ કામ ખોદા-
એ તેઓથી કરાવીઆં, ને ગેરકોમીઓને સારૂ ઇમાનનો દરવાજો ઉઘાડીઓ,
તે વીગતવારે કહી સંભલાવીઊં. ૨૮ ને શાગીરદોની સાથે તેઓ ઘણા દાહાડા
તાંહાં રહીઆ.

## બાબ પંદરમો.

**અને** કેટલાએક ઇહુદાથી આવીને ભાઈઓને તાલીમ આપવા
લાગીઆ કે, અગર મુસાની રીત પરમાણે તમારી સુંનત થઈ નથી તો તમે
તારણ પામી શકનાર નથી. ૨ એ સારૂ પાઉલને તથા બારણબાને તેઓની સાથે

બહુ જઘડો તથા તકરાર થઈઆ બાદ તેઓએ ઠરાવીઉં કે પાઉલ તથા બાર-
ણબા તથા તેઓમાંના કેટલાએક શખસ ઈરૂશાલેમમાં રસુલો તથા વડીલો
પાસે એ બાબત જાએ. ૩ તારે તેઓ મંડલીની મદદથી રવાના થઈઆ, ને
ફીનીકેમાં તથા સમરોનમાં ગેરકોમીઓના ફરવાની ખબર આપતા ગઈઆ,
ને તેઓએ સઘલા ભાઈઓને મોહોટી ખુશી ઉપજાવી. ૪ ને તેઓ ઈરૂશા-
લેમમાં પોહોચીઆ તારે મંડલીએ તથા રસુલોએ તથા વડીલોએ તેઓની
ખાતરદારી કીધી, ને ખોદાએ જે સરવ તેઓથી કરાવીઆં તેની ખબર
તેઓએ આપી. ૫ પણ ફરોશીઓના ફીરકામાંના કેટલાએક જેઓ ઈમાન
લાવીઆ હતા તેઓએ ઉઠીને કહીઉં કે, તેઓની સુંનત કરવી જોઈએ, ને
મુસાની શરીઅત પાલવાનો હુકમ આપવો જોઈએ.

૬ તારે રસુલો તથા વડીલો એ વાતનો વીચાર કરવા સારૂ એકઠા થઈઆ.
૭ ને ઘણી જીકર થઈઆ બાદ પીતરે ઉઠીને તેઓને કહીઉં કે, અએ માણસો,
ભાઈઓ, તમે જાણોછેઓ કે ઘણાએક દાહાડા ઉપર ખોદાએ આપણામાંથી
મને પસંદ કીધો કે મારાં મોહોથી ગેરકોમીઓ ખુશખબરી શાંભલીને ઈમાન
લાવે. ૮ ને દીલના જાણનાર ખોદાએ જેમ આપણને તેમ તેઓને પણ પાક-
રૂહ આપીને તેઓ બાબત ગહવાઈ પુરી. ૯ ને ઈમાનથી તેઓનાં દીલ પાક
કરીને આપણામાં તથા તેઓમાં કંઈ ફરક રાખીઓ નહીં. ૧૦ વાસતે જે
જુંસરી આપણા બાપદાદા તથા આપણે પણ ઉઠાવી શકતા નહીં હતા તે શાગી-
રદોની ગરદન પર મુકીને ખોદાને કેમ અજમાવો છેઓ? ૧૧ પણ જેમ
તેઓ તેમ આપણે પણ ખોદાવંદ ઈસુ ખરીસતના ફજલથી તારણ પામીશું,
એવો આપણે એતકાદ કરીએછઈએ.

૧૨ તારે સરવ લોક ચુપ રહીઆ, ને બારણબા તથા પાઉલની મારફત
ખોદાએ જે મોજેજા તથા અજાએબો ગેરકોમીઓમાં કરાવીઆ હતા તેની
ખબર તેઓથી શાંભલી. ૧૩ ને તેઓ ચુપ રહીઆ બાદ ઈઆકુબે
જવાબ આપીને કહીઉં કે, અએ માણસો, ભાઈઓ, મારૂં શાંભલો.
૧૪ ખોદાએ પેહેલાં ગેરકોમીઓમાંથી પોતાનાં નામને સારૂ લોક લેવાને કહી
રીતે નેગાહ કીધી એ સીમોને કહીઉં છે. ૧૫ ને નબીઓની વાતો એની
સાથે મલેછે, જેમ લખીઉં છે કે, ૧૬ "એ પછી હું પાછો ફરીશ, ને દાઊદનો
પડેલો માંડવો પાછો બાંધીશ, ને તેના ભાગીઆં તુટીઆંને સમારીને તેને પાછો
ઉભો કરીશ. ૧૭ એ માટે કે બાકી રહેલા લોક તથા સઘલા ગેરકોમીઓ

જેઓ પર મારૂં નામ કેહેવાએછે તેઓ ખોદાવંદને શોધે, ખોદાવંદ જે એ
બધાં કરેછે તે એમ કેહેછે." ૧૮ ખોદાને પોતાનાં સરવ કામો દુનીઆની
શરૂથી માલુમ છે. ૧૯ વાસતે મારો ઠરાવ એમ છે કે ગેરકોમીઓમાંથી
ખોદાની તરફ જેઓ ફરીઆ છે તેઓ પર આપણે બોજ ન નાંખીએ. ૨૦ પણ
તેઓને એમ લખી મોકલીએ કે તેઓએ મુરતીઓનાં મલીનપણાથી, તથા
હરામકારીથી, તથા ગુંગલાઇને મરેલાંથી, તથા લોહીથી દુર રેહેવું. ૨૧ કેમકે
મુસાની વાત હરેક સબતને દાહાડે એબાદતખાનાઓમાં વંચાએછે, ને તેની
મુનાદી કરનારા આગલા જમાનાથી હરેક શેહેરમાં છે.

૨૨ તારે આખી મંડલી સુધાં રસુલો તથા વડીલોને બેહેતર લાગીઉં કે પોતા-
નામાંથી પસંદ કીધેલા માણસોને ઇઓને ઇહુદાને, જેની અટક બારસાબા,
તથા સીલાસને, જેઓ ભાઇઓમાં મુખી હતા, તેઓને પાઉલની તથા બાર-
ણબાની સાથે અંતીઅખમાં મોકલે. ૨૩ તેઓની મારફત તેઓએ એમ
લખીઉં કે, અંતીઅખમાં, તથા અરામમાં, તથા કીલકીમાં, ગેરકોમીઓમાંના
જે ભાઇઓ છે, તેઓને રસુલો તથા વડીલો તથા ભાઇઓની સલામ. ૨૪ હમે
એવું શાંભલીઉં કે કેટલાએકે હમારામાંથી જઇને પોતાની વાતોથી તમને ગભ-
રાવીઆ, ને તમારી સુંનત થવી, ને શરીઅત પાલવી જોઇએ, એમ કહીઆથી
તમારાં મન ઊલટાવી નાંખીઆં; તેઓને હમે એવો હુકમ આપીઓ નહીં
હતો. ૨૫ એ સારૂ હમે એક દીલ એકઠા થઇઆ, તારે હમને બેહેતર લાગી-
ઉં કે આપણા પીઆરા બારણબા તથા પાઉલ, ૨૬ જે માણસોએ આપણા
ખોદાવંદ ઇસુ ખરીસતનાં નામને સારૂ પોતાના જીવ સોંપીઆ છે, તેઓની સાથે
પસંદ કરેલા માણસોને તમારી પાસે મોકલીએ. ૨૭ વાસતે હમે ઇહુદાને,
તથા સીલાસને મોકલીઆ છે, ને તેઓ મોહોથી પણ એજ વાતો કરશે.
૨૮ કેમકે પાકરૂહને તથા હમને શારૂં લાગીઉં છે કે એ જરૂરની વાતો વગર
તમ પર વધતો બોજો નહીં મુકીએ, ૨૯ કે મુરતીઓને નજર કરેલાંથી, તથા
લોહીથી, તથા ગુંગલાઇને મરેલાંથી, તથા હરામકારીથી તમારે દુર રેહેવું,
અગર આ ચીજોથી તમે પોતાને બચાવશો તો શારૂં કરશોઃ તમે સલામત રહો.

૩૦ અને તેઓ રવાના થઇઆ પર અંતીઅખમાં આવીઆ, ને મંડલીને
એકઠી કરીને પતર આપીઉં. ૩૧ ને તેઓએ તે વાંચીને તે તસલીની વાતથી
ખુશ થઇઆ. ૩૨ ને ઇહુદા તથા સીલાસ જેઓ પોતે પણ નબી હતા, તેઓએ
ભાઇઓને બહુ વાતોની નશીહત આપીને મજબુત કીધા. ૩૩ ને તેઓ કેટલા-

એક દાહાડા રહીને રસુલો તરફ જવાને ભાઇઓથી સહીસલામત રવાના
થઇઆ. ૩૪ પણ સીલાસને તાંહાં રેહેવું શારૂં લાગીઉં. ૩૫ ને પાઉલ તથા
બારણબા પણ અંતીઅખમાં રહીઆ, ને બીજા ઘણાઓ સુધાં ખોદાવંદનો
કલામ શંભલાવતા, તથા ઇંજીલ શીખવતા હતા.

૩૬ અને કેટલાએક દાહાડા પછી પાઉલે બારણબાને કહીઉં કે, ચાલ, જે
હરેક શેહેરમાં આપણે ખોદાવંદની વાત પરગટ કીધી તેમાંના આપણા ભાઇઓ-
ને મલીએ, ને જોઇએ કે તેઓની શી ખબર છે. ૩૭ તારે ઇઓહાન,
જેની અટક મારક છે, તેને સાથે લેવાનું બારણબાએ ઠરાવીઉં. ૩૮ પણ પાઉલ-
ને લાગીઉં કે તેઓમાંથી પામફુલીથી જે નીકલી ગઇઓ, ને કામને સારૂ
તેઓની સાથે નહીં આવીઓ, તેને સાથે લેવા ઠીક નહીં. ૩૯ વાસતે તેઓ
વચે એવો ટંટો થઇઓ કે તેઓ એક બીજાથી જુદા થઇઆ; તારે બારણબા
મારકને લઇને હોડીએ કુપરસમાં ગઇઓ. ૪૦ પણ પાઉલ સીલાસને પસંદ
કરીને ભાઇઓથી ખોદાના ફજલમાં સોંપાઇઆ બાદ નીકલીઓ. ૪૧ ને
સુરીઆમાં તથા કીલકીમાં મંડલીઓને મજબુત કરતો તે ગઇઓ.

## બાબ શોલમો.

**પછી** દરબે તથા લુસતરામાં તે આવીઓ, તારે જુઓ, તીમોથી-
અસ નામે એક શાગીરદ તાંહાં હતો, તે એક ઇહુદણનો દીકરો હતો, જે
ઇમાન લાવી હતી, ને તેનો બાપ હેલેની હતો. ૨ ને તે લુસતરા તથા ઇકોનીમાંના
ભાઇઓમાં માન પામેલો હતો. ૩ તેને પાઉલે પોતાની સાથે લેવા ચાહીઉં,
ને તે પરાંતોના ઇહુદીઓને લીધે તેને લઇને તેની સુંનત કીધી; કેમકે સરવ
જાણતા હતા કે તેનો બાપ હેલેની હતો. ૪ ને તેઓએ શેહેરોમાં જતાં ઇરૂ-
શાલેમના રસુલોએ તથા વડીલોએ જે હુકમો ઠરાવીઆ હતા તે પાલવા સારૂ
તેઓને આપીઆ. ૫ ને એ રીતે મંડલીઓ ઇમાનમાં મજબુત થઈ, ને
ગણતીમાં હમેશ વધતી ગઇ.

૬ જારે તેઓ ફરૂજીઆ તથા ગલાતીના પરાંતોમાં ફરી રહીઆ, તારે આશીઆમ
વાત પરગટ કરવાને પાકરૂહે તેઓને મના કીધા. ૭ ને મુસીઆમાં આવીઆ
તારે બીથુનીઆમાં જવાની તેઓએ તદબીર કીધી, પણ રૂહે તેઓને જવા
નહીં દીધા. ૮ ને તેઓ મુસીઆ છોડીને તરોઆસમાં આવીઆ. ૯ ને રાત
પાઉલે રોઇઆ દીઠો, કે માકેદોનીઆનો એક આદમી ઊભો હતો, ને તેની

આજજી કરતાં કેહેછે કે, માકેદોનીઆમાં આવીને હમારી મદદ કર.
૧૦ ને રોઇઆ જોઇઆ બાદ માકેદોનીઆમાં તુરત જવાનો હમે ઇરાદો કીધો,
એવું એકીનન સમજીને કે તેઓને ખુશખબરી શંભલાવાને ખોદાવંદે હમને
બોલાવીઆ છે. ૧૧ એ સારૂ હમે તરોઆસથી હંકારીને પાધરે રસતે સામોથ-
રાકીમાં આવીઆ, ને બીજે દાહાડે નેઆપોલીસમાં; ૧૨ ને તાંહાંથી ફીલપીમાં.
જે માકેદોનીના તે પરાંતનું મુખી શેહેર છે, તથા નવું વસેલું, ને તે શેહેરમાં હમે
કેટલાએક દાહાડા રહીઆ. ૧૩ ને સબતને દાહાડે હમે શેહેર બાહાર નદીને
કાંઠે, જાંહાં સેરેસતા પરમાણે દુઆ મંગાતી હતી, તાંહાં ગઇઆ, ને બેસીને જે
બઇરીઓ એકઠી થઇ હતી તેઓને વાતો કહી. ૧૪ ને થુઆતીર શેહેરની
લુદીઆ નામે ખોદાપરસત એક ઓરત કીરમજ વેચનારીએ શાંભલીઉં, જેનું
દીલ ખોદાવંદે એવું ઉઘાડીઉં કે પાઉલની વાતો પર તેણે ધીઆન લગાડીઉં.
૧૫ ને તેનું તથા તેનાં ઘરનાનું બાપતીસમા થઇઉં, તારે તેણે અરજ કરીને
કહીઉં કે, અગર તમને એકીન છે કે હું ખોદાવંદ પર ઇમાન લાવનારી છઉં,
તો મારાં ઘરમાં આવીને રહો; ને જોરથી તે હમને લઇ ગઇ.

૧૬ અને હમે દુઆ માગવા જતા હતા તારે એમ થઇઉં કે, એક જુઆન
ઓરત હમને મલી, જેનામાં ગેબજાણવાનો રૂહ હતો, ને જેણે માંતરીકપણાથી
પોતાના ધણીઓને ઘણી દોલત મેલવી આપી હતી. ૧૭ તેણીએ પાઉલની
તથા હમારી પાછલ આવીને બુમ પાડીને કહીઉં કે, એ આદમીઓ ખોદાએ-
તાલાના બંદાઓ છે, એઓ તારણનો મારગ આપણને દેખડાવેછે. ૧૮ ને તે-
ણીએ ઘણા દાહાડા એમ કીધું, તારે પાઉલ દલગીર થઇઓ, ને પાછું ફરીને
રૂહને કહીઉં કે, ઇસુ ખરીસતનાં નામથી હું તને હુકમ આપુંછઉં કે તું તેનામાંથી
નીકલ; ને તેજ વખત તે નીકલીઓ. ૧૯ તારે તેના ધણીઓએ પોતાની
કમાઇની ઉમેદ જતી રહી એ જોઇને પાઉલને તથા સીલાસને પકડીઆ, ને
ચહુટામાં હાકેમોની પાસે ખેંચી લાવીઆ. ૨૦ ને તેઓને માજીસતરેટો પાસે
લાવીને કહીઉં કે, એ ઇહુદી માણસો છતાં આપણા શેહેરને બહુ સતાવેછે.
૨૧ ને હમ રૂમીઓને જે રીતો માનવી ઇઆ પાલવી રવા નથી તે તેઓ શીખ-
વેછે. ૨૨ તારે લોકોની ભીડ એકદમ તેઓને ઉલટી ઉઠી; ને માજીસતરેટોએ
તેઓનાં કપડાં ફાડી નાંખીઆં, ને તેઓને મારવાનો હુકમ આપીઓ. ૨૩ ને
ઘણાએક ફટકા મારીઆ પછી તેઓને કેદમાં નાંખીઆ, ને કેદીઓના દરોગાને
તેઓને ચોકસાઇથી રાખવા સારૂ હુકમ કીધો. ૨૪ તેણે એવો હુકમ પામીને

તેઓને અંદરનાં કેદખાનામાં નાંખીઆ, ને તેઓના પગ હેડમાં ઠોકીઆ.
૨૫ પણ મધ રાતે પાઉલે તથા સીલાસે દુઆ માગીને ખોદાની તારીફનાં ગીતો
ગાઇઆં, ને કેદીઓએ તેઓને શાંભલીઆ. ૨૬ તારે એકાએક એવો
મોહોટો ધરતીકંપ થઇઓ કે કેદખાનાના પાઇઆ હલીઆ, ને બધાં બારણા
તુરત ઊઘડી ગઇઆં, ને સહુની બેડીઓ તુટી ગઇ. ૨૭ ને કેદખાનાનો દરોગો
ઊંઘમાંથી જાગતો થઇઓ, ને કેદખાનાનાં બારણા ઉઘડેલાં જોઇને કેદીઓ
નાહાઠા છે એવું સમજીને તલવાર કાહાડી, ને પોતાને મારીનાંખવા જતો હતો.
૨૮ પણ પાઉલે મોહોટે અવાજે કહીઊં કે, હમે સરવ હીઆં છઈએ, વાસતે
તું પોતાને કઇ નુકસાન ના કરતો. ૨૯ તારે બતી મંગાવીને તુરત તે અંદર
દોડીઓ, ને ધ્રુજતો ધ્રુજતો પાઉલ તથા સીલાસની આગલ પડીઓ. ૩૦ ને
તેઓને બાહાર લાવીને કહીઊં કે, અએ સાહેબો, તારણ પામવા સારૂ મારે શું
કરવું જોઈએ? ૩૧ ને તેઓએ કહીઊં કે, તું ખોદાવંદ ઇસુ ખરીસત પર ઈમાન
લાવ, ને તું પોતાનાં ઘરના સુધાં તારણ પામશે. ૩૨ તારે તેઓએ તેને તથા
જે તેના ઘરમાં હતાં તે સઘલાંને ખોદાવંદનો કલામ કહીઓ. ૩૩ ને રાતે તેજ
ઘડી તેણે તેઓને લઇને તેઓના જખમ ધોઇઆ, ને તરત તેણે તથા તેનાં
સઘલાંએ બાપતીસમા લીધું. ૩૪ ને તેણે તેઓને પોતાને ઘેર લાવીને ભાણું
મુકીઊં, ને પોતાનાં ઘરના સહુ સુધાં ખોદા પર એતકાદ લાવીને ખુશી પામીઓ.
૩૫ અને દાહાડો ઉગીઆ પર માજીસતરેટોએ ચોબદારોને મોકલીને કેહેવા-
ડીઊં કે, તે માણસોને છોડી દે. ૩૬ ને કેદખાનાના દરોગાએ પાઉલને એ
વાત કહી કે માજીસતરેટોએ કેહેવાડી મોકલીઊં કે તમને છોડી દેવા, વાસતે
હવે નીકલીને સલામત ચાલીઆ જાઓ. ૩૭ પણ પાઉલે તેઓને કહીઊં કે,
તેઓએ હમે જેઓ રૂમી છઇએ તેઓની તકસીર સાબેત કરીઆ વીના
જાહેર રીતે મારીને કેદખાનામાં નાંખીઆ છે, ને હવે શું તેઓ હમને છાની રીતે
કાહાડી મુકેછે? એમ નહીં થશે, પણ તેઓ પોતે આવીને હમને બાહાર કાહા-
ડે. ૩૮ તારે ચોબદારોએ માજીસતરેટોને એ વાતો કહી; ને તેઓ રૂમી છે,
એ શાંભલીને તેઓ બીધા. ૩૯ ને જઇને તેઓને મનાવીઆ, ને બાહાર
લાવીને શેહેરમાંથી જવાને તેઓની અરજ કીધી. ૪૦ ને તેઓ કેદખાના-
માંથી નીકલીને લુદીઆને તાંહાં આવીઆ, ને ભાઈઓને જોઇને તેઓને
દીલાસો દીધો, ને રવાના થઈઆ.

## બાબ સતરમો.

**અને** તેઓ આમફીપોલીસ તથા આપોલોનીઆમાં થઇને થેસસાલો-
નીકેમાં જાંહાં યહુદીઓનું એબાદતખાનું હતું તાંહાં આવીઆ. ૨ ને પાઉલ
પોતાના દસતુર પરમાણે તેઓની પાસે અંદર ગઇઓ, ને તણ સબત દાહાડા
તેણે કીતાબોથી તેઓની સાથે તકરાર કરીને વાતોનો ભેદ ખુલો કીધો,
૩ ને દલીલ આપીને કહીઉં કે, ખરીસતને દુખ સેહેવાની, તથા મરીગએલા-
ઓમાંથી પાછા ઉઠવાની જરૂર હતી; ને એ યસુ જેની સુનાદી હું તમને કરૂંછઉં
તેજ મસીહા છે. ૪ તારે તેઓમાંથી કેટલાએકે તથા દીનદાર હેલેનીઓમાંના
ઘણાઓએ, તથા આબરૂદાર ઘણી ઓરતોએ એતકાદ કીધો; ને પાઉલની
તથા સીલાસની તરફ થયાં. ૫ પણ બેઈમાન યહુદીઓએ અદેખાઇએ
ભરાઇને હલકા પાજી લોકોમાંના કેટલાએકને પોતાની સાથે લીધા, ને ભીડ
મેલવીને આખાં શેહેરને ખભલાવીઉં, ને યઅસનનાં ઘર પર હોમલો કીધો,
ને તેઓને લોકો પાસે બાહાર લાવવાનું કીધું. ૬ ને જારે તેઓ એઓને
જડીઆ નહીં, તારે યઅસનને તથા કેટલાએક ભાઇઓને શેહેરના હાકેમોની
પાસે ખેંચીને કહીઉં કે, જેઓએ દુનીઆ ઉથલ પાથલ કીધી તેઓ હીઆં
પણ આવીઆ છે. ૭ તેઓને યઅસને રાખીઆ છે, ને તેઓ સઘલા કાઇસા-
રના હુકમો ઉલટા કરીને કેહેછે કે, પાદશાહ તો બીજો છે યાને યસુ.
૮ તેઓએ લોકોને તથા શેહેરના હાકેમોને એવું સાંભલાવીને ઘભરાવીઆ.
૯ તારે તેઓએ યઅસન તથા બીજાઓ પાસેથી જામીન લઇને તેઓને
મુકી દીધા.

૧૦ અને ભાઇઓએ રાતે પાઉલને તથા સીલાસને તુરત બેરીઆમાં મોકલી
દીધા; તેઓ તાંહાં પોહોંચીને યહુદીઓનાં એબાદતખાનામાં ગઇઆ. ૧૧ ને
થેસસાલોનીકેનાઓથી હીઆંના લોક વધતા રૂડા હતા, કાંજે તેઓએ દીલના
મોટા શોખથી કલામ કબુલ કીધો, ને રોજ રોજ કીતાબો તપાસતા રહીઆ કે
એ વાતો એમજ છે કે નહીં. ૧૨ એ સારૂ તેઓમાંના ઘણાએ એતકાદ
કીધો, ને આબરૂદાર હેલેની ઓરત તથા મરદોમાંના થોડાએ નહીં. ૧૩ પણ
જારે થેસસાલોનીકેના યહુદીઓએ જાણીઉં કે બેરીઆમાં પાઉલ ખોદાનો
કલામ જાહેર કરેછે, તારે તાંહાં પણ આવીને તેઓએ લોકોને ઉસકેરીઆ.
૧૪ તારે ભાઇઓએ તુરત પાઉલને દરીઆ તરફ મોકલી દીધો. પણ સીલાસ

તથા તીમોથીઅસ તાંહાંજ રહીઆ. ૧૫ ને પાઉલને રસતો દેખાડનાર જે હતા
તેઓ તેને આથેનસ સુધી લાવીઆ, પછી સીલાસ તથા તીમોથીઅસ તેની
પાસે વેહેલા આવે, એવો હુકમ પામીને તેઓ રવાના થઈઆ.

૧૬ અને પાઉલ આથેનસમાં તેઓની રાહ જોતો હતો, તારે તે શેહેર ઘણું
મુરતી પુજનારૂં છે, એ જોઇને તેનો જીવ બલી ઉઠીઓ. ૧૭ એ સારૂ
એબાદતખાનામાં ઇહુદીઓ તથા દીનદારો, તથા ચહુટામાં જે તેને મલતા હતા
તેઓની સાથે રોજ રોજ તે તકરાર કરતો હતો. ૧૮ તારે એપીકુરી તથા
સતોઇક ફીલસુફોમાંના કેટલાએકે તેની સાથે તકરાર કીધી. ને કેટલાએકે
કહીઉં કે, એ બડબડીઓ શું કેહેવા ચાહેછે? ને બીજાઓ બોલીઆ કે, પારકા
દેવતાઓની ખબર આપનાર એ દેખાએછે; કેમકે તેણે ઇસુની તથા કીઆ-
મતની ખબર તેઓને કહી હતી. ૧૯ ને તેઓ તેને લઇને આરેઓ-
પાગસ પર લાવીઆ, ને કહીઉં કે, જે નવી તાલીમ તું શીખવેછે તે શું છે, એ
હમે સમજી શકીએ કે નહીં? ૨૦ કેમકે હમારા કાનોમાં તું કેટલીએક નવી
વાતો પોહોંચાડેછે, તો એ શું હશે એ જાણવા હમે ચાહીએછઈએ. ૨૧ કાંજે
સરવ આથેનીઓ, તથા તાંહાં રેહેનાર પરદેશીઓ પણ, કંઈ નવી વાત કહીઆ
ઇઆ શાંભલીઆ વગર બીજાં કસામાં પોતાનો વખત ખોતા નહીં હતા. ૨૨ તારે
પાઉલે આરેઓપાગસની વચમાં ઉભા રહીને કહીઉં કે, અઓ આથેની માણ-
સો, તમે હરેક રીતે દેવતાઓના અતી ભકત છેઓ, એ હું જોઉંછઉં.
૨૩ કેમકે રસતે જતાં હું તમારા પુજનીકોને જોતો હતો, તારે એક વેદી પણ
દીઠી જે પર એમ લખીઉં છે કે, અજાણીતા ખોદાને સારૂ; વાસતે જેને તમે
જાણીઆ વીના ભજોછેઓ, તેની ખબર હું તમને આપુંછઉં. ૨૪ જે ખોદા-
એ આ દુનીઆ તથા તેહેમાંનાં સઘલાંને પેદા કીધાં, તે આસમાન તથા જમી-
નનો ખોદાવંદ છતાં હાતે બાંધેલાં મંદીરોમાં તે રેહેતો નથી. ૨૫ ને માણસોના
હાતોથી તેનો ખીદમત થતી નથી, કાંજે જીંદગી તથા દમ તથા સરવ ચીજ
સરવને તે પોતે આપેછે; તે કોઈનો મોહતાજ નથી. ૨૬ ને તેણે એક
લોહીથી આદમીઓની બધી કોમો આખી જમીનની પીઠ પર રેહેવા સારૂ પેદા
કીધી છે, ને પેહેલાંથી તેઓના વખતો તથા તેઓની રેહેવાની હદો તેણે મુકરર
કીધી છે. ૨૭ એ સારૂ કે તેઓ ખોદાવંદને શોધે કે તેઓ તેને ટંટોલીને
મલે, તોપણ આપણામાંના કોઇથી તે દુર નથી. ૨૮ કેમકે આપણે તેનાથી
જીવીએછ, ને હાલીએછ, ને છઇએ, જેમ તમારા કવીઓમાંના પણ કેટલા-

એકે કહીઉં છે કે, આપણે તેની નસલ છઈએ. ૨૯ એ સારૂ આપણે ખોદા-
ની નસલ છતાં સુંનુ કે રૂપું કે પથર જે માણસોની બુધી તથા જુગતીથી કરેલાં
છે, તેના સરખું ખોદાપણું છે, એમ વીચારવું મુનાસીબ નથી. ૩૦ એવા
અગનીઆનના વખતો પર ખોદાએ દીઠું અણદીઠું કીધું ખરૂં, પણ હવે સરવ
જગીઆમાં સરવ માણસોને તોબા કરવાને તે ફરમાવેછે. ૩૧ કેમકે તેણે
એક દાહાડો ઠરાવીઓ છે જેમાં તેના ઠરાવેલા માણસના આશરાથી દુનીઆના
લોકોનો ઇનસાફ રાસતીથી તે કરશે, જે બાબત તેણે તેને મરીગએલાઓમાંથી
પાછો ઉઠાડવાથી સરવને સાબેતી આપી છે. ૩૨ ને તેઓએ મરીગએલા-
ઓના પાછા ઉઠવા બાબત શાંભલીઉં તારે કેટલાએકે મસખરી કરી, ને બીજા-
ઓએ કહીઉં કે, હમે એ બાબત ફરી તારૂં શાંભલશું. ૩૩ ને પાઉલ
તેઓમાંથી નીકલી ગઈઓ. ૩૪ પણ કેટલાએક માણસોએ તેની તરફ
થઈને એતકાદ કીધો, તેઓમાં દીઅનુશીઅસ આરેઓપાગસી, ને એક
દામરીસ નામે ઓરત, તથા બીજા તેઓની સાથે હતા.

## બાબ અઢારમો.

એ પછે પાઉલ આથેનસ મુકીને કરીંથમાં આવીઓ. ૨ ને પંતસમાં
જનમેલા અકુલા નામે એક ઇહુદીને દીઠો, જે પોતાની બઇએર પરીસકીલા
સુધાં ઇતાલીથી તુરતનો આવેલો હતો; (કેમકે બધા ઇહુદીઓને રૂમમાંથી
નીકલવાનો કલાદીઅસે હુકમ કીધો હતો) ને તેઓની પાસે તે ગઈઓ.
૩ ને તેઓના સરખો ધંધો કરનારો હતો, વાસતે તેઓની સાથે કામ કરતો
રહીઓ, કેમકે તંબુ બનાવવાનો ધંધો તેઓ કરતા હતા. ૪ ને તેણે હરેક
સબતને દાહાડે એબાદતખાનામાં તકરાર કીધી, ને ઇહુદીઓને તથા હેલેની-
ઓને સમજાવીઉં.

૫ અને સીલાસ તથા તીમોથીઅસ માકેદોનીથી આવીઆ, તારે પાઉલનું
દીલ ઉભરાઇ આવીઉં, ને ઇહુદીઓને ગહવાઈ આપી કે ઇસુ તેજ ખરીસત છે.
૬ ને તેઓ જારે અટકાવતા તથા કુફર બકતા હતા, તારે તેણે પોતાનાં કપડાં
ખંખેરીને તેઓને કહીઉં કે, તમારૂં લોહી તમારે માથે, હું નીરદોશી છઉં; હવેથી
હું ગેરકોમીઓની તરફ જઇશ. ૭ પછી તે તાંહાંથી જઇને ઇઅસતસ નામે
એક ખોદાપરસતને ઘેર ગઈઓ, જેનું ઘર એબાદતખાના પાસે હતું.
૮ અને એબાદતખાનાના સરદાર કરસપસે પોતાનાં આખાં ઘરનાં સુધાં ખોદા-

વંદ પર એતકાદ કીધો; ને ઘણા કરીંથીઓએ પણ શાંભળીને એતકાદ
કીધો, ને બાપતીસમા પામી લીધું. ૯ તારે ખોદાવંદે રાતે પાઉલને રોઇઆમાં
કહીઉં કે, તું બીહીતો ના, પણ બોલજે, ચુપ ના રેહેતો. ૧૦ કેમકે હું તારી
સાથે છઉં, ને દુખ દેવા સારૂ કોઇ તારા પર આવી પડશે નહીં, કાંજે આ શેહેર-
માં મારા લોક ઘણા છે. ૧૧ તારે તે તેઓને ખોદાની વાત શીખવતો દોહોડ
વરશ લગી તેઓમાં રહીઓ.

૧૨ અને ગાલીઓ આખાઇનો હાકેમ હતો, તારે યહુદીઓએ એક-
ચીતે પાઉલ પર હેલાં કીધાં, ને તેને ઇનિસાફની ગાદી પાસે લાવીને કહીઉં
કે, ૧૩ આ શખસ લોકોને સમજાવેછે કે ખોદાની બંદગી શરીઅતથી ઉલટી
કરવી. ૧૪ ને પાઉલ પોતાનું મોહો ઉઘાડવાને તઇઆર હતો એટલામાં
ગાલીઆએ યહુદીઓને કહીઉં કે, અએ યહુદીઓ, જો એ કંઈ જુલમ
ઇઆ બુરાઈ હોતે તો વાજબ હતું કે સબુરીથી હું તમારૂં શાંભલું; ૧૫ પણ એ
સવાલ તમારી તાલીમ કે નામનો કે તમારી શરીઅત બાબતનો હોએ તો
તમે પોતે જોઇલેઓ, કેમકે હું એવાંનો ઇનસાફ કરનાર થવાને નથી ચાહાતો.
૧૬ ને તેણે તેઓને ઇનિસાફની ગાદી પાસેથી કાહાડી મુકીઆ. ૧૭ તારે
સરવ હેલેનીઓએ એબાદતખાનાના સરદાર સોસથેનેસને પકડીને ઇનિસાફની
ગાદી આગલ મારીઓ; પણ ગાલીઆએ તે બાબત કંઈ પરવા કરી નહીં.

૧૮ અને તાંહાં ઘણા દાહાડા રહીઆ પછી પાઉલ ભાઇઓથી રવાના થઇને
વાહાણે સુરીઆમાં આવીઓ; ને પરીસકીલા તથા અકુલા તેની સાથે ગઇઆં;
ને કંકેરીમાં માથું બોરાવીઉં, કેમકે તેણે માનતા લીધી હતી. ૧૯ ને તે એફેસસમાં
પોહોંચીઓ, તારે તેણે તેઓને તાંહાં છોરીઆં, પણ પોતે એબાદતખાનામાં
પેસીને યહુદીઓ સાથે તકરાર કીધી. ૨૦ ને તેઓની સાથે વધારે રેહેવાનું
તેઓએ માગીઉં, પણ તેણે માનીઉં નહીં. ૨૧ પણ એ કહીને તેઓથી
રવાના થઇઓ કે, હર પરકારે આવતું જસન ઇરૂશાલેમમાં મારે પાલવું
જોઇએ, લેકીન ખોદાની મરજી હશે તો હું ફરી તમારી પાસે પાછો આવીશ;
એમ એફેસસથી તે નીકલીઓ. ૨૨ ને કાઇશારીમાં પોહોંચીઓ તારે
જઇને મંડલીને સલામ કરીને અંતીઅખમાં ગઇઓ. ૨૩ ને તાંહાં કંઇવાર
રહીઆ બાદ તે નીકલીઓ, ને કુલે શાગીરદોને મજબુત કરતો ગલાતીના
તથા ફરૂજીઆના પરાંતોમાં વારા ફરતી ગઇઓ.

૨૪ અને આપલોસ નામે શીરીન બોલનાર તથા કીતાબોમાં પરવીન એક

યહુદી સીકંદરીઆનો વતની એફેસસમાં આવીઓ. ૨૫ એ શખસ ખોદા-
વંદની રાહમાં તરબીઅત પામીઓ હતો, ને દીલગરમ છતાં તે બોલીઓ,
ને ખોદાવંદની વાતો મોહોટી કોશેસથી શીખવી, પણ તે યોહાનનું બાપતી-
સમા ફકત જાણતો હતો. ૨૬ તારે એબાદતખાનામાં બેધરક તે બોલવા
લાગીઓ, ને અકુલાએ તથા પરીસકીલાએ તેનું શાંભલીને તેને પોતાના
પાસે લીધો, ને ખોદાનો રસતો વધારે દરૂસતીથી તેને શીખવીઓ.
૨૭ ને તેણે આખાઇમાં જવાનો ઇરાદો કીધો, તારે ભાઇઓએ શાગીરદોને
લખીને દરખાસત કીધી કે તેને કબુલ કરે; તે તાંહાં પોહોંચીઆ બાદ જેઓ-
એ ફજલથી એતકાદ કીધો હતો તેઓની બહુ મદદ કીધી. ૨૮ કેમકે
કીતાબોથી બતાવીને તેણે જાહેરમાં યહુદીઓનો ખાતરી કીધી કે ઇસુ તેજ
ખરીસત છે.

## બાબ ઓગણીસમો.

**અને** એમ થઇઊં કે આપલોસ કરીંથમાં હતો તારે પાઊલ ઉપલા
પરાંતોમાં ફરીને એફેસસમાં આવીઓ, ને કેટલાએક શાગીરદોને જોઇને તેણે
તેઓને કહીઊં કે, ૨ જારથી એતકાદ કીધો તારથી શું પાકરૂહ તમે પામી-
આ છેઓ? ને તેઓએ તેને કહીઊં કે, હમે તો શાંભલીઊં પણ નથી કે
પાકરૂહ છે. ૩ ને તેણે તેઓને કહીઊં કે, તમે કોણનું બાપતીસમા પામીઆ
છેઓ? ને તેઓએ કહીઊં કે, યોહાનનું બાપતીસમા. ૪ તારે પાઊલે
કહીઊં કે, યોહાને તોબાનું બાપતીસમા કીધું ખરૂં, ને લોકોને કેહેતો હતો કે
તેની પછવાડે જે આવેછે તે પર યાને ખરીસત ઇસુ પર એતકાદ કરવો.
૫ ને તેઓએ એ શાંભલીને ખોદાવંદ ઇસુનાં નામથી બાપતીસમા લીધું. ૬ ને
પાઊલે તેઓ પર હાત મુકીઆ બાદ પાકરૂહ તેઓ પર આવીઓ, ને તેઓ
બીજી બોલીઓમાં બોલીઆ, તથા નબુઅત કીધી. ૭ ને તેઓ સરવ બારેક
શખસ હતા. ૮ ને એબાદતખાનામાં જઇને તે બેધરક બોલીઓ, ને
તણ મહીના સુધી તકરાર કરીને ખોદાની પાદશાહતની વાતો સમજાવતો રહી-
ઓ. ૯ પણ જારે કેટલાએકનાં દીલ સખત થઇ ગઇઆં, ને ઇમાન નહીં
લાવીઆ, બલકે લોકોની આગલ એ મારગની નીંદા કરી, તારે તે તેઓથી
દુર થઇઓ, ને શાગીરદોને અલગ કીધા, ને તુરાનસ નામે એકની નીશાલમાં
દરરોજ તકરાર કરતો હતો. ૧૦ એમ વરસ બે સુધી થઇઆ કીધું, એવું કે

આશીઆમાંના રેહેનાર સરવ યહુદીઓએ તથા હેલેનીઓએ પણ ખોદાવંદ
યસુની વાત શાંભલી. ૧૧ ને ખોદાએ પાઉલના હાતોથી મોહોટા મોજેજા
એવા કીધા, ૧૨ કે રૂમાલો ઇઆ લુંગીઓ તેનાં બદન ઉપરથી કાહાડીને
બીમારોની પાસે લવાઇઆ, ને બીમારી તેઓથી દુર થઈ, ને નાપાક રૂહો
તેઓમાંથી નીકલીઆ. ૧૩ તારે જેઓમાં નાપાક રૂહ હતા તેઓ પર ખો-
દાવંદ ઈસુનું નામ લેવાનું હાતમાં લઇને કેટલાએક જાદુગર ભટકતા ઈહુદી-
ઓએ કહીઊં કે, જે ઈસુને પાઉલ જાહેર કરેછે, તેના કસમ હમે તમને ઘાલી-
એછઈએ. ૧૪ ને સકેવા નામે એક ઈહુદી મુખી કાહીનના સાત દીકરા
હતા, તેઓએ એમ કીધું. ૧૫ પણ નાપાક રૂહે જવાબ આપીને કહીઊં કે,
યસુને હું જાણુંછઊં, ને પાઉલને હું ઓલખુંછઊં, પણ તમે કોણ છેઓ?
૧૬ ને જે માણસમાં નાપાક રૂહ હતો તે તેઓ પર કુદીઓ ને તેઓ ઉપર
ફતેહ પામીને તેઓને એવા હરાવીઆ કે તેઓ નાગા તથા ઘાએલ થઇને તે
ઘરથી નાહાઠા. ૧૭ ને એફેસસમાં જે સરવ યહુદી તથા હેલેની રેહેતા હતા
તેઓને એ માલુમ થઈઊં, ને તે સરવ પર બીહીક આવી, ને ખોદાવંદ યસુનું
નામ બુજરગ થઈઊં. ૧૮ તારે ઈમાન લાવનારાઓમાંના ઘણાએ આવીને
પોતાનાં કામ કબુલ કીધાં, ને કહી દેખાડીઆં. ૧૯ ને પાખંડ કરનારાઓમાંથી
પણ ઘણાએ પોતાની પોથીઓ એકઠી કરીને સરવની આગલ બાલી નાંખી,
ને તેઓની કીમતનો હીસાબ કીધો તારે પચાસ હજાર રૂપીઆ નીકલીઆ.
૨૦ એ રીતે ખોદાવંદનો કલામ બહુ વધીઓ, ને ગાલેબ થયો.

૨૧ અને એ થયાં પછી પાઉલે માકેદોનીઆ તથા આખાયામાં થઇને ઈરૂ-
શાલેમમાં જવાનું પોતાનાં દીલમાં ઠરાવીઊં, ને કહીઊં કે, મારા તાંહાં ગઈઆ
બાદ રોમ પણ મારે જોવું જોઈએ. ૨૨ ને જે તેની ખીદમત કરતા હતા
તેઓમાંથી તીમોથેઅસ તથા એરાસતસને માકેદોનીઆમાં મોકલીને પોતે
કંઇક મુદત આશીઆમાં રહીઓ. ૨૩ ને તે વખત એ મારગ બાબત તાંહાં
બહુ ગડબડ થઇ. ૨૪ કેમકે દીમેતરીઅસ નામે એક સોની, જે આરતેમીસની
રૂપાંની મુરતીઓ બનાવીઆથી કારીગરોને બહુ કમાઇ કરાવતો હતો; ૨૫ તેણે
તેઓને તથા એવાં કામ કરનારા બીજાઓને એકઠા કરીને કહીઊં કે, અએ
માણસો, તમે જાણોછેઓ કે આ ધંધાથી આપણી કમાઈ છે. ૨૬ તો તમે
જુઓછેઓ, ને શાંભલોછેઓ, કે ફકત એફેસસમાં નહીં, પણ આશરે
આખા આશીઆમાં એ પાઉલે બહુ લોકોને એમ કેહેતાં સમજાવીને ફેરવી-

આ છે કે હાતથી બનેલા તે દેવો નથી. ૨૭ ને તેથી આપણા એ ધંધાનું અપમાન
થાએ એટલુંજ નહીં, પણ આરતેમીસ માહદેવી જેને આખો આશીઆ તથા
જગતના સઘલા લોક પુજેછે, તેનું મંદીર તુછ ગણાએ, ને તેની બુજરગી
જતી રેહે. ૨૮ ને તેઓ એ શાંભલીને ગુસે ભરાઇઆ, ને બુમ પાડીને
કહીઊં કે, એફેસસીઓની આરતેમીસ મોહોટી છે. ૨૯ ને આખું શેહેર
ગડબડાટથી ભરાઈ ગઇઊં, તારે તેઓ માકેદોનીઆના ગાઈઅસને તથા આરી-
સતારખસને જેઓ મુસાફરીમાં પાઉલના સાથી હતા, તેઓને ખેંચીને એક-
ચીતે તમાશાની જગે દોડી ગઇઆ. ૩૦ તારે પાઉલે લોકોમાં જવાને ચાહીઊં,
પણ શાગીરદોએ તેને જવા દીધો નહીં. ૩૧ ને આશીઆના મુખી લોકોમાંથી
કેટલાએક જે તેના દોસત હતા તેઓએ તેને આજીજીથી કેહેવાડી મોકલીઊં
કે તેણે પોતે તમાશાની જગોઆએ નહીં જવું. ૩૨ તારે કેટલાએકે કંઈ બુમ
પાડી, ને કેટલાએકે કંઈ બીજી પાડી; કેમકે લોક ઘભરાએલા હતા, ને પોતે
શા સબબથી એકઠા થઇઆ એ તેઓમાંના ઘણાઓએ જાણીઊં પણ નહીં.
૩૩ ને તેઓએ આલિકસાંદરને ભીડમાંથી આગલ હડસેલીઓ, ને ઇહુદીઓ તેને
આગલ કરતા હતા, તારે આલિકસાંદરે હાતે ઈશારો કીધો, ને લોકોની આગલ
પોતાની તોડ કાહાડવા ચાહી. ૩૪ પણ તે ઇહુદી છે, એ તેઓએ જાણીઊં
વાસતે ઘડી પાંચેક લગી તેઓ સહુએ એક અવાજે બુમ પાડી કે, એફેસસી-
ઓની આરતેમીસ મોહોટી છે! ૩૫ તારે શેહેરના તલાટીએ લોકોને થંડા
પાડીને કહીઊં કે, અએ એફેસસી લોકો, કહોઊં માણસ નથી જાણતું કે
એફેસસીઓનું શેહેર આરતેમીસ માહદેવીના તથા આસમાન ઉપરથી
પડેલી મુરતીના પુજનારા છે? ૩૬ જો એ વાતોને ઉલટું કેહેવાતું નથી, તો
તમને લાજમ છે કે તમે થંડા પડો, ને ઉતાવલા થઇને કંઈ નહીં કરો.
૩૭ કેમકે જે માણસોને તમે હીઆં લાવીઆ છેઓ તેઓ તો મંદીરોને લુટ-
નારા નથી, ને તમારી દેવીની નીંદા કરનારા પણ નથી. ૩૮ એ સારૂ જો
દેમીતરીઅસને તથા તેની સાથેના કારીગરોને કોઈ પર કંઈ દાવો હોએ તો અદા-
લત ઉઘાડી છે, ને સુબા બેઠા છે; વાસતે તેઓ વાદ પરતીવાદ કરે. ૩૯ પણ
જો કંઈ બીજી વાતો બાબત પુછવું હોએ, તો લાએક મીજલસમાં તેનો ફેસલો
થશે. ૪૦ કેમકે હમને ખતરો છે કે આજના ફેસાદ બાબત હમારી ઉપર નાલિશ
આવશે, એ સારૂ કે એ હંગામો થવાનો સબબ કંઈ નથી કે તેથી જવાબ
આપી શકીએ; ૪૧ ને તેણે એ વાતો કહીને મીજલસને રવાના કીધી.

## બાબ વીસમો.

**અને** હંગામો થઇચુકીઆ બાદ પાઉલે શાગીરદોને બોલાવીઆ,
ને તેઓને ભેટીને માકેદોનીઆમાં જવાને નીકલીઓ. ૨ ને તે પરાંતોમાં
ફરી તેઓમાંનાઓને બહુ નશીહત આપીને હેલલાસમાં આવીઓ. ૩ ને
તાંહાં તણ મહીના રહીઓ; પછી વાહાણે સુરીઆ જવા પર તે હતો, તારે
ઇહુદીઓ તેને સારૂ સંતાઇ રહીઆ, વાસતે માકેદોનીઆને રસતે પાછું જવાનું
તેણે ઠરાવીઊં. ૪ તારે બેરીઆનો સોપાતર, તથા થેસસાલોનીકેનો આરીસ-
તારખસ, ને સેકંદરા, તથા દેરબેનો ગાઇઅસ, ને તીમોથેઅસ, તથા આશી-
આનો તુખીકસ, ને તરફીમસ, તેની સાથે આશીઆ લગી ગઇઆ. ૫ તેઓ
આગલ જઇને હમારે સારૂ તરોઆસમાં વાટ જોતા રહીઆ. ૬ ને બેખમીર રોટ-
લીના દાહાડા પછે હમે વાહાણે ફીલપીથી નીકલીઆ, ને પાંચ દાહાડે તરોઆસમાં
તેઓની પાસે પોહોંચીઆ, ને સાત દાહાડા તાંહાં રહીઆ. ૭ ને અઠવાડી-
આને પેહેલે દાહાડે શાગીરદો રોટલી ભાંજવાને એકઠા થઇઆ હતા, તારે
પાઉલે તેઓને વાત પરગટ કીધી, ને પોતે બીજે દાહાડે નીકલવાનો હતો
વાસતે મધરાત સુધી વાત લાંબી કીધી. ૮ ને જે માલ ઉપર તેઓ એકઠા
થઇઆ હતા તાંહાં ઘણી બતી હતી. ૯ ને ઇઉતુખસ નામે એક જવાન
બારી પર બેઠેલો પુર ઊંઘમાં હતો, ને પાઉલ ઘણીવાર લગી વાતો કેહેતો હતો
તારે તે શખસ ઊંઘે ભરેલો થઇઓ ને તીજે માલથી હેઠલ પડીઓ, ને
મુએલો ઉઠાવાઇઓ. ૧૦ તારે પાઉલે ઉતરીને તેને વલગી પડીને કહીઊં કે,
તેનો જીવ તેમાં છે; વાસતે તમે ન ઘભરાઓ. ૧૧ ફરી તે ઉપર આવીઓ,
ને રોટલી ભાંજીને ખાધું, ને એટલી વાર સુધી વાતો કરતો રહીઓ કે બામદાદ
થઇ, ને તે બાદ રવાના થઇઓ. ૧૨ ને તેઓ તે જવાનને જીવતો લાવીને
બહુ દીલાસો પામીઆ.

૧૩ અને હમે આગલથી વાહાણ પર ચહડીને આસોસની તરફ ગઇઆ,
તાંહાંથી પાઉલને લેવાના હતા, કેમકે તેણે એમ ઠરાવીઊં હતું કે, હું પગવાટે
તાંહાં સુધી જવશ. ૧૪ ને આસોસમાં હમને તે મલીઓ તારે હમે તેને
લઇને મીતુલેનીમાં આવીઆ. ૧૫ ને તાંહાંથી વાહાણે નીકલીને બીજે દાહાડે
ખીઅસની સાહામાં પોહોંચીઆ, ને બીજે દાહાડે સામોસમાં પોહોંચીઆ, પછી
તરોગુલીમાં રહીઆ પર બીજે દાહાડે હમે મીલેતસમાં આવીઆ. ૧૬ કેમકે
પાઉલ પોતાનો વખત આશીઆમાં ન કાહાડે વાસતે એફેસસ પાસેથી વાહાણે

જવાનું ઠરાવીઊં હતું; તેણે હેવી જલદી કીધી એ સારૂ કે જો બની શકે તો
પેનતેકોસતને દાહાડે ઇરૂશાલેમમાં હોએ.
૧૭ અને તેણે મીલેતસથી એફેસસમાં કેહેણ મોકલીને મંડલીના વડીલોને
બોલાવીઆ. ૧૮ ને તેઓ તેની પાસે આવીઆ તારે તેણે તેઓને કહીઉં
કે, આશીઆમાં મારા આવીઆના પેહેલા દાહાડાથી હું તમારામાં શી તરેહ
હતો એ તમે જાણોછેઓ; ૧૯ કે પુરી નમરતાથી, તથા બહુ આંસુઓથી,
તથા જે સંતાપ ઇહુદીઓના સંતાઈ રેહેવાથી મારા પર આવીપડીઆ તે સહીને
ખોદાવંદની ખીદમત હું કરતો હતો. ૨૦ ને કે જે વાત તમારા ફાએદાની હતી
તે મેં પાછી નથી રાખી, પણ તમને દેખડાવી આપી, ને જાહેરમાં તથા ઘેરે-
ઘેર શીખવી. ૨૧ ને ઇહુદીઓ તથા હેલેનીઓને ગહવાઈ પુરી કે ખોદાની
આગલ તોબા કરવી, તથા હમારા ખોદાવંદ ઇસુ ખરીસત ઉપર એતકાદ કરવો.
૨૨ ને હવે જુઓ, હું રૂહનો બાંધેલો ઇરૂશાલેમ જાઊંછઊં, તાંહાં મારા પર શું
ગુજરશે એ હું જાણતો નથી. ૨૩ મગર એટલું કે પાકરૂહ એમ કેહેતાં ગહ-
વાઈ આપેછે કે હરેક શેહેરમાં બંધનો તથા મુસીબતો મારે સારૂ તઇઆર છે.
૨૪ હું એવાંઓને કંઇ ગણતો નથી, મારો જીવ પણ વાહાલો જાણતો નથી,
એ સારૂ કે મારી દોડ ઇઆને ખોદાનાં ફજલની ખુશખબરની ગહવાઈ આપ-
વાની ખીદમત જે ખોદાવંદ ઇસુથી હું પામીઓ તે ખુશીથી પુરી કરૂં. ૨૫ ને
હવે જુઓ, હું જાણુંછઊં કે તમે સરવ જેઓમાં હું ખોદાની પાદશાહતની મુ-
નાદી કરતો ફરીઓ છઊં તે હવેથી મારૂં મોહો ફરી નહીં જોશો. ૨૬ વાસતે આજ
હું તમને શાહેદ રાખુંછઊં કે સરવના લોહી બાબત હું પાક છઊં, ૨૭ કેમકે
ખોદાની શારી મરજી તમને કહી દેખડાવીઆથી હું પાછો રહીઓ નથી. ૨૮ એ
સારૂ તમે પોતાને ખબરદાર રાખો, ને જે ટોલાં ઉપર પાકરૂહે તમને નેગાહબાન
ઠરાવીઆ તે સરવને સંભાલો, એ સારૂ કે ખોદાની મંડલી જે તેણે પોતાનાં લોહી-
થી વેચાતી લીધી તેનું પાલણ તમે કરો. ૨૯ કેમકે હું એ જાણુંછઊં કે મારા
ગઇઆ બાદ ટોલાં પર રહમ નહીં કરશે એવાં ફાડીખાનાર વરૂઓ તમારામાં
પેસશે. ૩૦ ને તમારામાંથી પણ માણસો ઉઠીને શાગીરદોને પોતાની પછવાડે
ખેંચી લઇજવા વાસતે ઉલટી વાતો કેહેશે. ૩૧ એ સારૂ જાગતા રહો, ને ઇ-
આદ રાખો કે મેં તણ વરશ લગી રાત દાહાડો આંસુઓ સુધાં હરેકને ચેતવાનું
મુકીઊં નથી. ૩૨ ને અએ ભાઈઓ, હું તમને હવે ખોદાને તથા તેના ફજ-
લનો કલામ જે તમને કામેલ કરવાને તથા સરવ પાક થએલાઓમાં તમને

વતન આપવાને કુવતમંદ છે તેને સોંપુંછઊં. ૩૩ મેં કોઈનાં રૂપાં ઇઆ સુંના
ઇઆ કપડાં પર લોભ કીધો નથી. ૩૪ ને તમે પોતે જાણોછેઓ કે આ હા-
તોએ મારા તથા મારા સાથીઓની જરૂરાતની ખીદમત કરી છે. ૩૫ મેં તમને
બધી વાતો દેખાડી છે કે તે પરમાણે મેહેનત કરીને કમજોરોની મદદ કરવી,
ને ખોદાવંદ ઇસુની કહેલી વાતો ઇઆદ રાખીવી કે, આપવું લેવા કરતાં વધારે
મુબારક છે. ૩૬ ને તેણે એ વાતો કહી પોતાના ઘુંટણ ટેકવીને તેઓ સરવ
સાથે દુઆ માગી. ૩૭ ને તેઓ સઘલા બહુ રડીઆ, ને પાઉલને ગલે વલગીને
તેને ચુમીઓ. ૩૮ ને તેઓ તેનું મોહો ફરી જોનાર નથી એ જે વાત તેણે
કહી તેથી તેઓ વધારે ગમગીન થઇઆ, ને તેઓ તેની સાથે વાહાણ લગી
પોહોંચાડવા ગઇઆ.

## બાબ એકવીસમો.

**તારે** એમ થઇઊં કે હમે તેઓથી જુદા થઇઆ બાદ હંકારીને પા-
ધરે રસતે કુસમાં આવીઆ, ને બીજે દાહાડે રોદસમાં, ને તાંહાંથી પાતારામાં.
૨ ને ફીનીકેમાં જનાર એક વાહાણ મલીઆથી હમે તે પર ચહડીને નીકલી-
આ. ૩ ને જારે કુપરસ નજર આવીઊં તારે તેને ડાબીગમ મુકોને હમે સુરી-
આમાં ગઇઆ, ને સોરમાં ઉતરીઆ, કેમકે તાંહાં વાહાણનો માલ ઉતારવાનો
હતો. ૪ ને શાગીરદોને મલીને હમે સાત દાહાડા તાંહાં રહીઆ, તેઓએ
રૂહથી પાઉલને કહીઊં કે તે ઇરૂશાલેમમાં ન જાએ. ૫ ને એમ થઇઊં કે
તે દાહાડા પુરા કીધા બાદ હમે નીકલીઆ, ને ચાલીઆ ગઇઆ, ને તે સરવ
પોતાની બઇરીઓ છોકરાં સુધાં શેહેર બાહાર હમને વલાવવા આવીઆ, ને
હમોએ કાંઠા પર ઘુંટણ ટેકવીને દુઆ માગી. ૬ ને એક બીજાને વીદાએ
કરીને હમે વાહાણ પર ચહડીઆ, ને તેઓ પાછા પોત પોતાને ઘેર ગઇઆ.
૭ પછી હમે સોરથી દરીઆની સફર પુરી કરીને પતલેમાઇસમાં ઉતરીઆ,
ને તાંહાં ભાઇઓને ભેટીને એક દાહાડો તેઓની સાથે રહીઆ. ૮ ને બીજે
દાહાડે હમે પાઉલના સાથીઓ નીકલીને કાઇસારીમાં આવીઆ, ને ખુશ-
ખબર આપનાર ફીલપ જે તે સાતમાંનો હતો તેને ઘેર જઇને તેની સાથે રહીઆ.
૯ ને તે માણસની કુંઆરી ચાર દીકરી હતી જેઓ નબુઅત કરતી. ૧૦ ને
હમે તાંહાં ઘણા દાહાડા રહીઆ તારે આગાબસ નામે એક નબી ઇહુદાથી
આવીઓ. ૧૧ તારે તેણે હમારી પાસે આવીને પાઉલનો કમરબંદ લીધો, ને

પોતાના હાત પગ બાંધીને કહીઊં કે, પાકરૂહ એમ કેહેછે કે, જે માણસનો આ
કમરબંધ છે તેને યરૂશાલેમમાં યહુદીઓ એ રીતે બાંધીને ગેરકોમીઓના હા-
તમાં સોંપશે. ૧૨ જારે હમે એ શાંભલીઉં, તારે હમે તથા તાંહાંનાઓએ પણ
તેને અરજ કીધી કે યરૂશાલેમમાં નહીં જાએ. ૧૩ પણ પાઉલે જવાબ આ-
પીઓ કે, તમે શું કરવા રડોછોઓ, ને મારૂં દીલ દુખાવોછોઓ ? હું તો ફકત
બંધાવાને નહીં, પણ ખોદાવંદ યસુનાં નામને સારૂ યરૂશાલેમમાં મરવાને પણ
તઇઆર છઊં. ૧૪ ને તેણે નહીં માનીઊં તારે હમે એમ કહીને કે, ખોદાવં-
દની મરજી પરમાણે થાઓ, ચુપ રહીઆ. ૧૫ ને તે દાહાડાઓ પછી હમે
પોતાનો અસબાબ લઇને યરૂશાલેમ તરફ ગઇઆ. ૧૬ ને કેઇએક શાગીરદો
કાઇસારીથી હમારી સાથે આવીઆ, ને કુપરસના મનાસોન નામે એક કદીમ
શાગીરદ જેને તાંહાં હમે ઉતારૂ રહાંએ, તેને તેઓ સાથે લાવીઆ.
૧૭ અને હમે યરૂશાલેમમાં પોહોંચીઆ, તારે ભાઇઓએ ખુશીથી હમને
કબુલ કીધા. ૧૮ ને બીજે દાહાડે પાઉલ હમારી સાથે યાકુબને તાંહાં ગઇઓ.
ને બધા વડીલો હાજર હતા. ૧૯ ને તેણે તેઓને સલામ કરીને ખોદાએ
ગેરકોમીઓમાં તેની ખીદમતથી જે કામ કરાવીઆં તેઓનું પુરૂં બીઆન કીધું.
૨૦ ને તેઓએ એ શાંભલીને ખોદાવંદની તારીફ કીધી, ને તેને કહીઊં કે,
અએ ભાઇ, તું જાણેછે કે કેટલા હજાર યહુદીઓ છે કે જેઓ ઇમાન લાવેછે,
ને તેઓ સરવ શરીઅત પર ચુસત છે. ૨૧ ને તેઓએ તારી બાબત શાંભ-
લીઊં છે કે તું ગેરકોમીઓમાંના બધા યહુદીઓને મુસાને મુકીદેવાનું શીખવેછે,
ને કેહેછે કે, તેઓ છોકરાઓની સુંનત ન કરે, ને રસમો પરમાણે ન ચાલે.
૨૨ તારે શું કરવું? લોકો બેશક એકઠા થશે; કેમકે તું આવીઓ છે એ તેઓ
શાંભલશે. ૨૩ વાસતે હમે જે તને કહાંએ તે તું કરઃ જેઓએ માનતા લીધી
છે એવા ચાર શખસ હમારામાં છે. ૨૪ તેઓને લે, ને તેઓ સમેત તું
પોતાને પાક કર, ને તેઓને સારૂ કંઇ ખરચ કર કે તેઓ પોતાનાં માથાં બો-
રાવે, તારે સઘલા જાણશે કે તારી બાબત તેઓએ જે શાંભલીઊં તે કંઇ નથી,
બલકે તું પોતે શરીઅત પાલીને રસમો પરમાણે ચાલેછે. ૨૫ પણ જે ગેરકો-
મીઓ ઇમાન લાવીઆ છે તેઓ બાબત હમે ઠરાવીને લખી મોકલીઊંછે કે,
તેઓ એહેવું કંઇ ન પાલે, પણ એટલું કે મુરતીઓને નજર કરેલાંથી, તથા
લોહીથી, તથા ગુંગલાઇને મરેલાંથી, તથા હરામકારીથી પોતાને બચાવે.
૨૬ તારે પાઉલ તે માણસોને લઇને તથા બીજે દાહાડે તેઓની સાથે પાક થ-

ઇને તેઓમાંના હરેકને સારૂ અરપણ અપાએ તાંહાં સુધી પાક થવાના દાહાડાનું પુરૂં થવું જણાવતાં મંદીરમાં જઇ રહીઓ. ૨૭ ને તે સાત દાહાડા પુરા થવા આવીઆ તારે આશીઆના એહુદીઓએ તેને મંદીરમાં જોઇને સરવ લોકોને ઉસકેરીઆ, ને તેના પર હાત નાંખીઆ. ૨૮ ને બુમ પાડી કે, અએ ઇસિરાએલી લોકો, મદદ કરો, જે શખસ હરેક જગીઆમાં કોમને તથા શરીઅતને તથા આ મકાનને ઉલટું સરવને શીખવેછે તે એજ છે; ને વલી હેલેનીઓને મંદીરમાં લાવીને આ પાક મકાનને નાપાક કીધું છે. ૨૯ કેમકે તેઓએ એફેસસી તરફીમસને તેની સાથે શેહેરમાં પેહેલાં દીઠો, ને પાઉલ તેને મંદીરમાં લાવીઓ એમ તેઓએ ધારીઉં. ૩૦ તારે આખું શેહેર ખભલાઇઉં, ને લોકો દોડીને એકઠા થઇઆ, પછી તેઓએ પાઉલને ઘેરીને મંદીરમાંથી તેને બાહાર કાહાડીઓ, ને તુરત બારણા બંધ કરીઆં. ૩૧ ને તેઓ તેને મારીનાંખવાને તઇઆર થતા હતા, તારે ફોજના સરદારને ખબર મલી કે આખા એરૂશાલેમમાં દોડાદોડ થઇ. ૩૨ તેજ વખત સીપાઇઓને તથા જમાદારોને લઇને તેઓ પર તે દોડી આવીઓ, ને તેઓએ સરદારને તથા સીપાઇઓને દીઠા તારે પાઉલને મારવું મુકીઉં. ૩૩ તારે સરદારે પાસે આવીને તેને પકડીઓ, ને બે સાંકલથી બાંધવાને હુકમ આપીઓ, પછી પુછીઉં કે, એ કોણ છે? ને એણે શું કીધું? ૩૪ તારે લોકોમાંના કોઇએ એક વાત કહી, ને કોઇએ બીજી, ને ગડબડનાં કારણથી તે કંઈ તેહકીક જાણી શકીઓ નહીં; તારે તેને કીલામાં લઇજવાનો હુકમ આપીઓ. ૩૫ ને સીડી પર તે ચહડીઓ તારે એમ થઇઉં કે લોકોના હોમલાને લીધે સીપાઇઓને તેને ઉંચકી લઇ જવો પડીઓ. ૩૬ કેમકે લોકોની ભીડ બુમ પાડતાં પાછલ ચાલીકે, તેને પુરો કરો. ૩૭ ને પાઉલ કીલામાં લઇજવાતો હતો, તારે તેણે સરદારને કહીઉં કે, શું તારી સાથે બોલવાને મને રજા છે? તારે તેણે કહીઉં કે, શુ તું હેલેની જાણેછે? ૩૮ જે મીસરીએ આ દાહાડાઓની પેહેલાં હુલડ કરીઉં, ને ચાર હજાર ખુની માણસોને રાનમાં બાહાર લઇગઇઓ તે શું તું નથી? ૩૯ પણ પાઉલે કહીઉં કે, હું કીલકીના તારસસનો એહુદી માણસ છઉં, હું કોઈ હલકાં શેહેરનો વતની નથી, ને હું તારી અરજ કરૂંછઉં કે લોકોની આગલ બોલવાની મને રજા આપ. ૪૦ ને તેણે તેને રજા આપી, તારે પાઉલે સીડી પર ઉભો રહીને લોકોને હાતે ઇશારો કીધો, ને તેઓ પુરા છાના રહીઆ તારે તેણે હેબરી જુબાનમાં બોલતાં કહીઉં કે,

## બાબ બાવીસમો.

**અએ** માણસો, ભાઇઓ, તથા બાપો હવે તમે મારો જવાબ શાં-
ભલો. ૨ ને તે તેઓને હેબરી જુબાનમાં કેહેતો હતો એ શાંભલીને તેઓ
વધતા છના રહીઆ. ૩ તારે તેણે કહીઊં કે, હું ઇહુદી માણસ છઊં, કીલકીના
તારસસમાં જનમેલો, પણ આ શેહેરમાં ગમાલીએલના કદમો પર તરબીઅત
પામેલો, ને બાપદાદાઓની શરીઅતની પુરી રીત પરમાણે શીખેલો, ને જેમ
આજ તમે ખોદાની તરફ ગેરતમંદ છેઓ તેમ હું પણ હતો. ૪ ને મેં મરદો
તથા ઓરતોને બાંધીને તથા કેદખાનામાં નાંખીને આ તરીકાને મોત સુધી
સતાવીઓ. ૫ જેમ કે સરદાર કાહીન તથા બધા વડીલો પણ એ બાબત
ગહવાઈ આપેછે; એઓથી ભાઇઓ ઉપર ખત લઇને હું દમશક જવા ની-
કલીઓ, એ સારૂ કે જે તાંહાં હતા તેઓને બાંધીને ઇરૂશાલેમમાં લાવું કે
તેઓ સજા પામે. ૬ ને રસતે જતાં હું દમશકની પાસે પોહોંચીઓ, તારે
એમ થઇઊં કે મધેઆને મારી આસપાસ આસમાનથી એકાએક મોહોટી
રોશની ચમકી; ૭ ને હું જમીન પર પડી ગઇઓ, ને મારી સાથે બોલતાં એવો
અવાજ મેં શાંભલીઓ કે, અએ સાઊલ, અએ સાઊલ, તું મને કેમ સતા-
વેછે? ૮ તારે મેં જવાબ દીધો કે, અએ ખોદાવંદ, તું કોણછે ? તારે તેણે
મને કહીઊં કે, હું ઇસુ નાજારી છઊં, જેને તું સતાવેછે. ૯ ને મારી સાથે જે
હતા તેઓએ તે રોશની દીઠી, ને બીધા, પણ મારી સાથે બોલનાર અવાજ
તેઓએ શાંભલીઓ નહીં. ૧૦ ને મેં કહીઊં કે, અએ ખોદાવંદ, હું શું કરૂં?
ને ખોદાવંદે મને કહીઉં કે, તું ઉઠીને દમશકમાં જા, ને જે બધું તારે કરવાનું ઠરા-
વીઉં છે તે બાબત તાંહાં તેને કેહેવાશે. ૧૧ ને તે રોશનીના તેજથી મને સુજીઉં
નહીં, વાસતે સાથીઓના હાત પકડીને હું દમશકમાં આવીઓ. ૧૨ ને આ-
નાના નામે એક શખ્સ જે શરીઅત પરમાણે દીનદાર, ને તાંહાંના સંધા રેહે-
નારા ઇહુદીઓથી વખણાએલો; ૧૩ તે મારી પાસે આવીઓ, ને ઉભા રહી-
ને મને કહીઊં કે, અએ ભાઈ સાઊલ, તું દેખતો થા; ને તેજ ઘડી મેં તેને
દીઠો. ૧૪ પછી તેણે કહીઉં કે આપણા બાપદાદાઓના ખોદાએ તને એ
સારૂ પસંદ કીધો છે કે તું તેની મરજી જાણે, ને તે રાસતને જુએ, ને તેના મો-
હોનો અવાજ શાંભલે. ૧૫ કેમકે જે જે તેં દીઠાં છે, ને શાંભલીઆં છે, તે બાબત
સરવ લોકોની આગલ તું તેનો શાહેદ થશે. ૧૬ ને હવે તું કેમ વીલંબ લ-

ગાઓછે? ઉઠીને બાપતીસમા લે, ને ખોદાવંદનાં નામથી દુઆ માગીને પોતાનાં
પાપ ધોઇનાંખ. ૧૭ પછી એમ થઇઉં કે હું ઇરૂશાલેમમાં પાછો આવીઓ, ને
મંદીરમાં દુઆ માગતો હતો તારે બેહોશ થઇ ગઇઓ. ૧૮ ને મને એમ કેહેતાં
મેં તેને જોઇઓ કે, તું ઉતાવલ કરીને ઇરૂશાલેમમાંથી વેહેલો નીકલ, કેમકે મારી
બાબતની તારી ગહવાઈ તેઓ કબુલ કરશે નહીં. ૧૯ તારે મેં કહીઉં કે, અએ
ખોદાવંદ, તેઓ પોતે જાણેછે કે તારા પર એતકાદ કરનારાઓને મેં કેદ કીધા
હતા, ને હરેક એબાદતખાનામાં તેઓને મારીઆ હતા. ૨૦ ને તારા શાહેદ
સતેફાનુસનું લોહી વેહેવડાઈઉં તારે હું પોતે પાસે ઉભો હતો, ને તેને મારી નાં-
ખવામાં રાજી હતો, ને તેને મારીનાંખનારાઓનાં કપડાં સાચવતો હતો. ૨૧ તારે
તેણે મને કહીઉં કે, તું નીકલ, કેમકે હું તને ગેરકોમીઓની પાસે દુર મોકલીશ.
૨૨ ને તેઓએ એ વાત લગી તેનું શાંભલીઉં, પછી બુમ પાડીને તેઓએ કહીઉં
કે, એવાને જમીન પરથી ઉઠાવી નાંખો, કેમકે એ જીવવા લાએક નથી. ૨૩ ને
તેઓ બુમ પાડતા, ને પોતાનાં કપડાં ફાડતા, ને પવનમાં ધુલ ઉડાવતા હતા;
૨૪ તારે તેને કીલામાં લાવવાનો સરદારે હુકમ આપીઓ; ને તેઓએ શા સબ-
બથી તેના પર એવી બુમ પાડી, એ જાણવા સારૂ કોરડા મારીને તેની તજવીજ
કરવાનું કહીઉં. ૨૫ ને તેઓ તેને વાધરે બાંધતા હતા, તારે પાઉલે પાસે ઉ-
ભેલા જમાદારને કહીઉં કે, જે શખસ રૂમી, તથા તકસીરદાર ઠરીઓ નથી,
તેને કોરડા મારવા શું તમને રવા છે? ૨૬ ને જમાદાર એ શાંભલીને ગઈ-
ઓ, ને સરદારને ખબર આપી, ને કહીઉં કે, તું જે કરેછે તે બાબત ખબરદાર
રેહે, કેમકે એ શખસ રૂમી છે. ૨૭ તારે સરદારે આવીને તેને કહીઉં કે, મને
કેહે, તું શું રૂમી છે? ને તેણે કહીઉં, હા. ૨૮ તારે સરદારે જવાબ આપીઓ
કે મેં મોહોટી કીમતથી આ વતનીપણું વેચાતું લીધું; પણ પાઉલે કહીઉં, હું
તો જનમથીજ એવો છઉં. ૨૯ તારે જેઓ તેની તજવીજ કરવાને તઇઆર
હતા, તેઓ તુરત તેની પાસેથી ગઇઆ, ને તે રૂમી છે, એ જાણીને સરદાર
પણ બીધો, કેમકે તેણે તેને બાંધીઓ હતો. ૩૦ ને ઇહુદીઓએ શા વાસતે
તેના પર બટો મુકીઓ તેની હકીકત જાણવા ચાહીને તેણે બીજે દાહાડે બંધ-
નોથી તેને છોડીઓ, ને મુખી કાહીનોને તથા તેઓની આખી સદર મીજલ-
સને હાજર થવાનો હુકમ આપીઓ, પછી પાઉલને લાવીને તેઓની આગલ
ઉભો રાખીઓ.

## બાબ તેવીશમો.

**તારે** પાઉલે સદર મીજલસ પર ધારીને કહીઉં કે, અએ માણસો,
ભાઈઓ, હું આ દાહાડા સુધી નેકનઇઅતથી ખોદાની આગલ ચાલીઓ છઉં;
૨ તારે હનાનીઆ સરદાર કાહીને પોતાની પાસે ઉભા રેહેનારાઓને હુકમ કીધો
કે તેનાં મોહો પર મારે. ૩ પણ પાઉલે તેને કહીઉં કે, અએ ધોલેલી ભીત,
ખોદા તને મારશે, શું તું શરીઅત પરમાણે મારો ઇનસાફ કરવા બેઠો છે, ને
શરીઅતથી ઉલટો મને મારવાનો હુકમ કરેછે? ૪ તારે પાસે ઉભા રેહેના-
રાઓએ કહીઉં કે, શું તું ખોદાના સરદાર કાહીનની નીંદા કરેછે? ૫ તારે
પાઉલે કહીઉં કે, અએ ભાઇઓ, એ સરદાર કાહીન છે તે હું જાણતો
નહીં હતો; કેમકે એમ લખીઉં છે કે, તું પોતાના લોકોના સરદારને બુરૂં
ન કેહે. ૬ ને પાઉલે જોઇઉં કે એક ભાગ સાદુકીઓનો, ને બીજો ફરોશી-
ઓનો છે, તારે મીજલસમાં પોકારીને કહીઉં કે, અએ માણસો, ભાઇઓ,
હું ફરોશી, ફરોશીનો દીકરો છઉં, ને મુએલાંઓના પાછા ઉઠવાની ઉમેદ બાબત
મારો ઇનસાફ ઠરાવાએછે. ૭ ને તેણે એમ કહીઉં, તારે ફરોશીઓ તથા
સાદુકીઓ વચે તકરાર થઇ, ને તે લોકોમાં ફુટ પડી. ૮ કેમકે સાદુકીઓ કેહે-
છે કે પાછું ઉઠવું નહીં થશે, ને ફીરેશતો કે રૂહ નથી; પણ ફરોશીઓ તે બેહુ
વાતો કબુલ કરેછે. ૯ તારે મોહોટો ગોંઘાટ થઇઓ, ને ફરોશીઓની તરફના
શાસતરીઓ ઉઠીઆ, ને ઝઘડીને કહીઉં કે, આ માણસની કસી તકસીર હમે
જોતા નથી, પણ જો રૂહે ઇઆ ફીરેશતાએ એને કંઈ કહીઉં હોએ તો આપણે
ખોદાની સાથે લડવું નહીં. ૧૦ તારે ઘણો હંગામો થઇઓ, ને સરદાર બીધો
કે રખે તેઓ પાઉલના કકડે કકડા કરે, વાસતે તેણે સીપાઇઓને હુકમ કીધો
કે જઇને જબરદસતીથી તેને તેઓમાંથી કાહાડે ને કીલામાં લાવે.

૧૧ અને આવતી રાતે ખોદાવંદે તેની પાસે ઉભા રહીને કહીઉં કે, અએ
પાઉલ, ધીરજ રાખ, કેમકે જેમ મારી બાબત તેં ઇરૂશાલેમમાં ગહવાઇ આપી
છે, તેમ રૂમમાં પણ તારે ગહવાઇ આપવી જોઇએ. ૧૨ ને દાહાડો ઉગીઆ
પર કેટલાએક ઇહુદીઓએ સંપ કીધો, ને એવી લીઆનતથી પોતાને
બાંધીને કહીઉં કે, પાઉલને મારીનાંખીએ તાંહાં સુધી આપણે નહીં ખાઇએ,
ને નહીં પીએ. ૧૩ ને જેઓએ એ સંપ કીધો તેઓ ચાલીશથી વધતા
હતા. ૧૪ તારે તેઓએ મુખી કાહીનોની તથા વડીલોની પાસે આવીને

કહીઉં કે, હમે પોતાને એવા મોહોટા કસમથી બાંધીઆ છે કે પાઉલને મારી-
નાંખીએ તાંહાં સુધી હમે કંઇ નહીં ચાખીએ. ૧૫ એ સારૂ જાણે કે તેની
બાબત તમારે વધારે ચોકસાઇ કરવાની છે, એવું સદર મીજલસ સુધાં સરદારને
દેખડાવો, કે તે આવતી કાલે તેને તમારી પાસે બાહાર લાવે, ને હમે તેના પાસે
આવીઆ અગાઉ તેને મારી નાંખવાને તઇઆર છઇએ. ૧૬ ને પાઉલના
ભાણજાએ તેઓનું સંતાઈ રેહેવાનું શાંભળીઉં, તારે તે ગઈઓ, ને કીલામાં
પેસીને પાઉલને કહીઉં. ૧૭ તારે પાઉલે જમાદારોમાંથી એકને પાસે તેડીને
કહીઉં કે, આ જુઆનને સરદારની પાસે લઈ જા, કેમકે એ તેને કંઇ કેહેવાનો
છે. ૧૮ એ સારૂ તેણે તેને સાથે લીધો, ને સરદારની પાસે લાવીને કહીઉં કે,
પાઉલ કેદીએ મને પાસે તેડીને આ જુઆનને તારી પાસે લાવવાની અરજ
કીધી, એ તને કંઈ કેહેવાનો છે. ૧૯ તારે સરદારે તેનો હાત પકડીને તથા
એકાંત લઇજઇને પુછીઉં કે, મને તારે શું કેહેવાનું છે? ૨૦ ને તેણે કહીઉં
કે, ઇહુદીઓએ તારી પાસે માગવાને એવો સંપ કીધો કે જાણે તેઓ પાઉલ
બાબત વધારે ચોકસાઈ કરવાના હોએ તેમ તું આવતી કાલે તેને સદર મીજ-
લસમાં લાવે. ૨૧ પણ તું તેઓનું માનતો ના, કેમકે તેઓમાંના ચાલીશથી
વધતા શખસોએ એવા કસમથી પોતાને બાંધીને તેને સારૂ સંતાઇઆ છે કે
તેને મારીનાંખે તાંહાં સુધી કંઈ નહીં ખાએ કે નહીં પીએ, ને હમણા તેઓ
તારી કબુલાતની રાહ જોતાં તઇઆર છે. ૨૨ તારે સરદારે તે જુઆનને રવાના
કરીને હુકમ કીધો કે, તેં એ વાતો મને કહી છે તે કોઇને ન કેહેતો. ૨૩ પછી
તેણે જમાદારોમાંના બેને પાસે તેડીને કહીઉં કે, બશેં સીપાઈ, ને સીતેર સવાર,
ને બશેં બરછીવાલાને પોહોર રાતે કાઇસારી સુધી જવાને તઇઆર રાખો. ૨૪ ને
બોજ ઉચકનાર જાનવરો હાજર રાખો, એ સારૂ કે પાઉલને તે પર બેસાડીને ફીલી-
લીકસ હાકેમની પાસે સમાલીને પોહોંચાડે. ૨૫ તારે તેણે એ પરમાણે પતર
લખીઉં કે, ૨૬ નામદાર ફીલીકસ હાકેમને કલાદીઅસ લુશીઅસની સલામ.
૨૭ આ શખસ ઇહુદીઓથી પકડાઇઓ, ને તેઓથી મારીનંખાવાનો હતો,
તારે એ રૂમી છે એ જાણીને ફોજ સુધાં જઇને મેં એને છોડાવીઓ. ૨૮ ને
તેઓએ એ પર શા સબબથી બટો મુકીઓ એ જાણવા ચાહીને હું તેઓની
સદર મીજલસમાં એને લાવીઓ. ૨૯ તારે તેઓની શરીઅતની વાતો બા-
બત બટો મુકીઓ હતો, પણ મરવા ઇઆ બધાવા લાએકનો ગુનાહ એ પર
મને જડીઓ નથી. ૩૦ ને જારે મને ખબર પોહોંચી કે એ શખસને સારૂ

યહુદીઓ સંતાઈ રહીઆ છે, તેજ વખત મેં એને તારી તરફ મોકલીઓ, ને
એના વાદીઓને પણ હુકમ કીધો કે એના પર જે દાવો કરવો હોએ તે તારી
આગલ કરે, સલામ. ૩૧ તારે સીપાઇઓ થએલા હુકમ પરમાણે પાઉલને
લઇને રતેવાઈ આંતીપાતરીસમાં આવીઆ. ૩૨ ને બીજે દાહાડે સવારોને
તેની સાથે જવા સારૂ મુકીને એઓ કીલામાં પાછા આવીઆ. ૩૩ તેઓએ
કાઇસારીમાં જઇને હાકેમને પતર આપીને પાઉલને પણ તેની આગલ હાજર
કીધો. ૩૪ ને હાકેમે પતર વાંચીને પુછીઉં કે, તે કીઆ સુબાનો છે? તારે
માલુમ થઇઉં કે તે કીલકીનો છે. ૩૫ પછી તેણે કહીઉં કે, તારા વાદીઓ
પણ આવીઆ પછી હું તારી વાત પુરી શાંભલસ, ને તેને હેરોદની દરગામાં
રાખવાનો હુકમ આપીઓ.

## બાબ ચોવીશમો.

**અને** પાંચ દાહાડા પછી વડીલો તથા તેરતલસ નામે એક વકીલ
હનાનીઆ સરદાર કાહીન સુધાં આવીઆ; તેઓએ હાકેમની આગલ પાઉલની
નાલેશ કીધી. ૨ ને તેને બોલાવીઓ તારે તેરતલસ ફરીઆદ કરવા લાગીઓ,
ને કહીઉં કે, ૩ અએ નામદાર ફીલીકસ, તારાથી હમે ઘણું સુખ ચેન પામીએ-
છઇએ, ને તારાં અગમ ગનીઆનથી જસવાન કામ આ દેશમાં થઇઆં છે,
તે હમે સદા ને સરવ જગેમાં પુરી શુકરગુજારીથી કબુલ કરીએછઇએ.
૪ પણ હું તને વધતી તસદી ન દેઉં વાસતે હું એટલી અરજ કરૂંછઉં કે તું પોતા-
ની નરમાઈથી હમારી થોડી વાતો શાંભલ. ૫ કેમકે આ શખસ પીડાદેનાર,
તથા આખી દુનીઆમાંના કુલે યહુદીઓમાં હંગામો ઉઠાવનાર, તથા નાજા-
રીઓના તરીકાનો આગેવાન હમને મલીઓ છે. ૬ મંદીરને પણ નાપાક કરવા
એ ગઇઓ, તારે હમે એને પકડીને હમારી શરીઅત મુજબ ઇનસાફ કરવા
ચાહીઓ. ૭ પણ સરદાર લુશીઅસે આવીને ઘણાં જોરથી હમારા હાતમાંથી
એને મુકાવી લીધો. ૮ ને એના વાદીઓને તારી પાસે આવવાનો હુકમ
આપીઓ; એઓની તજવીજ કરીઆથી જે સરવ બાબત હમે એના ઉપર
બટો મુકીઓ છે, તે તને માલુમ પડશે. ૯ ને યહુદીઓએ પણ કબુલ કરતાં
કહીઉં કે એ વાતો એમજ છે. ૧૦ તારે હાકેમે પાઉલને ઈશારો કીધા પર
તેણે જવાબ આપીઓ કે, ઘણાં વરસ થઇઆં આ કોમનો હાકેમ તું છે, એ
જાણીને જીઆદા ખુશીથી હું પોતાનો જવાબ આપુંછઉં. ૧૧ તારે એમ

જાણવું કે હું બંદગી કરવા સારૂ યરૂશાલેમમાં ગયો તેને બાર દાહાડા કરતાં
વધતા નથી થઈઆ. ૧૨ ને મંદીરમાં કોઈની સાથે તકરાર કરતાં, કે એબા-
દતખાનાઓમાં કે શેહેરમાં લોકોને હંગામો કરાવતાં તેઓએ મને દીઠો નથી.
૧૩ ને હમણા તેઓ મારા પર જે તોહમત મુકેછે તેની સાબેતી તેઓ કરી શક-
તા નથી. ૧૪ પણ તારી આગલ હું એ કબુલ કરૂંછઊં કે, તેઓ જે મારગને ભર-
શટ કેહેછે તે પરમાણે હું બાપદાદાઓના ખોદાની બંદગી કરૂંછઊં, ને જે વાતો
તોરતમાં તથા નબીઓની કીતાબોમાં લખી છે તે સઘલી માનુંછઊં. ૧૫ ને હું
ખોદાની તરફ ઉમેદ રાખુંછઊં કે મરીગએલાઓનું ઇઆને રાસતો તથા ના-
રાસતોનું પાછું ઉઠવું થશે, તેઓ પોતે પણ એ કબુલ કરેછે. ૧૬ ને એ બાબત
હું કોશેસ કરૂંછઊં કે હમેશ ખોદાની તથા આદમીની આગલ મારૂં દીલ બેતક-
સીર રેહે. ૧૭ હવે ઘણાં વરશ પછી હું પોતાના લોકોને સારૂ ખેરાત તથા
અરપણ કરવાને આવીઓ. ૧૮ તે બાબત આશીઆના કેટલાએક યહુદી-
ઓએ મને મંદીરમાં પાક થએલો દીઠો, પણ ભીડ કે ગડબડ સાથે નહીં.
૧૯ મારે ઉલટું તેઓને કંઈ હોત તો તેઓને તારી પાસે હીઆં આવીને નાલેશ
કરવી જોઈતી હતી. ૨૦ નહીં તો જે હીઆં છે તેઓ બતાવે કે હું સદર મીજલ-
સની આગલ હતો તારે મારામાં શી તકસીર માલુમ પડી; ૨૧ શીવાએ એ
કે જારે હું તેઓની આગલ ઉભો રહીઓ, તારે મેં એ વાત કહી કે મુએલા-
ઓના પાછા ઉઠવા બાબત તમારેથી મારો ઇનસાફ થાએછે. ૨૨ ફીલીકસ એ
તરીકા બાબત પકું જાણતો હતો, વાસતે એ વાતો શાંભલીને તેઓને થોભા-
વીઆ, ને કહીઊં કે, લુસીઅસ સરદાર આવશે, તારે હું તમારૂં પુરૂં જાણી લે-
વશ. ૨૩ ને તેણે એક જમાદારને હુકમ કીધો કે, પાઉલની ખબર રાખે, ને
તેને છુટો રેહેવા દે, ને તેના દોસતોમાંના કોઈને તેની ખીદમત કરવાને ઇઆ
તેની પાસે આવવાને મને ન કરે. ૨૪ ને કેટલાએક દાહાડા પછી ફીલીકસ
પોતાની બઈએર દરૂસીલા, જે એક યહુદેણ હતી, તે સુધાં આવીઓ, ને પા-
ઉલને બોલાવીને ખરીસત પરના એતકાદ બાબત તેનું શાંભલીઊં. ૨૫ ને
રાસતી, તથા પહેરેજગારી, તથા કીઆમત બાબત વાતો તે કરતો હતો, તારે ફી-
લીકસે ખોફ ખાઈને જવાબ આપીઓ કે, હમણા તો તું જા, ફરસદ પામીઆ પર
હું તને બોલાવીશ. ૨૬ ને તેણે એ પણ ઉમેદ રાખી હતી કે પાઉલ પોતાને
છોડાવવા સારૂ મને કંઈ નાણું આપશે, એ સારૂ તેને ઘણીવાર બોલાવતો ને
તેની સાથે વાતચીત કરતો હતો. ૨૭ પણ બે વરશ પછી પરકીઅસ ફેસતસ

ફીલીકસને ઠેકાણે આવીઓ, ને ફીલીકસ યહુદીઓને પરસન કરવા ચાહીને
પાઉલને કેદમાં મુકી ગઈઓ.

## બાબ પચીશમો.

અને ફેસતસ સુબામાં આવીને તણ દાહાડા પછી કાઈસારીથી યરૂ-
શાલેમમાં ગઈઓ. ૨ તારે સરદાર કાહીને તથા યહુદીઓના મુખીઓએ
પાઉલને ઉલટું તેને કહીઊં; ને તેની મીનંત કીધી; ૩ ને તેને મારીનાંખવા
સારૂ રસતામાં સંતાઈ રેહેવાનું ધારીને એવી મેહેરબાની ચાહી કે તે તેને
યરૂશાલેમમાં બોલાવે. ૪ પણ ફેસતસે જવાબ આપીઓ કે, પાઉલ કાઈ-
સારીમાં રખાશે, ને તે પોતે તાંહાં વેહેલો જવાનો છે. ૫ ને તેણે કહીઊં કે,
વાસતે તમારામાંના જેઓ શકતીવાન હોએ તેઓ મારી સાથે આવે, ને એ
શખસમાં કંઈ બદી હોએ તો તેના પર બટો મુકે. ૬ ને તેઓને દરમીઆન
દાહાડા દસેક રહીને તે કાઇસારીમાં ગઈઓ, ને બીજે દાહાડે ઈનસાફની ગાદી
પર બેસીને પાઉલને લાવવાનો તેણે હુકમ આપીઓ. ૭ ને તે હાજર થઈ-
ઓ તારે યરૂશાલેમથી જે યહુદી આવીઆ હતા, તેઓએ ચોતરફ ઉભા
રહીને ઘણા તથા ભારી બટા પાઉલ પર મુકીઆ, જે તેઓ સાબેત
કરી નહીં શકીઆ. ૮ તારે તેણે પોતાની તરફથી એવો જવાબ આપીઓ,
કે, યહુદીઓની શરીઅતને ઉલટી, યા મંદીરને ઉલટી, યા કાઈસારને
ઊલટી, મેં કંઈ તકસીર કીધી નથી. ૯ તોપણ ફેસતસે યહુદીઓને ખુશ
કરવા ચાહીને પાઉલને જવાબમાં કહીઊં કે, શું તું યરૂશાલેમમાં જઈને તાંહાં એ
વાતો બાબત મારી આગલ પોતાનો ઈનસાફ કરાવાને રાજી છે? ૧૦ તારે
પાઉલે કહીઊં કે, કાઈસારની ઈનસાફની ગાદી આગલ હું ઉભો છઊં, હીઆં
મારો ઈનસાફ થવો જોઈએ; મેં યહુદીઓનું કંઈ ખોટું નથી કરીઊં, જેમ તું
પણ શારી પેઠે જાણેછે. ૧૧ કેમકે જો હું તકસીરદાર હોઊં, યા મોતને લા-
એક મેં કંઈ કરીઊં હોએ, તો હું મરવાને ના નથી કેહેતો; પણ જે બાબતોનો
તેઓ મારા પર બટો મુકેછે તેઓમાંનો જો કોઈ ખરો નથી, તો તેઓના હા-
તમાં કોઈ મને સોંપી શકતો નથી; હું કાઈસાર પાસે ઈનસાફ માગું છઊં.
૧૨ તારે ફેસતસે મીજલસ સાથે મનસુબો કરીને જવાબ આપીઓ કે, તેં કાઈ-
સારની પાસે ઇનસાફ માગીઓ, તો તું કાઇસારની પાસે જશે. ૧૩ ને કેટલાએક
દાહાડા વીતીઆ પછી શાહ આગરીપા તથા બેરનીક ફેસતસને મલવાને કાઇસા-

રીમાં આવીઆં. ૧૪ ને તેઓ ઘણા દાહાડા તાંહાં રહીઆ બાદ ફેસતસે પાઉલ
બાબત શાહને ખબર આપી, ને કહીઉં કે, ફીલીકસ એક બંધીવાન શખસને
મુકી ગઇઓ છે. ૧૫ જારે હું ઇરૂશાલેમમાં હતો તારે મુખી કાહીનોએ તથા
ઇહુદીઓના વડીલોએ તેની બાબત નાલેશ કીધી, ને તેને ઉલટો ઇનસાફ માગી-
ઓ. ૧૬ તેઓને મેં જવાબ આપીઓ કે જેના ઉપર બટો મુકાઇઓ હોએ
તેની રૂબરૂ બટો મુકનારા થાએ, ને તેને જવાબ આપવાને પરસંગ નહીં મલે,
તાંહાં સુધી કોઈ શખસને મારીનાંખવાને સોંપવો, એ રૂમીઓનો ધારો નથી.
૧૭ વાસતે તેઓ હીઆં આવીઆ, તારે મેં વીલંબ કીધા વગર બીજે દાહાડે
ઇનસાફની ગાદી પર બેસીને તે માણસને હાજર થવાનો હુકમ આપીઓ.
૧૮ પણ વાદીઓ ઉભા થઇઆ તારે જે જે બાબત મેં ધારીઉં તેમાંનો કોઇ
બટો તેના પર લાવીઆ નહીં. ૧૯ પણ પોતાની દીન તથા મરીગએલો એક
ઇસુ, જેની બાબત પાઉલ કેહેછે કે તે જીવતો છે, તે બાબત તેઓને કેટલીએક
તકરાર હતી. ૨૦ ને એવી તકરાર બાબત મને શક પડીઓ, તારે મેં તેને
પુછીઉં કે, શું તું ઇરૂશાલેમમાં જઈને તાંહાં આ બાબતોનો ઇનસાફ પામવા
ચાહેછે? ૨૧ પણ પાઉલે આઉગસતસના શાંભલવા પર પોતાનો ઈનસાફ
રખાવવાનું માગીઉં, તારે મેં હુકમ કીધો કે કાઇસારની પાસે તેને હું મોકલું તાંહાં
સુધી તેને રાખવો. ૨૨ તારે આગરીપાએ ફેસતસને કહીઉં કે, એ શખસને
શાંભલવાને મારી પણ ઇછા છે. તારે તેણે કહીઉં કે, કાલે તું તેને શાંભલશે.
૨૩ વાસતે બીજે દાહાડે આગરીપા તથા બેરનીકે મોહોટી ધુમધામથી
આવીઆં, ને સરદારો તથા શેહેરના મુખી લોકો સુધાં શાંભલવાનો જગે ગઈ-
આં, ને ફેસતસે હુકમ કીધા પર પાઉલ લવાઇઓ. ૨૪ તારે ફેસતસે કહીઉં
કે, અએ શાહ આગરીપા, તથા કુલે આદમી, જેઓ હાજર છેઓ, જેનો
બાબત ઇહુદીઓના બધા લોકોએ ઇરૂશાલેમમાં, તથા હીંઆ પણ બુમ પાડતાં
મારી અરજ કીધી કે તેને વધારે જીવવા દેવું સજાવર નથી, તે શખસને તમે
જુઓછેઓ. ૨૫ પણ જારે મેં જાણીઉં કે એણે મોતલાએક કંઈ નથી કીધું,
ને એણે પોતે આઉગસતસની પાસે ઈનસાફ માગીઓ, તારે મેં એને મોકલ-
વાનું ઠરાવીઉં છે. ૨૬ એની બાબત મારા ખોદાવંદ ઉપર મારે કંઇ ખચીત
લખવાનું નથી, એ સારૂ તમારી આગલ, તથા અએ શાહ આગરીપા, ખાસ
તારી આગલ, એને હું લાવીઓ છઉં, કે તજવીજ થઇઆ બાદ મને કંઇ લખ-
વાનું મલે. ૨૭ કેમકે બંધીવાનને મોકલવો, ને તેની તકસીર નહીં બતાવવી,
એ મને બેમુનાસીબ લાગેછે.

## બાબ છવીશમો.

તારે આગરીપાએ પાઉલને કહીઊં કે, તને પોતાની તરફથી બોલવા-
ની રજા છેઃ તારે પાઉલે હાત લાંબો કરીને જવાબ આપીઓ કે, ૨ અએ શાહ
આગરીપા, જે બધી વાતો બાબત યહુદીઓ મારા પર દાવો કરેછે, તેઓનો
આજે તારી આગલ મારે જવાબ આપવાનો છે, વાસતે હું ખુશ છઊં; ૩ ખાસ
એ સારૂ કે તું યહુદીઓની રસમો તથા મતોથી વાકિફ છે; વાસતે હું તારી
અરજ કરૂંછઊં કે તું ધીરજથી મારૂં શાંભલ. ૪ મારી ચાલને કે જે જવાની-
થી મારી કોમને દરમીઆન યરૂશાલેમમાં શરૂથી હતી તે સરવ યહુદીઓ
જાણેછે. ૫ તેઓ મને અવલથી જાણેછે, ને જો ચાહે તો ગહવાઇ આપે કે
હમારા મહજબના સરવથી પકા ફીરકા પરમાણે હું ફરોશી હતો. ૬ ને હવે
ખોદાએ જે વાએદો બાપદાદાઓને આપીઓ તેની ઉમેદને લીધે મને ઉભો
કરીને મારો યનસાફ કરેછે. ૭ ને હમારા બારે ફીરકા પણ રાત દાહાડો હરદમ
બંદગી કરતાં તે પામવાની ઉમેદ રાખેછે; એ ઉમેદને લીધે, અએ શાહ
આગરીપા, યહુદીઓ મારી ઉપર ફરીઆદ કરેછે. ૮ એ વાત તમે બેયતબાર
કેમ સમજો છેઓ કે ખોદા મુએલાંઓને પાછાં ઉઠાડશે? ૯ હા, હું પણ વીચાર-
તો હતો કે ઇસુ નાજારીનાં નામને ઉલટું બહુ કરવું મને સજાવર છે. ૧૦ ને
યરૂશાલેમમાં મેં તેમ કીધું, ને મુખી કાહીનોથી એખતીઆર પામીને પવીત-
રોમાંના ઘણાને બાંધીને બંધીખાનામાં નાંખીઆ, ને તેઓને મારીનાંખવાને
મેં તેઓને ઉલટું મત આપીઊં. ૧૧ ને હરેક એબાદતખાનામાં મેં ઘણીવાર
તેઓની સજા કીધી, ને જુલમથી તેઓ પાસે કુફર કેહેવાડીઊં; ને તેઓ
પર બહુ જહનુન થઇને પરાઇઆં શેહેરો સુધી તેઓને સતાવીઆ. ૧૨ ને મુખી
કાહીનોથી એખતીઆર તથા પરવાનગી પામીને હું દમશક જતો હતો. ૧૩ તારે
અએ શાહ, મધેઆને મેં રસતામાં આસમાનથી એક રોશની સુરજનાં તેજ
કરતાં બહુ ચલકતી દીઠી, જે મારી તથા મારા સાથીઓની આસપાસ ચમકી.
૧૪ ને હમે સરવ જમીન પર પડીઆ, તારે એક અવાજ મેં શાંભલીઓ,
જેણે હેબરી જુબાનમાં મારી સાથે બોલતાં કહીઊં કે, અએ સાઊલ, અએ
સાઊલ, તું મને કેમ સતાવે છે? આરો પર લાત મારવી તને કઠણ છે. ૧૫ તારે
મેં કહીઊં કે, અએ ખોદાવંદ, તું કોણ છે? ને તેણે કહીઊં કે, હું ઇસુ છઊં,
જેને તું સતાવેછે. ૧૬ પણ તું ઉઠ, ને તારે પગે ઉભો રેહે, કેમકે મેં પોતાને

એ સારૂ તને દેખડાવીઓ છે કે તેં જે દીઠાં, ને હું તને જે દેખાડીશ, તેઓ
બાબત હું તને સેવક તથા શાખસી ઠરાવું. ૧૭ હું તને આ લોકોથી તથા જે
ગેરકોમીઓની પાસે હવે હું તને મોકલુંછઊં તેઓથી બચાવીશ. ૧૮ કે તું
તેઓની આંખો ઉઘાડે, ને તેઓને અંધારામાંથી રોશનીની તરફ, તથા શેતાન-
ના એખતીઆરથી ખોદાની તરફ ફેરવે, એ સારૂ કે તેઓ મારા પરના એેત-
કાદથી ગુનાહાઓની માફી તથા પવીતર કરેલાઓમાં વારસો પામે. ૧૯ અએ
શાહ આગરીપા, હું તે આસમાની રોઇઆનો બેફરમાન નહીં રહીઓ. ૨૦ પણ
પેહેલાં દમશકમાંનાઓને, પછી ઇરૂશાલિમમાંનાઓને, તથા ઇહુદાના સરવ
પરાંતમાંનાઓને, તથા ગેરકોમીઓને ચેતાવીઊં કે તોબા કરવી, તથા ખોદાની
તરફ ફરવું, તથા તોબાને લાએક ફલ લાવવાં. ૨૧ એ વાતોને લીધે ઇહુદીઓ
મંદીરમાં મને પકડીને મારી નાંખવા સારૂ તઇઆર હતા. ૨૨ પણ ખોદાની
મદદથી હું આજ સુધી રહીઓ છઊં, ને નાહાના મોહોટાને ગહવાઇ આપુંછઊં,
ને નબીઓએ તથા મુસાએ જે વાતો થવાની કહી છે, તે વગર મેં કહીઊં નથી;
૨૩ કે ખરીસત દુખ સેહે, ને મરીગએલાઓમાંના પાછા ઉઠવામાં તે પેહેલો
થાએ, ને આ કોમને તથા ગેરકોમીઓને રોશની આપે. ૨૪ ને તે પોતાની તરફથી
બોલતો હતો, તારે ફેસતસે મોહોટે અવાજે કહીઊં કે, અએ પાઊલ, તું દીવાનો
છે, બહુ એલમે તને દીવાનો કીધો છે. ૨૫ પણ તેણે કહીઊં કે, અએ
ફેસતસ બાહાદુર, હું દીવાનો નથી, પણ સચાઇ તથા ડાહાપણની વાતો કહુંછઊં.
૨૬ ને શાહ પણ, જેની આગલ હું ઉઘાડી રીતે બોલુંછું, તે જાણેછે, કેમકે
મને એકીન છે કે એ વાતોમાંની કોઇ તેનાથી છુપી નથી, કાંજે એ ખુણામાં
થઇઉ નથી. ૨૭ અએ શાહ આગરીપા, તું શું નબીઓની વાતોપર એકીન
લાવેછે? હું જાણુંછઊં કે તું એકીન લાવેછે. ૨૮ તારે આગરીપાએ પાઊલને
કહીઊં કે, ખરીસતી થવાને તેં મને લગભગ મનાવીઓ છે. ૨૯ તારે પાઊલે
કહીઊં કે, ખોદા કરે કે તુંજ એકલો નહીં, પણ જે સઘલા આજ મારૂં શાંભલે-
છે તેઓ પણ, એકલા લગભગ નહીં, પણ આ બેડીઓ શીવાએ, પુરા મારા
જેવા થાએ. ૩૦ ને તેણે એમ કહીઆ પછી શાહ તથા હાકેમ તથા બેર-
નીકે તથા જે તેઓની સાથે બેઠા હતા તેઓ ઉઠીઆ. ૩૧ ને એકાંત જઇને
એક બીજા સાથે વાતો કરવા તથા કેહેવા લાગીઆ કે એ શખસે મોત કે કેદ-
ને લાએક કંઇ કીધું નથી. ૩૨ તારે આગરીપાએ ફેસતસને કહીઉં કે, એ
આદમીએ જો કાઇસારની પાસે ઇનસાફ માગીઓ નહીં હતે, તો એને
છોડી શકાતે.

## બાબ સતાવીશમો.

**અને** હમે વાહાણે ઇતાલી જઇએ એમ ઠરાવીઆ પર તેઓએ
પાઉલને તથા બીજા કેટલાએક બંધીવાનોને ઇઉલીઅસ નામે આઉગસતસી
ફોજના જમાદારને સોંપીઆ. ૨ તારે હમે આદરામુતીના એક વાહાણમાં ચહ-
ડીને આશીઆને કીનારે કીનારે જઇએ એવું ધારીને નીકલીઆ, ને માકેદોની-
માંના થેસસાલોનીકેનો આરીસતારખસ હમારો સાથી હતો. ૩ ને બીજે દાહાડે
હમે સીદોનમાં પોહોંચીઆ, તારે ઇઉલીઅસે પાઉલ સાથે સલુકી કીધી, ને
તેના દોસતો પાસે જઇને આરામ પામવા દીધો. ૪ પછી તાંહાંથી નીકલીઆ
પર પવન ઉલટો હતો વાસ્તે હમે કુપરસની પાસે થઇને હંકારી ગઇઆ.
૫ ને કીલકીના તથા પામફુલીની પાસેના દરીઆ પર હંકારીને હમે લુકીમાંના
મુરામાં પોહોંચીઆ. ૬ ને તાંહાં જમાદારે સીકંદરીઆનું એક વાહાણ ઇતાલી-
એ હંકારી જનાર દીઠું, તારે હમને તે પર ચહડાવીઆ. ૭ પણ હમે કેટલાએક
દાહાડા સુધી ધીમે ચાલીઆ પર પવને હમને પોહોંચવા નહીં દીધા, વાસ્તે
મેહેનતથી કનીદસની સાહામાં પોહોંચીને સાલમોનેની સાહામાં કરેતી થઇને
હંકારી ગઇઆ. ૮ ને મુશકેલીથી તેને વટાવીને એક જગીઆમાં આવીઆ,
જે શારૂં બંદર કેહેવાએછે, જેની પાસે લાસાઈ શેહેર હતું. ૯ ને જારે ઘણો
વખત ગઇઓ, ને વાહાણે જવાને ખતરો પડીઓ, કેમકે અપવાસના દાહાડા
વીતી ગઇઆ, તારે પાઉલે તેઓને ચેતાવતાં કહીઉં કે, ૧૦ અએ માણસો,
હું જોઉંછઉં કે આ સફરમાં દુખ તથા ઘણું નુકસાન એકલા વાહાણનું તથા
માલનું નહીં, પણ આપણા જીવોનું પણ થશે. ૧૧ પણ પાઉલે જે કહીઉં
તે કરતાં ટંડેલ પર તથા વાહાણના ધણી પર જમાદારે વધતો ભરોસો કીધો.
૧૨ ને તે બંદર સીઆલામાં રેહેવા લાએક નહીં હતું, વાસ્તે ઘણાએ સલાહ
આપી કે આપણે હીઆંથી નીકલીએ, ને કોઇ તરેહથી જો બનીઆવે તો ફીનીકે
પોહોંચીને તાંહાં સીઆલો કાહાડીએ, તે કરેતીનું એક બંદર છે, જેનું મોહો
નઇરેત દીસાએ તથા વાવીઅ દીસાએ છે. ૧૩ ને દખણનો નરમ પવન નીકલીઓ
તારે હમારી ઇછા પરમાણે થઇઉ એમ ધારીને તાંહાંથી ઉઠાવીને કરેતી પાસેથી
હંકારીઉં. ૧૪ પણ થોડીવાર પછે તેને ઉલટો તોફાની પવન નીકલીઓ, જે
ઇઉરકલુદોન કેહેવાએછે. ૧૫ ને વાહાણ અટકાવાઇઉં, ને પવનની સાહામાં
ફરી ન શકીઉં તારે હમે તેને તણાવા દીધું. ૧૬ ને કલાઉદી કેહેવાએલા એક

બેટ પાસે ગઇઆ, તારે મછવો રાખવાને ઘણી મેહેનત પડી. ૧૭ તે ઉચકી
લીધા પછી તેઓએ વાહાણની તલે બચાવના બંધ બાંધીઆ, ને રેતીમાં ફસ-
વાની બીહીકથી સહડ ઉતારીઓ, ને એમના એમ તણાઈ ગઇઆ. ૧૮ ને
હમને બહુ તોફાન લાગીઆથી બીજે દાહાડે તેઓએ વાહાણનો બોજ હલકો
કીધો. ૧૯ ને તીજે દાહાડે હમે પોતાને હાતે વાહાણનો સામાન ફેંકી દીધો.
૨૦ ને બહુ દાહાડા સુધી સુરજ તથા તારા દેખાઇઆ નહીં, ને બહુ તોફાન
લાગીઉં, તેથી હમારા બચવાની ઉમેદ પુરી ગઇ. ૨૧ પણ ઘણી લાંઘણ થઇ-
આ પછી પાઉલ તેઓની વચમાં ઉભો રહીને બોલીઓ, કે અએ માણસો,
તમને મારી વાત શાંભલીને આ દુખ તથા નુકસાન પામવાને કરેતીથી નહીં
નીકલવું જોઇતું હતું. ૨૨ પણ હવે હું તમને કહુંછઊં કે ખાતરજમે રાખો, કેમકે
તમારામાંના કોઇના જીવનું નુકસાન નહીં થશે, પણ એકલા વાહાણનું થશે.
૨૩ કેમકે જે ખોદાનો હું છઉં, ને જેની ખીદમત હું કરૂંછઊં, તેના ફરિશતાએ
રાતે મારી પાસે ઉભા રહીને કહીઉં કે, ૨૪ અએ પાઉલ, બીહી ના, કાઇ-
સારની પાસે ઉભા રેહેવાની તારે જરૂર છે; ને જો, વાહાણમાં જે સરવ તારી સાથે
જાએછે તેઓને ખોદાએ તને આપીઆ છે. ૨૫ વાસતે અએ માણસો,
ખાતરજમે રાખો, કેમકે મારો એતકાદ ખોદા પર છે કે જેમ મને કહીઉં છે
તેમ થશે. ૨૬ પણ આપણે એક બેટ પર પડવું જોઇએ.

૨૭ અને ચઉદમી રાત આવી તારે હમે હાદરીઆમાં આમ તેમ હડસેલાતા
હતા, ને અરધી રાતને આશરે ખલાસીઓએ ધારીઉ કે તેઓ કોઇ મુલકની
પાસે પોહોંચીઆ. ૨૮ ને મુડદ નાંખીઉ તારે વીશ વામ પાણી મલીઉં, ને થોડે
આગલ જઇને ફરી નાંખીને પંદર વામ પામીઆ. ૨૯ તારે રખે ખડક પર અફ-
લાએ એ બીહીકથી તેઓએ ડબુસા પરથી ચાર લંગર નાંખીઆં, ને
દીવસ નીકલવાની વાટ જોતા હતા. ૩૦ ને ખલાસીઓએ વાહાણ પરથી
નાહાસી જવા ચાહીઉ, ને નાલ પરથી લંગર નાંખનાર હોએ એવા બાહાનાથી
દરીઆમાં મછવો ઉતારીઓ. ૩૧ તારે પાઉલે જમાદારને તથા સીપાઇઓને
કહીઉં કે, એઓના વાહાણમાં રહીઆ વીના તમે બચનાર નથી. ૩૨ તારે
સીપાઇઓએ મછવાનાં દોરડાં કાપી નાંખીઆં, ને તેને પડવા દીધો. ૩૩ ને
દાહાડો ઉગવાનો હતો એટલામાં સરવને અન ખાવા સારૂ પાઉલે તેઓની
અરજ કરીને કહીઉ કે, આજ ચઉદ દાહાડા થઇઆ તમે રાહ જોતા રહીઆ,
ને કંઇ ન ખાવાથી અપવાસી છેઓ. ૩૪ વાસતે અન ખાવાને હું તમને અરજ

કરૂંછઊં, કેમકે એ તમારા રખશાણને સારૂ છે, કાંજે તમારામાંથી કોઇના મા-
થાંનો એક નીમાલો ખડરો નહીં. ૩૫ ને તેણે એમ કહીને રોટલી લીધી, ને
તે સરવની આગલ ખોદાની શુકર કીધી, ને ભાંજીને ખાવા લાગીઓ. ૩૬ તારે
તે સઘલાની ખાતરજમે થઈ, ને તેઓએ પણ અન લીધું. ૩૭ ને વાહાણ
પર હમે સરવ બશેં છોતેર શખસ હતા. ૩૮ ને તેઓ ખાઇને ધરાઈઆ,
તારે તેઓએ ધઊં દરીઆમાં નાંખી દઇને વાહાણને હલકુ કીધું. ૩૯ ને
દાહાડો ઊગીઆ પર તેઓએ તે મુલક ઓલખીઓ નહીં, પણ કાંઠાવાલી એક
ખાડી દીઠી, ને તેઓએ ઠરાવીઊં કે જો બની શકે તો વાહાણ તેમાં ઘાલવું.
૪૦ ને ચારો ગમથી લંગર ઊંચકીને દરીઆને સવાધીન કીધું, ને સુકાનના બંધ
છોડીને મોહોટો સહડપવનની ગમ તાણીઓ ને કાંઠા તરફ જવા લાગીઆ. ૪૧ ને
બે દરીઆના સંગમની જગીઆએ પડીઆ, ને વાહાણ જમીન પર લઘાવીઊં,
ને નાલ ફસી ગઈ, ને અચલ રહી, ને મોજાંઓના જોરથી ડબુસો ભાગી-
ગઈઓ. ૪૨ તારે સીપાઇઓનો મનસુબો એવો હતો કે બંધીવાનોને મારી-
નાંખે, કે રખે તેઓમાંથી કોઈ તરી નીકલીને નાહાસી જાએ. ૪૩ પણ જમા-
દારે પાઊલને બચાવવા ચાહીને એ મનસુબાથી તેઓને અટકાવીઆ, ને જે-
ઓને તરતાં આવડતું હતું તેઓને હુકમ આપીઓ કે તેઓ પેહેલાં કુદીને કીના-
રે જાએ. ૪૪ ને જે બાકીના તેઓ પાટીઆં પર, ને કેટલાએક વહાણના
કકડાઓ પર જાએ; ને એમ થઇઊં કે તેઓ સઘલા કીનારા પર સલામત
પોહોંચીઆ.

## બાબ અઠાવીશમો.

**અને** બચી નીકલીઆ પછી તેઓએ જાણીઊં કે તે બેટ મેલીટા
કેહેવાએછે. ૨ ને તાંહાંના જંગલી લોકોએ હમારી પર બહુ મેહેરબાની કીધી,
કેમકે વરસાદ વરસતો હતો તે સારૂ તથા ટાહાડને લીધે તેઓએ આગ સલ-
ગાવી, ને હમ સહુને તેઓએ કબુલ કીધા. ૩ તારે પાઊલે લાકડાંનો ભારો એ-
કઠો કરીને આગમાં નાંખીઓ, ને ગરમીથી એક સાપ નીકલીને તેના હાત પર
વીટલાઇઓ. ૪ ને તે જંગલીઓએ તેના હાત પર તે એરૂ લટકતું જોઇને
પરસપર કહીઉં કે, એકીનન આ આદમી ખુની છે, દરીઆમાંથી એ બચીઓ
છે ખરો, પણ ઇનસાફ એને જીવવા નથી દેતો. ૫ ને તેણે તે એરૂને આગમાં
ઝટકી નાંખીઊં, ને કંઇ દુખ પામીઓ નહીં. ૬ પણ તેઓ તેના સુજી જવાની,

ઇઓ એકાએક મુએલો પડવાની રાહ જોતા હતા,લેકીન ઘણીવાર રાહ જોઇ,
ને તેને કંઇ નુકસાન થઇઉં નહીં, એ જોઇને, તેઓએ પોતાનો વીચાર
ફેરવીને કહીઉં કે, એ કોઇ દેવતા છે. ૭ ને પબલીઅસ નામે તે બેટના એક
વતનીની તે ટાપુમાં મીલકતો હતી, તેણે હમને કબુલ કીધા, ને તણ દાહાડા
મોહોટી દોસતીથી પહેરોણા રાખીઆ. ૮ તારે એમ થઇઊં કે, પબલીઅસનો
બાપ તાવે તથા આમલોહીના રોગે માંદો પડીઓ, તેની પાસે પાઉલ ગઇઓ,
ને દુઆ માગીને તેના પર પોતાના હાત મુકીઆ, ને તેને સમો કીધો. ૯ એ
થઇઆ પછી બેટમાંના બીજા જેઓ બીમાર હતા તેઓ પણ આવીઆ, ને
સમા કરાઇઆ. ૧૦ ને તેઓએ હમને ઘણું માન આપીઊં, ને હમે નીકલીઆ
તારે હમને જે જોઇતું હતું તે તેઓએ આપીઉં.

૧૧ અને તણ મહીના પછી સીકંદરીઆનું એક વાહાણ જે સીઆલામાં તે
બેટમાં રહીઊં હતું, જેની નીશાન દીસકુરીએ હતી તેમાં હમે નીકલીઆ.
૧૨ ને હમે સુરાકુસમાં આવીઆ પછી તાંહાં તણ દાહાડા રહીઆ. ૧૩ તાંહાંથી
હમે ફેરો ખાઇને રેગીમાં આવીઆ, ને એક દાહાડા પછી દખણનો પવન
નીકલીઓ, તારે હમે બીજે દાહાડે પુટીઓલીમાં આવીઆ. ૧૪ તાંહાં હમે
ભાઇઓને મલીઆ, ને તેઓની સાથે સાત દાહાડા રેહેવા સારૂ તેઓએ
હમને અરજ કીધી; ને પછી હમે રૂમ તરફ ગઇઆ. ૧૫ ને તાંહાંથી ભાઇઓ
હમારી બાબત શાંભલીને હમને મલવા સારૂ આપીફોરમ તથા તણ ધરમશાલા
લગી આવીઆ; પાઉલે તેઓને જોઇને ખોદાના શુકર કીધા, ને હીમત પકડી.

૧૬ અને હમે રૂમમાં આવીઆ તારે જમાદારે બંધીવાનોને ચોકીના સરદા-
રને સવાધીન કીધા, પણ પાઉલને તેને રાખનાર સીપાઇની સાથે જુદો રેહેવાની
રજા આપી. ૧૭ ને તણ દાહાડા પછી એમ થઇઊં કે ઇહુદીઓના મુખી લોકોને
પાઉલે એકઠા બોલાવીઆ, ને તેઓ એકઠા થઇઆ તારે તેણે તેઓને કહીઊં
કે, અએ માણસો, ભાઇઓ, કોમને ઉલટું ઇઆ આપણા બાપદાદાઓની
રસમોને ઉલટું મેં કંઇ કીધું નથી, તોપણ ઇરૂશાલિમથી રૂમીઓના હાતમાં હું
બંધીવાન સોંપાઇઓ. ૧૮ તેઓએ મારી તજવીજ કરી, ને મારામાં મરવાનું
કારણ કંઇ નહીં મલીઊં, તારે મને છોડવા ચાહીઓ. ૧૯ પણ ઇહુદીઓ
ઉલટું બોલીઆ, તારે કાઇસારની પાસે ઇનસાફ માગવાની મને જરૂર પડી;
મારે પોતાની કોમની કંઇ ફરીઆદ કરવાની નથી. ૨૦ એ વાસતે મેં તમને
બોલાવીઆ, કે તમને જોઊં, ને તમારી સાથે વાત ચીત કરૂં, કેમકે ઇસરાએ-

લની ઉમેદને લીધે હું આ સાંકલથી બંધાએલો છઊં. ૨૧ તારે તેઓએ
તેને કહીઊં કે, તારી બાબત યહુદાથી હમને કંઈ ખત મલીઆં નથી, ને
ભાઈઓમાંથી કોઇએ આવીને તારી બાબત ખબર આપી કે કઇ ભુંડું કહીઊં
નથી. ૨૨ પણ તારૂં મત તારાં મોહોથી શાંભલવા હમે ચાહીએછઇએ,
કેમકે એ તરીકો સરવ જગીઆમાં વખોડાએલો છે તે હમે જાણીએછઇએ.
૨૩ ને તેઓએ તેને સારૂ એક દાહાડો ઠરાવીઓ, તારે ઘણા લોક તેના ઉતા-
રામાં તેની પાસે આવીઆ, તેઓને તેણે દલીલો આપીને ખોદાની પાદશાહતનો
ગહવાઇ આપી, ને મુસાની તોરત તથા નબીઓમાંથી ઇસુ બાબતની વાત
સહવારથી સાંહાંજ સુધી તેઓને સમજાવી. ૨૪ ને કેટલાએકે તેની વાતો
ખરી માની, પણ કેટલાએકે માની નહીં. ૨૫ ને તેઓમાં પરસપર સંબંધ
નહીં હતો, ને પાઊલે આ વાત કહીઆ પછી તેઓ ઉઠી ગઇઆ કે, પાકરૂહે
ઈસાઇઆ નબીની મારફત આપણા બાપદાદાઓને ઠીક કહીઊં કે, ૨૬ "તું એ
લોકોની પાસે જઇને એમ કેહે કે, તમે શાંભલતાં શાંભલશો, પણ સમજશો નહીં;
ને જોતાં જોશો, પણ જાણશો નહીં. ૨૭ કેમકે એ લોકોનાં દીલ જડ થઈઆં
છે, ને કાનોએ તેઓ ધીમે શાંભલેછે, ને તેઓએ પોતાની આંખો વીચેલી છે,
રખે તેઓ આંખોથી જુએ, ને કાનોથી શાંભલે, ને મનથી સમજે, ને ફરે,
ને તેઓને હું સમા કરૂં." ૨૮ વાસતે તમને માલમ થાએ કે ખોદાનું તારણ
ગેરકોમીઓની પાસે મોકલાઈઉં છે, ને તેઓ તે શાંભલશે. ૨૯ ને તેણે એ
વાતો કહીઆ પછી યહુદીઓ પરસપર ઘણી તકરાર કરતા ચાલીઆ ગઇઆ.
૩૦ પણ પાઊલ પોતાના ભાડાનાં ઘરમાં પુરાં બે વરશ રહીઓ, ને જે તેની
પાસે આવીઆ, તે સરવને તેણે કબુલ કીધા. ૩૧ ને પુરી હીમતથી તથા વગર
અટકાવે ખોદાની પાદશાહતની મુનાદી કરતો, ને ઇસુ ખરીસતની વાતો
શીખવતો.

# રૂમીઓને પાઊલનું પતર.

## બાબ પેહેલો.

ખોદાના પીઆરા, પાક [થવા સારૂ] તેડાએલા, જે રૂમમાં છે, તેઓ
સઘલાને ઈસુ ખરીસતનો બંદો પાઊલ [લખેછે] તે રસુલ થવા સારૂ તેડાએલો,
તથા ખોદાની ઈંજીલને સારૂ જુદો કરાએલો છે; ૨ જેનો વાએદો ખોદાએ
પોતાના નબીઓની મારફત પાક કીતાબોમાં અગાઉથી આપીઓ હતો. ૩ તે
તેના બેટા આપણા ખોદાવંદ ઈસુ ખરીસત બાબત છે, જે જીસમ પરમાણે
દાઊદની નસલથી થઈઓ; ૪ પણ પાકીજગીના રૂહએ મુએલાંઓમાંથી પાછો
ઊઠવાથી કુદરત સાથે ખોદાનો બેટો જાહેર થઈઓ, ૫ તેનાથી હમે ફજલ તથા
રસુલપણું પામીઆ, કે તેનાં નામને સારૂ બધી કોમો ઈમાનને તાબે થાએ.
૬ તેઓમાં તમે પણ ઈસુ ખરીસતના તેડાએલા છેઓ. ૭ ખોદા આપણા
બાપથી, તથા ખોદાવંદ ઈસુ ખરીસતથી, તમારી ઉપર ફજલ તથા સલા-
મતી થાઓ.

૮ પરથમ તો ઈસુ ખરીસતની મારફત હું તમ સઘલાને લીધે મારા ખોદાના
શુકર કરૂંછઊં કે, તમામ દુનીઆમાં તમારા ઈમાનની ખબર થઈ છે. ૯ કેમકે
ખોદા જેની ખીદમત હું મારા રૂહથી તેના બેટાની ઈંજીલમાં કરૂંછઊં, તે મારો
શાહેદ છે કે હું નીતે તમને ઈઆદ કરૂંછઊં; ૧૦ ને હમેશ મારી દુઆઓમાં
અરજ કરૂંછઊં કે, હવે કોઈ રીતે ખોદાની મરજીથી હું તમારી પાસે આવવાને
શારી સફર પામું. ૧૧ કેમકે તમને જોવાને હું ઘણો ઈંતેજાર છઊં, કે હું
તમને કંઈ રૂહાની નીઆમત પમાડું કે તેથી તમે કાએમ થાઓ. ૧૨ ઈઆને
પરસપર તમારા ને મારા ઈમાનથી હું તમારી સાથે દીલાસો પામું. ૧૩ ને અએ
ભાઈઓ, હું ચાહતો નથી કે તમે એથી નાવાકેફ રહો કે મેં ઘણીવાર તમારી
પાસે આવવાને ઈરાદો કીધો, એ સારૂ કે જેમ બીજી કોમોમાં તેમ તમારામાં
પણ કંઈ ફલ પામું; પણ હમણા સુધી હું અટકાઈઓ. ૧૪ કેમકે હેલેનીઓ
તથા બરબરીઓ, દાનાવો તથા નાદાનોનો હું કરજદાર છઊં. ૧૫ એવો કે હું
તમ રૂમીઓને પણ મકદુરભર ઈંજીલની ખબર આપવાને તઈઆર છઊં.
૧૬ કેમકે ખરીસતની ઈંજીલથી હું શરમાતો નથી; કારણ કે તે હરેક જે ઈમાન

લાવેછે તેનાં તારણ વાસતે ખોદાની કુદરત છે, પેહેલાં યહુદીનાં, પછી હેલેનીનાં.
૧૭ કેમકે ખોદાની જે રાસતી ઇમાનથી તે ઈમાનને સારૂ છે, તે તેમાં પરગટ
કીધેલી છે; જેમ લખીઊં છે કે, "રાસત ઇમાનથી જીવશે."
૧૮ કેમકે જે માણસો નારાસતીથી સતને દાબી રાખેછે, તેઓની તમામ
બેદીની તથા નારાસતી પર ખોદાનો ગજબ આસમાનથી જાહેર થયઓ છે.
૧૯ કારણ કે ખોદા બાબત જે કંઈ માલમ થઈ શકેછે, તે તેઓમાં જાહેર છે,
કાંજે ખોદાએ તેઓને તે જાહેર કીધું છે. ૨૦ કેમકે તેની બાબતનું જે
અનદીઠ છે યાને તેની અબદી કુદરત તથા ખોદાઈ, તે દુનીઆની પેદાએ-
શથી તેનાં કામો ઉપરથી એવી સાફ માલુમ પડેછે કે તેઓ બાહાના વીનાના છે.
૨૧ કેમકે તેઓએ ખોદાને પીછાનીને ખોદાને લાએકની તેની બુજરગી
તથા શુકરગુજારી નહીં કીધી. પણ પોતાની કલપનામાં વીઅરથ થઈ ગયઆ,
ને તેઓનાં નાદાન દીલ અંધરાઇ ગયઆં. ૨૨ તેઓ પોતાને દાનાવ કેહેતાં
નાદાન થયઆ. ૨૩ ને તેઓએ ગેરફાની ખોદાની જલાલ ફાની આદમી,
તથા ચલીઆં, તથા ચાર પગાં, તથા સરપોની મુરતમાં બદલી નાંખી. ૨૪ એ
વાસતે તેઓનાં દીલની બુરી ખાહેશોને લીધે ખોદાએ તેઓને નાપાકીમાં
છોડી દીધા, કે તેઓ માહોમા પોતાનાં બદનોને બેહુરમત કરે. ૨૫ તેઓએ
ખોદાનું સત જુઠાંણામાં બદલીઊં, ને પેદાકરનારને, જે હમેશા સીતાએશને
લાએક છે, આમીન, છોડીને પેદા થએલી ચીજની પરસતીશ તથા ખીદમત
કીધી. ૨૬ એ સબબ ખોદાએ તેઓને ગંદી શહવતોમાં છોડી દીધા, એવા
કે તેઓની ઓરતોએ સવભાવીક વેહેવાર ઉલટાવીને, જે સવભાવ પરમાણે
નથી તેમાં તેને બદલીઓ. ૨૭ ને એમજ મરદોએ પણ ઓરતોનો સવ-
ભાવીક વેહેવાર મુકીને પરસપર પોતાની શહવતોમાં બલવા લાગીઆ, ઇઆને
મરદોએ મરદો સાથે નાલાએક કામ કીધાં, ને પોતાની ગુમરાહીનાં લાએક
ફલ પોતામાં પામીઆ. ૨૮ ને જેમ તેઓએ પસંદ નહીં કીધું કે ખોદાને
પીછાનીને યાદ રાખે, ખોદાએ પણ તેઓને નાલાએક કામો કરવા સારૂ
બેહુદી સમજમાં છોડી દીધા; ૨૯ ઇઆને તેઓ સરવ નારાસતીએ, હરામ-
કારીએ, બદીએ, લોભે, ભુંડાઇએ ભરેલા થયઆ; ને વલી અદેખાઈએ,
ખુને, લડાઈએ, કપટે, બદખોઇએ, ચાડીએ ભરેલા થયઆ. ૩૦ વલી
નીંદા કરનારા, ખોદા પર દુશમની રાખનારા, ગરવ કરનારા, મગરૂર, આપવખા-
ણીઆ, બદીની તાલમેલ કરનારા, માબાપોના નાફરમનબરદાર; ૩૧ બેઅકલ,

બંદોબસત તોડનારા, બીન મોહોબત, કીનાખોર, તથા બેરહમ થઇઆ. ૩૨ ને
ખોદાનો ઇનસાફ જાણીઆ છતાં કે એવાં કામ કરનારાઓ મોતને લાએક છે,
પોતે એવાં કરેછે, ફકત એમ નહીં; પણ જેઓ કરેછે તેઓ ઉપર રાજી
થાએછે.

## બાબ બીજો.

એ વાસતે, અએ ઇનસાફ ઠરાવનાર માણસ, તું જે કોઇ હોએ, તે તું
બાહાના વીનાનો છે, કેમકે જે બાબતમાં તું બીજાનો ઇનસાફ કરેછે, તેથી તું પો-
તાને તકસીરદાર ઠરાવેછે; કેમકે તું ઇનસાફ ઠરાવનાર પોતે પણ તેજ કામો કરેછે.
૨ લેકીન આપણે જાણીએ છઇએ કે એવાં કામ કરનારાઓ પર ખોદાનો સજા-
નો હુકમ સત પરમાણે છે. ૩ તારે અએ માણસ, તું એવાં કામ જેઓ કરેછે
તેઓનો ઇનસાફ ઠરાવેછે, ને પોતેજ તેવાં કરેછે, તો શું તું એમ ધારેછે કે
ખોદાના સજાના હુકમથી તું બચી જશે? ૪ ઇઆ ખોદાની મેહેરબાની તને
તોબા કરવાને ખેંચેછે, એ ન જાણીને તું તેની મેહેરબાની, તથા બરદાસત,
તથા દરગુજરની દોલતને શું ધીકારેછે? ૫ પણ તારાં સખત તથા બેતોબા
કીધેલાં દીલથી ગજબ તથા ખોદાનો વાજબી ઇનસાફ જાહેર થવાના દાહાડા
સુધી તું પોતાને સારૂ ગજબનો જમાવ કરેછે. ૬ તે હરેકને તેનાં કામ પરમાણે
ફલ આપશે. ૭ જેઓ નેક કામ પર કાએમ રહીને બુજરગી, તથા ઇજત,
તથા બેમરગી શોધેછે, તેઓને હમેશાંની જીંદગી. ૮ પણ જેઓ ફસાદી છે,
તથા સતને માનતા નથી, પણ નારાસતીને તાબેછે, તેઓને કરોધ તથા ગજબ.
૯ બુરૂં કરનાર હરેક આદમીના રૂહને રંજ તથા આજાબ આપશે; પેહેલાં ઇહુદીને
પછી હેલેનીને. ૧૦ પણ ભલું કરનાર હરેક આદમીને બુજરગી, તથા ઇજત,
તથા સલામતી આપશે; પેહેલાં ઇહુદીને, પછી હેલેનીને. ૧૧ કેમકે ખોદાની
પાસે કંઇ તરફદારી નથી.

૧૨ કેમકે તે દાહાડે જારે ખોદા ઇસુ ખરીસતથી મારી ઇંજીલ પરમાણે
માણસોનાં છુપાં કામોનો ઇનસાફ કરશે, તારે જેટલાએ શરીઅત વીના ગુનાહ
કીધો છે, તેઓ શરીઅત વીના હલાક થશે; ૧૩ ને જેટલાએ શરીઅત સુધાં
ગુનાહ કીધો છે, તેઓનો ઇનસાફ શરીઅત પરમાણે કરાશે. ૧૪ કેમકે
શરીઅતના શાંભલનારા ખોદાની આગલ રાસત નથી, પણ શરીઅત પાલ-
નારા રાસત ઠરાવાશે. ૧૫ કેમકે ગેરકોમીઓ, જેઓને શરીઅત નથી, તેઓ

સતની મારફત જે તારણ છે તેથી તેઓ મફત રાસત ઠરાઇઆ છે. ૨૫ જેને
ખોદાએ તેના લોહી પરના એતકાદથી તોજસ થવા સારૂ આગલથી ઠરાવીઓ
છે; એ સારૂ કે પાછલા ગુનાહોની માફી જે ખોદાની સહનતાથી થઈ, તે બાબત
પોતાની રાસતી દેખડાવે. ૨૬ ઇઆને હમણા પોતાની રાસતી દેખડાવે, કે ઇસુ
પર એતકાદ કરનારને રાસત ઠરાવીને પોતે રાસત રેહે. ૨૭ તારે વડાઇ કરવાનું
કાંહાં છે? તે કહડાઇગઈ છે. કહી શરીઅતથી? શું અમલની? ના; બલકે ઇમાન-
ની શરીઅતથી. ૨૮ વાસતે હમે એમ સમજીએ છઇએ કે માણસ શરી-
અતના અમલ વીના ઇમાનથી રાસત ઠરાવાએછે. ૨૯ તો ખોદા શું એકલા
ઇહુદીઓનો છે? શું ગેરકોમીઓનો પણ નથી? હા, ગેરકોમીઓનો પણ છે.
૩૦ કેમકે એકજ ખોદા સુંનતીને ઇમાનથી, તથા બેસુંનતોને પણ ઇમાનેજ
રાસત ઠરાવેછે. ૩૧ તો શું હમે ઇમાનથી શરીઅતને બાતલ કરીએછઈએ?
ના, એવું થતું નથી; હમે તો શરીઅતને કાએમ કરીએછઈએ.

## બાબ ચોથો.

**તો** આપણા બાપ ઇબિરાહીમને જીસમ બાબત શું મલીઉં, તે બાબત
શું કહીએ? ૨ કેમકે ઇબરાહીમ અગર અમલથી રાસત ઠરીઓ હતે, તો તે
વડાઇ કરી શકતે, લેકીન ખોદાની આગલ નહીં. ૩ કેમકે કીતાબ શું કેહેછે?
ઇબિરાહીમે ખોદા પર એતકાદ કીધો, ને તે તેને સારૂ રાસતી ગણાઈ. ૪ હવે
કામ કરનારને મજુરી આપવી બખશેસ નથી, પણ કરજ દાખલ ગણાએછે.
૫ પણ કામ ન કરતાં બેદીનદારોને રાસત ઠરાવનાર પર જે એતકાદ કરેછે,
તેનો એતકાદ રાસતી ગણાએછે. ૬ એ પરમાણે દાઉદ પણ તે માણસની
નેકબખતી બતાવેછે, જેને ખોદા બીન અમલ રાસત ઠરાવેછે, ૭ કે
“ જેઓના ગુનાહઓની માફી થઇ, ને જેઓનાં પાપ ઢંકાઈઆં, તેઓ મુ-
બારક છે. ૮ જેનો ગુનાહ ખોદાવંદ હીસાબમાં નહીં લેશે, તે મુબારક છે.”
૯ તો એ નેકબખતી ફકત સુંનતીઓને થાએછે, કે બેસુંનતને પણ થાએ-
છે? આપણે કહીએછઇએ કે ઇમાન ઇબરાહીમને સારૂ રાસતી ગણાઈઓ.
૧૦ તારે તે કેવારે ગણાઈઓ? તે સુંનતમાં હતો તારે, કે બેસુંનત હતો તારે?
સુંનતમાં હતો તારે નહીં, પણ બેસુંનતમાં હતો તારે. ૧૧ ને બેસુંનત છતાં
જે ઇમાન તેને હતો તેની રાસતીની મોહોર થવા સારૂ સુંનતની નીશાની તે
પામીઓ, એ સારૂ કે બેસુંનતમાં પણ જેઓ ઇમાન લાવેછે તે સરવનો બાપ

તે થાએ, કે રાસતી તેઓને સારૂ પણ ગણાએ. ૧૨ ને સુંનતીઓનો બાપ,
ઇઆને જેઓ સુંનતીજ તેઓનો ફકત નહીં, પણ આપણા બાપ ઇબિરાહીમનો
જે ઇમાન બેસુંનતમાં હતો, તેનાં પગલાંમાં જે ચાલેછે તેઓનો પણ થાએ.
૧૩ વલી દુનીઆનો વારસ થવાનો વાએદો ઇબરાહીમને કે તેની નસલને
શરીઅતથી નહીં હતો, પણ ઇમાનની રાસતીથી. ૧૪ કેમકે અગર શરી-
અતવાલા વારસ હોએ, તો ઇમાન બેફાએદા, ને વાએદો બેહાંસેલ થઇઓ.
૧૫ કેમકે શરીઅત ગજબ ઉપજાવેછે; કારણ કે જાંહાં શરીઅત નથી, તાંહાં
તકસીર પણ નથી. ૧૬ વાસતે [વારસો] એ સારૂ ઇમાનથી છે કે ફજલથી
થાએ, ઇઆને કે વાએદો કુલે નસલને સારૂ કાએમ રેહે; જેઓ શરીઅત-
વાલા છે તેઓને સારૂ ફકત નહીં, પણ જેઓને ઇબિરાહીમના જેવું ઇમાન છે,
તેઓને સારૂ પણ રેહે; ૧૭ જેના ઉપર તે ઇમાન લાવીઓ, ઇઆને ખોદા
ઉપર, જે મુએલાંઓને જીવાડેછે, તથા જે નથી તે જાણેછે તેમ પરગટ કરેછે,
તેની આગલ હમ સહુનો તે બાપ છે; જેમ લખીલું છે કે, "મેં તને ઘણી
કોમોનો બાપ કીધો છે." ૧૮ તે નાઉમેદીને ઠેકાણે ઉમેદથી ઇમાન લાવીઓ,
કે તે ઘણી કોમોનો બાપ થાએ, કહેલા પરમાણે કે, "તારો નસલ તેવી
થશે." ૧૯ ને ઇમાનમાં કમજોર ન હતો, વાસતે શુમારે સો વરશનો થઇઆ
છતાં પણ તેણે પોતાનું બદન હવે મુએલાં સરખું છે, ઇઆ સારાનું ગરભસ-
થાન નીરજીવ છે, એમ ધીઆનમાં લાવીઓ નહીં. ૨૦ ને બેઇમાનીથી
ખોદાના વાએદા પર તે શક નહીં લાવીઓ; પણ ઇમાનમાં મજબુત રહીને
ખોદાની બુજરગી કીધી. ૨૧ ને તેને પુરૂં એકીન હતું કે જે કંઇ વાએદો
તેણે આપીઓ તે પુરો પાડવાને તે કાદર છે. ૨૨ એ વાસતે તે તેને સારૂ
રાસતી ગણાઇઓ. ૨૩ ને ફકત તેને સારૂ એ નથી લખીલું કે તે તેને વાસતે
ગણાઇઓ. ૨૪ બલકે આપણે સારૂ પણ, ઇઆને જેણે આપણા ખોદાવંદ
ઇસુ ખરીસતને મુએલાંઓમાંથી ઉઠાડીઓ તેના પર આપણે એતકાદ
કરીએ, તો આપણે સારૂ પણ ગણાશે. ૨૫ તે આપણી ખતાઓને લીધે
સોંપાઇઓ, ને આપણને રાસત ઠરાવવા સારૂ પાછો ઉઠડાઇઓ.

## બાબ પાંચમો.

**વાસતે** ઇમાનથી રાસત ઠરાવેલા છતાં આપણા ખોદાવંદ ઇસુ ખરી-
સતની મારફત ખોદાની સાથે આપણને સમાધાન છે. ૨ ઇઆને આ ફજલ

તીના હથીઆર થવા સારૂ ગુનાહને હવાલે ન કરો; પણ જેઓ મુએલાંઓમાંથી
જીવતા થઇઆ છે તેઓની કણી પોતાને ખોદાને સોંપો, ને તમારાં અંગોને
રાસતીનાં હથીઆર થવા સારૂ ખોદાને આપો. ૧૪ કેમકે ગુનાહ તમ પર
ગાલેબ નહીં થશે, કારણ કે તમે શરીઅતના એખતીઆરમાં નહીં, પણ ફજ-
લના એખતીઆરમાં છેઓ.

૧૫ તારે શું? આપણે શરીઅતના અખતીઆરમાં નહીં, પણ ફજલના
એખતીઆરમાં છઇએ, વાસતે શું આપણે ગુનાહ કરતા રહીએ? એવું ન થા-
એ. ૧૬ શું તમે એ જાણતા નથી કે, જેની તાબેદારી સારૂ તમે પોતાને ગોલામ
દાખલ સોંપો છેઓ, તેના ગોલામ છેઓ જેની તાબેદારી તમે કરોછેઓ; ઇઆ
તો ગુનાહની જેનો અંજામ મોત છે; ઇઆ તો ફરમાનબરદારોની, જેનું ફલ
રાસતી છે. ૧૭ તમે ગુનાહના ગોલામ હતા ખરા, પણ જે તાલીમ તમને મલી
તે તમે દીલથી માની લીધી છે, વાસતે ખોદાના શુકર હોજો. ૧૮ ને ગુનાહથી
છુટીને તમે રાસતીના ગોલામ થઇઆ છેઓ. ૧૯ તમારાં બદનની કમજો-
રીને લીધે હું આદમીની રીતે બોલુંછઊં; કેમકે જેમ તમે પોતાનાં અંગોને નાપા-
કી તથા શરારતની ગોલામીમાં સોંપીઆ હતાં કે શરારત કરો, તેમ હવે પાકીજ-
ગીને સારૂ પોતાનાં અંગોને ગોલામ થવા સારૂ રાસતીને સોંપો. ૨૦ કેમકે
જારે તમે ગુનાહના ગોલામ હતા, તારે તમે રાસતીથી છુટા હતા. ૨૧ તો જે
કામોથી હવે તમે શરમાઓછેઓ તેઓથી તારે તમને શું ફલ હતું? કેમકે
તેઓનો અંજામ મોત છે. ૨૨ પણ હવે તમે ગુનાહથી છુટીઆ, ને ખોદાના
બંદા થઇને પાકીજગીનાં ફલ લાવોછેઓ, ને અંત હમેશાંની જીંદગી છે.
૨૩ કેમકે ગુનાહની મજુરી મોત છે; પણ ખોદાની બખશેસ હમારા ખોદાવંદ
ઇસુ ખરીસતને વસીલે હમેશાંની જીંદગી છે.

## બાબ સાતમો.

**અએ** ભાઇઓ, શું તમે એ નથી જાણતા (કેમકે જે શરીઅત
જાણેછે તેઓને હું કહુંછઊં) કે માણસ જીવેછે તાંહાં સુધી શરીઅત તેના પર
એખતીઆર રાખેછે? ૨ કેમકે જે બઇરોને વર છે તે પોતાના વરના જીવતાં
સુધી શરીઅતથી તેની સાથે બંધાએલી છે; પણ જો વર મરી ગઇઓ, તો
શરીઅતથી તે છુટી છે. ૩ અગર વર જીવતાં જો તે બીજા સાથે પરણે, તો
તે છીનાલ કેહેવાશે; પણ જો વર મરી ગઇઓ, તો તે શરીઅતથી છુટી છે;

વાસતે જો તે બીજા સાથે પરણે, તોપણ છીનાલ નથી. ૪ તેમ, અએ મારા
ભાઇઓ, તમે પણ ખરીસતનાં બદનથી શરીઅત બાબત મુએલા થઇઆ
છેઓ, એ સારૂ કે બીજાના ઇઆને મુએલાંઓમાંથી જે પાછો ઉઠીઓ છે
તેના થાઓ, કે આપણે ખોદાને વાસતે ફલ લાવીએ. ૫ કેમકે જારે આપણે
જીસમાની હતા તારે ગુનાહની ખાહેશો, જે શરીઅતથી છે, તેઓ આપણા
અંગોમાં મોતને સારૂ ફલ લાવવાને અસર કરતી હતી. ૬ પણ હવે આપણે
જેથી બંધાએલા હતા તે મુઆ છતાં આપણે શરીઅતથી છુટીઆ છઇ-
એ, કે અખશરની જુની તોરથી નહીં, પણ રૂહની નવી તોરથી આપણે
ખીદમત કરીએ.

૭ તારે આપણે શું કહીએ? શું શરીઅત ગુનાહ છે? એવું ન થાએ, બલકે
શરીઅત વીના હું ગુનાહ નહીં પીછાનતે; કેમકે શરીઅતે કહીઉં નહીં હતે કે લોભ
ન કર, તો લોભ મેં જાણીઓ નહીં હતે. ૮ પણ હુકમથી ગુનાહે કાબુ
પકડીને મારામાં હર તરેહનો લોભ પેદા કીધો; કેમકે શરીઅત વીના ગુનાહ
મુએલો હતો. ૯ ને અગાઉ શરીઅત વીના હું જીવતો હતો; પણ હુકમ
આવીઓ કે ગુનાહ પાછો જીવતો થઇઓ, ને હું મરીગઇઓ. ૧૦ ને
જે હુકમ જીંદગીને સારૂ હતો, તે મોતને સારૂ મને માલુમ પડીઓ. ૧૧ કેમકે
હુકમથી કાબુ પકડીને ગુનાહે મને ઠગીઓ, ને તેથી મને મારી નાંખીઓ.
૧૨ વાસતે શરીઅત તો પાક છે; ને હુકમ પાક તથા વાજબી તથા શારો છે.
૧૩ તારે જે શારૂં તે શું મારૂં મોત થઇઉં! એવું ન થાએ; પણ ગુનાહ તે
ગુનાહજ જણાએ વાસતે જે શારૂં તેથી કરીને એણે મારામાં મોત ઉપ-
જાવીઉં; એ સારૂ કે હુકમને આશારે ગુનાહ અતીશે બુરો માલુમ પડે.
૧૪ કેમકે આપણે જાણીએછઇએ કે શરીઅત રૂહાની છે; પણ હું જીસમાની
ગુનાહના હાતમાં વેચાએલો છઉં. ૧૫ કેમકે હું જે કરૂંછઉં, તેમાં હું રાજી
નથી; કારણ કે હું જે ચાહુંછઉં, તે કરતો નથી; બલકે જેની મને નફરત છે તે
કરૂંછઉં. ૧૬ ને જે હું નથી ચાહતો તે જો હું કરૂંછઉં, તો હું કબુલ કરૂંછઉં
કે શરીઅત શારી છે. ૧૭ તો હવે હું તે નથી કરતો, પણ મારામાં રેહેનાર
ગુનાહ કરેછે. ૧૮ કેમકે હું જાણુંછઉં કે મારામાં, ઇઆને મારાં જીસમમાં,
કંઇ શારૂં રેહેતું નથી; કાણર કે ચાહાવું મારાથી થાએછે, પણ જે શારૂં તે કરવા
હું નથી પામતો. ૧૯ કેમકે જે નેકી હું ચાહુંછઉં, તે હુ કરતો નથી; પણ જે
બદી હું નથી ચાહતો, તે કરૂંછઉં. ૨૦ ને હું જે ચાહતો નથી, તે જો હું

કરૂંછઊં, તો હું તે કરતો નથી, પણ મારામાં રેહેનાર ગુનાહ કરેછે. ૨૧ તો મને
એ કાએદો દેખાએછે કે જારે હું નેકી કરવાને ચાહુંછઊં, તારે બદી મારી
પાસે હાજર છે. ૨૨ કેમકે હું બાતીની ઈનસાનીઅતથી ખોદાની શરીઅતમાં
મગન છઊં; ૨૩ મગર મારાં અંગોમાં બીજો કાએદો હું જોઊંછઊં, જે મારાં
મનના કાએદાને ઉલટો લડેછે, ને મારાં અંગોમાં ગુનાહનો જે કાએદો છે તેનાં
બંધનમાં મને લાવેછે. ૨૪ હાએ, હું બેહાલ શખસ છઊં! આ મોતનાં
બદનથી મને કોણ છોડાવશે? આપણા ઈસુ ખરીસતને આશરે ખોદાના શુકર
હું કરૂંછઊં. ૨૫ તો હું મનથી ખોદાની શરીઅતની ખીદમત કરૂંછઊં ખરો, પણ
જીસમથી ગુનાહની શરીઅતની.

## બાબ આઠમો.

**વાસતે** હવે જે ખરીસત ઈસુમાં છે, જેઓ જીસમની તોર પર નહીં,
પણ રૂહની તોર પર ચાલેછે, તેઓ પર સજાનો હુકમ થનાર નથી. ૨ કેમકે
ખરીસત ઈસુમાં જીંદગીના રૂહના કાએદાએ મને ગુનાહના તથા મોતના
કાએદાથી છોડાવીઓ છે. ૩ કેમકે જીસમને લીધે કમજોર થઈઆથી શરી-
અત જે ન કરી શકતી હતી તે ખોદાએ પોતાના બેટાને ગુનાહને લીધે ગુનાહ-
ગાર જીસમની સુરતમાં મોકલીને જીસમથી ગુનાહની સજા કરાવી; ૪ કે
આપણે જેઓ જીસમની તોર પર નહીં, પણ રૂહની તોર પર ચાલીએછઈએ,
તેઓમાં શરીઅતની રાસતી પુરી થાએ. ૫ કેમકે જેઓ જીસમની તોર
પર છે, તેઓ જીસમની વાતો ઉપર ચીત લગાડેછે; પણ જેઓ રૂહની તોર
પર છે, તેઓ રૂહની વાતો ઉપર. ૬ કેમકે જીસમાની મીજાજ મોત છે; પણ
રૂહાની મીજાજ જીંદગી તથા સલામતી છે. ૭ કારણ કે જીસમાની મીજાજ
ખોદાનો દુશમન છે, કેમકે ખોદાની શરીઅતને તાબે તે નથી, ને નથી થઈ
શકતો. ૮ તો જેઓ જીસમાની છે તેઓ ખોદાને પસંદ નથી આવી શકતા.
૯ પણ ખોદાનો રૂહ જો તમારામાં વસેછે, તો તમે જીસમાની નથી, બલકે
રૂહાની છેઓ; ને જેનામાં ખરીસતનો રૂહ નથી તે તેનો નથી. ૧૦ ને જો
ખરીસત તમારામાં છે, તો ગુનાહને લીધે બદન મુઊં છે ખરૂં, પણ રાસતીને લીધે
રૂહ જીવેછે. ૧૧ ને જેણે ઈસુને મુએલાંઓમાંથી ઉઠાડીઓ તેનો રૂહ જો
તમારામાં વસેછે, તો જેણે ખરીસતને મુએલાંઓમાંથી ઉઠાડીઓ, તે તેનો
રૂહ જે તમારામાં વસેછે, તેણે કરી તમારાં મરનાર બદનને પણ જીવાડશે.

૧૨ વાસતે ભાઈઓ, આપણે જીસમની તોર પર જીવવાને જીસમના કરજ-
દાર નથી. ૧૩ કેમકે જો તમે જીસમની તોર પર જીવોછેઓ, તો તમે
મરશો; પણ રૂહથી બદનનાં કામ મારોછેઓ, તો તમે જીવશો. ૧૪ કેમકે
જેટલા ખોદાના રૂહથી ચલવાએછે, તેટલા ખોદાનાં ફરજંદ છે. ૧૫ કેમકે ફરી
ખોફને સારૂ તમે ગુલામીનો રૂહ પામોઆ નથી; પણ પાલકપણાનો રૂહ પામી-
આ છેઓ, જેથી આપણે આબબા ઇઆને બાપ એમ પોકારીએ છઇએ.
૧૬ રૂહ પોતે આપણા રૂહની સાથે ગહવાઈ આપેછે કે, આપણે ખોદાનાં ફરજંદ
છઇએ. ૧૭ ને જો ફરજંદ, તો વારસ, ઇઆને ખોદાના વારસ, ને ખ્રીસત-
ની સંગાતે સાથી વારસ; કે જો આપણે તેની સાથે દુખો સહીએ, તો તેની
સાથે જલાલ પણ પામીશું.

૧૮ કેમકે હું એમ ગણુંછઊં કે આપણે સારૂ જે જલાલ જાહેર થનાર છે,
તેની સાથે હાલના વખતનાં દુખો સરખાવવા લાએક નથી. ૧૯ કેમકે ખલકત
પુરી આરજુથી ખોદાના દીકરાઓના જાહેર થવાની રાહ જુએછે. ૨૦ કેમકે
ખલકત અવરથાપણાને સવાધીન પોતાની ઇછાથી નથી થઇ, પણ જેણે તેને
સવાધીન કીધી તેથી થઇ, ૨૧ એવી ઉમેદથી કે ખલકત પોતે પણ નાશની
ગુલામીમાંથી છુટીને ખોદાનાં ફરજંદોની જલાલી આજાદગીમાં દાખલ થશે.
૨૨ કેમકે આપણે જાણીએછઇએ કે આખી ખલકત હમણા લગી નીસાસા
મુકેછે, ને કશટથી પીડાએછે. ૨૩ ને ફકત તે નહીં, બલકે આપણે જેઓને
રૂહનું પેહેલું ફલ મલીઊં છે, તે આપણે પોતે પણ પાલકપણાની ઇઆને આપણાં
બદનના છુટકાની રાહ જોતાં પોતાનામાં નીસાસા મુકીએછઇએ. ૨૪ કેમકે
ઉમેદથી આપણે તરાએલા છઇએ; પણ દીઠેલી ઉમેદ તે ઉમેદ નથી, કેમકે જે
કંઇ કોઈ જુએછે, તેનો ઉમેદ તે કેમ રાખે? ૨૫ પણ જે આપણે નથી
જોતા, તેની જો આપણે ઉમેદ રાખીએછઇએ, તો સબરથી આપણે તેની રાહ
જોઇએછઇએ. ૨૬ એજ તરેહ રૂહ પણ આપણી કમજોરીમાં આપણી
મદદ કરેછે; કેમકે જે જોઇએ તે પરમાણે આપણે કેવી દુઆ માગીએ એ
આપણે નથી જાણતા, પણ રૂહ પોતે ન કેહેવાનારા નીસાસાથી આપણે સારૂ
વીનંતી કરેછે. ૨૭ ને દીલોને શોધનાર જાણેછે કે રૂહની શી મરજી છે;
કેમકે ખોદાની મરજી પરમાણે પવીતરોને સારૂ તે વીનંતી કરેછે. ૨૮ ને આપણે
જાણીએછઇએ કે ખોદા ઉપર જેઓ પીઆર કરેછે, ઇઆને તેના ઠરાવ
પરમાણે જેઓ તેડેલા છે, તેઓનાં ભલાંને સારૂ સઘલાં ફાએદા કરેછે.

૨૪ ઇઆને આપણામાં કે જેઓને તેણે ફકત યહુદીઓમાંથી નહીં, બલકે
ગેરકોમીઓમાંથી પણ બોલાવીઆ છે. ૨૫ ને તે પરમાણે હોસીઆમાં
કેહેછે કે, "જેઓ મારા લોક નહીં હતા, તેઓને હું મારા લોક કહીશ; ને જે
પીઆરી નહીં હતી તેને પીઆરી કહીશ. ૨૬ ને એમ થશે કે જે ઠેકાણે
તેઓને કહીઉં હતું કે તમે મારા લોક નથી, તાંહાં તેઓ જીવતા ખોદાનાં ફરજંદ
કેહેવાશે." ૨૭ ને ઇસાઇઆ ઇસરાએલ બાબત પોકાર મારીને કેહેછે કે,
"બની ઇસરાએલની ગણતી દરીઆની રેતીના જેવી છે ખરી, તોપણ થોડાજ
તારણ પામશે. ૨૮ કેમકે તે કામને તે પુરૂં કરનાર, તથા રાસતીથી ટુંકું કર-
નાર છે, કારણ કે ખોદાવંદ જમીન પર ટુંકાંમાં કામ કરશે." ૨૯ ને તે પરમાણે
ઇસાઇઆએ અગાઉ પણ કહીઉં હતું કે, "ફોજોનો ખોદાવંદ હમારે સારૂ
નસલ બાકી નહીં રાખતે, તો હમે સદોમના સરખા થઇઆ હતે, ને ગમોરાની
બરાબર થઇઆ હતે." ૩૦ તારે આપણે શું કહીએ? એ કે ગેરકોમીઓ રાસતી
શોધતા નહીં હતા, તેઓ રાસતી ઇઆને જે રાસતી ઇમાનથી છે તે પામીઆ
છે. ૩૧ પણ ઇસરાએલ રાસતીની શરીઅતની તલાશમાં હતા, તેઓ રાસ-
તીની શરીઅત તક પોહોંચીઆ નહીં. ૩૨ શા સબબથી? એ સબબથી કે
તેઓએ ઇમાનથી નહીં, પણ જેમ શરીઅતના અમલથી તેમ તલાશ કીધી,
કારણ કે ઠોકર ખવડાવનાર પથરથી તેઓએ ઠોકર ખાધી. ૩૩ જેવું લખીઉં
છે કે, "જુઓ સીઓનમાં ઠેશવાલો પથર, ઇઆને ઠોકર ખવડાવનાર ખડક,
હું મુકુંછઉં, ને જે કોઇ તેના પર એતકાદ કરશે તે શરમાશે નહીં."

## બાબ દશમો.

**અએ** ભાઇઓ, ઇસરાએલને સારૂ મારાં દીલની ખાહેશ, તથા
ખોદાની પાસે મારી દુઆ એ છે કે, તેઓનું તારણ થાએ. ૨ કેમકે હું
તેઓની ગહવાઇ આપુંછઉં કે, ખોદા બાબત તેઓને દીલગરમી છે, પણ
દાનાઇથી નથી. ૩ કેમકે તેઓ ખોદાની રાસતીને ન જાણીને, તથા પોતાની
રાસતી સાબેત કરવા ચાહીને, ખોદાની રાસતીને તાબે ન થઇઆ. ૪ કારણ
કે શરીઅતનો અંજામ એ છે કે ખરીસત હરેક ઇમાન લવાનારની રાસતી
થાએ. ૫ કેમકે જે રાસતી શરીઅતથી છે, તેનું બીઆન મુસા એમ કરેછે
કે, "જે માણસ તે કામો કરશે તે તેઓથી જીવશે." ૬ પણ જે રાસતી
ઇમાનથી છે, તે એમ કેહેછે કે, તું તારાં દીલમાં એમ ન કેહે કે, આસમાન

પર કોણ ચહડશે, ઇઆને ખરીસતને નીચે લાવવાને? ૭ કે ઊંડાંણમાં
કોણ ઉતરશે, ઇઆને મુએલાંઓમાંથી ખરીસતને પાછો ઉપર લાવવાને?
પણ તે શું કેહેછે? ૮ એ કે, કલામ તારી પાસે, તારાં મોહોમાં તથા તારાં
દીલમાં છે, ઇઆને ઇમાનનો કલામ જે હમે જાહેર કરીએછઇએ તે; ૯ કે જો
તું પોતાને મોહોડે ખોદાવંદ ઇસુનો એકરાર કરશે, ને ખોદાએ તેને મુએલાં-
ઓમાંથી ઉઠાડીઓ છે એવો એતકાદ તારાં દીલથી તું કરશે, તો તું તારણ
પામશે. ૧૦ કેમકે રાસતીને સારૂ દીલથી ઇમાન થાએછે, ને તારણને સારૂ
મોહોડે એકરાર થાએછે. ૧૧ કારણ કે કીતાબ કેહેછે કે, “જે કોઇ તેના પર
ઇમાન લાવશે, તે શરમાશે નહીં.” ૧૨ કેમકે ઇહુદી તથા હેલેનીમાં કંઇ
તફાવત નથી; કારણ કે તેજ સહુનો ખોદાવંદ છે, જે સરવ તેની બંદગી કરેછે
તેઓને વાસતે દોલતમંદ છે. ૧૩ કેમકે જે કોઇ ખોદાવંદનાં નામને હાંક
મારશે, તે તારણ પામશે. ૧૪ તારે જેના પર તેઓ ઇમાન લાવીઆ નથી
તેને તેઓ હાંક કેમ મારશે? ને જેની બાબત તેઓએ શાંભલીઊં નથી, તેના
પર તેઓ શી તરેહ ઇમાન લાવશે? ને શાંભલાવનારા વગર તેઓ શી
તરેહ શાંભલશે? ૧૫ ને મોકલાઇઆ વીના તેઓ કેમ શાંભલાવે? જેમ
લખીઊં છે કે, “જેઓ સલામતીની ખુશાખબર જાહેર કરેછે, ને શારી
વતોની વધામણી આપેછે, તેઓના કદમ કેહેવાં ખુશાનુમા છે.” ૧૬ લેકીન
સઘલાએ એ ખુશાખબરી માની નહીં, કેમકે ઇસાઇઆ કેહેછે, “અએ
ખોદાવંદ, હમારી મુનાદી પર કોણ ઇમાન લાવેછે?” ૧૭ તારે ઇમાન
શાંભલવાથી, ને શાંભલવું ખોદાના કલામથી છે. ૧૮ પણ હું કહુંછઊં,
શું તેઓએ શાંભલીઊં નથી? અલબતાં તેઓનો અવાજ તમામ જમીન પર,
ને તેઓની વાતો દુનીઆની હદો સુધી પોહોંચી છે. ૧૯ વલી હું કહુંછઊં કે,
શું ઇસરાએલે જાણીઊં નથી? પરથમ મુસા કેહેછે કે, “જે કોમ નથી તેથી
હું તમને અદેખાઇથી ભરીશ, ને નાદાન કોમથી હું તમને ખીજવીશ.” ૨૦ વલી
ઇસાઇઆ મોહોટી હીમતથી કેહેછે કે, “જેઓ મને શોધતા નહીં હતા
તેઓને હું જડીઓ, ને જેઓએ મારી બાબત પુછીઊં નહીં તેઓને હું જાહેર
થઇઓ.” ૨૧ પણ ઇસરાએલ બાબત તે કેહેછે કે, “બેફરમાનબરદાર તથા
ઉલટું બોલનારા લોકોની સાથે આખો દાહાડો મેં મારા હાતો લાંબાં કીધા છે.”

## બાબ અગીઆરમો.

**તારે** હું કહુંછઉં કે, શું ખોદાએ પોતાના લોકોને કાહાડી મુકીઆ છે?
એવું થાએ નહીં; કેમકે હું ઇબરાહીમની નસલ, બનીઆમીનના ફીરકાનો ઇસરા-
એલી છઉં. ૨ ખોદાએ પોતાના જે લોકોને અગાઉથી જાણીઆ તેઓને કાહા-
ડી મુકીઆ નથી; કીતાબ એલીઆની બાબત શું કેહેછે, તે શું તમે નથી જાણ-
તા? તે શી રીતે ખોદાની પાસે ઇસરાએલને ઉલટી વાત કરેછે? ૩ "અએ
ખોદાવંદ, તેઓએ તારા નબીઓને કતલ કીધા છે, ને તારી કુરબાનગાહો પાડી
નાંખી છે, ને હું એકલો બાકી રહીઓ છઉં, ને તેઓ મારો જીવ લેવા શોધેછે."
૪ પણ ખોદા તેઓને જવાબમાં શું કેહેછે? એ કે "બાલની આગલ ઘુંટણ
નથી ટેકવું એવાં સાત હજાર આદમી મેં પોતાને સારૂ રાખીઆં છે." ૫ તેજ
તરેહ આ વખતમાં પણ ફજલથી પસંદ કરેલા બાકી રેહેલા છે. ૬ ને અગર
ફજલથી, તો અમલથી નહીં; નહીં તો ફજલ ફજલ નથી; ને અગર
અમલથી તો ફજલથી નહીં; નહીં તો અમલ અમલ નથી. ૭ તો શું?
એ કે ઇસરાએલ જેની તલાશ કરેછે તે તેઓને મલીઉં નથી; પણ પસંદ
કરેલાઓને મલીઉં છે, ને બાકીનાઓ આંધલા થઇઆ છે. ૮ જેવું
લખીઉં છે તેવું કે, "ખોદાએ તેઓને ઊંઘનો રૂહ, તથા ન દેખનાર આંખો,
તથા નહીં શાંભલનાર કાનો આજ સુધી આપીઆ છે." ૯ દાઉદ પણ કેહેછે કે,
"તેઓની મેજ જાલ, તથા ફાંદો, તથા ઠોકર ખવડાવનાર તથા બદલો આપનાર
તેઓને થાઓ. ૧૦ તેઓ ન જુએ એ સારૂ તેઓની આંખો અંધકારે
ભરેલી થાઓ; ને તેઓની પીઠ સદા વાંકી વલો." ૧૧ તો હું કહુંછઉં કે,
શું તેઓએ એવી ઠોકર ખાધી કે પડી જાએ? એવું થાએ નહીં; પણ
તેઓના પડવાથી ગેરકોમીઓને તારણ મલીઉં, કે તેઓ અદેખાઇથી ભરાએ.
૧૨ તારે જો તેઓનું પડવું દુનીઆની દોલત થઇ, તથા તેઓનું કમ થવું
ગેરકોમીઓની દોલત થઇ, તો તેઓનું સંપુરણ થવું કેટલું વધતું થશે?
૧૩ કેમકે હું તમ ગેરકોમીઓને કહુંછઉં, હું ગેરકોમીઓનો રસુલ છઉં,
વાસતે હું મારા ઓહોદાની વડાઇ કરૂંછઉં, ૧૪ કે કોઇ તરેહથી હું પોતાના
હમજાતીઓને ઉસકેરૂં, ને તેઓમાંથી કેટલાએકને બચાવું. ૧૫ કેમકે તેઓને
કાહાડી મુકવાનું જો દુનીઆ મેલવવું થઇઉં, તો તેઓને પાછા લેવા એ
મુએલાંઓને જીંદગી શીવાએ બીજું શું થશે? ૧૬ કેમકે જો પેહેલું ફલ

પાક છે, તો પીંડ પણ છે; ને જો જડ પાક છે, તો ડાલીઓ પણ તેવી છે.
૧૭ હવે ડાલીઓમાંથી કેટલીએક જો ભંજાઇ, ને તું જંગલી જઇતુન
છતાં તેઓને ઠેકાણે પેવંદ થઇઓ, ને તેઓની સાથે જઇતુનની જડ તથા
રસનો શરીક થઈઓ; ૧૮ તો ડાલીઓ પર તું ફખર ન કર, પણ જો
તું ફખર કરેછે, તોપણ જડને તારો આધાર નથી, પણ તને જડનો છે.
૧૯ અગર તું કેહેશે કે, ડાલીઓ એ સારૂ ભંજાઇ કે હું પેવંદ થાઊં. ૨૦ ખરૂં,
બેઈમાનીને લીધે તેઓ ભંજાઇ છે, ને તું ઇમાનથી કાએમ રેહેછે; મગર
ફખર ન કર, પણ ડર પકડ. ૨૧ કેમકે ખોદાએ અસલ ડાલીઓને બચાવી
નહીં, તો કદાચ તને પણ નહીં બચાવશે. ૨૨ તારે ખોદાની મેહેરબાનીને, તથા
સખતપણાને પણ જુઓ: પડેલાઓ પર સખતપણું; પણ તારા ઉપર મેહેરબા-
ની, જો તું મેહેરબાનીમાં કાએમ રેહેશે તો, નહીં તો તું પણ કાપીનંખાશે.
૨૩ અને તેઓ પણ જો બેઇમાન નહીં રેહેશે, તો પેવંદ થશે; કેમકે તેઓને
પાછા પેવંદ કરવાને ખોદા કાદર છે. ૨૪ કેમકે જો તું સવભાવીક જંગલી
જઇતુનનાં જાહાડમાંથી કાપી લેવાઇઓ, ને સવભાવથી ઉલટી રીતે શારાં જઇ-
તુનમાં પેવંદ કરાઈઓ, તો સવભાવીક ડાલીઓ પોતાનાં અસલ જઇતુનમાં
કેટલી જીઆદા પેવંદ કરાશે? ૨૫ કારણ કે અએ ભાઇઓ, ગેરકોમીઓની
ભરતી થાએ, તાંહાં સુધી ઇસરાએલમાંના કેટલાએક પર અંધાપો પડીઓ
છે, એ ભેદથી તમે અજાણીઆ રહો એ હું નથી ચાહાતો, નહીં તો તમે
પોતાને અકલમંદ જાણશો. ૨૬ ને એમ તમામ ઇસરાએલ તારણ પામશે,
જેમ લખીઊં છે કે "બચાવનાર સીઓનમાંથી આવશે, ને ઇઆકુબથી બેદીનો
દુર કરશે. ૨૭ ને મારો એ બંદોબસત તેઓની સાથે છે જારે તેઓના ગુનાહ
હું મટાડીશ." ૨૮ તારે તેઓ ઇંજીલ બાબત તમારે લીધે દુશમન છે
ખરા, લેકીન પસંદ થઇઆ બાબત બાપદાદાઓને લીધે તેઓ પીઆરા છે.
૨૯ એ સારૂ કે ખોદાની નીઆમતો તથા તેડાં તોબા વીનાનાં છે. ૩૦ કેમકે
જેમ તમે પણ આગલ ખોદા પર ઇમાન નહીં લાવતા હતા, પણ હવે તેઓની
બેઇમાનીના સબબ રહમ પામીઆ; ૩૧ તેમ હવે તેઓ પણ ઇમાન નથી લાવી-
આ, કે તેઓ પણ તમારી પરના રહમથી રહમ પામે. ૩૨ કેમકે સહુ પર રહમ
કરવા સારૂ ખોદાએ તે સરવને બેઈમાનીમાં બંધ કીધા છે. ૩૩ વાહા, ખોદા-
ની દાનાઈ તથા હીકમતની દોલત કેટલી ઊંડી! તેના ઠરાવ કેહેવા બેતપાસ, ને
તેના મારગ કેહેવા બેશુમાર છે! ૩૪ કેમકે ખોદાવંદનું દીલ કોણ જાણેછે?

કે હવે ઊંઘમાંથી ઉઠવાનો વખત છે, કેમકે આપણે ઇમાન લાવીઆ તે વખત
કરતાં આપણું તારણ પાસે છે. ૧૨ રાત બહુ વહી ગઈ, દાહાડો પાસે આવી-
ઓ છે, વાસતે આપણે અંધારાનાં કામ મુકીદઇએ, ને રોશનીનાં હથીઆર
બાંધીએ. ૧૩ જે રીતે દીવસે શોભે તે રીતે ચાલીએ; રંગભોગોમાં કે
પીધેલપણામાં નહીં, હરામકારી કે બદપહેરેજીમાં નહીં, જઘડા કે અદેખાઇમાં
નહીં. ૧૪ બલકે તમે ઓદાવંદ ઇસુ ખરીસતને પેહેરી લેઓ, ને જીસમના
હવેસો પુરા પાડવાની તદબીર ન કરો.

## બાબ ચઉદમો.

એતકાદમાં જે કમજોર છે તેને કબુલ કરો, પણ શકભરેલી તકરારને
સારૂ નહીં. ૨ કોઇને એવો એતકાદછે કે કુલે ચીજ તે ખાએ, પણ જે કમજોર
છે તે ફકત ભાજી તરકારી ખાએછે. ૩ લેકીન જે ખાએછે, તેણે ન ખાના-
રને તુછ ન કરવો; ને જે ખાતો નથી, તેણે ખાનારને તકસીરદાર નહીં ઠેરવો;
કેમકે ઓદાએ તેને કબુલ કીધો છે. ૪ તું કોણ છે કે બીજાના ચાકરને
તકસીરદાર ઠેરવે? પોતાના ધણી આગલ તે ઉભો રેહેછે કે પડેછે; પણ તે ઉભો
રખાશે, કેમકે તેને ઉભો રાખવાને ઓદા કાદર છે.

૫ કોઈ એક દાહાડાને બીજા દાહાડા કરતાં વધારે માનેછે, ને બીજો સઘલા
દાહાડાઓને સરખા માનેછે; હરેક પોતાનાં દીલમાં પુરો એતકાદ રાખે. ૬ દાહા-
ડાને જે પાલેછે, તે ઓદાવંદને સારૂ પાલેછે; ને દાહાડાને જે નથી પાલતો,
તે ઓદાવંદને સારૂ નથી પાલતો; જે ખાએછે તે ઓદાવંદને સારૂ ખાએછે;
કેમકે ઓદાના શુકર તે કરેછે; ને જે નથી ખાતો, તે ઓદાવંદને સારૂ નથી
ખાતો, ને ઓદાના શુકર કરેછે. ૭ કેમકે આપણામાંથી કોઇ પોતાને સારૂ
જીવતો નથી, ને કોઇ પોતાને સારૂ મરતો નથી. ૮ કારણ કે જો આપણે
જીવીએછઇએ, તો ઓદાવંદને સારૂ જીવીએછઇએ; ને જો આપણે મરીએ-
છઇએ તો ઓદાવંદને સારૂ મરીએછઇએ; વાસતે અગર આપણે જીવીએ
કે મરીએ તો આપણે ઓદાવંદનાજ છઈએ. ૯ કેમકે ખરીસત એ સારૂ
મરણ પામીઓ, ને પાછો ઉઠીઓ, ને જીવેછે કે, મરીગએલાંઓનો તથા
જીવતાંઓનો પણ તે ઓદાવંદ થાએ.

૧૦ તો તું શા વાસતે પોતાના ભાઇને તકસીરદાર ઠરાવેછે? ઇઆ તું શા
વાસતે પોતાના ભાઇને તુછ કરેછે? કેમકે આપણે સઘલાને ખરીસતની ઇનસા-

ફની ગાદી આગલ ઉભા રેહેવું પડશે. ૧૧ કારણ કે એમ લખીલ છે કે,
"ખોદાવંદ કેહેછે કે હું જીવતો છઊં તો હરેક ઘુટણ મારી આગલ વાંકુ વલશે,
ને હરેક જીભ ખોદાની આગલ એકરાર કરશે." ૧૨ વાસતે આપણામાંનો
હરેક પોત પોતાનો હીસાબ ખોદાને આપશે. ૧૩ તારે હવેથી આપણે એક
બીજાને તકસીરદાર ન ઠરાવીએ, પણ તે કરતાં એ તજવીજ રાખવી કે કોઈ
પોતાના ભાઇની આગલ ઠેશ ખવાડનાર ઇઆ ઠોકર ખવાડનાર કંઈ ન મુકે.
૧૪ ખોદાવંદ ઇસુથી હું જાણુંછઊં, ને મારી પુરી ખાતરી થઇ છે, કે કોઈ ચીજ
જાતે નાપાક નથી, પણ જે જેને નાપાક ગણેછે, તે તેને નાપાક છે. ૧૫ પણ જો
તારો ભાઈ તારા ખાવાથી દુખ પામેછે, તો તું મોહોબતથી નથી ચાલતો; જેને
સારૂ ખરીસત મરણ પામીઓ તેને પોતાના ખાવાથી હલાક ન કર. ૧૬ તારે
તમારી ખુબીની બદનામી ન થાએ. ૧૭ કેમકે ખોદાની પાદશાહત ખાવા પીવા-
નામાં નથી; પણ રાસતી, તથા સલામતી, તથા પાકરૂહથી ખુશાબકતી છે.
૧૮ કેમકે જે કોઈ એ વાતોમાં ખરીસતની ખીદમત કરેછે, તે ખોદાને પસંદ
છે, ને માણસોનો માનીતો છે. ૧૯ તારે સુલાહનાં તથા એક બીજાને સુધાર-
વાનાં જે કામો છે તેઓ પાછલ આપણે લાગુ રહીએ. ૨૦ ખાવાને સારૂ
ખોદાનાં કામનો નાશ ન કરો; કુલે ચીજ પાક છે ખરી, પણ ખાવાથી જે ઠોકર
ખવાડેછે, તે શખસને તે બુરૂં છે. ૨૧ બેહતર કે ગોશ ન ખાવું, ને વઇન ન
પીવો, ને જેથી તારા ભાઇને ઠેશ લાગે, કે ઠોકરાએ, કે તે નબલો થાએ,
તે ન કરવું. ૨૨ શું તને એતકાદ છે? તો તે પોતામાં ખોદાની આગલ રાખ;
કોઈ કંઈ પસંદ કરે, તેને લીધે જો તે પોતાને તકસીરદાર નથી ઠરાવતો, તો તે
મુબારક છે. ૨૩ ને જો કોઈ કંઇ શક રાખતો હોએ, ને તોપણ તે ખાએછે,
તો તે તકસીરદાર ઠરેછે, કેમકે બીન એતકાદે તે ખાએછે; ને જે કંઇ એતકા-
દથી નથી તે ગુનાહ છે.

## બાબ પંદરમો.

**તારે** આપણ જે જોરાવર છઇએ તેઓને લાએક છે કે કમજોરોની
બરદાસત કરીએ, ને ખુદ પસંદી નહીં કરીએ. ૨ આપણામાંના હરેકે પોતાના
પડોસીનાં ભલાને વાસતે તેને ખુશ કરવો, કે તેથી તેને સુધારે. ૩ કેમકે ખરીસતે
પણ પોતાને ખુશ નથી કીધો, પણ જેવું લખેલુંછે તેવું કે, "તારી નીંદા કરનારા-
ઓની નીંદાઓ મારા પર આવી પડી છે." ૪ કેમકે જે બધું અગાઊ લખાઇઊં

તે આપણી તાલીમને સારૂ લખાઇઊં છે, કે આપણે સબરથી તથા કીતાબોના
દીલાસાથી ઉમેદ ધરીએ. ૫ હવે સબરનો તથા દીલાસાનો ખોદા તમને એવું
આપે કે તમે ખરીસત ઇસુની માફક એક ચીતના થાઓ; ૬ કે તમે એક
ચીતથી ને એક મોહોથી ખોદાની ઇઆને આપણા ખોદાવંદ ઇસુ ખરીસતના
બાપની બુજરગી કરો. ૭ એ સારૂ ખોદાની જલાલને સારૂ જેમ ખરીસતે
આપણને કબુલ કીધા તેમ તમે એક બીજાને કબુલ કરો. ૮ વલી હું કહુંછઊં
કે ખોદાના સતને લીધે જે વાએદા બાપદાદાઓને અપાઇઆ હતા, તેઓને
કાએમ કરવા સારૂ ઇસુ ખરીસત સુંનતીઓનો ખાદીમ થઇઓ. ૯ ને કે ગેર-
કોમીઓ પણ રહમને લીધે ખોદાની તારીફ કરે, જેમ લખેલું છે તેમ કે, "એ
કારણ વાસતે ગેરકોમીઓમાં હું તારો એકરાર કરશ, ને તારાં નામનું ગાવશ."
૧૦ ને વલી તે કેહેછે કે, "અએ ગેરકોમીઓ, તમે તેના લોકોની સાથે ખુશી
કરો." ૧૧ ને વલી, "અએ કુલે ગેરકોમીઓ, તમે ખોદાવંદની સીતાએશ
કરો; ને અએ કુલે લોકો, તમે તેની તારીફ ગાઓ." ૧૨ ને વલી ઇસાઇઆ
કેહેછે કે, "ઇસીની જડ, ઇઆને ગેરકોમીઓ પર પાદશાહી કરવાને જે ઉઠશે,
તે થશે, ને તેના પર ગેરકોમીઓ ઉમેદ રાખશે." ૧૩ હવે ઉમેદનો ખોદા
તમને ઇમાન રાખવામાં બધી ખુશી તથા સલામતીથી ભરે, કે પાકરૂહની કુદર-
તથી તમારી ઉમેદ જીઆદા થતી જાએ.

૧૪ અને અએ મારા ભાઇઓ, હું પોતે તમ બાબત તેહકીક જાણુંછઊં કે,
તમે ભલાઇએ પુરણ, તથા બધી દાનાઈએ ભરાએલા છેઓ, ને એક બીજાને
નશીહત કરી શકો છેઓ. ૧૫ પણ અએ ભાઇઓ, તમને ઇઆદ કરાવવા
વાસતે જીઆદા હીમતથી મેં તમારી ઉપર લખીઊં છે, કેમકે ખોદાથી મને એ
ફજલ મલીઓ છે કે, ૧૬ ગેરકોમીઓ વાસતે ઇસુ ખરીસતનો ખીદમતગાર
થઇને ખોદાની ઇંજીલની ખીદમતગારી હું કરૂં, એ સારૂ કે ગેરકોમીઓ
પાકરૂહથી પાક કરાઇને માનીતું અરપણ થાએ.

૧૭ વાસતે જે વાતો ખોદાની સાથે એલાકો રાખેછે, તેઓમાં ઇસુ ખરીસ-
તથી હું ફખર કરી શકું છઊં. ૧૮ કેમકે ગેરકોમીઓને ફરમાનને તાબે કરવા
સારૂ ખરીસતે મારી મારફત જે કરાવીઊં નથી, તે બાબત બોલવાને હું કંઈ
મકદુર રાખતો નથી; ૧૯ ઇઆને કલામ તથા કામ, કરામતો તથા મોજેજાઓ-
થી, કે જે ખોદાના રૂહની કુદરતથી છે, એવું કરાવીઊં કે ઇરૂશાલેમથી ચારોગમ
ફેરો ખાઇને ઇલુરીકમ સુધી મેં ખરીસતની ઇંજીલની મુનાદી કીધી. ૨૦ ને

ઇંજીલની મુનાદી કરવામાં એ રીતે મેં કોશેસ કીધી કે જાંહાં ખરીસતનું
નામ હતું તાંહાં નહીં, રખે બીજાના પાઇઆ પર હું બાંધું; ૨૧ પણ જેમ લખેલું
છે તેમ કે, "જેઓને તેની ખબર નહીં પોહોંચી હતી, તેઓ જોશે; ને
જેઓએ શાંભલીઉં નહીં હતું, તેઓ સમજશે." ૨૨ એ સબબ તમારી
પાસે આવવાને હું ઘણો રોકાઇઓ. ૨૩ પણ હવે આ તરફના મુલકોમાં કોઈ
જગીઆ બાકી નથી રહી, ને ઘણાં વરશ થઇઆં તમારી પાસે આવવાને હું
ઇંતેજાર છઊં; ૨૪ વાસતે જારે હું ઇસપેનમાં મુસાફરી કરશ, તારે તમારી પાસે
આવશ; કેમકે મને ઉમેદ છે તાંહાં જતાં હું તમને જોવશ, ને તમારી મુલાકા-
તથી કંઈ તુરપત થઇને તાંહાં જવાને હું તમારાથી રવાના થવશ. ૨૫ પણ
હાલમાં પવીતરોની ખીદમત કરવાને હું ઇરૂશાલેમ જાઊંછઊં. ૨૬ કેમકે ઇરૂ-
શાલેમના પવીતરોમાંના જેઓ દરીદરી છે, તેઓ સારૂ કંઈ ઉઘરાણું કરવાનો
માકેદોનીઆના તથા આખાઇઆના લોકોને શારૂં લાગીઉં. ૨૭ તેઓને તો
શારૂં લાગીઉં, ને તેઓ એઓના કરજદાર છે; કેમકે અગર ગેરકોમીઓ
રૂહાની વાતોમાં એઓના શરીક થઇઆ, તો લાજમ છે કે જીસમાની વાતો-
માં એઓ તેઓની ખીદમત કરે. ૨૮ વાસતે એ કામ પુરૂં કરીને, તથા
આ ફલ તેઓને સોંપીને, તમારી પાસે થઇને હું ઇસપેન જવશ. ૨૯ ને હું
ખચીત જાણુંછઊં કે મારૂં તમારી પાસે આવવું ખરીસતની ઇંજીલની કમાલ
બરકત સાથે થશે. ૩૦ ને અએ ભાઇઓ, આપણા ખોદાવંદ ઇસુ ખરીસત-
ને લીધે, તથા રૂહના પીઆરથી હું તમારી અરજ કરૂંછઊં કે, તમે મારે સારૂ
ખોદાની પાસે દુઆઓમાં મારી સાથે કોશેસ કરો. ૩૧ એ સારૂ કે ઇહુદાહમાં-
ના બેઇમાનોથી હું બચું, ને જે મારી ખીદમત ઇરૂશાલેમને સારૂ છે તે પવીત-
રોને પસંદ પડે; ૩૨ કે ખોદાની મરજીથી હું ખુશીથી આવું, ને તમારી સાથે
તાજગીગીરું. ૩૩ હવે સલામતીનો ખોદા તમ સઘલાની સાથે હોઓ.

## બાબ શોલમો.

આપણી બેહેન ફેબી જે કેંકરીની મંડલીની ખીદમતગાર છે તેની
બાબત હું તમારી સીફારશ કરૂંછઊં; ૨ કે જેમ પવીતરોને લાએક છે તેમ તમે
ખોદાવંદને સારૂ તેને કબુલ કરો, ને જે કામમાં તે તમારી મોહતાજ હોએ તેમાં
તમે તેની મદદ કરો, કેમકે તે પોતે ઘણાની તથા મારી પણ મદદગાર થઇ છે.
૩ ખરીસત ઇસુમાં મારી સાથે ખીદમત કરનારા પરીસકીલા તથા અકુલાને

સલામ કહો. ૪ તેઓએ મારા જીવને સારૂ પોતાની ગરદનો ધરી છે; તેઓનો
એહસાન હું એકલો નથી માનતો: બલકે ગેરકોમીઓની બધી મંડલીઓ
પણ માનેછે. ૫ ને જે મંડલી તેઓનાં ઘરમાં છે, તેને સલામ કહો; મારો
પીઆરો એપાઇનેતસ, જે ખરીસતને સારૂ આખાઈનું પેહેલું ફલ છે, તેને
સલામ કહો. ૬ હમારે સારૂ ઘણી મેહેનત કીધી તે મરીઅમને સલામ
કહો. ૭ મારા સગા તથા મારી સાથેના બંધીવાન આંદરોનીક, તથા ઇઉની-
આને સલામ કહો, તેઓ રસુલોમાં નામીચા છે; ને મારાથી અગાઉ
ખરીસતમાં હતા. ૮ ખોદાવંદમાં મારા પીઆરા આમપલીઆને સલામ કહો.
૯ ખરીસતમાં હમારી સાથે કામ કરનાર ઉરબાનને, તથા મારા પીઆરા
સતાખુસને સલામ કહો. ૧૦ ખરીસતમાં માનીતા આપેલેને સલામ કહો;
આરીસતબુલસના ઘરનાંને સલામ કહો. ૧૧ મારા સગા હેરોદીઓનને સલામ
કહો; નારકીસના ઘરનાં જેઓ ખોદાવંદમાં છે, તેઓને સલામ કહો. ૧૨ ખોદા-
વંદમાં મેહેનત કરનાર તરૂફાઈના તથા તરૂફોસાને સલામ કહો; જેણે ખોદાવંદને
સારૂ ઘણી મેહેનત કીધી તે પીઆરી પેરસીને સલામ કહો. ૧૩ ખોદાવંદમાં
પસંદ કરેલા રૂફસને, તથા તેની તથા મારી માને સલામ કહો. ૧૪ આસુનકરીત,
ફલેગન, હેરમા, પાતરોબા, તથા હેરમેને, તથા તેઓની સાથે જે ભાઈઓ છે,
તેઓને સલામ કહો. ૧૫ ફીલોલોગને, તથા જુલીઆને, નેરીઆને, તથા
તેની બેહેન અલુંપાને, તથા તેઓની સાથે સઘલા પવીતરોને પણ સલામ
કહો. ૧૬ પવીતર ચુંબનથી તમે માહોમાં સલામ કહો. ખરીસતની મંડલીઓ
તમને સલામ કેહેછે.

૧૭ હવે અએ ભાઇઓ, હું તમારી અરજ કરૂંછઊં કે, જે તાલીમ તમે
પામીઆ છેઓ તેને ઉલટું તમારામાં ફુટો પાડવાનું, તથા ઠોકરો ખવડાવવાનું
જેઓ કરેછે, તેઓને ઓલખી રાખો, ને તેઓથી દુર રહો. ૧૮ કેમકે
જેઓ એવા છે તેઓ આપણા ખોદાવંદ ઇસુ ખરીસતની ખીદમત નથી
કરતા, પણ પોતાનાં પેટની કરેછે, ને મીઠી વાતોથી તથા ખુશામતોથી ભોલા-
ઓનાં દીલ ભુલાવેછે. ૧૯ તમારી ફરમાનબરદારી બધાઓમાં મશહુર
થઇ છે, વાસતે તમારી બાબત હું ખુશ છઊં, લેકીન હું એ ચાહુંછઊં કે નેકી
બાબત તમે ડાહ્યા થાઓ, ને બદી બાબત ભોલા રહો. ૨૦ ને સલામતી-
નો ખોદા શેતાનને તમારા પગ તલે વેહેલો છુંદશે: આપણા ખોદાવંદ ઇસુ
ખરીસતનો ફજલ તમારી સાથે થાઓ. આમીન.

૨૧ મારી સાથે કામ કરનાર તીમોથી, ને મારા સગા લુકી, તથા યાસન,
તથા સોસીપાતર, તમને સલામ કેહેછે. ૨૨ હું તેરતી આ પતરનો લખનાર
તમને ખોદાવંદમાં સલામ કરૂંછઊં. ૨૩ મને તથા આખી મંડલીને પહરોણા
રાખનાર ગાયુસ તમને સલામ કેહેછે; શેહેરનો ખજાનચી એરાસતસ તથા
ભાઈ કુવારતસ, તમને સલામ કેહેછે. ૨૪ આપણા ખોદાવંદ ઈસુ ખરીસતનો
ફજલ તમ સઘલાની સાથે થાઓ. આમીન.
૨૫ હવે જે ભેદ દુનીઆની શરૂથી છુપો રાખેલો હતો, પણ જમાનામાં
જાહેર કરાયો છે, ૨૬ ને હમેશાગીના ખોદાના હુકમોથી નબીઓની કીતાબોમાં
બધી કોમોમાં ઈમાનની તાબેદારીને સારૂ જાહેર કરાયો છે, તે ભેદના પરગટ-
પણા પરમાણે જે મારી ઈંજીલ, યાને ઈસુ ખરીસતની તાલીમ, ૨૭ તે
પરમાણે તમને કાએમ કરવાને કાદર છે, તે એકલા દાના ખોદાને ઈસુ
ખરીસતની મારફત હમેશાં બુજરગી પોહોંચો. આમીન.

# કરીંથીઓને પાઊલનું પેહેલું પતર.

## બાબ પેહેલો.

ખોદાની મંડલી જે કરીંથમાં છે, યાને જેઓ ખરીસત ઈસુમાં
પાક થયા, ને પવીતરો કેહેવાએ છે તેઓને; તથા તેઓ સુધાં હરેક મકાન-
માં જેઓ આપણા ખોદાવંદ ઈસુ ખરીસતનું નામ લેછે, જે તેઓનો તથા
આપણો પણ છે, ૨ એ સઘલાઓને ખોદાની મરજીથી ઈસુ ખરીસતનો
પસંદ કરેલો રસુલ પાઊલ, તથા ભાઈ સોસથેન લખેછે. ૩ ખોદા આપણા
બાપથી, તથા ખોદાવંદ ઈસુ ખરીસતથી તમને ફજલ તથા સલામતી થાઓ.
૪ ઈસુ ખરીસતથી ખોદાનો જે ફજલ તમને અપાયો છે તે સારૂ હમેશા હું
મારા ખોદાના શુકર તમારી બાબત કરૂંછઊં. ૫ કેમકે તેનાથી તમે બધી રીતે
બધાં બોલવામાં, તથા બધા ઈલમમાં ભરપુર થયા છેઓ: ૬ જેમ ખરીસત-

ની ગહવાઈ તમારામાં સાબેત થઈ તેમ; ૭ એવી કે તમે કોઈ બખશેસમાં
કમ નથી પડીઆ, ને આપણા ખોદાવંદ ઈસુ ખરીસતના જાહેર થવાની રાહ
જુઓ છોઓ. ૮ તે તમને આખર સુધી કાએમ પણ રાખશે, કે આપણા
ખોદાવંદ ઈસુ ખરીસતને દાહાડે તમે બેએબ હશો. ૯ ખોદા, જેનાથી તમે
તેના બેટા આપણા ખોદાવંદ ઈસુ ખરીસતની સોહોબતમાં તેડાએલા છોઓ,
તે વફાદાર છે.

૧૦ અએ ભાઈઓ, આપણા ખોદાવંદ ઈસુ ખરીસતનાં નામથી હું તમને
અરજ કરૂંછઊં કે તમે સઘલા સરખીજ વાત બોલો, ને તમારામાં ફુટ ન પડવા
દેઓ, બલકે તમે એક દીલ તથા એક સમજના થઈને પુરા મલીઆ રહો.
૧૧ કેમકે, અએ મારા ભાઈઓ, કલોએના ઘરનાઓથી તમારી બાબત મને
એમ માલુમ પડીઊં કે તમારામાં જઘડા છે. ૧૨ હવે હું એ કહુંછઊં કે
તમારામાં હરેક કેહેછે કે, હું તો પાઊલનો, ને હું આપોલોનો, ને હુ કેફાનો, ને
હું ખરીસતનો છઊં. ૧૩ તો શુ ખરીસત વેહેંચાઈઓ છે? શું પાઊલ તમારે સારૂ
કરૂસ પર જડાઈઓ હતો? ઈઆ શું પાઊલને નામે તમારૂં બાપતીસમા થઈઊં?
૧૪ હું ખોદાના શુકર કરૂંછઊં કે કરીસપા તથા ગાઈઆ વીના તમારામાંના કોઈનું
બાપતીસમા મેં કીધું નથી. ૧૫ રખે કોઈ કેહે કે મેં પોતાનાં નામે બાપતી-
સમા કીધું. ૧૬ ને સતેફાનના કુટુંબનું પણ મેં બાપતીસમા કીધું, પણ એ
શીવાએ બીજા કોઈનું બાપતીસમા મેં કીધું હોએ, એ મને માલુમ નથી.

૧૭ કેમકે ખરીસતે બાપતીસમા કરવાને નહીં, પણ ઈંજીલ સંભલાવાને
મને મોકલીઓ છે; પણ બોલીની હીકમતથી નહીં, કે રખે તેથી ખરીસતનો
કરૂસ બેહાંસેલ થાએ. ૧૮ કેમકે હલાક થનારાઓને કરૂસની વાત બેવકુફી
લાગેછે, પણ આપણ તારણ પામનારાઓને ખોદાની કુદરત તે લાગેછે.
૧૯ કેમકે એમ લખેલું છે કે, "દાનાવોની દાનાઈ હું નેસત કરશ, ને સમ-
જુકોની સમજ બાતલ કરશ." ૨૦ દાનાવ કાંહાં છે? શાસતરી કાંહાં છે?
આ જાહાનનો હુજત કરનાર કાંહાં છે? શું ખોદાએ આ દુનીઆની દાનાઈને
બેવકુફી નથી ઠરાવી? ૨૧ કેમકે ખોદાની દાનાઈને લીધે દુનીઆએ દાનાઈથી
ખોદાને પીછાનીઓ નહીં, તારે ખોદાની એ મરજી થઈ કે મુનાદીની બેવકુફી-
થી ઈમાન લાવનારાઓને બચાવે. ૨૨ કારણ કે યહુદીઓ નીશાની માગેછે
ને હેલેનીઓ દાનાઈ શોધેછે; ૨૩ પણ કરૂસ પર જડાએલા ખરીસતની
મુનાદી હમે કરીએછઈએ: એ યહુદીઓને ઠોકરાવનાર પથર, તથા હેલેની

ઓને બેવકુફી લાગેછે. ૨૪ પણ તેડેલા યહુદીઓ તથા હેલેનીઓને સારૂ ખરી-
સત ખોદાની કુદરત, તથા ખોદાની દાનાઇ છે. ૨૫ કારણ કે ખોદાની બેવકુફી
માણસોની દાનાઇથી બેહેતર છે, ને ખોદાની કમજોરી માણસો કરતાં જોરાવર
છે. ૨૬ કેમકે, અએ ભાઇઓ, તમારૂં તેડાવવું તમે જુઓછેઓ કે જીસમ
પરમાણે ઘણા દાનાવો, કે ઘણા જોરાવરો, કે ઘણા અશરાફો નથી તેડાઇઆ.
૨૭ મગર ખોદાએ દાનાવોને શરમીંદા કરવા સારૂ દુનીઆના બેવકુફોને પસંદ
કીધા છે; ને જોરાવરોને શરમીંદા કરવા સારૂ ખોદાએ દુનીઆના કમજોરોને
પસંદ કીધા છે. ૨૮ ને દુનીઆના કમીનોને, તથા વખોડાએલાઓને, તથા
જે નથી તેઓને ખોદાએ એ સારૂ પસંદ કીધા છે કે, જે છે તેઓને નાચીજ
કરે. ૨૯ એ સારૂ કે કોઇ શખસ તેની આગલ ફખર ન કરે. ૩૦ પણ
તેનાથી તમે ઇસુ ખરીસતમાં છેઓ, કે તે ખોદાથી આપણે સારૂ દાનાઈ, તથા
રાસતી, તથા પાકીજગી, તથા છુટકારો થઇઓ છે; ૩૧ કે જેવું લખીઉં છે
તેવું થાએ કે, "જે કોઇ ફખર કરે તે ખોદાવંદમાં કરે."

## બાબ બીજો.

**અને** અએ ભાઇઓ, ખોદાની ગહવાઇનીં ખબર આપતો તમારી
પાસે હું આવીઓ, તારે બોલીનાં ઉમદાંપણા કે હીકમત સાથે આવીઓ નહીં
હતો. ૨ કેમકે મેં ઠરાવીઉં હતું કે ઇસુ ખરીસત, તથા તેનું કરૂસે જડાવવું,
એ શીવાએ તમારે દરમીઆન હું બીજું કંઇ ન જાણું. ૩ ને હું કમજોરી
સાથે તથા ડર સાથે તથા બહુ કાંપવા સાથે તમારે દરમીઆન હતો. ૪ ને
મારી બોલી, તથા મારી મુનાદી ઇનસાનની હીકમતની લલચાવનારી વાતોથી
નહીં, પણ રૂહની તથા કુદરતની દલીલ સાથે હતી; ૫ કે તમારો એતકાદ
ઇનસાનની હીકમતથી નહીં, પણ ખોદાની કુદરતથી થાએ.

૬ તોપણ કામીલોને દરમીઆન હમે હીકમતની વાતો બોલીએછઇએ,
મગર આ જહાનની, કે આ જહાનના નેસત થનાર હાકમોની હીકમત નહીં.
૭ બલકે ખોદાના ભેદની હીકમત, જે છુપી રાખેલી હતી, ને જે જમાનાઓ-
થી પેહેલાં હમારી જલાલને સારૂ મુકરર થઇ હતી, તે બાબત હમે બોલીએ-
છઇએ. ૮ તે આ જમાનાના હાકમોમાંના કોઇએ જાણી નહીં, કેમકે જો
તેઓએ જાણી હતે, તો જલાલના ખોદાવંદને તેઓએ કરૂસે જડાઆ
નહીં હતે. ૯ પણ જેમ લખીઉં છે તેમ કે, "ખોદાએ પોતા પર પીઆર

કરનારાઓને સારૂ જે ચીજો તઇઆર કીધી છે તે આંખે દીઠી નથી, કાને
શાંભલી નથી, ને આદમીનાં દીલમાં આવી નથી.” ૧૦ પણ ખોદાએ પોતાના
રૂહથી આપણી ઉપર તે જાહેર કીધી છે; કેમકે રૂહ સઘલી વાતોને, ખોદાની ઊંડી
વાતોને પણ શોધેછે. ૧૧ કારણ કે આદમીનો રૂહ જે તેનામાં છે, તે શીવાએ
આદમીની વાતો બીજું કીઊં આદમી જાણેછે? તેમજ ખોદાના રૂહ શીવાએ
ખોદની વાતો કોઇ જાણતું નથી. ૧૨ ને ખોદાએ હમને જે ચીજો બખ-
શી છે તે જાણવા સારૂ હમે દુનીઆનો રૂહ નહીં, પણ જે રૂહ ખોદાનો છે તે
પામીઆ છઇએ. ૧૩ ને એ વાતો હમે કહીએછઇએ, આદમીની હીકમતે
શીખવેલી વાતોથી નહીં, પણ રૂહાની વાતો રૂહાની સાથે સરખાવીને, પાકરૂહની
શીખવેલી વાતો કહીએછઇએ. ૧૪ પણ નફસાની આદમી ખોદાના રૂહની
વાતો કબુલ કરતો નથી, કેમકે તેઓ તેને બેવકુફી લાગેછે; ને તેઓને તે
જાણી શકતો નથી, કેમકે તેઓ રૂહાની રીતે સમજાએછે. ૧૫ પણ જે
રૂહાની છે, તે બધી વાતોનો દરીઆફત કરેછે, પણ તે પોતે કોઇના દરીઆફતમાં
આવતો નથી. ૧૬ કેમકે ખોદાવંદની સમજ કોણ સમજીઊં કે તે તેને સમ-
જાવે? પણ હમને ખરીસતની સમજ છે.

## બાબ તીજો.

**અને** અય ભાઇઓ, જેમ રૂહાનીઓને તેમ તમને હું કહી નહીં
શકીઓ, પણ જેમ જીસમાનીઓને, ઇઆને જેવા કે ખરીસતનાં બાલકોને.
૨ મેં તમને દુધથી પાલીઆ છે, ને અંનથી નહીં, કેમકે તમને તાકાત નહીં
હતી, બલકે હજી તમને તાકાત નથી. ૩ કારણ કે તમે હજી જીસમાની
છેઓ; કેમકે જાંહાં લગી તમારામાં અદેખાઇ, તથા જઘડા, તથા ફુટો છે,
તાંહાં લગી શું તમે જીસમાની નથી, ને આદમીની ચાલ પર ચાલતા નથી?
૪ કેમકે જારે એક કેહેછે કે, હું પાઉલનો છઊં, ને બીજો કેહેછે કે, હું આપો-
લોનો છઊં, તારે તમે જીસમાની છેઓ કે નહીં? ૫ તો પાઉલ કોણ છે? ને
આપોલો કોણ છે? તેઓ ફકત ખીદમતગાર છે: જેમ ખોદાવંદે હરેકને
આપીઊં તેમ તમે તેઓથી એતકાદ કીધો. ૬ મેં તો રોપીઊં, આપોલાએ
પાઇઊં, પણ ખોદાએ ઉગાવીઊં. ૭ વાસતે રોપનાર કંઇ નથી, ને પાનાર કંઇ
નથી; મગર ઉગાવનાર ખોદા તે છે. ૮ ને રોપનાર તથા પાનાર એક છે; ને
હરેક પોતાની મેહેનત પરમાણે પોતાની મજુરી પામશે. ૯ કેમકે હમે ખોદાની

સાથે હમખીદમત છઇએ, તમે ખોદાની ખેતી તથા ખોદાની બાંધણી છેઓ.
૧૦ ખોદાનો ફજલ જે મને અપાઈઓ છે તે પરમાણે દાનાવ બાંધનારના
જેવો મેં પાઇઓ નાંખીઓ, ને બીજો તે પર બાંધેછે, વાસતે હરેકને ગોર કર-
વો જોઇએ કે તે પર કેવું બાંધેછે. ૧૧ કેમકે નાંખેલો પાઈઓ, જે ઇસુ
ખરીસત છે, તે વીના બીજાને કોઈ નાંખી શકતું નથી. ૧૨ ને જો કોઈએ
પાઇઆ પર સુંનું, રૂપું, જવેર, લાકડું, ઘાશ, કે ખુપરા બાંધેછે; ૧૩ તો
હરેકનું કામ જાહેર કરાશે; કેમકે તે દાહાડો તેને જાહેર કરશે, કારણ કે આગથી
તે જાહેર થશે, ને હરેકનું કામ કેવું છે, તે આગ પારખશે. ૧૪ જેનું કામ જે
તેણે તે ઉપર બાંધીઊં, તે જો ટકશે, તો તે મજુરી પામશે. ૧૫ ને જેનું
કામ બલી જશે, તે નુકસાન ઉઠાવશે; તોપણ તે પોતે તારણ પામશે, પણ
એવું કે જાણે આગથી. ૧૬ તમે ખોદાનું મંદીર છેઓ, ને ખોદાનો રૂહ તમા-
રામાં વસેછે, એ શું તમે નથી જાણતા? ૧૭ જો કોઇ ખોદાના મંદીરને ખરાબ
કરેછે, તો ખોદા તેને હલાક કરશે; કેમકે ખોદાનું મંદીર, જે તમે છેઓ, તે
પાક છે. ૧૮ કોઇ પોતાને ન ભુલાવે, જો તમારામાંનો કોઇ એમ ધારેછે કે
પોતે આ દુનીઆમાં દાનાવ છે, તો દાનાવ થવા સારૂ તે બેવકુફ બને;
૧૯ કેમકે આ દુનીઆની દાનાઈ ખોદાની આગલ બેવકુફી છે; કારણ કે એમ
લખીઊં છે કે, "દાનાવોને તેઓની ચતુરાઇમાં તે પકડેછે." ૨૦ ને વલી,
"ખોદાવંદ દાનાવોના વીચાર જાણેછે કે તેઓ નકામાં છે." ૨૧ એ સારૂ આદ-
મીઓમાં ફખર કોઈ ન કરે, કેમકે બધાં તમારાં છે, ૨૨ પાઊલ, કે આપોલો, કે
કેફા, કે દુનીઆ, કે જીંદગી, કે મોત, કે હાલની ચીજો, કે થનાર ચીજો,
બધાં તમારાં છે; ૨૩ ને તમે ખરીસતના છેઓ, ને ખરીસત ખોદાનો છે.

## બાબ ચોથો.

**આ**દમીએ હમને ખરીસતના ખીદમતગાર તથા ખોદાના ભેદોના
કારભારીઓના જેવા ગણવા. ૨ વલી કારભારીઓમાં એ જોઇએ કે હરેક
દીઆનતદાર હોએ. ૩ પણ તમથી કંઆ કે કોઈ આદમીથી મારી પરખ
કરાએ, એની મને કંઇ પરવા નથી; હું મારી પોતાની પણ પરખ કરતો નથી.
૪ કેમકે હું પોતા બાબત કંઇ જાણતો નથી; તોપણ એથી હું રાસત નથી
ઠરતો; પણ જે મને પરખેછે તે ખોદાવંદ છે. ૫ એ સારૂ વખતની અગાઉ,
કંઆને ખોદાવંદ આવે તાંહાં સુધી, કંઇનસાફ ન ઠરાવો; અંધારાનાં છુપાં કામોને

તે રોશન કરશે, ને દીલોના મનસુબા જાહેર કરશે; તારે હરેકનાં વખાણ
ખોદાથી થશે.

૬ પણ અએ ભાઈઓ, તમારે સારૂ આ વાતો તમસીલની તોરમાં હું પોતા
પર તથા આપોલો પર લાવીઓ છઊં, એ કારણ સારૂ કે જે લખેલું છે તે કરતાં
કોઈને જીઆદા ન ગણવો, એ તમે હમારા પરથી શીખો, કે તમારામાંનો કોઈ
એક બીજાને ઉલટો ફુલે નહીં. ૭ કેમકે બીજાઓથી તારામાં કોણ ફરક
પાડેછે? ને જે તું પામીઓ નથી, એવું તારી પાસે શું છે? ને જો તું પામી-
ઓ છે, તો ન પામેલાના સરખો તું કેમ વડાઈ કરેછે? ૮ હવે તમે ધરાઈઆ
છેઓ; હવે તમે દોલતમંદ થઈઆ છેઓ; હમારા વીના તમે પાદશાહી કીધી;
ને તમે પાદશાહી કરો એવી મારી મરજી છે, કે હમે પણ તમારી સાથે પાદ-
શાહી કરીએ. ૯ કેમકે મને એવો ગુમાન આવેછે કે ખોદાએ હમ રસુલોને
મરણને સારૂ છેલા દેખાડીઆ છે: કારણ કે દુનીઆને, તથા ફીરેશતાઓ-
ને, તથા આદમીઓને, હમે સોંગના જેવા થઈઆ છઈએ. ૧૦ ખરીસતને
લીધે હમે બેવકુફ છઈએ, પણ તમે ખરીસતમાં દાનાવ છેઓ, હમે
કમજોર છઈએ, પણ તમે જોરાવર છેઓ, તમે ઈજતવાલા છેઓ, પણ
હમે વખોડાએલા છઈએ. ૧૧ હમણાંની ઘડી સુધી હમે ભુખીઆ,
તથા પીઆસા, તથા નાગા છઈએ, ને માર ખાઈએછઈએ, ને ભટકા-
ઈએછઈએ. ૧૨ ને હમે પોતાના હાતોથી મેહેનત કરીએછઈએ; વખોડેલા
છતાં, હમે બરકત આપીએછઈએ; સતાવેલા છતાં, હમે સહીએછઈએ.
૧૩ નીંદા પામીને હમે વીનંતી કરીએછઈએ; દુનીઆના મેલ, તથા સઘલાના
કચડા સરખા આજ લગી હમે થઈઆ છઈએ. ૧૪ તમને શરમાવવા સારૂ
આ વાતો હું લખતો નથી, પણ જેમ મારાં પીઆરાં ફરજંદોને તેમ તમને
નશીહત કરૂંછઊં. ૧૫ કારણ કે અગર તમને ખરીસતમાં દશ હજાર ઉસતાદ
હોએ, તોપણ તમને ઘણા બાપ નથી; કેમકે ઇંજીલને આશરે ખરીસત ઇસુમાં
મેં તમને જનમાવીઆ છે. ૧૬ એ સારૂ હું તમારી અરજ કરૂંછઊં કે, તમે
મારી પછવાડે ચાલનારા થાઓ. ૧૭ એ સારૂ તીમોથી જે મારો પીઆરો દીકરો,
તથા ખોદાવંદમાં વફાદાર છે, તેને મેં તમારી પાસે મોકલીઓ છે, ને મારી
રીતો જે ખરીસતમાં છે, ને હરેક મંડલીમાં હું શીખવું છઊં, તે તમને ઇઆદ
કરાવશે. ૧૮ ને કેટલાએક ફુલાએછે, એવું સમજીને કે જાણે હું તમારી
પાસે આવનાર નથી. ૧૯ પણ ખોદાવંદની મરજી હશે તો હું તમારી પાસે

જલદી આવશ, ને જેઓ ફુલાઇઆ તેઓની વાતોનો નહીં, પણ કુદરતને,
દરીઆફત કરશ. ૨૦ કેમકે ખોદાની પાદશાહત વાતથી નથી, પણ કુદરતથી
છે. ૨૧ તમે શું ચાહો છેઓ? હું લાકડી લઇને આવું, કે પીઆરથી તથા
નરમાઇના રૂહથી?

## બાબ પાંચમો.

**ઘ**ણાઓથી શાંભલાએછે કે, તમારામાં હરામકારી થાએછે, ને એવી
હરામકારી કે, ગેરકોમોંઓ તેનું નામ પણ લેતા નથી, ઇઆ કે કોઇ પોતાના
બાપની બઇએરને લે. ૨ ને તમે ફુલાઓ છેઓ, ને તે કરતાં શોક નથી
કરતા કે, જેણે એ કામ કીધું, તે તમારામાંથી કહડાએ. ૩ હું તો બદનથી
ગેરહાજર છઊં, પણ રૂહથી હાજર છઊં, ને હાજર થએલા મુઆફક જેણે એ
કામ કીધું તેનો ઇનસાફ મેં કોધો છે; ૪ કે તમે તથા મારો રૂહ, આપણા ખોદા-
વંદ ઇસુ ખરીસતની કુદરત સાથે એકઠા થઇને, આપણા ખોદાવંદ ઇસુ ખરીસ-
તનાં નામથી એવા શખસને બદનનાં દુખને સારૂ શેતાનને સોંપો કે,
૫ ખોદાવંદ ઇસુને દાહાડે તેનો રૂહ તારણ પામે. ૬ તમારૂં ફખર કરવું
શારૂ નથી. શું તમે નથી જાણતા કે થોડું ખમીર આખા લોંદાને ખમીરી
કરેછે? ૭ એ સારૂ જેમ તમે બેખમીર છેઓ, તેમ પોતે નવો લોંદો બનવા
સારૂ જુનાં ખમીરને કાહાડી નાંખો; કેમકે ખરીસત, જે આપણું પાસખા, તે
આપણે સારૂ કુરબાન થઇઓ. ૮ વાસતે જુનાં ખમીરથી નહીં, ને બદી તથા
બુરાઇના ખમીરથી નહીં, બલકે સફાઇ તથા સચાઇની બેખમીરી રોટલી સાથે
આપણે એ પરબ પાલીએ.

૯ મેં તમને પતરમાં લખીઊં છે કે તમે હરામકારોની સોહોબત ન કરો.
૧૦ લેકીન એમ નહીં કે બીલકુલ દુનીઆના હરામકારો, કે લોભીઓ, કે જા-
લમો, કે બુતપરસતોની સોહોબત ન કરો; કેમકે એમ હોએ તારે તો તમને
દુનીઆમાંથી નીકલવાની જરૂર પડે. ૧૧ પણ હવે મેં તમને એ લખીઊં
છે કે જે કોઇ ભાઇ કેહેવાએછે, ને તે જો હરામકાર, ઇઆ લોભી, ઇઆ બુત-
પરસત, ઇઆ નીંદા કરનાર, ઇઆ દારૂબાજ, ઇઆ જુલમી હોએ, તો
એવાની સોહોબત ન કરવી, ને તેની સાથે ખાવું પણ નહીં. ૧૨ કેમકે બાહાર-
નાઓનો ઇનસાફ ઠરાવવાનું મારે શું કામ છે? માંહેનાઓનો ઇનસાફ તમે
ઠરાવો છેઓ કે નહીં? ૧૩ બાહારનાઓનો ઇનસાફ ખોદા ઠરાવેછે; વાસતે
તમે તે બુરા શખસને તમારામાંથી બાહાર કાહાડો.

## બાબ છઠો.

તમારામાં શું કોઈ એવો હીમત રાખેછે કે, બીજાની સાથે કંઈ મામલો
છતાં, પવીતરોની પાસે નહીં, પણ બેદીનીઓ પાસે ફેસલો કરાવવાને જાએ?
૨ શું તમે નથી જાણતા કે પવીતરો દુનીઆનો ઈનસાફ ઠરાવશે? ને જો દુનીઆનો
ઈનસાફ તમથી કરાએ, તો શું નાહાના મામલાઓનો ઈનસાફ ઠરાવવાને તમે
લાએક નથી? ૩ શું તમે નથી જાણતા કે આપણે ફીરેશતાઓનો ઈનસાફ કરશું?
તો આ જીંદગીના મામલાઓનો કેમ નહીં? ૪ વાસતે જો તમને આ જીંદ-
ગીના મામલા હોએ, તો મંડલીમાં જેઓ હલકા ગણાએછે તેઓને તે પર
બેસાડો. ૫ હું તમને શરમાવવા સારૂ કહુંછઊં: શું તમારામાં એવો એક પણ
અકલમંદ નથી કે જે પોતાના ભાઈઓ વચે ઈનસાફ કરે? ૬ પણ ભાઈ ભાઈ
પર જેઓ બેઈમાન છે તેઓની આગલ ફરીઆદી કરેછે. ૭ વાસતે એ
તમારામાં મોટી ખોડ છે કે, તમે એક બીજા ઉપર ફરીઆદી માંડો છોઓ;
એ કરતાં તમે જુલમ કેમ સેહેતા નથી? ને નુકસાન કેમ નથી કબુલ કરતા?
૮ પણ તમે જુલમ કરોછોઓ, તથા છેતરો છોઓ. ને તે પણ ભાઈઓને.
૯ શું તમે નથી જાણતા કે નારાસતો ખોદાની પાદશાહતનો વારસો પામનાર નથી?
તમે ફરેબ ના ખાઓ, હરામકારો, તથા બુતપરસતો, તથા જનાકારો,
તથા આએશો, તથા લોંડીબાજો; ૧૦ તથા ચોરો, તથા લોભીઓ, તથા દારૂબાજો,
તથા નીંદા કરનારાઓ, તથા જુલમીઓ, ખોદાની પાદશાહતનો વારસો પામ-
નાર નથી. ૧૧ ને તમારામાંના કેટલાએક એવા હતા; પણ ખોદાવંદ ઈસુનાં
નામે, તથા આપણા ખોદાના રૂહથી તમે ધોવાઈઆ છોઓ, તથા પાક થઈઆ
છોઓ, તથા રાસત ઠરીઆ છોઓ.

૧૨ બધી ચીજ મને રવા છે, પણ બધી ફાએદેમંદ નથી; બધી ચીજ મને
રવા છે, પણ હું કોઈ ચીજના એખતીઆરમાં નહીં આવશ. ૧૩ ખોરાક પેટને
સારૂ, ને પેટ ખોરાકને સારૂ છે, પણ ખોદા એને તથા તેને પણ નેસત કરશે:
બદન હરામકારીને સારૂ નથી, પણ ખોદાવંદને સારૂ, ને ખોદાવંદ બદનને સારૂ
છે. ૧૪ ને ખોદાએ ખોદાવંદને ઉઠાડીઓ; ને પોતાની કુદરતે આપણને
પણ ઉઠાડશે. ૧૫ તમારાં બદનો ખરીસતનાં અંગ છે, એ શું તમે જાણતા નથી?
તો શું હું ખરીસતનાં અંગ લઈને કસબણનાં અંગ કરૂં? એમ ન થાએ.
૧૬ શું તમે જાણતા નથી કે, જે કોઈ કસબણ સાથે જોડાએછે તે એક તન છે:

કેમકે તે કેહેછે કે, "તે બેહુ એક તન થશે." ૧૭ પણ ખોદાવંદ સાથે જે
જોડાએછે તે એક રૂહ છે. ૧૮ હરામકારીથી નાહાસો; જે જે ગુનાહ આદમી
કરેછે તે બદન બાહાર છે; પણ જના જે કરેછે, તે પોતાનાં બદનનો ગુનાહગાર
થાએછે. ૧૯ શું તમે જાણતા નથી કે તમારામાં જે પાક રૂહ છે, જે તમને
ખોદાથી અપાઈઓ છે, તેનું મંદીર તમારૂં બદન છે, ને તમે પોતાના નથી?
૨૦ કેમકે તમે કીમતથી વેચાતા લેવાઈઆ છેઓ; વાસતે તમારાં બદન તથા
તમારા રૂહ, જે ખોદાના છે, તેઓથી ખોદાની બુજરગી કરો.

## બાબ સાતમો.

જે વાતો તમે મને લખી તે બાબત: મરદ ઓરતને ન અડકે, તો
બેહતર. ૨ લેકીન હરામકારી ન થાએ, વાસતે હરેક મરદને પોતાની બઈએર
હોએ, ને હરેક ઓરતને પોતાનો વર હોએ. ૩ વર બઈએરના વાજબી
હક અદા કરે, ને તેજ પરમાણે બઈએર પણ પોતાના વરના. ૪ બઈએરને
પોતાનાં બદનનો એખતીઆર નથી, પણ વરને છે; ને તે પરમાણે વરને પણ
પોતાનાં બદનનો એખતીઆર નથી, પણ બઈએરને છે. ૫ તમે એક
બીજાથી જુદાં ના રહો, પણ થોડી મુદત પોતાની રાજીખુશીથી અપવાસ કરવા
તથા દુઆ માંગવા સારૂ થાઓ; ને પાછાં એકઠાં આવો, કે તમારી બેપહ-
રેજીથી શેતાન તમારી ઇમતેહાન ન કરે. ૬ પણ આ હું સલાહની રીતે કહુંછઊં,
હુકમની રીતે નહીં. ૭ કેમકે હું ચાહુંછઊં કે જેવો હું છઊં, તેવાં બધાં માણસ
થાએ; પણ હરેકને ખોદાથી પોત પોતાની બખશેસ છે; એકને એક રીતની,
ને બીજાને બીજી રીતની.

૮ પણ કુંવારાઓને તથા વીધવાઓને હું કહુંછઊં કે, જો તેઓ મારા
જેવાં રેહે, તો તેઓને શારૂં છે. ૯ લેકીન જો તેઓ પહરેજ રહી નથી શકતાં,
તો તેઓ પરણે, કેમકે બલવા કરતાં પરણવું બેહતર છે. ૧૦ ને પરણેલાંઓને
હું હુકમ કરૂંછઊં, લેકીન હું નહીં, પણ ખોદાવંદ કેહેછે કે, બઈએર વરથી જુદી
ન થાએ; ૧૧ પણ જો તે જુદી થાએ, તો પરણીઆ વીના રેહે, ઇઆ વરની
સાથે પાછી મલી જાએ; ને વર પણ બઈએરને ન મુકી દે. ૧૨ પણ બાકી-
નાઓને ખોદાવંદ નહીં, હું કહુંછઊં કે, જો કોઈ ભાઈની બઈએર બેઈમાન છે,
ને તે તેની સાથે રેહેવાને રાજી છે, તો તે તેને મુકી ન દે. ૧૩ ને જે બઈરીનો
વર બેઈમાન છે, ને તે તેની સાથે રેહેવાને રાજી છે, તો તે તેને ન મુકે.

૧૪ કેમકે બેઈમાન વર પોતાની બઈએરને લીધે પાક કરાએછે, ને બેઈમાન
બઈએર પણ વરને લીધે પાક કરાએછે; નહીં તો તમારાં ફરજંદો નાપાક થતે;
પણ હવે તેઓ પાક છે. ૧૫ પણ જો બેઈમાન જુદો થાએ, તો જુદો
થાએ; કોઈ ભાઇ કે બેહેન એવી બાબતમાં બંધાએલાં નથી; પણ ખોદાએ
આપણને સહલાને સારૂ તેડીઆ છે. ૧૬ કેમકે, અએ બઈએર, તું
પોતાના વરને બચાવશે કે નહીં, એ શું તું જાણેછે? ઇઆ, અએ મરદ, તું
પોતાની બઈએરને બચાવશે કે નહીં, એ શું તું જાણેછે? ૧૭ પણ જેમ
હરેકને ખોદાએ વેહેંચી આપીઉં છે, ને હરેકને જેમ ખોદાવંદે તેડીઓ છે,
તેમ તે ચાલે; ને સઘલી મંડલીઓમાં હું એમ ઠરાવુંછઉં. ૧૮ જો કોઈ
સુંનતી છતાં તેડાએલો છે, તો તે બેસુંનત ન થાએ; જો કોઈ બેસુંનત તેડાએ-
લો છે, તો તે સુંનતી ન થાએ. ૧૯ સુંનત કંઈ નથી, ને બેસુંનત કંઈ નથી;
મગર ખોદાના હુકમ પાલવા તેજ. ૨૦ હરેક જે હાલતમાં તેડાઈઓ, તેમાંજ
તે રેહે. ૨૧ તું ગોલામ છતાં શું તેડાઈઓ છે? તો તેનો અંદેશો ન કર;
પણ જો તું આજાદ થઈ શકતો હોએ, તો તેમ કર. ૨૨ કેમકે ગોલામ છતાં
ખોદાવંદથી જે તેડાઇઓ છે, તે ખોદાવંદનો આજાદ થએલો છે; ને એમજ
જે આજાદ છતાં તેડાઈઓ છે, તે ખરીસતનો ગોલામ છે. ૨૩ તમે કીમતથી
વેચાતા લેવાઇઆ છેઓ; આદમીના ગોલામ ના બનો. ૨૪ અએ ભાઇઓ,
હરેક જે હાલતમાં તેડાઇઓ છે, તેમાં ખોદાની સાથે તે રેહે.

૨૫ હવે કુંવારીઓ બાબત ખોદાવંદનો કોઈ હુકમ મારી પાસે નથી; લેકીન
જેમ દીઆનતદાર થવાને ખોદાવંદથી રહમ પામીઓ, તેમ હું સહલા આપું-
છઉં. ૨૬ તો હું એમ ધારૂંછઉં કે, હાલની તકલીફોને લીધે એ બેહતર છે,
ઇઆને જેવા છે તેવા રેહેવું માણસને બેહતર છે. ૨૭ તું શું બઈએરને
બંધાએલો છે? તો છુટકો ના શોધ; તું શું બઈએરથી છુટેલો છે? તો બઈએર
ના શોધ. ૨૮ લેકીન જો તું પરણેછે, તો પાપ નથી કરતો; ને જો કુંવારી
પરણેછે, તો તે પાપ નથી કરતી; લેકીન એવાંઓ બદનમાં તકલીફ પામશે.
પણ હું તમને વધારે કેહેતો નથી. ૨૯ ને અએ ભાઇઓ, હું એ કહુંછઉં કે
વખત ટુંકો છે; વાસતે એમ થવું જોઇએ કે, જેઓને બઈએર છે, તેઓને
જાણે નથી; ૩૦ ને જેઓ રડેછે, તેઓ જાણે રડતા નથી; ને જેઓ ખુશી
કરેછે, તેઓ જાણે ખુશી કરતા નથી; ને જેઓ ખરીદ કરેછે, તેઓ જાણે
કંઇ રાખતા નથી; ૩૧ ને દુનીઆને વાપરનારા, એવા કે જાણે તેની સાથે

કામ નથી પાડતા; કેમકે દુનીઆનો તમાશો ગુજરતો જાએછે. ૩૨ પણ હું
ચાહુંછઊં કે તમે બેઅંદેશા રેહો. જે પરણેલા નથી તે ખોદાવંદના અંદેશામાં
રેહેછે, કે ખોદાવંદને તે કેમ રાજી કરે; ૩૩ પણ જે પરણેલા છે તે દુનીઆના
અંદેશામાં રેહેછે, કે પોતાની બઈએરને કેમ રાજી કરે. ૩૪ બઈએર તથા
કુંવારીમાં પણ ફરક છેઃ જે પરણેલી નથી તે ખોદાવંદના અંદેશામાં રેહેછે, કે
પોતાનાં બદન તથા રૂહમાં તે પાક થાએ; પણ જે પરણેલી છે તે દુનીઆના
અંદેશામાં રેહેછે કે પોતાના વરને કેમ રાજી કરે. ૩૫ પણ તમારા ફાએદાને
સારૂ એ હું કહુંછઊં, તમ પર ફાંદો નાંખવા સારૂ નહીં; બલકે જે લાએક છે તે
સારૂ, કે તમે ખોદાવંદની બંદગીમાં બીનગભરાટ મશગુલ રહો. ૩૬ પણ જો
કોઇ સમજે કે તે પોતાની કુંવારી બાબત બેમુનાસીબ કરેછે, જો તેનો વખત
વીતીઓ છે, ને એમ જરૂર છે, તો તે જે ચાહે તે કરે, તે પાપ નથી કરતો,
તેઓ પરણે. ૩૭ પણ જે કોઇ પોતાને અગત ન છતાં દીલમાં મજબુત રેહે,
ને પોતાની મરજી પર એખતીઆર રાખેછે, ને પોતાની કુંવારીને સાચવે, એમ
પોતાનાં દીલમાં ઠરાવેછે, તે બેહતર કરેછે. ૩૮ એ સારૂ જે તેને પરણાવેછે,
તે શારૂં કરેછે; પણ જે પરણાવતો નથી, તે બેહતર કરેછે. ૩૯ બઈએર
જાંહાં સુધી પોતાનો વર જીવેછે, તાંહાં સુધી શરીઅતથી બાંધેલી છે; પણ
જો તેનો વર ગુજરીઓ હોએ, તો જેની સાથે તે ચાહે તેની સાથે લગન
કરવાને તે મુખતીઆર છે; લેકીન ખોદાવંદમાં. ૪૦ પણ જો તે એમજ રેહે,
તો મારા વીચાર પરમાણે તે વધતી સુખી થશે; ને હું જાણુંછઊં કે ખોદાનો
રૂહ મારામાં છે.

## બાબ આઠમો.

હવે મુરતીઓનાં અરપણ બાબતઃ આપણે જાણીએ છઇએ કે આપ-
ણ સરવને ગનીઆન છે. ૨ ગનીઆન ફુલાવેછે, પણ પીઆર સુધારેછે.
ને જો કોઇ વીચારેછે કે પોતે કંઈ જાણેછે, તો જેમ જાણવું જોઇએ તેમ
હજી સુધી તે કંઈ જાણતો નથી. ૩ પણ જો કોઈ ખોદા પર પીઆર કરેછે,
તો તેથી તે જણાએછે. ૪ તો હવે મુરતીઓનાં અરપણ ખાવા બાબતઃ
આપણે જાણીએછઇએ કે મુરતીઓ દુનીઆમાં કંઇ નથી, ને કે એક
વીના બીજો કોઇ ખોદા નથી. ૫ કેમકે અગર આસમાનમાં તથા જમીન
પર કેહેવાએલા ખોદા છે, (જેમ ઘણા ખોદા તથા ઘણા ખોદાવંદો છે,)

૬ તોપણ આપણને એક ખોદા બાપ છે, જેનાથી સઘલાં છે, ને આપણે
તેને સારૂ; ને એક ખોદાવંદ ઈસુ ખરીસત છે, તેનાથી સઘલાં થઈઆં,
ને આપણે તેનાથી છઈએ. ૭ લેકીન સહુને એ ગનીઆન નથી, પણ હમણા
સુધી કેટલાએક મુરતીના ભાવથી મુરતીનાં અરપણ જેવું ખાએછે; ને
તેઓનાં દીલ કમજોર છતાં મલીન થાએછે. ૮ પણ ખોરાક આપણને ખોદા
પાસે પોહોંચાડતો નથી, કેમકે જો ખાઈએ તો આપણી કંઈ ભરતી નથી થતી,
ને જો ન ખાઈએ તો ઘટતા નથી. ૯ પણ ખબરદાર રેહો કે તમારો એ એખ-
તીઆર કમજોરોને ઠોકરનું કારણ ન થાએ. ૧૦ કેમકે અગર તું સમજ રાખ-
નારને મુરતીનાં મંદીરમાં ખાતો કોઈ જુએ, તો જેનુ દીલ કમજોર છે તે
મુરતીઓનાં અરપણ ખાવાને શું હીમત નહીં ધરશે? ૧૧ ને તારો કમજોર ભાઈ,
જેને સારૂ ખરીસત મરણ પામીઓ, તે શું તારી સમજને લીધે હલાક થાએ?
૧૨ ને જારે તમે ભાઈઓને ઉલટું પાપ કરોછોઓ, ને તેઓનાં કમજોર
દીલને ઘાએલ કરોછોઓ, તારે તમે ખરીસતને ઉલટું પાપ કરોછોઓ.
૧૩ વાસતે જો ખોરાક મારા ભાઈને ઠોકર ખવડાવે, તો હું કદી ગોશ નહીં
ખાઊં, કે રખે હું મારા ભાઈને ઠોકર ખવડાવું.

## બાબ નવમો.

શું હું રસુલ નથી? શું હું આજાદ નથી? શું મેં આપણા ખોદાવંદ ઈસુ
ખરીસતને દીઠો નથી? શું ખોદાવંદમાં તમે મારૂં કામ નથી? ૨ અગર
હું બીજાઓને સારૂ રસુલ નથી, તોપણ તમારે સારૂ તો બેશક છઊં; કેમકે મારી
રસાલતની મોહોર ખોદાવંદમાં તમે છોઓ. ૩ જેઓ મારી તપાસ કરેછે,
તેઓને મારો જવાબ એ છે; ૪ કે શું હમને ખાવાનો તથા પીવાનો એખ-
તીઆર નથી? ૫ શું જેવો બીજા રસુલોને તથા ખોદાવંદના ભાઈઓને તથા
કેફાને તેવો મને પણ બેહેન કે બઈએરને સાથે લઈ ફરવાને એખતીઆર
નથી? ૬ ઈઆ શું ફકત મને તથા બારનબાને એખતીઆર નથી કે મેહેનત
ન કરીએ? ૭ પોતાના ખરચથી લડાઈમાં કોણ જાએછે? દરાખવાડી રોપીને
તેનું ફલ કોણ નથી ખાતો? ઈઆ ટોલાંને પાલીને ટોલાંનું દુધ કોણ નથી પીતો?
૮ શું હું એ વાતો ફકત એ સારૂ કહુંછઊં કે એ ઈનસાની રવાજ છે?
શું શરીઅત પણ એમ નથી કેહેતી? ૯ કેમકે મુસાની શરીઅતમાં એમ
લખીઊં છે કે, "દાણા ખુંદનાર બલદને મોહોડે જાલી ન બાંધ." શું બલદને

સારૂ ખોદા ચીંતા કરેછે? ૧૦ ઈઆ હમારે સારૂ ખાસ તે એમ કેહેછે?
હમારે સારૂ બેશક તે લખીઉં છે, એ સારૂ કે જે હોલ ખેડેછે તે ઉમેદથી ખેડે,
ને ઉમેદથી જે ખુંદલેછે તે પોતાની ઉમેદનું ફલ પામે. ૧૧ જો હમે તમારે
સારૂ રૂહાની ચીજો વાવી છે, તો હમે તમારી જીસમાની ચીજો કાપીએ એ શું
ઘણું છે? ૧૨ જો બીજાઓ તમારા એ એખતીઆરના ભાગીઆ છે, તો
શું હમે જીઆદા નથી? લેકીન હમે એ એખતીઆર વાપરીઓ નથી; પણ
ખરીસતની ઈંજીલને કંઈ અટકાવ ન પાડીએ, વાસતે હમે બધું સહીએ-
છઈએ. ૧૩ શું તમે જાણતા નથી કે, જેઓ મંદીરનો કારોબાર કરેછે, તેઓ
મંદીરનું ખાએછે; ને જેઓ કુરબાનથા પાસે હાજર રેહેછે, તેઓ કુરબાન-
થાના ભાગીઆ છે. ૧૪ તેમ જેઓ ઈંજીલ શંભલાવનારા છે, તેઓ ઈંજી-
લથી જીવે, એમ ખોદાવંદે ઠરાવીઉં છે. ૧૫ પણ એઓમાંના કંઈ હું
અમલમાં નથી લાવીઓ, ને મને એવું મલે, એ સારૂ મેં આ વાતો લખી
નથી; કેમકે કોઈ મારો ફખર વીઅરથ કરે, તે કરતાં મારે મરવું બેહતર છે.
૧૬ કેમકે જો હું ઈંજીલ જાહેર કરૂંછઉં, તોપણ મને ફખર કરવાનું કારણ
નથી; કારણ કે મને જરૂરાત લાગેછે; ને અગર હું ઈંજીલ જાહેર કરતો નથી,
તો મને અફસોસ છે. ૧૭ કેમકે એ જો હું ખુશીથા કરૂં, તો મને ફલ મલે-
છે, પણ જો નાખુશીથી, તો કારભાર મને સોંપેલો છે. ૧૮ તો મને શું ફલ
મલેછે? એજ કે, જારે ઇંજીલની મુનાદી હું કરૂં, તારે ખરીસતની ઈંજીલ મફત
ઠરાવું, એવી કે ઈંજીલમાં મારો એખતીઆર ગેરવાજબી રીતે ન વાપરૂં.
૧૯ કેમકે સઘલાથી આજાદ છતાં મેં પોતાને સહુનો ગોલામ ઠરાવીઓ કે ઘણા-
ઓને મેલવી લેઉં. ૨૦ ઇહુદીઓને મેલવવા સારૂ ઇહુદીઓમાં ઈહુદીના જેવો
હું થઈઓ; શરીઅતવાલાઓમાં શરીઅતવાલા જેવો થઈઓ, કે શરીઅતવા-
લાઓને હું મેલવી લેઉં. ૨૧ બીનશરીઅતવાલાઓમાં બીનશરીઅતવાલાઓ
જેવો થઈઓ કે બીનશરીઅતવાલાઓને હું મેલવી લેઉં, (તોપણ ખોદાની
આગલ બીનશરીઅત નહીં હતો, બલકે ખરીસતની શરીઅતને તાબે હતો.)
૨૨ કમજોરોમાં હું કમજોરોના જેવો થઈઓ કે કમજોરોને મેલવી લેઉં; સરવને
તારવા સારૂ સરવની સાથે હું સરવ થઈઓ. ૨૩ ને એ હું ઈંજીલને સારૂ
કરૂંછઉં, કે હું તમારી સાથે તેમાં શરીક થાઉં. ૨૪ શું તમે એ જાણતા નથી
કે, અખાડામાં જે દોડેછે, તે સઘલા દોડેછે ખરા, પણ એકનેજ ઇનામ મલે-
છે? તારે તમે એવા દોડો કે જીતો. ૨૫ ને હરેક કુસતીગર બધી ચીજોની

પહેરેજ રાખેછે; તો જે તાજ ફાની છે તેને સારૂ તેઓ એમ કરેછે, પણ આપ-
ણે જે તાજ ગેરફાની છે તેને સારૂ. ૨૬ એ સારૂ હું એમ દોડુંછઊં, પણ
શકથી નહીં; હું કુસતી રમુછઊં, પણ પવનને મારનારના જેવો નહીં; ૨૭ પણ
હું મારાં બદનને દબાવું છઊં, ને તાબે રાખુંછઊં; રખે બીજાઓને મુનાદી કરીને
હું પોતે નાકબુલ થાઊં.

## બાબ દશમો.

**અએ** ભાઇઓ, હું નથી ચાહાતો કે તમે એથી અજાણીઆ રહો
કે, આપણા બધા બાપદાદાઓ વાદલતલે હતા, ને તેઓ બધા દરીઆમાં
થઇને પાર પડીઆ; ૨ ને બધા મુસાને સારૂ વાદલમાં તથા દરીઆમાં
બાપતીસમા પામીઆ. ૩ ને સઘલાએ એકજ રૂહાની ખોરાક ખાધો;
૪ ને સઘલાએ એકજ રૂહાની પાણી પીધું; કારણ કે તેઓએ સાથે ચાલનાર
રૂહાની ખડકનું પીધું; ને તે ખડક ખરીસત હતો. ૫ પણ તેઓમાંના ઘણા-
ઓ સાથે ખોદા રાજી નહીં હતો; કેમકે તેઓ રાનમાં મારીઆ ગઇઆ.
૬ એ વાતો આપણે સારૂ નમુના થઇઆ, કે જેમ તેઓએ બુરી ચીજેનો
લોભ કીધો, તેમ આપણે ન કરીએ. ૭ ને તેઓમાંના કેટલાએકે બુતપરસતી
કીધી, તેમ તમે ના કરો; જેવું લખેલું છે કે, "એ લોક ખાવા પીવા બેઠા,
ને રમવા ઉઠીઆ." ૮ આપણે હરામકારી પણ ન કરીએ, જેમ તેઓમાંના
કેટલાએકે કીધી, ને એક દાહાડામાં તેવીશ હજાર પડીઆ. ૯ ને જેમ
તેઓમાંના કેટલાએકે ખરીસતની ઇમતેહાન કીધી, ને સાપોથી હલાક થઇ-
આ, તેમ આપણે ઇમતેહાન ન કરીએ. ૧૦ ને જેમ તેઓમાંના કેટલાએકે
કચકચ કીધી, ને હલાક કરનારથી હલાક થઇઆ; તેમ તમે કચકચ ન કરો.
૧૧ ને એ સઘલાં નમુના થવા સારૂ તેઓને થઇઆં; આપણે જેઓ ઉપર
દુનીઆનો આખરી જમાનો આવીઓ છે તેઓની નશીહતને સારૂ એ લખેલું
છે. ૧૨ એ સારૂ જે પોતાને કાએમ સમજેછે, તે ન પડે, વાસતે ખબર-
દાર રેહે. ૧૩ ઇનસાનની ઇમતેહાન થાએછે તેથી જુદી તમારી થઇ નથી;
ને ખોદા ભરોસા લાએક છે, તમારી તાકાતથી જીઆદા ઇમતેહાનમાં તે તમને
પડવા નહીં દેશે; બલકે ઇમતેહાનની સાથે નીકલી જવાનો રસતો પણ તે ઠરા-
વશે, કે તમે સહી શકો. ૧૪ વાસતે, અએ પીઆરાઓ, તમે બુતપરસતોથી
નાહાસો. ૧૫ જેમ દાનાવોને તેમ હું તમને કહુંછઊં; મારી વાતોનો વીચાર

કરો. ૧૬ બરકતનું પીઆલું જે ઉપર આપણે બરકત માંગીએછઈએ, તે શું
ખરીસતનાં લોહીની સોહોબત નથી? જે રોટલી આપણે ભાંજીએ છઈએ, તે
શું ખરીસતનાં બદનની સોહોબત નથી? ૧૭ કેમકે આપણે બહુ છતાં એક
રોટલી તથા એક બદન છઈએ; કારણ કે આપણે સઘલા તે એકજ રોટલીમાં
શરીક છઈએ. ૧૮ જીસમ પરમાણે જે ઈસરાએલ છે, તેને જુઓ; જેઓ
કુરબાની ખાનારા છે, તેઓ શું કુરબાનઘાના શરીક નથી? ૧૯ હું શું કહુંછઉં?
એમ કે મુરતી કંઈ છે? ઈઆ મુરતીઓનું અરપણ કંઈ છે? ૨૦ પણ
એમ કહુંછઉં કે, ગેરકોમીઓ જે કુરબાની કરેછે તે ખોદાને વાસતે નહીં, પણ
શેતાનને વાસતે કરેછે; ને તમે શેતાનની સોહોબત રાખો, એ હું નથી ચાહતો.
૨૧ ખોદાવંદનું પીઆલું, તથા શેતાનનું પીઆલું તમે પી નથી શકતા; તમે
ખોદાવંદની મેજના તથા શેતાનની મેજના શરીક થઈ નથી શકતા. ૨૨ શું
આપણે ખોદાવંદને ચીડવીએ? શું આપણે તેના કરતાં જોરાવર છઈએ?
૨૩ બધી ચીજો મને રવા છે, પણ બધી ફાએદેમંદ નથી; બધી ચીજો મને
રવા છે, પણ બધી સુધારતી નથી. ૨૪ કોઈ પોતાનુંજ ન શોધો, બલકે હરેક
બીજાનું પણ. ૨૫ જે કંઈ બજારમાં વેચાએછે, તે બુધીને લીધે કંઈ સવાલ ન
કરતાં ખાઓ. ૨૬ કેમકે જમીન તથા તેનું ભરપુરપણું ખોદાવંદનું છે.
૨૭ અગર બેઈમાનોમાંથી કોઈ તમને ઈજન કરે, ને તમે જવા ચાહો, તો
જે કંઈ તમારી આગલ મુકાએ, તે બુધીને લીધે કંઈ સવાલ ન કરતાં ખાઓ.
૨૮ પણ જો કોઈ તમને કેહે કે, એ મુરતીઓનું અરપણ છે, તો જેણે તે
બતાવીઉં તેને સારૂ, તથા બુધીને લીધે, તમે તે ન ખાઓ; કેમકે જમીન તથા
તેનું ભરપુરપણું ખોદાવંદનું છે. ૨૯ બુધી હું કહુંછઉં ખરો, પણ તે તારી નહીં,
બીજાની; કેમકે બીજાની બુધી મારી આજાદગીનો કેમ ઈનસાફ કરે? ૩૦ ને
અગર હું ફજલથી ભાગ પામીઓ છઉં, તો જે સારૂ હું શુકર કરૂંછઉં, તે સારૂ હું
કેમ બદનામ થાઉંછઉં? ૩૧ વાસતે જો તમે ખાઓછોઓ, ઈઆ પીઓ-
છોઓ, ઈઆ બીજું કંઈ કરોછોઓ, તો ખોદાની બુજરગીને સારૂ તે બધું કરો.
૩૨ તમે ઈહુદીઓને, કે હેલેનીઓને, કે ખોદાની મંડલીને ઠોકરનું કારણ
ન થાઓ. ૩૩ જેમ હું પણ બધાઓને રાજી કરીને પોતાનો ફાએદો નહીં,
પણ ઘણાઓનો શોધુંછઉં, કે તેઓ તારણ પામે.

## બાબ અગીઆરમો.

જેમ હું ખરીસતની તેમ તમે મારી પાછલ ચાલનારા થાઓ. ૨ ને
અએ ભાઈઓ, તમે બધી બાબતોમાં મને ઈઆદ કરોછેઓ, ને જે કાનુનો
મેં તમને આપીઆ, તે તમે પાલોછેઓ, વાસતે હું તમારી તારીફ કરૂંછઊં.
૩ પણ હું તમને જણાવા ચાહુંછઊં કે હરેક મરદનું શીર ખરીસત છે, ને
ઓરતનું શીર મરદ છે, ને ખરીસતનું શીર ખોદા છે. ૪ જે મરદ દુઆ
માંગતાં કે નબુઅત કરતાં પોતાનું માથું ઢાંકેછે, તે પોતાનાં માથાંની બેહોરમતી
કરેછે. ૫ પણ હરેક ઓરત જે ઉઘાડે માથે દુઆ માંગેછે, કે નબુઅત કરેછે,
તે પોતાનાં માથાંની બેહોરમતી કરેછે; કેમકે એ તથા મુંડાઇ જવું બરાબર છે.
૬ કેમકે અગર ઓરત પડદો ન નાંખે, તો તે મુંડાઈ જાએ; પણ જો કતરા-
ઇ જવા કે મુંડાઇ જવાથી ઓરતને લાજ લાગેછે, તો તે પડદો નાંખે. ૭ મરદને
પોતાનું માથું ઢાંકવું લાએક નથી; કેમકે તે ખોદાની પરતીમા તથા બુજરગી
છે, લેકીન મરદની બુજરગી ઓરત છે. ૮ કેમકે મરદ ઓરતથી નથી થઇ-
ઓ, પણ ઓરત મરદથી. ૯ ને મરદ ઓરતને સારૂ પેદા નથી થઇઓ,
પણ ઓરત મરદને સારૂ. ૧૦ વાસતે ફીરેશતાઓના સબબથી ઓરતે
પોતાનાં માથાં ઉપર એખતીઆર રાખવો જોઇએ. ૧૧ મગર ખોદાવંદમાં
મરદ ઓરત વીના નથી, ને ઓરત મરદ વીના નથી. ૧૨ કેમકે જેમ ઓરત
મરદથી, તેમ મરદ પણ ઓરતથી છે; પણ બધું ખોદાથી છે. ૧૩ તમે પોતે
મુનસફી કરો, ઓરતે પડદો નાંખીઆ વીના દુઆ માંગવી એ શું શોભેછે?
૧૪ શું તબીઅતથી તમને નથી માલુમ પડતું કે અગર મરદ લાંબા બાલ રાખે
તો તે તેની બેહુરમતી છે? ૧૫ પણ અગર ઓરતને લાંબા બાલ હોએ, તો
તે તેની બુજરગી છે; કેમકે બાલ પડદાને સારૂ તેને આપેલા છે. ૧૬ લેકીન
જો કોઇ તકરારી હોએ, તો હમારી તથા ખોદાની મંડલીઓની એ રીત નથી.
૧૭ અને હવે જે હું તમને કહુંછઊં, તેમાં હું તમને વખાણતો નથી, કે તમે
ભલાઇને સારૂ નહીં, પણ બુરાઈને સારૂ એકઠા થાઓછેઓ. ૧૮ અવલ
તો એ કે, જારે તમે મંડલીમાં એકઠા આવોછેઓ, તારે તમારામાં ફુટો છે,
એમ હું શાંભલુંછઊં, ને હું એ થોડુંએક માનુંછઊં. ૧૯ કેમકે જે પસંદ
કરેલા છે, તેઓ તમારામાં પરગટ થાએ, માટે તમારામાં તડ થવા જોઇએ.
૨૦ તો તમે ખોદાવંદનું ખાણુ ખાવાને એકઠા મલતા નથી. ૨૧ કેમકે

ખાવામાં હરેક પોતાનું ખાનું પેહેલું ખાએછે, ને એક ભુખીઓ ને બીજો મ-
સત થાએછે. ૨૨ શું તમને ખાવા તથા પીવાને ઘરો નથી? ક્યા શું તમે ખો-
દાની મંડલીને ધીકારોછો, ને મોહોતાજોને શરમીંદા કરોછો? હવે હું તમને
શું કહું? શું હું તમને એમાં વખાણું? હું વખાણતો નથી. ૨૩ કેમકે જે વાત
મેં તમને સોંપી, તે હું ખોદાવંદથી પામીઓ, કે જે રાતે ખોદાવંદ ઇસુ પકડાઈ
ગયો તેમાં તેણે રોટલી લીધી; ૨૪ ને શુકર કરીને ભાંગી, ને કહીઊં,
તમે લો, ખાઓ, એ મારૂં બદન છે, જે તમારે સારૂ ભંગાઇઊં છે, મારી
ઇઆદગારીને સારૂ એ કરો. ૨૫ તેમજ જમીઆ બાદ તેણે પીઆલું પણ
લઇને કહીઊં, આ પીઆલું મારાં લોહીથી નવો બંદોબસત છે, જેટલી વાર
તમે એ પીઓછો, તેટલી વાર મારી ઇઆદગારીને સારૂ કરો. ૨૬ કેમકે
જેટલી વાર તમે એ રોટલી ખાઓછો, ને એ પીઆલું પીઓછો,
તેટલી વાર ખોદાવંદના આવવા સુધી તમે તેનું મરણ દેખાડોછો. ૨૭એ
વાસતે જે કોઇ નાલાએક રીતે એ રોટલી ખાશે, તથા ખોદાવંદનું પીઆલું
પીશે, તે ખોદાવંદનાં બદન તથા લોહીનો ગુનેહગાર થશે. ૨૮પણ હરેક
પોતાની તપાસ કરે, ને પછી રોટલીમાંથી ખાએ, ને પીઆલામાંથી પીએ.
૨૯ કેમકે જે કોઇ નાલાએક રીતે ખાએછે ને પીએછે, તે ખોદાવંદનાં બદન-
નો ભેદ ન જાણીને પોતા પરનો દંડ ખાએ પીએછે. ૩૦એ સબબથી
તમારામાંના ઘણાએક કમજોર તથા બીમાર છે, ને ઘણા ઊંઘી ગઇઆ છે.
૩૧ કેમકે જો આપણે પોતાને તપાસીએ, તો આપણો દંડ નહીં થશે.
૩૨ પણ આપણો ઇનસાફ થાએછે, તારે ખોદાવંદથી આપણી સજા થાએછે,
કે દુનીઆની સાથે આપણો દંડ ન થાએ. ૩૩ વાસતે, અએ મારા ભાઇઓ,
તમે ખાવાને જારે એકઠા આવો, તારે એક બીજાની રાહ જુઓ. ૩૪ ને જો
કોઇ ભુખીઓ થાએ, તો તે ઘરમાં ખાએ, કે તમે દંડને સારૂ એકઠા ન
આવો; ને જે બાકીનાં, તે હું આવરા તારે દરૂસત કરરા.

## બાબ બારમો.

**હવે**, અએ ભાઇઓ, રૂહાની બખશેસો બાબત તમે અજાણીઆ રેહો,
એ હું નથી ચાહતો. ૨ તમે જાણોછો કે તમે ગેરકોમી હતા, ને મુરતો-
ઓની ગમ જેમ ચલવાઇઆ તેમ ચાલતા હતા. ૩ વાસતે હું તમને જણાવું
છઊં કે, ખોદાના રૂહથી બોલતાં ઇસુને કોઇ લાનતી કેહેતો નથી; ને પાક રૂહ

વીના ઈસુને ખોદાવંદ કોઈ કહી નથી શકતો. ૪ હવે બખ્શેસો તરેહ તરેહ
જાતની છે, પણ રૂહ એકજ. ૫ ને ખીદમતો તરેહ તરેહ જાતની છે, પણ
ખોદાવંદ એકજ. ૬ ને તાસીરો તરેહ તરેહ જાતની છે, પણ ખોદા એકજ
છે, તે સરવમાં સરવ કરાવે છે. ૭ પણ રૂહની જાહેરી હરેકને ફાએદાને સારૂ
આપેલી છે. ૮ કેમકે એકને રૂહથી હીકમતની વાત મલેછે, ને બીજાને તેજ
રૂહથી એલમની વાત, ને બીજાને તેજ રૂહથી ઇમાન, ૯ ને બીજાને તેજ
રૂહથી સમા કરવાની બખ્શેસો; ૧૦ ને બીજાને મોઅજેજા કરવાની કુદરત,
ને બીજાને નબુઅત, ને બીજાને રૂહોની પીછાન, ને બીજાને તરેહ તરેહની
જુબાનો, ને બીજાને જુબાનોનો તરજુમો. ૧૧ પણ એ બધાં તે એકજ
રૂહ કરેછે, ને હરેકને પોતાની મરજી પરમાણે વેહેંચી આપેછે.

૧૨ કેમકે જેમ બદન એક છે, ને તેને ઘણાં અંગ છે, ને તે એક બદન-
નાં બધાં અંગ બહુ છતાં, એક બદન છે; તેમ ખ્રીસત પણ છે. ૧૩ કેમકે
આપણે ઇહુદી, કે હેલેની, કે ગુલામ, કે આજાદ, સરવ એકજ રૂહથી એક
બદનમાં બાપતીસમા પામીઆ; ને સરવ એક રૂહથી પીવાએલા છઇએ.
૧૪ કારણ કે બદન એક અંગ નથી, પણ ઘણાં છે. ૧૫ જો પગ કેહે કે હું
હાત નથી, વાસતે હું બદનનો નથી, તો તેથી તે શું બદનનો નથી? ૧૬ ને જો
કાન કેહે કે હું આંખ નથી, વાસતે હું બદનનો નથી, તો તેથી તે શું બદનનો
નથી? ૧૭ જો આખું બદન આંખ હતે, તો શાંભલવું કાંહાં હતે? આખું
બદન શાંભલવું હતે, તો સુંઘવું કાંહાં હતે? ૧૮ પણ ખોદાએ અંગોમાંના
હરેકને જેમ ચાહીઉં તેમ બદનમાં મુકીઉં છે. ૧૯ ને અગર તે સરવ એકજ
અંગ હતે, તો બદન કાંહાં હતે? ૨૦ તો હવે અંગ ઘણાં છે ખરાં, પણ બદન
એક. ૨૧ આંખથી હાતને કેહેવાતું નથી કે, મને તારી જરૂર નથી; ઇઆ
માથાંથી પગોને નથી કેહેવાતું કે, મને તમારી જરૂર નથી. ૨૨ બલકે બદન-
નાં જે અંગ બહુ કમજોર દેખાએછે, તેઓની જરૂર છે. ૨૩ ને બદનનાં
જે અંગ બેઇજતી આપણને દેખાએછે, તેઓને આપણે જીઆદા ઇજત
આપીએ છઈએ; ને એમ આપણા બેડોલ અંગો વધતાં ખુબસુરત થાએછે.
૨૪ પણ જે ખુબસુરત તેઓ મોહોતાજ નથી, પણ જેને ખુટતું હતું તેને
ખોદાએ જીઆદા ઇજત આપીને બદન જોડીઉં છે; ૨૫ કે બદનમાં
ફુટ ન પડે, પણ અંગો એક બીજાની ચીંતા રાખે. ૨૬ ને જો એક અંગને
દુખ લાગે, તો બધાં અંગ તેની સાથે દુખ પામે; જો એક અંગ ઇજત

પામે, તો બધાં અંગ તેની સાથે ખુશી પામે. ૨૭ તમે ખરીસતનું બદન
છેઓ, ને જુદાં જુદાં અંગો છેઓ.
૨૮ અને મંડલીમાં ખોદાએ કેટલાએકને ઠરાવીઆ છે,પેહેલા રસુલોને,બીજા
નબીઓને, તીજા ઉસતાદોને, તે બાદ મોજેજાઓ, પછી સમા કરવાની
બખશેસો, મદદગારો, હકુમતો, તરેહ તરેહની જુબાનો. ૨૯ શું બધા રસુલો
છે? શું બધા નબી છે? શું બધા ઉસતાદ છે? શું બધા મોજેજા બજાવનાર
છે? ૩૦ શું બધાને સમા કરવાની બખશેસો છે? શું બધા તરેહ તરેહ-
ની જુબાનો બોલેછે? શું બધા તરજુમા કરેછે? ૩૧ તો શારાંમાંની શારી
બખશેસો ચાહો; તોપણ એ કરતાં બેહતર રાહ હું તમને દેખાડુંછઉં.

## બાબ તેરમો.

અગર આદમીઓ તથા ફીરેશતાઓની જુબાનો હું બોલું, તોપણ જો
મારામાં મોહોબત નથી, તો થનથનાતાં પીતલ તથા ઝનઝનાતી ઝાંજના જેવો
હું છઉં. ૨ ને અગર હું નબુઅત કરૂં, ને બધા ભેદો તથા બધો એલમ
જાણું, ને અગર મને બધો ઇમાન છે, એવો કે પાહાડો ખસેડું, તોપણ જો
મારામાં મોહોબત નથી, તો હું કંઈ નથી. ૩ ને અગર કંગાલોને પાલવા સારૂ
હું મારી બધી દોલત આપું, ને અગર મારૂં બદન બલવા સારૂ હું આપું, તોપણ
જો મારામાં મોહોબત નથી, તો મને કંઈ ફાએદો નથી. ૪ મોહોબત બરદાસત
કરેછે, મેહરબાન છે; મોહોબત અદેખાઈ નથી કરતી, મોહોબત વડાઈ નથી
કરતી, ફુલતી નથી. ૫ નાલાએક રીતે ચાલતી નથી, પોતાનુંજ શોધતી
નથી, ગુસાદાર નથી, બદગુમાન નથી. ૬ નારાસતીમાં ખુશ નથી, પણ
સાચાઈમાં ખુશ છે. ૭ બધાં સેહેછે, બધાં માનેછે, બધાંની ઉમેદ રાખેછે,
બધાં ખમેછે. ૮ મોહોબત કદી ખુટતી નથી; અગર નબુઅતો છે, તો તેઓ
મોકુફ થશે; અગર જુબાનો છે, તો તેઓ બંધ પડશે; અગર એલમ છે,
તો તે ફના થશે; ૯ કેમકે આપણે અધુરૂં જાણીએછઈએ, ને અધુરી નબુઅત
કરીએછઇએ. ૧૦ પણ જે કમાલ છે તે જારે આવશે, તારે જે અધુરૂં છે
તે દફે થશે. ૧૧ હું છોકરો હતો, તારે છોકરાના જેવું બોલતો હતો, છોકરાના
જેવું સમજતો હતો, છોકરાના જેવું વીચારતો હતો; પણ જારે હું મરદ થઈઓ,
તારે મેં છોકરાપણું મુકી દીધું. ૧૨ કેમકે હમણા આપણે આરસીને આશરે
અંધક જોઇએછઈએ, પણ તારે રૂબરૂ; હમણા હું અધુરૂં જાણુંછઉં, પણ તારે

જેમ હું જણાએલો છઊં, તેમ હું જાણશ. ૧૩ તો હવે ઇમાન, ઉમેદ, તથા
મોહોબત, એ તરણ રેહેછે; પણ એઓમાં મોહોબત સહુથી મોહોટી છે.

## બાબ ચઉદમો.

મોહોબતની પાછલ ચાલો, ને રૂહાની બખ્શેસો ચાહો, પણ ખસુસન
એ કે તમે નબુવ્વત કરો. ૨ કેમકે બેગાની જુબાન જે બોલેછે, તે આદમી-
ઓની સાથે નહીં, પણ ખોદાની સાથે બોલેછે, કારણ કે કોઈ સમજતું નથી;
પણ રૂહથી તે ભેદો બોલેછે. ૩ પણ નબુવ્વત જે કરેછે, તે સુધારવાને તથા
નસીહતને તથા દીલાસાને સારૂ આદમીઓને કરેછે. ૪ બેગાની જુબાનથી
જે બોલેછે, તે પોતાને સુધારેછે; પણ નબુવ્વત જે કેહેછે, તે મંડલીને સુધારેછે.
૫ હું ચાહુંછઊં કે તમે જુબાનો બોલો, પણ ખાસ એ ચાહુંછઊં કે તમે નબુ-
વ્વત કરો; કેમકે જુબાનો બોલનાર જો મંડલીના સુધારા સારૂ તરજુમો ન કરે,
તો તે કરતાં નબુવ્વત કરનાર મોહોટો છે. ૬ ને અએ ભાઈઓ, અગર
જુબાનો બોલતો હું તમારી પાસે આવું, ને જો ઇલહામથી, કે એલમથી, કે
નબુવ્વતથી, કે તાલીમથી ન બોલું, તો તમને શું ફાએદો થશે? ૭ એમજ
નીરજીવ ચીજો, વાંસલી ઇઆ તંબુરો, જેથી અવાજ થાએછે, તેઓના
અવાજમાં તફાવત પાડતા નથી, તો વાંસલીથી ઇઆ તંબુરાથી શું વજડાએ-
છે, તે શી તરેહ જણાશે? ૮ ને અગર રણસીંગડું પણ સાફ અવાજ ન કાહાડે
તો લડાઇને સારૂ કોણ તઇઆર થશે? ૯ એપરમાણે તમે પણ જો જુબાનથી સાફ
વાત નથી કાહાડતા, તો બોલેલી વાત કેમ સમજાએ? તારે તમે પવન સાથે
બોલનારા ઠરશો. ૧૦ દુનીઆમાં કદાચ તરેહ તરેહના અવાજો હશે, તોપણ
તેઓમાંનો કોઈ માએની વીનાનો નથી. ૧૧ વાસતે જો અવાજની માએની
હું સમજતો નથી, તો બોલનારની આગલ હું બડબડીઓ ઠરશ, ને બોલનાર
પણ મારી આગલ બડબડીઓ ઠરશે. ૧૨ એમ જારે તમે રૂહાની બખ્શે-
સોના આરજુ છેઓ, તારે તેઓથી મંડલીનો સુધાર થાએ એવું બહુ ચાહો.
૧૩ એ સારૂ બેગાની જુબાનથી જે બોલેછે, તે દુઆ માગે કે માએની તે કરી
શકે. ૧૪ કેમકે જો બેગાની જુબાનમાં હું દુઆ માગું, તો મારો રૂહ દુઆ
માગેછે, પણ મારી સમજ નીરાફલ છે. ૧૫ તારે શું કરવું? હું રૂહથી દુઆ
માગશ, ને સમજથી પણ દુઆ માગશ; હું રૂહથી ગાવશ, ને સમજથી પણ
ગાવશ. ૧૬ નહીં તો જારે તું રૂહથી શુકર કરેછે, તારે જે વગર

ભણેલાની જગીઆમાં બેસેછે, તે તારી શુકરગુજારીમાં આમીન કેમ કરશે?
કારણ કે તું શું કેહેછે એ તે સમજતો નથી. ૧૭ કેમકે તું તો શારીપેઠે શુકર
કરેછે ખરો, પણ બીજાને સુધારતો નથી. ૧૮ હું ખોદાના શુકર કરૂંછઊં કે,
તમો બધાથી જીઆદા જુબાનો હું બોલુંછઊં. ૧૯ તોપણ મંડલીમાં બેગાની
જુબાનના દશ હજાર બોલ બોલવા કરતાં હું મારી સમજથી બીજાઓને
શીખવવા સાફ પાંચ બોલ બોલું, એ મને જીઆદા પસંદ છે. ૨૦ અએ
ભાઇઓ, તમે સમજમાં બાલકો ન રહો, પણ બદીમાં બાલકો થાઓ; ને
સમજમાં જવાન થાઓ. ૨૧ તોરતમાં એમ લખીઊં છે કે, "હું આ લોકને
બીજી જુબાનોથી, તથા બીજા હોઠોથી કેહેવશ, તોપણ તેઓ મારૂં
નહીં શાંભલશે, એમ ખોદાવંદ કેહેછે." ૨૨ એ સાફ બીજી જુબાનો
નીશાની તરીકે ઈમાનદારોને નહીં, પણ બેઈમાનોને સાફ છે; પણ નબુઅત
બેઈમાનોને સાફ નહીં, પણ ઈમાનદારોને સાફ છે. ૨૩ વાસતે જો આખી
મંડલી એકઠી થઇ, ને સઘલા બીજી જુબાનોથી બોલેછે, ને વગર શીખેલા
ઇઆ બેઈમાનો અંદર આવે, તો શું તેઓ એમ નહીં કેહેશે કે, તમે દીવાના
છેઓ? ૨૪ પણ અગર સઘલા નબુઅત કરે, ને બેઈમાન કે વગર શીખેલો
કોઈ અંદર આવે, તો સરવથી તે નશીહત પામેછે, સઘલાથી તે પરખાએછે.
૨૫ ને એમ તેનાં દીલના ભેદ જાહેર થાએછે, ને તારે તે ઊંધો પડીને
ખોદાનો સજદો કરશે; ને કેહેશે કે ખોદા બેશક તમારી વચેછે.

૨૬ તો અએ ભાઇઓ, એ શું છે? તમે એકઠા આવો તારે તમારામાંના
હરેકની સાથે જબુર, કે તાલીમ, કે જુબાન, કે ઈલહામ, કે માએની છેઃ સઘ-
લાં સુધારવા સાફ કરો. ૨૭ ને જો કોઈ બેગાની જુબાનથી બોલેછે, તો બબે
ઇઆ ઘણુંતો તરણ તરણ બોલે, ને તે વારાફરતી થાએ, ને એક તરજુમો કરે.
૨૮ પણ જો તરજુમો કરનાર નહીં હોએ, તો મંડલીમાં તે ચુપ રેહે, ને
પોતાની સાથે, તથા ખોદાની સાથે તે બોલે. ૨૯ નબીઓ બે ઇઆ તરણ
બોલે, ને બીજા તજવીજ કરે. ૩૦ પણ જો બેઠેલાઓમાંના કોઇને કંઈ
પરગટ થઇઊં, તો પેહેલાએ ચુપ રેહેવું. ૩૧ કેમકે તમે સઘલા એક પછી
એક નબુઅત કરી શકો છેઓ, કે સઘલા શીખે, તથા સઘલા દીલાસો પામે.
૩૨ ને નબીઓના રૂહ નબીઓને તાબેછે. ૩૩ કેમકે ખોદા ગડબડનો
ખોદા નથી, પણ સલાહનો, જેમ પવીતરોની સઘલી મંડલીઓમાં છે.

૩૪ મંડલીઓમાં તમારી ઓરતો ચુપ રેહે, કેમકે બોલવાની તેઓને રજા

નથી; પણ જેમ શરીઅત કેહેછે તેમ તેઓએ તાબે રેહેવું જોઈએ. ૩૫ ને
તેઓ જો કંઈ શીખવા ચાહે, તો ઘરમાં પોત પોતાના વરોને પુછે, કારણ કે
મંડલીમાં ઓરતોએ બોલવું શરમની વાત છે.
૩૬ શું ખોદાનો કલામ તમારાથી નીકલીઓ? ઇઆ શું તે ફકત તમ સુધી
પોહોંચીઓ છે? ૩૭ અગર કોઈ પોતા બાબત એમ સમજે કે તે નબી
ઇઆ રૂહાની છે, તો તેણે એકરાર કરવો કે જે વાતો હું લખું છઉં તે ખોદાવંદ-
ના હુકમો છે. ૩૮ અગર કોઈ અજાણીઓ છે, તો તે અજાણીઓ રેહે.
૩૯ વાસ્તે ભાઇઓ, નબુઅત કરવાની આરજુ રાખો, ને બીજી જુબાનો
બોલવાને મને ના કરો. ૪૦ સઘલાં લાએક રીતે તથા અનુકરમે થાએ.

## બાબ પંદરમો.

અએ ભાઇઓ, જે ઇંજીલ મેં તમને પરગટ કીધી, જે તમે કબુલ
કીધો, ને જેમાં તમે કાએમ રહો છેઓ; ૨ ને જેથી જો જે વાતો મેં તમને
પરગટ કીધી છે તે તમે ઇઆદ રાખો છેઓ, ને ખાલી ઇમાન નથી કીધો, તો
તમે તારણ પણ પામો છેઓ. ૩ કેમકે જે હું પામીઓ, તે મેં તમને પરથમ
સોંપીઉં કે, કીતાબો પરમાણે ખરીસત આપણાં પાપને સારૂ મરણ પામીઓ,
૪ ને દટાઈઓ, ને કીતાબો પરમાણે તીજે દાહાડે તે પાછો ઉઠીઓ. ૫ ને
કેફાને, તે બાદ બારોને તે દેખાઈઓ. ૬ પછી પાંચસેં કરતાં વધતા ભાઇઓને
તે એકદમ દેખાઇઓ, તેઓમાંના ઘણા હજીસુધી મોજુદ છે; પણ કેટલા-
એક ઊંઘી ગઇઆ છે. ૭ પછી ઇઆકુબને, તે બાદ બધા રસુલોને તે
દેખાઈઓ. ૮ ને સહુથી છેલાં જેમ અકાલી જનમેલાને તેમ મને પણ તે
દેખાઇઓ. ૯ કેમકે રસુલોમાં હું નાહાનો છઉં, ને રસુલ કેહેવાવા લાએક નથી,
કારણ કે ખોદાની મંડલીને મેં સતાવી. ૧૦ પણ હું જે છઉં, તે ખોદાના
ફજલથી છઉં, ને તેનો ફજલ જે મારાપર થઇઓ, તે બેફાએદા નથી થઇઓ,
પણ તેઓ સઘલા કરતાં મેં જીઆદા મેહેનત કીધી; મેં તો નહીં, પણ ખોદાનો
ફજલ જે મારી સાથે તેણે. ૧૧ વાસ્તે હું ઇઆ તેઓ, એમ હમે મુનાદી
કરીએછઇએ, ને એમ તમે એતકાદ કીધો છે. ૧૨ હવે ખરીસત મુએ-
લાઓમાંથી ઉઠીઓ છે, એમ જો મુનાદી થાએછે, તો તમારામાંના કેટલા-
એક કેમ કેહેછે કે કીઆમત નથી? ૧૩ અગર મુએલાંઓની કીઆમત
નથી, તો ખરીસત પણ ઉઠીઓ નથી. ૧૪ ને જો ખરીસત નથી ઉઠીઓ,

તો હમારી મુનાદી વીઅરથ છે, ને તમારો એતકાદ પણ વીઅરથ છે. ૧૫
અને હમે ખોદાના જુઠા સાખશી ઠરીએ છઇએ; કેમકે ખોદા બાબત હમે
એવી ગહવાઈ પુરી કે, તેણે ખરીસતને ઉઠાડીઓ છે; પણ જો મુએલાં
ઉઠતાં નથી, તો તેણે તેને ઉઠાડીઓ નથી. ૧૬ કેમકે જો મુએલાં ઉઠતાં
નથી, તો ખરીસત પણ ઉઠીઓ નથી. ૧૭ ને જો ખરીસત ઉઠીઓ
નથી, તો તમારો એતકાદ બેફાએદા છે; હજીસુધી તમે તમારાં પાપમાં
છેઓ. ૧૮ ને ખરીસતમાં જેઓ ઊંઘી ગઇઆ છે, તેઓ પણ નાશ
પામીઆ. ૧૯ અગર હમે ફકત આ જીંદગીમાં ખરીસતપર ઉમેદ
રાખીએ છઇએ, તો બધા લોકો કરતાં હમે કમબખત છઇએ. ૨૦ પણ
હવે ખરીસત મુએલાંઓમાંથી ઉઠીઓ છે, ને ઊંઘી ગએલાંઓમાંનું
પેહેલું ફલ થઇઓ છે. ૨૧ કેમકે આદમીથી મોત આવીઉં, તો આદમીથી
મુએલાંઓની કીઆમત પણ થાએ છે. ૨૨ કેમકે જેમ આદમમાં સરવ
મરેછે, તેમ ખરીસતમાં સરવ જીવતાં થશે. ૨૩ લેકીન હરેક પોત પોતાના
વારામાં: ખરીસત પેહેલું ફલ, તાર પછી તેના આવવા પર જે ખરીસતના
છે તેઓ. ૨૪ એ બાદ આખેરત, જારે ખોદાને ઇઆને બાપને પાદશાહત
તે સોંપશે, ને જારે બધી હકુમત તથા બધો એખતીઆર તથા કુદરત તે
તોડશે ૨૫ કેમકે જાંહાંસુધી કુલે દુશમનોને તે પોતાના પગતલે નહીં નાંખે;
તાંહાંસુધી જરૂર છે કે તે પાદશાહી કરે. ૨૬ છેલો દુશમન જે નાશ પામશે
તે મોત છે. ૨૭ કેમકે તેણે સઘલાં તેના પગ તલે મુકીઆં છે; પણ જારે
તે કેહેછે કે, સઘલાં તેના તાબેમાં કીધાં છે, તારે જાહેર છેકે જેણે સઘલાં તેને
તાબે કીધાં, તે જુદો છે. ૨૮ ને જારે સઘલાં તેના તાબામાં આવશે, તારે
બેટો પોતે પણ તેને તાબે થશે, જેણે સઘલાં તેના તાબામાં કીધાં, એ
સારૂ કે બાપ સરવમાં સરવ થાએ. ૨૯ નહીં તો જો મુએલાં મુતલક
ઉઠતાં નથી, તો મુએલાંઓને સારૂ જેઓ બાપતીસમા પામીઆ છે,
તેઓ શું કરશે? ૩૦ મુએલાંઓને સારૂ શા વાસતે તેઓ બાપતીસમા
પામે? ૩૧ ને હમે હર ઘડી ધાસતીમાં કેમ છઇએ? ખરીસત ઇસુ જે
આપણો ખોદાવંદ તેનાથી તમો બાબત મને જે ખુશી થાએછે, તેના
મને કસમ કે હું દરરોજ મરૂંછઊં. ૩૨ અગર આદમીની તરેહ એફે-
સસમાં હું જાનવરોની સાથે લડીઓ, તો મને શું ફાએદો જો મુએલાં
ઉઠતાં નથી તો? ૩૩ બસ આપણે ખાઈએ પીએ, કેમકે કાલે મરી

જાઇશું. ફરેબ ના ખાઓ, બુરી સોહબતો શારી આદતોને બીગાડેછે. ૩૪
રાસતી કરવાને તમે જાગો, ને ગુનાહ ના કરો; કેમકે કેટલાએકને ખોદાની
પીછાન નથી; તમને શરમ લગાડવા સારૂ હું એ કહુંછઊં.

૩૫ પણ કોઈ કેહેશે કે મુએલાં કેમ ઉઠેછે, ને કેવાં બદનથી તેઓ આવેછે?
૩૬ અએ બેવકુફ, જે તું વાવેછે, તે જો મરતું નથી, તો તે જીવડાતું નથી.
૩૭ ને જે તું વાવેછે, તે જે બદન થશે, તે તું વાવતો નથી, પણ ફકત
દાણા વાવેછે, કદાચ ઘઊં, ઇઆ બીજા કંઈ. ૩૮ ને ખોદા પોતાની મરજી
પરમાણે તેને બદન આપેછે. ને હરેક બીને તેનું બદન તે આપેછે. ૩૯
બધાં બદન એક તરેહનાં બદન નથી, પણ આદમીઓનું બદન જુદું,
ને જાનવરોનું બદન જુદું, ને માછલીઓનું જુદું, ને પરંદાંઓનું જુદું છે.
૪૦ ને આસમાની બદનો પણ છે, તથા ખાકી પણ છે; પણ આસમાની-
ઓની જલાલ જુદી, ને ખાકીઓનો જલાલ જુદી છે. ૪૧ આફતાબ-
ની જલાલ જુદી, ને માહતાબની જલાલ જુદી, ને સીતારાઓની જ-
લાલ જુદી છે, કેમકે સીતારો સીતારાથી જલાલની બાબત ફરક રાખેછે.
૪૨ ને મુએલાંઓની કીઆમત એજ તરેહ થશેઃ ફનામાં તે વવાએ છે, ગેર-
ફનામાં તે ઉઠડાએછે. ૪૩ બેહુરમતીમાં તે વવાએછે, જલાલમાં ઉઠડા-
એછે; કમજોરીમાં તે વવાએછે, કુવતમાં ઉઠડાએછે. ૪૪ હેવાની બદન
વવાએછે, રૂહાની બદન ઉઠડાએછે; હેવાની બદન છે, ને રૂહાની બદન
છે. ૪૫ ને એમ લખેલું છે કે, પેહેલું આદમી ઇઆને આદમ જીવતો
જાન થઇઓ, છેલો આદમ જીવાડનાર રૂહ થઇઓ. ૪૬ લેકીન રૂહાની
પેહેલો નહીં હતો, બલકે જીસમાની, પછી રૂહાની. ૪૭ પેહેલું આદમી જમી-
નથી ખાકી છે; બીજું આદમી આસમાનથી ખોદાવંદ છે. ૪૮ જેવો ખાકી
તેવા તેઓપણ જે ખાકી છે; ને જેવો આસમાની તેવા તેઓપણ જેઓ
આસમાની છે. ૪૯ જેમ ખાકીની સુરત આપણે ધરી છે, તેમ આસમાનીની
સુરત પણ ધરશું.

૫૦ અએ ભાઇઓ, હવે હું એ કહુંછઊં કે, બદન તથા લોહી ખોદાની
પાદશાહીના વારસ થઇ નથી શકતાંઃ ને ફાનો ગેરફાનીના વારસ નથી થતાં.
૫૧ જુઓ, હું તમને એક ભેદ કહુંછઊં કે, આપણે સહુ ઊંઘસું નહીં, પણ
આપણે સઘલા બદલાઈ જઇશું ૫૨ એક દમમાં, એક પલમાં, છેલાં
રણસીંગડાના વાગતાંમાં; કેમકે રણસીંગડું વાગશે, ને જે મુએલાં તે ગેરફાની

ઉઠડાશે, ને આપણે બદલાઇ જઇશું. ૫૩ કેમકે ફાનીને ગેરફાની પેહેરવું, તથા
મરનારને બેમરગી પેહેરવી જરૂર છે. ૫૪ ને જારે એ ફાની ગેરફાનીને, તથા
એ મરનાર બેમરગીને પેહેરશે, તારે આ લખેલી વાત પુરી થશે કે, ફતેહથી
મોત ગલાઇઊં છે. ૫૫ અએ મોત, તારો ડંખ કાંહાં છે? અએ કબર,
તારી ફતેહ કાંહાં છે? ૫૬ મોતનો ડંખ ગુનાહ છે, ને ગુનાહનું કુવત શરીઅત
છે; ૫૭ પણ ખોદાના શુકર હોજો જેણે આપણને આપણા ખોદાવંદ ઇસુ
ખરીસતને વસીલે ફતેહ બખશી છે. ૫૮ વાસતે, અએ મારા પીઆરા
ભાઇઓ, તમે કાએમ તથા પાએદાર રહો, ને ખોદાવંદનાં કામ હમેશાં જીઆદા
કરો; એ જાણીને કે તમારી મેહેનત ખોદાવંદમાં બેફાએદા નથી.

## બાબ શોલમો.

હવે પવીતરોને સારૂ ઉઘરાણા બાબત: જેમ ગલાતીની મંડલીઓને
મેં હુકમ આપીઓ, તેમ તમે પણ કરો. ૨ અઠવાડીઆંને પેહેલે દાહાડે તમા-
રામાંનો હરેક પોતાની આમદની પરમાણે એકઠું કરી રાખે, કે હું આવું તારે
ઉઘરાણું કરવું નહીં પડે. ૩ ને હું આવશ, તારે જેઓને તમે પસંદ કરશો,
તેઓને હું તમારી સખાવતનું ફલ ઇરૂશાલેમમાં લઈ જવાને ખત આપીને
મોકલશ. ૪ ને જો મારૂં પણ જવું મુનાસીબ હશે, તો તેઓ મારી સાથે જશે.
૫ ને જારે હું માકેદોનીમાંથી જવશ તારે તમારી પાસે આવશ, કેમકે માકેદો-
નીમાં થઇને હું જનાર છઊં. ૬ ને કદાચ હું તમારી સાથે રેહવશ, ને સીઆલો
કાહાડશ, કે જાંહાં કહીં હું જનાર છઊં, તાંહાં તમે મને પોહોંચાડો. ૭ કેમકે
રસતે જતાંજ હમણા તમને જોવાની મારી મરજી નથી, પણ હું ઉમેદ રાખુંછઊં
કે, જો ખોદાવંદ રેહેવા દેશે તો હું કંઇક મુદત તમારી સાથે રેહવશ. ૮ પણ
પેનતીકોસત સુધી હું એફેસસમાં રહીશ. ૯ કેમકે મોહોટું તથા ફલીત બારણું
મારે સારૂ ઉઘડાઇઊં છે, ને અટકાવનારા ઘણા છે.
૧૦ અગર તીમોથી આવે, તો સંભાલો કે તે તમારી સાથે બેખોફ રેહે;
કેમકે તે મારી તરેહ ખોદાવંદનું કામ કરેછે. ૧૧ વાસતે કોઈ તેને ધીકારે
નહીં, પણ તમે તેને હીઆં સલામત રવાના કરજો કે તે મારી પાસે આવે, કેમકે
ભાઇઓ સુધાં તેના આવવાની રાહ હું જોઊં છઊં. ૧૨ હવે ભાઇ અપોલલો
બાબત એ કે, ભાઇઓની સાથે તમારી તરફ જવા સારૂ મેં તેને બહુ એલતે-
માસ કીધી, પણ હમણા જવાની તેની મરજી નથી, પણ જારે ફરસુદ પામશે તારે

તે આવશે. ૧૩ તમે ચોકી કરો, ઇમાનમાં કાએમ થાઓ, મરદાંગી કરો,
જોરાવર થાઓ. ૧૪ તમારી બધી વાતો મોહોબતથી થાએ.

૧૫ હવે અએ ભાઇઓ, તમે સતેફનનાં કુટુંબને જાણોછોઓ કે તેઓ
આખાઆનું પેહેલું ફલ છે, ને તેઓએ પવીતરોની સેવા કરવા સારૂ પોતાને
તઇઆર રાખીઆ છે. ૧૬ એવાઓના, ને જે હરેક હમારી મદદ કરેછે, ને
મેહેનત કરેછે, તેઓના ફરમાનબરદાર તમે થાઓ, વાસતે હું તમને અરજ કરૂં
છઊં. ૧૭ વલી સતેફાનના તથા ફરતુનાતના તથા અખાઇકના આવવાથી હું
ખુશ છઊં. ૧૮ કેમકે જે તમારી ગમનું ઓછું હતું, તે તેઓએ પુરૂં કીધું. કેમકે
તેઓએ મારા તથા તમારા રૂહને તાજો કીધો, વાસતે એવાઓને કબુલ
કરો. ૧૯ આશીઆની મંડલીઓ તમને સલામ કેહેછે; અકુલા તથા પરીસ-
કીલા, તથા તેઓનાં ઘરમાં જે મંડલી છે તેઓ ખોદાવંદમાં તમને ઘણી
સલામ કેહેછે. ૨૦ બધા ભાઇઓ તમને સલામ કેહેછે; તમે પાક ચુંબનથી
એક બીજાને સલામ કરો. ૨૧ હું પાઉલ મારી સલામ પોતાને હાતે લખું છઊં.
૨૨ જો કોઈ આપણા ખોદાવંદ ઇસુ ખરીસત પર પીઆર કરતો નથી, તો જારે
ખોદાવંદ આવે, તારે તે લાનતી થાઓ. ૨૩ આપણા ખોદાવંદ ઇસુ ખરીસત-
નો ફજલ તમારી સાથે થાઓ. ૨૪ ખરીસત ઇસુમાં તમો બધા સાથે મારો
પીઆર થાઓ. આમીન.

---

# કરીંથીઓને પાઉલનું બીજું પતર.

## બાબ પેહેલો.

કરીંથમાં ખોદાની મંડલીને, તથા તે સુધાં આખા આખાઈમાં બધા
પવીતરો છે તેઓને, ખોદાની મરજીથી ખરીસતનો રસુલ પાઉલ, તથા
તીમોથી ભાઈ લખેછે. ૨ ખોદા આપણા બાપથી, તથા ખોદાવંદ ઇસુ ખરી-
સતથી ફજલ તથા સલામતી તમને થાઓ.

૩ ખોદા જે આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનો બાપ, ને રહમતોનો
બાપ, તથા બધા દીલાસાઓનો ખોદા, તેની સોતાએશ થાઓ. ૪ તે હ-
મારી બધી મુસીબતોમાં હમને દીલાસો આપેછે કે, જે દીલાસાથી હમે
પોતે ખોદાથી દીલાસો પામેલા છઇએ, તેથી મુસીબતમાં પડેલા હરેકને

હમે દીલાસો આપી શકીએ. ૫ કેમકે જેમ ખરીસતનાં દુખ હમારી ઉપર વધતાં
જાએછે, તેમ ખરીસતથી હમારો દીલાસો પણ ઘણો થાએછે. ૬ ને અગર
હમે દુખ પામીએ છઇએ, તો તે તમારા દીલાસા તથા તારણને સારૂ છે;
જે તમારાં દુખ હમે પણ સહીએછઇએ તે સેહેવાથી ફાએદો થાએછે; ને
અગર હમે દીલાસો પામીએછઇએ, તો તે તમારા દીલાસા તથા તારણને સારૂ
છે. ૭ ને હમારી ઉમેદ તમો બાબત મજબુત છે, એ જાણતાં કે, જેમ
દુખોમાં તમે શરીક થઇઆ છેઓ, તેમ દીલાસામાં પણ થશો. ૮ કેમકે અએ
ભાઇઓ, હમે નથી ચાહતા કે જે મુસીબત હમારી ઉપર આશીઆમાં આવી
તેથી તમે નાવાકેફ રહો, કે હમારી તાકાત કરતાં હમે બહુ દબાઈ ગઇઆ, હીઆં
તક કે હમારી જીંદગી બાબત પણ હમે હાથ ધોઇઆ. ૯ પણ હમને મોતનો
દંડ એ સારૂ થઇઓ કે હમે પોતા પર નહીં, પણ મુએલાંઓને ઉઠાવનાર
ખોદા પર ભરોસો રાખીએ. ૧૦ તેણે એવાં મોહોટાં મોતથી હમને છોડા-
વીઆ છે, ને છોડાવેછે; તેના પર હમે એવો ભરોસો રાખીએછઇએ કે, હજી
પણ તે છોડાવશે. ૧૧ તમે પણ દુઆ માગીઆથી હમારી મદદ કરો, કે જે
નીઆમત ઘણાઓના આશરાથી હમને મલી, તેને લીધે ઘણાઓ હમારી
તરફથી શુકર પણ કરે.

૧૨ કેમકે હમારો ફખર એ છે, કે હમારાં દીલ ગહવાઈ આપેછે, કે હમે
ખોદાની સફાઈ તથા સાચાઇથી, જીસમાની હીકમતથી નહીં, પણ ખોદાના ફજ-
લથી, દુનીઆમાં ને ખસુસ તમારે દરમીઆન, વેહવાર કીધો છે. ૧૩ કેમકે
જે વાતો તમે વાંચોછેઓ, તથા માનોછેઓ, તે શીવાએ હમે તમને બીજી
વાતો લખતા નથી; ને હમને ઉમેદ છે કે આખર સુધી તમે તે માનશો.
૧૪ જેવા તમે હમને થોડાક માનીઆ છે કે હમે તમારો ફખર છઇએ, જેમ
ખોદાવંદ ઇસુના દાહાડામાં તમે હમારો પણ.

૧૫ અને એ ભરોસાથી મેં પેહેલાં તમારી પાસે આવવાને ઠરાવીઉં, કે તમને
જીઆદા ફાએદો થાએ. ૧૬ પછી તમારામાંથી માકેદોનીમાં જાઉં, તારપછી
માકેદોનીથી તમારી પાસે પાછો આવું, ને તમથી ઇહુદામાં મોકલાઉં. ૧૭ તો
શું મેં એ ઠરાવ હલકાપણાથી કીધો હતો? ઇઆ જે ઠરાવ હું કરૂં તે શું જીસ-
માની તોરપર કરૂં છઉં કે હા હા, ને ના ના મારી વાતોમાં થાએ? ૧૮ પણ
ખોદા બરહક જાણેછે કે, હમારી વાત જે તમારી સાથે થઇ તે હા, ને ના,
નહીં હતી. ૧૯ કેમકે ખોદાના બેટા ઇસુ ખરીસતની વાત હમારાથી,

ઇઆને મારાથી, તથા સીલવાનથી, તથા તીમોથીથી, તમને જાહેર થઇ, તે
હા, ને ના, નથી થઇ; પણ તેનામાં હા થઈ. ૨૦ કેમકે ખોદાના જેટલા
વાએદા છે તેટલા તેનામાં હા, તથા તેનામાં આમીન છે, કે હમારે આશરે
ખોદાની જલાલ જાહેર થાએ. ૨૧ ને જે હમને તમારી સાથે ખરીસતમાં
કાએમ કરેછે, ને જેણે હમને અભીશેક કીધા, તે ખોદા છે. ૨૨ ને તેણે
હમારી ઉપર મોહોર કીધી છે, ને રૂહનું બેઆનું હમારાં દીલોમાં આપીઉં છે.
૨૩ ને હું ખોદાને મારા જાનનો ગવાહ કરીને કહુંછઉં કે, તમ પર રહમ કરવા સારૂ
હું હમણાસુધી કરીંથમાં આવીઓ નહીં. ૨૪ હમે તમારા ઇમાન પર ધણીપણું
કરીએ છઇએ એમ નહીં, પણ હમે તમારી ખુશીના મદદગાર છઇએ; કેમકે
તમે ઇમાનથી કાએમ રહો છેઓ.

## બાબ બીજો.

**અને** મેં મારાં મનમાં ઠરાવીઉં કે, હું ફરીથી તમારી પાસે ગમગીન
ન આવું. ૨ કેમકે જો હું તમને દલગીર કરૂં, તો જે મારાથી દલગીર કરા-
એછે, તે વગર જે મને ખુશ કરેછે, તે કોણ છે? ૩ ને મેં એ તમને એ
સારૂ લખીઉં છે કે, હું આવીઆ પર જેઓથી મને ખુશી થવી જોઇએ,
તેઓથી મને દલગીરી ન થાએ; કેમકે તમો સરવ બાબત મને એવો ભ-
રોસો છે કે, જે મારી ખુશી તે તમ સરવની પણ છે. ૪ કેમકે બહુ દુખથી,
તથા દીલની દલગીરીથી, મેં ઘણાં આંસુઓ પાડતાં તમને લખીઉં છે; તમે
દલગીર થાઓ એ સારૂ નહીં, પણ તમપર જે મારી મોહોટી મોહોબત છે,
તે તમે જાણો. ૫ અગર કોઇએ દલગીરી પેદા કીધી, તો તેણે મનેજ દલગીર
કીધો નથી, પણ તમને પણ, કે હું તમ સઘલા પર ભાર ન નાંખું. ૬ એવા
શખસ પર આ સજા જે ઘણાથી લવાઈ તે બસ છે. ૭ વાસતે બેહતર એ કે
તમે તેને માફ કરો, ને દીલાસો આપો, કે તે ઘણા ગમથી ગલાઈ ન જાએ.
૮ એ સારૂ હું તમને અરજ કરૂંછઉં કે તમે તેના પર મોહોબત સાબેત કરો.
૯ કેમકે તમે બધી વાતમાં ફરમાનબરદાર છેઓ કે નહીં, એ બાબત તમારી
અજમાએશ કરવાને મેં આ લખીઉં છે. ૧૦ જેને તમે માફ કરો છેઓ,
તેને હું પણ માફ કરૂં છઉં; કેમકે જો મેં કોઇને કંઈ માફ કીધું, તો તેને તમારી
ખાતરને સારૂ ખરીસતની સાંમા માફ કીધું. ૧૧ એ સારૂ કે શેતાન આપણને
જીતે નહીં, કેમકે તેની તદબીરોથી આપણે નાવાકેફ નથી. ૧૨ વલી હું ખરી-

સતની ઇંજીલને સારૂ તરોઆસમાં આવીઓ, ૧૩ ને ખોદાવંદથી મારે સારૂ
બારણું ઉઘડાઇગેં, તારે મારા ભાઇ તીતસને ન દીઠાથી મારા જીવને કંઈ આરામ
નહીં થઇઓ, ને તેઓથી રૂખસત પામીને તાંહાંથી માકેદોનીમાં હું ગઇઓ.
૧૪ હવે ખોદા જે હમેશ ખરીસતમાં હમને ફતેહ આપેછે, અને પોતાના
એલમની ખુશબોઈ હમારાથી હરેક જગીઆમાં જાહેર કરાવે છે, તેના શુકર
હોજો. ૧૫ કેમકે હમે ખોદાની આગલ જેઓ તારણ પામેછે તેઓને સારૂ,
તથા જેઓ નાશ પામેછે તેઓને સારૂ, ખરીસતની ખુશબોઇ છઇએ.
૧૬ મરણને સારૂ હમે એઓને મોતની બો છઇએ ખરા; પણ જીંદગીને
સારૂ તેઓને જીંદગીની બો છઈએ; ને એ કામોને સારૂ લાએક કોણ છે?
૧૭ કેમકે ઘણાઓની માફક હમે ખોદાના કલામમાં ભેલવણી કરતા
નથી; પણ સાચાઇથી તથા ખોદાની તરફથી ખોદાની હજુર ખરીસતમાં
હમે બોલીએ છઇએ.

## બાબ તરીજો.

**શું** હમે ફરી પોતાને વખાણવા માંડીએ છઈએ? ઇઆ સીફારશનાં પતર
તમારી તરફ લાવવાને કે તમારી પાસેથી સીફારશનાં પતર લેવાને જેમ કેટલા-
એકને જોઈએછ, તેમ શું હમને જોઈએછ? ૨ હમારૂં પતર જે હમારાં દીલો-
માં લખેલું, તે તમે છેઓ, સરવ માણસો તે જાણેછે તથા વાંચેછે. ૩ તમે
ખરીસતનું જાહેર પતર છેઓ, હમથી સેવેલું, સહીથી લખેલું નહીં, પથરની
પાટીઓ પર નહીં, પણ જીવતા ખોદાના રૂહથી દીલની પાટીઓ જે ગોસતની છે
તેઓ પર લખેલું. ૪ ને એવો ભરોસો ખરીસતની મારફત હમે ખોદાપર રાખી-
એ છઈએ. ૫ પોતાથી હમે પોતાની મેલે કંઈ વીચારવાને લાએક નથી; પણ
હમારી લાએકત ખોદાથી છે. ૬ જેણે હમને નવા બંદોબસતના લાએક ખા-
દમ કીધા છે; હરફના નહીં, બલકે રૂહના; કેમકે હરફ મારી નાંખેછે, પણ રૂહ
જીવાડેછે. ૭ ને મોતની ખીદમત જે હરફોથી પથરોપર કોતરેલી, તે એવી
જલાલની સાથે હતી કે બની ઇસરાએલ મુસાના ચેહેરાની જલાલ, જે ફના
થનાર હતી, તેને લીધે તેના ચેહેરાપર નજર કરી શકતા નહીં હતા; ૮ તો તે
કરતાં રૂહની ખીદમત જીઆદા જલાલની કેમ નહીં થશે? ૯ કેમકે જો દંડ
કરનાર ખીદમતને જલાલ હતી, તો રાસતીની ખીદમતને કેટલી જીઆદા જલા-
લ છે? ૧૦ કેમકે જે જલાલી થઈગેં, તેને મોહોટી જલાલને લીધે જલાલ નહીં

હતી. ૧૧ કેમકે જે નેસત થઈગિં તે જો જલાલી હતું, તો જે કાએમ રેહેછે તે
કેટલું જીઆદા જલાલી છે ? ૧૨ હમને એવી ઉમેદ થઇઆથી હમે ખુલી રીતે
બોલવાને બીહીતા નથી. ૧૩ ને મુસાની મુઆફક ફરતા નથી, જેણે પોતાના
ચેહેરાપર પરદો નાંખીઓ કે જે નેસત થનાર હતું તેની આખર બની ઈસરાએલ
જોઈ શકીઆ નહીં. ૧૪ લેકીન તેઓનાં દીલ આંધલાં કરાઈઆં, કેમકે
જુનો બંદોબસત વાંચવામાં તે પરદો આજ સુધી રહેલો છે, તે પરદો ખરીસતથી
નેસત થાએછે. ૧૫ પણ આજ સુધી જારે મુસાની કીતાબ વંચાએછે, તારે
તે પરદો તેઓનાં દીલપર પડીઓ રેહેછે. ૧૬ લેકીન જારે તેઓ ખોદાવંદની
તરફ ફરસે, તારે તે પરદો કહડાસે. ૧૭ હવે ખોદાવંદ તે રૂહ છે; ને જાંહાં ખોદા-
વંદનો રૂહ છે, તાંહાં આજાદગી છે. ૧૮ પણ હમે બધા બેપરદા ચેહેરાએ
આરસીમાં ખોદાવંદની જલાલ જોતાં, તેજ સુરતમાં ખોદાવંદના રૂહથી જલાલ-
થી જલાલને સારૂ બદલાઇએ છઇએ.

## બાબ ચોથો.

વાસતે હમને આ ખીદમત છતાં હમને રહમ મલીઆથી હમે થાકી જતા
નથી. ૨ બલકે હમે શરમનાં ગુપત કામ મુકી દીધાં છે, હમે ચતુરાઈથી ચા-
લતા નથી, ને ખોદાની વાત બાબત કંઇ કપટ કરતા નથી; બલકે બરહક કલા-
મ જાહેર કરવાથી ખોદાની હજુર હરેક આદમીનાં દીલમાં પોતાને વખણાવીએ
છઇએ. ૩ પણ જો હમારી ઇંજીલ ઢાંકેલી રેહેછે, તો જેઓ નાશ પામેછે
તેઓથી ઢાંકેલી રેહેછે. ૪ આ જાહાનના ખોદાએ જેઓ બેઈમાન છે તેઓનાં
દીલ આંધલાં કીધાં છે કે ખરીસત જે ખોદાની સુરત છે તેની જલાલી ઇંજીલની
રોશની તેઓપર ચમકે નહીં. ૫ હમે પોતાને નહીં, પણ ખરીસત ઈસુ જે
ખોદાવંદ તેને જાહેર કરીએ છઈએ; ને હમે પોતે ઇસુને લીધે તમારા સેવક
છઇએ. ૬ કેમકે ખોદા જેણે અંધારામાંથી રોશની ચમકવાનો હુકમ કીધો,
તેણે હમારાં દીલો રોશન કીધાં, કે ખોદાની જલાલની પીછાનનું નુર ઇસુ ખરી-
સતના ચેહેરાથી હમને આપે.
૭ પણ હમને આ ખજાનો માટીનાં વાસણોમાં છે, કે કુદરતની બુજરગી ખોદા-
નીજ થાએ, હમારી નહીં. ૮ હમે હર તરફથી મુસીબતમાં છઈએ, પણ દબા-
એલા નથી; હેરાન થઇએછઈએ, પણ નાઉમેદ નથી; ૯ સતાવેલા છઇએ,
પણ છોડી દીધેલા નથી; નીચે પાડેલા છઈએ પણ નાશ પામેલા નથી; ૧૦ સદા

પોતાનાં બદનમાં ઇસુનું મરણ ઉંચકીએ છઈએ, કે ઇસુની જીંદગી પણ
હમારાં બદનમાં જાહેર થાએ. ૧૧ કેમકે હમે જીવનારા ઇસુને લીધે મોતને
સદા સોંપાઈએ છઈએ, કે ઇસુની જીંદગી પણ હમારાં મરનાર બદનમાં જાહેર
થાએ. ૧૨ તારે હમારામાં મોતની ને તમારામાં જીંદગીની અસર થાએ-
છે. ૧૩ પણ હમને ઇમાનનો એજ રૂહ છે, જેમ લખેલું છે તેમ કે, "હું
ઇમાન લાવીઓ વાસતે બોલીઓ ;" હમે પણ ઇમાન લાવીઆ, વાસતે બો-
લીએ છઇએ. ૧૪ હમે જાણીએછઇએ કે, જેણે ખોદાવંદ ઇસુને ઉઠાડી-
ઓ, તે હમને પણ ઇસુની મારફત ઉઠાડશે ; ને તમારી સાથે હાજર કરશે.
૧૫ કેમકે કુલ ચીજ તમારે સારૂ છે, કે ફજલ જે નીહાઅત થઇઓ, તે ઘણાની
શુકરગુજારીથી ખોદાની જલાલ ઘણી વધારે. ૧૬ વાસતે હમે ઉદાસ થતા
નથી ; બલકે જો હમારી જાહેરી ઇનિસાનીઅત નેસત થાએછે, તોપણ બાતી-
ની દરરોજ નવી કરાએછે. ૧૭ કેમકે હમારી પલકભરની હલકી મુસીબત
હમારે સારૂ નીહાઅત ને હમેશાની જલાલનો ભાર ઉપજાવેછે. ૧૮ જે ચીજો
દેખાએછે તેઓ નહીં, પણ જે ચીજો દેખાતી નથી, તેઓને હમે જોઇએ
છઇએ, કેમકે જે ચીજો દેખાએ છે, તે પલકભરની છે ; પણ જે ચીજો દેખા-
તી નથી તે હમેશાંની છે.

## બાબ પાંચમો.

કેમકે હમે જાણીએછઈએ કે જો હમારૂં જમીનપરનું માંડવા સરખું ઘર
તોડી નંખાઇઊં ; તો ખોદાનું બાંધેલું, હાતથી બનાવેલું નહીં, એવું હમેશાંનું
ઘર આસમાનમાં હમને છે. ૨ કેમકે હમે આમાં આહેં મારીએ છઈએ; ને
મોહોટી આરજુ રાખીએછ કે હમારાં આસમાની ઘરથી ઢાંકેલા થઈએ. ૩ કે
જો ઢંકાઇએ, તો નાગા ન દેખાઇએ. ૪ કેમકે જાંહાં સુધી હમે આ માંડવા-
માં છઈએ, બોજથી દબાઇને આહેં મારીએ છઇએ ; લેકીન હમે એમ નથી
ચાહતા કે એને ઉતારી નાંખીએ, પણ એ કે એની ઉપર તેને પેહેરી લઇએ,
કે મોત જીંદગીથી ગલાઇ જાએ. ૫ ને જેણે હમને એને સારૂ તઈઆર કીધા
તે ખોદા છે, ને તેણે હમને રૂહનું બેઆનું પણ આપીઊં છે. ૬ વાસતે
હમારી હમેશ ખાતરી છે, ને હમે જાણીએછઇએ કે બદનમાં વસતી કરવાથી
હમે ખોદાવંદથી ગેરહાજર છઇએ. ૭ (કેમકે હમે ઇમાનથી ચાલીએછઇએ,
નજરથી નહીં.) ૮ તો હમારી ખાતરજમા છે, ને એ ચાહીએછઇએ કે બદન-

થી ગેરહાજર થઇને ખોદાવંદની પાસે હાજર થઇએ. ૯ ને એ વાસતે હમે
કોશેસ કરીએછઇએ કે હાજર ઇઆ ગેરહાજર થઇએ, તોપણ તેને પસંદ
આવીએ. ૧૦ કેમકે આપણ સરવે ખરીસતની ઇનસાફની ગાદી આગલ હાજર
થવું જોઇએ, એ સારૂ કે હરેકે બદનમાં છતાં જે કીધું, ભલું કે ભુડું, તે પરમાણે
તેનું ફલ પામે. ૧૧ વાસતે ખોદાવંદનો ખોફ જાણીને હમે આદમીઓને સમ-
જાવીએ છઇએ; ને ખોદાને હમારો હાલ જાહેર છે, ને ઉમેદ છે કે હમે તમારાં
દીલોમાં પણ જાહેર થએઆ છઇએ. ૧૨ કેમકે હમે ફરી તમારી પાસે પોતાને
વખાણતા નથી; પણ હમારે લીધે ફખર કરવાનો સબબ તમને એ સારૂ આપીએ
છઇએ કે જેઓ બાતી દેખાવમાં ફખર કરેછે, ને બાતનમાં નહીં, તેઓને
જવાબ આપવાને તમને કંઇ મલે. ૧૩ કેમકે જો હમે દેવાના છઇએ, તો તે
ખોદાને સારૂ છે; ને જો હમે હુશીઆર છઇએ, તો એ તમારે સારૂ છે. ૧૪ કેમકે
ખરીસતની મોહોબત હમને ખેંચે છે, કારણ કે હમે એમ સમજીએ છઇએ કે,
જો સરવને વાસતે એક મરણ પામીઓ, તો સરવ મુઆ હતા. ૧૫ ને સરવને
વાસતે તે એ સારૂ મરણ પામીઓ કે, જે જીવેછે તેઓ હવેથી પોતાને સારૂ નહીં,
પણ જે તેઓને સારૂ મરણ પામીઓ ને પાછો ઉઠીઓ તેને સારૂ જીવે.
૧૬ વાસતે હવેથી હમે કોઇને જીસમની રાહથી જાણતા નથી, ને અગર હમે
ખરીસતને જીસમની રાહ પરમાણે જાણીઓ, તોપણ હવેથી તે રીતે જાણતા
નથી. ૧૭ વાસતે અગર કોઈ ખરીસતમાં છે, તો તે નવો મખલુક છે, પુરાની
ચીજો ગુજરી ગઈ; જુઓ, બધી ચીજો નવી થઇ છે. ૧૮ ને એ બધી ખોદા-
થી છે, જેણે પોતાની સાથે આપણો મેલાપ ઇસુ ખરીસતથી કરાવીઓ, ને મેલા-
પની ખીદમત હમને આપી છે. ૧૯ ઇઆને ખોદા ખરીસતથી પોતાની સાથે
જગતનો મેલાપ કરાવીને તેઓના ગુનાહ તેઓપર ગણતો નથી; ને મેલાપની વાત
હમને સોંપી છે. ૨૦ એ સારૂ હમે ખરીસતના એલચી છઇએ, ગોઇઆ કે ખોદા
હમારી મારફત મીનંત કરેછે; વાસતે ખરીસતને બદલે હમે એલતેમાસ કરીએ
છઇએ, કે તમે ખોદા સાથે મેલાપ કરો. ૨૧ કેમકે જેણે ગુનાહ જાણીઓ નહીં
હતો, તેને તેણે આપણે સારૂ ગુનાહ ઠરાવીઓ, કે આપણે તેનામાં ખોદાની રા-
સતી ઠરીએ.

## બાબ છઠો.

તારે હમે તેના હમખીદમત તમને અરજ કરીએ છઇએ કે, ખોદાનો
ફજલ તમે ખાલી ના પામતા જાઓ. ૨ (કેમકે તે કેહેછે કે કબુલીઅતને વખત

મેં તારૂં શાંભલીઊં, ને તારણને દાહાડે તારી મદદ કીધી: જુઓ, હમણા કબુ-
લીઅતનો વખત છે; જુઓ, હમણા તારણનો દાહાડો છે.) ૩ ખીદમત બદનામ
ન થાએ, વાસતે કોઈને ઠોકર ખાવાનો હમે સબબ નથી આપતા. ૪ પણ પોતાને
હરેક વાતમાં ખોદાના ખાદમ જેવા જાહેર કરીએ છઈએ. બહુ સબરથી, મુસી-
બતોથી, કંગાલીઅતથી, તંગીથી; ૫ ફટકા ખાવાથી, કેદથી, હંગામાઓથી,
મેહેનતથી, જાગરણોથી, અપવાસોથી; ૬ પાકીજગીથી, એલમથી, બરદાશ-
તથી, મેહેરબાનીથી, પાકરૂહથી, ખરી મોહોબતથી; ૭ બરહક વાતથી, ખોદાની
કુદરતથી, રાસતીનાં હથીઆરોથી જમણે તથા ડાબે હાથે; ૮ ઈજત તથા બેઈજ-
તથી, બદનામી તથા નેકનામીથી, ઠગનારા સરખા, તોપણ ખરા; ૯ અન-
ઓલખીતાના સરખા, તોપણ બહુ ઓલખાએલા; મરતાના સરખા, તોપણ
જુઓ, હમે જીવતા છઈએ; સજા પામેલાના સરખા, તોપણ મારી નંખાએલા
નહીં; ૧૦ ગમગીનના સરખા, તોપણ હમેશ ખુશ છઇએ; મુફલેસના સરખા,
તોપણ ઘણાને દોલતમંદ કરીએ છઈએ; નાદારના સરખા, તોપણ સઘલું
રાખીએ છઇએ. ૧૧ અએ કરીંથીઓ, હમારૂં મોંહો તમારે સારૂ ઉઘડેલું છે,
હમારૂં દીલ કુશાદું છે. ૧૨ તમે હમથી તંગ થએલા નથી, પણ પોતાનાં દીલથી
તંગ થએલા છેઓ. ૧૩ તો એને બદલે (જેમ બાલકોને તેમ તમને હું કહું
છઊં) તમે પણ કુશાદાં દીલના થાઓ. ૧૪ બેઇમાનોની સાથે તમે જોડેલા ન
થાઓ; કેમકે રાસતીને નારાસતી સાથે શું એલાકો છે? ૧૫ ને રોશનાને
અંધારાં સાથે શું મેલાપ છે? ને ખરીસતને બેલીઆલ સાથે શું સંપ છે? ઈમાન-
દારને બેઇમાન સાથે શું ભાગ છે? ૧૬ ને ખોદાનાં મંદીરને મુરતીઓ સાથે
શું મેલ છે? તમે તો જીવતા ખોદાનું મંદીર છેઓ, જેમ ખોદાએ કહીઊં છે કે,
“હું તેઓમાં રહીશ, ને ચાલીશ, ને હું તેઓનો ખોદા થઇશ, ને તેઓ મારા
લોક થશે.” ૧૭ એ વાસતે ખોદાવંદ એમ કેહેછે કે, તમે તેઓમાંથી નીકલી
આવો, ને જુદા થાઓ, ને નાપાકને ના અડકો, ને હું તમને કબુલ કરશ;
૧૮ ને હું તમારો બાપ થવશ, ને તમે મારા દીકરાઓ તથા દીકરીઓ થશો; એમ
કાદેર ખોદાવંદ કેહેછે.

## બાબ સાતમો.

**વાસ**તે અએ પીઆરાઓ, આપણને આવા વાએદા છતાં, જીસમ તથા રૂહના મલીનપણાથી આપણે પોતાને પાક કરીએ, ને ખોદાના ડરથી પાકીજગીમાં કમાલ થઇએ.

[2] હમને કબુલ કરો; હમે કોઈની સાથે બેઈનસાફી નથી કીધી, કોઈને ખરાબ નથી કીધો, કોઈને છેતરીઆ નથી. [3] તમને તકસીર લગાડવા સારૂ હું એ કેહેતો નથી ; કેમકે મેં અગાઉ કહીઊં છે કે, તમારી સાથે મરવા સારૂ તથા જીવવા સારૂ તમે હમારાં દીલોમાં છેઓ. [4] મારી વાતો તમારી બાબત બહુ બેધરક છે, મને તમારે લીધે બહુ ફખર છે, હું દીલાસાથી ભરેલો છઊં, મારી બધી મુસીબતોમાં હું નીહાયત ખુશ છઊં. [5] કેમકે હમે માકેદોનીમાં પોહોંચીઆ, તારે હમારી જીસમને કંઈ ચેન નહીં હતું, બલકે હમે હર તરફથી મુસીબતમાં ગરક થઈઆ હતા ; બાહાર લડાઈઓ, માંહે દેહશતો હતી. [6] તોપણ દુખીઆરાઓને દીલાસો આપનાર ખોદાએ તીતસના આવવાથી હમને દીલાસો આપીઓ. [7] ને ફકત તેના આવવાથી નહીં, પણ તેને તમારી બાબત જે દીલાસો થઈઓ તેથી પણ ; તેણે તમારી મોહોટી ઈછા, તમારો શોક, તમારી મારા પરની આસથા, એનું બીઆન હમને કીધું, એવું કે હું બહુ ખુશ થઈઓ. [8] કેમકે જો પતરથી મેં તમને ગમગીન કીધા, ને જો મેં તોબા કીધી, તોપણ હવે હું તોબા કરતો નથી ; કારણ કે હું જોઊંછઊં કે જે ગમગીની તે પતરથી થઈ, તે થોડીજ મુદતની હતી. [9] હવે હું ખુશ થાઊં છઊં, તમે ગમગીન થઈઆ તેને લીધે નહીં , પણ એ સારૂ કે તમારી ગમગીનીથી તમને તોબા થઈ, કેમકે તમે ખોદાની મરજી પરમાણે ગમગીન થઈઆ, કે હમારાથી તમારૂં કસું નુકસાન નહીં થાએ. [10] કેમકે ખોદાની મરજી પરમાણેનો જે ગમ તે ઉદાસ વીનાની તોબા તારણને સારૂ કરાવે છે ; પણ દુનીઆનો ગમ મોત ઉપજાવે છે. [11] જુઓ કે તમારો ગમ જે ખોદાની મરજી પરમાણે હતો, તેથી કેટલી ચાલાકી, કેટલી સફાઈ, કેટલો ગુસો, કેટલો ખોફ, કેટલી આરજુમંદી, કેટલી ગેરત, કેટલો બદલો લેવો તમારામાં ઉતપન થઈઓ : તમે હર તરેહ સાબેત કીધું કે આ કામમાં તમે સાફ છેઓ. [12] વાસતે અગર મેં તમને લખીઊં, તોપણ જેણે બેઈનસાફી કીધી તેને સારૂ નહીં, તથા જેનાપર બેઈનસાફી થઈ તેને સારૂ પણ નહીં, પણ એ સારૂ કે હમારી ફીકર જે તમારે સારૂ ખોદાની આગલ છે, તે તમને જાહેર થાએ. [13] એ સારૂ તમારા દીલાસાથી હમે દીલાસો પામીઆ, ને તીતસની ખુશીથી હમે જીઆદા ખુશી પામીઆ, કારણ કે તેનો રૂહ તમ સઘલાથી તાજો થઈઓ. [14] ને જો મેં તમ બાબત તેની આગલ કંઈ ફખર કીધો, તો હું શરમાતો નથી ; પણ જેમ હમે તમને બધી વાતો સાચાઈથી કહી, તેમ હમારો ફખર પણ તીતસની આગલનો સાચો ઠરીઓ;

૧૫ ને જેમ તમે ડર તથા કાંપવા સાથે તેને કબુલ કીધો, તેમ તમારી ફરમાન-
બરદારી ઇઆદ કરતાં,તેનાં દીલની મોહોબત તમારી ઉપર બહુજ થાએ છે. ૧૬
વાસતે હું ખુશ છઊં કે હરેક વાતમાં મને તમારો ભરોસો છે.

## બાબ આઠમો

**અને** અએ ભાઇઓ, ખોદાનો જે ફજલ માકેદોનીની મંડલીઓ
પર થઇઓ છે, તે હમે તમને જણાવીએ છઇએ; ૨ કે મુસીબતની ભારી
અજમાએશમાં તેઓની ખુશીની જીઆદતા, તથા તેઓના બહુજ કંગાલ-
પણાએ તેઓની ઉદારપણાની દોલત ઘણી વધી છે. ૩ કેમકે હું ગહવાઈ
આપું છઊં કે, તેઓ મકદુરભર, બલકે મકદુરથી પણ જીઆદા, પોતાની મેલે ત-
ઇઆર હતા. ૪ ને મોહોટી મીનંત સાથે હમારી દરખાસત કીધી કે હમે તે બખ-
શેસ લઇએ, ને, પવીતરોને તે પોહોંચાડવામાં શરીક થઇએ. ૫ ને હમારી
ઉમેદ પરમાણે નહીં, પણ પોતાને પેહેલાં ખોદાવંદને,ને પછી ખોદાવંદની મરજી
પરમાણે હમને સોંપીઆં. ૬ એ વાસતે હમે તીતસથી માગીઊં કે તેણે જેમ
પેહેલાં શરૂ કીધું, તેમ તમારે દરમીઆન એ બખશેસને પુરી પણ કરે. ૭ વાસતે
જેમ તમે હરેક વાતમાં કરો છેઓ, ઇઆને ઇમાનમાં, તથા બોલવામાં, તથા
એલમમાં, તથા બધી કોશેસમાં,તથા હમારી પરની તમારી મોહોબતમાં, તેમ
આ નીઆમતની બાબત પણ તમે બહુ કરો. ૮ હોકમ તરીકે હું કેહેતો નથી,
પણ બીજાઓની તઇઆરીના સબબથી, તથા તમારી મોહોબતની સાચાઇની
અજમાએશ કરવા સારૂ કહુંછઊં. ૯ કેમકે આપણા ખોદાવંદ ખરીસતના
ફજલને તમે જાણો છેઓ કે, તે દોલતમંદ હતો, તોપણ તમારે વાસતે દરીદરી
થઇઓ કે, તેની દરીદરાઇથી, તમે દોલતમંદ થાઓ. ૧૦ ને હું તમને એ
વાતમાં સલાહ આપું છઊં ; કેમકે એ તમારે વાસતે મુનાસીબ છે, કારણ કે
તમે ફકત એ કામ કરવાને શરૂ કીધું એટલુંજ નહીં, પણ એક વરસ અગાઉથી
એનો ઇરાદો કીધો. ૧૧ વાસતે હવે એ કામ પુરૂં કરો, કે જે પરમાણે ઇરાદો
કરવાને તઇઆર હતા, તેમ મકદુરભર પુરૂં કરવાને પણ થાઓ. ૧૨ કેમકે અગર
નઇઅત પેહેલી છે, તો કોઈને જે નથી, તે પરમાણે નહીં, પણ જે છે, તે
પરમાણે તે કબુલ છે. ૧૩ બીજાઓને આરામ ને તમને તકલીફ થાએ એમ
નહીં. ૧૪ પણ બરાબરીની તોરપર થાએ, કે આ વખતે તમારી જીઆદતા
તેઓની કમીને પુરી કરે,ને તેઓની જીઆદતા તમારી કમીને, ઇઆને કે બરો-

ભરી થાએ. ૧૫ જેમ લખીઉં છે તેમ કે, જેણે ઘણું એકઠું કીધું, તેનું વધીઉં
નહીં ; ને જેણે થોડું એકઠું કીધું, તેનું ઘટીઉં નહીં. ૧૬ ને ખોદાના શુકર
જેણે તીતસનાં દીલમાં તમારી ખેરખાહીની ફીકર મુકી છે. ૧૭ કેમકે તેણે
દરખાસત કબુલ કીધી ખરી, પણ પોતેજ તઇઆર થઇને પોતાની ખુશીથી
તમારી તરફ ગઇઓ. ૧૮ ને તેની સાથે જે ભાઇનાં વખાણ ઇંજીલને લીધે
બધી મંડલીઓમાં છે તેને મોકલીઓ છે. ૧૯ ને ફકત એજ નહીં, પણ
મંડલીઓનો પસંદ કરેલો પણ તે છે, કે હમારો સાથી થઇને એ બખશેસ
જેનો વહીવટ હમે ખોદાવંદની જલાલને સારૂ, તથા તમારૂં ઉદારપણું જાહેર કર-
વાને, કરીએ છઇએ તે હમારી સાથે લઇ જાએ. ૨૦ હમે એ ખબરદારી
રાખીએ છઇએ કે આ ખેરાત જેનો વહીવટ હમે કરીએ છઇએ તે બાબત
હમને કોઇ બદનામ નહીં કરે. ૨૧ એ સારૂ જે વાતોની ફકત ખોદાવંદની
આગલ નહીં, પણ માણસોની આગલ પણ ખુબી છે, તેનો હમે દુર અંદેશો
કરીએ છઇએ. ૨૨ ને જે ભાઇને હમે બહુ વાતોમાં અજમાએશ કરીને
મેહેનતુ દીઠો, ને હવે તમ ઉપરના મોહોટા ભરોસાથી તે વધારે મેહેનતુ છે,
તેને તેઓની સાથે મોકલીઓ છે. ૨૩ ને જો કોઇ તીતસ બાબત પુછે, તો
તે મારો શરીક ને તમારે સારૂ મારો સાથી સેવક છે ; અગર જો હમારા ભાઇ-
ઓ બાબત પુછાએ, તો તેઓ મંડલીઓના રસુલ, તથા ખરીસતની જલા-
લ છે. ૨૪ વાસ્તે તમે પોતાની મોહોબતના તથા તમારી બાબત હમારી ફખ-
રના દાખલા તેઓની આગલ તથા મંડલીઓની આગલ દેખાડો.

## બાબ નવમો.

**તો** પવીતરોની ખીદમત કરવા બાબત મારે તમને લખવાની જરૂર
નથી. ૨ કેમકે હું તમારી તઇઆરી જાણુંછઉં ; એજ કારણ સારૂ માકેદોનીના
લોકોની આગલ તમારી વડાઇ કરૂંછઉં કે, આખાઇઆ એક વરસ અગાઉથી
તઇઆર થઇઓ હતો ; ને તમારા આવેશે ઘણાને ચેતાવીઆ. ૩ તોપણ મેં
ભાઇઓને મોકલીઆ કે હમારી જે વડાઇ એ વાતમાં તમારી બાબત છે તે
ખાલી નહીં ઠરે, પણ જેમ મેં કહીઉં તેમ તમે તઇઆર થાઓ. ૪ નહીં તો
જો માકેદોનીના લોક મારી સાથે આવે, ને તમને તઇઆર નહીં જુએ તો,
( એમ નથી હમે કેહેતા કે તમે ) પણ હમે વડાઇ કરવાનાં કારણથી શરમીંદા
થઇએ. ૫ એ વાસ્તે ભાઇઓની એ દરખાસત કરવી મને જરૂરની લાગી કે

તેઓ આગલથી તમારી તરફ જાએ, ને તમને આગલથી ખબર આપેલી તમા-
રી સખાવતને તઇઆર રાખે, કે તે સખાવતની તરેહ ને નહીં બખીલાઈની તરે-
હની મોજુદ રેહે. ૬ પણ હું એ કહુંછઉં કે, જે થોડું વાવે છે તે થોડું કાપશે;
ને જે બહુ વાવેછે, તે બહુ કાપશે. ૭ જેમ હરેક પોતાનાં દીલમાં ઠરાવે, તેમ
આપે; ગમથી કે લાચારીથી નહીં; કેમકે ખોદા ખુશીથી આપનારને ચાહે-
છે. ૮ ને ખોદા તમારી ઉપર હર તરેહની નીઆમત જીઆદા કરવાને કાદેર
છે, કે તમે હમેશાં હર તરેહની બધી કીફાએત પામીને હરેક નેક કામ કરવામાં
વધતા જાઓ. ૯ (જેવું લખેલું છે કે, "તેણે વેરીઉં છે, તેણે કંગાલોને
આપીઉં છે, તેની રાસતી હમેશાં રેહેછે." ૧૦ હવે વાવનારને બી, તથા ખાવાને
રોટલી જે આપેછે, તે તમને પણ આપે, ને તમારાં વાવેલાં બી બહુ વધારે, તથા
તમારી રાસતીનાં ફલ જીઆદા કરે;) ૧૧ કે તમે હરેક રીતે દોલતમંદ થઇને
બધી સખાવત કરો, કે તે હમારે આશરે ખોદાની શુકરગુજારીનો સબબ થાએ
છે. ૧૨ કેમકે એ વહીવટની ખીદમત પવીતરોની મોહતાજીને ફકત દુર નથી
કરતી, પણ એને લીધે ઘણાઓથી ખોદાની શુકરગુજારી ઘણી જીઆદા થાએ
છે. ૧૩ ઇઆને એ વહીવટના અનુભવથી તેઓ એ વાસતે ખોદાના શુકર કરે
છે કે, તમે ખરીસતની ઇંજીલને તાબે થવાનો એકરાર કરો છેઓ, ને તેઓની
તથા સરવની તરફ તમારૂં ઉદારપણું બતાવો છેઓ. ૧૪ ને તમારે સારૂ તેઓ
દુઆ માગે છે, ને ખોદાનો જે કમાલ ફજલ તમારી ઉપર છે, તેને લીધે
તમને બહુ ચાહે છે. ૧૫ ખોદાની તે બખશેસ કે જેનું બીઆન થઇ નથી
શકતું તેને લીધે તેના શુકર હોજો.

## બાબ દશમો.

હવે હું પાઉલ પોતે, જે હાજર છતાં તમારામાં હલકો, પણ ગેરહાજર
છતાં તમારી તરફ હીમતવાન છઉં, તે હું ખરીસતની નરમાઈથી તથા ગરીબાઈથી
તમને અરજ કરૂંછઉં; ૨ ને માગુંછઉં કે કેટલાએક હમને જીસમાની ચાલના
ગણેછે, તેઓ પર જે ભાવથી હું હીમત કરવાનું ધારૂં છઉં, તેથી હાજર થઇઆ.
પર મને હીમત ન થાએ. ૩ કેમકે હમે જીસમમાં ચાલીએ છઇએ, તોપણ
જીસમાની તોર પર લડતા નથી. ૪ (એ વાસતે કે હમારાં લડાઇનાં હથીઆર
જીસમાની નથી, પણ ખોદાને આશરે કીલા ભાંજી નાંખવાને કુવતમંદ છે.)
૫ કલપનાઓને તથા હરેક ઉંચાઇ ખોદાના એલમને ઉલટી ચહડે છે, તેઓને

ભાંગી નાંખે છે, ને હરેક ખીઆલને કેદ કરીને ખરીસતના ફરમાનબરદાર કરે
છે. ૬ ને તમારી ફરમાનબરદારી પુરી થશે, તારે હરેક નાફરમાનબરદારનો
બદલો લેવા સારૂ તઇઆર છે.
૭ શું તમે જાહેર ચીજો પર નજર કરોછેઓ? અગર કોઇને પોતા બાબત
એ એકીન છે કે, પોતે ખરીસતનો છે, તો તે એ પણ પોતાથી વીચાર કરે કે,
જેમ તે ખરીસતનો, તેમ હમે પણ ખરીસતના છઇએ. ૮ કેમકે હમારો જે
એખતીઆર ખોદાવંદથી તમારા નાશને સારૂ નહીં, પણ સુધારાને સારૂ, હમને
અપાએલો છે, તે બાબત જો હું કંઈ જીઆદા ફખર કરૂં, તો હું શરમાઊં નહીં.
૯ કારણ કે હું પતરોથી તમને બીહીવાડનારના જેવો ન દેખાઊં. ૧૦ કેમકે
તેઓ કેહેછે કે, એનાં પતર વજનદાર ને ભારી છે ખરાં, પણ એની જીસમનું
ડોલ નબલું ને એનું બોલવું હલકું છે. ૧૧ એમ કેહેનારાએ જાણવું કે, હમે
ગેરહાજર છતાં પતરોથી વાતમાં જેવા છઈએ, તેવાજ હાજર થઇઆ પર કામ-
માં પણ થઈશું.
૧૨ કેમકે જે કેટલાએક પોતાને વખાણે છે, તેઓની સાથે હમે પોતાને
ગણવાને ઇઆ પોતાને સરખાવવાને ધારતા નથી, પણ તેઓ પોતામાં પોતાને
માપીને તથા પોતાની સાથે પોતાને સરખાવીને સમજતા નથી. ૧૩ પણ હમે
મરીઆદા કરતાં વધારે ફખર કરનાર નથી, પણ જે ઠરાવેલું માપ ખોદાએ
હમને વેહેંચી આપીઊં છે, તમ સુધી પોહોંચવા સારૂ, તે પરમાણે. ૧૪ કેમકે
તમ સુધી ન પોહોંચીઆ સરખા હમે પોતાને આગલ તાણતા નથી; કેમકે ખ-
રીસતની ઇંજીલ કેહેતાં હમે તમ સુધી પણ પોહોંચીઆ છઇએ. ૧૫ મરીઆ-
દાથી બાહાર જઈને બીજાઓની મેહેનતપર હમે ફખર કરતા નથી, પણ હમને
ઉમેદ છે કે, તમારો એતકાદ જીઆદા થઇઆ પર હમે પોતાનાં માપાં પરમાણે
તમથી ઘણા જીઆદા વધશું; ૧૬ કે તમથી પેલીગમના જે પરાંત, તેઓમાં
હમે ઇંજીલ જાહેર કરીએ, ને બીજાનાં માપાંમાં જે તઇઆર થઇઆ, તે બાબત
ફખર ન કરીએ. ૧૭ પણ જે ફખર કરે છે, તે ખોદાવંદમાં ફખર કરે. ૧૮ કેમકે
જે પોતાને વખાણે છે તે કબુલ કરેલો નથી, પણ જેને ખોદાવંદ વખાણે છે તે.

## બાબ અગીઆરમો.

હું ચાહું છઊં કે તમે મારી બેવકુફીની જરા બરદાશત કરો; તમે તો મારી
બરદાશત કરોછેઓ. ૨ કેમકે ખોદાઇ ગેરત જેવી ગેરત મને તમ બાબતછે

કેમકે તમને પાક કુંઆરીના જેવા ખરીસતની આગલ સોંપવા સારૂ એક વરની
સાથે તમારાં લગન મેં કીધાં. ૩ પણ મને ડર લાગે છે કે રખે જેમ સાપે પોતાની
ચતુરાઈથી હવાને ઠગી, તેમ ખરીસતમાંની સફાઇ બાબત તમરાં દીલ પણ તે
બીગાડે. ૪ કેમકે અગર કોઈ આવીને બીજા ખરીસતની મુનાદી કરે છે, જેની
મુનાદી હમે નથી કીધી; ઇઆ કોઇ બીજો રૂહ જે તમે નથી પામીઆ તે પામો
છેઓ; ઇઆ બીજી ઈંજીલ જે તમને મલી નથી, તો તમારૂં બરદાશત કરવું
ઠીક છે. ૫ કેમકે હું પોતાને સહુથી મોટા રસુલોથી કંઇ કમ નથી સમજતો.
૬ ને જો બોલવામાં હું અધમ છઊં, તોપણ એલમમાં નહીં; લેકીન હમે બધી
વાતોમાં હર તરેહ તમારે દરમીઆન જાહેર છઇએ. ૭ શું મેં એ ગુનાહ કીધો
કે મેં પોતાને નીચો કીધો, કે તમે બુલંદ થાઓ, કેમકે મેં તમને ખોદાની ઇં-
જીલ મફત શંભલાવી? ૮ તમારી ખીદમતને સારૂ મેં બીજી મંડલીઓથી
દરમાઇઓ લઇ તેઓને લુંટી. ૯ ને જારે હું તમારે દરમીઆન હતો ને મોહ-
તાજ હતો, તારે પણ કોઈપર બોજ નહીં નાંખીઓ, કેમકે જે ભાઈ માકેદો-
નીથી આવીઆ, તેઓએ મારી મોહતાજી પુરી કીધી, ને બધી તરેહ મેં પો-
તાને તમારી ઉપર બોજ નાંખીઆ વગર પાછો રાખ્યોઓ છે ને રાખીશ. ૧૦ ખરી-
સતની સાચાઇથી જે મારામાં છે, હું કહું છઊં કે આખાઇના પરાંતમાં એવા
ફખર કરવાથી કોઇ મને રોકી શકનાર નથી. ૧૧ શા વાસતે? શું એ વાસતે કે
હું તમારી ઉપર મોહોબત રાખતો નથી? ખોદા તે જાણે છે. ૧૨ પણ હું જે
કરૂંછઊં, તેજ કરતો રહીશ કે, જે કારણ શોધેછે તેઓથી હું કારણ કાપી નાંખું,
ઇઆને જે બાબત તેઓ ફખર કરેછે, તે બાબત તેઓ હમારા જેવા દેખાએ.
૧૩ કાંજે જે એવા લોક જુઠા રસુલો, કપટ કરનારા, ખરીસતના રસુલોનો સોંગ
ધરનારા છે. ૧૪ ને એ તાજુબ નથી; કેમકે શેતાન પોતે નુરી ફીરેશતાનો
સોંગ ધરે છે. ૧૫ વાસતે તેના સેવકો પણ જો બદલાઇને રાસતીના સેવકોનો
સોંગ ધરે છે, તો એ મોહોટી વાત નથી; તેઓનો અંત તેઓનાં કામ પર-
માણે થશે. ૧૬ ફરી હું કહું છઊં, કે કોઈ મને બેવકુફ નહીં સમજે, ને નહીં તો
બેવકુફ પણ સમજીને મને કબુલ કરે, કે હું કંઈ થોડો ફખર કરૂં. ૧૭ હું જે
કહું છઊં, તે ખોદાવંદની રાહ પરમાણે કેહેતો નથી, બલકે બેવકુફીની રાહથી.
૧૮ જે હીમત ફખર સાથે થાએ છે તેથી ઘણાઓ જીસમાની ફખર કરે છે, તો
હું પણ ફખર કરશ. ૧૯ કેમકે તમે બેવકુફોની બરદાશત ખુશીથી કરો છેઓ,
એ સારૂ કે તમે પોતે અકલમંદ છેઓ. ૨૦ કેમકે જો કોઈ તમને ગુલામીમાં

ઘાલેછે, જો કોઇ તમારૂં ગલી જાએછે, જો કોઈ તમારૂં કંઇ લેછે, જો કોઇ
પોતાને બુલંદ કરે છે, જો કોઇ તમારાં મોંહો પર તમાચો મારે છે, તો તમે તેનો
બરદાશત કરો છોઓ. ૨૧ હું બેહુરમતીનો બાબત બોલું છઉં, કે ગોઇઆ
હમે કમજોર છઇએ. પણ જે વાતમાં કોઇ હીમતવાન છે, તો (બેવકુફી
થી આ હું કહું છઉં, કે) હું પણ હીમતવાન છઉં. ૨૨ શું તેઓ હેબરી છે ? તો
હું પણ છઉં. શુ તેઓ ઇસરાએલી છે ? તો હું પણ છઉં. શું તેઓ ઇબ-
રાહીમની નસલ છે ? તો હું પણ છઉં. ૨૩ શું તેઓ ખરીસતના સેવક છે ?
( હું નાદાનના જેવું કહું છઉં કે) જીઆદા કામથી, અતીરો ફટકા ખાવાથી, ઘણી
કેદથી, વારેવારનાં મરણથી, હું જીઆદા છઉં. ૨૪ ઇહુદીઓથી પાંચ વાર
ચાલીસમાં એક કમ ફટકા મેં ખાધા. ૨૫ તણ વાર છડીનો માર મેં ખાધો,
એક વાર પથરનો, તણ વાર વાહાણ ભાગવાની બલામાં હું પડીઓ, એક રાત
દાહાડો મેં દરીઆના ઉંડાણમાં કાહાડીઓ. ૨૬ ઘણી સફરોમાં, નદીઓની
બીહીકમાં, લુટારાઓની બીહીકમાં, પોતાની કોમની બીહીકમાં, ગેરકોમીઓની
બીહીકમાં, રોહેરની બીહીકમાં, જંગલની બીહીકમાં, દરીઆની બીહીકમાં,
જુઠા ભાઇઓની બીહીકમાં ; ૨૭ મેહેનત કરવામાં, તથા થાકમાં, ઘણીવાર
ઉજાગરામાં. ભુખમાં, તથા તરશમાં, ઘણીવાર અપવાસમાં, ટાહાડમાં, તથા ના-
ગાપણામાં હું હતો. ૨૮ બાહારની વાતો ઉપરાંત, સઘલી મંડલીઓની ચીંતા દર
રોજ મારા પર પડે છે. ૨૯ કોણ કમજોર છે, ને હું કમજોર નથી ? કોણ
ઠોકર ખાએ છે, ને હું બલતો નથી ? ૩૦ જો મારે ફખર કરવો જોઇએ, તો
હું મારી કમજોરીઓમાં ફખર કરશ. ૩૧ આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનો
ખોદા તથા બાપ, જે હમેશ મુબારક છે, તે જાણે છે કે હું જુઠું નથી બોલતો.
૩૨ દમશકમાં આરેત પાદશાહના સરદારે મને પકડવા ચાહીઓ, ને દમશકીઓ-
નાં શેહેરમાં ચોકી મુકી હતી. ૩૩ પણ બારીથી એક ટોપલીમાં કોટ પરથી હું
ઉતારાઇઓ, ને તેના હાથથી છુટી ગઇઓ.

## બાબ બારમો.

**બેશક** ફખર કરવી મને રવા નથી, પણ ખોદાવંદની બશારતો, તથા
પરગટપણાનું બીઆન હું કરશ. ૨ ચઉદ વરશ અગાઉ ખરીસતમાં એક
શખસને મેં જાણીઓ; ( તે બદનમાં હતો, એ હું જાણતો નથી, ઇઆ બદન
બાહાર હતો, એ હું જાણતો નથી, ખોદા જાણે છે : ) તે શખસ તીજાં આસ-

માન સુધી ઉપર ખેંચી લેવાઇઓ. ૩ એવા શખસને મેં જાણીઓ, (બદ-
નમાં તે હતો કે બદન બાહાર હતો તે હું જાણતો નથી, ખોદા જાણે છે;) ૪ કે
તે પારેદઇસમાં ઉપર લેવાઇઓ, ને તેણે ન કેહેવાએ એવી વાતો શાંભલી, કે
જે કેહેવી સજાવર નથી. ૫ એવા શખસ બાબત હું ફખર કરશ, પણ મારી કમ-
જોરીઓ શીવાએ હું પોતા બાબત ફખર નહીં કરશ. ૬ કેમકે અગર હું ફખર
કરવા ચાહીશ, તોપણ હું બેવકુફ નહીં થવશ, કેમકે હું સાચું બોલશ; પણ હું એ
સારૂ પોતાને પાછો રાખુંછઊં કે, રખે કોઇ મને જુએ, ઇઆ મને શાંભલે, તે
કરતાં મને જીઆદા ગણે. ૭ ને પરગટપણાની અધીકતાને લીધે હું ન ફુલાઊં
વાસતે મારાં બદનમાં કાંટો, કે જે શેતાનનો સેવક છે, મને સજા કરવા સારૂ
અપાઇઓ, કે હું ન ફુલાઊં. ૮ એ બાબત તરણ વાર મેં ખોદાવંદની અરજ
કીધી કે, તે મારામાંથી દુર થાએ. ૯ પણ તેણે મને કહીઊં કે, મારો ફજલ
તારે સારૂ પુરો છે: કેમકે મારૂં કુવત કમજોરીમાં પુરૂં થાએ છે. ૧૦ વાસતે
હું મારી કમજોરીઓમાં બહુ ખુશીથી ફખર કરશ કે ખરીસતનું કુવત મારા
ઉપર રેહે. એ સારૂ ખરીસતને લીધે કમજોરીઓમાં, નીંદાઓમાં, મોહોતાજી-
ઓમાં, સતાવણીઓમાં, તથા તંગીઓમાં હું બહુ ખુશ છઊં; કેમકે જારે હું
કમજોર છઊં, તારે હું કુવતમંદ છઊં. ૧૧ ફખર કરીને હું બેવકુફ થઇઓ, પણ
તમે મને જરૂર પાડી, કેમકે તમથી મારી વખાણ થવી જોઇતી હતી, કાર-
ણકે અગર હું કંઇજ નહીં, તોપણ રસુલોમાંના મોહોટા કરતાં હું કંઇ કમતર નથી.
૧૨ રસુલ થવાની નીશાનીઓ, કમાલ સબર તથા મોજેજાઓ તથા અદભુત
કામો તથા કુદરતી કામોથી તમારામાં જાહેર થઇ હતી. ૧૩ કેમકે બીજી મંડ-
લીઓ કરતાં તમે શામાં ઓછા થઇઆ? શીવાએ એ કે મેં તમારી ઉપર
બોજ નહીં નાંખીઓ. એ મારી તકસીર મને માફ કરજો. ૧૪ જુઓ, આ
તીજીવાર હું તમારી પાસે આવવાને તઇઆર છઊં; લેકીન હું તમારી ઉપર બોજ
નહીં નાંખશ; કેમકે તમારૂં જે કંઇ હોએ તે નહીં, પણ તમને હું શોધું છઊં;
કેમકે છોકરાંઓએ મા બાપ સારૂ નહીં; પણ મા બાપે છોકરાંઓ સારૂ એકઠું
કરવું જોઇએ. ૧૫ ને હું તમારા જીવોને સારૂ બહુ ખુશીથી ખરચીશ, ને પોતાને
ખરચાએલો કરશ; હા, અગર મારી તમારી ઉપર જીઆદા મોહોબત થઇઆથી
હું કમ મોહોબત પામશ, તોપણ એમ કરશ. ૧૬ પણ એમ હોએ કે, મેં તમારા
પર બોજ નહીં નાંખીઓ, પણ ચતુર છતાં મેં તમને કપટથી ફસાવીઆ છે.
૧૭ જેઓને મેં તમારી પાસે મોકલીઆ, તેઓમાંના કોઇની મારફત મેં શું

તમારૂં કંઈ લઈ લીધું ? ૧૮ મેં તીતસને એલતેમાસ કીધી, ને તેની સાથે એક
ભાઈને મોકલીઓ : તીતસે શું તમારૂં કંઇ લઇ લીધું ? હમે શું એકજ રૂહમાં
ને એકજ ડગલાંમાં ચાલીઆ નથી ?
૧૯ વલી, શું તમે એમ ધારો છેઓ કે હમે તમારી આગલ પોતાની તોડ
કાહાડીએ છઇએ ? હમે ખરીસતને આશરે ખોદાની સાંમા બોલીએ છઈએ ;
અએ પીઆરાઓ, બધું તમારા સુધારને સારૂ છે. ૨૦ કાંજે હું બીહુંછઊં કે
રખે એવું થાએ કે મારા આવીઆ પર જેવા તમને જોવા ચાહુ છઊં તેવા નહીં
જોઊં ; ને મને પણ તમે જેવો જોવા નથી ચાહતા તેવો જુઓ. એવું ન
થાએ કે તકરારો, અદેખાઇઓ, ગુસા, જધડાઓ, ગીબતો, કચકચો, શેખી-
ઓ, તથા હુલડો હોએ. ૨૧ રખે મારાં પાછાં આવીઆ પર મારો ખોદા મને
તમારે દરમીઆન નમાવે ; ને જેઓએ અગાઉ ગુનાહ કીધા, પણ પોતાની
નાપાકી તથા હરામખોરી તથા શેહવતની તોબા કીધી નથી, તેઓમાંના ઘણા-
ઓને સારૂ મને શોક થાએ.

## બાબ તેરમો.

**આ** તીજી વાર હું તમારી પાસે આવું છઊં ; બે ઇઆ તરણ શાહેદોનાં
મોંહોથી હરેક વાત સાબેત કરાશે. ૨ મેં પેહેલાં કહીઊં છે, ને બીજી વાર હાજર
થઈઆના જેવો આગલથી કહું છઊં ; ને જેઓએ અગાઉ ગુનાહ કીધો તેઓને
તથા બીજા સરવને હવે ગેરહાજર છતાં હું લખુંછઊં કે, જો હું પાછો આવશ,
તો છોડનાર નથી. ૩ કેમકે ખરીસત મારી હસતક વાત કેહે છે, એની દલીલ
તમે શોધો છેઓ, તે તમારે સારૂ કમજોર નથી, પણ તમારામાં જોરાવર છે.
૪ અગર તે કમજોરીથી કરૂસપર મારીઓ ગઇઓ, તોપણ ખોદાની કુદરતથી
તે જીવે છે, ને હમે પણ તેનામાં કમજોર છઇએ, તોપણ તમપરની ખોદાનો
કુદરતથી હમે તેની સાથે જીવશું. ૫ તમે ઇમાનમાં છેઓ કે નહીં ? એ બા-
બત પોતાની પરખ કરો. તમે પોતાને તપાસો, અગર તમે કોઇ રીતે નાકબુલ કરા-
એલા નથી, તો શું તમે પોતાને જાણતા નથી કે ઈસુ ખરીસત તમમાં છે કે નહીં ?
૬ પણ હું ઉમેદ રાખું છઊં કે તમે જાણશો કે હમે ના કબુલ કરાએલા નથી.
૭ ને ખોદાથી હું એ દુઆ માગુંછઊં કે, તમે કંઈ બદી ન કરો, એ વાસતે નહીં
કે હમે કબુલ થએલા જાહેર થઈએ, પણ એ વાસતે કે તમે ભલું કરો, હમે
ના કબુલ થએલા હોઈએ તોપણ. ૮ કેમકે સાચાઇને ઉલટું હમે કંઇ કરી શ-

કતા નથી, પણ સાચાઇને સારૂ. ૯ કેમકે જારે હમે કમજોર છઈએ, ને તમે જો-
રાવર છેઓ, તારે હમે ખુશ છઈએ, ને એ પણ ચાહીએ છઇએ કે તમે કમાલ
થાઓ. ૧૦ હું ગેરહાજર છતાં એ સારૂ આ વાતો લખું છઊં કે, હાજર છતાં,
ખોદાવંદે બાંધવાને સારૂ, ન ભાંજવાને સારૂ, જે એખતીઆર મને આપીઓ
તેથી તમારી ઉપર સખતી ન કરૂં.

૧૧ છેલુ, અએ ભાઇઓ, તમે સુખી રહો, કામેલ થાઓ, ખાતરજમા
રાખો, એક દીલના થાઓ, મલીઆ રહો, ને મોહોબત તથા સલામતીનો ખોદા
તમારી સાથે થશે ૧૨ પાક ચુંબનથી એક બીજાને સલામ કરો. ૧૩ બધા
પવીતરો તમને સલામ કેહે છે. ૧૪ ખોદાવંદ ઇસુ ખરીસતનો ફ઼જલ, ખોદાની
મોહોબત, તથા પાક રૂહની શોભત તમ સઘલાઓની સાથે થાઓ. આમીન.

---

# ગલાતીઓને પાઉલનું પતર.

## બાબ પેહેલો.

**પાઉલ** રસુલ, આદમીઓનો નહીં, તથા આદમીથી નહીં, પણ ઇસુ
ખરીસતથી, તથા ખોદા બાપ, જેણે ઇસુને મુએલાંઓમાંથી ઉઠાડીઓ તેનાથી.
૨ તે હું તથા મારી સાથેના સઘલા ભાઈ ગલાતીની મંડલીઓ જોગ. ૩ ખોદા
બાપથી, તથા આપણા ખોદાવંદ ઇસુ ખરીસતથી, તમને ફ઼જલ તથા સલામતી
થાઓ. ૪ જેણે આપણા ગુનાહ સારૂ પોતાને આપીઓ કે આપણા ખોદા તથા
બાપની મરજી પરમાણે આપણને આ બુરી દુનીઆથી છોડાવે; ૫ તેની જલાલ
હમેશ થાઓ. આમીન.

૬ મને તાજુબ લાગે છે કે, જેણે તમને ખરીસતના ફ઼જલમાં તેડીઆ તેના-
થી તમે એટલા જલદી બીજી ઇંજીલમાં ફરી ગઇઆ છેઓ. ૭ તે બીજી
નથી, અગર કેટલાએક એવા છે કે તમને ધભરાવે છે, ને ખરીસતની ઇંજીલ
ઉલટાવા ચાહે છે. ૮ પણ જે ઇંજીલ હમે તમને જાહેર કીધી છે, તે વીના
કોઇ બીજી ઇંજીલ જો હમે, ઇઆ આસમાનથી કોઇ ફ઼રેશતો પણ તમને જા-
હેર કરે, તો તે લાનતી થાઓ. ૯ જેમ હમે અગાઉ કહીઊં તેમ હમણા પણ ફરી
હું કહુંછઊં કે તમે જે પામી લીધી તે વીના કોઇ બીજી ઇંજીલ જો કોઇ તમને

જાહેર કરે, તો તે લાનતી થાઓ. ૧૦ હવે હું આદમીઓને મનાવું છઊં કે
ખોદાને? ઇઆ શું આદમીઓને ખુશ કરવાનું હું શોધુંછઊં? જો હજી સુધી
આદમીઓને મેં ખુશ કીધા હતે તો હું ખરીસતનો બંદો નહીં થતે.
૧૧ પણ અએ ભાઇઓ, હું તમને જણાવુંછઊં કે જે ઇંજીલ મેં જાહેર કીધી,
તે આદમીની તરફથી નથી. ૧૨ કેમકે કોઈ આદમીથી હું તે પામીઓ કે શી-
ખીઓ નથી, પણ ઇસુ ખરીસતના જાહેર કીધાથી. ૧૩ હું ઇહુદી ધરમમાં હતો,
તારે મારી જે ચાલ તે બાબત તમે શાંભલીઊં છે, કે ખોદાની મંડલીને કેવી
અતીશે હું સતાવતો ને વીખેરી નાંખતો હતો. ૧૪ ને મારા બાપ દાદાઓની
રવાઅતો બાબત કેવો હોંસીલો થઇને મારી કોમના મારા ઘણા સાથીઓ કરતાં
ઇહુદી ધરમમાં હું જીઆદા પરવીન થઈઓ. ૧૫ પણ ખોદા જેણે મને મારી
માનાં પેટથી જુદો કીધો, ને પોતાના ફજલથી બોલાવીઓ, તેની જારે એ મરજી
થઇ, ૧૬ કે પોતાનો બેટો મારાપર જાહેર કરે, એ સારૂ કે તેની ઇંજીલ ગેર-
કોમીઓમાં હું જાહેર કરૂં, તારે મેં ગોશ તથા લોહીની સલાહ લીધી નહીં. ૧૭
ને મારાથી પેહેલાં જેઓ રસુલો થઇઆ હતા, તેઓ પાસે ઇરૂશાલેમમાં હું ગઇ-
ઓ નહીં, પણ અરબસતાનમાં ગઈઓ, ને તાંહાંથી પાછો દમસકમાં આવીઓ.
૧૮ ને તે બાદ તરણ વરશો પીતરને મલવાને ઇરૂશાલેમમાં હું ગઇઓ, ને તેની
સાથે પંદર દાહાડા રહીઓ, ૧૯ ને ખોદાવંદના ભાઈ ઇઆકુબ વીના રસુલો-
માંના બીજાને મેં દીઠો નહીં. ૨૦ ને જુઓ જે વાતો હું તમને લખું છઊં,
ખોદાની આગલ હું કહું છઊં કે તે જુઠી નથી. ૨૧ પછી સુરીઆ તથા કીલકીના
મુલકોમાં હું ગઇઓ. ૨૨ ને ઇહુદામાંની ખરીસતની મંડલીઓ મને મોંહોથી
ઓલખતી નહીં હતી. ૨૩ પણ તેઓએ ફકત એ શાંભલીઊં હતું કે જેણે
પેહેલાં હમને સતાવીઆ, તે જે ઇમાનનો અગાઊ નાશ કરતો હતો, તેની હવે મુ-
નાદી કરે છે. ૨૪ ને તેઓએ મારે લીધે ખોદાની સીતાએશ કીધી.

## બાબ બીજો.

ફેરી ચઊદ વરશ પછી બારનાબા સાથે હું ઇરૂશાલેમમાં પાછો ગઇઓ,
ને તીતસને પણ મેં સાથે લીધો. ૨ ને મારૂં જવું ઇલહામથી થઇઊં, ને જે
ઇંજીલ ગેરકોમીઓને હું જાહેર કરૂંછઊં તે તેઓને કહી દેખાડી; પણ બુજરગોને
એકાંતમાં; રખે કોઇ રીતે હું બેફાએદા દોડું, કે દોડીઓ હોઊં. ૩ પણ તીતસ
જે મારી સાથે હતો, તે હેલેની છતાં પણ તેની સુંનત કરવાની કોઇએ જરૂર નહીં

પાડી. ૪ ને ગુપત રીતે માંહે આવેલા ખોટા ભાઈઓને લીધે એ થઈઉં, જે-
ઓ હમને ગોલામીમાં લાવવાને હમારી આજાદગી જે ખરીસત ઈસુથી છે,
તેની જાસુસી કરવાને છાની રીતે માંહે આવીઆ. ૫ તેઓને હમે એક ઘડી-
ભર પણ તાબે થઈને માનીઆ નહીં, કે ઈંજીલની સાચાઈ તમારી તરફ કાએમ
રેહે. ૬ ને જેઓ જાહેરમાં બુજરગ હતા, (તેઓ ગમે તેવા હોવો, તે મારે શું?
ખોદા કોઈનું મોંહો જોતો નથી,) પણ જેઓ બુજરગ જણાતા હતા, તેઓથી
મને કંઈ હાંસીલ થઈઉં નથી. ૭ પણ ઉલટું તેઓએ જારે એ દીઠું કે જેમ
સુંનતીઓને સારૂ ઈંજીલ પીતરને, તેમ અસુંનતીઓને સારૂ મને સોંપેલી છે;
૮ (કેમકે જેણે પીતરમાં સુંનતીઓની રસાલત સારૂ અસર કીધી, તેણે મારામાં
પણ ગેરકોમીઓને સારૂ અસર કીધી;) ૯ ને જે ફજલ મને મલીઓ છે, તે
ઈઆકુબ તથા કેફા તથા ઈઓહાન, જેઓ થંભના જેવા દેખાઈઆ, તેઓએ
જારે જાણીઓ, તારે મને તથા બારનાબાને તેઓએ પંતીઆલાપણાનો જમ-
ણો હાથ આપીઓ કે, હમે ગેરકોમીઓની તરફ જઈએ, ને તેઓ સુંનતી-
ઓની તરફ. ૧૦ મગર એટલુંજ માગીઉં કે હમારે દરીદરીઓને ઈઆદ રાખ
વા, ને તે કરવાને હું પણ તઈઆર હતો. ૧૧ પણ જારે પીતર અંતીઓખમાં
આવીઓ, તારે હું તેની સામને થઈઓ, કેમકે તે ઠપકા લાએક હતો. ૧૨ કાર-
ણ કે ઈઆકુબની તરફથી કેટલાએક આવીઆ પેહેલાં તે ગેરકોમીઓની સાથે
ખાતો હતો, પણ તેઓ આવીઆ પછી સુંનતીઓથી બીહીને તે ખસી ગઈઓ,
ને જુદો થઈઓ. ૧૩ ને બીજા ઈહુદીઓએ પણ તેની સાથે ઢોંગ કીધો, એવો
કે બારનાબા પણ તેઓના ઢોંગથી ખેંચાઈ ગઈઓ. ૧૪ જારે મેં દીઠું કે તેઓ
ઈંજીલની સાચાઈ પરમાણે પાધરા ચાલતા નથી, તારે મેં સહુની સામા પીતરને
કહીઉં કે, જો તું ઈહુદી છતાં ઈહુદીઓની રીત પરમાણે નહીં, પણ ગેરકોમીઓની
રીત પરમાણે ચાલેછે, તો ગેરકામીઓને ઈહુદીઓની રીતે ચલાવવાનું તું કેમ કરે
છે? ૧૫ હમે જાતના ઈહુદી છતાં, ને ગેરકોમીઓમાંના ગુનાહગાર ન છતાં, ૧૬ એ
જાણીને કે આદમી શરીએતનાં કામોથી રાસત ઠરતો નથી, પણ ઈસુ ખરીસત
પરના ઈમાનથી, હમે પણ ખરીસત ઈસુ પર ઈમાન કીધો છે, એ સારૂ કે હમે
શરીઅતનાં કામોથી નહીં, પણ ખરીસત પરના ઈમાનથી રાસત ઠરીએ; કેમકે
શરીઅતનાં કામથી કોઈ રાસત ઠરશે નહીં. ૧૭ પણ ખરીસતથી રાસત ઠરવાની
તલાશમાં રેહેતાં જો હમે પોતે ગુનાહગાર માલુમ પડીએ, તો શું ખરીસત ગુના-
હનો સેવક છે? હરગેજ નહીં. ૧૮ કેમકે જે મેં પાડી નાંખીઉં તે જો હું ફરી

બાંધું, તો હું પોતાને ખતાખોર ઠરાવુંછઉં. ૧૯ કેમકે હું શરીઅતથી શરીઅત
બાબત મુઓછઉં, કે ખોદાને સારૂ હું જીવું. ૨૦ ખરીસતની સાથે કરૂસ પર
હું જડાઇઓ છઉં, લેકીન હું જીવુંછઉં, તોપણ હું નહીં, પણ મારામાં ખરીસત
જીવેછે; ને હવે જીસમમાં જે જીંદગી હું કાહાડું છઉં, તે ખોદાના બેટા પર
ઇમાન લાવીઆથી કાહાડું છઉં; તેણે મારાપર મોહોબત કીધી, ને મારે સારૂ
પોતાને આપીઓ. ૨૧ હું ખોદાનો ફજલ બેફાએદા નથી કરતો, કેમકે અગર
રાસતી શરીઅતથી મલે છે, તો ખરીસત અમથો મુઓ.

## બાબ તરીજો.

**અએ** નાદાન ગલાતીઓ, સાચાઇ ન માનવાને કોણે તમને મોહીત
કીધા? તમારી આંખો આગલ કરૂસ પર જડાએલો ઇસુ ખરીસત તમારામાં જા-
હેર દેખડાઇઓ છે. ૨ તમથી હું ફકત એટલું જાણવા ચાહું છઉં કે તમે શરી-
અતનાં કામોથી રૂહ પામીઆ, કે ઇમાન શાંભલવાથી? ૩ શું તમે એવા ના-
દાન છેઓ? શું રૂહથી શરૂ કરીને હવે જીસમથી કમાલ થાઓ છેઓ? ૪ શું
તમે એટલી બધી ચીજો ખાલી સહી છે? જો કદાપી ખાલી હોએ તો. ૫ જે
તમને રૂહ આપેછે, ને તમારામાં ચમતકારો કરે છે, તે શું શરીઅતનાં કામોથી
કરેછે, યા ઇમાન શાંભલવાથી કરે છે? ૬ જેમ ઇબરાહીમ ખોદાપર ઇમાન
લાવીઓ, ને તે તેને સારૂ રાસતી ગણાઇ. ૭ વાસતે તમે જાણો કે જેઓ ઇ-
માનના છે તેઓ ઇબરાહીમનાં ફરજંદ છે. ૮ ને ખોદા ગેરકોમીઓને ઇમાનથી
રાસત ઠરાવશે, કીતાબે એ આગાઉથી જોઇને ઇબિરાહીમને પેશતર ખુશખબર
આપી કે, "તારામાં બધી કોમો બરકત પામશે." ૯ એ સારૂ જેઓ ઇમાન-
ના તેઓ ઇમાનવાલા ઇબિરાહીમની સાથે બરકત પામેછે. ૧૦ કેમકે શરી-
અતનાં કામ કરનારા જેટલા છે, તેટલા લાનતી છે; કારણ કે લખીઉં છે કે,
જે કોઇ શરીઅતની કીતાબમાં લખેલી બધી વાતોમાં કાએમ નથી રેહેતો, તે
લાનતી છે. ૧૧ પણ ખોદાની આગલ શરીઅતથી કોઇ રાસત નથી ઠરતો
એ સાફ જાહેર છે, "કેમકે રાસત ઇમાનથી જીવશે." ૧૨ પણ શરીઅત
ઇમાનની નથી; પણ એમ કે જે આદમીએ તે પર અમલ કીધો, તે તેથી
જીવશે. ૧૩ ખરીસતે આપણે બદલે લાનતી થઇને શરીઅતની લાનતથી આ-
પણને છોડાવી લીધા; કેમકે લખેલું છે કે, "જે કોઇ લાકડાં પર લટકાઇઓ
તે લાનતી છે." ૧૪ એ સારૂ કે ઇબરાહીમ પરની બરકત ઇસુ ખરીસતને

આશરે ગેરકોમીઓ પર આવે, કે આપણે રૂહ બાબતનો વાઓદો ઇમાનથી પામીએ.
૧૫ અએ ભાઇઓ, હું માણસની રીત પરમાણે કહુંછઉં કે આદમીઓનો પણ
મુકરર કરેલો બંદોબસત કોઇ તોડતું ઇઆ વધારતું નથી. ૧૬ હવે ઇબિરાહીમને
તથા તેની નસલને વાઓદા આપીઆ હતાઃ ને નસલોને, એમ ઘણી બાબત
ખોદા કેહેતો નથી, પણ તારી નસલને, એમ એક બાબત બોલે છે, ને તે
ખરીસત છે. ૧૭ તારે હું કહુંછઉં કે ખરીસત બાબત ખોદાએ જે અગાઉ બંદો-
બસત કીધો, તે ચારસેં ને તીસ વરશ પછી આપેલી શરીઅત એવી રીતે રદ
કરતી નથી કે વાઓદો બાતલ થાએ. ૧૮ કેમકે જો વારસો શરીઅતથી છે,
તો વાઓદાથી નથી; પણ ખોદાએ વાઓદાથી ઇબરાહીમને તે આપીઓ.
૧૯ તો શરીઅત શા વાસતે છે? ગુનાહોને લીધે તે આપાઇ, જે નસલને વાઓ-
દો આપાઇઓ તે આવે તાંહાં લગી આપાઇ, ફિરિશતાને વસીલે મધીઅસતને
હાથે તે મુકરર થઇ. ૨૦ હવે મધીઅસત એકનો નથી, પણ ખોદા એક છે.
૨૧ તારે શું શરીઅત ખોદાના વાઓદાઓથી ઉલટી છે? હરગેજ નહીં; કેમકે
જીંદગી બખશે એવી શરીઅત જો અપાઇ હતે, તો અલબતાં રાસતી શરીઅ-
તથી થતે. ૨૨ પણ કીતાબે સરવને ગુનાહામાં બંધ કરીઆ, એ સારૂ કે ઇસુ
ખરીસત પરના ઇમાનથી જે વાઓદો. તે ઇમાનદારોને અપાએ. ૨૩ પણ ઇ-
માન અપાઇઆ પેશતર આપણે શરીઅત તલે હતા, ને જે ઇમાન જાહેર
થનાર હતો તે આવે તાંહાં લગી બંધ કરાએલા હતા. ૨૪ એ રીતે આપણને
ખરીસત સુધી પોહોંચાડવાને શરીઅત આપણો ઉસતાદ હતો, કે આપણે ઇમા-
નથી રાસત ઠરીએ. ૨૫ પણ ઇમાન આવીઆ પર આપણે ઉસતાદને તાબે
નથી. ૨૬ કેમકે તમે સરવ ખરીસત ઇસુ પરના ઇમાનથી ખોદાનાં ફરજંદ
છેઓ. ૨૭ કેમકે તમે જેટલા ખરીસતમાં બાપતીસમા પામીઆ, તેટલાએ
ખરીસતને પેહેરીઓ છે. ૨૮ કોઇ ઇહુદી નથી ને હેલીની નથી; કોઇ ગોલામ
નથી ને અજાદ નથી; કોઇ મરદ નથી ને ઓરત નથી; કેમકે તમે સરવ ખરી-
સત ઇસુમાં એકજ છેઓ. ૨૯ ને જો તમે ખરીસતના છેઓ, તો તમે ઇબિરા-
હીમની નસલ છેઓ, ને વાઓદા પરમાણે વારસ છેઓ.

## બાબ ચોથો.

**હવે** હું કહુંછઉં કે વારસ જાંહાં શુધી બાલક છે, તાંહાં સુધી સરવનો
માલિક છતાં પણ ગોલામ તથા તેમાં કંઇ ફરક નથી. ૨ પણ બાપના ઠરાવેલા

વખત સુધી સાચવનારાઓ તથા કારભારીઓને તાબે છે. ૩ એ પરમાણે
આપણે પણ જારે બાલક હતા તારે દુનીઆની રસમોને તાબે છતાં ગોલામીમાં
હતા. ૪ પણ વખત જારે પુરો આવીઓ, તારે ખોદાએ પોતાના બેટાને મોક-
લીઓ, તે ઓરતથી પેદા થઈને શરીઅતને તાબે થઈઓ, ૫ કે શરીઅતને
તાબે જેઓ હતા તેઓને છોડાવે; ને કે આપણે તેનાથી પાલકપણું પામીએ.
૬ ને તમે દીકરા છેઓ, એ સારૂ ખોદાએ પોતાના બેટાનો રૂહ તમારાં દીલો-
માં મોકલીઓ છે, જે આબ્બા ઇઆને બાપ, એમ હાંક મારે છે. ૭ વાસ્તે
હવેથી તું ગોલામ નથી, પણ દીકરો છે, ને જો દીકરો, તો ખરીસતને આશરે
ખોદાનો વારસ પણ છે. ૮ પણ જારે તમે ખોદાને જાણતા નહીં હતા, તારે
હકીકતમાં જે ખોદાઓ નથી તેઓની બંદગી તમે કીધી. ૯ પણ હવે ખોદાને
પીછાનીને, બલકે ખોદાથી પીછનાઈને, તમે કેમ નબલી તથા કંગાલ રસમોની તરફ
પાછા ફરો છેઓ, ને તેઓની ગોલામી તમે કેમ ફરી ચાહો છેઓ? ૧૦ તમે
દાહાડાઓ, તથા મહીનાઓ, તથા ફસલો, તથા વરસો પાલો છેઓ. ૧૧ મને
તમારી બાબત ડર લાગે છે કે રખેને જે મેહેનત મેં તમારા પર કીધી તે બેફા-
એદા હોએ.

૧૨ અએ ભાઈઓ, હું તમારી મીનંત કરૂંછઉં કે, તમે મારા જેવા થાઓ;
કેમકે હું તમારા જેવો છઊં; તમે મારી કંઈ ખરાબી કીધી નથી. ૧૩ તમે જાણો
છેઓ કે પેહેલાં મેં તમને બદનની કમજોરીથી ઇંજીલ જાહેર કીધી. ૧૪ ને
મારાં બદનમાં જે બીગાડ હતો તેને લીધે તમે મારો ધીકાર કે તીઆગ કીધો
નહીં; બલકે મને ખોદાના ફીરેશતા તરેહ, હા ખરીસત ઇસુની તરેહ, તમે કબુ-
લ કીધો. ૧૫ તારે તમે કેવા સુખી હતા? કેમકે હું તમ બાબત ગહવાઈ આપું-
છઊં કે જો બની આવતે તો તમે પોતાની આંખો કાહાડીને મને આપતે. ૧૬ તો
તમને સાચું કેહેવાથી શું હું તમારો દુશમન થઈઓ? ૧૭ તેઓ તમારા દીલસોજ
છે, પણ શારી રીતે નહીં; બલકે તેઓ તમને અલગ કરવા ચાહે છે કે તમે
તેઓના દીલસોજ બનો જાઓ. ૧૮ પણ શારાંને લીધે હમેશ દીલસોજ
રેહેવું શારૂં છે, ને ફકત હું તમારી પાસે હાજર છઊં તારેજ નહીં.

૧૯ અએ મારાં બચાંઓ, ખરીસતની સુરત તમારામાં પેદા થાએ તાંહાંસુધી
તમારે સારૂ જણવાનું કશટ મને ફરી થાએ છે. ૨૦ ને હવે હું ચાહું છઊં કે તમા-
રી પાસે આવું; ને મારો અવાજ બદલું; કેમકે તમારી બાબત મને શક છે.
૨૧ શરીઅતને તાબે થવાને ચાહાનારાઓ, તમે શું શરીઅત નહી શાંભલતા, તે

મને કહો? ૨૨ કેમકે એમ લખીતું છે કે, ઇબ્રાહીમને બે દીકરા હતા, એક
લોંડીનો ને બીજો આજાદનો. ૨૩ પણ જે લોંડીનો તે જીસમ પરમાણે પેદા
થઇઓ, ને જે આજાદનો તે વાએદા પરમાણે. ૨૪ એ વાતો તમસીલ
તરીક છે; કેમકે એઓ બે બંદોબસત છે, એક તો સીનાઇ પાહાડથી, તે
ગોલામીને સારૂ જનમાવે છે, એ હાગાર છે. ૨૫ કેમકે હાગાર અરબસતાન-
માંનો સીનાઈ પાહાડ છે, ને તે હાલના ઇરૂશાલેમને મલતો છે, તે પોતાનાં
છઇઆં સુધાં ગોલામીમાં છે. ૨૬ પણ ઉપરનું ઇરૂશાલેમ આજાદ છે, તે
આપણ સઘલાની મા છે. ૨૭ કેમકે લખીઊં છે કે, "અએ વાંઝીણી, જે
જણતી નથી, તે તું ખુશ થા, તું જે જણવાની પીડા પામતી નથી, તે તું હાક
મારીને બુમ પાડ; કેમકે જેને વર છે તેના કરતાં છડીનાં છોકરાં વધારે છે."
૨૮ તારે અએ ભાઇઓ, ઇસહાકની તેરેહ આપણે વાએદાનાં ફરજંદ છઇએ.
૨૯ પણ તે વેલા જીસમ પરમાણે જે પેદા થએલો તેણે રૂહ પરમાણે પેદા થએલા-
ને જેમ સતાવીઓ તેમ હમણા પણ છે. ૩૦ પણ કીતાબ શું કેહેછે? લોંડીને
તથા તેના દીકરાને કાહાડી મુક; કેમકે લોંડીનો દીકરો અજાદના દીકરા સાથે
વારસ નહીં થશે. ૩૧ વાસતે અએ ભાઇઓ, આપણે લોંડીનાં ફરજદ નથી,
પણ અજાદનાં છઇએ.

## બાબ પાંચમો.

એ સારૂ ખરીસતે જે આજાદગી આપણને આપી છે તે આજાદગીમાં
તમે કાએમ રહો; ને ગોલામીની જુંહુસરી તલે ફરી ન જોડાઓ. ૨ જુઓ, હું
પાઉલ તમને કહુંછઉં, કે જો તમે સુંનત લેઓછેઓ, તો ખરીસતથી તમને
કંઇ ફાએદો થનાર નથી. ૩ ને હરેક સુંનતી થએલા માણસને હું ફરીથી શાહેદી
આપુંછઉં કે આખી શરીઅત પાલવાને તે કરજદાર છે. ૪ તમે જેટલા શરી-
અતથી રાસત ઠરોછેઓ, તેટલા તમે ખરીસતથી અલગા થઇઆ છઓ; તમે
ફજલથી પડીઆ છેઓ. ૫ કેમકે હમે ઇમાનથી રાસતીની ઉમેદની રાહ રહે
જોઇએ છઇએ. ૬ કેમકે ખરીસત ઇસુમાં સુંનત કે બેસુંનતથી કંઈ ફાએદો નથી;
પણ ઇમાન જે મોહોબતથી અસર કરે છે. ૭ તમે શારી રીતે દોડીઆ હતા,
કોણે તમને રોકીઆ કે સાચાઇના ફરમાનબરદાર તમે નહીં થાઓ? ૮ એ સમજ
તમારા બોલાવનારથી નથી. ૯ થોડું ખમીર આખાં લોંદાને ખમીરી કરે છે.
૧૦ ખોદાવંદથી તમારા પર મને ભરોસો છે કે તમે બીજો કંઈ ભાવ નહીં

કરશો; જે તમને ઘભરાવે છે, તે જે કોઇ હોએ, તે પોતાનો દંડ ભોગવશે.
૧૧ ને અએ ભાઇઓ, જો હું હજી સુધી સુંનતની મુનાદી કરૂંછઊં, તો હજી સુધી
મારી સતાવણી કેમ થાએ છે? તારે તો કરૂસની ઠોકર મટી ગઇ છે. ૧૨ હું
ચાહુંછઊં કે જેઓ તમને ઘભરાવેછે તેઓ કપાઇ જાએ.

૧૩ કેમકે અએ ભાઇઓ, તમે આજાદગી પામવાને બોલાવેલા છેઓ, તે
આજાદગી જીસમને સારૂ ન વાપરો, પણ મોહોબતથી એક બીજાની ખીદમત
કરો. ૧૪ કેમકે આખી શરીઅત એક વાતથી પુરી થાએ છે કે, "તું જેમ
પોતાપર તેમ પોતાના પડોસી પર પીઆર કર." ૧૫ પણ જો તમે એક
બીજાને કરડો તથા ચાવો છેઓ, તો ખબરદાર રહો કે રખે એક બીજાથી
તમારો નાશ થાએ. ૧૬ હું એ કહુંછઊં કે, તમે રૂહથી ચાલો ને તમે જીસમની
ખાહેશો પુરી નહીં કરશો. ૧૭ કેમકે જીસમ રૂહની ઉલટાઇમાં ખાહેશ રાખે
છે, ને રૂહ જીસમની ઊલટાઇમાં, ને એઓ એક બીજાને ઉલટા છે, એવા
કે જે કંઇ તમે ચાહો છેઓ તે તમે કરી નથી શકતા. ૧૮ પણ જો તમે રૂહથી
ચલવાઓ છેઓ, તો તમે શરીઅતને તાબે નથી. ૧૯ જીસમનાં કામ તો જાહેર
છે, તે એ છે કે જનાકારી, હરામકારી, નાપાકી, શેહવત; ૨૦ બુતપરસતી, જાદુ-
ગરી, દુશમની, કજીઆ, ગેરત, ગુસો, જઘડા, ફુટ, તડ; ૨૧ અદેખાઇ, ખુન,
છાકટાઇ, તથા શોખાઇ, ને એઓનાં સરખાં જે કામો તે; તેઓ બાબત જેમ
મેં આગાઊ કહીઊં, તેમ હું તમને ફરી ચેતાવુંછઊં કે, જે એવાં કામ કરે છે, તે
ખોદાની પાદશાહતનો વારસો નહીં પામશે. ૨૨ પણ રૂહનાં ફલ એ છે, મો-
હોબત, ખુશી, સુલાહ, બરદાશત, ખેરખવાહી, ભલાઇ, ઇમાન, ૨૩ નરમાઇ,
તથા પરહેજગારી; એવાંઓને ઉલટી કંઇ શરીઅત નથી. ૨૪ ને જે
ખરીસતના છે તેઓએ જીસમને બુરી ખસલતો તથા ખાહેશો સુધાં કરૂસપર
જડી છે. ૨૫ જો આપણે રૂહમાં જીવીએછઇએ, તો આપણે રૂહમાં ચાલીએ
પણ. ૨૬ આપણે જુઠી ફખર કરનાર, એક બીજાને ખીજવનાર, એક બી-
જાની અદેખાઇ કરનાર ન થઇએ.

## બાબ છઠો.

**ભા**ઇઓ, જો કોઇ શખસ કોઇ ખતામાં એકાએક આવી પડે તો તમે
જે રૂહાની તે તમે એવાને નરમાઇના રૂહથી પાછો ઠેકાણે પાડો; પોતા બાબત
વીચાર રાખતાં કે રખે તું પણ ઇમતેહાનમાં આવી પડે. ૨ તમે એક બીજાનો

બોજ ઉઠાવો, ને એ રીતે ખરીસતની શરીઅત પુરી કરો. ૩ કેમકે કોઈ કંઈ
ન છતાં, હું કંઈ છઉં, એમ જો ધારેછે, તો તે પોતાને ભુલાવેછે. ૪ પણ હરેક
માણસ પોતાનું કામ તપાસે, ને તારે વખાણનું કારણ તેને બીજામાં નહીં, પણ
પોતામાંજ થશે. ૫ કેમકે હરેક પોત પોતાનો બોજ ઉઠાવશે. ૬ જો કોઈ
કલામ શીખે, તો શીખવનારને સઘલાં શારાંનો હીસો આપે. ૭ છેતરાઓ ના,
ખોદાની ઠઠા થતી નથી; કેમકે માણસ જે કંઈ વાવે છે તેજ તે લણશે;
૮ ઇઆને જે પોતાના જીસમ સારૂ વાવે છે, તે જીસમથી ખરાબી લણશે; પણ
રૂહને સારૂ જે વાવે, તે રૂહથી હમેશાંની જીંદગી લણશે. ૯ તો શારૂં કરતાં આ-
પણે થાકવું નહીં, કેમકે જો કાએર નહીં થઇએ, તો ઠીક વખતમાં લણશું.
૧૦ વાસતે આપણને જેમ વગ મલે તેમ સહુનું શારૂં કરીએ, પણ ખાસ કરીને
જેઓ ઈમાનનાં ઘરના છે તેઓનું. ૧૧ તમે જુઓ છેઓ કે મેં પોતાને હાથે
કેવડું મોહોટું પતર તમને લખીઉંછે. ૧૨ જીસમ બાબત જેટલા નેકનામી ચાહે
છે, તેટલા તમારી સુંનત જબરદસતીથી કરાવે છે, ફકત એ સારૂ કે ખરીસતના
કરૂસને લીધે તેઓની સતાવણી ન થાએ. ૧૩ કેમકે જે સુંનતી થએલા છે,
તેઓ પણ શરીઅત પાલતા નથી; પણ તમારી જીસમ બાબત ફખર કરે વા-
સતે તમારી સુંનત થવાને ચાહે છે. ૧૪ પણ એમ ન થાએ કે આપણા
ખોદાવંદ ઇસુ ખરીસતના કરૂસ શીવાએ હું કંઈ બીજામાં ફખર કરૂં, તેથી મારી
બાબત દુનીઆ કરૂસે જડાઇ છે, ને દુનીઆ બાબત હું. ૧૫ કેમકે ખરીસત
ઈસુમાં સુંનત કંઈ નથી, ને બેસુંનત કંઇ નથી; પણ નવી પેદાએશ છે. ૧૬ ને
જેટલા એ કાનુન પરમાણે ચાલે છે તેઓ પર, તથા ખોદાના ઇસરાએલ પર
સલામતી તથા રહમ થાઓ.

૧૭ હવેથી મને કોઇ તસદી ન દે, કેમકે હું ખોદાવંદ ઈસુની નીશાનીઓ
મારાં બદનમાં લઇ ફરૂંછઉં. ૧૮ અએ ભાઈઓ, આપણા ખોદાવંદ ઇસુ ખ-
રીસતનો ફજલ તમારા રૂહ સાથે થાઓ. આમીન.

# એફેસીઓને પાઉલનું પતર.

## બાબ પેહેલો.

એફેસસમાં જે પવીતરો ઇઆને ઇસુ ખરીસતપર ઇમાન લાવનારા છે,
તેઓને ખોદાની મરજીથી ઇસુ ખરીસતનો રસુલ પાઉલ લખે છે. ૨ ખોદા
આપણા બાપથી, તથા ખોદાવંદ ઇસુ ખરીસતથી તમને ફજલ તથા સલામતી
થાઓ.

૩ મુબારક છે આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનો ખોદા તથા બાપ, જેણે
ખરીસતમાં આસમાનમાંની હરેક રૂહાની બરકત આપણને બખશી. ૪ જેમ
તેણે દુનીઆનો પાઇઓ નાંખીઆ પેહેલાં આપણને તેનામાં પસંદ કીધા, કે
આપણે તેની સાંમા મોહોબતથી પાક તથા બેઐબ થઇએ. ૫ તેણે પેહેલાંથી
આપણી બાબત એમ મુકરર કીધું કે આપણે તેની મરજીના નેક ઇરાદા પરમાણે
ઇસુ ખરીસતને આસરે તેના પાલક થઇએ: ૬ એ સારૂ કે તેના ફજલનો જ-
લાલની તારીફ થાએ, જેથી તેણે આપણને તે પીઆરામાં કબુલ કીધા છે.
૭ તેનામાં તેનાં લોહીથી આપણે છુટકો ઇઆને ગુનાહોની માફી તેના નીહાઅત
ફજલથી પામીએ છઇએ. ૮ તે ફજલ તેણે આપણાપર સરવ દાનાઇ તથા
ડાહાપણથી બહુ વધારીઓ છે. ૯ તેણે પોતાની મરજીનો ભેદ જે પોતાના નેક
ઇરાદા પરમાણે આગલથી પોતાનામાં ઠરાવીઓ હતો, તે આપણી ઉપર જાહેર
કીધો; ૧૦ કે જમાનાઓનાં ચલનના પુરા થવામાં જે ચીજો આસમાન તથા
જમીનપર છે તે બધીને ખરીસતમાં એકઠી કરે. ૧૧ જે પોતાના મરજીના
મનસુબા પરમાણે બધાં કરે છે તેના ઇરાદા મુઆફક અગાઉથી મુકરર થઇઆ
છતાં આપણે તેનામાં વતન પણ પામીઆ; ૧૨ કે હમે ખરીસત પર પેહેલાં
ભરોસો કરનારા તેના જલાલની તારીફને સારૂ થઇએ. ૧૩ તમે પણ કલામે હક
ઇઆને તમારાં તારણની ખુશખબર શાંભલીને તેના પર ભરોસો કીધો; ને
તેનાપર ઇમાન લાવીઆ બાદ તમને પણ વાએદાના પાક રૂહથી મોહોર કરાઇ.
૧૪ જાંહાંસુધી ખરીદ કીધેલો છુટકારો મલે તાંહાં સુધી તેના જલાલની તારીફ
સારૂ તે આપણા વતનનું બેઆનુ છે.

૧૫ એ સારૂ હું એ શાંભલીને કે તમે ખોદાવંદ ઇસુ પર ઇમાન લાવીઆ,
ને સરવ પવીતરો ઉપર મોહોબત રાખો છો, ૧૬ તમારી બાબત શુકર કરવાને

તથા મારી દુઆઓમાં તમને યાદ કરવાને છોડતો નથી, ૧૭ કે આપણા ખોદા-
વંદ ઇસુ ખરીસતનો ખોદા જે જલાલનો બાપ છે, તે દાનાઇ તથા પરગટણાનો
રૂહ તમને આપે કે તમે તેને પીછાનો; ૧૮ ને તમારાં દીલની આંખો રોશન થાએ
કે તમે સમજો કે તેના બોલાવવાની ઉમેદ શી છે, તથા પવીતરોને સારૂ જે વતન
તેની જલાલની દોલત કેટલી છે; ૧૯ ને આપણ ઇમાનદારોની તરફ તેની
કમાલ કુદરત કેવી મોહોટી છે, તેની કાદેર કુદરતની અસર પરમાણે. ૨૦ જે
તેણે ખરીસતમાં જાહેર કીધી જારે તેણે તેને મુએલાંઓમાંથી ઉઠાડીઓ, ને
પોતાના જમણા હાથ ઉપર આસમાનીઓમાં બેસાડીઓ; ૨૧ ને બધી હકુમત,
તથા એખતીઆર, તથા કુદરત, તથા ખાવંદી, તથા હરેક નામ, જે ફકત આ
દુનીઆમાં નહીં, પણ આવતી દુનીઆમાં પણ કેહેવાએ છે, તેઓ ઊપર બુલંદ
કીધો. ૨૨ ને કુલે ચીજ તેના પગ તલે મુકી, ને સરવપર તેને મંડલીનું શીર
ઠેરવીઓ. ૨૩ એ તેનું બદન છે તથા તેની ભરપુરી જે સરવેમાં સરવ ભરે છે.

## બાબ બીજો.

**અને** તમે ખતાઓમાં તથા ગુનાહોમાં જે મુએલા હતા તે તમને તેણે
જીવતા કીધા. ૨ જેઓમાં આ દુનીઆની ચાલ પરમાણે હવાના સરદારની
હકુમત પરમાણે તમે પેહેલાં ચાલીઆ, તે રૂહ નાફરમાનબરદાર છોકરાંઓમાં
અસર કરે છે. ૩ તેઓમાં હમે પણ સહુ પોતાનાં બદનની રોહવતો પરમાણે
અગાઉ ચાલીઆ, ને તન મનની ખાહેશો પુરી કરતા હતા, ને બીજાઓ સર-
ખા સવભાવથી ગજબનાં ફરજંદ હતા. ૪ પણ ખોદા જે રહમમાં ગની છે, તેણે
આપણ ગુનાહોમાં મુએલાઓને પોતાની મોહોટી મોહોબત જે તેણે આપણા ઉપર
કીધી ખરીસતની સાથે જીવાડીઆ. ૫ (ફજલથી તમે તરાએલા છેઓ.)
૬ ને તેણે આપણને તેની સાથે ઉઠાડીઆ, ને આસમાનીઓમાં ઇસુ ખરીસત-
ને વસીલે આપણને સાથે બેસાડીઆ ૭ એ સારૂ કે તે પોતાનો ફજલ, જેથી
ઇસુ ખરીસતને સબબ હમારી ઉપર તે મેહેરબાની કરે છે, તેની અતીરો દોલત
આવતા જમાનાઓમાં દેખાડે. ૮ કેમકે તમે ફજલથી ઇમાનને સબબ તરાએલા
છેઓ; ને એ તમારાથી નથી, ખોદાની બખશેસ છે. ૯ કરણીઓથી નહીં,
કે રખે કોઈ વડાઇ કરે. ૧૦ કેમકે આપણે તેની કારીગરી છઇએ, ખરીસત
ઇસુમાં નેક કામો કરવાને પેદા થઇઆ, જેઓ બાબત ખોદાએ અગાઉથી
મુકરર કીધું કે આપણે તે બજાવીએ.

૧૧ એ વાસતે ઇઆદ રાખજો કે તમે પેહેલાં જીસમની નીસબત ગેરકોમી
હતા, ને જીસમમાંના હાથે કરેલા સુંનતી કેહેવાએલાઓથી તમે બેસુંનતી કેહે-
વાતા હતા; ૧૨ વલી તે વખત તમે ખરીસત વગરના, ને ઇસરાએલનાં પર-
જાપણાથી અલગ, ને વાએદાના બંદોબસતોથી બાહાર, ને નાઉમેદ. તથા દુની-
આમાં ખોદા વીનાના હતા. ૧૩ પણ તમે જે પેહેલાં દુર હતા, તે તમે હમણા
ખરીસત ઇસુને સબબ ખરીસતનાં લોહીપાડવાથી પાસે થઇઆ છેઓ. ૧૪ કેમકે
તે આપણી સુલેહ છે; તેણે બેને એક કીધા, ને જુદાઈની આડી ભીતને પાડી
નાંખી; ૧૫ ને પોતાનું બદન આપીને દુશમનને ઇઆને શરીઅતના હુકમો
તથા રસમોને કાહાડી નાંખી. કે સુલેહ કરાવીને પોતામાં તે બેનું એક નવું ઇન-
સાન બનાવે; ૧૬ ને દુશમનીને કરૂસપર મારીનાંખીને પોતામાં ખોદાની સાથે
એક બદનમાં બેઉનો મેલાપ કરે. ૧૭ ને તેણે આવીને તમે દુર પડેલાઓને
તથા પાસેનાઓને સુલેહની ખુશખબર જાહેર કીધી. ૧૮ કેમકે તેને વસીલે
આપણે બેઉ એકજ રૂહથી બાપ પાસે દાખલ થઈએ છઈએ. ૧૯ વાસતે
હવેથી તમે બેગાના તથા મુસાફરો નથી, પણ પવીતરોના હમશેહેરી તથા ખો-
દાનાં ઘરના છેઓ. ૨૦ ને રસુલો તથા નબીઓના પાઇઆ પર તમે બાંધેલા
છેઓ, ને ઇસુ ખરીસત પોતે ખુણાનું મથાલું છે. ૨૧ તેનામાં આખી બાં-
ધણી સાથે જોડેલી છતાં ખોદાવંદને સારૂ પાક મંદીર થતું જાએછે; ૨૨ ને તેમ
તમે પણ ખોદાનો રેહેવાસ થવા સારૂ રૂહથી સાથે બનો છેઓ.

## બાબ તરીજો.

એ સબબ હું પાઉલ તમ ગેરકોમીઓને સારૂ ખરીસત ઈસુનો બંધીવાન
છઊં. ૨ ખોદાના ફજલનો કારભાર જે તમારે સારૂ મને આપેલો છે તે બાબત
તમે શાંભલીઊં હશે; ૩ કે ઇલહામથી તે ભેદ તેણે મને જણાવીઓ, (જેમ
અગાઊ મેં ટુંકામાં લખીઊં. ૪ તે વાંચવાથી ખરીસતના ભેદ બાબત જે મારી
સમજ તે તમે જાણી શકસો,) ૫ જે આગલા જમાનાઓમાં બની આદમને એવી
તરેહ માલુમ નહીં હતો જેવો તેના પાક રસુલો તથા નબીઓને રૂહથી હવે જાહેર
થઈઓ છે; ૬ કે ગેરકોમીઓ ખરીસતમાં ઇંજીલથી હમવતની તથા એક
બદનના તથા તેના વાએદાના શરીક થાએ. ૭ ખોદાના ફજલની બખશેસથી
જે તેની કુદરતની તાસીરથી મને મલી છે, હું તેનો ખાદમ છઊં. ૮ જે સરવ
પવીતરોમાંના નાહાનાઓમાંનો નાહાનો, તે મને એ ફજલ અપાઇઓ કે

ખરીસતની ઇંજીલની બેકીઆશ દોલત ગેરકોમીઓમાં હું જાહેર કરૂં; ૯ ને ખોદા
જેણે ઇસુ ખરીસતથી સરવ પેદા કીધાં, તેની પાસે જે ભેદ દુનીઆની શરૂઆતથી
ગુપત રહેલો હતો તેમાં ભાગીપણું શી રીતે થાએ છે તે હું સરવને જણાવું.
૧૦ એ સારૂ કે ખોદાની કમાલ દાનાઇ મંડલીને વસીલે સરદારો તથા એખતી-
આરવાલાઓ જેઓ આસમાની મકાનોમાં તેઓને જાહેર થાએ. ૧૧ તે
ઇરાદા પરમાણે જે તેણે આપણા ખોદાવંદ ખરીસત ઇસુમાં હમેશાંથી કીધો છે.
૧૨ તેનામાં ઇઆને તેની ઉપરના ઇમાનથી આપણે હીમત તથા ભરોસાથી દા-
ખલ થઇએ છઇએ. ૧૩ વાસતે હું ચાહુંછઊં કે તમારે સારૂ મારી જે મુસી-
બતો તેથી તમે ઉદાસ ન થઓ, કેમકે એ તમારી ઇજત છે. ૧૪ એ વાસતે
આપણા ખોદાવંદ ઇસુ ખરીસતના બાપની આગલ હું ઘુંટણ ટેકવુંછઊં; ૧૫ એ-
નાથી આસમાન તથા જમીનપરનું તમામ ખાનદાન કેહેવાએ છે; ૧૬ કે તે પો-
તાના જલાલની દોલત પરમાણે તમને એવું આપે કે તમે તેના રૂહથી બાતની
ઇનસાનીઅતમાં બહુ જોરાવર થાઓ; ૧૭ ને ખરીસત તમારાં દીલોમાં ઈમાનથી
વસે, ને તમે મોહોબતમાં જડ તથા પાઇઆ નાંખીને; ૧૮ તેની ચોડાઇ, તથા લં-
બાઇ, તથા ઊંડાણ, તથા ઊંચાણ કેટલું, એં તમે સરવ પવીતરોની સાથે સમજી
લેઓ; ૧૯ ને ખરીસતની મોહોબત જે અકલથી જીઆદા છે તે જાણવાને
તમે જોરાવર કરાઓ, એવા કે તમે ખોદાની બધી ભરપુરીથી ભરાઇ જાઓ.
૨૦ તેની કુદરત જે હમારામાં તાસીર કરે છે, તે પરમાણે હમે જે માગીએ ઇઆ
ધારીએ છઇએ, તે કરતાં અતીઘણું કરવાને જે કુદરતવાન છે; ૨૧ તેને
મંડલીને દરમીઆન પેહેડી દર પેહેડી ઇસુ ખરીસતમાં હમેશાં સુધી જલાલ
થાએ. આમીન.

## બાબ ચોથો.

હવે હું ખોદાવંદનો બંધીવાન તમારી મીનંત કરૂંછઊં કે જે તેડાંથી તમે
તેડાઇઆ છેઓ તેને લાએક ચાલો. ૨ પુરી લીનતા ને નમરતાથી સબર
કરીને મોહોબતથી એક બીજાની બરદાશત કરો. ૩ કોશેસ કરો કે રૂહની
એગાંગી સુલેહના બંધનોથી બાંધેલી રેહે. ૪ એક બદન તથા એક રૂહ છે,
જેમ તમે તમારાં તેડાંની એક ઉમેદથી તેડાઇઆ છેઓ. ૫ એક ખોદાવંદ,
એક ઇમાન, એક બાપતીસમા, ૬ એક ખોદા, જે સહુનો બાપ, તે સઘલા
ઉપર તથા સઘલા મધે તથા તમ સરવમાં છે. ૭ ને ખરીસતની બખ-

શેસનાં માપાં પરમાણે આપણામાંના હરેકને ફજલ અપાએલો છે. ૮ વાસતે તે
કેહેછે કે, "તેણે ઊંચાણ પર ચહડીને બંધીવાનોને બંધ કીધા, ને આદમીઓને
બખશેસો આપી." ૯ હવે તે ચહડીઓ એ શું છે? શું એ નહીં કે અવલ
જમીનના નીચા ભાગોમાં તે ઉતરીઓ? ૧૦ જે ઉતરીઓ તે એજ છે કે જે
બધાં આસમાનો પર ચહડીઓ, કે તે સરવને ભરપુર કરે. ૧૧ ને પવીતરોને
કમાલ કરવા સારૂ, તથા ખીદમતનાં કામને લીધે, તથા ખરીસતનાં બદનને સુધા-
રવા સારૂ, ૧૨ તેણે કેટલાએક રસુલો તથા કેટલાએક નબી તથા કેટલાએક
ઈંજીલની મુનાદી કરનારા તથા કેટલાએક પાલકો તથા ઉસતાદો આપીઆ
છે. ૧૩ જાંહાં સુધી કે આપણે બધા ઈમાન તથા ખોદાના બેટાની પીછાનની
એગાંગી, ને કામલ ઈનસાન ઇઆને ખરીસતનાં પુરાં કદના અંદાજા સુધી પો-
હોંચીએ; ૧૪ કે આપણે હવેથી તાલીમના હરેક પવનથી, તથા માણસની ઠગા-
ઈથી, તથા ફસવાની જુગતીનાં કપટથી હલવાએલાં તથા ફરવાએલાં છોકરાં
નહીં રહીએ. ૧૫ પણ મોહોબતથી સાચું બોલીને ખરીસત જે શીર છે તેના-
માં હર તરેહ વધતા જઇએ. ૧૬ જેને આશરે આખું બદન ઠીક તરેહ જોડા-
એલું છતાં, તથા હરેક સાંધાના પુરાપણા સાથે ઘટ કીધા છતાં, હરેક અંગમાંના
કીધેલાં માપાં પરમાણે મોહોબતમાં પોતાના સુધારથી બદનને વધારે છે.

૧૭ વાસતે હું એ કહુંછઊં ને ખોદાવંદથી શાહેદી આપુંછઊં, કે જેમ બીજા
ગેરકોમીઓ પોતાની બાતલ અકલથી ચાલે છે તેમ તમે હવેથી ન ચાલો.
૧૮ તેઓની સમજ અંધરાએલી, ને જે જાહીલત તેઓમાં છે તે સબબ, તથા
તેઓનાં દીલની સખતીને લીધે તેઓ ખોદાની જીંદગીથી દુર છે. ૧૯ તેઓએ
પુર જડ થઇને લોભથી બધી નાપાકી કરવા સારૂ પોતાને શેહેવતને તાબે કીધા
છે. ૨૦ પણ તમે એ પરમાણે ખરીસતને શીખીઆ નથી. ૨૧ અગર તમે
તેનું શાંભલીઊં છે, ને તેનાથી તાલીમ પામીઆ છેઓ, જે સાચાઈ ઈસુમાં છે ત
પરમાણે તો. ૨૨ તમે પેહેલાંની ચાલનું પુરાનું ઇનસાનીઅત જે ફરેબ આપનાર
શેહેવતોના સબબથી બગડીઊં છે તે ઉતારી નાંખો; ૨૩ ને તમારાં દીલના રૂહમાં
નવા બનો; ૨૪ ને નવું ઇનસાનીઅત જે ખોદાની મુઆફક રાસતી તથા ખરી
પાકીજગીમાં પેદા થઇઊં તે પેહેરો.

૨૫ વાસતે જુઠાપણું છોડીને હરેક શખસ પોતાના પડોસી સાથે સાચું બોલેઃ
કેમકે આપણે એક બીજાના અંગ છઇએ. ૨૬ ગુસે થાઓ, પણ ગુનાહ
ના કરો: તમારા કરોધ રેહેતાં સુરજ અસત ન થાએ. ૨૭ ને શેતાનને જગી-

આ ના આપો. ૨૮ જેણે ચોરી કીધી તે હવેથી ન ચોરે, પણ તે શારો પેશો
એખતીઆર કરીને હાથોથી મેહનત કરે, કે મોહોતાજને કંઈ આપી શકે.
૨૯ કોઈ ગંદી વાત તમારાં મોહોથી ન નીકલે, પણ શારી સુધારનારી હોએ તે,
કે સાંભલનારાઓને ફાએદો બખશે. ૩૦ ને ખોદાનો પાક રૂહ જેનાથી છુટકા-
ના દાહાડા સુધી તમ પર મોહોર કરાઈ છે, તેને ગમગીન ન કરો. ૩૧ સઘલી
કડવાસ, તથા કરોધ, તથા ગુસો, તથા બડબડવું, તથા બદગોઈ તમામ બદી
સાથે તમારામાંથી દુર કરો. ૩૨ ને તમે એક બીજા ઉપર મેહેરબાન તથા
રેહમદીલ થાઓ, ને એક બીજાને માફ કરો; જેમ ખોદાએ ખરીસતને
લીધે તમને માફી બખશી.

## બાબ પાંચમો.

**વાસતે** તમે પીઆરાં ફરજંદોની પેઠે ખોદાની પેરવી કરનારા થાઓ.
૨ ને જેમ ખરીસતે પણ આપણા પર મોહોબત કીધી, ને પોતાને આપણે સારૂ
અરપણ તથા કુરબાની ખુશબોઇને સારૂ ખોદા આગલ સોંપીઓ, તેમ તમે
મોહોબતથી ચાલો. ૩ પણ જેમ પવીતરોને લાએક છે તેમ હરામકારી, તથા
બધી તરેહની નાપાકી, તથા લાલચનું નામ પણ તમારામાં એક વેલા નહીં લે-
વાએ. ૪ લજામણી તથા બેહુદી વાત, તથા ઠઠાબાજી, જે બેમુનાસીબ છે
તે ન થાએ; બલકે શુકરગુજારી થાએ. ૫ કેમકે તમે એ જાણો છેઓ, કે
કોઈ જનાકાર, કે પલીદ, કે લોભી, જે બુતપરસત છે, એઓને ખરીસત તથા
ખોદાની પાદશાહતમાં વારસો નથી. ૬ કોઇ તમને વીઅરથ વાતોથી ભુલાવો ન
આપે; કેમકે એવાં કામોને સારૂ ખોદાનો ગજબ નાફરમાનબરદાર છોકરાં પર
આવે છે. ૭ વાસતે તમે તેઓના શરીક ના થાઓ. ૮ કેમકે આગલ તમે
અંધકાર હતા, પણ હવે ખોદાવંદમાં રોશની છેઓ; તમે રોશનીનાં ફરજંદોની
પેઠે ચાલો. ૯ (કેમકે રૂહનાં ફલ કમાલ ખુબી, તથા રાસતી, તથા સાચાઇ છે.)
૧૦ ખોદાવંદને શું ખુશ આવેછે, તેનો દરીઆફત કરતા જાઓ. ૧૧ ને અંધ-
કારનાં બેહાંસલ કામોમાં શરીક ન થાઓ, પણ તેઓને વખોડો. ૧૨ કેમકે
તેઓથી જે ગુપતમાં થાએછે તે બાબત બોલવાની પણ શરમ લાગે છે.
૧૩ પણ જે સરવ વખોડાએ છે તે રોશનીથી જાહેર થાએ છે, કેમકે જે કંઈ
જાહેર કરે છે તે રોશની છે. ૧૪ એ વાસતે તે કેહેછે કે, અએ ઊંઘનાર,

તું જાગતો થા, ને મુએલાંઓમાંથી ઉઠ, ને ખરીસત તને રોશન કરશે.
૧૫ તો સંભાલો કે ચોકસાઈથી તમે ચાલો, બેવકુફોની કણી નહીં, પણ દાનાવો-
ની પેઠે. ૧૬ વખત વાપરીને ચાલો; કેમકે દાહાડા બુરા છે. ૧૭ એ વાસતે
તમે બેસમજ ના રહો, પણ ખોદાવંદની મરજી શી તે જાણીલેઓ. ૧૮ ને
શરાબ પીને મસત ના થાઓ, તેમાં ખરાબી છે; પણ રૂહથી ભરેલા થાઓ.
૧૯ ગીતો તથા સીતાએશો તથા રૂહાની ગાએણો પોતામાં ગાતા જાઓ,
ને પોતાનાં દીલમાં ખોદાવંદને વાસતે ગાતા તથા વજાડતા જાઓ. ૨૦ આ-
પણા ખોદાવંદ ઇસુ ખરીસતનાં નામથી બધી વાતોમાં ખોદા ઇઆને બાપની
શુકરગુજારી હમેશા કરતા જાઓ. ૨૧ ખોદાના ખોફથી એક બીજાની ફરમાન-
બરદારી કરો.

૨૨ વહુઓ, તમે જેમ ખોદાવંદનો તેમ પોત પોતાના વરોની ફરમાનબર-
દારી કરો. ૨૩ કેમકે વર વહુનું શીર છે, જેમ ખરીસત પણ મંડલીનું શીર છે,
ને તે બદનનો તારનાર છે. ૨૪ માટે જેમ મંડલી ખરીસતની ફરમાનબરદાર
છે, તેમ વહુઓ પણ હરેક બાબતમાં પોત પોતાના વરોની થાએ. ૨૫ વરો,
તમે પોત પોતાની વહુઓ પર પીઆર કરો, જેમ ખરીસતે પણ મંડલી પર પી-
આર કીધો, ને તેને વાસતે પોતાને સોંપીઓ; ૨૬ કે તે તેને પાણીના ગોશ-
લથી કલામની સાથે ધોઇને પાક કરે; ૨૭ ને કે પોતાની પાસે તે તેને એવી
જલાલી મંડલી કરી મુકે કે તેને ડાગ કે કરચલી કે એવું કંઈ ન લાગીઆ છતાં
તે પાક તથા બેએબ થાએ. ૨૮ એ પરમાણે વરોને પોત પોતાની વહુઓ
પર પીઆર કરવો જોઈએ, જેમ પોતાનાં બદનો પર તેમ જે પોતાની વહુ પર
પીઆર કરે છે, તે પોતા પર પીઆર કરે છે. ૨૯ કેમકે કોઈએ પોતાનાં બદન-
નો દુસમની કદી કીધી નથી, પણ તે તેને પાલે તથા પોસે છે; જેમ ખોદા-
વંદ પણ મંડલીને. ૩૦ કેમકે આપણે તેનાં બદનના તથા તેના ગોશતના તથા
તેના હાડકાંનાં અંગ છઈએ. ૩૧ એ સારૂ માણસ પોતાનાં મા બાપને મુકીને
પોતાની વહુની સાથે મલીઓ રેહે; ને તે બંનો એક બદન થશે.
૩૨ એ મોહોટો ભેદ છે; પણ ખરીસત તથા મંડલી બાબત હું કહું છઊં.
૩૩ તોપણ તમે એમ કરો કે, હરેક જેમ પોતા પર તેમજ પોતાની વહુ પર
પીઆર કરે; ને વહુ પોતાના વરની અદબ રાખે.

## બાબ છઠો.

છોકરાંઓ, તમે ખોદાવંદમાં પોતાનાં મા બાપને તાબે રહો; કેમકે એ
વાજબી છે. ૨ તારા બાપ તથા માની ઇજત કર, એ વાએદા સાથેનો પેહેલો
હુકમ છે; ૩ કે તારૂં ભલું થાએ, ને જમીનપર તારી ઉમરદરાજ થશે. ૪ ને
અએ બાપો, તમે પોતાનાં છોકરાંઓને ન ચીહડવો; પણ ખોદાવંદની તરબી-
અત તથા નશીહત કરીને તેઓની પરવરશી કરો. ૫ ચાકરો, બીહીક તથા ધા-
કથી જેમ ખરીસતને તેમ દીલની સફાઇથી જીસમને નીસબત જે તમારા
ધણીઓ તેઓના ફરમાનબરદાર થાઓ. ૬ આદમીઓની ખુશામત કર-
નારાઓની તરેહ દેખાડવાને નહીં, પણ ખરીસતના બંદાઓની તરેહ દીલ-
થી ખોદાની મરજી કરો. ૭ દીલથી ચાકરી કરો કે ગોઇઆ ખોદાની, આદમી-
ની નહીં. ૮ એ જાણીને કે હરેક જે કંઈ શારૂં કરે છે, પછી તે ગોલામ હોએ
ઇઆ આજાદ હોએ, તે ખોદાવંદની પાસેથી તે પામશે. ૯ ને અએ ધણી-
ઓ, તમે ધમકીઓ મુકી દઈને તેઓની સાથે એમજ કરો; એ જાણીને કે
તમારો પોતાનો પણ ધણી આસમાનમાં છે, ને તે કોઈની તરફદારી નથી
કરતો.

૧૦ છેલું, મારા ભાઇઓ, ખોદાવંદ તથા તેની કુદરતનાં કુવતથી તમે જોરા-
વર થાઓ. ૧૧ તમે શેતાનની જુગતીઓને ઉલટા ઉભા રહી શકો વાસતે
ખોદાના બધાં હથીઆરબંદ રહો. ૧૨ કેમકે આપણું લડવું ગોશત તથા લોહીની
સાથે નથી, પણ સરદારોની સાથે, તથા એખતીઆરદારોની સાથે, તથા આ
દુનીઆના અંધકાર હાકમોની સાથે, તથા બુરા રૂહો, જેઓ બુલંદ મકાનોમાં છે
તેઓની સાથે. ૧૩ વાસતે ખોદાનાં બધાં હથીઆર લેઓ, કે બુરા દાહાડા-
ઓમાં તમે મુકાબલો કરી શકો, ને સરવ કરીને કાએમ રહી શકો. ૧૪ એ
સારૂ સાચાઇથી તમારી કમર બાંધીને, તથા રાસતીનું બખતર પેહેરીને, ૧૫ તથા
સુલેહની ઇંજીલની તઇઆરીમાં પગો ઘાલીને ઉભા રહો. ૧૬ એ બધાં ઉપ-
રાંત ઈમાનની ઢાલ લેઓ, જેથી તમે તે ભુંડાના બધા બલતા ભાલા હોલવી
શકશો. ૧૭ ને તારણનો ટોપ તથા રૂહની તલવાર જે ખોદાનો કલામ છે તે
લેઓ. ૧૮ પુરી આરજુ ને મીનંત સાથે હર વખત રૂહથી દુઆ માગો, ને તેમાં
બધા પવીતરોને સારૂ મશગુલ રહીને તથા મીનંત કરીને જાગતા રહો. ૧૯ ને
મારે વાસતે પણ, કે મને બોલવાની તાકાત મલે, ને ઇંજીલનો ભેદ જાહેર કરવાને

હું મારૂં મોહો હીમતથી ઉઘાડું. ૨૦ જેને લીધે હું કેદી એલચી છઊં, કે જે રીતે મારે
બોલવું જોઈએ તે રીતે બેધરક બોલું. ૨૧ ને મારો અહવાલ તથા હું શું કરૂં
છઊં તે તમે જાણો વાસતે તુખીકસ જે પીઆરો ભાઇ, તથા ખોદાવંદનો અમા-
નતદાર ખાદમ છે તે બધું તમને જણાવશે. ૨૨ એ કારણ સારૂ મેં તેને તમારી
પાસે મોકલીઓ છે, કે હમારી હાલત તમે જાણો, ને તે તમારાં દીલોને દીલાસો
આપે. ૨૩ ખોદા બાપથી તથા ખોદાવંદ ઇસુ ખરીસતથી સલામતી તથા
પીઆર ઇમાન સાથે ભાઈઓને થાઓ. ૨૪ આપણા ખોદાવંદ ઇસુ ખરીસત
પર જે સાચાઈથી પીઆર કરેછે, તે સરવ ઉપર ફજલ થાઓ. આમીન.

# ફીલપીઓને પાઉલનું પતર.

## બાબ પેહેલો.

ખરીસત ઇસુમાં જે પવીતરો ફીલપીમાં છે, નેગાહબાનો તથા કારભા-
રીઓ સુધાં, તે સરવને ઇસુ ખરીસતના બંદા પાઉલ તથા તીમોથી લખેછે.
૨ આપણા બાપ ખોદાથી તથા ખોદાવંદ ઇસુ ખરીસતથી તમને ફજલ તથા
સલામતી થાઓ.

૩ હું જારે તમને ઇઆદ કરૂંછઊં, તારે તમારે લીધે મારા ખોદાના શુકર કરૂં
છઊં; ૪ ને મારી હરેક દુઆમાં ખુશીથી તમો સરવને સારૂ હમેશાં દુઆ માગું
છઊં; ૫ કે પેહેલે દાહાડેથી આજ સુધી તમે ઇંજીલમાં શરીક રહીઆ.
૬ મને એ ભરોસો છે કે, જેણે તમારામાં નેક કામ શરૂ કીધું તે ઇસુ ખરી-
સતના દાહાડા સુધી તે કરતો જશે. ૭ એ પરમાણે તમ સરવ બાબત સમ-
જવું મને મુનાસીબ લાગેછે: કેમકે તમે મારાં દીલમાં છેઓ, ને મારાં બંધ-
નમાં, તથા ઇંજીલનો બચાવ ને તેની સાબેતી કરવામાં તમે બધા મારી
નીઆમતમાં શરીક છેઓ. ૮ કેમકે ખોદા મારો શાહેદ છે કે ઇસુ ખરીસત
જેવો રહમ રાખીને હું તમ સરવને કેટલા ચાહું છઊં. ૯ ને હું એ દુઆ માગું
છઊં કે, તમારી મોહોબત દાનાઇ તથા સરવ સમજ સાથે જીઆદા થતી જાએ.
૧૦ એ સારૂ કે જે વાતો ઉમદી તે તમે પારખો, ને કે તમે ખરીસતના દાહાડા
સુધી ખાલેસ રહો, ને ઠોકર ન ખાઓ. ૧૧ ને રાસતીનાં ફલો જે ઇસુ ખરી-
સતથી છે તેઓથી તમે ભરેલા રહો, કે ખોદાનો જલાલ તથા તેની શીતાએશ
થાએ.

૧૨ અને અએ ભાઈઓ, હું ચાહુંછઉં કે તમે જાણો, કે મારી ઉપર જે બધું
ગુજરીઉં તેથી ઇંજીલનો જીઆદા ફેલાવ થઇઓ, ૧૩ હીઆં સુધી કે કાઇ-
સારના આખા મેહેલમાં ને બીજાં બધાં મકાનોમાં મશહુર થઈઉં કે હું ખરીસ-
તને સારૂ બંધવો છઉં. ૧૪ ને ખોદાવંદમાંના ભાઇઓમાંના ઘણા મારા
બંધનોથી હીમત પકડીને બેખોફ કલામ બોલવાને દીલેર થઇઆ છે. ૧૫ કેટ-
લાએક અદેખાઇ તથા જઘડાથી ખરા, પણ કેટલાએક નેક નઇએતથી ખરી-
સતની ઇંજીલ જાહેર કરેછે. ૧૬ જઘડાલુઓ તો સાફ દીલથી ખરીસતની
ઇંજીલ નથી શંભલાવતા, બલકે એ ખીઆલથી કે મારા બંધનો પર ઓર
જીઆદા રંજ લાવે. ૧૭ પણ બીજાઓ મોહોબતથી, એ જાણીને કે ઇંજીલ
સાબેત કરવા સારૂ હું ઠરાવાઇઓ છઉં. ૧૮ તો શું! હરેક તરેહ, ઢોંગથી કે સાચા-
ઇથી, ખરીસતની ખબર જાહેર થાએછે, ને તેથી હું ખુશ થાઉં છઉં, ને ખુશી
પામતો જવશ. ૧૯ કેમકે હું જાણુંછઉં કે તમારી દુઆ તથા ઇસુ ખરીસતના
રૂહની મદદથી એનો અંજામ મારૂં તારણ થશે. ૨૦ મારા ભરોસા તથા ઉમેદ
પરમાણે કે હું કસામાં શરમીંદો નહીં થવશ, પણ પુરી હીમતથી હમેશાંની તરેહ
ખરીસત મારાં બદનમાં ઇઆ જીવતાં ઇઆ મરતાં બુજરગી પામશે. ૨૧ કેમકે
મને જીવવું તે ખરીસત, ને મરવું તે લાભ છે. ૨૨ અગર હું બદનમાં જીવતો
રહું, તો એ મારી મેહેનતનું ફલ છે, પણ હું શું પસંદ કરૂં તે હું જાણતો નથી.
૨૩ તો હું બંનેની તંગીમાં છઉં, કેમકે નીકલવું ને ખરીસત સાથે થવું એ મારી
ઇછા છે, કે જે બહુ બેહેતર છે. ૨૪ પણ બદનમાં રેહેવું તમારે સારૂ જીઆદા
જરૂર છે. ૨૫ ને એ ભરેસો છતાં હું જાણું છઉં કે હું રહીશ, ને તમે ઈમાન તથા
ખુશીમાં જીઆદા થાઓ વાસતે તમારી સાથે હું રહીશ; ૨૬ કે તમારી પાસે
મારા પાછા આવવાથી મારે લીધે ખરીસતમાં તમારી જે ખુશી છે તે બહુ વધતી
થાએ. ૨૭ એકલું ખરીસતની ઇંજીલને લાએક તમે ચાલો, એવા કે જો
હું આવું ને તમને જોઉં, ઇઆ વેગલો છતાં તમ બાબત એ શાંભલું કે તમે
એક રૂહમાં કાએમ રહીને ઇંજીલના ઈમાનને લીધે એક જીવથી કોશેસ કરો
છેઓ. ૨૮ ને એ કે અટકાવનારાઓથી કોઈ રીતે તમે બીહી નથી ગઈઆ;
એ તેઓને સારૂ હલાકીની, પણ તમારે સારૂ તારણની નીશાની ખોદાની તરફથી
છેઓ. ૨૯ કેમકે ખરીસતને સારૂ તમને એ અપાએલું છે કે ફકત તેના ઉપર
તમે ઈમાન લાવો એજ નહીં, પણ તેને સારૂ દુખ પણ ભોગવો. ૩૦ જે દુખ
મારામાં તમે દીઠું, ને હમણા મને છે, તે તમે શાંભલો છો, તે તમને પણ છે.

## બાબ બીજો.

**વા**સતે ખરીસતમાં જો કંઈ દીલાસો, જો મોહોબતની કંઈ તસલી,
જો રૂહની કંઈ સંગત, જો કંઈ દરદમંદી કે રહમ હોએ; ૨ તો મારી ખુશી
પુરી કરો, કે તમે એક ચીતના થાઓ, સરખી મોહોબત રાખો, એક જીવના
તથા એક મનના થાઓ. ૩ ભાંડણ કે જુઠી વડાઈથી કંઈ ન કરો; પણ
નમણતાથી એક બીજાને પોતા કરતાં બેહતર જાણો. ૪ તમે હરેક જે પો-
તાનાં તેજપર નહીં, પણ જે બીજાનાં તેપર પણ નજર રાખો. ૫ જે ચીત ખરી-
સત ઈસુને હતું તે તમને પણ થાએ. ૬ તે ખોદાની સુરતમાં છતાં ખોદાની
બરોબર થવું ચોરી નહીં ગણતો હતો; ૭ તોપણ તેણે પોતાને ખાલી કરીઓ,
ને ગોલામની સુરત પકડી, ને ઈનસાનની શીકલમાં બનીઓ, ૮ ને આદમીની
સુરતમાં દેખાઈને મોત સુધી ઈઆને કરૂસ પરના મોત સુધી તાબે થઈને તેણે
પોતાને નીચ કીધો. ૯ એ વાસતે ખોદાએ તેને બહુ સરફરાજ કીધો છે, ને
તેને જે નામ બધાં નામોથી બુજરગ છે તે આપીઉં છે; ૧૦ કે આસમાનપર-
નાઓ, તથા જમીનપરનાઓ, તથા જમીનતલેનાઓમાંના હરેક ઈસુને નામે
ઘુંટણ ટેકવે; ૧૧ ને હરેક જુબાન એકરાર કરે ખોદા બાપની બુજરગીને સારૂ
કે ઈસુ ખરીસત ખોદાવંદ છે. ૧૨ વાસતે મારા પીઆરાઓ, જેમ તમે સદા
માનીઉં છે, હું હાજર હતો એકલું તે વખત નહીં, પણ હવે મારી ગેરહાજરીના
વખતમાં બહુ વધતું માનોછેઓ, તેમ તમે પોતાનું તારણ બીહીકથી તથા કાંપ-
વાથી પુરૂં કરો. ૧૩ કેમકે જે પોતાની મરજી પરમાણે તમારામાં ઈછવાની
તથા કરવાની અસર કરે છે, તે ખોદા છે. ૧૪ તમે કચકચ તથા તકરાર
કરીઆ વીના બધાં કરો. ૧૫ એ સારૂ કે તમે આ વાંકી તથા અડીઅલ
પેહેડી જેમાં તમે જોતો જે દુનીઆમાં છે તેના સરખા પરકાશ કરોછેઓ, તેમાં
નીરદોશી તથા ભોલા તથા ડપકા વગરના ખોદાના ફરજંદ થાઓ, ૧૬ જીંદ-
ગીની વાત પરગટ રાખીઆ કરો, એ સારૂ કે ખરીસતના દાહાડામાં મને ખુશી
થાએ કે, હું બેફાએદા દોડીઓ નથી, તથા બેફાએદા મેહેનત કીધી નથી.
૧૭ પણ જો તમારા ઈમાનને લીધે કુરબાની તથા ખીદમત દાખલ
હું રેડાઉં, તો તેથી હું ખુશ છઉં, ને તમ સરવ સાથે ખુશી કરૂંછઉં.
૧૮ તમે પણ એમ ખુશ થાઓ, ને મારી સાથે ખુશી કરો. ૧૯ ને મને
ખોદાવંદ ઈસુથી એ ઉમેદ છે કે તીમોથાને હું વેહેલો તમારી પાસે મોકલશ,

કે તમારો અહવાલ જાણીને હું પણ દીલાસો પકડું. ૨૦ કેમકે મારી પાસે એવો
કોઇ એકદીલવાલો નથી કે જે આપોઆપ તમારી ચીંતા રાખે. ૨૧ કારણ કે
સરવ પોતાનાં શોધે છે, પણ ઇસુ ખરીસતનાં જે છે તે નહીં. ૨૨ પણ
તેની અજમાએશ તમે જાણો છેઓ, કે જેમ દીકરો બાપની સાથે તેમ તેણે મારી
સાથે ખુશખબરીને લીધે ખીદમત કીધી. ૨૩ તો મને ઉમેદ છે કે મારી
બાબત શું થવાનું છે તે જાણીને હું તેને તુરત તમારી તરફ મોકલશ. ૨૪ ને
મને ખોદાવંદમાં ભરોસો છે કે હું પોતે પણ વેહેલો આવશ. ૨૫ તોપણ એપા-
ફરોદીતસ જે મારો ભાઇ, તથા સાથે કામ કરનાર, તથા સાથી સીપાઈ, ને
તમારો મોકલેલો, ને મારા ખપ પુરા પાડનાર, તેને તમારી તરફ મોકલવાની મને
જરૂર પડી. ૨૬ એ કારણથી કે તે તમ સરવ પર બહુ હેત રાખતો હતો તથા
ઉદાસ હતો, કેમકે તમે શાંભલીઉં કે તે બીમાર હતો. ૨૭ તે તો બીમારીથી
મરવા જેવો થઇઓ હતો ખરો, પણ ખોદાએ તેના ઉપર રહમ કીધો, ને એકલો
તેના ઉપર નહીં, પણ મારા ઉપર પણ, કે મને શોક પર શોક ન થાએ. ૨૮
વાસતે મેં તેને જલદી એ સારૂ મોકલીઓ કે, તમે તેને ફરી જોઇને ખુશી
પામો, ને મારો પણ ગમ ઘટે. ૨૯ એ સારૂ તમે તેને ખોદાવંદને સારૂ પુરી
ખુશીથી કબુલ કરો, ને એવાઓને ઇજત લાએક ગણો, ૩૦ કેમકે ખરી-
સતનાં કામને લીધે તે મરવા પર હતો, ને તેણે પોતાના જીવની ચીંતા કીધી
નહીં, કે મારી તરફની તમારી ખીદમતની જે કમી તે તે પુરી કરે.

## બાબ તીજો.

છેલું, મારા ભાઇઓ, ખોદાવંદમાં ખુશ થાઓ; તે ને તેજ વાતો તમને
લખીઆથી મને કંટાલો નથી, પણ તમારા બચાવને સારૂ છે. ૨ કુતરાંઓથી
તમે ખબરદાર રેહો, બદકારોથી ખબરદાર રેહો, સુંનતીઓથી ખબરદાર રેહો.
૩ કેમકે હમે જેઓ રૂહથી ખોદાની એબાદત કરીએ છઇએ, ને ખરીસત
ઇસુમાં ખુશી પામીએ છઇએ, ને જીસમ પર ભરોસો નથી રાખતા, તે હમે
સુંનતી છઇએ. ૪ તોપણ મારાથી જીસમ પર ભરોસો રખાએ છે: જો
કોઈ બીજો જીસમ પર ભરોસો કરી શકે છે, તો હું વધતો. ૫ આઠમે દા-
હાડે સુંનત પામેલો, ઇસરાએલની ઓલાદનો, બનીઆમીનના ફીરકાનો, હેબ-
રીઓનો હેબરી, શરીઅત પરમાણે ફરોસી; ૬ આસ્થા પરમાણે મંડલીને
સતાવનાર, ને શરીઅતની રાસતી પરમાણે હું બેએબ હતો. ૭ લેકીન જે વાતો

મારા લાભની હતી, તેને ખરીસતને સારૂ મેં નુકસાન દાખલ ગણી. ૮ હા,
બેશક, ખરીસત ઈસુ મારા ખોદાવંદને પીછાનવાની ખુબીને લીધે હું સઘ-
લાંને નુકસાન ગણુંછઊં, તેને લીધે મેં સઘલાંનું નુકસાન ભોગવીઊં, ને સઘલાંને
ગંદગીના સરખાં ગણુંછઊં કે, હું ખરીસતને મેલવું. ૯ ને હું તેનામાં મલું,
મારી પોતાની રાસતી જે શરીઅતથી છે તેથી નહીં, પણ જે ખરીસત પરના
એતકાદથી છે, ઇઆને જે રાસતી ખોદાથી ઈમાનને આશરે મલે છે; ૧૦ કે
હું તેનાં મરણનો એકસાન થઇને, તેને તથા તેના પાછા ઉઠવાના સામરથને,
તથા તેનાં દુખોના ભાગીઆપણાને, એને આશરે જાણું; ૧૧ કે હું કોઇ
તરેહથી મરીગએલાઓના પાછા ઉઠવા સુધી પોહોંચું. ૧૨ હું એટલામાં
પામીઓ ઇઆ એટલામાં સંપુરણ થઇઓ, એમ નહીં, પણ હું એ સારૂ
પાછલ લાગુંછઊં કે, જેને સારૂ હું ખરીસત ઇસુથી પકડી લેવાઇઓ તેને હું પણ
પકડી લઊં. ૧૩ અએ ભાઇઓ, મેં પકડી લીધું છે એમ હું ગણતો નથી,
પણ એક કામ હું કરૂંછઊં, ઈઆને જે પાછલાં તે ભુલુંછઊં, પણ જે આગલાં
તેની ગમ ધાઊંછઊં. ૧૪ ખરીસત ઇસુને આશરે ખોદાના ઉપરના તેડાંની
સરતનાને સારૂ હું નીશાનીની ગમ પાછલ લાગુંછઊં. ૧૫ એ સારૂ જેટલા
પુરા તેટલા હમે એજ ભાવ રાખીએ, ને જો કસામાં તમે બીજો ભાવ રાખો-
છેઓ, તો ખોદા તમને તે પરગટ કરશે. ૧૬ તોપણ જે પર હમે પોહોં-
ચીઆ તે પર એકજ માપણીથી ચાલીએ, એકજ ભાવ રાખીએ. ૧૭ અએ
ભાઇઓ, મારી પાછલ ચાલનાર થાઓ; ને જેમ હમે તમારા નમુનારૂપ
છઇએ, તેમ જે ચાલે છે તેઓને ધારી જુઓ. ૧૮ કેમકે ઘણા એવા
ચાલે છે જેઓ બાબત મેં તમને ઘણી વાર કહીઊં, ને હમણા પણ રડતાં
કહુંછઊં કે, તેઓ ખરીસતના કરૂસના વેરી છે. ૧૯ તેઓનો અંત નાશ,
તેઓનો ખોદા પેટ, ને તેઓનો મહીમા પોતાની લાજ છે, ને તેઓ સંસારમાંની
ચીજો પર ચીત લગાડી રાખેછે. ૨૦ પણ આપણું પરજાપણું આસમાનમાં
છે, તાંહાંથી પણ તારનાર ખોદાવંદ ઇસુ ખરીસતની રાહ આપણે જોઇએ
છઇએ. ૨૧ તે આપણા ખાકી બદનને એવું બદલી નાંખશે કે તે તેના
જલાલી બદનની મુઆફક થાએ : તે પોતાની કુદરતની તાસીર પરમાણે જેથી
પોતાને તાબે બધાં કરેછે તેથી એ કરશે.

## બાબ ચોથો.

વાસ્તે, અએ મારા બહુ પીઆરા તથા અજીજ ભાઇઓ, મારી ખુશી તથા

તાજ તમે છેઓ; અઓ વાહાલાઓ, તમે ખોદાવંદમાં મજબુત રહો. ૨ યઉ-
દીઆને હું એલતેમાસ કરૂંછઊં, ને સીનતેખેને પણ એલતેમાસ કરૂંછઊં, કે
તેઓ ખોદાવંદમાં એક દીલ થાએ. ૩ ને અએ ખરા સોબતી, હું તને
પણ એલતેમાસ કરૂંછઊં કે, જે ઓરતાએ ઇંજીલની મારી સાથે કોશેસ કી-
ધી છે, તેઓની તથા કલેમેનસની તથા જીંદગીની કીતાબમાં જેઓનાં નામ
લખીઆં છે એવા મારા બીજા હમખીદમતગારોની મદદ કર. ૪ ખોદાવંદ-
માં હમેશા ખુશી કરો, વલી હું કહુંછઊં કે, ખુશી કરો. ૫ તમારી કોમલતા સરવ
માણસોને પરગટ થાએ, ખોદાવંદ પાસે છે. ૬ કસાની ચંતા ન કરો, પણ હરેક
બાબતમાં તમારી અરજો દુઆથી તથા મીનતથી શુકરગુજારી સાથે ખોદાને
જણાવો. ૭ ખોદાની સુલાહ, જે સઘલી સમજથી બાહાર છે, તે ખરીસત ઈ-
સુમાં તમારાં દીલો તથા મનોને સંભાલશે. ૮ છેલું, અએ ભાઇઓ, જે
કંઇ વાતો સાચી, જે કંઈ મુનાસીબ, જે કંઇ સીધી, જે કંઇ પાક, જે કંઇ પસંદ
પડનારી, જે કંઇ ખુબીભરેલી છે, અગર કંઇ નેકી કે કંઇ તારીફ હોએ, તો તે
વાતો ઉપર ધીઆન લગાડો. ૯ ને જે કંઇ તમે શીખીઆ, ને કબુલ કીધું, ને
શાંભલીઊં, ને મારામાં દીઠું, તે કરો; ને સુલાહનો ખોદા તમારી સાથે થશે.

૧૦ મને ખોદાવંદમાં એ મોહોટી ખુશી થઇ કે મારી બાબત ચંતા કરવાથી
તમે હમણાને વખતે પાછા પરફુલીત થઈઆ; તે બાબત તમે ચંતાતુર હતા,
પણ તમને જોગવાઇ ન હતી. ૧૧ હું મોહોતાજીને લીધે નથી બોલતો,
કેમકે હું એ શીખીઓ છઊં કે જે હાલતમાં હું હોઊં તેમાં રાજી રહું. ૧૨
હું ઘટવું જાણુંછઊં, ને વધવું પણ જાણુંછઊં; હર મકાનમાં ને બધી વાતોમાં
તુરપત થવું, ભુખું રેહેવું, વધવું કે ઘટવું એ હું શીખીઓ છઊં. ૧૩ ખરીસત,
જે મને તાકાત આપે છે, તેનાથી હું સઘલું કરી શકુછઊં. ૧૪ તોપણ મારાં
દુખમાં તમે મારી મદદ કીધી એ શારૂં કીધું.

૧૫ અએ ફીલપીઓ, એ પણ તમે જાણોછેઓ કે ઇંજીલની મુનાદીની
શરૂમાં જારે હું માકેદોનીથી નીકલી આવીઓ, તારે તમ વગર કોઈ મંડલીએ
આપવા લેવામાં મારી મદદ કીધી નહીં. ૧૬ થેસસાલોનીકેમાં પણ મારી અ-
ગતને સારૂ તમે એક બેવાર મોકલીઊં હતું. ૧૭ હું દાન શોધુંછઊં એમ
નહીં, પણ જે ફલ તમારા હીસાબમાં બહુ થાએ તે હું શોધું છઊં. ૧૮ મારી
પાસે બધું છે, બલકે બહુ છે; હું ભરેલો છઊં, એપાફરોદીતસ પાસેથી તમારી

મોકલેલી ચીજો હું પામીઓ, તે ખોદાની પાસે ખુશબો તથા કુરબાનીના જેવી
છે. ૧૯ ને મારો ખોદા પોતાની જલાલની દોલત પરમાણે તમારી હરેક
અગત ઇસુ ખરીસતને વસીલે ભરી આપશે. ૨૦ હવે ખોદા જે આપણો
બાપ, તેની બુજરગી હમેશ થાઓ. આમીન.

૨૧ ખરીસત ઇસુમાં હરેક પવીતરને સલામ કહો: મારી સાથે જે ભાઇ-
ઓ છે તેઓ તમને સલામ કેહે છે. ૨૨ બધા પવીતરો, ને ખસુસ જે કાઇ-
સરના ઘરમાં છે, તેઓ તમને સલામ કેહે છે. ૨૩ આપણા ખોદાવંદ ઇસુ
ખરીસતનો ફજલ તમ સરવ ઉપર થાઓ. આમીન.

# કલસીઓને પાઊલનું પતર.

## બાબ પેહેલો.

ખોદાની મરજીથી ઇસુ ખરીસતનો રસુલ પાઊલ, તથા ભાઇ તીમોથી કલો-
સીમાં ખરીસતના પવીતરોને તથા ઇમાન લાવનારા ભાઇઓને લખે છે. ૨
ખોદા આપણા બાપથી, તથા ખોદાવંદ ઇસુ ખરીસતથી તમને ફજલ તથા
સલામતી થાઓ.

૩ હમે હમેશા તમારે સારૂ દુઆ માગતાં ખોદાના ઇઆને આપણા ખોદાવંદ
ઇસુ ખરીસતના બાપના શુકર કરીએ છૈએ. ૪ જારથી ખરીસત ઇસુ પરનો
તમારો એતકાદ તથા સઘલા પવીતરો પરના પીઆર બાબત હમે શાંભલીઊં છે
તારથી. ૫ જે ઉમેદ તમારે સારૂ આસમાનમાં મોજુદ છે તેને લીધે, તે બા-
બત તમે ઇંજીલના હક કલામમાં પેહેલાં શાંભલીઊં છે. ૬ તે તમારી પાસે
આવી છે, જેમ આખી દુનીઆમાં, ને ફલ આપે છે; જે દાહાડે તમે ખોદાનો
ફજલ સાચાઇથી શાંભલીઓ ને ઓલખીઓ તે દાહાડાથી તમારામાં પણ તે
ફલ આપે છે. ૭ જેવું હમારા વાહાલા સાથી સેવક એપાફરાશથી પણ તમે
શીખીઆ, તે તમારે સારૂ ખરીસતનો વીશવાસુ સેવક છે. ૮ રૂહથી જે તમારો
પીઆર તે તેણે હમને જણાવીઓ. ૯ વાસતે હમે એ શાંભલીઊં તે દાહાડેથી
તમારે સારૂ દુઆ માગવી તથા એ અરજ કરવાને ચુકતા નથી કે તમે તમામ
દાનાઇથી તથા રૂહાની સમજથી ખોદાની મરજીની ઓલખમાં પુરા થાઓ;
૧૦ એવા કે તમે બધામાં રાજી કરવાથી ખોદાવંદને લાએક ચાલો, ને
હરેક નેક કામમાં ફલ લાવતા રેહો, તથા ખોદાની પીછાનમાં વધો: ૧૧ ને તેની જ-

લાલી કુદરતથી બધી રીતે મજબુત થતા જાઓ, કે ખુશીથી હર રીતે તમે
સબર તથા બરદાશત કરો. ૧૨ ને બાપ જેણે આપણને અજવાલામાંના પવી-
તરોના વારસાના હીસાને સારૂ લાએક કીધા છે તેના શુકર કરતા જાઓ. ૧૩
તેણે અંધકારના એખતીઆરમાંથી આપણને છોડાવીઆ, ને પોતાના પીઆ-
રા બેટાની પાદશાહતમાં આપણને પાર પાડીઆ. ૧૪ તેનામાં તેના લોહી પાડ-
વાને આશરે આપણને છુટકો ઇઆને ગુનાહની માફી છે. ૧૫ તે અણદીઠ ખો-
દાનું રૂપ છે, ને કુલે ખલકતનો પેહેલોટો છે. ૧૬ કેમકે તેનાથી બધી ચીજો
જે આસમાન તથા જમીન પર છે, દેખાઇતી કે અણદેખાઇતી, તખતો કે હકુ-
મતો, એખતીઆરો કે માલેકગરીઓ, તે પેદા થઇ છે; બધી ચીજો તેનાથી
તથા તેને સારૂ પેદા થઇ છે. ૧૭ ને તે સઘલાંથી અગાઉ છે, ને તેનાથી
બધું ટકે છે. ૧૮ ને તે બદનનું ઇઆને મંડલીનું શીર છે, તે શરૂમાં ઇઆને
મુએલાંઓમાંથી પેહેલોટો છે, કે બધી વાતોમાં તેનો દરજજો પેહેલો થાએ. ૧૯
કેમકે બાપની ખુશી એમ થઇ કે, સઘલી કમાલીઅત તેનામાં વસતી કરે. ૨૦
ને તેને આશરે ઇઆને તેના કરૂસપરના લોહીને આશરે સલાહ કરાવીને સઘલાં
જે જમીન ઉપર છે કે આસમાન ઉપર છે, તે સઘલાંનો મેલાપ પોતાની સાથે
તેને આશરે કરાવે. ૨૧ ને તમને પણ જેઓ આગલ બેગાના તથા બુરાં કા-
મોને લીધે દુશમન હતા, તેણે પોતાના જીસમાની બદનનાં મોતથી મેલાપ
કરાવીઓ છે; ૨૨ કે તે તમને પાક તથા બેએબ ને બેતકસીરદાર પોતાની
આગલ હાજર કરે. ૨૩ જો તમે ઇમાનમાં મજબુત થતા તથા કાએમ રે-
હેતા જાઓ; ને જે ઇંજીલ તમે શાંભલી છે, ને જેની મુનાદી આસમાન તલેના
હરેક પરાણીને થઇ છે, ને જેને લીધે હું પાઉલ સેવક ઠરીઓ છઊં, તેની ઉમેદથી
ટલી ન જાઓ તો. ૨૪ હું મારાં દુખો જે તમારે સારૂ છે તેમાં ખુશ છઊં; ને
ખરીસતનાં દુખોનું ઓછાપણું તેનાં બદન ઇઆને મંડલીને સારૂ હું મારાં પો-
તાનાં બદનથી ભરી આપું છઊં. ૨૫ ખોદાની વાત પુરી કરવાને ખોદાનો
કારભાર જે તમારે સારૂ મને અપાએલો છે તે પરમાણે હું તેનો ઇઆને મંડ-
લીનો સેવક છઊં. ૨૬ જે ભેદ જમાનાઓ તથા પેહેડીઓથી ગુપત રખાઇ-
ઓ હતો, પણ હવે તેના પવીતરોને જાહેર કીધો છે; ૨૭ જેઓને ખોદાએ એ
જાહેર કરવાને ચાહીઊં કે ગેરકોમીઓને લીધે તે ભેદની જલાલનો ખજાનો શું છે,
તે એ છે કે ખરીસત તમારામાં જલાલની ઉમેદ છે. ૨૮ જેની ખબર આ-
પીને હમે હરેક આદમીને નશીહત કરીએ છઇએ, ને હર શખસને પુરી દાના-

ઇથી શીખવીએ છઇએ, કે હમે હરેક માણસને ખરીસત ઇસુમાં પુરો કરીને હાજર કરીએ. ૨૯ ને એ વાસતે તેની અસર જે જોરથી મારામાં કામ કરેછે તે પરમાણે હું કશટથી મેહેનત કરૂંછઊં.

## બાબ બીજો.

હું ચાહુંછઊં કે તમે એ જાણો કે, તમારે સારૂ તથા લાઓદીકીમાંના-
ઓને સારૂ, તથા જેટલાએ શરીરમાં મારૂં મોહો દીઠું નથી તેઓને સારૂ મને
કેટલી ચંતા છે; ૨ કે તેઓનાં દીલને તસલી થાએ, ને તેઓ પોતામાં મો-
હોબતથી બંધાએલા રેહે, કે તેઓ પુરી સમજના તમામ ખજાનાને પોહોંચે,
ને ખોદા ઇઆ બાપ તથા ખરીસતના ભેદને જાણે; ૩ જેનામાં દાનાઇ તથા
એલમનો બધો ખજાનો છુપો રહેલો છે. ૪ ને મોહોનાર વાતોથી કોઇ તમને
ન ભુલવે વાસતે હું એ કહુંછઊં. ૫ કેમકે જો કે હું શરીરથી દુર છઊં, પણ
રૂહથી તમારી પાસે છઊં, ને તમારી શારી રીત તથા ખરીસત પરના તમારા ઇ-
માનની મજબુતી જોઇને ખુશ થાઊં છઊં. ૬ વાસતે જેમ તમે ખરીસત ઇસુ
ખોદાવંદને કબુલ કીધો છે, તેમ તેનામાં ચાલો. ૭ તેનામાં જડ ઘાલેલા,
તથા બાંધેલા, ને જેમ તમે તાલીમ પામીઆ તેમ ઇમાનમાં મજબુત રહો,
ને શુકરગુજારી સાથે તેમાં વધતા જાઓ. ૮ ખબરદાર એમ ન થાએ
કે કોઇ ફીલસુફી ઇઆ બેહુંદા ફરેબથી જે ખરીસત પરમાણે નહીં, પણ આદ-
મીઓના દસતુર તથા દુનીઆઇ એલમના તતવ પરમાણે છે, તેથી કોઇ
તમને લુટી લે. ૯ કેમકે શરીરરૂપે ખોદાઇની આખી કમાલીઅત તેનામાં વસે
છે. ૧૦ ને તમે તેનામાં કામીલ થઇઆ છેઓ; તે સરવ સરદારી તથા મુખ-
તીઆરીનું શીર છે. ૧૧ ને જે સુંનત હાતે કરેલી નથી, તે સુંનત તમે તેનામાં
પામીઆ છેઓ, ઇઆને શરીરના પાપી અંગને ખરીસતની સુંનતને આશરે
ઉતારી નાંખવાથી; ૧૨ તેની સાથે તમે બાપતીસમમાં દટાઇઆ, ને
સાથે ઉઠડાઇઆ, ઇઆને ખોદાએ તેને મુએલાંઓમાંથી ઉઠાડીઓ તેના
તે કામના એતકાદથી. ૧૩ ને તમે પાપોથી, તથા પોતાનાં શરીરનાં અસુંનત-
પણાથી મુઆ હતા, તારે તેણે તમારાં સઘલાં પાપ માફ કરીને તમને તેની
સાથે જીવતા કીધા છે. ૧૪ હુકમોના દસતખત જે આપણે ઉલટા હતા તે
તેણે ભુંસી નાંખીઆ, ને તેને વચમાંથી કાહાડીને કરૂસ પર ખીલે જડીઆ. ૧૫ ને
સરદારો તથા એખતીઆરવાલાઓનો એખતીઆર છીનવી લીધો, ને તેઓની

જાહેર રૂસવાઈ કરીને તેઓ પર ફતેહ પામીઓ. ૧૬ વાસતે ખાવા પીવા
કે પરવ કે ચાંદરાત કે સબતના રોજ બાબત કોઇ તમારો ઈનસાફ ન કરે. ૧૭
એ આવનારી બીનાઓનો છાઇઓ છે, પણ બદન ખરીસતનું છે. ૧૮
જે ખાલી નમણતાઇ તથા ફીરેશતાઓની પરસતીશમાં રાજી છે, ને પોતે દીઠાં
નથી તેઓમાં પેસે છે, ને પોતાની જીસમાની અકલથી ફુલાએ છે, ને શીરને
પકડતો નથી, એવો કોઇ તમને ન ભુલવે. ૧૯ એથી આખું બદન સાંધા-
ઓથી તથા જોડનાર રગોથી પાલણ પામીને તથા પુરૂં જોડાએલું થઇને ખો-
દાના વધારીઆથી વધે છે. ૨૦ વાસતે જો તમે દુનીઆઇ તતઘોને લીધે
ખરીસતની સાથે મુઆ છેઓ, તો તમે કેમ જેઓ દુનીઆમાં જીવે છે તેઓની
મુઆફક દસતુરોને તાબે છેઓ. ૨૧ એ બધાં કામમાં લાવવાથી નાશ થા-
એ છે. ૨૨ તેઓને ન અડકો, ન ચાખો, ન ચાંપો; તેઓ તો આદમીના હુ-
કમ તથા તાલીમ પરમાણે છે. ૨૩ તેઓ ખાલી એબાદતમાં તથા નમણ-
તાઇમાં તથા બદનની ગફલતમાં દાનાઇનું ડોલ રાખે છે ખરા, પણ બદનને આ-
સુદા કરવામાં કંઇ ગુણકારી નથી.

## બાબ તીજો.

**વા**સતે જો તમે ખરીસતની સાથે ઉઠીઆ છેઓ તો જે ચીજો ઉપ-
રની છે, જાંહાં ખરીસત ખોદાના જમણા હાત ઉપર બેઠો છે, તેઓની શોધ
રાખો. ૨ ઉપરની ચીજો પર ચીત લગાવો, જમીન પરની ચીજો પર નહીં. ૩
કેમકે તમે મુઆ છેઓ, ને તમારી જીંદગી ખરીસતની સાથે ખોદાની પાસે
સંતાડેલી છે. ૪ આપણી જીંદગી જે ખરીસત છે તે જારે પરગટ થશે, તારે
તમે પણ તેની સાથે જલાલમાં પરગટ થશો.

૫ એ વાસતે જમીન પરનાં તમારાં અંગો જેમકે હરામકારી, નાપાકી, શેહ-
વત, બુરી ઇછા, તથા લોભ જે બુતપરસતી છે, તેઓને તમે મારી નાંખો. ૬
એવાંઓને સબબ ખોદાનો ગજબ નાફરમાનબરદાર ફરજંદો ઉપર આવે છે. ૭ ને
આગલ જારે તમે તેઓની વચે રેહેતા હતા તારે તમે પણ તેઓની રાહપર
ચાલતા હતા. ૮ પણ હવે તમે ગુસો, કરોધ, કીનો, બદગોઇ, બદજુબાની,
એ બધાંને દુર કરો. ૯ તમે એક બીજા સાથે જુઠું ન બોલો, કેમકે તમે જુનાં
માણસપણાને તેની કરણીઓ સુધાં પોતાપરથી કાહાડી નાખીઉં છે ૧૦ ને જે
નવું માણસપણું પોતાના પેદા કરનારના રૂપ પરમાણે સમજને સારૂ નવું કીધેલું

છે તે પેહેરેલા થઇઆ છેઓ. ૧૧ તેમાં નથી હેલેનો કે નથી ઇહુદી, નથી સુંન-
તપણું કે અસુંનતપણું, નથી જંગલી કે સકુથી, નથી ગુલામ કે આજાદ; પણ
ખરીસત સઘલા સંબંધી સઘલું છે. ૧૨ વાસતે ખોદાના પસંદ કરેલા જેઓ
પવીતર તથા પીઆરા છે તેઓની મુઆફક દરદમંદી તથા મેહેરબાની તથા ન-
મણતાઇ તથા ભલમનસાઇ તથા બરદાશતનો લેબાસ પેહેરો. ૧૩ તમે એક
બીજાની બરદાશત કરો, ને અગર કોઇને કોઇ સાથે કજીઓ હોએ તો માફ કરો,
ઇઆને જેમ ખરીસતે તમને માફ કીધા છે તેમ તમે પણ કરો. ૧૪ ને એ સ-
ઘલાં ઉપરાંત પીઆર જે કમાલીઅતનું બંધન છે તે પેહેરો. ૧૫ અને ખો-
દાની સુલાહ જેને સારૂ તમે એકતન થઇને તેડેલા છેઓ, તે તમારાં દીલમાં
સાહેબી કરે, ને તમે શુકરગુજાર થાઓ. ૧૬ ને ખરીસતનો કલામ તમારામાં
બધી દાનાઇ સાથે બહુ રેહે, ને તમે એક બીજાને કમાલ દાનાઇથી તાલીમ તથા
નશીહત કરો, અને જબુર તથા ગીત તથા રૂહાની ગજલો શુકરગુજારી સાથે
ખોદાવંદને લીધે દીલથી ગાઓ. ૧૭ ને જે કંઇ તમે કરો; બોલવું કે કામ,
તે બધું ખોદાવંદ ઇસુનાં નામથી કરો; ને તેને આશરે ખોદા બાપના શુકર કરો.
૧૮ અઓ વહુઓ, જેમ ખોદાવંદમાં મુનાસીબ છે તેમ તમે પોતાના વરોની
ફરમાનબરદારી કરો. ૧૯ અઓ વરો, તમે પોતાની વહુઓ પર પીઆર
કરો, ને તેઓની સાથે કડવાસ ન કરો. ૨૦ અઓ છોકરાંઓ, તમે તમારાં મા-
બાપની હરેક વાત માનો; કેમકે ખોદાવંદને એ બહુ પસંદ છે. ૨૧ અઓ
બાપો, તમે પોતાનાં છોકરાંઓને ન ચીડવો, રખે તેઓ બેદીલ થઇ જાએ. ૨૨
અઓ ચાકરો, દુનીઆમાં જે તમારા શેઠ છે તેઓને બધી વાતમાં ફરમાન-
બરદાર થાઓ, પણ ખુશામંદીઆઓની માફક ફકત દેખાડવાને નહીં, બલકે
સાફ દીલથી ખોદાને બીહીનારાઓની તરેહ. ૨૩ ને જે કંઇ તમે કરો તે બધું,
ખોદાવંદને સારૂ, ને માણસને સારૂ નહીં, એવું સમજીને, દીલોજાનથી કરો.
કેમકે તમે જાણોછેઓ કે ખોદાવંદથી વતનનું ફલ તમે પામશો; કારણકે ખોદા-
વંદ ખરીસતની ચાકરી તમે કરોછેઓ. ૨૫ પણ જે બુરૂં કરે છે, તે પોતાની
કીધેલી બુરાઇનું ફલ પામશે; ને કોઇનો તરફદારી થતી નથી.

## બાબ ચોથો.

**અઓ** શેઠો, તમે પોતાના ચાકરોની સાથે અદલ ઇનસાફથી ચાલો, એ
જાણીને કે તમારો પણ ખાવંદ આસમાન પર છે. ૨ દુઆ માગવામાં મશગુલ

રેહો, ને તેમાં શુકરગુજારી સાથે હુશીઆર રહો. ૩ ને તેની સાથે હમારે સારૂ
પણ દુઆ માગો કે ખોદા હમારે વાસતે બોલવાનો દરવાજો ઉઘાડે, કે હું ખરી-
સતના ભેદનું જેને લીધે હું કેદમાં છઊં બીઆન કરૂં, ૪ કે હું તેને જેવું મને
લાજમ છે તેવો જાહેર કરૂં. ૫ તમે વખતને સફલ કરીને બાહારના-
ઓની સાથે દાનાઇથી ચાલો. ૬ તમારૂં બોલવું નીમકથી સવાદ કીધેલું હમેશ
ફજલથી થાઓ, કે તમારે હરેકને કેવો જવાબ આપવો એ તમે જાણો. ૭
તીખીકસ જે પીઆરો ભાઇ, ને દીઆનતદાર ખાદમ, ને ખોદાવંદની ખીદમતમાં
શરીક છે, તે મારો બધો અહવાલ તમને કેહેશે. ૮ તેને મેં એ સારૂ મોક-
લીઓ કે તે તમારો હાલ જાણે, ને તમારાં દીલને દીલાસો આપે. ૯ ને તેની
સાથે આનીસીમસને, જે દીઆનતદાર તથા પીઆરો ભાઇછે, ને તમારામાં-
નો છે, તેને મોકલીઓ છે; તેઓ તમને હીઆંની બધી ખબર આપશે. ૧૦
આરીસતારખસ જે મારી સાથે કેદી તે તમને સલામ કેહે છે; બારણબાનો
ભાણેજ મારક પણ, (જેની બાબત તમે હુકમ પામીઆ છેઓ, તે જો ત-
મારી પાસે આવે તો તેની ખાતર રાખજો;) ૧૧ ઇસુ જે ઇઅસતસ કેહે-
વાએછે તે પણ, એઓ સુંનતીઓમાંના છે. એકલા એઓ ખોદાની પાદ-
શાહતને વાસતે મારા સાથી સેવકો છે; એઓ મારો દીલાસો થઇઆ છે. ૧૨
તમારામાંનો એપાફરાસ જે ખરીસતનો ખાદમ છે તે તમને સલામ કેહેછે; ને
તે તમારે સારૂ દુઆ માગવામાં હમેશ કોશેસ કરેછે કે તમે ખોદાની મરજીની
હરેક વાતમાં કામીલ ને પુરા થાઓ. ૧૩ કેમકે હું તેની બાબત શાહેદી આ-
પુંછઊં કે તેને તમારે સારૂ તથા લાઓદીકીનાઓને સારૂ તથા હેરાપલીસમાં-
નાઓને સારૂ બહુ આસથા છે. ૧૪ વાહલો તબીબ લુક તથા દેમાસ તમને
સલામ કેહેછે. ૧૫ લાઓદીકીમાંના ભાઇઓ તથા નીમફસ તથા જે મંડલી
તેનાં ઘરમાં છે તેઓને સલામ કહો. ૧૬ ને તમે એમ કરો કે આ પતર
તમારામાં વંચાઇઆ પછી લાઓદીકીમાંની મંડલીમાં પણ વંચાએ, ને લા-
ઓદીકીનું પતર તમે પણ વાંચજો. ૧૭ ને તમે આરખીપસને કહો કે
ખોદાવંદથી તું જે ખીદમત પામીઓ છે તે પુરી કરવાને હુશીઆર રેહે.

૧૮ હું પાઉલની આ મારા હાતથી સલામ. મારા બંધનો ઇઆદ કરો. તમ
પર ફજલ થાઓ. આમીન.

# થેસસાલોનીકીઓને પાઉલનું પેહેલું પતર.

## બાબ પેહેલો.

ખોદા બાપ તથા ખોદાવંદ ઈસુ ખરીસતમાં થેસસાલોનીકીઓની મંડળીને
પાઉલ તથા સીલવાન તથા તીમોથી લખે છે. ખોદા આપણા બાપથી તથા
ખોદાવંદ ઈસુ ખરીસતથી ફજલ તથા સલામતી તમને થાઓ.
૨ હમારી દુઆઓમાં તમને ઈઆદ કરીને હમેશા તમો સરવ બાબત ખો-
દાના શુકર કરીએ છઈએ. ૩ ને ખોદા આપણા બાપની આગલ તમારા
ઈમાનનું કામ તથા પીઆરની મેહેનત તથા આપણા ખોદાવંદ ઈસુ ખરીસત
પરની ઉમેદની સબુરી હમેશા ઈઆદ કરીએ છઈએ. ૪ અએ ભાઈઓ,
ખોદાથી પીઆર પામેલાઓ, હમે જાણીએ છઈએ કે ખોદાએ તમને પસંદ
કરીઆ છે; ૫ કેમકે હમારી ઈંજીલ ફકત વાતથી નહીં, બલકે કુદરતથી,
તથા પાકરૂહથી તથા પુરા એતકાદથી તમારી પાસે આવી છે; ને તમે જાણો-
છોઓ કે હમે તમારે લીધે તમારામાં કેવા હતા. ૬ ને તમે મોહોટી મુસીબ-
તમાં તથા પાકરૂહની ખુશી સાથે વાત માનીને હમારી તથા ખોદાવંદની પાછલ
ચાલનારા થઈઆ; ૭ એવા કે તમે માકેદોનીના તથા આખાઈઆના કુલે
ઈમાનદારોને સારૂ નમુના થઈઆ. ૮ કેમકે ફકત માકેદોનીઆ તથા આખાઈ-
આમાં તમારાથી ખોદાવંદની વાત નથી ફેલી; પણ હરેક જગેમાં તમારો એત-
કાદ જે ખોદાપર છે તે પરગટ થઈઓ, હીઆંતક કે હમારે કેહેવાની કંઈ અગત
નથી. ૯ કારણ કે તમારામાં હમે કેમ દાખલ થઈઆ, એ હમ બાબતની
ખબર, ને તમે જીવતા તથા ખરા ખોદાની બંદગી કરવાને મુરતીઓથી ખો-
દાની તરફ શી રીતે ફરીઆ, ૧૦ ને તેના બેટાને તેણે મુએલાંઓમાંથી ઉઠાડી-
ઓ; ઈઆને ઈસુને, જે આવનાર ગજબથી આપણને છોડાવેછે, તેની આ-
સમાનથી આવવાની રાહ જોવાને તમે શી રીતે ફરીઆ, એ બધું તેઓ વીગત-
વાર કેહે છે.

## બાબ બીજો.

કેમકે, અએ ભાઈઓ, તમે જાણોછોઓ કે તમારામાં હમારો પેસાવ
બેફાએદા નથી થઈઓ. ૨ પણ જેમ તમે જાણોછોઓ તેમ હમે પેહેલાં

ફીલપીમાં બહુ મુસીબત તથા રૂસવાઇ ઊઠાવી, તોપણ આપણા ખોદાથી હીમત પા-
મીને ખોદાની ઇંજીલ પુરી કોશેસથી તમારે દરમીઆન શંભલાવી. ૩ કેમકે
હમારી તાલીમ કપટની, કે નાપાકીની, કે દગલબાજીની નહીં હતી; ૪ પણ
જેમ ખોદાએ ઇંજીલનો કારભાર ચલાવવાને હમને પસંદ કરીઆ, તેમ હમે
બોલીએ છઇએ, આદમીને રાજી કરવાને નહીં, બલકે ખોદાને, જે હમારાં
દીલને પારખે છે. ૫ કેમકે હમે કદી ખુશામતની વાત બોલતા નહીં હતા,
એ તમે જાણોછેઓ; કે નથી લાલચની પરવા રાખી, ખોદા શાહેદ છે; ૬
કે ન આદમીઓથી, કે ન તમારાથી, કે ન બીજાઓથી ઇજત ચાહાતા હતા,
જો કે ખરીસતના રસુલો હોવાના સબબથી હમે તમારી ઉપર બોજ નાંખી શકતે.
૭ પણ હમે તમારે દરમીઆન એવા લીન રહીઆ કે જેમ ધાવમા પોતાનાં બ-
ચાંઓને પાલે છે; ૮ તેમ હમે તમને બહુ ચાહનાર છતાં ફકત ખોદાની ઇં-
જીલ નહીં, પણ હમારા જીવ પણ તમને આપવાને રાજી હતા, કારણ કે તમે
હમને વાહાલા હતા. ૯ કેમકે અએ ભાઇઓ, હમારી મેહેનત તથા કશટ
તમે ઇઆદ રાખો છેઓ, કે તમારામાંના કોઇપર બોજ ન રાખીએ વાસતે હમે
રાત દાહાડો કામ કરતાં ખોદાની ઇંજીલની મુનાદી તમને કીધી છે. ૧૦ તમે
શાહેદ છેઓ, ને ખોદા પણ છે, કે તમ ઈમાન લાવનારાઓમાં હમે કેવી પાકી,
તથા રાસતી, તથા બેએબીથી ગુજરાન કરતા હતા. ૧૧ જેવું તમે પોતે
જાણોછેઓ કે જેમ બાપ પોતાનાં છોકરાંને તેમ હમે તમારામાંના હરેકને તાલીમ
તથા દીલાસો આપતા હતા; ૧૨ ને ખોદા જેણે તમને પોતાની પાદશાહત
તથા જલાલમાં તેડીઆ છે, તેને લાએક તમે ચાલો એમ નશીહત કરતા હતા.
૧૩ ને એ વાસતે ખોદાની શુકર હમે હમેશા કરીએ છઇએ કે તમે જારે
હમથી ખોદાની વાત શાંમલીને કબુલ કીધી, તારે તેને આદમીની વાતના
જેવી નહીં, પણ જેમ તે ખરેખરી ખોદાની વાત છે, તેમ તમે તેને માની, ને
તમ ઇમાન લાવનારાઓમાં તે અસર કરેછે. ૧૪ કેમકે અએ ભાઇઓ,
ખરીસત ઇસુમાં ખોદાની જે મંડલીઓ ઇહુદામાં છે તેઓની પાછલ તમે ચાલ-
નારા થઇઆ, કારણ કે જેમ ઇહુદીઓથી તેઓએ દુખ સહીઆં તેમ તમે પણ
પોતાના દેશના લોકોથી તેહેવાં દુખ સહીઆં છે. ૧૫ તેઓએ ખોદાવંદ ઇસુને
તથા પોતાના નબીઓને પણ મારી નાંખીઆ ને હમારી પણ સતાવણી કીધી;
તેઓ ખોદાને ખુશ નથી આવતા, ને કુલ લોકથી ઉલટા છે. ૧૬ ગેરકોમી-

ઓનું તારણ થાએ એવી વાત તેઓને કેહેવાને તેઓ હમને મને કરેછે,
એથી તેઓ પોતાનાં પાપ સદા પુરાં કરેછે, કેમકે તેઓપર અતીઅંત ગજબ
આવીઓ છે. ૧૭ ને અએ ભાઈઓ, હમે દીલથી નહીં, પણ જાહેરથી
ઘડીભર તમથી જુદા થઇઆ છતાં બહુ કોશેસ કીધી કે તમારાં મોહો જોઈએ.
૧૮ એવાસતે હમે ઇઆને મેં પાઉલ એક બેવાર ચાહીઊં કે તમારી પાસે આવું,
પણ શેતાને હમને રોકીઆ. ૧૯ કેમકે હમારી ઉમેદ, તથા ખુશી, તથા ફખરનું
તાજ શું છે? શું તમેજ આપણા ખોદાવંદ ઈસુ ખરીસતની આગલ તેના આવવાને
વખત તે નહીં થશો? ૨૦ એકીનન તમે હમારી બુજરગી તથા ખુશી છેઓ.

## બાબ તરીજો.

**વા**સતે જારે હમારેથી વધારે બરદાસત નહીં થઇ તારે આથેનસમાં એ-
કલા રેહેવાને હમે રાજી થઇઆ. ૨ ને તીમોથી જે હમારો ભાઈ તથા ખોદાનો
સેવક, તથા ખરીસતની ઇંજીલમાં મેહનત કરવાને હમારો સાથી છે, તેને મોક-
લીઓ કે તે તમને તામારા ઇમાનમાં મજબુત કરે, ને દીલાસો આપે; ૩ કે કોઇ
આ મુસીબતોથી ન હલાવાએ, કેમકે તમે જાણો છેઓ કે આપણે એને સારૂ
ઠરવાઇઆ છઇએ. ૪ ને જારે હમે તમારી પાસે હતા તારે હમે તમને પેહેલાંથી
કહીઊં કે હમે મુસીબતમાં આવી પડશું; તેજ પરમાણે થઇઊં, જેમ તમે જા-
ણોછેઓ. ૫ એ વાસતે જારે મારાથી વધારે બરદાસત નહીં થઇ, તારે તમારો
એતકાદ જાણવાને મોકલીઓ, રખેને કે ભુલવનારાએ તમને ભુલવીઆ હોએ,
ને હમારી મેહેનત બેફાએદા ગઇ હોએ. ૬ પણ હવે તીમોથી તમારી તરફથી
હમારી પાસે આવીઓ, ને તમારા એતકાદ તથા પીઆરની શારી ખબર હમને
આપી, ને કહીઊં કે જેમ હમે તમને તેમ તમે પણ હમને જોવાને ઘણી ઇછા
રાખો છેઓ, ને હમેશ હમારી ઇઆદ કરો છેઓ. ૭ એ વાસતે અએ ભા-
ઇઓ, હમે પોતાની બધી મુસીબત તથા તંગીમાં તમારા ઇમાનના સબબ તમ-
થી દીલાસો પામીઆ. ૮ કેમકે અગર ખોદાવંદમાં તમે કાએમ રહો તો હમે
જીવીએ છઇએ. ૯ કેમકે જે બધી ખુશીથી હમે તમથી હમારા ખોદાની
આગલ ખુશી કરીએ છઇએ, તેને સારૂ હમે તમારી બાબત ખોદાના શુકર કેમ
કરી શકીએ? ૧૦ હમે રાત દાહાડો બહુ દુઆ માગીએ છઇએ કે હમે તમા-
રાં મોહો જોઇએ, ને તમારા ઇમાનનું ઓછાપણું પુરૂં કરીએ. ૧૧ ને ખોદા
આપણો બાપ પોતે તથા આપણો ખોદાવંદ ઈસુ ખરીસત તમારી તરફ આવવાને

હમારો રસતો કાહાડે. ૧૨ ને જેમ હમારો પીઆર તમ પર છે, તેમ ખોદાવંદથી
તમારો પીઆર પણ એક બીજા પર તથા સરવ પર વધીને બહુ થાએ. ૧૩ એ
સારૂ કે તે તમરાં દીલોને આપણા ખોદાવંદ ઈસુ ખરીસતના પોતાના સરવ પવીતરો
સુધાં આવવાને વખત ખોદા આપણા બાપની આગલ પાકીજગીમાં બેએબ
મજબુત કરે.

## બાબ ચોથો.

તો અએ ભાઈઓ, ખોદાવંદ ઈસુને લીધે હમે તમને અરજ તથા મી-
નંત કરીએ છઈએ, કે તમારે કહી રીતે ચાલીને ખોદાને ખુશ કરવો, એ જેમ
તમે હમારાથી શીખીઆ તેમ તમે કરો. ૨ કેમકે તમે જાણોછેઓ કે હમે ત-
મને ખોદાવંદ ઈસુની તરફથી કેવા હુકમો આપીઆ છે. ૩ કેમકે ખોદાની મર-
જી એ છે કે તમે પાક થાઓ; હરામકારીથી તમે દુર જાઓ. ૪ તમારામાં-
નો હરેક પોતાનાં બદનને પાકીજગી તથા ઈજતથી રાખવાનું જાણે. ૫ ગેરકોમી-
ઓ જેઓ ખોદાને જાણતા નથી તેઓની પેઠે શોહેવતની મસતીમાં નહીં. ૬
કોઈ વાતમાં કોઈ પોતાના ભાઈને છેતરે નહીં, કેમકે ખોદાવંદ એવા સરવનો બ-
દલો લેનાર છે, જેમ હમે તમને અગાઉ કહીઉં, ને શાહેદી આપી. ૭ કારણ કે
ખોદાએ આપણને નાપાકીને સારૂ નહીં, પણ પાકીજગીને સારૂ બોલાવીઆ
છે. ૮ વાસતે જે વખોડે છે તે આદમીને નહીં, પણ ખોદા જેણે પોતાનો પાક-
રૂહ હમને આપીઓ છે તેને પણ વખોડે છે.

૯ હવે ભાઈપણાના પીઆર બાબત મારે તમને લખવાની કંઈ અગત નથી,
કેમકે એક બીજા પર પીઆર કરવાને તમે ખોદાથી શીખેલા છેઓ. ૧૦ ને
આખા માકેદોનીમાં જે સરવ ભાઈઓ છે તેઓ પર તમે તે કરોછેઓ; તોપણ
ભાઈઓ, હમે તમારી એવી અરજ કરીએ છઈએ કે તે તમે બહુ જીઆદા કરો.
૧૧ ને જેમ હમે તમને હુકમ આપીઓ તેમ તમે ગરીબાઈથી રેહેવાને, તથા
પોત પોતાનો કારોબાર કરવાને, તથા પોતાને હાતે કામ કરવાને શીખો; ૧૨ કે
બાહારનાઓની આગલ તમે દરૂસતીથી ચાલો, ને તમને કોઈ ચીજની અગત
ન રેહે.

૧૩ પણ અએ ભાઈઓ, જે ઊંઘી ગઈઆ છે તેઓ બાબત તમે અ-
જાણીઆ રહો એ હું નથી ચાહાતો, કે જે બીજાઓ બીન ઉમેદ છે તેઓની
પેઠે તમે ગમ નહીં કરો. ૧૪ કેમકે જો આપણે માનીએ છઈએ કે ઈસુ મરી

ગઇઓ, ને પાછો ઉઠીઓ, તો તેમ ઇસુમાં થઇને જે ઊંઘી ગઇઆ છે તેઓને
પણ ખોદા તેની સાથે લાવશે. ૧૫ કેમકે ખોદાવંદની વાતથી હમે તમને એ
કહીએ છઇએ કે ખોદાવંદના આવવા સુધી આપણે જે જીવતા રહીશું તે ઊંઘે-
લાઓની આગલ થનાર નથી. ૧૬ કેમકે ખોદાવંદ પોતે મોહોટી હુમથી વડ
ફીરેશતાના અવાજ સાથે ખોદાનું રણસીંગડું ફુકતાં આસમાન પરથી ઉતરશે; ને
ખરીસતમાં થઇને જે મુઆ છે તેઓ પેહેલાં ઉઠશે. ૧૭ પછી આપણ જે જીવતા
રહીએ છઇએ તે આપણે એકઠા તેઓની સાથે વાદલાંઓમાં ખોદાવંદને
મલવા સારૂ ખેંચાઇ જઈશું, ને ખોદાવંદની સાથે હમેશા રહીશું. ૧૮ વાસતે
તમે એ વાતોથી એક બીજાને દીલાસો આપો.

## બાબ પાંચમો.

**પણ** ઓ ભાઇઓ, વખતો તથા મોસમો બાબત મારે લખવાની
તમને અગત નથી. ૨ કેમકે તમે પોતે પુરૂં જાણો છેઓ કે જેમ રાતે ચોર તેમ
ખોદાવંદનો દાહાડો આવે છે. ૩ કેમકે જારે તેઓ કેહેશે કે સુલાહ તથા સલા-
મતી છે, તારે જેમ ગરભવંતી બઇરીનું કશટ તેમ એકાએક હલાકત તે-
ઓપર આવશે, ને તેઓ બચી શકનાર નથી. ૪ પણ ઓ ભાઇઓ, તમે
એવા અંધારામાં નથી કે તે દાહાડો ચોરની પેઠે તમ પર આવે. ૫ તમે સરવ
આજવાલાનાં છોકરાં, ઇઆને દાહાડાનાં છોકરાં છેઓ, આપણે રાતના તથા અં-
ધારાના નથી. ૬ વાસતે બીજાઓની મુઆફક આપણે ઊંઘવું નહીં, પણ ચોકી
કરવી, ને હુશીઆર રેહેવું. ૭ કેમકે જે ઊંઘે છે, તેઓ રાતે ઊંઘે છે, ને જે
પીધેલ થાએ છે, તેઓ રાતે પીધેલા થાએ છે. ૮ પણ આપણે દાહાડાના છ-
ઇએ, વાસતે હુશીઆર રહીએ, ઇમાન તથા પીઆરનું બખતર, તથા તારણની
ઉમેદનો ટોપ પેહેરેલા થઇએ. ૯ કેમકે ખોદાએ આપણને ગજબ સારૂ નહીં,
પણ આપણા ખોદાવંદ ઇસુ ખરીસતથી તારણ પામવા સારૂ ઠરાવીઆ છે. ૧૦
કારણ કે આપણે સારૂ તે એ વાસતે મુઓ કે જો આપણે જાગતા રહીએ ઇઆ
ઊંઘીએ તો આપણે તેની સાથે એકઠા જીવીએ. ૧૧ એ સારૂ જેમ તમે ક-
રોછેઓ તેમ માહોમાં દીલાસો આપો, ને એક બીજાને કાએમ કરો.

૧૨ અને ઓ ભાઇઓ, હમે તમારી અરજ કરીએ છઇએ કે તમારામાં જે
મેહેનત કરે છે, ને ખોદાવંદને લીધે તમારા આગેવાન છે, ને તમને તાલીમ કરે
છે, તેઓને તમે જાણો. ૧૩ ને તેઓનાં કામને સારૂ તેઓને મોહોબતથી મો-

હોટી ઈજત આપો. ને તમે માહોમાં સુલાહ રાખો. ૧૪ ને અએ ભાઈઓ, હમે
તમારી મીનંત કરીએ છઈએ કે અડીઅલોને તમે ચેતાવો, જઈફ દીલવાલા-
ઓને દીલાસો આપો, કમજોરીઓનો આધાર થાઓ, બધાઓની બર-
દાસત કરો. ૧૫ જુઓ કે કોઈ ભુંડાઈને બદલે ભુંડાઈ નહીં કરે; પણ હમેશ એક
બીજા સાથે તથા સહુની સાથે શારી સલુકાઈ રાખો. ૧૬ હમેશ ખુશ રહો. ૧૭
હમેશ દુઆ માગો. ૧૮ હરેક વાતમાં શુકરગુજારી કરો, કેમકે ખરીસત ઈસુમાં
તમ બાબત ખોદાની એ મરજી છે. ૧૯ રૂહને ન બુજાવો. ૨૦ નબુ-
અતોનો ધીકાર ન કરો. ૨૧ સઘલાંને પારખો, જે શારૂં છે તે પકડી
રાખો. ૨૨ બદીના હરેક દેખાવથી દુર રહો. ૨૩ ને સલામતીનો ખોદા
તમને બીલકુલ પાક કરે; ને તમારૂં બધું, ઈઆને તમારો રૂહ, તથા જાન,
તથા બદન આપણા ખોદાવંદ ઈસુ ખરીસતના આવવા સુધી બેએબ સલા-
મત રેહે. ૨૪ જેણે તમને બોલાવીઆ તે સાચો છે, તે તેમજ કરશે. ૨૫
ભાઈઓ, તમે હમારે સારૂ દુઆ માગો. ૨૬ સઘલા ભાઈઓને પાક ચુંબ-
નથી સલામ પોહોંચાડો. ૨૭ હું તમને ખોદાવંદના સમ ઘાલુંછઊં કે, સરવ
પાક ભાઈઓની આગલ આ પતર વંચાએ. ૨૮ આપણા ખોદાવંદ ઈસુ
ખરીસતનો ફજલ તમં પર થાઓ. આમીન.

# થેસસાલોનીકીઓને પાઉલનું બીજું પતર,

## બાબ પેહેલો.

**આ**પણા બાપ ખોદા, તથા ખોદાવંદ ઈસુ ખરીસતમાં થેસસાલોનીકી-
ઓમાં જે મંડલી છે, તેને પાઉલ, તથા સીલવાન, તથા તીમોથી લખે છે. ૨
આપણા બાપ ખોદાથી તથા ખોદાવંદ ઈસુ ખરીસતથી તમને ફજલ તથા
સલામતી થાઓ.

૩ ભાઈઓ, લાજમ છે કે હમે તમારી બાબત હમેશ ખોદાના શુકર કરી-
એ, જેમ મુનાસીબ છે, કેમકે તમારૂં ઈમાન બહુ જીઆદા થતું જાએ છે, ને
તમો સરવમાંના હરેકનો પીઆર એક બીજા ઉપર ઘણો થાએ છે. ૪ હીઆં-
તક કે હમે પોતે ખોદાની મંડલીમાં તમારે લીધે ફખર કરીએ છઈએ જે
બધાં દુખ તથા મુસીબતો જે તમે સહો છો એ તેથી તમારી સબર તથા ઈમાન

જાહેર થાએ છે. ૫ ખોદાના સાચા ઈનસાફનો આ એક નમુનો છે, કે તમે
ખોદાની પાદશાહતને લાએક ગણાઓ, જેને સારૂ તમે દુખ ઉઠાવો છેઓ. ૬
કેમકે ખોદાની નજદીક એ ઇનસાફ છે કે જે તમને સતાવે છે તેઓને દુખ આ-
પવાં, ને તમને, જેઓ દુખ પામો છેઓ, ૭ હમારી સાથે ખોદાવંદ ઈસુ જારે આ-
સમાન પરથી પોતાના જબરદસત ફીરેસતાઓની સાથે ભડકતી આગમાં જાહેર
થશે તારે આરામ આપે. ૮ તારે ખોદાને જે જાણતા નથી, ને આપણા ખોદા-
વંદ ઇસુ ખરીસતની ઇંજીલને માનતા નથી, તેઓનો દંડ તે કરશે. ૯ તેઓ
ખોદાવંદની આગલથી, તથા તેની કુદરતની જલાલથી હમેશાની હલાકતની સજા
પામશે. ૧૦ જારે તે પોતાના પવીતરોથી બુજરગી પામવા સારૂ (હમારી શાહે-
દી તો તમથી મનાઇ હતી) તથા જે એતકાદ કરે છે તે સરવથી આશ્ચરીઅ-
વાન મનાવવા સારૂ આવશે તે દાહાડે. ૧૧ વાસતે હમે હમેશા તમારે સારૂ એવી
દુઆ માગીએ છઇએ કે, આપણો ખોદા તમને આ તેડાં લાએક ગણે, ને
ભલાઇની સઘલી ઈછા તથા ઈમાનનાં કામ કુદરતથી પુરાં કરે. ૧૨ એવાં કે
આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનું નામ તમથી બુજરગ થાએ, ને આપણા
ખોદા તથા ખોદાવંદ ઇસુ ખરીસતના ફજલ પરમાણે તમે તેનાથી બુજરગી
પામો.

## બાબ બીજો.

હવે ભાઇઓ, આપણા ખોદાવંદ ઇસુ ખરીસતના આવવા, તથા તેની
પાસે આપણા એકઠા થવા બાબત હમે તમને એવી અરજ કરીએ છઇએ; ૨
કે ખરીસતનો દાહાડો આવીઆ સરખા તમે મનમાં એકાએક ન ધુજો ને ઘ-
ભરાઓ ના, રૂહથી નહીં, ને વાતથી નહીં, ને હમથી લખેલાં સરખા પતરથી
પણ નહીં. ૩ કોઈ પરકારે પણ કોઈ તમને ન ભુલાવે, કેમકે તે ફરી જવું અગાઉ
થઈઆ વગર [તે દાહાડો નહીં આવશે], ને તે ગુનાહનો શખસ પેહેલાં જાહેર થશે,
જે નાશનો દીકરો છે. ૪ જે અટકાવે છે, ને સરવ જે ખોદા ઈઆ બંદગી લા-
એક કેહેવાએ છે, તેને ઉલટો તે પોતાને ઉંચો કરે છે, એવો કે પોતે ખોદા છે,
એમ પોતાને દેખડાવતાં ખોદાનાં મંદીરમાં ખોદા સરખો બેસે છે. ૫ તમને
શું ઈઆદ નથી કે જારે હું તમારી પાસે હતો, તારે મેં તમને એ વાતો કહી
હતી? ૬ ને તે પોતાના વખતમાં જાહેર થાએ, વાસતે તેને હવે શું અટકાવે
છે, એ તમે જાણો છેઓ. ૭ કેમકે બદકારીનો ભેદ અસર કરતો જાએ છે,

પણ જે હમણા અટકાવે છે તે વચમાંથી કહડાએ એટલું જરૂર છે. ૮ ને તે
પછી તે બદકાર જાહેર થશે, તેને ખોદાવંદ પોતાના મોહોના સવાશથી હલાક
કરશે, ને પોતાના આવવાનાં તેજથી તેનો નાશ કરશે. ૯ તેનું આવવું શેતા-
નની પેરણા પરમાણે સઘલાં સામરથ તથા ચમતકાર તથા ખોટાં અચરત કામ
સુધાં છે. ૧૦ ને જે નાશ પામે છે, તેઓમાં બધી બુરાઈની કમાલ દગલ-
બાજી સાથે છે; તેઓ તારણ પામે એ સારૂ તેઓએ સાચાઈ પર પીઆર
રાખીઓ નહીં. ૧૧ ને એ વાસતે ખોદા તેઓપર એવી ઠગાવવાની અસર
મોકલશે કે, તેઓ જુઠાઈ પર એતકાદ કરશે. ૧૨ એ રીતે કે જેઓએ
સાચાઈપર એતકાદ કીધો નહીં પણ નારાસતીથી રાજી રહીઆ તેઓ બધાપર
સજા આવે.

૧૩ પણ અએ ખોદાવંદથી પીઆર પામેલા ભાઈઓ, હમને લાજમ છે,
તમો બાબત ખોદાના શુકર હમેશ કરીએ, કેમકે ખોદાએ તમને અવલથી
પસંદ કીધા કે તમે રૂહથી પાકીજગી હાંસલ કરીને તથા સાચાઈપર એતકાદ
કરીને તારણ પામો. ૧૪ એ કારણ સારૂ તેણે તમને આપણા ખોદાવંદ ઈસુ-
ખરીસતનો જલાલ પામવા સારૂ હમારી ઈંજીલથી તેડીઆ છે. ૧૫ વાસતે
અએ ભાઈઓ, તમે મજબુત રહો, ને બોલવાથી, ઈઆ હમારાં પતરથી, જે
વાતો તમે શીખીઆ તે જોરથી પકડી રાખો. ૧૬ હવે આપણો ખોદાવંદ ઈસુ
ખરીસત પોતે તથા આપણો બાપ ખોદા જેણે આપણા પર પીઆર કીધો, ને હ-
મેશાનો દીલાસો, તથા શારી ઉમેદ ફજલથી આપી, ૧૭ તે તમારાં દીલને દી-
લાસો આપે, ને હરેક શારી વાતમાં તથા કામમાં તમને મજબુત કરે.

## બાબ તીજો.

છેલું, અએ ભાઈઓ, હમારે સારૂ એવી દુઆ કરો, કે ખોદાવંદની વાત
વેહેલી ફેલી જાએ, ને જેમ તમારામાં તેમ બુજરગી પામે. ૨ ને એ કે અડી-
અલ, તથા બુરાં માણસોથી હમે છુટીએ, કેમકે બધાઓને ઈમાન નથી. ૩
પણ ખોદાવંદ વીશવાસુ છે, તે તમને મજબુત કરશે, ને બુરાઈથી બચાવશે. ૪
ને ખોદાવંદથી હમને તમારી બાબત એવું એકીન છે કે, હમે જે હુકમ તમને
કરીએ છઈએ તે તમે પાલો છેઓ ને પાલશો. ૫ ને ખોદાના પીઆરમાં તથા
ખરીસતની રાહ જોવાની ધીરજમાં, ખોદાવંદ તમારાં દીલને મદદ કરે. ૬ હવે
અએ ભાઈઓ, આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનાં નામથી હમે તમને હુ-

કમ આપીએ છઇએ કે હરેક ભાઈ જે અડીઅલપણાથી ચાલે છે, ને જે તા-
લીમ હમારેથી તેણે લીધી, તે પરમાણે નથી ચાલતો, તેથી તમે દુર થાઓ. ૭
કેમકે તમારે હમારી પછવાડે શી રીતે ચાલવું પડે છે એ તમે પોતે જાણો
છેઓ, કારણ કે હમે તમારામાં અડીઅલપણાથી ચાલીઆ નહીં હતા. ૮ ને
હમે કોઈનું અંન મફત ખાધું નથી, પણ તમારામાંના કોઇ પર ભાર ન મુ-
કીએ, વાસતે હમે મેહેનતથી તથા કશટથી રાત દાહાડો કામ કીધું. ૯ એ
વાસતે નહીં કે હમને એખતીઆર નહીં હતો, પણ તમે હમારી પાછલ ચાલ-
નાર થાઓ, વાસતે તમારો નમુનો થવાને હમે એમ કીધું. ૧૦ વલી જારે
હમે તમારી સાથે હતા તારે પણ હમે તમને એ હુકમ કીધો હતો કે, જો કોઇ
કામ કરવા નથી ચાહાતો, તો તે ખાએ પણ નહીં. ૧૧ કેમકે હમે શાંભલી-
એ છઇએ કે તમારામાં કેટલાએક અડીઅલપણાથી ચાલે છે, કંઇ કામ કર-
તા નથી, પણ પરાઇ ચરચા કરે છે. ૧૨ તો એવાઓને હમે હુકમ કરીએ
છઇએ, ને આપણા ખોદાવંદ ઈસુ ખરીસતથી નશીહત કરીએ છઇએ કે,
તેઓ ચેનથી કામ કરતાં પોતાનું અંન ખાએ. ૧૩ પણ ભાઇઓ, તમે રૂડું
કરતાં ન થાકો. ૧૪ ને જો કોઈ હમારા આ પતરમાંની વાત નહીં માને, તો
તેને ધારી રાખો, ને તે શરમાએ વાસતે તેની સાથે મલતા ન જાઓ. ૧૫
તોપણ તેને દુશમનની પેઠે ન ગણો, પણ જેમ ભાઇને તેમ તેને નશીહત
કરો. ૧૬ હવે સલામતીનો ખોદાવંદ પોતે હર તરેહથી તમને હમેશા સલામતી
બખશે. ખોદાવંદ તમ સરવની સાથે રેહે.
૧૭ હું પાઊલના હાતની સલામ, હરેક પતરમાં મારી એં નીશાની છે, એજ
તરેહ હું લખુંછઊં. ૧૮ આપણા ખોદાવંદ ઈસુ ખરીસતનો ફજલ તમ સરવ પર
થાઓ. આમીન.

# તીમોથીને પાઊલનું પેહેલું પતર.

## બાબ પેહેલો.

**આ**પણા તારનાર ખોદાની તથા આપણી ઉમેદગાહ ખોદાવંદ ઈસુ
ખરીસતના હુકમ પરમાણે, ઇસુ ખરીસતનો રસુલ પાઊલ ઇમાનમાંના પોતાના
દીકરા તીમોથીને લખે છે; ૨ ફજલ, રહમ, તથા સલામતી આપણા બાપ
ખોદાથી તથા આપણા ખોદાવંદ ઇસુ ખરીસતથી તને થાઓ. ૩ માકેદોનીમાં

જતી વખતે મેં તને એલતીમાસ કીધી કે તું એફેસસમાં રહીને બાજા-
ઓને કેહે કે તેઓ બીજી તાલીમ નહીં આપે; ૪ ને કાહાંણીઓ
તથા બેહદ નસબનામાઓ જે એલાહી તરબીઅત ઇમાનથી છે તેનું નહીં,
પણ તકરારનું બાએસ થાએ છે, તેઓ પર ચીત ન રાખે, તેમ તું કર. ૫
હુકમનો અંજામ મોહોબત છે, જે પાકદીલી, તથા નેકનીઅતી, તથા બેમકર
ઇમાનથી થાએ છે; ૬ તેથી કેટલાએક ચુકીને બેહુદા બકવાસની તરફ ફરી
ગઇઆ છે; ૭ ને તોરતના ઉસતાદ થવા ચાહે છે, પણ સમજતા નથી કે
તેઓ શું કેહે છે, ને કેઇ વાતોની તકરાર કરે છે. ૮ પણ હમે એ જાણીએ
છઇએ કે શરીઅત શારી છે, અગર કોઇ તેને શરીઅતની તોર પર કામમાં લાવે
તો. ૯ ને એ જાણતાં કે શરીઅત રાસતને સારૂ નહીં, પણ બેકેદ, તથા નાફ-
રમાન બરદારો, બેદીનો, તથા ગુનાહગારો, નાપાકો, તથા બદકારો, બાપને મારી-
નાંખનારાઓને, તથા માને મારીનાંખનારાઓને, તથા ખુનીઓને; ૧૦ જ-
નાકારીઓને, પુરૂશ સંભોગીઓને, માણસોને ચોરનારાઓને, જુઠાઓને,
તથા જુઠા સમ ખાનારાઓને સારૂ, ને એ શીવાએ જે કંઈ સહી તાલીમને
ઉલટું હોએ તેને સારૂ છે. ૧૧ મુબારક ખોદાની જલાલી ઇંજીલ જે મને સોં-
પેલી છે તે પરમાણે છે. ૧૨ ને આપણા ખોદાવંદ ખરીસત ઇસુ જેણે મને
કુવતમંદ કીધો તેનો હું શુકરગુજાર છઊં, કે તેણે મને અમાનતદાર ગણીને ખી-
દમતમાં બોલાવીઓ. ૧૩ પેહેલાં હું કુફર બકનારો, તથા સતાવનારો, તથા દુખ-
દેનારો હતો, લેકીન મારી ઉપર રહમ થઇઓ, કેમકે જારે હું બેઇમાન હતો
તારે અણજાણપણાથી એમ કીધું. ૧૪ ને આપણા ખોદાવંદનો ફજલ, ઇમાન
તથા પીઆર સુધાં, જે ઇસુ ખરીસતમાં છે, તે બહુ વધીઓ. ૧૫ આ વાત
ભરોસા જોગ છે, ને પુરી માનવા લાએક છે, કે ખરીસત ઇસુ ગુનાહગારોને
તારવા સારૂ દુનીઆમાં આવીઓ, ને તેઓમાં હું મુખી છઊં. ૧૬ લેકીન મારા
ઉપર રહમ એ સારૂ થઇઓ કે ઇસુ ખરીસત પરથમ મારાપર પુરી સબર દે-
ખાડે, કે જેઓ તેના ઉપર હમેશાંની જીંદગીને સારૂ ઇમાન લાવે તેઓનો હું
નમુનો થાઊં. ૧૭ હવે જે હમેશાંનો પાદશાહ, ગેરફાની, ગેબી, તથા એકલો
દાનાએ ખોદા છે, તેને ઇજત તથા બુજરગી હમેશાંની હમેશાં હોવો. આમીન.
૧૮ અએ તીમોથી દીકરા, તારી બાબત જે નબુઅતો પેહેલાં થઇ તે મુઆફક
હું તને આ હુકમ આપું છઊં કે, તું તે પરમાણે શારી લડાઇ લડે; ૧૯ ને ઇ-

માન તથા નેકનઈઅત રાખે, જેને કેટલાએકે મુકી દઈને ઈમાનનું વાહાણ તોડીઉં છે. ૨૦ તેઓમાંના હુમેનીઅસ તથા આલેકસાંદર છે, તેઓને મેં એ સારૂ શેતાનને સોંપીઆ છે કે, તેઓ કુફર બકવા ન શીખે.

## બાબ બીજો.

હવે સહુથી પેહેલાં હું એ એલતેમાસ કરૂં છઊં કે મુનાજાતો, તથા દુઆઓ, તથા અરજીઓ, તથા શુકરગુજારીઓ બધા આદમીઓ સારૂ કરવી; ૨ પાદશાહો તથા સરવ એખતીઆરવાલાઓને સારૂ, કે આપણે પુરી દીનદારી તથા ઇમાનદારીથી ચેન તથા આરામમાં જીંદગી ગુજારીએ. ૩ કેમકે આપણા તારનાર ખોદાની નજરમાં એ ખુબ તથા લાએક છે. ૪ તે ચાહે છે કે બધાં માણસ તારણ પામે, ને સાચાઈની ઓલખમાં આવે. ૫ કેમકે ખોદા એક છે, ને ખોદા તથા આદમીઓ વચે એક દરમીઆની છે, ઈઆને આદમી ખરીસત ઇસુ. ૬ તેણે સહુના છુટકા સારૂ પોતાનેજ આપીઓ, કે ઠીક વખતે તેની ગહવાઈ અપાએ. ૭ તે સારૂ હું મુનાદી કરનારો તથા રસુલ ઠરાવાઈઓ, (ખરીસતમાં હું સાચું કહું છઊં, જુઠું બોલતો નથી,) ગેરકોમીઓને ઈમાન તથા સાચાઈનો શીખવનારો થઈઓ. ૮ વાસતે હું ચાહું છઊં કે, હરેક ઠેકાણે લોક ગુસો તથા શક રાખીઆ વીના પાક હાતો ઉઠાવીને દુઆ માગે. ૯ ને એ પણ કે ઓરતો મુનાસીબ પોશાકથી લાજ તથા નેક અકલ સાથે પોતાને સંગારે; ગુંથેલા બાલ, કે સુંના, કે મોતી, કે ઘણા કીમતી લેબાસથી નહીં. ૧૦ પણ જે ઓરતો ખોદાપરસતીનો એકરાર કરે છે તેઓને લાએક છે તેમ નેક કામોથી. ૧૧ ઓરતે છુપી રીતે પુરી ફરમાનબરદારી સાથે શીખવું. ૧૨ પણ ઓરત શીખવે કે મરદપર હુકમ ચલાવે એવી પરવાંગી હું આપતો નથી, પણ તે ખામોશી સાથે રેહે. ૧૩ કેમકે આદમ પેહેલો બનવાઈઓ, પછી હવા. ૧૪ ને આદમે ફરેબ નહીં ખાધો, પણ ઓરત ફરેબ ખાઈને ગુનાહમાં ફસી. ૧૫ પણ જો તેઓ ઇમાન, તથા મોહોબત, તથા પાકીજગીમાં હુશીઆરીથી પાએદાર રેહે, તો જણવાના સબબથી બચશે.

## બાબ તીજો.

એ ખરી વાત છે કે જો કોઈ નેગાહબાનીનું કામ ચાહે છે તો તે શારૂં કામ ચાહે છે. ૨ વાસતે નેગાહબાન બેએબ, એક ઓરતનો ખાવંદ, હુશીઆર,

અકલમંદ, મહલાજાદાર, પહરોણા રાખનાર, તથા તાલીમ આપવાને લાએક
હોએ. ૩ દારૂખોર નહીં, મારપીટ કરનાર નહીં, લજામણા નફાનો લોભીઓ નહીં,
પણ સેહેનાર, તકરારી કે લાલચુ નહીં. ૪ પોતાનાં ઘરમાં ખુબીદાર બંદોબસત
રાખનાર, ને પુરી દરૂસતીથી પોતાનાં છોકરાંને હુકમમાં રાખનાર હોએ. ૫
કેમકે જો કોઇ પોતાનાં ઘરનો બંદોબસત રાખી નથી શકતો, તો ખોદાની
મંડલીની ખબરદારી શી રીતે તે કરશે? ૬ નવો શાગીરદ નહીં હોએ, રખે તે
ગરૂર થઇને શેતાનના દંડમાં પડે. ૭ ને બાહારનાઓથી તે શારી ગહવાઇ
પામેલો હોએ, કે શરમ તથા શેતાનના ફાંદામાં તે ન પડે. ૮ ને એજ
તરેહ કારભારીઓ પણ મહલાજાદાર હોએ, બે વચનવાલા નહીં, ઘણા
શરાબી નહીં, લજામણા નફાના લોભીઆ નહીં. ૯ ઇમાનના ભેદને સાફ
દીલથી ઇઆદ રાખનાર હોએ. ૧૦ ને એઓને પણ પેહેલાં અજ-
માવા, ને તે બાદ અગર બેએબ ઠરે તો કારભાર ચલાવે. ૧૧ એજ તરેહ
એઓની ઓરતો પણ મહલાજાદાર હોએ, ચાડીએણ નહીં, હુશીઆર, ને
બધી વાતમાં દીઆનતદાર હોએ. ૧૨ હરેક કારભારી એક ઓરતનો ખાવંદ
હોએ, તેઓ પોતાનાં છોકરાં તથા ઘરનાંને શારી રીતે ચલાવનારા હોએ. ૧૩
કેમકે જેઓએ શારી રીતે કારભાર કીધો તેઓએ પોતાને સારૂ શારી પદવી,
તથા ખરીસત ઇસુના ઇમાનમાં બહુ હીમત મેલવી છે. ૧૪ હું તારી પાસે
વેહેલો આવવાની ઉમેદ રાખીને તને આ વાતો લખુછઊં. ૧૫ અગર મને વાર
લાગે, તો એ વાતોથી તું જાણે કે ખોદાનું ઘર, જે જીવતા ખોદાનું મંદીર છે,
તથા રાસતીનો થાંભ ને સાચાઇનો ટેકો છે, તેમાં શી રીતે તારે ચાલવું. ૧૬ ને
બીન તકરાર દીનદારીનો ભેદ મોહોટો છે: ખોદા બદનમાં જાહેર થઇઓ, રૂહ-
થી રાસત ઠરીઓ, ફીરિસતાઓને નજર આવીઓ, ગેરકોમીઓમાં તેની
મુનાદી થઇ, દુનીઆમાં તેના ઉપર ઇમાન લવાઇઊં, જલાલમાં ઉઠાવી
લેવાઇઓ.

## બાબ ચોથો.

રૂહ સાફ કેહેછે કે આખર જમાનામાં કેટલાએક ઇમાનથી ફરી જશે,
ને ગુમરાહ કરનારા રૂહો તથા દેવોની તાલીમ ઉપર ધીઆન આપશે. ૨ જેઓ
ઢોંગથી જુઠું બોલશે, તેઓનાં દીલ ડાહામ દેનાર લોહોડાંથી સુન થઈ ગઈઆં છે:
૩ તેઓ લગન કરવાને મને કરશે, ને જે ખોરાક ઇમાન લાવનારાઓને તથા

સાચાઈના જાણનારાઓને શુકરગુજારી સુધાં લેવાને ખોદાએ પેદા કીધા તેથી
દુર થવાને હુકમ કરશે. ૪ કેમકે ખોદાની સરજાવેલી હરેક ચીજ શારી છે,
ને જો શુકરગુજારી સુધાં લે તો ઇંકાર લાએક નથી. ૫ કારણ કે ખોદાની
વાતથી તથા દુઆથી તે પાક કરાએ છે. ૬ આ વાતો ભાઇઓને જણાવાથી
તું ઇસુ ખરીસતનો શારો સેવક થશે, ને ઈમાનની વાતોથી, તથા જે શારી
તાલીમમાં તું તરબીઅત પામીઓ તેથી તું પલશે. ૭ પણ બેહુંદી તથા બુઢી-
ઓની કાહાણીઓ તું તુછ કર, ને દીનદારી બાબત તું કોશેસ કર. ૮ કે-
મકે જીસમાની કોશેસનો ફાએદો કમ છે, પણ દીનદારી બધી રીતે ફાએદે-
મંદછે, તેને હમણાનો તથા થનાર જીંદગીનો વાએદો છે. ૯ એ વાત ખરી ને
પુરી માનવા લાએક છે. ૧૦ કેમકે હમે મેહેનત કરીએ છઇએં, તથા ઠપકા
ખાઇએ છઇએ, એજ સારૂ કે જીવતો ખોદા જે બધા આદમીઓનો, ખાસ
કરીને ઇમાનદારોનો, બચાવનાર છે તેનાઉપર હમે ભરોસો રાખીઓ છે.
૧૧ એ વાતો ફરમાવ ને શીખવ. ૧૨ કોઇ પણ તારા જવાનપણાને લીધે
તને ન વખોડે, પણ બોલચાલ, તથા મોહોબત, તથા રૂહ, તથા ઇમાન,
તથા પાકીજગીથી ઇમાનદારોનો તું નમુનો થા. ૧૩ જાંહાં સુધી હું આવું તાંહાં
સુધી તું પહડતો, નશીહત કરતો, તથા તાલીમ આપતો રેહે. ૧૪ જે બખશેસ
તારામાં છે, જે તને નબુઅતની રાહથી વડીલોના હાત મુકવાથી મલી, તે બા-
બત તુ ગાફીલ ના રેહે. ૧૫ આ વાતોપર ધીઆન રાખતો જા, એઓનોજ
થઇ રેહે, કે તારો ફાએદો બીજાઓને જાહેર થાએ. ૧૬ પોતાની તથા તાલી-
મની ખબરદારી રાખ, એઓમાં કાએમ રેહે, કેમકે એ કરવાથી તું પોતાને
તથા પોતાના શાંભલનારાઓને પણ તારશે.

## બાબ પાંચમો.

તું કોઇ વડીલને ના ધમકાવ, પણ તેની એવી મીનંત કર જેવીકે બાપ-
નો કરે છે. ને જુવાનોની જેમ ભાઇઓની. ૨ ઘરડીઓની જેમ માઓ-
ની, જુવાન ઓરતોની જેમ બેહેનોની, કમાલ પાકીજગીથી. ૩ વીધવા-
ઓને ઇઆને જે ખરેખરી વીધવાઓ તેઓને માન આપ. ૪ પણ જો
કોઇ વીધવાને છોકરાં કે છોકરાંનાં છોકરાં હોએ, તો તે પેહેલાં પોતાનાં ઘરમાં
દીનદારી જાહેર કરે, તથા પોતાના માબાપના હકો અદા કરવાને શીખે, કેમકે એ
શારૂં ને ખોદાની નજરમાં કબુલ થવા લાએક છે. ૫ હવે જે ખરેખરી વીધ-

વા તથા એકાકી થઇ છે, તે ખોદાનો ભરોસો રાખે છે, ને રાત દાહાડો મુનાજાત
તથા દુઆ માગવામાં રેહે છે. ૬ પણ જે એસઆરામમાં રેહે છે; તે જીવતીજ
મુઇ છે. ૭ ને તું આ વાતો ફરમાવ કે તેઓ બેએબ હોએ. ૮ પણ જો કોઇ પોતા-
ને સારૂ તથા ખાસ કરીને પોતાનાં ઘરનાંને સારૂ અગાઉથી જોઇ મુકતો નથી,
તો ઇમાનથી મુનકીર ને બેઇમાનથી તે બદતર છે. ૯ સાઠ વરસથી ઓછી
ઉમરની વીધવા ગણતીમાં ન લેવાએ, જે એકજ મરદની ઓરત હતી તે. ૧૦
તે નેક કામથી વખણાએલી, ને તેણે છોકરાંઓનો તરબીઅત કીધી હોએ,
મુસાફરોને ઉતારો આપીઓ હોએ, પવીતરોના પગ ધોઇઆ હોએ, જેઓ દુખ-
માં છે તેઓની મદદ કીધી હોએ, ને હરેક નેક કામની પાછલ લાગી હોએ
તો. ૧૧ પણ જુવાન વીધવાઓને કબુલ ન કર, કેમકે જારે તેઓ ખરીસ-
તને ઉલટી મસત થશે, તારે લગન કરવા ચાહાશે. ૧૨ તેઓને દંડ છે, કે-
મકે તેઓએ અસલ ઇમાન છોડી દીધો. ૧૩ ને એ શીવાએ આલસુ થઇ-
ને ઘેરે ઘેર ફરવાને શીખે છે, ને ફકત આલસુ નહીં, પણ જે અઘટતાં તે બો-
લીને બડબડીએણ તથા પરાઇ ચરચા કરનારી થાએ છે. ૧૪ વાસતે હું ચા-
હું છઊં કે જુવાન ઓરતો લગન કરે, છોકરાં જણે, ઘર ચલાવે, ને દુશમનોને
નીંદા કરવાનું કંઇ બાહાનું ન આપે. ૧૫ કેમકે હમણાજ કેટલીએક શેતાનના
પાછલ ફરી ગઇ છે. ૧૬ જો કોઈ ઇમાનદાર મરદ કે ઓરતને વીધવાઓ
હોએ, તો તેઓ તેઓની મદદ કરે, ને મંડલી ઉપર ભાર નહીં મુકે, કે જેઓ
ખરેખરી વીધવાઓ છે તેઓની તે મદદ કરે.

૧૭ જે વડીલો શારી રીતે કારભાર ચલાવે છે તેઓ બમણી ઇજાત લાએક
ગણાએ, ખાશ જેઓ કલામ તથા તાલીમ બાબત મેહેનત કરે છે તેઓ. ૧૮
કેમકે કીતાબ કેહે છે કે, જે બલદ દાણા ખુદલે છે, તેનાં મોહો પર તું જાલી ન
બાંધ; ને કામ કરનાર પોતાની મજુરી લાએક છે. ૧૯ બે ઇઆ તણ શા-
હેદ લીધા વગર વડીલ પરની તોહોમત ન શાંભલ. ૨૦ ગુનાહગારોને સહુની
આગલ તું ધમકાવ, કે બીજાઓને પણ બીહીક લાગે. ૨૧ ખોદાની તથા ખો-
દાવંદ ઇસુ ખરીસતની તથા પસંદ કરેલા ફીરીશતાઓની સાહામાં હું તને હુકમ કરૂં
છઊં કે, તરફદારી કરીઆ વીના ને આ વાતોને એક બીજાથી ચહડતી ઉતરતી
સમજીઆ વીના એઓને તું પાલ. ૨૨ એકાએક કોઇ પર તું હાત ન મુક,
ને બીજાઓના ગુનાહમાં શરીક ન થા, પોતાને પાક રાખ. ૨૩ ને હવે ફકત
પાણી ના પી, પણ તારાં પેટને સારૂ તથા તારી અકસર કમજોરીને સારૂ થોડો

વઇને કામમાં લાવ. ૨૪ કેટલાએક આદમીના ગુનાહ જાહેર થઇને આગલથી
દંડમાં જાએ છે, ને કેટલાએકના પાછલ જાએ છે. ૨૫ તે પરમાણે કેટલા-
એકનાં નેક કામ પણ જાહેર છે; ને જે બીજી રીતનાં છે, તેઓ છુપાં રહી
નથી શકતાં.

## બાબ છઠો.

જેટલા ચાકર જુંસરી તલે છે, તેટલા પોતાના શેઠોને પુરાં માનને
લાએક ગણે, કે ખોદાનાં નામની તથા તાલીમની નીંદા ન થાએ. ૨ ને જે-
ઓના શેઠ ઇમાનવાલા છે, એઓ ભાઇ છે વાસતે વખોડવા નહીં, બલકે
તેઓની ચાકરી જીઆદા એ સારૂ કરવી, કે તેઓ ઇમાનદાર, ને પીઆરા, ને
નીઆમતમાં શરીક છે. એ વાતો તું શીખવ ને નશીહત કર. ૩ અગર કોઇ
બીજી તાલીમ કરેછે, ને આપણા ખોદાવંદ ઇસુ ખરીસતની સહી વાતો, ને જે
તાલીમ દીનદારીને મુનાસીબ છે, તે કબુલ નથી કરતો, ૪ તો તે મગરૂર છે,
ને કંઇ જાણતો નથી, પણ તકરાર તથા લોગતી જીદ કરવાનો મરજ તેને છે,
જેથી અદેખાઈ, કજીઆ, બદગોઇ તથા બદગુમાની થાએ છે. ૫ ને જે આ-
દમીઓ દીલમાં બીગડેલા તે સાચાઇ વગરના થઇઆ, તેઓની ચાલથી ભુંડી
તકરાર ઉઠે છે; નફો દીનદારી છે એમ તેઓ સમજે છે, એવાઓથી તું
દુર થા. ૬ પણ દીનદારી સંતોશ સુધાં તો મોહોટો નફો છે. ૭ કેમકે દુનીઆ-
માં આપણે કંઇ લાવીઆ નથી, ને જાહેર છે કે આપણથી કંઇ લઈ જવાવાનું
નથી. ૮ વાસતે આપણને ખાવાનું તથા પેહેરવાનું છતાં તેથી આપણે સંતોશી
રેહેવું. ૯ વલી જે દોલતમંદ થવા ચાહે છે, તેઓ ઇમતેહાનમાં તથા ફાંદામાં
તથા બહુ ઘેલાઇમાં તથા બુરા હવસોમાં પડે છે, જેથી આદમીઓ હલાકી તથા
જાહનમમાં ડુબે છે. ૧૦ કેમકે નાણાંનો લોભ બધી ભુડાઇની જડ છે, તેના
આરજુમંદ થઈઆથી બાજે ઈમાનથી ભટકતા થઇઆ છે, ને પોતાને તરેહ ત-
રેહના ગમોથી વીંધી નાંખીઆ છે. ૧૧ પણ, અએ બંદેખોદા, એવાઓથી તું
નાહાસ, ને રાસતી, દીનદારી, ઈમાન, મોહોબત, સબર, તથા સાલસાઇની પાછલ
ચાલ. ૧૨ ઈમાનની શારી લડાઇ લડ, ને હમેશાંની જીંદગી પકડ, જેને સારૂ
તું તેડાઈઓ, ને ઘણા શાહેદોની આગલ તેં શારો એકરાર કીધો. ૧૩ ખોદા
જે બધાને જીવતા કરે છે, તેની આગલ તથા ખરીસત ઈસુ જેણે પંતીઅસ પી-
લતની આગલ શારો એકરાર કીધો, તેની સાહામા હું તને અગતે હુકમ આપું

છઊં; ૧૪ કે તું આ હુકમ બેડાગ, તથા ઠપકા લાએક થઇઆ વીના આપણા
ખોદાવંદ ઇસુ ખરીસતના જાહેર થવા સુધી પાલ. ૧૫ જે મુબારક તથા એકલો
કાદેર, જે પાદશાહોનો પાદશાહ તથા ખોદાવંદોનો ખોદાવંદ, જેને એકલાનેજ
બેમરગી છે, તે પોતાના વખતમાં તેને જાહેર કરશે. ૧૬ જે અજવાલા પાસે
જવાતું નથી, ને આદમીઓમાંથી કોઇએ જેને દીઠું નથી, ને કોઇથી દેખાતું
નથી, તેમાં તે રેહે છે, તેને ઇજત તથા હમેશાનું કુવત હોજો. આમીન.
૧૭ આ જાહાનના દોલતમંદોને તું હુકમ કર કે તેઓ મગરૂર ન થાએ, ને
બેખ્રુનીઆદ દોલતપર નહીં, પણ જે જીવતો ખોદા આપણને ભોગવવા સારૂ બધું
શારીપેઠે આપે છે, તેના પર ભરોસો રાખે. ૧૮ તેઓ નેકી કરે, ભલાંકામોથી દો-
લતમંદ થાએ, સખાવત કરવાને તથા વેહેંચી આપવાને તઇઆર રેહે. ૧૯
આવતા વખતને સારૂ ઉમદા પાઇઆની પુંજી પોતાને સારૂ એકઠી કરે, કે તેઓ
હમેશાંની જીંદગી પામે.
૨૦ અએ તીમોથી, બેદીનીની બેહુંદી વાતોથી, તથા ખોટી કેહેવાએલી વીદી-
આની ઉલટાઇથી તું ફર, ને તને જે સોંપેલું છે તે પાલ. ૨૧ કેટલાએક તે વી-
દીઆ કબુલ કરવાથી ઇમાનથી ફરી ગઇઆ. તારા ઉપર ફજલ થાઓ.
આમીન.

# તીમોથીને પાઉલનું બીજું પતર.

## બાબ પેહેલો.

ખરીસત ઇસુમાં જીંદગીના વાએદા પરમાણે ખોદાની મરજીથી ઇસુ ખરી-
સતનો રસુલ પાઉલ પીઆરા દીકરા તીમોથીને લખે છે. ૨ ખોદા બાપથી, તથા
આપણા ખોદાવંદ ખરીસત ઇસુથી ફજલ, રહમ તથા સલામતી તને થાઓ.
૩ જે ખોદાની હું મારા બાપદાદાઓ પરમાણે પાક દીલથી બંદગી કરૂં છઊં,
તેના શુકર કરૂં છઊં, કે રાત દાહાડો મારી દુઆઓમાં તને હું હમેશ ઇઆદ
રાખું છઊં. ૪ ને હું તારાં આંસુઓ ઇઆદ કરીને તને મલવાને ઘણો આરજુમંદ
છઊં, કે હું ખુશીથી ભરાઇ જાઊં. ૫ ને તારો ઢોંગ વગરનો એતકાદ જે પે-
હેલાં તારી વડીઆઇ લોઇસમાં હતો, પછી તારી મા ઇઉનીકેમાં, ને મને ભરોસો
છે કે તારામાં પણ તે છે, તે હું ઇઆદ કરૂં છઊં. ૬ વાસતે હું તને ઇઆદ કરા-

વું છઊં કે, ખોદાની જે બખશેસ તારાપર મારા હાત મુકવાથી આવી છે, તેને
તું ફરી સલગાવ. ૭ કેમકે ખોદાએ આપણને બીહીકનો રૂહ નહી, પણ કુ-
દરત તથા મોહોબત તથા હુશીઆરીનો આપીઓ છે. ૮ વાસતે આપણા
ખોદાવંદની ગહવાઇ, તથા હું તેના બંધીવાનને લીધે તું શરમીંદો ના થતો, બ-
લકે ખોદાની કુદરતથી ઇંજીલનાં દુખોમાં શરીક થા. ૯ તેણે આપણને તા-
રીઆ, ને પાક તેડાંથી તેડીઆ છે, આપણા કામ પરમાણે નહીં, પણ પોતાના
ઇરાદા તથા ફજલ પરમાણે, કે જે ખરીસત ઇસુની મારફત દુનીઆની શરૂઆત
પેહેલાં આપણને આપેલો હતો. ૧૦ પણ હવે આપણા તારનાર ઇસુ ખરીસ-
તના જોહોરથી જાહેર થઇઓ છે, તેણે મોતને નેસત કીધું છે, ને ઇંજીલથી
જીંદગી તથા બેમરગી રોશન કીધી છે. ૧૧ હું તે બાબત મુનાદી કરનારો,
તથા રસુલ તથા ગેરકોમીઓને શીખવનાર મુકરર કરાઇઓ છઊં. ૧૨
ને એજ સારૂ હું દુખો ભોગવું છઊં, લેકીન શરમાતો નથી, કેમકે જેના
પર મેં એતકાદ કીધો છે તેને હું જાણુંછઊં, ને મને એવો ભરોસો છે કે
મેં તેને જે સોંપીઊં છે તેને તે દાહાડા સુધી બચાવી રાખવાને તે કાદેર છે. ૧૩
જે સાબેત વાતો તેં મારાથી શાંભલી છે તે નમુના તરીકે ઇમાન તથા ખરીસત
ઇસુના પીઆરથી તું પકડી રાખ. ૧૪ જે પાક રૂહ આપણામાં રેહે છે તેના
આશરાથી તું તે શારી અમાનત જે તને મલી છે તે સંભાલી રાખ.
૧૫ એ તું જાણે છે કે આશીઆમાંના સઘલા મારાથી ફરી ગઇઆ છે,
તેઓમાં ફુજેલસ તથા હરમોગેનસ છે. ૧૬ ઉનેસીફરસનાં ઘરપર ખોદા-
વંદ રહમ કરે, કેમકે તેણે ઘણીવાર મને તાજો કીધો, ને મારી બેડીથી શરમીંદો
નહીં થઇઓ. ૧૭ પણ તે રૂમમાં હતો તારે મેહેનતથી તેણે મને શોધીઓ ને
મને મલીઓ. ૧૮ ખોદાવંદ તેને એવું બખશે કે તે દાહાડે ખોદાવંદ પાસે
તે રહમ પામે: ને એફેસસમાં તેણે મારી કેટલી ખીદમત કીધી, એ તું શારી-
પેરે જાણે છે.

## બાબ બીજો.

**વાસતે,** અએ મારા દીકરા, ખરીસત ઇસુમાં જે ફજલ છે તેથી તું
મજબુત થા. ૨ ને મારી જે વાતો તેં ઘણા શાહેદોની આગલ મારાથી શાંભલી,
તે તું એવા અમાનતદાર આદમીઓને સોંપ કે તેઓ બીજાઓને શીખવી શ-
કે. ૩ વાસતે તું ઇસુ ખરીસતના શારા સીપાઇના જેવું દુખ સેહે. ૪ જે લડે છે તે

પોતાને દુનીઆના મામલાઓમાં ગુંતતો નથી; કે જેણે તેને પસંદ કરીને ફોજમાં
ઘાલીઆ તેને તે ખુશ કરે. ૫ ને જો કોઇ કુસતી પણ કરે છે, તો કાએદા
પરમાણે કુસતી કીધા વગર તેને તાજ મલતું નથી. ૬ ખેડુત જો પેહેલાં મે-
હેનત કરે, તો ફલનો હીસો તે પામે. ૭ હું જે વાતો કહું છઊં તેપર તું વીચાર
કર, ને ખોદાવંદ તને સઘલી વાતોની સમજ આપે. ૮ ઇઆદ રાખ કે ઈસુ
ખરીસત જે દાઉદની નસલનો છે તે મારી ઇંજીલ પરમાણે મુએલાંઓમાંથી
ઉઠડાઇઓ છે. ૯ તેને સારૂ હું ભુંડું કરનારની પેઠે બંધનો સુધી દુખ સહું છઊં,
પણ ખોદાનો કલામ બંધ નથી થતો. ૧૦ એ સારૂ પસંદ કરેલાઓને લીધે હું
સઘલું સહું છઊં, એ વાસતે કે ખરીસત ઈસુનું જે તારણ તે હમેશાંની જલાલ
સુધાં તેઓ પામે. ૧૧ એ વાત ભરોસાજોગ છે કે, જો આપણે તેની સાથે મુઆ,
તો તેની સાથે જીવતા પણ રહીશું. ૧૨ જો આપણે દુખ સહીએ છઇએ, તો
તેની સાથે પાદશાહી પણ કરશું; જો આપણે તેનો ઇંકાર કરીએ, તો તે પણ આ-
પણો ઇંકાર કરશે. ૧૩ જો આપણે ઈમાન લાવતા નથી, તોપણ તે અમાનતદાર
રેહે છે, તેનાથી પોતાનો ઇંકાર કરાતો નથી. ૧૪ એ વાતો તું ઇઆદ કરાવીને ખો-
દાવંદની આગલ આ ગહવાઈ આપ કે બોલોની તકરાર જેથી કંઈ ફાએદો થતો
નથી, પણ ફકત શાંભલનારાઓને ફેરવી નાંખે છે, તે કોઇ ન કરે. ૧૫ તું લા-
જનાં કારણ વગર કામ કરનાર તથા સાચી વાત બરાબર વેહેંચનાર ખોદાની પાસે
પોતાને પસંદ કરેલો થવાનો મેહેનત કર. ૧૬ પણ બુરી તથા બેહુંદી વાતો દુર
કર, કેમકે તેઓ બેદીની ઘણી વધારશે. ૧૭ ને તેઓની વાત નાસુરની પેઠે
ખાતી જશે, તેઓમાં હુમેનીઅસ તથા ફીલેતસ છે. ૧૮ એઓ સાચાઈથી
ચુકી જઇને એમ કેહે છે કે કીઆમત થઈ ચુકી છે, ને કેટલાએકનું ઇમાન
ઉલટાવી નાંખે છે. ૧૯ તોપણ ખોદાનો પાઇઓ મજબુત રહેલો છે, તે પર એ
મોહોર છે કે, જે ખોદાવંદના છે તેઓને તે જાણે છે, ને જે હરેક ખરીસતનું
નામ લે છે, તે બદીથી દુર થાએ. ૨૦ પણ મોહોટાં ઘરમાં ફકત સુંનાનાં ને
રૂપાનાં વાસણ નથી, લાકડાનાં તથા માટીનાં પણ છે, ને કેટલાંએક માનને
સારૂ, ને કેટલાંએક અપમાનને સારૂ છે, ૨૧ વાસતે જો કોઈ પોતાને એઓ-
થી પાક કરે છે, તો તે માનને સારૂ પાક કરેલું તથા માલિકને બહુ ફાએદેમંદ હરેક
શારાં કામને સારૂ તઇઆર કરેલું વાસણ થશે.

૨૨ જુવાનીના બુરા હવસોથી નાહાસ, પણ જેઓ પાકદીલથી ખોદાવંદનું

નામ લે છે તેઓની સાથે રાસતી, ઈમાન, મોહોબત, તથા સુલાહની પાછલ
ચાલ. ૨૩ બેવકુફી તથા નાદાનીના સવાલોને ટાલી નાંખ, એ જાણીને કે
તેઓ જધડા પેદા કરે છે. ૨૪ ને ખોદાવંદનો બંદો જધડા કરે એ મુનાસીબ
નથી. પણ સહુની સાથે નરમાઈ કરનારો, તથા શીખવવામાં હુશીઆર, ને દુખ
સેહેનાર તે હોએ. ૨૫ ને આડે આવનારાઓને ભલમનસાઈથી સમજાવે,
કે કદાચ સાચાઈ માનવા સારૂ ખોદા તેઓને તોબા બખશે. ૨૬ ને તેઓ
જેઓને શેતાને શીકાર કીધા છે, કે તેઓ તેની મરજી પરમાણે ચાલે, હુશી-
આરીથી તેના ફાંદામાંથી છુટે.

## બાબ તીજો.

તું એ જાણ કે આખરી જમાનામાં બુરો વખત આવશે. ૨ આદ-
મી ખુદ મોહોબતી, લાલચુ, વડાઈખોર, મગરૂર, કુફર બકનારા, માબાપના
નાફરમાનબરદાર, નાશુકર, નાપાક; ૩ બેકદર, બંદોબસત તોડનારા, તોહોમતી,
બેપહરેજગાર, બેરહમ, નેકોના દુશમન; ૪ દગાબાજ, સરકશ, ફુલેલા, ખો-
દાથી એશઆરામને જીઆદા ચાહાનારા; ૫ દીનદારીનું ડોલ રાખનારા,
પણ તેની કુદરતનો ઈંકાર કરનારા થશે; એવાઓથી તું દુર જા. ૬ કેમકે
એઓમાંના એવા છે કે ધરોમાં પેસેછે, ને ગુનાહોથી લાદેલી તરેહ તરેહના
બુરા હવસોથી ફસી ગએલી બેવકુફ ઓરતોને ભમાવી નાંખે છે. ૭ તે-
ઓ હમેશ શીખે છે, પણ સાચાઈની ઓલખમાં કદી પોહોંચી શકતી
નથી. ૮ જે રીતે ઈઆનસ તથા ઈઆંબરસ મુસાને નડીઆ તે પરમાણે
એઓ પણ સાચાઈને અટકાવે છે, એઓ અકલના બહુ બીગડેલા, ને
ઈમાન બાબત નાકબુલ કીધેલા શખસો છે. ૯ પણ એઓ બહુ આગલ
ચાલનાર નથી, કેમકે જેમ તેઓની નાદાની જાહેર થઈ તેમ સહુની આગલ
એઓની પણ જાહેર થશે. ૧૦ પણ મારી તાલીમ, ચાલ, ઠરાવ, ઈમાન,
સબર, મોહોબત તથા બરદાસત; ૧૧ ને અંતીઓખમાં, ઈકોનીમાં, તથા
લુસતરામાં, જે સતાવણીઓ તથા દુખો મેં સહીઆં; કેટલી સતાવણી મેં સહી,
ને ખોદાવંદે તે સરવથી શી રીતે મને છોડાવીઓ એ બધાંથી તું પુરો વા-
કેફ છે. ૧૨ ને જે સરવ ખરીસત ઈસુમાં દીનદારીથી જીંદગી ગુજારવા ચાહે
છે, તેઓ સતાવણી પામશે. ૧૩ પણ બુરા તથા ઠગ આદમી ફરેબ આપીને તથા
ફરેબ ખાઈને બદીમાં જીઆદા ને જીઆદા વધશે. ૧૪ પણ જે વાતો તું શી-

બીઓ ને એકીનન જાણી છે તેઓમાં કાએમ રેહે, એ જાણીને કે કોણથી તું
એ શીખીઓ છે. ૧૫ ને એ પણ કે પાક કીતાબ તું બચગીથી જાણે છે, તે
તને ખરીસત ઈસુ પરના ઈમાનથી તારણ બાબત દાનાવ કરવાને શકતીવાન છે.
૧૬ કુલ કીતાબ ઈલહામથી છે, ને તાલીમ, તથા નશીહત, તથા સુધારવાને
તથા રાસતીમાં તરબીઅતને વાસતે ફાએદેમંદ છે: ૧૭ કે ખોદાનો બંદો કામીલ
તથા બધાં નેક કામને સારૂ તઇઆર થાએ.

## બાબ ચોથો.

**વાસતે** ખોદાની આગલ તથા ખોદાવંદ ઇસુ ખરીસત જે પોતાના
જાહેર થવાના તથા પાદશાહીના વખતમાં જીવતાઓનો તથા મુએલાઓનો
ઈનસાફ કરશે તેની આગલ તાકીદથી હું તને એ હુકમ આપું છઊં; ૨ કે તું
કલામની મુનાદી કર, વખત તથા બેવખત તેમાં મશગુલ રેહે, ઠપકો આપ,
ધમકાવ, ને બધી બરદાસત તથા તાલીમથી સમજાવ. ૩ કેમકે એવો વ-
ખત આવશે જેમાં તેઓ સહી તાલીમની બરદાસત નહીં કરશે, પણ ખંજવા-
લીઆ કાન રાખીને પોતાની બુરી ખવાસો પરમાણે ઉસતાદ પર ઉસતાદ એકઠા
કરશે. ૪ ને તેઓ સાચાઇથી કાન ફેરવીને કાહાણીઓ પર લગાડશે. ૫
પણ તું બધો વાતોથી હુશીઆર રેહે, દુખ સેહે, ઇંજીલ સંભલાવનારાઓનું કામ
કર, પોતાની ખીદમતને પુરી પકી કર. ૬ કેમકે હવે હું અરપણ કરાએલો થવા
સારૂ તઇઆર છઊં, ને મારે કુચ કરી જવાનો વખત પાસે છે. ૭ હું શારી લડાઈ
લડી ચુકીઓ છઊં. મેં પોતાનું દોડવું પુરૂં કીધું છે, મેં ઇમાન રાખીઊં છે; ૮
આખેરે મારે સારૂ રાસતીનું તાજ તઇઆર છે, ખોદાવંદ જે રાસત હાકમ છે તે
તે દાહાડામાં મને આપશે; ને ફકત મને નહીં, પણ જે સરવ તેના જાહેર થવા-
ને ચાહે છે તેઓને પણ.

૯ મારી પાસે વેહેલો આવવાનો તું કોશોસ કર. ૧૦ કેમકે દીમાસે આ
જાહાનને પસંદ કરીને મને મુકીને થેસસાલોનીકેમાં ગઇઓ છે; કરેસકસ ગા-
લાતીમાં; તથા તીતસ દાલમાતીમાં ગઈઓ છે. ૧૧ એકલો લુકા મારી સાથે
છે, તું મારકને પોતાની સાથે લાવજે, કેમકે ખીદમતને સારૂ તે મને
બહુ કામનો છે. ૧૨ ને તુખીકસને મેં એફેસસમાં મોકલીઓ છે. ૧૩
જે ડગલો મેં તરોઆસમાં કારપસની પાસે મુકીઓ તે તથા કીતાબો, ખાસ ક-
રીને ચાંમડાનાં પાના, આવતી વખતે સાથે લઇ આવજે. ૧૪ આલેકસાંદર

કસારાએ મારી સાથે બહુ બદી કીધી, ખોદાવંદ તેનાં કામ પરમાણે તેને બદલો
આપે. ૧૫ તેનાથી તું પણ ખબરદાર રેહે, કેમકે તેણે હમારી વાતો બહુ
અટકાવી. ૧૬ મારા પેહેલા જવાબની વખતે કોઈ મારી સાથે નહીં હતો,
બધાઓએ મને છોડી દીધો, તે તેઓના હીસાબે ન ગણાએ. ૧૭ પણ ખો-
દાવંદ મારી સાથે હતો, ને તેણે મને તાકાત બખશી કે મારી મારફત પુરી
મુનાદી થાએ, ને કુલ ગેરકોમી શાંભલે; ને હું સહીંના મોહોથી છોડાવાએ-
ઓ. ૧૮ ને ખોદાવંદ મને હરેક બુરાં કામથી છોડાવશે, ને પોતાની આસ-
માની પાદશાહી સુધી બચાવશે; તેની બુજરગી હમેશ થાઓ. આમીન. ૧૯
પરીસકાને તથા અકુલાને તથા અનેસીફરસનાં ઘરનાંઓને સલામ કેહેજે. ૨૦
એરાસતસ કરીંથમાં રહીઓ; ને તરોફીમસને મીલેતસમાં મેં માંદો છોડી-
ઓ. ૨૧ સીઆલા પેહેલાં આવવાની તું કોશેસ કર; ઈઉબુલસ તથા પુદેંસ
તથા લીનસ તથા કલાઉદીઆ, તથા સઘલા ભાઈ તને સલામ કેહે છે. ૨૨
ખોદાવંદ ઈસુ ખરીસત તારા રૂહની સાથે થાઓ, ને તારા પર ફજલ થાઓ.
આમીન.

# તીતસને પાઉલનું પતર.

## બાબ પેહેલો.

**પાઉલ** જે ખોદાનો બંદો, ને ઈસુ ખરીસતનો રસુલ, ખોદાના પસંદ
કરેલાઓનાં ઈમાન પરમાણે, તથા સાચાઈની ઓલખ જે દીનદારી બાબત
છે; ૨ હમેશાંની જીંદગીની ઉમેદથી કે જેનો વાએદો ખોદા જેનાથી જુઠું
નથી બોલાતું તેણે દુનીઆની શરૂઆત આગલ આપીઓ; ૩ પણ ઠીક વખતે
પોતાના કલામની જે મુનાદી આપણા તારનાર ખોદાના હુકમથી મને સોંપેલી
છે તેથી જાહેર કીધો; ૪ સરખાં ઈમાનના પોતાના દીકરા તીતસને લખે
છે; ખોદા બાપથી, તથા અપણા તારનાર ખોદાવંદ ઈસુ ખરીસતથી ફજલ,
રહમ, તથા સલામતી તને થાઓ.

૫ એ કારણ સારૂ મેં તને કરેતેમાં મુકીઓ, કે જે અધુરાં તે તું ઠીક કરે,
ને જેમ મેં તને હુકમ આપીઓ તેમ તું શેહેરે શેહેર વડીલો ઠરાવે. ૬ જો
કોઈ તોહોમત વગરનો છે, એકજ વહુનો વર, જેને ઈમાનદાર છોકરાંઓ
છે, ઉડાઉપણાની તોહોમતવાલો કે અડીઅલ નથી તો તેને. ૭ કેમકે ને-

ગાહબાન જે ખોદાનો કારભારી છે તે તોહમત વગરનો હોએ, ખુદપસંદ ઈ-
આ ગુસાદાર, ઈઆ શરાબી, મારકુટીઓ, ઇઆ લજામણા નફાનો લોભી
નહીં. ૮ પણ પહેરોણા રાખનાર, નેકોને ચાહાનાર, હુશીઆર, રાસત, પાક,
તથા પહેરેજગાર જોઇએ. ૯ તાલીમ પરમાણે ઈમાનના કલામને મજબુ-
તીથી રાખનારો, કે સહી તાલીમથી નશીહત કરવાને તથા આડું બોલનારાઓ-
ની નીસાં કરવાને તે શકતીવાન થાએ. ૧૦ કેમકે અડીઅલ તથા ખાલી
લવાડો કરનારા તથા દગાબાજ ઘણા છે, ખાસકરી તેઓ સુંનતીઓમાંના
છે. ૧૧ તેઓનાં મોહો બંધ કરવાં જોઇએ, કારણ કે લજામણા નફાને સારૂ
બેમુનાસીબ વાતો શીખવાને આખા કુટુંબોને ઉલટાવી નાંખે છે. ૧૨ તે-
ઓમાંના એક તેઓના નબીએ કહીઉં છે કે, કરેતી હમેશા જુઠા, જુઠાં જાન-
વર, આલસુ પેટના છે. ૧૩ એ ગહવાઇ ખરી છે, વાસતે તું તેઓને સખત
રીતે એવા ધમકાવ; ૧૪ કે તેઓ ઈહુદીઓની કાહાણીઓ પર તથા સા-
ચાઈથી ઉલટાવનારા આદમીના હુકમ પર ચીત ન રાખીને ઇમાનમાં મજબુત
થાએ. ૧૫ પાક લોકોને બધાં પાક છે, પણ નાપાકો તથા બેઇમાનોને કંઇ
પાક નથી; બલકે તેઓની અકલ તથા દીલ પણ નાપાક છે. ૧૬ ખોદાને
પીછાનવાનો એકરાર તેઓ કરે છે, પણ કામોથી તેનો ઇંકાર કરે છે; તેઓ
ધીકાર લાએક તથા નાફરમાનબરદાર તથા દરેક નેક કામ બાબત નાકબુલ છે.

## બાબ બીજો.

**પણ** સહી તાલીમને લાએક જે વાતો છે તે તું કેહે. ૨ એવી
કે ઘરડાઓ હુશીઆર, શાનદાર, પહેરેજગાર થાએ; ને ઇમાન, તથા મોહોબ-
ત, તથા સબરમાં મજબુત થાએ. ૩ એજ રીતે ઘરડીઓ પણ એવી
ચાલ ચાલે કે જે પાકીજગીને લાએક છે; તોહોમત મુકનારી નહીં, બહુ વઇ-
ન લેનારી નહીં, પણ શારી વાતો શીખવનારી થાએ. ૪ ને જુવાન ઓર-
તોને હુશીઆર કરે, કે તેઓ પોતાના વરો તથા છોકરાંઓ પર પીઆર કરે; ૫
ને સમજદાર, પાકદામન, ઘરમાં રેહેનારી, નેક, ને પોતાના વરોના કેહેવામાં
રેહે, કે ખોદાના કલામની બદનામી નહીં થાએ. ૬ એજ રીતે જુવાન મર-
દોને પણ નશીહત કર કે તેઓ હુશીઆર રેહે. ૭ ને બધી વાતોમાં તું પોતાને
નેક કામોનો નમુનો કરી દેખડાવ; તારી તાલીમ ખાલેસ, દરસત, તથા બેમ-
કર હોએ, તારી વાત એવી સહી હોએ કે ઠપકા લાએક નહીં થાએ; ૮ કે જે

ઉલટો છે તે તારા ઉપર એબ લગાડવાનું કંઇ બાહાનું ન પામીને શરમાએ. ૯
ચાકરોને શીખવ કે પોતાના ધણીઓને તાબે થાએ, તે સઘલી વાતોમાં તે-
ઓને ખુશ કરે, ને પાછા જવાબ નહીં આપીઆ કરે. ૧૦ હાત નહીં મારે,
પણ પુરી અમાનતદારી દેખાડે, કે તેઓ આપણા તારનાર ખોદાની તાલીમને
બધી રીતે શોભાવાન કરે. ૧૧ કેમકે ખોદાનો તારણ લાવનાર ફજલ બધા
લોકોને જાહેર થઇઆ છે. ૧૨ તે આપણને એમ શીખવે છે કે બેદીની,
તથા દુનીઆની બુરી ખાહેરોનો ઇંકાર કરીને આ જાહાનમાં હુશીઆરી, તથા
રાસતી, તથા દીનદારીથી જીંદગી ગુજારવી. ૧૩ ને મુબારક ઉમેદ પામવાની
ઇઆને બુજરગ ખોદા તથા આપણા તારનાર ઇસુ ખરીસતના જાહો-
જલાલી જાહેર થવાની રાહ જોતા રહીએ. ૧૪ જેણે પોતાને આપણે બદલે
આપીઓ, કે તે આપણને બધી બદકારીથી છોડાવે, ને ઉમતને જે નેક કા
મોમાં સરગરમ રેહે, તેને પોતાને સારૂ પાક કરે. ૧૫ એ વાતો કેહે, તથા
નશીહત કર, ને પુરા એખતીઆરથી ધમકાવ; કોઇ તને તુછ ન કરે.

## બાબ તીજો.

**તેઓને** ઇઆદ કરાવ કે તેઓ સરદારો તથા એખતીઆરવાલા-
ઓના ફરમાનબરદાર થાએ, હાકમોને માનનારા થાએ, ને હરેક નેક કામને
સારૂ તઇઆર રેહે. ૨ ને કોઇના હકમાં બુરૂં બોલનારા નહીં, કે બકીઆસ નહીં,
પણ નરમ, ને બધા આદમીઓ સાથે બધી રીતે ભલમનસાઇ કરે. ૩ કેમકે
આપણે પણ અગાઉ નાદાન, નાફરમાનબરદાર, ફરેબ ખાનારા, તરેહ તરેહની
શેહવતો તથા એશોની ગુલામીમાં હતા, ને બદખવાઇ, તથા અદેખાઇમાં
વખત કાહાડતા હતા, ને નફરતને લાએક તથા એક બીજાની નફરત કરનાર
હતા. ૪ પણ જારે અપણા તારનાર ખોદાની મેહેરબાની તથા પીઆર આદ-
મી પર જાહેર થઇઓ, ૫ તારે તેણે પોતાના રહમથી આપણને બચાવીઆ,
રાસતીનાં કામો જે હમે કીધાં તેથી નહીં, પણ બીજા જનમના નાહાવાથી,
તથા પાકરૂહના નવા કરવાથી. ૬ તેણે તે આપણા તારનાર ઇસુ ખરીસતની
મારફત આપણા પર બહુ રેડીઓ છે. ૭ કે આપણે તેના ફજલથી રાસત ઠરીને
તથા વારસ બનીને હમેશાંની જીંદગીના ઉમેદવાર થઇએ. ૮ એ વાત સાચી છે,
ને હું ચાહુંછઉં કે તું એ વાતો તાકીદથી કહીઆ કરે, કે જેઓ ખોદાપર ઇમાન
લાવીઆ છે, તેઓ અંદેશો રાખીને નેક કામોમાં મશગુલ રેહે, એવાં કામો

ભલાં ને આદમીઓને સારૂ ફાએદેમંદ છે. ૯ પણ બેવકુફ તકરારો તથા નસ-
બનામાંઓ તથા ટટાઓ તથા શરીઅત બાબતના જઘડાઓથી દુર રેહે, કેમકે
તેઓ બેફાએદા તથા બેહુંદા છે. ૧૦ જે આદમી પાખંડી છે તેને એક બે-
વાર નશીહત કરીને કાહાડી મુક. ૧૧ એ જાણીને કે જે એવો છે તે આડો
ગએઓ છે, ને ગુનાહ કરે છે, ને પોતે પોતાનો દંડ કરે છે. ૧૨ જારે હું આ-
રતીમાસને ઇઆ તુખીકસને તારી તરફ મોકલું, તારે મારી પાસે નીકાપોલીસમાં
આવવાની કોશેસ કરજે, કેમકે તાંહાં સીઆલો કાહાડવાને મેં ઠરાવીઉં છે. ૧૩
જેનસ શાસતરીને તથા આપલોસને તું એવી ખબરદારીથી પોહોંચાડજે કે
તેઓને કંઈ ચીજની મોહોતાજી નહીં રેહે. ૧૪ ને આપણા લોક પણ જરૂ-
રીઅતને સારૂ નેક કામ ચાલુ રાખવાને શીખે, કે તેઓ બેફાએદા ન રેહે. ૧૫
મારી સાથે જે સઘલા છે તેઓ તને સલામ કેહે છે; ઇમાનના સબબથી જેઓ
આપણા પર પીઆર કરે છે તેઓને તું સલામ કેહે. તમો સરવપર ફજલ
થાઓ. આમીન.

# ફીલમોનને પાઊલનું પતર.

**પી**આરા તથા હમારા સાથી કામ કરનાર ફીલમોનને તથા પીઆરી આ-
પફીઆને; ૨ તથા હમારા સાથી સીપાઇ આરખીપસને, તથા તારાં ઘરમાંની
મંડલીને, ખરીસત ઇસુનો બંધીવાન પાઊલ, તથા તીમોથી ભાઈ લખે છે. ૩
ખોદા આપણા બાપથી, તથા ખોદાવંદ ઇસુ ખરીસતથી ફજલ તથા સલામતી
તમને થાઓ.

૪ તારો પીઆર તથા ઇમાન જે ખોદાવંદ ઇસુ પર, તથા સરવ પવીતરો પર છે,
તે બાબત શાંભલીને; ૫ હું પોતાની દુઆઓમાં તારી ઇઆદ કરૂં છઊં, ને
મારા ખોદાના શુકર હમેશ કરૂં છઊં; ૬ કે ખરીસત ઇસુની જે હરેક શારી
વાત તમારામાં છે તેની ઓલખ થવાથી તારા ઇમાનનું ભાગીઆપણું અસરદાર
થાએ. ૭ કેમકે તારા પીઆરને લીધે હમને બહુ ખુશી તથા દીલાસો થાએ
છે, કારણ કે એએ ભાઇ, તારાથી પવીતરોના જીવને આરામ થાએ છે.

૮ વાસતે જે વાજબી છે તે તને હુકમ તરીકે કેહેવાને મને ખરીસતથી બહુ
હીમત છે. ૯ પણ હું ઘરડો પાઊલ, તથા હમણા ઇસુ ખરીસતનો બંધીવાન

છતાં જુદી રીતે પીઆરથી તને એલતેમાસ કરૂંછઊં. ૧૦ અનેસીમસ મારો
દીકરો, જેને મેં મારાં બંધનમાં જનમાવીઓ, તેની બાબત હું તને એલતેમાસ
કરૂંછઊં. ૧૧ પેહેલાં તે તને ફાએદેમંદ નહીં હતો, પણ હવે તને તથા મને
બહુ ફાએદો આપનાર થઈઓ છે. ૧૨ તેને મેં પાછો મોકલીઓ છે, એ-
સારૂ તું તેને એટલે મારા કલેજાંના તુકડાને કબુલ કર. ૧૩ તેને મેં પોતાની
પાસે રાખવાનું ચાહીઊં કે ઇંજીલ બાબતના બંધનોમાં તારી વતી તે મારી
ખીદમત કરે. ૧૪ પણ તારી મરજી વીના મેં નહીં ચાહીઊં કે કંઈ કરૂં, કે
તારો એહસાન લાચારીથી નહીં, પણ ખુશીથી થાએ. ૧૫ તે કદાચ
તારાથી થોડી મુદત એ સારૂ જુદો થઇઓ કે તું તેને હમેશાંને સારૂ
પામે. ૧૬ હવેથી ગોલામના જેવો નહીં, બલકે ગોલામથી બેહેતર, એ-
આને ભાઇના જેવો, તે મને એવો છે, ને જીસમની રાહ તથા ખોદાવંદના
સબબ તને કેટલો જીઆદા. ૧૭ વાસતે જો તું મને શરીક ગણે છે, તો
જેમ મને તેમ તેને કબુલ કર. ૧૮ ને જો તેણે કંઇ તારૂં નુકસાન કીધું,
એઆ જો તે તારો કરજદાર છે, તો તે મારા હીસાબે લખ. ૧૯ હું પાઉલ પોતાને
હાતે આ લખુંછઊં, હું તે પાછું આપશ. પણ હું તને એ કેહેતો નથી કે તું પો-
તેજ મારાં કરજમાં છે. ૨૦ અએ ભાઈ, મને તારાથી ખોદાવંદમાં ખુશી
થવા દે, ખોદાવંદમાં મારૂં કલેજું ટાહાડું કર. ૨૧ તારી ફરમાનબરદારીનો
ભરોસો રાખીને મેં તને લખીઊં છે, ને હું જાણુંછઊં કે હું જે કહુંછઊં તે કરતાં
તું જીઆદા કરશે.

૨૨ ને મારે સારૂ પણ ઉતારો તઇઆર કર, કેમકે મને એ ભરોસો છે કે
તમારી દુઆઓથી હું તમને અપાઇશ. ૨૩ ખરીસત ઇસુને સારૂ મારો
સાથી કેદી એપાફરસ; ૨૪ ને મારક, આરીસતારખસ, દેમાસ, તથા લુકા,
મારા સાથી કામ કરનારા, તને સલામ કેહે છે. ૨૫ આપણા ખોદાવંદ ઇસુ
ખરીસતનો ફજલ તારા રૂહની સાથે થાએ. આમીન.

# હેબરીઓને પતર.

## બાબ પેહેલો.

**ખોદાએ** નબીઓની હસકત પેહેલાં બાપદાદાઓને વારેવાર તથા
બહુ રીતે કહીઆ બાદ; ૨ આ છેલા દાહાડાઓમાં બેટાથી આપણને કહીઉં
છે, જેને કુલે ચીજોનો વારસ ઠરાવીઓ છે, ને જેનાથી તેણે દુનીઆ બનાવી
છે. ૩ તે તેના જલાલનું તેજ, તથા અસથીતવાની પરતીમા છે, ને પોતાની
કુદરતના કલામથી સઘલાં થાંભી રાખે છે; એ સારૂ તે પોતે આપણા ગુનાહો
સાફ કરીને બુલંદીમાં જનાબેઅલીની જમણી ગમ બેઠો છે. ૪ તે ફીરે-
શતાઓથી એ કદર બુજરગ ઠરીઓ કે જે કદર વતનમાં તેઓથી તે બેહેતર
નામ પામીઓ.

૫ કેમકે તેણે ફીરેશતાઓમાંના કોણને કદી એમ કહીઉં કે, "તું મારો
બેટો છે, આજ મેં તને જનમાવીઓ છે?" ને વલી, "હું તેનો બાપ થવશ, ને
તે મારો બેટો થશે?" ૬ ને વલી, તે જારે પેહેલોઠાને દુનીઆમાં લાવીઓ,
તારે કેહે છે કે, "ખોદાના કુલે ફીરેશતા તેનો સજદો કરે." ૭ ને ફીરેશતાઓ
બાબત તે એમ કેહે છે કે, "તે પોતાના ફીરેશતાઓને રૂહો, તથા પોતાના ખા-
દમોને આગના ભડકાં કરે છે." ૮ પણ બેટા બાબત કેહે છે કે, "અએ
ખોદા, તારૂં તખત હમેશાં છે, તારો ચોબ રાસતીનો ચોબ છે; ૯ તેં રાસતીનો
પીઆર ને બદીનો કંટાલો કીધો, વાસતે ખોદાએ ઇઆને તારા ખોદાએ તારા
સાથીઓ કરતાં તને ખુશીના તેલે અભીશેક કીધો છે." ૧૦ વલી એ કે;
"અએ ખોદાવંદ, તેં શરૂઆતમાં જમીનનો પાઇઓ નાંખીઓ, ને આસમાનો
તારા હાતોનાં કામ છે; ૧૧ તેઓ નેસત થઈ જશે, પણ તું રેહે છે; ને તેઓ
સઘલાં પોશાક સરખાં જુના થઇ જશે; ૧૨ ને ચાદરની પેઠે તું તેઓને લપે-
ટશે, ને તેઓ બદલાશે, પણ તું તેવોજ છે, ને તારાં વરસ કદી જતાં નહીં
રેહેશે." ૧૩ ને તેણે ફીરેશતાઓમાંના કોણને કદી એમ કહીઉં કે, "જાંહાં
સુધી તારા દુશમનોને હું તારૂં પાએઆસન કરૂં, તાંહાં સુધી તું મારી જમણી ગમ
બેશ?" ૧૪ શું તેઓ બધા ખીદમત કરનાર રૂહો, તારણનું વતન પામનારાઓને
લીધે ખીદમત કરવા સારૂ મોકલાએલા નથી?

## બાબ બીજો.

**વાસતે** જે વાતો આપણે શાંભલી છે, તેઓને આપણે કદી નહીં
ખોઈએ, એ સારૂ તેઓપર બહુજ ચીત રાખવું જોઈએ; ૨ કેમકે ફીરેશતા-
ઓથી કહેલો કલામ જો કાએમ રહીઓ, ને હરેક તકસીર તથા નાફરમાન-
બરદારીની વાજબી સજા થઇ; ૩ તો આપણે આવાં મોહોટાં તારણની ગફલતમાં
રહીએ તો શી રીતે બચીએ? એનું બીઆન ખોદાવંદથી પેહેલું થઇઉં, ને
શાંભલનારાઓથી આપણને સાબેત થઇઉં. ૪ ખોદા પોતે તેઓની સાથે નીશા-
નીઓ, તથા કરામતો, તથા તરેહ તરેહના મોજેજાઓ, તથા પોતાની મ-
રજી પરમાણે પાકરૂહની બકરોસો વેહેંચવાથી ગહવાઈ આપતો રહીઓ. ૫
કેમકે જે આવનાર દુનીઆ બાબત આપણે બોલીએ છઇએ તે તેણે
ફીરેશતાઓના એખતીઆરમાં નથી મુકી. ૬ પણ કોઇ જગે એક જણે
એવી શાહેદી આપીને કહીઉં કે, "આદમી શું છે કે તું તેની ઇઆદ
રાખે છે? ઇઆ આદમીનો બેટો શું કે તું તેને જુએછે? તેં તેનો મરતબો
ફીરેશતાઓથી કંઇ કમ કીધો. ૭ તેં તેના પર જલાલ તથા ઇજતનું તાજ
મુકીઉં છે, ને પોતાના હાતનાં કામ પર તેને ઠરાવીઓ છે. ૮ તેં તેના પગ
તલે સઘલાં મુકીઆં છે;" તો સઘલાં તેને તાબે કીધાથી તેને તાબે ન કીધેલું
કંઈ રેહેવા દીધું નથી, તોપણ સઘલાં તેને તાબે થઇઆં, એમ આજ સુધી
આપણે જોતા નથી. ૯ પણ ઇસુ થોડી વાર સુધી ફીરેશતાઓ કરતાં કંઈ
ઓછો કરાઇઆ પર મોત સેહેવાનાં કારણથી જલાલ તથા ઇજતનું તાજ
તેના પર મુકાએલું આપણે જોઇએં છઇએ, તે એ સારૂ ઓછો કરાઈઓ કે
ખોદાના ફજલથી હરેક માણસને બદલે તે મરણ ભોગવે ૧૦ કેમકે જેને સારૂ
સઘલાં છે, તથા જેનાથી સઘલાં છે, તેને એ લાએક હતું કે, ઘણા દીકરા-
ઓને જલાલમાં લાવનારને, ઇઆને તેઓના તારણના પેશવાને દુખને આ-
સરે કામીલ કરે. ૧૧ કેમકે જે પાક કરે છે, ને જે પાક કરાએછે, તે સઘ-
લા એકથીજ છે, વાસતે તે તેઓને ભાઈ કેહેવાને નહીં શરમાતાં કેહે છે
કે, ૧૨ "હું તારૂં નામ મારા ભાઇઓને શંભલાવશ, મંડલીમાં હું તારી
સીતાએસ કરશ." ૧૩ ને વલી, "હું તેના પર ભરોસો રાખશ;" ને વલી,
"જુઓ, હું તથા જે છોકરાં ખોદાએ મને આપીઆં છે તે." ૧૪ તો છો-
કરાં ગોશ તથા લોહીમાં શરીક છે, વાસતે તેપણ તેમાં શરીક થઇઓ કે,

પોતે મોતને આશરે મોતનુ જોર રાખનારને એઆને શેતાનને હલાક કરે; ૧૫
ને મોતની બીહીકથી જે પોતાની આખી ઉમર ગુલામીમાં હતા તેઓને છો-
ડવે. ૧૬ કેમકે તેણે ફીરેશતાઓની જાત નથી પકડી, પણ ઇબરાહીમની
નસલની પકડી છે. ૧૭ એ સારૂ તેને બધી રીતે પોતાના ભાઇઓના જેવા
થવું જોઇતું હતું, કે તે ખોદાની વાતોમાં લોકોના ગુનાહોની તોબસ કરવા
સારૂ એક રહીમ તથા અમાનતદાર સરદાર કાહીન થાએ. ૧૮ કેમકે તેની
ઇમતેહાન થઇઆથી જે દુખ તેણે ભોગવીઆં, તેથી તે જેઓ ઇમતેહાનમાં
પડે છે તેઓની મદદ કરી શકેછે.

## બાબ તીજો.

**વાસતે,** અએ પાક ભાઇઓ, જેઓ આસમાની તેડાંમાં શરીક
થઇઆ, જે રસુલ તથા સરદાર કાહીન ખરીસત ઇસુ જેનો આપણે એકરાર
કરીએ છઇએ, તેને તાકીને જુઓ. ૨ જેમ મુસા પોતાના આખાં ઘરમાં
તેમ એ પણ પોતાના ઠરાવનારની આગલ અમાનતદાર હતો. ૩ કેમકે જે
પરમાણે ઘર કરતાં ઘર બાંધનારને વધતું માન છે, તે પરમાણે મુસા કરતાં વધ-
તાં માન લાએક એ ગણાએ છે. ૪ કારણ કે હરેક ઘરનો કોઇ બાંધનાર છે,
પણ જેણે કુલે ચીજો બનાવી તે ખોદા છે. ૫ પણ મુસા પોતાનાં બધાં ઘ-
રમાં ચાકરની પડે અમાનતદાર હતો, કે જે વાતો જાહેર થવાની હતી તેઓ
બાબત ગહવાઇ આપે. ૬ પણ ખરીસત તો બેટાની પડે પોતાનાં ઘર પર
તેવો હતો. ને તેનું ઘર આપણે છઇએ, એ શરતથી કે આપણો ભરોસો તથા
ઉમેદથી થતી ખુશી આખર સુધી આપણે પકડી રાખીએ. ૭ એ વા-
સતે (જેમ પાકરૂહ કેહેછે તેમ, "અગર આજે તમે તેનો અવાજ શાંભલો; ૮
તો જેમ રાનમાં આજમાએશને દાહાડે ગુસાને વખત થઇઊં તેમ તમે પોતાનાં
દીલ સખત ના કરો. ૯ જાંહાં તમારા બાપદાદાઓએ મને આજમાવીઓ,
ને મારી પરખ લઇને ચાલીશ વરશ સુધી મારાં કામ જોઇઆં. ૧૦ વાસતે
તે પેહેડીથી નારાજી થઇને મેં કહીઊં કે, તેઓનાં દીલ હમેશ ગુમરાહ થાએ
છે, ૧૧ ને તેઓએ મારા મારગ જાણીઆ નથી, વાસતે મેં મારા ગુસાથી
સમ ખાધા કે તેઓ મારા આરામમાં દાખલ નહીં થશે.) ૧૨ જુઓ ભાઇ-
ઓ, કે તમારામાંના કોઈમાં બેઈમાનીનું બુરૂં દીલ ન હોએ કે જીવતા ખોદાથી તે
ફરી જાએ. ૧૩ પણ દરરોજ જાંહાં સુધી આજ કેહેવાએછે તાંહાં સુધી એક

બીજાને નશીહત કરો કે તમારામાંથી કોઇ ગુનાહના ફરેબથી સખત નહીં થઇ
જાએ. ૧૪ કેમકે જો આપણે પોતાના ભરોસાની શરૂઆત આખર સુધી
કાએમ રાખીએ તો આપણે ખરીસતમાં શરીક છઇએ. ૧૫ જાંહાં સુધી
આજ કેહેવાએછે તાંહાં સુધી તમે તેનો અવાજ શાંભલો, જેમ ગુસાને વખતે
તેમ તમારાં દીલ સખત ન કરો. ૧૬ કેમકે કેટલાએક શાંભલીને ગુસો ચહડા-
વીઓ, પણ મુસાની મારફત મીસરમાંથી નીકલીઆ તે સઘલાએ નહીં. ૧૭
ને તે ચાલીસ વરસ સુધી કોણથી નારાજી હતો? શું જેઓએ ગુનાહ કીધા,
જેઓનાં મુડદાં રાનમાં પડીઆં. તેઓ સાથે નહીં? ૧૮ ને જેઓ ઇમાન
લાવીઆ નહીં તેઓ વગર કોણ બાબત તેણે સમ ખાધા કે તેઓ તેના
આરામમાં નહીં પેસશે? ૧૯ તો આપણે જોઇએ છઇએ કે બેઇમાનીના સબબ
તેઓ દાખલ થઇ નહીં શકીઆ.

## બાબ ચોથો.

**વા**સતે તેના આરામમાં દાખલ થવાનો વાએદો બાકી રહીઆથી
જરૂર છે કે આપણે ડરીએ કે રખેને આપણામાંનો કોઈ પાછલ રહી જાએ. ૨
કેમકે જેમ તેઓને તેમ આપણને પણ ખુશખબરી કેહેવાઇ છે, પણ શાંભ-
લેલી વાતની સાથે શાંભલનારાઓનો એતકાદ ન થવાનાં કારણથી તેઓને તે
ફાએદેમંદ નહીં થઈ. ૩ કારણ કે આપણે જે ઇમાન લાવીએ છઇએ તે આ-
પણે તો આરામમાં પેસીએ છઇએ, જેમ તેણે કહીઊં કે, "મેં મારા ગુસાથી સમ
ખાધા છે કે, તેઓ મારા આરામમાં દાખલ નહીં થશે" તેમ; તોપણ કામો
તો દુનીઆની શરૂથી બનીઆં છે. ૪ કેમકે સાતમા દાહાડા બાબત કોઇ ઠેકા-
ણે તેણે એમ કહેલું છે કે, "સાતમે દાહાડે ખોદાએ પોતાનાં સઘલાં કામથી
આરામ લીધો." ૫ પણ એ જગોમાં તે ફરી કેહે છે કે, "તેઓ મારા આ-
રામમાં દાખલ નહીં થશે." ૬ તો જેઓને પેહેલાં ખુશખબરી કેહેવાઇ તેઓ
બેઇમાનના સબબથી દાખલ થઇઆ નહીં, તારે કેટલાએકનું દાખલ થવું બાકી
રહીઊં છે. ૭ ફરી એકજ દાહાડો ઠરાવીને દાઉદથી તે કેહે છે કે, "આજ, કેટ-
લીક મુદત બાદ, જેમ લખેલું છે, કે આજ તમે તેનો અવાજ શાંભલો તો પો-
તાનાં દીલ સખત ન કરો." ૮ કેમકે જો યહોશુઆએ તેઓને તે આરામમાં દા-
ખલ કીધા હતે, તો તેણે તે બાદ બીજા દાહાડા બાબત કહીઊં નહીં હતે. ૯ વાસતે
ખોદાના લોકોને સારૂ આરામ બાકી રહીઓ છે. ૧૦ કેમકે પોતાના આરામમાં જે

પેઠો છે, તેણે પણ પોતાનાં કામથી આરામ લીધો છે, જેમ ખોદાએ પોતાનાંથી
તેમ. ૧૧ વાસતે તે આરામમાં દાખલ થવાને આપણે કોશેસ કરવી જોઈએ,
નહીં તો રખે બેઈમાનીના સબબથી તેઓની પેઠે કોઈ પડે. ૧૨ કેમકે ખોદાનો
કલામ જીવતો, તથા કુવતદાર, તથા બેધારી તલવાર કરતાં પણ તેજદાર છે, ને
જાન તથા રૂહ ને સાંધા તથા ગુદાના કકડા કરીને આરપાર પેસનાર છે; ને દીલના
ખીઆલ તથા ઈરાદા પીછાનનાર છે. ૧૩ ને કોઇ મખલુક તેનાથી છુપો
નથી, બલકે જેની સાથે આપણને કામ છે તેની નજરમાં સહુ કંઇ ઉઘાડું તથા
ખોલું છે. ૧૪ તો આપણને એવો સરદાર કાહીન છતાં કે જે આસમાનમાં
શઇઓ છે, ઇઆને ખોદાનો બેટો ઇસુ, આપણને આપણો એકરાર મજબુત
પકડી રાખવો જોઇએ. ૧૫ કેમકે આપણો સરદાર કાહીન એવો નથી કે
આપણી નબલાઇઓમાં આપણી સાથે હમદરદ નહીં થઇ શકે; પણ ગુનાહ
શીવાએ બધી વાતોમાં આપણી પેઠે અજમાઇઓ હતો. ૧૬ વાસતે આવો,
આપણે ફજલનાં તખત પાસે બેધડક જઈએ કે આપણને રહમ મલે, તથા
હાજતની વખતે મદદ કરવાને ફજલ હાંસલ કરીએ.

## બાબ પાંચમો.

**કેમકે** હરેક સરદાર કાહીન જે આદમીઓમાંથી ચુની કહડાએ છે,
તે આદમીઓને વાસતે મુકરર થાએ છે, તે કમોને સારૂ કે જે ખોદા સાથે
એલાકો રાખે છે, ઇઆને અરપણો તથા ગુનાહોની કુરબાનીઓ ચહડા-
વાને, ૨ કે બેવકુફો તથા ગુમરાહો પર તે રહમ કરી શકે, કેમકે તે પોતે પણ
કમજોરીમાં ગીરફતાર છે. ૩ ને એ સબબથી જેમ લોકોને સારૂ તેમ પો-
તાને સારૂ પણ તેણે ગુનાહોની કુરબાની ચહડાવી જોઇએ. ૪ ને કોઇ
આદમી એ ઇજત પોતાથી પામતો નથી, મગર હારૂનની મુઆફક ખોદાથી
જે તેડાઈઓ છે તે પામે છે. ૫ એજ તરેહ ખરીસતે પણ સરદાર કાહીન
થવાની ઇજત પોતાથી એખતીઆર નહીં કીધી; પણ જેણે તેને કહીઉં કે "તું
મારો બેટો છે, આજે મેં તને જનમાવીઓ છે" તેણે તે તેને બખશી. ૬ જેમ
બીજે ઠેકાણે તે કેહેછે કે, "મેલકીસેદકની તરેહ તું હમેશાંનો કાહીન છે." ૭
જે દાહાડાઓ તે બદનમાં હતો તેમાં તેણે રડી રડીને તથા આંસુઓ પાડીને
મોતથી જે તેને બચાવી શકનાર તેની પાસે દુઆઓ તથા અરજો કીધી, ને
ખોફને લીધે તેનું શાંભલાઈઉં. ૮ અગરચે તે બેટો હતો, તોપણ જે દુખો

તેણે ઉઠાવીઆં તેથી તે ફરમાનબરદારી શીખીઓ. ૯ ને કામીલ થઈને પોતા-
ના સઘલા માનનારાઓને સારૂ હમેશાંનાં તારણનું કારણ થઈઓ. ૧૦ ને ખો-
દાની તરફથી મેલકીસેદકની તરેહ સરદાર કાહીન કેહેવાઈઓ. તેની બાબત
હમારે બહુ વાત કેહેવાની છે, પણ તે તમોથી સમજવી કઠણ છે; કેમકે તમે
શાંભલવાને સુસત થઈઆ છેઓ. ૧૨ ને જેવારે તમને ઉસતાદ થવું જોઇતું
હતું, તેવારે ખોદાના કલામની મુલ વાતો શી છે, એ કોઇએ તમને ફરી શી-
ખવવાની જરૂર છે; ને તમે એવા થઈઆ કે તમને દુધ જોઇએ, સખત ખો-
રાક નહીં. ૧૩ કેમકે જે હરેક દુધ લે છે તે રાસતીના કલામ બાબત અપરવીન
છે, કારણ કે તે બાલક છે. ૧૪ પણ સખત ખોરાક કામીલોને સારૂ છે, ઇઆને
જેઓની ઇંદરીઓ વપરાઇઆથી તેજ થઈને ભલું તથા ભુંડું પીછાને છે તેઓ-
ને વાસતે.

## બાબ છઠો.

એ વાસતે આપણે ખરીસતની તાલીમની મુલ વાતો છોડીને કામીલ
થવાની તરફ જઇએ; ને મુડદાં કામોથી તોબા કરવાનો, તથા ખોદા પર ઇમાન
લાવવાનો, તથા બાપતીસમાની તાલીમનો, ૨ તથા હાત મુકવાનો, તથા
મુએલાંઓના પાછા ઉઠવાનો, તથા હમેશાંના ઇનસાફનો પાઇઓ ફરી ન નાં-
ખીએ. ૩ ને અગર ખોદા ચાહે તો આપણે એ કરશું. ૪ કેમકે જેઓ એક
વાર રોશાન થઇઆ, ને આસમાની બખશેસ ચાખી, ને પાકરૂહમાં શરીક થઈ-
આ, ૫ ને ખોદાના ઉમદા કલામની તથા આવનાર દુનીઆની કુદરતો ચાખી, ૬
ને પછી તેઓ જો પડે, તો તેઓને તોબા કરવા સારૂ ફરી નવા કરવા એ ના-
મમકીન છે, કારણ કે તેઓ ખોદાના બેટાને પોતાને સારૂ ફરી કરૂસે જડે છે,
ને જાહેર રીતે તેની રૂસવાઈ કરે છે. ૭ કેમકે જે જમીન પોતા પર વારેવાર વરસે-
લા વરસાદને પીએ છે, ને પોતાના ખેડનારાઓના ફાએદાને સારૂ તરકારી ઉપ-
જાવે છે, તે ખોદાથી બરકત પામે છે. ૮ પણ જે કાંટા તથા ઊંટકટારી
ઉપજાવે છે, તે નાકબુલ થાએ છે, ને લાનતી થવાને નજદીક છે; તેનો
અંત બલવા સારૂ છે. ૯ લેકીન, અએ વીઆરાઓ, અગર હમે એમ
બોલીએ છઇએ, તોપણ તમો બાબત એ કરતાં બેહતર તથા તારણવાલી વાતો-
નો ભરોસો રાખીએ છઇએ. ૧૦ કેમકે ખોદા બેઇનસાફ નથી કે તે તમારાં
કામને તથા મોહોબતની મેહેનત જે તમે તેનાં નામ પર પવીતરોની ખીદમત કરી-

ને દેખડાવો છેઓ તેને તે ભુલી જાએ. ૧૧ ને હમે ચાહીએ છઈએ કે
તમારામાંનો હરેક કામીલ ઉમેદને વાસતે આખર સુધી એવી કોશેસ કરીઆ
કરે; ૧૨ કે તમે સુસત નહીં થઈ જાઓ, પણ ઈમાન તથા સબર રાખીઆ-
થી જેઓ વાએદાઓના વારસ થઈઆ છે, તેઓની પેરવી કરનારા થાઓ. ૧૩
કેમકે ખોદાએ ઈબિરાહીમને વાએદો આપીઆ પર પોતે જેના સમ ખાએ
એવો કોઈ વધતો મોહોટો નહીં મલીઆથી તેણે પોતાનાજ સમ ખાઈને કહીઉં
કે, ૧૪ "એકીનન હું તને બરકતોપર બરકત આપશ, ને તારી ઓલાદને બહુ વધા-
રશ." ૧૫ ને સબર રાખીઆપર વાએદાનું ફલ તે પામીઓ. ૧૬ હકીકતમાં
લોક મોહોટાના સમ ખાએછે, ને સાબેત કરવા સારૂ તેઓમાં હરેક કજીઆની
હદ સમ છે. ૧૭ વાસતે ખોદાએ પોતાના ઠરાવનું મજબુત કાએમપણું
વાએદાના વારસોને વચનનું વતન દેખાડવા ચાહીને સમથી સાબેત કીધું;
૧૮ કે જેમાં ખોદાથી જુઠું બોલાતું નથી એવી ન ફરનારી બે બાબતથી આપ-
ણે જે આગલ મુકેલી ઉમેદ પકડવાને દોડીઆ છઈએ તે આપણને ઘણો
દીલાસો થાએ. ૧૯ તે ઉમેદ આપણા જાનનું સાબેત તથા કાએમ લંગર છે,
ને પડદામાં દાખલ થાએ છે. ૨૦ તાંહાં આગલ દોડનાર ઈસુ આપણે સારૂ
પેઠો છે, ને મેલકીસેદકની તેરેહ હમેશાંનો સરદાર કાહીન થઈઓ છે.

## બાબ સાતમો.

**કેમકે** એ મેલકીસેદક સાલિમનો પાદશાહ ખોદાએતાલાનો કાહીન
હતો, જેણે ઈબરાહીમ જારે પાદશાહોને મારીને પાછો વલીઓ તારે તેને
મલીઓ, ને બરકત આપી. ૨ જેને ઈબિરાહીમે સઘલાંનો દસમો ભાગ આપી-
ઓ; પેહેલાં તે પોતાનાં નામ પરમાણે રાસતીનો પાદશાહ છે, ને પછી સાલે-
મનો પાદશાહ, ઇઆને સુલાહનો પાદશાહ છે. ૩ તે બાપ વગર, મા
વગર, નસલ વગરનો છે, જેના દાહાડાની શરૂ તથા જીંદગીની આખર નથી,
પણ ખોદાના બેટાના જેવો બનેલો છતાં હમેશ કાહીન રેહે છે. ૪ તો હવે
વીચાર કરો કે તે કેવો બુજરગ હતો કે જેને અપણા પીતા ઇબરાહીમ વડીકે
લુટનો દસમો ભાગ આપીઓ. ૫ ને લેવીની ઓલાદ જે કાહીનનો ઓહદો
પામેછે તેઓને લોકોની પાસેથી, ઇઆને ઈબિરાહીમની કમરથી પેદા થએલા
પોતાના ભાઈઓની પાસેથી, શરીઅત પરમાણે દસમો ભાગ લેવાનો હુકમ છે
ખરો. ૬ પણ જેની નસલ તેઓથી નથી, તેણે ઇબરાહીમની પાસેથી દસ-

મો ભાગ લીધો, ને જેને વાએદા મલીઆ હતા તેને બરકત આપી. ૭ ને
બધી તકરાર વગર નાહાનો મોહોટાથી બરકત પામે છે. ૮ ને હીઆં મરનાર
આદમી દસમો ભાગ લેછે; પણ તાંહાં જેની બાબત શાહેદી આપેલી છે કે,
તે જીવતો છે, તે લેછે. ૯ ને હું એમ કહી શકું છઊં કે, જે લેવી દસમો
ભાગ લેછે, તેણે પણ ઇબ્રાહીમની મારફત દસમો ભાગ આપીઓ. ૧૦ કે-
મકે જારે મેલકીસેદક તેના બાપને મલીઓ તારે તે પોતાના બાપની કમરમાં
હતો. ૧૧ વાસતે જો લેવીના કાહીનપણાથી કમાલીઅત થતી હતી (કાર-
ણકે તે વખતમાં લોકોને શરીઅત મલી હતી) તો શી જરૂર હતી કે બીજો
કાહીન મેલકીસેદકની રીત પરમાણે જાહેર થાએ, ને હારૂનની રીત પરમાણે
નહીં બોલવાએ? ૧૨ કારણ કે કાહીનપણું બદલાઇઆ છતાં શરીઅતનું પણ
બદલાવવું જરૂર થાએ છે. ૧૩ કેમકે જેની બાબત આ વાતો કેહેવાએ છે,
તે બીજા ફીરકાનો છે, જેહેમાંના કોઇએ કુરબાનગાહની ખીદમત કીધી
નથી. ૧૪ કેમકે એ જાહેર છે કે ઇહુદાથી આપણો ખોદાવંદ નીકલીઓ,
ને તે ફીરકાના કાહીનપણા બાબત મુસાએ કંઈ કહીઊં નથી. ૧૫ ને એ પણ
સાફ જાહેર છે કે મેલકીસેદકની રીત પરમાણે એક બીજો કાહીન જાહેર થા-
એછે, ૧૬ જે જીસમાની શરીઅતના હુકમ પરમાણે નહીં, પણ હમેશાંની
જીંદગીની કુદરત પરમાણે થઇઓ છે. ૧૭ કેમકે તે શાહેદી આપે છે કે,
“તું મેલકીસેદકની રીત પરમાણે હમેશ કાહીન છે.” ૧૮ કેમકે આગલા
હુકમની નબલાઇથી તથા અફલતાથી તે કાહાડી નંખાએ છે. ૧૯ કારણ કે
શરીઅતે કંઇ કામીલ નથી કીધું, મગર એક બેહતર ઉમેદ દાખલ થઇને
કીધું છે, જેથી આપણે ખોદાની પાસે પોહોંચીએ છઇએ, ૨૦ ને વલી એમ
નહીં કે તે સમ વીના કાહીન થઇઓ; (ને તેઓ સમ ખાધા વગર કાહીન થ-
ઇઆ છે ખરા; ૨૧ પણ આ તો સમ સુધાં, ને તેની જેણે એને કહીઊં કે,
“ખોદાવંદે સમ ખાધા છે, ને તે ફરનાર નથી કે, તું મેલકીસેદકની રીત પ-
રમાણે હમેશાં કાહીન છે,”) ૨૨ તેમ ઇસુ એક બેહતર બંદોબસતનો
જામીન થઇઓ. ૨૩ ને જે કાહીન થઇઆ તેઓ ઘણા હતા, કેમકે
મોતને સબબ તેઓથી જારી નહીં રેહેવાઇઊં. ૨૪ પણ એ હમેશ રેહેછે, વાસતે
એને અબદલાઉ કાહીનપણું મલીઊં છે. ૨૫ વાસતે જેઓ એની માર-
ફતે ખોદાની પાસે આવેછે, તેઓને આખર સુધાં એ તારી શકે છે; કેમકે એ
તેઓને સારૂ મીનંત કરવાને હમેશ જીવતો રેહેછે. ૨૬ ને એવો સરદાર

કાહીન આપણે લાએક હતા, કે જે પાક, બેતકસીર, ખાલેસ, ગુનાહગારોથી દુર
રહેલા, ને આસમાનોથી બુલંદ છે. ૨૭ સરદાર કાહીનોની પેઠે તે મોહોતાજ
નહીં કે પેહેલાં તે પોતાના ગુનાહોને સારૂ, ને પછી લોકોનાને સારૂ, દરરોજ
કુરબાની ચહડાવે; કેમકે એણે એકજ વખત પોતાને અરપણ કીધાથી એમ
કીધું. ૨૮ કેમકે શરીઅત કમજોર આદમીઓને સરદાર કાહીન ઠરાવે
છે; પણ શરીઅતબાદ સમની વાત જે થઈ તે બેટાને જે હમેશાં તક કામીલ
છે તેને ઠરાવેછે.

## બાબ આઠમો.

હવે જે વાતો હમે કહી છે, તેનો સાર એ છે કે, આપણને એક એવો
સરદાર કાહીન છે, કે જે આસમાનમાં જનાબેઅલીનાં તખતની જમણી ગમ
બેઠો છે. ૨ પાક મકાનનો, તથા જે ખરો માંડવો ખોદાવંદે ઉભો કીધેલો,
આદમીઓએ નહીં, તેનો કારભારી તે છે. ૩ કેમકે હરેક સરદાર કાહીન
અરપણો તથા કુરબાનીઓ ચહડાવાને ઠરાવાએછે; વાસતે તેને પણ કંઈ ચહ-
ડાવાની જરૂર હતી. ૪ અગર તે જમીનપર હતે, તો કાહીન નહીં થતે; કેમકે
શરીઅત પરમાણે અરપણો ચહડાવાને કાહીનો છે; ૫ જેઓ આસમાની
ચીજોના નમુના તથા છાઈઆની ખીદમત કરે છે, જેમ મુસા જારે માંડવો તઇ-
આર કરનાર હતો તારે ખોદાથી હુકમ પામીઓ: તેણે કહીઉં કે જો, જે નમુનો
પાહાડ પર તને દેખડાવીઓ તેપરમાણે બધી ચીજો તું કરજે. ૬ પણ હવે
જેમ તે બેહતર બંદોબસતનો દરમીઆની છે, જે બેહતર વાએદાઓથી કાએમ
થઇઓ છે, તેમ તે હવે બેહતર કારભાર પામીઓ છે. ૭ કેમકે જો તે પેહેલો
બંદોબસત બેએબ હતે તો બીજાને સારૂ જગીઆ નહીં શોધતે. ૮ પણ એબ
બતાવીને તે તેઓને કેહે છે કે, "જુઓ, ખોદાવંદ એમ કેહે છે કે, એવા
દાહાડા આવે છે, કે જેમાં હું ઇસરાએલનાં ઘરની સાથે તથા ઇહુદાનાં ઘરની
સાથે નવો બંદોબસત કરશ. ૯ તેઓના બાપદાદાઓને મીસરમાંથી બાહાર
કાહાડવા સારૂ જે દાહાડે મેં તેઓના હાત પકડીઆ તે વખતે તેઓની સાથે જે
બંદોબસત મેં કીધો તે પરમાણે નહીં, કેમકે મારા તે બંદોસતમાં તેઓ કાએમ
રહીઆ નહીં; ને ખોદાવંદ કેહેછે કે, મેં તેઓની ચંતા કીધી નહીં. ૧૦ કારણ
કે ખોદાવંદ કેહેછે કે તે દાહાડાઓ પછી ઇસરાએલનાં ઘરની સાથે જે બંદો-

બસત હું કરશ તે એજ છે કે, હું મારા કાનુનો તેઓની અકલમાં મુકરા, ને
તેઓનાં દીલ પર તે લખશ, ને હું તેઓનો ખોદા થવશ, ને તેઓ મારા લોક
થશે. ૧૧ તારે હરેક પોતાના પડોસીને તથા હરેક પોતાના ભાઇને શીખવીને
એમ નહીં કેહેશે, કે ખોદાવંદને પીછાન, કેમકે તેઓમાંના નાહાનાથી મો-
હોટા સુધી સહુ મને ઓલખશે. ૧૨ કેમકે તેઓની બુરાઇઓ પર હું રહમ
કરશ, ને તેઓના ગુનાહ તથા તેઓની તકસીર હું ફરી ઇઆદ નહીં કરશ."
૧૩ નવો બંદોબસ્ત કેહેવાથી તેણે પેહેલાને જુનો કીધો છે. ને જે જુનું તથા
ઝરઝરીણ થએલું તે મટી જવાને તઇઆર છે.

## બાબ નવમો.

તો પેહેલામાં એબાદતના કાનુનો તથા એક દુનીઆઈ પાક જગે પણ
હતી. ૨ કેમકે પેહેલો જે માંડવો બનેલો હતો, તેમાં સમેદાન તથા ટેબલ
તથા નજરની રોટલી હતી, ને તેને પાક જગે કેહેછે. ૩ ને બીજા પડદાની
અંદર જે માંડવો પાકોનો પાક કેહેવાએછે તે હતો. ૪ તેમાં સુંનાની ધુપદા-
ની, તથા સુંને આસપાસ મહડેલો બંદોબસતની પેટી હતી, જેમાં માણા ભરેલું
સુંનાનું વાસણ તથા હારૂનની પોલા ફુટેલી લાકડી, તથા બંદોબસતની તખતી-
ઓ હતી. ૫ ને તેના ઉપર જલાલી કરૂબીમ હતા, તેઓની છાઇઆ રહમની
બેઠક પર પડતી; હમણા એ બીનાઓનું તફસીલવાર બીઆન થતું નથી. ૬
જારે એ બધી ચીજો તઇઆર થઇ હતી, તારે કાહીનો પેહેલા માંડવામાં હર
વખત જઇને ખીદમત બજાવતા હતા. ૭ પણ બીજામાં ફક્ત સરદાર કાહી-
ન વરસમાં એક વખત જતો હતો; પણ લોહી વીના નહીં, જે તે પોતાની તથા
લોકોની ખતાઓને સારૂ ચહડાવતો હતો. ૮ એથી પાકરૂહ એ જાહેર કરતો
હતો કે જાંહાં સુધી પેહેલો માંડવો હતો તાંહાં સુધી પાકોનાં પાક મકાનની રાહ
ઉઘડાઈતી નહીં. ૯ તે માંડવો તે વખતને સારૂ મીસલ હતો, જેમાં અરપણો
તથા કુરબાનીઓ ચહડાવતા, જે એબાદત કરનારને ઇઆને તેનાં દીલને ની-
સબત કામીલ કરી નહીં શકતી. ૧૦ તે ખાવા પીવા તથા અનેક નાહાવા
ધોવા તથા જીસમાની રસમો સાથે સુધારાના વખત સુધી તેઓ પર મુકરર
કીધાં હતાં. ૧૧ પણ જારે ખરીસત આવનારી નીઆમતોનો સરદાર કાહી-
ન થઇને આવીઓ, તારે જીઆદા બુજરગદાર તથા કામીલ માંડવાથી આવી-
ઓ, જે હાતોથી બનેલો ઇઆને આ ખલકતનો નથી. ૧૨ બકરા કે વા-

છડાઓનાં લોહીથી નહીં, પણ પોતાનુંજ લોહી લઇને પાક મકાનમાં એક વાર
ગઇઓ, ને આપણે સારૂ હમેશાંનો છુટકો મેલવીઓ. ૧૩ કેમકે જો ગો-
ધાઓનું તથા બકરાંનું લોહી, તથા વાછડીની રાખ નાપાકોને છાંટવાથી બદન-
ની સફાઇની બાબત તેઓને પાક કરેછે; ૧૪ તો ખરીસત જેણે હમેશાંના
રૂહથી પોતાને બેએબ ખોદાની આગલ કુરબાની તરીકે ચહડાવીઓ તેનું લો-
હી કેટલું જીઆદા તમારાં દીલો તથા અકલને મુડદાં કામોથી પાક કરશે? ૧૫ ને
એજ સબબ નવા બંદોબસતનો દરમીઆની તે છે, કે પેહેલા બંદોબસતના ગુના-
હોના છુટકારા સારૂ તે મોતપામે, કે જેઓ તેડાએલા છે તેઓ હમેશાંના વત-
નનો વાએદો પામે. ૧૬ કેમકે જાંહાં વસીઅતનામુ છે, તાંહાં વસીઅત કરનારનાં
મોતની પણ જરૂર પડેછે. ૧૭ કારણ કે વસીઅત આદમીઓનાં મરણ પછી
અમલમાં આવેછે, વસીઅત કરનાર જીવેછે તાંહાં સુધી કદી તેનું જોર નથી.
૧૮ વાસતે પેહેલો પણ લોહી વગર મુકરર નહીં થઇઓ. ૧૯ કેમકે મુસાએ
શરીઅતના હરેક હુકમ સરવ લોકોને કહીઆ પર પાણી તથા કીરમજી રૂઆં તથા
ઝુજેબ સુધાં વાછડાનું તથા બકરાંનું લોહી લીધું, ને કીતાબ પર તથા સઘલા
લોકોપર પણ છાંટીને કહીઉં કે, ૨૦ "જે બંદોબસત ખોદાએ તમારી સાથે ઠરા-
વીઓ છે તેનું લોહી એ છે." ૨૧ ને તેજ તરેહથી તેણે માંડવો તથા ખીદમ-
તનાં બધાં વાસણ પણ લોહીએ છાંટીઆં. ૨૨ ને શરીઅત પરમાણે આશરે
બધી ચીજો લોહીથી પાક કરાએછે; ને લોહી વેહેવડાવીઆ વગર માફી નથી
થતી. ૨૩ તો આસમાની ચીજોના નમુનાઓ એમ પાક કરવા જોઇતા હતા,
પણ ખુદ આસમાની ચીજો તે કરતાં એથી બેહતર કુરબાનીઓથી પાક
થાએ. ૨૪ કેમકે ખરીસત હાતથી બનેલાં પાક મકાનો જે ખરાનાં નમુના
છે, તેમાં ગઇઓ નથી, પણ આપણે સારૂ ખોદાની આગલ હાજર થવાને
આસમાનમાં ગઇઓ છે. ૨૫ ને જેમ આગલ સરદાર કાહીન બીજાનું લોહી
લઇને પાકોનાં પાક મકાનમાં હરવરશ પેસે છે, તેમ એ વારેવાર પોતાને અરપણ
કરે એમ નહીં; ૨૬ કેમકે જો એમ હોત, તો દુનીઆની શરૂથી ઘણીવાર તેને
સેહેવાની જરૂર પડત; પણ હવે આખરી જમાનામાં એક વાર જાહેર થઈઓ
કે પોતાની કુરબાની કરવાથી ગુનાહને ટાલે. ૨૭ ને જેમ આદમીઓને એ-
કવાર મરવું, ને તારપછી ઈનસાફ ઠરવો મુકરર થઇઓ; ૨૮ તેમ ખરીસતે
ઘણાઓના ગુનાહ ટાલી નાંખવા સારૂ એકવાર કુરબાની કીધી, ને જે તેની રાહ
જુએ છે તેઓને તારવા સારૂ બીન ગુનાહ તે બીજી વાર જાહેર થશે.

## બાબ દશમો.

કેમકે શરીઅત આવનારી નીઆમતોનો છાઇઓ છતાં, ને તેઓનો ખ-
રો આકાર ન છતાં, જે કુરબાનીઓ તેઓ દર વરશ ચહડાવતા હતા તેથી જે-
ઓ તાંહાં આવતા તેઓને કદી કામીલ નહીં કરી શકતી. ૨ જો એમ
હતે, તો તેઓ કુરબાની ચહડાવીઆથી શું પાછા ન રેહેતે? કેમકે એબાદત
કરનારા એકવાર પાક થઈઆ છતાં ફરી ગુનાહનું દીલ તેઓને નહીં હતે. ૩
પણ તે કુરબાનીઓ વરશોવરશ ગુનાહોની ઈઆદ કરાવેછે. ૪ કેમકે ગો-
ધાઓનું તથા બકરાંઓનું લોહી ગુનાહો મટાડે એમ બની શકતું નથી. ૫
વાસતે દુનીઆમાં આવતાંજ તે કેહેછે, "તેં કુરબાની તથા અરપણો નહીં
ચાહીઆં, પણ મારે સારૂ તેં બદન તઇઆર કીધું છે. ૬ બલીદાન તથા પાપને
લીધેનાં અરપણમાં તારી કંઈ પરસંતા નહીં હતી; ૭ તારે મેં કહીઉં કે, જો,
હું આવુંછઉં, (મારી બાબત કીતાબના દફતરમાં લખેલું છે) કે, અએ
ખોદા, તારી મરજી બજાવું." ૮ ઉપર જારે તેણે કહીઉં કે, કુરબાની તથા અર-
પણ તથા બલીદાન તથા ગુનાહને સારૂ કુરબાની જે શરીઅત પરમાણે કરાએ છે
તેઓ તેં ચાહી નહીં, ને તું તેઓમાં રાજી નહીં હતો, ૯ તારે તેણે કહીઉં કે,
અએ ખોદા, જો તારી મરજી બજાવાને હું આવુંછઉં, તો તે પેહેલાને મીટાવે છે
કે બીજાને સાબેત કરે. ૧૦ તે મરજીથી ઈસુ ખરીસતનાં બદનની એકજ વાર
કુરબાની કરવાને આશરે આપણે પાક થઇઆ છઇએ. ૧૧ ને હરેક આદમ
હમેશ ખીદમત કરતાં, તથા જે કુરબાનીઓ ગુનાહ કદી મીટાવી શકે નહીં તે
અકસર વખત ચહડાવતો ઉભો રેહેછે. ૧૨ લેકીન ગુનાહોને સારૂ એકજ
કુરબાની હમેશાંને સારૂ કરીને ખોદાની જમણી ગમ એ જઇ બેઠો છે. ૧૩ ને
તારથી ઇંતેજાર કરેછે કે તેના દુશમનો તેનું પાએઆસન કરાએ. ૧૪ કેમકે
તેણે એકજ કુરબાનીથી જેઓ પાક કરાએ છે તેઓને હમેશને લીધે કામીલ
કીધા છે. ૧૫ ને પાકરૂહે પણ જે અગાઉ કહીઉં હતું તે પરથી આપણને
તે ગહવાઇ આપેછે; ૧૬ કે ખોદાવંદ કેહેછે કે, "તે દાહાડાઓ પછી હું જે
બંદોબરાત તેઓની સાથે કરશ, તે એજ છે કે, હું પોતાની શરીઅત તેઓ-
નાં દીલમાં મુકશ, ને તેઓની અકલ પર લખશ. ૧૭ ને તેઓના ગુનાહ
તથા તેઓની તકસીર હું કદી ઈઆદ નહીં કરશ". ૧૮ હવે જાંહાં તેઓની
માફી થઇ છે, તાંહાં ફરી ગુનાહને સારૂ બીજી કુરબાની જોઇતી નથી. ૧૯

વાસતે, અએ ભાઇઓ, જારે આપણે દીલેરી હાંસલ કીધી, કે પાકોમાંનાં પાક
મકાનમાં ઇસુનાં લોહીથી દાખલ થઇએ ઇઆને એક નવી તથા જીવતી રાહથી,
૨૦ જે તેણે પોતાની જીસમના પડદાને ફાડીને આપણે સારૂ તઇઆર કીધી; ૨૧
જારે આપણને સરદાર કાહીન છે કે જે ખોદાનાં ઘરનો મુખતીઆર છે, તારે આ-
વો, ખરાં દીલ તથા કમાલ ઇમાન સાથે, ૨૨ ને દીલની બુરાઇ પર છંટકારો કરીને
તથા આપણાં બદનને સાફ પાણીથી ધોઇને નજદીક જઇએ. ૨૩ આપણી
ઉમેદના એકરારને મજબુત પકડી રાખીએ, (કેમકે જેણે વાએદો આપીઓ
છે તે સાચો છે.) ૨૪ ને આપણે એક બીજાને મોહોબત તથા નેક કામમાં
ઉસકેરવાને ધીઆનમાં રાખીએ. ૨૫ આપણે એકઠા થવાનું કેટલાએકની
રીત પરમાણે ન મુકીએં, બલકે એક બીજાને નશીહત કરીએ, ને તમે
તે દાહાડો જેટલો પાસે આવતો જુઓછેઓ તેટલું એમ જીઆદા કરો. ૨૬
કેમકે આપણે સાચાઇની ઓલખ પામીઆ બાદ જો જાણી બુજીને ગુનાહ
કરીએ તો ગુનાહોને સારૂ બીજી કુરબાની બાકી નથી, ૨૭ પણ ઇનસાફની
બીહામણી રાહ જોવી તથા આતશી ગજબ, જે દુશમનોને ખાઇ નાંખેછે, તે
બાકી રેહેછે. ૨૮ જે કોઇએ મુસાની શરીઅતને વખોડી તે રહમ પામી-
આ વગર બે કે તણ શાહેદથી મરણ પામતો; ૨૯ તો જેણે ખોદાના બેટાને
પગતલે છુંદીઓ, ને જે બંદોબસતના લોહીથી પોતે પાક થઇઓ હતો તેને
નાપાક ગણીઊં, ને ફજલના રૂહને ઠગીઓ, તે કેટલી જીઆદા કઠણ સજા લા-
એક થશે? તેનો વીચાર કરો, કેમકે જેણે એમ કહીઊં છે કે, ૩૦ "ખોદાવંદ
કેહેછે, કે બદલો લેવો એ મારૂં કામ છે, હું બદલો લેવશ;" ને ફરી કે, "ખોદા-
વંદ પોતાના લોકોનો ઇનસાફ કરશે," તેને આપણે જાણીએ છઇએ. ૩૧ જીવતા
ખોદાના હાતમાં પડવું એ બીહામણું છે. ૩૨ પણ આગલા દાહાડા તમે
ઇઆદ કરો, જેમાં તમે રોશન થઇને દુખોની મોહોટી લડાઇઓની બરદાસત
કીધી. ૩૩ એમાંનું થોડુંક તો એ વાસતે કે લાજ પામવા તથા મુસીબત
ઉઠાવવાનો તમે નમુનો થઇઆ; ને થોડું એ વાસતે કે જેઓની એ રીતે
બદસલુકી થતી હતી તેઓના શરીક તમે થાઓ. ૩૪ કેમકે તમે મારા
બંધનમાં હમદરદી થઇઆ, ને પોતાના માલોની લુટ ખુશીથી કબુલ કીધી, એ
જાણીને કે આપણે સારૂ એક બેહતર મીલકત આસમાન પર છે, જે કાએમ
રેહેશે. ૩૫ વાસતે તમે પોતાના ભરોસાને ના છોડો, કેમકે તેનું ફલ
મોહોટું છે. ૩૬ કેમકે તમને સબરની જરૂર છે, કે તમે ખોદાની મરજી પર

અમલ કરીને વાએદાનું ફલ પામો. ૩૭ કેમકે જે આવનાર છે, તે થોડી
વાર પછી આવશે, ને વીલંબ નહીં લગાડશે. ૩૮ ને રાસ્ત ઇમાનથી જીવશે;
અગર કોઈ પાછો હટે, તો મારો જીવ તેનાથી રાજી નહીં થશે. ૩૯ તોપણ
આપણે તેઓમાંના નથી જેઓ હલાકત સુધી પાછા હટે છે; પણ તેઓમાંના
છઇએ જેઓ જાનના તારણ સુધી ઇમાન રાખે છે.

## બાબ અગીઆરમો.

**ઈમાન** ઉમેદની ચીજોનો આધાર, ને અનદીઠ ચીજોનો શાહેદ છે.
૨ કેમકે તેથી વડીલો શાહેદી પામેલા થઇઆ. ૩ ઈમાનથી હમે જાણીએ
છઈએ કે ખોદાના કલામથી આલમો બની છે, એવી કે જે ચીજો દેખાએ
છે તે દેખાઈતી ચીજોથી નથી થઈ. ૪ ઇમાનથી હાબેલે કાઇન કરતાં બેહતર
કુરબાની ખોદાને ચહડાવી, તેથી તે રાસ્ત છે એમ તેની બાબત ગહવાઇ અપાઇ;
ખોદાએ તેનાં દાનો બાબત શાહેદી આપી, ને તેથી તે મુઆ પછી પણ બોલે
છે. ૫ ઈમાનથી હનોખ ઉઠાવી લેવાઈઓ કે તેને મોત નહીં લાગે, ને તે
જડીઓ નહીં, કેમકે ખોદાએ તેને ઉઠાવી લીધો, કારણ કે તેના ઉઠી જવાના પેહે-
લાં તેની બાબત એ ગહવાઇ અપાઇ હતી કે તેણે ખોદાને રાજી કીધો. ૬ પણ
બીન ઈમાન તેને રાજી કરવો બનતું નથી; કેમકે ખોદાની પાસે જે જાએ છે,
તેને એ એકીન રાખવું જોઇએ કે તે છે, ને જે તેને કોશેસથી શોધે છે,
તેને બદલો આપનાર તે છે. ૭ ઈમાનથી નુહે જે બીનાઓ તે વખત નજર
પડતી નહીં હતી તે બાબત ખોદાથી આગાહી પામીને ખોફથી પોતાનાં કુટુંબને
બચાવા સારૂ વાહાણ બનાવીઊં; તેથી તેણે દુનીઆને ગુનાહગાર ઠરાવી, ને જે
રાસ્તી ઇમાનથી મલે છે તેનો વારસ તે થઇઓ. ૮ ઇમાનથી ઈબરાહીમ જે
મકાન પોતે વતનને સારૂ પામનાર હતો, તેમાં જવાને તે તેડાઇઆ પર ફરમાન-
બરદાર થઇઓ; ને પોતે કાંહાં જાએ છે એ ન જાણતાં નીકલીઓ. ૯ ઇમા-
નથી તેણે વાએદાની જમીન પર એમ મકાન કીધો કે ગોઇઆ તે તેની નથી,
ને ઈસહાક તથા ઈઆકુબ જેઓ તેની સાથે વાએદાના વારસ હતા તેઓ બરો-
બર તંબુઓમાં રહીઓ. ૧૦ કેમકે જે શેહેરને પાઈઓ છે, જેનો બનાવનાર તથા
વસાવનાર ખોદા છે, તેમાં જવાનો તે રાહ જોતો હતો. ૧૧ ઈમાનથી સારા પણ
ધરભ ધરવાને તાકાત પામી, ને જણવાનો વખત વીતીઆ બાદ જણી; કેમકે જેણે
વાએદો આપીઓ તેને તેણે સાચો ગણીઓ. ૧૨ વાસ્તે એકથી, ને તે પણ

મુએલાના સરખો, તેનાથી આસમાનના સીતારા તથા દરીઆ કીનારાની બેશુ-
માર રેતી જેવી ઓલાદ પેદા થઈ. ૧૩ એ બધા ઈમાનમાં મરી ગઈઆ,
ને વાએદાઓને નહીં પોહોંચીઆ, પણ તેઓને દુરથી દીઠા, ને ભરોસો કીધો,
ને કબુલ કરી લીધા, ને એકરાર કીધો કે પોતે જમીનપર પરદેશી તથા મુસાફર
છે. ૧૪ કેમકે જેઓ એવી વાતો કેહે છે, તેઓ સાફ દેખડાવે છે કે તેઓ કોઈ
વતન શોધે છે. ૧૫ ને જે મુલકથી તેઓ નીકલીઆ તેપર જો તેઓએ
ચીત રાખીઉં હતે, તો પાછા ફરવાની ફુરસદ તેઓને હતી. ૧૬ પણ તેઓ એક
બેહતર મુલકની, જે આસમાની. તેની ઈંતેજારી રાખેછે; વાસ્તે ખોદા તે-
ઓનો ખોદા કેહેવાતાં શરમાતો નથી, કેમકે તેણે તેઓને સારૂ એક શેહેર
તઈઆર કીધું છે. ૧૭ ઈબ્રાહીમની અજમાએશ જારે થઈ તારે તેણે ઈ-
માનથી ઈસહાકને અરપણ કીધો, ઈઆને વાએદા જે પામીઓ તેણે પોતાનો
એકલતો દીકરો અરપણ કીધો. ૧૮ જેની બાબત એમ કેહેવાઉં હતું કે, "ઈસ-
હાકથી તારી નસલ કેહેવાશે." ૧૯ તે એમ સમજતો હતો કે મુએલાંઓને
ઉઠાડવાને ખોદા કાદેર છે, ને તેઓમાંથી તમસીલની તોરે તે તેને પામીઓ.
૨૦ ઈમાનથી આવનારી ચીજો બાબત ઈસહાકે ઈઆકુબને તથા ઈસાવને
દુઆ દીધી. ૨૧ ઈમાનથી ઈઆકુબે મરતી વેલા ઈઉસફના બેહુ દીકરાઓને
દુઆ દીધી, ને પોતાની લાકડીના માથા પર થોભીને સજદો કીધો. ૨૨ ઈ-
માનથી ઈઉસફે મરતી વખતે બની ઈસરાએલના નીકલવા બાબત કહીઉં, ને
પોતાનાં હાડકાં બાબત હુકમ આપીઓ. ૨૩ ઈમાનથી મુસા જારે જનમીઓ
તારે તણ મહીના સુધી તેનાં મા બાપથી સંતડાઈઓ; કેમકે તેઓએ દીઠું કે
તે ખુબસુરત છોકરો છે, ને તેઓ પાદશાહના હુકમથી બીધાં નહીં. ૨૪ ઈમા-
નથી મુસાએ ઉમરે પોહોંચીઆ પર ફારોની દીકરીનો દીકરો કેહેવાવાને ના
પાડીઉં; ૨૫ ગુનાહનાં સુખ કે જે થોડી મુદતનાં છે, તેઓ ભોગવવા કરતાં
ખોદાના લોકો સાથે દુખો ઉઠાવવાં તેણે પસંદ કીધું. ૨૬ મીસરના ખજાના કરતાં
ખરીસત બાબતની નીંદા જીઆદા દોલત છે, એમ તેણે ગણીઉં; કેમકે તેની
નેગાહ બદલો પામવાપર હતી. ૨૭ ઈમાનથી પાદશાહના ગુસાને નહીં બીહીને તેણે
મીસર છોડીઉં; કેમકે જે અનદીઠ છે તેને ગોઈઆ જોઈને તેણે સહીઉં. ૨૮
ઈમાનથી તેણે પાસખા જસન તથા લોહી છાંટવાનું પાલીઉં, કે રખે જેણે પેહેલો-
ઠાઓને હલાક કીધા તે તેઓને છેરે. ૨૯ ઈમાનથી તેઓ જેમ સુકી
જમીન પરથી તેમ લાલ દરીઆમાંથી પાર ગઈઆ; મીસરીઓ તેમ કરવા

ગઇઆથી ગુંગલાઇ મુઆ. ૩૦ ઇમાનથી ઇરીઓનો કોટ સાત દાહાડા સુધી
ઘેરી લીધા પર પડી ગઇઓ. ૩૧ ઇમાનથી રાહાબ છીનાલ તે જાસુસોને
સલામત પોતાનાં ઘરમાં લીધાથી બેઇમાનોની સાથે હલાક નહીં થઇ.

૩૨ હવે હું વધારે શું કહું? કેમકે ગીદીઓન તથા બારાક તથા સામસન
તથા ઇઅફ્તા તથા દાઉદ તથા સામુએલ તથા નબીઓ બાબત બીઆન
કરવાને મને વખત નથી. ૩૩ તેઓ ઇમાનથી પાદશાહતોપર ફતેહ પામીઆ,
રાસતીનાં કામ કીધાં, વાએદા હાંસલ કીધા, સહીંઓનાં મોહો બંધ કીધાં;
૩૪ આતશની તેજી બુજાવી, તલવારની ધારથી બચી ગઇઆ, કમજોરીમાં
જોરાવર થઇઆ, લડાઇમાં બાહાદુર બનીઆ, ૩૫ ને બેગાનાઓની ફોજોને
નહસાડી: ઓરતો પોતાના મુએલાંઓને પાછાં ઉઠવાથી જીવતાં પામીઆં; ને
કેટલાએક મોત સુધી જુડાઇ ગઇઆ, ને છુટકારો કબુલ નહીં કીધો. કે બેહતર
કીઆમત તક પોહોંચે. ૩૬ ને કેટલાએક મસખરીઓએ તથા કોરડાઓએ,
ને બંધનોથી પણ, તથા કેદપણાથી, પરખ પામીઆ. ૩૭ તેઓ પથરોથી મરા-
ઇઆ, આરીઆથી ચીરાઇઆ, ઇમતેહાન પામીઆ; તલવારની ધારથી મારી-
આ ગઇઆ, ગેટાંનાં ચામડાં તથા બકરાંનાં ચામડાં પેહેરીને ફરતા રહીઆ;
તંગીમાં, મુસીબતમાં, તથા દુખમાં પોડાતા હતા. ૩૮ (દુનીઆ તેઓને
લાએક નહીં હતી;) તેઓ રનોમાં, તથા પાહાડોમાં, તથા પરથવીની ઓહો
ને ગુફાઓમાં રખડતા હતા. ૩૯ ને એ સરવ ઇમાનથી શારી ગહવાઇ
પામીઆ, પણ વાએદા તક નહીં પોહોંચીઆ. ૪૦ એઓ આપણા વોના
કામીલ ન થાએ વાસતે ખોદાએ આપણે સારૂ જીઆદા બેહતર ચીજ અગા-
ઉથી તઇઆર કીધી હતી.

## બાબ બારમો.

**તો** આપણી આસપાસ શાહેદી આપનારાઓની એટલી વાદલ-
રૂપ ભીડ છે, તારે આપણે હરેક બોજ તથા સેહેજથી ઘેરી લેનાર ગુનાહ
નાંખી દઇએ, ને આપણી આગલ મુકેલી દોડ પર સબર ખેંચીને દોડીએ. ૨
આપણા ઇમાનનું મુલ તથા તેને કામીલ કરનાર ઇસુને જોતાં; કે જેણે પોતાની
આગલ મુકેલી ખુશીને લીધે શરમંદગીને હીસાબમાં નહીં લાવીને કરૂસ સહી-
આં, ને ખોદાનાં તખતની જમણી ગમ બેઠો છે. ૩ જેણે પોતા પર ગુનાહ-
ગારોની એટલી બધી ઉલટી તકરાર સહી તેનો વીચાર એ સારૂ કરો, કે તમે
પોતાનાં દીલમાં થાકીઆથી કમજોર નહીં થાઓ.

૪ તમે ગુનાહની ઉલટાઈમાં કોશેસ કરીને હજી લોહી સુધી અટકાવીઉં
નથી. ૫ ને જે નશીહત ફરજંદોની તરેહ તમને કરાએ છે તે તમે ભુલી
ગઈઆ કે, "અએ મારા દીકરા, ખોદાવંદની સજાને તું તુછ ના કર, ને તે જારે
તને ધમકાવે તારે શીકસતેદીલ થઈ ના જા. ૬ કેમકે ખોદાવંદ જેનાપર પીઆર
કરે છે, તેની તે સજા કરે છે, ને જે હરેક દીકરાને તે કબુલ કરે છે, તેને મારે
છે." ૭ જો તમે સજા સહો છેઓ, તો જેમ દીકરાઓ સાથે તેમ તમારી સાથે
ખોદા વેહેવાર પાડે છે, કેમકે બાપ સજા કરતો નથી, એવો કહીઓ દીકરો છે?
૮ પણ સજા, જેના ભાગીઆ સરવ છે, તે વગર જો તમે છેઓ, તો તમે દીકરા
નથી, પણ હરામકારીના છેઓ. ૯ વલી આપણા જીસમાની બાપોએ આપણી
સજા કીધી, ને આપણે તેઓની અદબ રાખી, તો શું આપણા રૂહોના બાપના
હુકમમાં તેથી જીઆદા રહીને નહીં જીવીએ ? ૧૦ કેમકે તેઓએ તો
કેટલાએક દાહાડા સુધી પોતાને જેમ સારૂં લાગીઉં તેમ આપણી સજા કીધી,
પણ એણે તો આપણા ફાએદાને સારૂ, કે આપણે તેની પાકીજગીમાં શરીક
થઈએ. ૧૧ કોઈબી સજા હમણા ખુશી કરનાર લાગતી નથી, પણ દલ-
ગીર કરનાર છે; પણ આખરે જેઓ તેથી તરબીઅત પામે છે તેઓને રાસ-
તીનાં ફલ ચેનથી બખશે છે. ૧૨ વાસતે ઢીલા હાતોને, તથા નબલાં ઘુંટ-
ણોને તમે મજબુત કરો; ૧૩ ને પોતાના પગોને સારૂ સીધા રસતા કરો, કે
જે લંગડા છે તે ભટકાએ નહીં; પણ સમા કરાએ.

૧૪ બધા લોકો સાથે સલાહ રાખો, ને પાકીજગીની પેરવી કરો, જે
વગર ખોદાવંદને કોઈ જોશે નહીં. ૧૫ તમે બહુ હુશીઆર રહો કે કોઈ
ખોદાનો ફજલ પામવામાં પાછલ નહીં પડે, રખે કોઈ કડવી જડ ઉગવાથી
તમને તસદી દે, ને તેથી બહુ લોક નાપાક થઈ જાએ; ૧૬ રખે કોઈ
ઇસાવની પેડે જનાકાર ઇઆ બેદીન થાએ, તેણે થોડા ખોરાકને સારૂ પેહેલો-
ટાનો પોતાનો હક વેચીઓ. ૧૭ કેમકે તમે જાણોછેઓ કે તારબાદ બરક-
તનો વારસ તે થવા ચાહાતો હતો, પણ નાકબુલ કરાઇઓ, ને તોબા કરવાને
તેણે આંસુઓથી બહુ શોધીઉં, તોપણ તે જગીઆ નહીં પામીઓ. ૧૮ વલી
તમે એવાંઓની પાસે આવીઆ નથી, ઇઆને અડકાનાર પાહાડની, તથા
બલતી આગની, તથા અંધરાએલા આસમાનની, તથા અંધકારની, તથા
તોફાનની, ૧૯ તથા રણસીંઘડાના અવાજની, તથા વાતની એવી વાણીની

કે જેના શાંભલનારાઓએ અરજ કીધી કે તે બોલવું તેઓની સાથે ફરી ન
થાએ. ૨૦ કેમકે જે ઠરાવી આપીઉં હતું, તે તે લોકોથી સેહેવાઉં નહીં, ને
જો કોઇ જાનવર પણ પાહાડને અડકે, તો તે પથરે મરાએ, ઇઆ ભાલાથી
વીંધાએ, ૨૧ ને જે દેખાઇઉં તે એવું બીહામણું હતું કે મુસાએ કહીઉં
કે, "હું બહુ બીહુંછઉં, ને ધ્રુજુંછઉં." ૨૨ પણ તમે સીઓન પાહાડની
પાસે આવીઆ છેઓ, ને જીવતા ખોદાના શેહેરની પાસે, ઇઆને આસ-
માની ઇરૂશાલેમની પાસે, ને હજારો હજાર ફીરેશતાઓની ગણતી પાસે, ૨૩
પેહેલાટાઓ જેઓનાં નામ આસમાનમાં લખેલાં છે તેઓની આખી મીજ-
લસ ઇઆને મંડલીની પાસે તથા સહુના ઇનસાફ કરનાર ખોદાની પાસે, તથા
કમાલ થએલા રાસતોના રૂહોની પાસે, ૨૪ તથા નવા બંદોબસતના દરમીઆની
ઇસુની પાસે, ને જે છાંટવાનું લોહી હાબેલના લોહી કરતાં બેહતર બોલે છે તેની
પાસે આવીઆ છેઓ. ૨૫ જે બોલેછે તેને તમે નાકબુલ ન કરો, વાસતે
હુશીઆર રેહો; કેમકે જેણે જમીન પર તાલીમ કીધી, તેને જેઓએ નાક-
બુલ કીધો, તેઓ જો બચીઆ નહીં, તો આસમાનપરથી તાલીમ આપનારથી
જો આપણે મોહો ફેરવીઉં તો કેમ બચશું? ૨૬ તેના અવાજે જમીનને તેવ-
ખતે હલાવી, પણ હવે તેણે વાએદો આપીને કહીઉં છે કે, "ફરી એકવાર હું
ફકત જમીનને નહીં, પણ આસમાનને પણ હલાવી નાંખશ." ૨૭ ને "ફરી
એકવાર" એ વાત એમ બતાવે છે કે જે ચીજો હલાવાએ છે, તેઓ બના-
વેલી ચીજોની પેઠે ટલી જાએ છે, એ વાસતે કે જે ચીજો ટલનાર નથી,
તેઓ કાએમ રેહે. ૨૮ વાસતે આપણે ન હલાવનાર પાદશાહત પામીને
ફજલ પકડી રાખીએ, જેથી ખોદાની બંદગી પસંદ પડતી રીતે અદબ તથા
ખોદાઈ ખોફની સાથે કરીએ. ૨૯ કેમકે આપણો ખોદા ભશમ કરનારી
આગના જેવો છે.

## બાબ તેરમો.

**ભા**ઇઓપરની મોહોબત રેહે. ૨ મુસાફરોને પહેરોણા રાખવાનું તમે
ન ભુલો, કેમકે તેથી કેટલાએકે ન જાણતાં ફીરેશતાઓને પહેરોણા રાખીઆ
છે. ૩ કેદીઓને એમ ઇઆદ કરો કે ગોઇઆ તમે તેઓની સાથે કેદમાં
શરીક છેઓ; ને તેમજ જેઓ રંજમાં છે તેઓને, કે તમારાં પણ તેઓનાં
સરખાં બદન છે. ૪ લગન કરવાં સહુમાં ભલાં છે, ને બીછાનું નાપાક નહીં;

પણ હરામકારીઓ તથા જનાકારીઓનો ઇનિસાફ ખોદા કરશે. ૫ તમારી
ચાલ લાલચ વીનાની થાએ; પોતાની પાસે જે છે તેથી સંતોશ રાખો;
કેમકે તેણે કહીં છે કે, "હું તને હરગેજ નહીં મુકશ, ને હું તને નહીંજ
છોડશ." ૬ વાસતે આપણે ખાતરજમાથી કહી શકીએ કે ખોદાવંદ મારો
મદદગાર છે, આદમી મને શું કરશે તે બાબત હું બીહીનાર નહીં. ૭ તમે તમારા
પેશવાઓને, જેઓએ તમને ખોદાની વાત કહી છે, તેઓને ઇઆદ કરો,
ને તેઓની ચાલના અંતપર વીચાર રાખીને તેઓના ઇમાનની પાછલ ચાલો.
૮ ઇસુ ખરીસત ગઇ કાલે તથા આજે તથા હમેશ એકસાન છે. ૯ તમે રંગ
રંગની બેગાની તાલીમથી હીઆં તાંહાં દોરતા ના ફરો, કેમકે એ બેહતર છે કે
દીલ ફજલથી મજબુત થાએ; ખાવાનાંઓથી નહીં, જેથી તેઓની પછ-
વાડે જનારાઓને કંઇ ફાએદો થઇઓ નહીં. ૧૦ આપણને એવી કુરબાન-
ગાહ છે કે તેપરનું ખાવાનો એખતીઆર માંડવામાં ખીદમત કરનારાઓને
નથી. ૧૧ કેમકે ગુનાહને લીધે જે જાનવરોનું લોહી સરદાર કાહીનથી પાક
જગેમાં લવાએ છે, તેઓનાં શરીર છાવણી બાહાર બલાએ છે. ૧૨ વાસતે
ઇસુએ પણ પોતાનાં લોહીથી લોકોને પાક કરવા સારૂ મોરચા બાહાર સહીઉં. ૧૩
એ સારૂ આપણે તેનું અપમાન સેહેતાં તેની પાસે છાવણી બાહાર જઇએ. ૧૪
કેમકે હીઆં આપણને રેહેનાર શેહેર નથી, પણ એક આવનારને આપણે શો-
ધીએ છઇએ. ૧૫ તો તેને આશરે આપણે શુકરની કુરબાની ઇઆને તેનાં
નામને કબુલ કરવાથી હોઠોનું ફલ હમેશ ચહડાવીએ. ૧૬ ને ભલાઈ તથા
સખાવત કરવાનું તમે ના ભુલો, કેમકે એવી કુરબાનીઓથી ખોદા ખુશ
થાએ છે. ૧૭ તમે પોતાના પેશવાઓને માનીને તેઓને તાબે થાઓ,
કેમકે હીસાબ આપનારાઓની પઠી તેઓ તમારા પરાણોની ચોકી કરે છે, તમે
એ સારૂ તાબે થાઓ કે તેઓ ખુશીથી તે આપે, ને ગમથી નહીં; કેમકે તે
તમારે સારૂ નુકસાન છે. ૧૮ તમે હમારે સારૂ દુઆ માગો, કેમકે હમે એકીન
જાણીએ છઇએ કે હમે નેક નઇઅત છઈએ, બધી વાતોમાં સાચી દીઆ-
નતથી રેહેવા ચાહીએ છઇએ. ૧૯ ને હું અરજ કરૂંછું કે તમે એ કરો,
ખાસ કરીને એ કે તમારી પાસે મારૂં પાછું આવવું જલદી થાએ.

૨૦ હવે સલાહનો ખોદા જે હમેશાંના બંદોબસતનાં લોહીથી ગેટાંના મોહોટા
ગોવાલ આપણા ખોદાવંદ ઇસુને મુએલાંઓમાંથી પાછો લાવીઓ, ૨૧ તે
તમને હરેક નેક કામને સારૂ એવા કામીલ કરે કે તમે તેની મરજી પાલો, ને

તેની નજરમાં જે પસંદ આવેછે, તે તમારામાં ઇસુ ખરીસતને વસીલે કરે: તેની
બુજરગી હમેશાં હમેશ થાઓ. આમીન.
૨૨ અએ ભાઇઓ, હું તમારી એલતેમાસ કરૂં છઊં કે નશીહતની વાત
માનો, કેમકે મેં મુખતેસરમાં આ પતર લખીઊં છે. ૨૩ જાણો કે ભાઇ તીમોથી
છુટીઓ છે, જો તે વેહેલો આવે, તો તેની સાથે હું તમને મલશ. ૨૪ તમે
તમારા સઘલા આગેવાનોને તથા સઘલા પવીતરોને સલામ કોહો; ઇતાલીમાંના
તમને સલામ કેહેછે. ૨૫ તમ સઘલા સાથે ફજલ થાઓ. આમીન.

# ઇઆકુબનું પતર.

## બાબ પેહેલો.

**ખો**દા તથા ખોદાવંદ ઇસુ ખરીસતનો બંદો ઇઆકુબ વેરાઇગએલા
બાર ફીરકાને સલામ કેહેછે.
૨ અએ મારા ભાઇઓ, જારે તમે તરેહ તરેહની અજમાએશોમાં પડો,
તારે તે કમાલ ખુશી ગણો. ૩ એ જાણીને કે તમારા ઇમાનની અજમા-
એશ સબર પેદા કરેછે. ૪ પણ સબરને કામ પુરૂં કરવા દેઓ, કે તમે કામીલ
તથા પુરા થાઓ, ને કસામાં અધુરા નહીં. ૫ ને તમારામાંનો જો કોઇ દા-
નાઇમાં નાકેશ છે, તો ખોદા જે સરવને દાતારપણાથી આપછે, ને ઠપકો દેતો
નથી, તેની પાસે તે માગે, ને તે તેને આપશે. ૬ પણ ઇમાનથી માગે, કંઇ શક
ન રાખે, કેમકે જે શક રાખેછે, તે દરીઆના મોજાં જેવો છે જે પવનથી હડ-
સેલાએ તથા હલાવાએ છે. ૭ તે શખસ એમ ન સમજે કે ખોદાવંદથી
તેને કંઇ મલશે. ૮ બે મનવાલું માણસ પોતાની સઘલી ચાલમાં ડગમગા-
એ છે.
૯ ને જે ભાઇ નીચ છે, તે પોતાની બુલંદી પર ફખર કરે. ૧૦ ને જે દોલ-
તમંદ છે, તે પોતાના નીચપણા બાબત; કેમકે ઘાસનાં ફુલની પેઠે તે જતો રેહેશે.
૧૧ કેમકે સુરજ જાલથી ઉગીઓ કે ઘાસને ચીમલાવે છે, ને તેનાં ફુલ ખરી
પડેછે, ને તેની ખુબસુરતી જતી રેહેછે; તેમ દોલતમંદ પણ પોતાના મારગમાં
ચીમલાઇ જશે. ૧૨ મુબારક છે તે શખસ જે અજમાએશની બરદાસત કરે
છે, કેમકે જારે તેની અજમાએશ થઇ રેહેશે તારે જીંદગીનું તાજ જે બાબત ખો-
દાએ તેનાપર પીઆર કરનારાઓને વાએદો આપીઓ તે તે પામશે. ૧૩ જે કો-

ઈ ઈમતેહાનમાં ફસે તેણે એમ નહીં કેહેવું કે ખોદાથી ઈમતેહાનમાં હું ફસીઓ
છઊં, કેમકે ખોદા બદીથી અજમાઈઓ જતો નથી, ને કોઈને અજમાવતો પણ
નથી. ૧૪ પણ હરેક શખ્સ પોતાના હવસોથી ખેંચાએલો તથા લાલચુ થઈને
બદીમાં ફસે છે. ૧૫ પછી હવસ હામીલ થઈને ગુનાહને જણેછે, ને ગુનાહ ત-
મામી તક પોહોંચીને મોતને જણેછે. ૧૬ મારા પીઆરા ભાઈઓ, તમે ફરેબ ના
ખાઓ. ૧૭ હરેક ઉમદી બખશેસ, તથા હરેક કામીલ નીઆમત ઉપરથી છે,
ને રોશનીઓના બાપની તરફથી ઉતરેછે, જેમાં બદલાવા તથા ફરી જવાનો છા-
ઈઓ પણ નથી. ૧૮ તેણે પોતાની મરજીથી સાચાઈના કલામે આપણને એ
સારૂ જનમાવીઆ કે આપણે તેના મખલુકોમાં પેહેલાં ફલોના જેવા થઈએ. ૧૯
એ વાસતે, અએ મારા પીઆરા ભાઈઓ, હરેક માણસ શાંભલવાને ઉતાવલો,
બોલવાને ધીમો, તથા ગુસામાં ધીરો થાએ. ૨૦ કેમકે આદમીનો ગુસો
ખોદાની રાસતીનાં કામ નથી કરતો. ૨૧ વાસતે બધી ગંદગી તથા ફાલતુ
બદીને ફેંકીને જે કલામ પેવંદ કીધેલો છે, ને જે તમારા જાન તારી શકેછે, તેને
નમનતાઈથી કબુલ કરો.

૨૨ પણ તમે વાત પાલનારા થાઓ, પોતાને ભુલવતાં ફકત શાંભલનારા
ન થાઓ. ૨૩ કેમકે જો કોઈ વાતનો પાલનાર નથી, પણ ફકત શાંભલનાર
છે, તો તે પોતાનું મોહો આરસીમાં જોનાર શખસના જેવો છે. ૨૪ કે-
મકે તે પોતાને જુએછે, પછી તાંહાંથી જાએછે, ને પોતે કેહેવો હતો, એ
તુરત ભુલેછે. ૨૫ પણ આજાદગીની કમાલ શરીઅતમાં ડોકીઆં કરીને જે જુ-
એછે, ને તે પરમાણે ચાલે છે, તે શાંભલીને ભુલનાર નથી, પણ અમલ કર-
નાર થઈને પોતાના અમલમાં મુબારક થશે. ૨૬ અગર તમારે દરમીઆન કોઈ
પોતાને દીનદાર જાહેર કરેછે, ને પોતાની જીભને લગામ નથી આપતો, પણ
પોતાનાં દીલને ફરેબ ઓપેછે, તો તેની દીનદારી બાતલ છે. ૨૭ ખોદા
ઈઆને બાપની આગલ જે દીનદારી પાક તથા બેએબ તે એ છે કે,
નબાપાંને તથા વીધવાઓને તેઓનાં દુખની વેલા જોવા જવું, ને પોતાને
દુનીઆથી બેડાઘ રાખવો.

## બાબ બીજો.

**મા**રા ભાઈઓ, આપણા જાહોજલાલી ખોદાવંદ ઈસુ ખરીસતનું ઈમાન
આદમીઓની તરફદારી કરવા સાથે ના રાખો. ૨ કેમકે સુંનાની વીટીવાલું

માણસ, જેના અંગપર શારો પોશાક છે, તે જો તમારી મીજલસમાં આવે, ને
કોઈ ગરીબ જેના અંગ પર મેલાં લુગડાં છે તે પણ જો આવે, ને શારો પોશાક
પેહેરેલાને જોઇને તમે કહોછેઓ કે, ૩ તમે હીઆં શારે ઠેકાણે બેશો; પણ ગરી-
બને કહોછેઓ કે તું તાંહાં ઉભો રેહે, ઇઆ હીઆં મારાં પાએઆસન પાસે બેશ.
૪ તો શું તમે પોતામાં તરફદારી નથી કરતા, ને બદ ખીઆલના શું હાકમ નથી
થઇઆ ? ૫ મારા પીઆરા ભાઈઓ, તમે શાંભલો, આ દુનીઆના ગરીબો ઈ-
માનમાં દોલતમંદ થાએ, ને ખોદાએ પોતાપર પીઆર કરનારાઓને પાદશાહત
આપવાને જે વાએદો આપીઓ તેના વારસ થાએ, વાસતે શું તેણે તેઓને
પસંદ નથી કીધા ? ૬ લેકીન તમે ગરીબોને ધીકારીઆ છે. દોલતમંદો શું તમ
પર જુલમ નથી કરતા, ને અદાલતોમાં તમને ઘસડી નથી લઇજતા ? ૭ શું
તેઓ જે બુજરગ નામ તમ પર મુકેલું છે તેની ઠઠા નથી કરતા ? ૮ જો તમે
પાદશાહી શરીઅતને કીતાબ મુજબ પુરી કરો, કે "તું પોતા સરખો પોતાના
પડોસી પર પીઆર કર," તો ઘણું શારૂં કરોછેઓ. ૯ પણ જો તમે તરફદારી
કરોછેઓ, તો ગુનાહ કરોછેઓ, ને તકસીર કરનારાઓના જેવા શરીઅતથી
સાબેત થાઓ છેઓ. ૧૦ કેમકે જે કોઈ કુલ શરીઅત પાલે છે, ને ફકત એક
વાતમાં ચુકરો, તો તે બધીનો ગુનાહગાર થાએ છે. ૧૧ કેમકે જેણે કહીઉં
કે તું જના ન કર, તેણેજ કહીઉં છે કે તું ખુન ન કર, વાસતે જો તું જના
કરતો નથી, પણ ખુન કરેછે, તો તું શરીઅત તોડનાર થાએછે. ૧૨ જે-
ઓનો ઈનસાફ આજાદગીની શરીઅત પરમાણે થનાર છે તેઓની પેઠે બોલો
ને કરો. ૧૩ કેમકે જેણે રહમ નથી કીધો, તેનો ઇનસાફ રહમ વીના થશે.
ને ઇનસાફ ઠરવા પર રહમ ખુશી પામેછે.

૧૪ મારા ભાઇઓ, જો કોઇ કેહેછે કે, મને ઇમાન છે, પણ જો તેને
અમલ નથી, તો શું ઇમાન તેને તારી શકેછે ? ૧૫ અગર કોઇ ભાઇ ઇઆ
બેહેન ઉઘાડાં હોએ, તથા રોજના અંન વગરનાં હોએ; ૧૬ ને તમરામાંનો
કોઇ તેઓને કેહે કે, સલામત જાઓ, તાપો, ને તુરપત થાઓ, તોપણ બ-
દનને જે જરૂરનું છે તે જો તમે તેઓને નથી આપતા, તો શું ફાએદો ? ૧૭
તેમજ ઇમાન પણ જો અમલ સાથે નથી, તો તે એકલો છતાં મુડદુ છે. ૧૮
કદાચ કોઈ કેહેશે કે તને ઈમાન છે, ને મને અમલ છે; તો તું તારૂં ઇમાન
પોતાના અમલ વીના મને દેખાડ, ને હું મારૂં ઇમાન પોતાના અમલથી તને
દેખાડશ. ૧૯ તું ઈમાન લાવેછે કે એક ખોદા છે, એ તું શારૂં કરેછે;

દેવો પણ એ માને છે ને કાંપેછે. ૨૦ પણ ઓ હલકા માણસ, તું કારે સ-
મજશે કે અમલ વીના ઇમાન મુડદું છે? ૨૧ આપણા બાપ ઇબરાહીમે કુરબાન-
પર પોતાના દીકરા ઇસહાકને ચહડાવીઓ તારે શું અમલથી તે રાસત નહીં
ઠરીઓ? ૨૨ તેના ઇમાને તેના અમલ સાથે કરાવીઉં, ને અમલથી ઇમા-
ન કામીલ થઇઓ, એ તું જુએછે. ૨૩ ને તે લખાણ પુરૂં થઇઉં જે કેહેછે
કે, "ઇબરાહીમ ખોદાપર ઇમાન લાવીઓ ને તે તેને સારૂ રાસતી ગણાઈ;" ને
તે ખલીલ અલલા કેહેવાઇઓ. ૨૪ તો તમે જુઓછેઓ કે, એકલા
ઇમાનથી નહીં, પણ અમલથી આદમી રાસત ઠરાવાએછે. ૨૫ ને તે પરમાણે
રાહાબ છીનાલે પણ જાસુસોને કબુલ કીધા, ને તેઓને બીજે રસતે બાહાર
મોકલીઆ, તારે શું અમલથી તે રાસત નહીં ઠરવાઈ? ૨૬ કેમકે જેમ રૂહ વીના
બદન મુએલું છે, તેમ અમલ વીના ઇમાન પણ મુએલો છે.

## બાબ તીજો.

મારા ભાઇઓ, તમારામાં ઘણા ઉસતાદ ન થાઓ, એ જાણીને કે
તેથી ઘણી સજા થાએછે. ૨ કેમકે આપણે બધા વારેવાર તકસીર કરીએ
છઇએ, જો કોઇ બોલવામાં તકસીર કરતો નથી, તો તે કામીલ શખસ છે,
ને તે પોતાનું આખું બદન તાબે કરી શકે છે. ૩ જુઓ, ઘોડાઓનાં મો-
હોમાં આપણે લગામ આપીએ છઈએ કે તેઓ આપણે તાબે રેહે, ને તેઓનાં
આખાં બદન ફેરવીએછઇએ. ૪ જુઓ, વાહાણો કેવાં મોહોટાં છે, ને સખત
પવનથી ઉડેછે, તોપણ જાંહાં સુકાનીની મરજી હોએ તાંહાં બહુ નાહાનાં સુકા-
નથી ફેરવાએછે. ૫ તેમ જીભ પણ નાહાનું અંગ છે, પણ મોહોટી ફખર
કરેછે; જુઓ, થોડી આગ કેહેવા મોહોટા ઢગલાને સલગાવેછે. ૬ ને જીભ
એક આગ છે, ને બદીની એક આલમ છે, જીભ આપણાં અંગોમાં એવી
છે કે આખાં બદનને ડાગ લગાડેછે, ને પેદાએશના ઘેરા સલગાવેછે, ને તે પોતે
જાહનમથી સલગાવાએછે. ૭ કેમકે હર કીસમના જાનવર, તથા ચલીઆં,
તથા પેટે ચાલનારાંઓમાંની તથા દરીઆમાં રેહેનારાંઓમાંની હરેક જાત તાબે
કરાએછે, ને માણસથી તાબે કરાઇ છે. ૮ પણ જીભને કોઇ માણસ તાબે
કરી નથી શકતું; એ તો એક બલા છે, જે ઠરતી નથી, ને મોત લાવનાર જેહે-
રથી ભરેલી છે. ૯ આપણે તેથી ખોદા બાપને મુબારક કહીએછઇએ, ને
તેથી ખોદાની સુરત પરમાણે બનેલાં માણસોને બદદુઆ આપીએ છઇએ;

૧૦ તેજ મોહોથી મુબારકબાદી ને બદદુઆ નીકલે છે; મારા ભાઇઓ, એમ
થવું મુનાસીબ નથી. ૧૧ શું જરો એક નલમાંથી મીઠું તથા ખારૂં પાણી
કાહાડેછે? ૧૨ મારા ભાઇઓ, અંજીરી શું જઇતુનનાં ફલ લાવી શકેછે?
ઇઆ દરાખનો વેલો અંજીરોને? એમ એકજ જરો ખારૂં તથા મીઠું પાણી
કાહાડી નથી શકતો.

૧૩ તમારામાં અકલમંદ તથા દાનાવ કોણ છે? તે નેક ચાલથી દાનાઇની
નરમાઈ સાથે પોતાનો અમલ દેખાડે. ૧૪ પણ જો તમે પોતાનાં દીલમાં
કડવી અદેખાઈ તથા જઘડા રાખો છેઓ, તો ફખર ના કરો, ને સાચાઇને ઉલટું
જુઠું ન બોલો. ૧૫ એ દાનાઈ તે નથી જે ઉપરથી ઉતરે છે, પણ એ દુની-
આઈ, નફસાની તથા શેતાની છે. ૧૬ કેમકે જાંહાં અદેખાઇ તથા જઘડા
છે, તાંહાં ટંટો તથા હરેક ભુંડું કામ છે. ૧૭ પણ જે દાનાઈ ઉપરથી છે તે પેહે-
લી પાક છે, પછી સલાહ કરનારી, હલીમ, નરમ, રેહમથી તથા શારાં ફલોથી
ભરેલી છે, તરફદાર નથી, ને મકરખોર નથી. ૧૮ ને જે સુલાહ કરેછે
તેઓ રાસતીનાં ફલ સુલાહે વાવેછે.

## બાબ ચોથો.

તમારામાં લડાઈ તથા જઘડા કાંહાંથી આવે છે? શું તમારાં અંગમાંના
લડાઇ કરનાર હવસોથી નહીં? ૨ તમે ખાહેશ કરો છેઓ, પણ પામતા નથી;
તમે મારી નાંખો છેઓ, ને મેલવવાને બહુ ચાહો છેઓ, પણ હાંસલ કરી
શકતા નથી; તમે લડાઇ કરો છેઓ, ને જઘડો કરો છેઓ, પણ તમને નથી,
કેમકે તમે માગતા નથી. ૩ તમે માગો છેઓ, પણ પામતા નથી, કેમકે
તમે પોતાના હવસોપર ખરચવાને બુરી રીતે માગો છેઓ. ૪ અઓ જના-
કારીઓ તથા જના કરાવનારીઓ, શું તમે એ જાણતાં નથી કે, દુનીઆની
દોસતી ખોદાની દુશમની છે, વાસતે જે કોઇ દુનીઆનો દોસત થવા ચાહે છે,
તે ખોદાનો દુશમન છે. ૫ શું તમે એમ વીચારો છેઓ કે કીતાબ ખાલી
કેહેછે કે, "જે રૂહ આપણામાં વસતી કરે છે તે અદેખાઇપર ઉભરાએ છે."
૬ પણ તે તો જીઆદા ફજલ બખશે છે, વાસતે તે કેહેછે કે, ખોદા મગરૂરોને
તુછ કરેછે, પણ નમણતાઇવાલાને તે ફજલ બખશેછે. ૭ વાસતે તમે ખો-
દાને તાબે થાઓ, શેતાનની સાંભે થાઓ, ને તે તમારાથી નાહાસશે. ૮ તમે
ખોદાની પાસે જાઓ, ને તે તમારી પાસે આવશે; અઓ ગુનાહગારો, તમે

પોતાના હાત ધુઓ, ને અએ બે મનવાલાઓ, તમે પોતાનાં દીલ પાક કરો. ૯
તમે અફસોસ તથા ગમ કરો, ને રડો, તમારૂં હસવું શોક, તથા ખુશી ઉદાસ
થઇજાઓ. ૧૦ ખોદાવંદની આગલ તમે નમણતાઇ પકડો, ને તે તમને
ઊંચા કરશે. ૧૧ અએ ભાઇઓ, તમે એક બીજાની બદગોઇ ના કરો, જે
પોતાના ભાઇની બદગોઈ કરેછે, ને પોતાના ભાઇનો ઇનસાફ કરેછે, તે શરી-
અતને ઉલટું બોલેછે, ને શરીઅત પર ઇનસાફ ઠરાવેછે; ને જો તું શરીઅત
પર ઈનસાફ ઠરાવેછે, તો તું શરીઅત પાલનાર નથી, પણ ઇનસાફ કરનાર
છે. ૧૨ શરીઅતનો આપનાર એક છે, તે તારવાને તથા હલાક કરવાને
શકતીવાન છે, તું કોણ છે કે બીજાપર ઇનસાફ ઠરાવેછે?

૧૩ હવે ચાલો તમે જે કોહોછેઓ કે, આજ ઇઆ કાલે હમે ફલાણા શેહે-
રમાં જઇને તાંહાં એક વરસ ભર રહીશું, ને વેપાર કરીને નફો મેલવશું. ૧૪
પણ કાલે શું થશે એ તમે જાણતા નથી, કેમકે તમારી જીંદગી શું છે? તે તો
ધુંઅર છે, જે થોડીવાર દેખાએ છે, ને પછી ગેબ થઇ જાએ છે. ૧૫ તે કરતાં
તમારે એમ કેહેવું જોઇએ કે, જો ખોદાવંદની મરજી હશે, ને હમે જીવતા
રહીશું, તો એ ઇઆ તે કરશું. ૧૬ પણ હવે તમે પોતાના ગરવ કરવામાં
ફખર કરો છેઓ, એવી બધી ફખર બુરી છે. ૧૭ વાસતે જે ભલું કરી
જાણે છે, પણ કરતો નથી, તેને ગુનાહ લાગે છે.

## બાબ પાંચમો.

અએ દોલતમંદો, તમારી પર આવનાર આફતોને લીધે તમે હાએ
હાએ કરતા રડો. ૨ તમારી મીલકત સડી ગઈ, ને તમારાં લુગડાં ઉધાઇથી
ખાધેલાં થઇઆં. ૩ તમારૂં સુંનું તથા રૂપું કીટાઈ ગઈઊં છે, ને તેનો કાટ
તમ પર શાહેદ થશે, ને આતશની પેઠે તમારાં અંગ ખાઈ જશે. ૪ તમે
છેલા દાહાડાઓને સારૂ દોલત સંઘરી છે. જુઓ, જે મજુરોએ તમારાં
ખેતર કાપીઆં છે, તેઓની મજુરી તમે દગાથી પાછી રાખી, તે બુમ પાડેછે,
ને કાપનારાઓની બુમ ફોજોના ખોદાવંદના કાનોમાં પેઠીછે. ૫ તમે જ-
મીનપર એશ આરામ કીધો, ને મોજીલા થઇઆ છેઓ, મારીનાંખવાના દા-
હાડાને સારૂ તમે પોતાનાં દીલ સખત કીધાં છે. ૬ જે રાસત તેને તમે
નારાસત ઠરાવીઓ, ને મારીનાંખીઓ, પણ તેણે તમને અટકાવીઆ નહીં.

૭ અએ ભાઇઓ, ઓદાવંદના આવવા સુધી તમે સબર પકડો; જુઓ, એડુક જમીનનાં કીમતી ફલની રાહ જુએછે, ને પેહેલો તથા છેલો વરસાદ પામીઆ સુધો તે બાબત સબર રાખેછે. ૮ તમે પણ સબર રાખો, પોતાનાં દીલને કાએમ કરો, કેમકે ઓદાવંદનું આવવું પાસે છે. ૯ અએ ભાઇઓ. તમ પર તકસીર ન ઠરાવાએ વાસતે એક બીજા પર કચકચ ન કરો, જુઓ, ઇનસાફ કરનાર બારણા આગલ ઉભો છે. ૧૦ અએ મારા ભાઇઓ, જે નબીઓએ ઓદાવંદનાં નામથી કહીઊં છે તેઓને દુખ ઉઠાવવાનો તથા સબર પકડવાનો નમુનો તમે લેઓ. ૧૧ જુઓ, જે સેહેછે તેઓને નેકબખત આપણે ગણીએછઇએ; તમે ઇઓબની સબર બાબત શાંભલીઊં છે, ને ઓદાવંદની મતલબને જાણોછેઓ કે ઓદાવંદ ઘણો રહીમ તથા મેહેરબાન છે.

૧૨ સહુથી પેહેલાં મારા ભાઇઓ, તમે સમ ન ખાઓ, આસમાનના નહીં, ઇઆ જમીનના નહીં, ઇઆ બીજા કંઇ સમ ન ખાઓ, પણ તમે દંડમાં ન પડો વાસતે તમારી હા તે હા, ને ના તે ના થાએ.

૧૩ તમારામાં શું કોઇ દુખી છે? તો તે દુઆ માગે; શું કોઈ ખુશાલ છે? તો તે ગાએણ ગાએ. ૧૪ તમારાં શું કોઈ બીમાર છે? તો મંડલીના વડીલોને તે બોલાવે, ને તેઓ ઓદાવંદનાં નામથી તેને તેલ ચોલીને તેને સારૂ દુઆ માગે. ૧૫ ને ઇમાનની દુઆ બીમારને બચાવશે, ને ઓદાવંદ તેને ઉઠાડશે; ને જો તેણે ગુનાહ કીધા હશે તો તે તેને માફ કરાશે. ૧૬ તમે સમા કરાઓ વાસતે પોતાના ગુનાહ એક બીજાની પાસે કબુલ કરો, ને એક બીજાને સારૂ દુઆ માગો; રાસત શખસનાં દીલના જોરથી કીધેલી દુઆ બહુ અસર કરેછે. ૧૭ એલીઆ આપણા સરખો ઇનસાન હતો, પણ તેણે દુઆમાં અરજ કીધી કે વરસાદ ન વરસે; ને સાહાડા તણ વરરા સુધી જમીન પર વરસાદ વરસીઓ નહીં. ૧૮ પછી તેણે ફરી દુઆ માગી ને આસમાને વરસાદ આપીઓ, ને જમીને પોતાનું ફલ ઉપજાવીઊં.

૧૯ અએ ભાઇઓ, જો તમારામાંનો કોઈ સાચાઇથી ભુલી જાએ, ને કોઇ તેને પાછો ફેરવે; ૨૦ તો તે એ જાણે કે ગુનાહગારને તેની ગુમરાહીથી જે પાછો ફેરવે છે, તે એક જાનને મોતથી બચાવશે, ને બહુ ગુનાહોને ઢાંકશે.

# પીતરનું પેહેલું પતર.

## બાબ પેહેલો.

પંતસ, ગલાતી, કાપાદોકીઆ, આસીઆ તથા બીથુનીઆમાંના વેરા-
એલા મુસાફરો; ૨ જે ખોદા બાપના અગાઉ જાણીઆ પરમાણે અગાઉથી
પસંદ કરેલા છે, એ સારૂ કે રૂહની પાક તાસીરથી ફરમાનબરદાર થાએ, ને ઈસુ
ખરીસતનાં લોહીથી છંટાએ, તેઓને ઈસુ ખરીસતનો રસુલ પીતર લખેછે;
તમારાપર ફજલ તથા સલામતી જીઆદા થતી જાએ.

૩ આપણા ખોદાવંદ ઈસુ ખરીસતનો ખોદા તથા બાપ મુબારક હોજો, જેણે
આપણને પોતાની મોહોટી રહમતથી ઈસુ ખરીસતના પાછા ઉઠવાથી જીવતી ઉ-
મેદને સારૂ ફરી જનમાવીઆ છે; ૪ કે જે વતન અનબગડું, તથા ચોખું, તથા
અચીમલાનારૂ છે, ને જે આસમાનમાં રાખેલું છે, તે આપણે પામીએ. ૫ જે
તારણ આખર જમાનામાં જાહેર થવાને તઈઆર છે તે પામવાને આપણે ખો-
દાની કુદરતે ઈમાનથી રખાએલા છઈએ. ૬ જેમાં તમે બહુ ખુસ છેઓ,
અગર હમણા થોડીવાર બહુ અજમાએશોને લીધે, જો જરૂર છે, તો તમે દુખી
છેઓ. ૭ તે એ સારૂ છે કે તમારા ઈમાનની અજમાએશ આતશથી પરખા-
એલાં ફાની સુંનાં કરતાં બહુ મુલવાન છતાં ઈસુ ખરીસતના જાહેર થવાને દાહાડે
તારીફ તથા ઈજત તથા જલાલને લાએક થાએ. ૮ તેને બીનદેખે તમે
પીઆર કરોછેઓ, ને જો કે તમે હમણા તેને જોતા નથી, તોપણ ઈમાન રા-
ખીને તમે તેનામાં એવી ખુશી ને ખુરમી કરો છેઓ કે તે બબીઆન તથા
જલાલથી ભરેલી છે. ૯ ને તમે પોતાના ઈમાનનું ફલ ઈઆને જાનોનું તારણ
પામો છેઓ. ૧૦ જે નબીઓએ તમારી ઉપર જાહેર થનાર નીઆમત બાબત
પેશનગોઈ કીધી તેઓએ એ તારણ બાબત બહુ તજવીજ કીધી. ૧૧ તે-
ઓએ એ તલાશ કીધી કે ખરીસતનો રૂહ જે તેઓમાં હતો તેણે ખરીસતનાં
દુખો તથા તે બાદની જલાલ બાબત જે ગહવાઈ આગલથી પુરી તે કીઆ ને
કેવા જમાનાના બીઆનમાં હતી. ૧૨ તેઓને એ જાહેર કરાઈઊં હતું કે
તેઓ પોતાને સારૂ નહીં, પણ આપણે સારૂ તે વાતોથી ખીદમત કરતા હતા;
જેની ખબર તમને આસમાનથી મોકલેલા પાકરૂહની મદદથી જેઓએ ઈંજીલ
શંભલાવી તેઓથી મલી; ને એ વાતોનો દરીઆફત કરવાને ફીરેશતાઓ
બહુ ચાહે છે.

૧૩ વાસતે તમે પોતાનાં મનની કમર બાંધો, હુશીઆર થાઓ, ને ઈસુ
ખરીસતના જાહેર થવાને વખત જે ફજલ તમારાપર થવાનો છે તેની પુરી ઉમેદ
રાખો. ૧૪ તમે ફરમાનબરદાર ફરજંદો થઈને પોતાની બુરી ખાહેશો જેઓ-
માં તમે નાદાનીના વખતમાં ગીરફતાર હતા તેઓ પરમાણે ન ચાલો. ૧૫ પણ
જેણે તમને તેડીઆ તે જેવો પાક છે, તેવા તમે પણ બધી ચાલમાં પાક
થાઓ. ૧૬ કેમકે લખેલું છે કે, “હું પાક છઊં, વાસતે તમે પાક થાઓ.”
૧૭ ને જે બાપ હરેકનાં કામ પરમાણે બીન તરફદાર ઈનસાફ કરેછે, તેનું નામ
જો તમે લેઓ છેઓ, તો તમારી મુશાફરીનો વખત બીહીકથી કાહાડો. ૧૮
કેમકે તમે એ જાણોછેઓ કે તમે પોતાના બાપદાદાઓથી આવેલા બેહુદા
દસતુરોથી જે ખલાસી પામીઆ છેઓ તે કંઈ ફાની ચીજો ઈઆને સુનાં કે
રૂપાંથી નથી; ૧૯ પણ ખરીસતનાં બેકીમત લોહીથી, જે બેડાગ તથા બેએબ
હલવાનના જેવો છે. ૨૦ તે તો દુનીઆનાં મંડાણ પેહેલાં મુકરર થઈઓ
હતો ખરો, પણ તમારે સારૂ આ આખરી જમાનામાં જાહેર થઈઓ. ૨૧
તેની મારફત તમે ખોદાપર ઈમાન લાવો છેઓ; એણે તેને મુએલાંઓમાંથી
ઉઠાડીઓ, ને જલાલ આપી, કે તમારૂં ઈમાન તથા ઉમેદ ખોદાપર થાએ. ૨૨
તમે જેમ પાકરૂહની મદદથી સાચાઈની તાબેદારી કરીને પોતાનાં દીલ ભાઈ-
ઓપર બીનઢોંગ પીઆર કરવા સુધી પાક કીધાં છે, તેમ પાક દીલથી એક
બીજાપર બહુ પીઆર કરો. ૨૩ કેમકે તમે ફાની બીજથી નહીં, પણ ગેરફાનીથી
ઈઆને ખોદાના જીવતા તથા હમેશ રેહનાર કલામથી ફરી જનમીઆ છેઓ.
૨૪ કારણ કે સઘલા પરાણી ઘાસ સરખા છે, ને આદમીની બધી બુજરગી
ઘાસનાં ફુલ જેવી છે, ઘાસ સુકાઈ જાએછે, ને તેનું ફુલ ખરી પડે છે; પણ
ખોદાવંદનો કલામ હમેશ રેહેછે; ૨૫ ને જે કલામ ઈંજીલથી તમને જાહેર
થઈઓ તેજ એ છે.

## બાબ બીજો.

**વા**સતે બધી બદી, તથા બધો દગો, તથા ઢોંગ, તથા અદેખાઈ, તથા
બદગોઈઓ દુર કરીને; ૨ નવાં જનમેલાં બાલકની પેઠે કલામનું ખાલેસ
દુધ ચાહો, કે તમે તેથી વધો. ૩ ખોદાવંદ મેહેરબાન છે, એમ જો તમે
ચાખીઊં હોએ તો.

૪ જે જીવતો પથર છે માણસથી નાપસંદ કરેલો ખરો, પણ ખોદાથી પસંદ

થએલો, તથા કીમતી; ૫ તેની પાસે આવીને તમે પણ જીવતા પથરના જેવા
બંધાઇઆ છેઓ, ને રૂહાની ઘર તથા કાહીનોની પાક જમાત બનતા જાઓ
છેઓ, કે રૂહાની કુરબાનીઓ જે ઈશુ ખરીસતને વસીલે ખોદાને પસંદ છે તે
ચહડાવો. ૬ એ સારૂ કીતાબમાં પણ એ લખેલું છે કે, “ જુઓ, સીઓ-
નમાં હું એક પસંદ કરેલો તથા કીમતી ખુણાનો મુખી પથર મુકુંછઊં, ને જે
તેના પર ઇમાન લાવે છે તે શરમાશે નહીં.” ૭ તો તમ ઇમાન લાવનારાઓને
તે કીમતી છે ખરો; પણ જે માનતા નથી, તેઓને સારૂ જે પથર બાંધનારા-
ઓએ નાપસંદ કીધો તેજ ખુણાનું મથાલું, ૮ ને ઠેસ ખવાડનાર પથર, તથા
ઠોકર ખવાડનાર ખડક થઇઓ છે, તેઓ નાફરમાનબરદાર છતાં કલામ બાબત
ઠોકર ખાએ છે, એ સારૂ તેઓ ઠરીઆ હતા. ૯ પણ તમે પસંદ કરેલી
ઉમત, પાદશાહી કાહીનપણું, પાક કોમ, ને ખાસ લોક છેઓ, કે જેણે તમને
અંધારામાંથી પોતાની અજાએબ રોશનીમાં બોલાવીઆ તેની ખુબીઓ તમે
કહી દેખાડો ૧૦ તમે પેહેલાં કોમ નહીં હતા, પણ હવે ખોદાની કોમ છેઓ;
પેહેલાં તમારી ઉપર રહમત નહીં હતી, પણ હવે તમારી ઉપર રહમત છે.

૧૧ અએ પીઆરાઓ, હું તમારી મીનંત કરૂંછઊં કે તમે પરદેશીઓ તથા
મુસાફરો છતાં જીસમાની ખાહેશો જેઓ જાનના મુકાબલામાં લડાઇ કરે છે
તેઓથી પહરેજ રહો: ૧૨ ને ગેરકોમીઓને દરમીઆન તમારી ચાલ
નેક રાખો, કે તેઓ તમને બદકાર જાણીને તમારી બદગોઇ કરે છે, તો
તમારાં નેક કામપર નજર કરીને જે દાહાડે તેઓપર નેગાહ થશે, તારે ખોદાની
જલાલ જાહેર કરે. ૧૩ માણસના હરેક ઠરાવેલાને ખોદાવંદને લીધે તમે તાબે
થાઓ; પાદશાહને, જેવા કે સહુથી બુજરગને; ઇઆ હાકમોને, ૧૪ જેવા કે
બદકારોની સજા તથા નેકી કરનારાઓની તારીફ કરવાને તેના મોકલેલાઓને.
૧૫ કેમકે ખોદાની મરજી એ છે કે તમે નેક અમલ કરીને આહમકોની
નાદાનીનાં મોહો બંધ કરી નાખો. ૧૬ તમે પોતાને આજાદ જાણો, પણ
પોતાની આજાદગીને બદીનો પડદો ના કરો; પણ પોતાને ખોદાના બંદા સમજો.
૧૭ સહુની હુરમત રાખો, ભાઇઓપર પીઆર રાખો, ખોદાની બીહીક ધરો,
પાદશાહની ઇજત કરો.

૧૮ ચાકરો, કમાલ અદબથી પોતાના શેઠોને તાબે રહો, જે શારા તથા
નરમ છે ફકત તેઓને નહીં, પણ કડાઓને પણ. ૧૯ કેમકે જો કોઇ ખો-
દાની તરફ દીલ રાખવાને લીધે દુખ ઉઠાવીને સબર કરે છે, તો તે વખાણ લા-

એક છે. ૨૦ કેમકે જો તમે તકસીર કરીને તમાચા ખાધા, ને સબર કીધી,
તો તેમાં શું ફખર છે? પણ જો નેકી કીધાથી દુખ ઉઠાવો છેઓ ને તેમાં
સબર કરો છેઓ, તો એ ખોદાની આગલ પસંદ છે. ૨૧ કેમકે તેનેજ
સારૂ તમે તેડાઇઆ છેઓ, કારણ કે ખરીસતે પણ આપણે સારૂ સહીઊં છે,
ને આપણને નમુનો આપીઓ છે, કે તમે તેનાં પગલાંમાં ચાલો. ૨૨ તેણે
કંઇ ગુનાહ કીધો નહીં હતો, ને તેનાં મોહોમાં કપટ મલીઊં નહીં હતું. ૨૩
તેણે નીંદા પામીને પાછી નીંદા ન કીધી; દુખો સેહેતાં ધમકાવીઆ નહીં, પણ
પોતાને વાજબી ઇનસાફ કરનારને સોંપીઓ. ૨૪ તેણે પોતે કરૂસપર પોતાનાં
બદનમાં આપણા ગુનાહ લઇને ભોગવીઆ, કે આપણે ગુનાહો બાબત
મુએલા થઇને રાસતીમાં જીવીએ; તેની પરના મારથી તમે સમા થઇઆ.
૨૫ કેમકે તમે ભટકતાં ગેટાંના જેવા હતા, પણ હવે પોતાના જાનોના રખે-
વાલની તથા નેગાહબાનની તરફ પાછા આવીઆ છેઓ.

## બાબ તીજો.

એજ પરમાણે વહુઓ, તમે પોત પોતાના વરોને તાબે થાઓ, કે જો
કોઇ કલામ માનતો નથી, તો તેઓ વહુઓની ચાલથી બોન કલામે માને. ૨
જારે તેઓ તમારી પાક ચાલ જે ખોફ સાથે છે તે જુએ તારે. ૩ તમારો સણ-
ગાર બાહારનો ઇઆને ગુંથેલા બાલોમાં તથા સુંનાના દાગીનામાં, તથા કપડાં
પેહેરવામાં ન થવા દેઓ. ૪ પણ દીલની પોશીદા ઇનસાનીઅતમાં હોએ,
જે ગેરફાની તેથી, ઇઆને હલીમ તથા ગરીબ મીજાજ જે ખોદાની આગલ બે-
કીમત છે. ૫ કેમકે આગલા જમાનામાં જે પાક ઓરતોએ ખોદાપર ભ-
રોસો કીધો હતો, તેઓએ પોતાના વરોને તાબે થઇને એ પરમાણે પોતાને
સણગારી હતી. ૬ જેમ સારા ઇબરાહીમની ફરમાનબરદારી કરતી, ને તેને
ખોદાવંદ કેહેતી હતી, જો તમે નેકી કરો છેઓ, ને કંઇ ખોફથી હેરાન થતી
નથી, તો તમે તેની દીકરીઓ છેઓ. ૭ એ પરમાણે વરો, તમે તેઓની
સાથે દાનાઇથી રહો, ને વહુને નાજુક પેદાએશ સમજીને ઇજત આપો, ને
જાણો કે જીંદગીનાં વતનની નીઆમતમાં તમે બેઊ શરીક છેઓ, કે તમારી
દુઆઓ રોકાએ નહીં.

૮ છેલું, તમે સરવ એક દીલ ને હમદરદ થાઓ, ભાઇઓપર મોહોબત
રાખો, રહમ દીલ તથા સલુકાઇ રાખનાર થાઓ. ૯ ભુંડાઇને બદલે ભુંડાઇ,

ઇઆ નીંદાને બદલે નીંદા ન કરો; બલકે દુઆ આપો; કેમકે તમે એ જાણો-
છેઓ કે તમે બરકતના વારસ થવાને બોલાઇઆ છેઓ. ૧૦ કેમકે જે
કોઈ જીંદગી ચાહે છે તથા શારા દાહાડા જોવાને ઇછે છે, તે પોતાની જીભને
બદીથી, ને પોતાના હોંઠોને દગાની વાત કેહેવાથી રોકે. ૧૧ તે બદીથી દુર
જાએ, ને નેકી કરે, સુલાહને તે શોધે, ને તેની પાછલ રેહે. ૧૨ કેમકે
ખોદાવંદની નેગાહ રાસતોપર, ને તેના કાન તેઓની દુઆઓ ઊપર છે, પણ
ખોદાવંદનું મોહો બદકારોની ઊલટાઇમાં છે. ૧૩ ને જો તમે નેક અમલ
કરનાર થઇઆ, તો તમારૂં બુરૂં કરનાર કોણ છે? ૧૪ વલી, અગર તમે રાસ-
તીને સારૂ દુખ ઉઠાવો છેઓ તો તમે નેકબખત છેઓ, ને તેઓના બીહીવ-
રાવીઆથી ન બોહો, ને ન ગભરાઓ. ૧૫ પણ ખોદાવંદ ખોદાને પોતાનાં
દીલથી પાક જાણો; ને તમારામાં જે ઊમેદ છે તેનો સબબ જે કોઇ પુછે, તેને
નરમાઇ તથા અદબથી જવાબ આપવાને હમેશા તઇઆર રહો. ૧૬ ને દીલ
નેક રાખો, કે જેઓ તમને બદકાર સમજીને બુરૂં કેહે છે, ને ખરીસતમાંની
તમારી નેક ચાલને લીધે તમારી ઉપર જુઠાં બોહતાન ઉઠાવે છે, તેઓ શર-
માએ. ૧૭ કેમકે અગર ખોદાની મરજી એવી છે કે ભલું કરવાથી તમે
દુખ પામો, તો બુરૂં કરીને દુખ પામવાથી એ બેહતર છે. ૧૮ કેમકે ખરી-
સતે પણ એકવાર ગુનાહોને લીધે દુખ ઉઠાવીઆં, ઇઆને જે રાસત હતો તેણે
નારાસતોને સારૂ, કે તે આપણને ખોદાની પાસે પોહોંચાડે; તે બદનમાં મરણ
પામીઓ, પણ રૂહથી જીવતો થઇઓ. ૧૯ તેથી પણ તેણે જઇને જે રૂહો
કેદમાં હતા તેઓને મુનાદી કીધી; ૨૦ જેઓ આગલ નાફરમાનબરદાર
હતા, જે વખત ખોદાની સબર નુહના દાહાડાઓમાં વાહાણ તઇઆર થતું
હતું તારે ઇંતેજાર કરતી હતી, તેમાં થોડા જાન ઇઆને આઠ આદમી પાણીથી
બચી ગઇઆં. ૨૧ તેની મીસાલ બાપતીસમ (ઇઆને જે બદનનો મેલ
કાહાડે છે તે નહીં, પણ નેક નઇઅતીથી ખોદાને જવાબ આપવો) તે ઇસુ
ખરીસતને પાછા ઉઠવાને વસીલે આપણને પણ બચાવે છે. ૨૨ તે આસમાન-
માં જઇને ખોદાની જમણી ગમ છે, ને ફીરેશતાઓ તથા એખતીઆરીઓ
તથા કુદરતીઓ તેને તાબે છે.

## બાબ ચોથો.

વાસતે ખરીસતે આપણે સારૂ બદનમાં દુખ ઊઠાવીઆં છે, તારે તમે

પણ એજ ઈરાદાથી હથીઆરબંધ થાઓ; કેમકે જેણે બદનમાં દુખ ઉઠા-
વીઆં છે તે ગુનાહથી દુર થઈઓ છે; ૨ કે તે તારથી બદનમાંનો બાકી
રેહેલો વખત આદમીઓના બુરા હવસો પરમાણે નહીં, પણ ખોદાની મરજી
પરમાણે કાહાડે. ૩ કેમકે ગેરકોમીઓની મરજી પરમાણે કરવાને જેટલી
ઉમર ગુજારી તેટલી આપણને બસ છે; તારે આપણે શેહવતમાં, હવસોમાં
શરાબની મસતીમાં, ખાધેલ પીધેલપણામાં, તથા લાનતી બુતપરસતીમાં
ચાલતા હતા. ૪ ને તેઓ તાજુબ થાએછે કે તમે તેવા ફીસાદની મસ-
તીમાં તેઓની સાથે નથી દોડતા, ને તેને લીધે તમારી બદગોઈ કરેછે. ૫ જી-
વતાંઓ તથા મુએલાંઓનો ઈનસાફ કરવાને જે તઇઆર છે, તેને તેઓ હી-
સાબ આપશે. ૬ કેમકે મુએલાંઓને પણ ઇંજીલની સુનાદી એ સારૂ કીધી
હતી કે જીસમ બાબત તેઓ પર આદમીઓ પરમાણે ઇનસાફ ઠરાવાએ,
પણ રૂહ બાબત તેઓ ખોદાની આગલ જીવે.

૭ પણ કુલે ચીજની આખર નજદીક છે; એ વાસતે હુશીઆર થાઓ, ને
દુઆ માગતાં જાગતા રેહો. ૮ ને સહુ કરતાં દીલસોજ મોહોબત એક બીજા
ઉપર તમે રાખો, કેમકે મોહોબત બહુ ગુનાહોને ઢાંકે છે. ૯ કચકચ કીધા વ-
ગર એક બીજાને પહેરોણા રાખો. ૧૦ તમારાંમાંના હરેકને જેમ નીઆમત
મલી છે, તેમ ખોદાના તરેહ તરેહ ફજલના શારા કરભારીઓની પેઠે તમે એક
બીજાની ખીદમતમાં તે વાપરો. ૧૧ જો કોઇ બોલે, તો ખોદાના કલામ
પરમાણે તે બોલે; જો કોઇ ખીદમત કરે, તો જે કુવત ખોદા તેને આપે તે પર-
માણે તે કરે; એ સારૂ કે ઇસુ ખરીસતને વસીલે બધી વાતમાં ખોદાની
બુજરગી જાહેર થાએ ! તેને જલાલ તથા કુદરત હમેશાં થાઓ. આમીન.

૧૨ અએ પીઆરાઓ, જે આતશી અજમાએશ તમને આજમાવા
સારૂ તમારી ઉપર આવી તેથી તાજુબ ના થાઓ કે ગોઇઆ તમારી ઉપર
એક અજબ બનાવ બનીઓ. ૧૩ પણ તમે ખરીસતનાં દુખોમાં શરીક
છેઓ વાસતે ખુશ થાઓ, કે તેની જલાલ જાહેર થવાને વખત તમે બે-
નીહાએત ખુશી કરો. ૧૪ અગર ખરીસતનાં નામને સારૂ તમને ઠપકા
મલેછે, તો તમે મુબારક છેઓ, કેમકે જલાલનો તથા ખોદાનો રૂહ તમ-
પર રેહે છે; તેઓ તેની બદગોઈ કરેછે ખરા, પણ તમારાથી તેની જલાલ
જાહેર થાએછે. ૧૫ પણ તમારામાંનો કોઇ ખુની, ઇઆ ચોર, ઇઆ
બદકાર, ઇઆ બીજાઓનાં કામમાં હાથ ઘાલનારના જેવો થઇને દુખ ન

ઉઠાવે. ૧૬ પણ અગર કોઇ ખરીસતીઆન થવાના સબબથી દુખ પામે, તો તે
ન શરમાએ, બલકે એને લીધે ખોદાની જલાલ જાહેર કરે. ૧૭ કેમકે વખત
આવીઓ છે કે ઇનસાફ ખોદાનાં ઘરથી શરૂ થાએ, ને જો તે હમથી શરૂ થાએ
છે, તો જેઓ ખોદાની ઇંજીલને માનતા નથી તેઓનો અંજામ શું થશે? ૧૮
ને અગર રાસત મુશકેલીથી બચી જાએછે, તો બેદીનો તથા ગુનાહગારોનું ઠે-
કાણું કાંહાં થશે? ૧૯ વાસતે જેઓ ખોદાની મરજી પરમાણે દુખ પામે છે,
તેઓ નેકી કરતાં પોતાના પરાણ ખોદા જે ખાલિક આમીન છે તેને સોંપે.

## બાબ પાંચમો.

જે વડીલો તમારામાં છે તેઓને હું પણ એક વડીલ, તથા ખરી-
સતનાં દુખોનો શાહેદ તથા જાહેર થનાર જલાલનો શરીક છતાં એલતેમાસ
કરૂંછઊં; ૨ કે ખોદાનું જે ટોલું તમારામાં છે તેની પરવરશી કરો, નેગાહબાનીનું
કામ લાચારીને લીધે નહીં, પણ ખુશીથી કરો; ના રવા નફાને સારૂ નહીં, પણ દીલો-
જાનથી કરો. ૩ ને વતન પર સાહેબી કરવાની પેઠે નહીં, પણ ટોલાના નમુના
મીસાલે. ૪ ને સરદાર રખેવાલ જારે જાહેર થશે તારે તમે જલાલનું તાજ જે
કરમાઇ જતું નથી તે પામશો. ૫ એજ તરેહ, અએ જુવાનો, તમે પણ વ-
ડીલોને તાબે થાઓ; બલકે તમે બધા એક બીજાને તાબે થાઓ, ને નમણ-
તાઇનો લેબાસ પેહેરો; કેમકે ખોદા મગરૂરોને ધીકારે છે; ને નમણતાઇવાલા-
ઓને ફજલ બખશે છે. ૬ ખોદાના જોરાવર હાત તલે પોતાને નમાવો, કે
તે તમને ઠીક વખતે સરફરાજી બખશે. ૭ તમારી બધી ચંતા તેના પર નાંખો.
કેમકે તે તમ બાબત ચંતા કરેછે. ૮ હુશીઆર તથા જાગતા થાઓ; કેમકે
તમારો દુશમન શેતાન ગાજનાર સહીંની પેઠે શોધતો ફરેછે કે કોઇને ફાડી ખા
એ. ૯ તમે ઇમાનમાં મજબુત થઇને તેના સાંમે થાઓ; ને જાણો કે એવાં
દુખો તમારા ભાઇઓ જેઓ દુનીઆમાં છે તેઓ પણ ઉઠાવે છે. ૧૦ હવે ખોદા
જે કામીલ ફજલ કરેછે, જેણે પોતાની હમેશાંની જલાલને સારૂ ખરીસત
ઇસુથી આપણને બોલાવીઆ છે, તે પોતે તમને થોડું દુખ સહીઆ પછી
કામીલ કરે, કાએમ કરે, મજબુત કરે, ને પાએદાર કરે. ૧૧ જલાલ તથા
કુદરત હમેશાં સુધી તેનીજ છે. આમીન.

૧૨ સીલવાન જે હું ધારૂંઊં કે તમારી તરફ અમાનતદાર ભાઇ છે, તેની

હસતક હું તમને મુખતેસરમાં લખીને નશીહત કરૂંછઊં, ને ગહવાઈ આપું છઊં
કે, જે ફજલમાં તમે કાએમ છેઓ તે ખોદાનો સાચો ફજલ છે. ૧૩ બાબ-
લોનમાંની મંડલી જે તમારી સાથે પસંદ કરાઇ તે તથા મારો દીકરો મારક તમને
સલામ કેહેછે. ૧૪ તમે માહોમાં મોહોબતની ચુંબનથી સલામ કરો; તમે
બધા જેઓ ખરીસત ઇસુમાં છેઓ તેઓની સલામતી થાઓ. આમીન.

# પીતરનું બીજું પતર.

## બાબ પેહેલો.

**આ**પણા ખોદા તથા તારનાર ઇસુ ખરીસતની રાસતીથી હમારા સરખું
કીમતી ઇમાન જે પામીઆ છે તેઓને ઇસુ ખરીસતનો બંદો તથા રસુલ સી-
મોન પીતર લખેછે. ૨ ખોદા તથા આપણા ખોદાવંદ ઇસુની પીછાનથી ફજલ
તથા સલામતી તમારા ઉપર જીઆદા થાઓ.

૩ જેણે આપણને જલાલ તથા નેકી પામવાને બોલાવીઆ, તેની પીછાનથી
પોતાની ખોદાઈ કુદરત પરમાણે તેણે આપણને જીંદગી તથા દીનદારી સાથે
તાલુકો રાખનારી કુલે ચીજો ઇનાએત કીધી. ૪ એને સારૂ આપણને ઘણા
મોહોટા તથા કીમતી વાએદા અપાઇઆ છે, કે તમે તેઓથી જે ગંદગી દુની-
આમાં બુરી ખવાએશને સબબ છે તેથી છુટીને તેઓને આસરે તબીઅતે
ઇલાહીમાં શરીક થાઓ. ૫ ને એ સારૂ તમે તેમાં કામીલ કોશેસ કરીને
પોતાના ઇમાન સાથે હીમત, તથા હીમત સાથે પીછાન; ૬ તથા પીછાન સાથે
પહરેજગારી, તથા પહરેજગારી સાથે સબર, તથા સબર સાથે દીનદારી; ૭ તથા
દીનદારી સાથે બીરાદરી મોહોબત, તથા બીરાદરી મોહોબત સાથે પીઆરને જો-
ડતા જાઓ. ૮ કેમકે એ બધાં તમારામાં થઇઆથી તથા વધીઆથી, આપણા
ખોદાવંદ ઇસુ ખરીસતની પીછાનમાં તમને ગાફીલ તથા બેફલ નહીં થવા
દેશે. ૯ પણ જેને એ ચીજો નથી તે આંધલો છે, આંખો વીચીછે, ને પોતા-
ના આગલા ગુનાહોથી ધોવાઇઓ તે વીસરી ગઇઓ છે. ૧૦ વાસતે અએ
ભાઇઓ, તમારૂં તેડાવવું તથા પસંદ આવવું સાબેત કરવા સારૂ જીઆદા કોશેસ
કરો; કેમકે અગર તમે એમ કરશો તો કદી નહીં પડશો. ૧૧ બલકે તમે
આપણા ખોદાવંદ તથા તારનાર ઇસુ ખરીસતની હમેશાંની પાદશાહતમાં મોહોટી
ઇજત સાથે દાખલ થશો.

૧૨ વાસતે જો કે તમે એ વાતો જાણોછેઓ, ને હાલની સાચાઇમાં કા-
એમ છેઓ, તોપણ એ વાતોની હમેશ તમને ઇઆદ આપવાને હું ગાફીલ
નહીં થવશ. ૧૩ બલકે મને એ વાજબી લાગેછે કે જાંહાંસુધી હું આ તંબુમાં
છઉં, તાંહાંસુધી ઇઆદ આપી આપીને તમને હુશીઆર કરૂં. ૧૪ કેમકે હું જા-
ણુંછઉં કે જેમ આપણા ખોદાવંદ ઇસુ ખરીસતે મને દેખાડાવીઉં તેમ મારો તંબુ
જલદી પડવાનો છે. ૧૫ ને હું કોશેશ કરશ કે મારા જવા બાદ આ વાતો તમે
હમેશ ઇઆદ રાખો. ૧૬ કેમકે હમે ચતુરાઇથી બનાવેલી કાહાણીઓની પા-
છલ ચાલીને તમને આપણા ખોદાવંદ ઇસુ ખરીસતની કુદરત તથા આવવાની
ખબર જણાવી નથી, બલકે હમે તેની બુજરગી હમારી આંખોથી જો-
ઈ. ૧૭ કેમકે જારે બહુ મોહોટી જલાલથી તેની બાબત એવો અવાજ આ-
વીઓ કે, એ મારો પીઆરો બેટો છે, એનાથી હું બહુ ખુશ છઉં, તારે ખોદા
બાપથી તે ઈજત તથા હુરમત પામીઓ. ૧૮ ને હમે તેની સાથે પાક પાહાડ
પર હતા તારે એ અવાજ આસમાનથી આવતો શાંભલીઓ. ૧૯ ને હ-
મારી પાસે એથી જીઆદા સાબેત કલામ ઇઆને નબીઓનો કલામ છે; જાંહાં
સુધી પોહો ફુટે, ને સવારનો સીતારો તમારાં દીલોમાં ઉગે, તાંહાં સુધી તેને
અંધારાં મકાનમાં રોશની આપનાર ચેરાગના જેવો સમજીને તેના પર ચીત લ-
ગાડવાથી તમે દરૂસત કરો છેઓ. ૨૦ પેહેલું તમારે એ જાણવું કે કીતાબની
કોઇ નબુઅત પોતાથી ખુલનાર નથી. ૨૧ કેમકે નબુઅતની વાત આદમીની
ખાહેશથી કદી નથી થઈ, બલકે ખોદાના પાક આદમીઓ પાકરૂહના બોલાવી-
આથી બોલીઆ.

## બાબ બીજો.

પણ જેમ તે લોકોમાં જુઠા નબીઓ હતા, તેમ તમારામાં પણ જુઠા
ઉસતાદો થશે, એવા કે હલાક કરનારી ગુમરાહ વાતો છુપી રીતે માંહે લાવશે, ને
જે ખોદાવંદે તેઓને વેચાતા લીધા તેનો ઇંકાર કરીને પોતાપર હલાકી જલદી
લાવશે. ૨ ને તેઓની ગુમરાહીમાં ઘણાઓ ચાલશે; ને તેઓને લીધે રાહે
રાસતની બદનામી થશે. ૩ ને લોભે દગાની વાતોથી તેઓ તમને વેચાઉ કરશે;
સજાનો હુકમ જે કંઇકિ મુદતથી તેઓ ઉપર થઇઓ તેને હવે વીલંબ નથી;
ને તેઓની હલાકત ઉંઘતી નથી. ૪ કેમકે ખોદાએં ગુનાહગાર ફીરેશતા-
ઓને નહીં છોડીઆ, બલકે જાહાનમમાં નાંખીને ઈનસાફના દાહાડા સુધી

અંધારાંના સાંકલોમાં રાખીઆ; ૫ ને જુની દુનીઆને છોડી નહીં,પણ બેદીનોના
આલમપર રેલ મોકલીને આઠમો શખસ નુહ જે રાસતીની મુનાદી કરનાર
હતો તેને બચાવીઓ. ૬ ને સદોમ તથા ગમોરા શેહેરોને ભસમ કરી નાંખીઆં,
ને તેઓને નેસત નાબુદ કરીને તેઓનો દંડ કીધો: તેઓને આઇનદે બેદીનોને
સારૂ નમુના કરી રાખીઆ. ૭ ને રાસત લોત તે નાપાક લોકોની બુરી ચાલથી
દુખી થતો હતો તેને છોડાવીઓ. ૮ (કેમકે તે રાસત તેઓમાં રહીને તે-
ઓનાં બેકાએદા કામો જોઇઆ તથા શાંભલીઆથી પોતાનાં સાચાં દીલમાં
દુખી થતો હતો). ૯ તો ખોદાવંદ દીનદારોને ઇમતેહાનમાંથી છોડાવાનું,
તથા બેદીનોને ઇનસાફના દાહાડા સુધી સજાને સારૂ રાખવાનું જાણે છે. ૧૦
ખસુસન તેઓને જેઓ શેહેવતોથી જીસમની તોર પર ચાલેછે; ને હકુમતનો
ધીકાર કરે છે; તેઓ મગરૂર તથા ખુદપસંદ છે, ને ઇજતવાલાઓને બેધરક
બદનામ કરેછે. ૧૧ તોપણ ફીરેશતાઓ જેઓ જોર તથા કુદરતમાં તેઓ
કરતાં જીઆદા છે, તેઓ ખોદાવંદની આગલ તેઓની નાલેશ કરતા નથી. ૧૨
પણ તેઓ જે જાનવરો જાતી બેઅકલ છે, ને શીકાર તથા હલાક થવાને પેદા
થઇઆં તેઓની મુઆફક જે વાતો નથી સમજતા તેઓની બદનામી કરેછે,
ને પોતાની ખરાબીમાં હલાક થાએ છે. ૧૩ તેઓ પોતાની બદીનો બદલો
પામશે, દીવસને વખત એશ કરવી તેઓ સુખ ગણે છે, તેઓ ડાગ તથા
એબ છે, ને તમારી સાથે ખાઇને પોતાની દગાબાજીઓથી એશ ઇશરત
કરે છે. ૧૪ તેઓની આંખો જનાથી ભરેલી છે, ને ગુનાહ કરવાથી બંધ
નથી પડતી, તેઓ બેકાએમ જનોને ભુલાવે છે, તેઓનાં દીલ લાલચોમાં
ફસાએલાં છે, તેઓ લાનતની ઓલાદ છે. ૧૫ તેઓ સીધો રસતો છો-
ડીને ભટકતા થઇઆ, ને બસુરના દીકરા બલામ જેણે નારાસતીની મજુરી
ચાહી તેની રાહપર ચાલનારા થઇઆ છે. ૧૬ પણ તે પોતાની બદીને લીધે
ઠપકો પામીઓ, મુગાં ગધેડાંએ આદમીના આવાજથી તે નબીની ઘેલાઇ
રોકી. ૧૭ તેઓ પાણી વગરના કુઆ છે, તથા તુફાને દોડાવેલાં વાદલાં છે,
હમેશાનાં અંધકારની કાલક તેઓને સારૂ રાખેલી છે. ૧૮ કેમકે જેઓ
ભુલમાં ચાલે છે તેઓમાંથી જે પુરા બચી નીકલેલાઓને તેઓ બેહુદી
ફુલેલી વાતો કહીને જીસમાની શેહેવતો તથા નાપાકીઓમાં ખેંચે છે. ૧૯ તેઓ
તેઓને આજાદગીનો વાએદો આપે છે, પણ પોતે બદીના ગોલામ છે, કેમકે
જેથી જે જીતાએ છે તેથી તે ગોલામીમાં ઘલાએ છે. ૨૦ કેમકે જો

ખોદાવંદ તથા તારનાર ઈસુ ખરીસતની પીછાનથી તેઓ સંસારની બુરાઈઓથી
બચીઆબાદ તેઓમાં પાછા ફસીઆ, ને મગલુબ થઈઆ, તો તેઓનો
પાછલો હાલ પેહેલાંથી બદતર છે. ૨૧ કેમકે રાસતીની રાહ પીછાનવા બાદ
તેઓને જે પાક હુકમ અપાઈઓ તેથી ફરવા કરતાં જો પીછાન ન થઈ હતે
તો બેહતર થતે. ૨૨ પણ એક સાચી કેહવત પરમાણે તેઓને થઈઊં કે,
કુતરૂં પોતાની ઓકની ગમ, ને ધુએલી ભુંડણ કાદવમાં લોટવાને ફરી છે.

## બાબ તીજો.

**પી**આરાઓ, આ બીજું પતર હવે હું તમને લખુંછઊં, એ બંનેથી
તમારાં પાક દીલોને ચેતાવતાં એવાં ઉસકેરૂં છઊં કે, ૨ પાક નબીઓથી જે વાતો
અગાઉ કેહેવાઈ હતી તેની તથા ખોદાવંદ તથા તારનારના હમ રસુલોના હુકમોની
ઈઆદ રાખો. ૩ એ પેહેલું જાણી રાખો કે છેલા જમાનામાં મસખરી કર-
નારા આવશે, જેઓ પોતાના બુરા હવસો પરમાણે ચાલશે; ૪ ને કેહેશે કે
તેના આવવાનો વાએદો કાંહાં છે? કેમકે બાપદાદાઓ ઊંઘી ગઈઆ છે.
તાહારથી સઘલાં જેવાં પેદાએશની શરૂમાં હતાં તેવાંજ હમણા પણ રહે છે. ૫
કેમકે તેઓ જાણી બુજીને એ વીસરે છે કે ખોદાના કલામથી આસમાનો
પેહેલાંથી થઈઆં છે, ને જમીન પાણીની બાહાર તથા પાણીમાં રેહેતી હતી.
૬ તેના સબબથી આગલી દુનીઆ પાણીમાં દુબીને હલાક થઈ. ૭ ને આસ-
માન તથા જમીન જે હમણા છે તે તેજ કલામથી આગને સારૂ ઈનસાફ
તથા બેદીનોની હલાકત સુધી બલવાને રાખેલાં છે. ૮ પણ પીઆરાઓ, આ
એક વાત બાબત તમે અજાણીઆ ના રહો કે ખોદાવંદની નજદીક એક દા-
હાડો હજાર વરશના જેવો, ને હજાર વરશ એક દાહાડાના જેવાં છે. ૯ ખો-
દાવંદ પોતાના વાએદાઓ બાબત સુસતી નથી કરતો, જેમ બાજે લોક સુસતી
સમજે છે, પણ આપણી તરફ તે સબર રાખેછે, એ સારૂ કે તે કોઈની હલા-
કત નથી ચાહતો, પણ ચાહે છે કે સહુ તોબા કરે. ૧૦ ખોદાવંદનો દાહાડો
જેમ રાતે ચોર આવે છે તેમ આવશે, ને તે વખતે આસમાનો મોટા આવાજ
સાથે ચાલીઆં જશે, ને તતવો ઝાલથી બલાઈ જશે, ને જમીન તથા તે-
પરનાં કામો બાલી નંખાશે. ૧૧ તો એ સરવ વોઘરાઈ જનારાં વાસતે ચાલથી
તથા દીનદારીથી તમને કેવા થવું પડે છે. ૧૨ ખોદાના જે દાહાડામાં આ-
સમાનો સલગાવેલાં થઈને વીઘરાઈ જશે, તથા તતવો ઝાલથી ગલાઈ જશે, તેના

આવવાની રાહ જોતાં તમે ઉતાવલ પણ કરો. ૧૩ તોપણ આપણે તેના વા-
એદા પરમાણે નવાં આસમાન તથા નવી જમીન જેમાં રાસતી વસે છે તેની
રાહ જોઇએ છઇએ. ૧૪ વાસતે, અએ પીઆરાઓ, એ ચીજોની રાહ
જોતાં એવી કોશેસ કરો કે તમે બેડાગ, બેએબ સલામતી સાથે તેની હજુ-
રમાં હાજર થાઓ. ૧૫ ને આપણા ખોદાવંદની સબર તારણને સારૂ છે એમ
સમજો, જેમ આપણા પીઆરા ભાઈ પાઉલે પણ તેને આપેલો દાનાઇ પર-
માણે તમને લખીઉં છે. ૧૬ જેમ તેનાં બધાં પતરોમાં આ વાતો બાબત
કહીઉં છે, તેઓમાં કેટલીએક વાત સમજવી મુશકેલ છે, જેઓ જાહેલ
તથા બેકાએમ છે તેઓ તે વાતોને જેમ બીજી કીતાબોને પણ પોતાની હલા-
કતને સારૂ ફેરવી નાંખે છે. ૧૭ વાસતે, પીઆરાઓ, અગાઉથી જાણીઆં
છતાં તમે ખબરદાર થાઓ કે બુરાઓની ભુલની તરફ ખેંચાઈ જઇને પોતાની
ઉસતવારીથી ન પડો. ૧૮ પણ ફજલમાં તથા આપણા ખોદાવંદ ઇઆને તાર-
નાર ઇસુ ખરીસતની પીછાનમાં તમે વધતા જાઓઃ તેની જલાલ હમણા
ને હમેશાંતક થાઓ. આમીન.

# ઈઓહાનનું પેહેલું પતર.

## બાબ પેહેલો.

જીંદગીના કલામ બાબત, જે શરૂથી હતો, જેને હમે શાંભાલીઓ,
જેને હમે હમારી આંખોએ દીઠો, જેના પર હમે જોઇઉં, ને જેને હમે હાતો-
થી અડકીઆ. ૨ (કેમકે જીંદગી જાહેર થઇ, ને હમે તે દીઠી, ને શાહેદી
આપીએછઇએ, ને તે હમેશાંની જીંદગી જે બાપની પાસે હતી, ને હમારી
પર જાહેર થઇ તેની ખબર તમને આપીએ છઇએ.) ૩ હમે જે દીઠું છે,
ને શાંભલીઉં છે, તેની ખબર તમને આપીએછઇએ કે, તમને પણ હમારી
સાથે સંગત થાએ, ને હમારી સંગત બાપની સાથે, તથા તેના બેટા ઇસુ
ખરીસતની સાથે છે. ૪ ને હમે તમને આ વાતો એ સારૂ લખીએ
છઈએ કે તમારી ખુશી પુરી થાએ. ૫ ને જે ખબર હમે તેનાથી શાં-
ભલી, ને તમને જાહેર કરીએંછઇએ, તે એ છે કે ખોદા રોશની છે, ને તેના-
માં કંઇ અંધારૂં નથી. ૬ જો આપણે કહીએછઇએ કે આપણી તેની
સાથે સંગત છે, ને અંધારામાં ચાલીલીએછઇએ, તો આપણે જુઠું કહીએ-

છઇએ, ને સાચાઈ પાલતા નથી. ૭ પણ જેમ તે રોશનીમાં છે, તેમ જો
આપણે રોશનીમાં ચાલીએ, તો આપણને એક બીજા સાથે સંગત છે,
ને તેના બેટા ઇસુ ખરીસતનું લોહી આપણને કુલ ગુનાહાથી પાક કરે છે. ૮
જો આપણે કહીએ કે આપણને ગુનાહ નથી, તો આપણે પોતાને ભુલવી-
એછઇએ, ને આપણામાં સાચાઇ નથી. ૯ જો આપણે પોતાના ગુનાહ કબુલ
કરીએ, તો આપણા ગુનાહ માફ કરવાને, તથા આપણને બધી નારાસ-
તીથી પાક કરવાને તે અમાનતદાર તથા આદલ છે. ૧૦ જો આપણે
કહીએ કે આપણે ગુનાહ કીધો નથી, તો આપણે તેને જુઠો પાડીએછઇએ
ને તેની વાત આપણામાં નથી.

## બાબ બીજો.

**અએ** મારાં છોકરાં, તમે ગુનાહ ન કરો વાસતે હું તમને એ વાતો
લખુંછઉં, પણ જો કોઈ ગુનાહ કરે, તો ઇસુ ખરીસત જે રાસત તે બાપની
પાસે આપણો વકીલ છે. ૨ ને તે આપણા ગુનાહની તોબરા છે, ને ફકત
આપણા ગુનાહની નહીં, પણ તમામ દુનીઆના. ૩ જો આપણે તેના હુકમો
પર અમલ કરીએ તો તેથી આપણે જાણીએ કે આપણે તેને જાણીઓ છે.
૪ જે કેહેછે કે હું તેને જાણુંછઉં; ને તોપણ તેના હુકમ પર અમલ નથી
કરતો, તે જુઠો છે, તેનામાં સાચાઇ નથી. ૫ પણ જે કોઈ તેનો હુકમ પાલેછે,
તેનામાં ખોદાનો પીઆર કામીલ થઇઓ છે; આપણે એથી જાણીએ કે
આપણે તેનામાં છઈએ. ૬ જે કેહેછે કે હું તેનામાં રહુંછઉં, તેને એમ કરવું
પોડેછે કે જેમ તે ચાલીઓ હતો, તેમ તે પણ ચાલે. ૭ ભાઈઓ, હું તમને
કોઇ નવો હુકમ લખતો નથી, પણ જે જુનો હુકમ તમને શરૂથી મલીઓ
તે, જે વાત તમે શરૂથી શાંભલી તેજ તે જુનો હુકમ છે. ૮ વલી હું
તમને એક નવો હુકમ લખુંછઉં, જે તેનામાં તથા તમારામાં ખરો છે, કેમકે
અંધારૂં ગુજરી ગઇઉં છે, ને ખરી રોશની હમણા ચમકેછે. ૯ જે કેહેછે
કે હું રોશનીમાં છઉં; ને પોતાના ભાઇની દુશમની કરેછે, તે હજુસુધી અં-
ધારામાં છે. ૧૦ જે પોતાના ભાઇ પર પીઆર કરેછે તે રોશનીમાં રેહેછે,
ને તેનામાં ઠોકરનું કારણ નથી. ૧૧ પણ જે પોતાના ભાઇની દુશમની
કરેછે, તે અંધકારમાં છે, ને અંધારામાં ચાલેછે, ને પોતે કાંહાં જાએછે એ
તેને માલુમ નથી, કેમકે અંધારાએ તેની આંખો આંધલી કીધી છે.

૧૨ છોકરાંઓ, તેનાં નામને લીધે તમારા ગુનાહ માફ થઇઆ, વાસતે
હું તમને લખુંછઊં. ૧૩ બાપો, જે શરૂથી છે તેને તમે જાણીઓ, વાસતે
હું તમને લખુંછઊં. જુવાનો, તમે તે બુરાને જીહીંતીઓ છે, વાસતે હું તમને
લખુંછઊં. છોકરાંઓ, તમે બાપને જાણીઆ છે. વાસતે હું તમને લખુંછઊં.
૧૪ બાપો, જે શરૂથી હતો તેને તમે જાણીઓ છે, વાસતે મેં તમને લ-
ખીઊં છે. જુવાનો, તમે મજબુત છઓ, ને ખોદાનો કલામ તમારામાં રેહેછે;
ને તમે તે બુરાને જીહીંતીઆ છે, વાસતે મેં તમને લખીઊં. ૧૫ દુનીઆ
તથા દુનીઆની ચીજોનો પીઆર તમે ન કરો, જો કોઇ દુનીઆનો પીઆર
કરેછે, તો બાપનો પીઆર તેનામાં નથી. ૧૬ કેમકે જે બધું દુનીઆમાં છે,
ઇઆને જીસમાની ખાહેશ, તથા આંખોની ખાહેસ, તથા જીંદગીની ગરૂરી,
તે બાપથી નથી, પણ દુનીઆથી છે. ૧૭ ને દુનીઆ તથા તેની ખાહેશ
ચાલી જાએ છે. લેકીન ખોદાની મરજી પરમાણે જે ચાલે છે તે હમેશ
રેહે છે.

૧૮ છોકરાંઓ, આ આખરી જમાનો છે, ને જેમ તમે શાંભલીઊં કે
ખરીસતનો દુશમન આવે છે, તેમ હમણા ખરીસતના દુશમનો બહુ થઇઆ
છે, એથી આપણે જાણીએ છઇએ કે આ આખરી જમાનો છે. ૧૯ તેઓ
આપણામાંથી નીકલી ગઇઆ, પણ તેઓ આપણામાંના નહીં હતા, કેમકે
જો તેઓ આપણામાંના હતે, તો આપણી સાથે રેહેતે, પણ તેઓ નીક-
લીઆં કે જાહેર થાએ કે તેઓ બધા આપણામાંના નહીં હતા. ૨૦ ને
જે પાક તેથી તમને અભીશેક છે, ને તમે સરવ જાણોછેઓ. ૨૧ તમે
સાચાઇ જાણતા નથી, એ સારૂ નહીં, પણ તમે તે જાણોછેઓ, ને સા-
ચાઇમાં કંઇ જુઠાપણું નથી, વાસતે મેં તમને લખીઊં છે. ૨૨ જે
ઇંકાર કરેછે કે, ઇસુ તે ખરીસત નથી, તે વગર જુઠો કોણ છે? બાપનો તથા
બેટાનો જે ઇંકાર કરેછે, તે ખરીસતનો દુશમન છે. ૨૩ જે કોઇ બે-
ટાનો ઇંકાર કરેછે, તેને બાપ નથી. ૨૪ એ વાસતે તમે જે શરૂથી શાં-
ભલીઊં છે, તે તમમાં રેહે: અગર જે તમે શરૂથી શાંભલીઊં તે જો તમા-
રામાં રેહે તો તમે બેટામાં તથા બાપમાં રેહેશો. ૨૫ ને જે વાએદો તેણે
આપણને આપીઓ તે એ છે ઇઆને હમેશાંની જીંદગીનો છે. ૨૬ જે
તમને ફરેબ આપેછે તેઓ બાબત મેં તમને એ વાતો લખી છે. ૨૭
ને જે અભીશેક તમે તેનાથી પામીઆછેઓ, તે તમારામાં રેહેછે, ને કોઈ

તમને શીખવે એની તમને જરૂર નથી, પણ જેમ તે અભીશેક તમને બધું
શીખવે છે તેમ; ને તે ખરો છે, ખોટો નથી, ને જેવું તેણે તમને શી-
ખવીઉં, તેમજ તમે તેમાં રહો. ૨૮ ને હવે, છોકરાંઓ, તમે તેનામાં
રહો, કે જારે તે જાહેર થાએ, તારે આપણે બેખોફ હોઈએ, ને તેના આવ-
વાને વખત તેની આગલ શરમાઈએ નહીં. ૨૯ તમે જો એ જાણો છેઓ
કે તે રાસત છે, તો તમે એપણ જાણો કે હરેક જે રાસતી કરે છે, તે તેનાથી
જનમીઓ છે.

## બાબ તીજો.

**જુઓ**, બાપે કેવો પીઆર આપણા ઉપર કીધો છે કે આપણે ખોદાનાં
ફરજંદ કેહેવાઈએ, એ સારૂ દુનીઆ આપણને ઓલખતી નથી, કેમકે તેણે
તેને ઓલખીઓ નહીં. ૨ પીઆરાઓ, હવે આપણે ખોદાનાં ફરજંદ છઈએ,
પણ આપણે શું થઈશું એ હજુસુધી દેખાતું નથી, તોપણ આપણે જાણીએ-
છઈએ કે જારે તે જાહેર થશે તારે તેના જેવા આપણે થઈશું, કેમકે તે જેવો છે
તેવો આપણે તેને જોઈશું. ૩ ને જે હરેકને તે પરની એ ઉમેદ છે, તે પોતાને
પાક કરે છે, જેમ તેપણ પાક છે. ૪ જે હરેક ગુનાહ કરે છે, તે શરીઅત રદ
કરે છે, કેમકે શરીઅત રદ કરવી એજ ગુનાહ છે. ૫ ને તે આપણા ગુનાહ
ઉઠાવી લેવાને જાહેર થઈઓ એ તમે જાણો છેઓ; ને તેનામાં ગુનાહ નથી. ૬
જે કોઈ તેનામાં રેહે છે, તે ગુનાહ કરતો નથી; જે કોઈ ગુનાહ કરે છે, તેણે
તેને દીઠો નથી, ને તેને જાણીઓ નથી. ૭ છોકરાંઓ, કોઈ તમને ફરેબ
ન આપે; જેમ તે રાસત છે, તેમ જે રાસતી કરે છે તે પણ રાસત છે. ૮ જે
ગુનાહ કરે છે, તે શેતાનનો છે; કેમકે શેતાન શરૂથી ગુનાહ કરે છે; ખોદાનો
બેટો એ સારૂ જાહેર થઈઓ, કે શેતાનનાં કામોને તે નેસત કરે. ૯ જે કોઈ
ખોદાથી જનમીઓ છે તે ગુનાહ કરતો નથી; કેમકે તેનામાં તેનું બી રેહે છે; ને
તે ગુનાહ કરી શકતો નથી, કારણકે તે ખોદાથી જનમીઓ છે. ૧૦ એથી
ખોદાનાં ફરજંદ તથા શેતાનનાં ફરજંદ જાહેર થાએ છે, જે કોઈ રાસતી કરતો
નથી, ને જે પોતાના ભાઈપર પીઆર કરતો નથી, તે ખોદાનો નથી. ૧૧ કેમકે
જે ખબર તમે શરૂથી શાંભલી, તે એજ છે કે આપણે એક બીજા પર પીઆર
કરીએ. ૧૨ કાઈનની મુઆફક નહીં, જે તે બુરાનો હતો, ને પોતાના ભાઈને
મારી નાંખીઓ, શા વાસતે તેણે તેને મારી નાંખીઓ? એ વાસતે કે તેનાં

કામ બુરાં ને તેના ભાઇનાં રાસત હતાં. ૧૩ મારા ભાઇઓ, અગર દુનીઆ
તમારો ઉપર દુશમની કરે છે, તો તેથી તાજુબ ના થાઓ. ૧૪ આપણે
જાણીએ છઈએ કે આપણે મોતથી નીકલીને જીંદગીમાં આવીઆ છઈએ,
કેમકે આપણે ભાઇઓ પર પીઆર કરીએછઇએ; પોતાના ભાઇ પર જે
પીઆર કરતો નથી, તે મોતમાં રેહેછે. ૧૫ જે કોઈ પોતાના ભાઇપર દુશ-
મની કરે છે તે ખુની છે, ને તમે જાણો છેઓ કે કોઇ ખુનીમાં હમેશાંનો જીં-
દગી રેહેતી નથી. ૧૬ ખોદાનો પીઆર આપણે એથી જાણીઓ, કે તેણે
આપણે સારૂ પોતાનો જીવ આપીઓ, ને લાજમ છે કે આપણે પણ ભાઇ-
ઓને સારૂ જીવ આપીએ. ૧૭ પણ જેની પાસે આ દુનીઆનો માલ છે,
ને તે પોતાના ભાઇને મોહતાજ જુએ છે, તોપણ તેના ઉપર રહમ નથી કરતો,
તો ખોદાનો પીઆર તેનામાં શી રીતે રેહે છે? ૧૮ મારાં છોકરાંઓ, આપણે
વાતથી કે જીભથી નહીં, પણ કામ તથા સાચાઇથી પીઆર કરીએ. ૧૯ ને
તેથી આપણે જાણીએ છઇએ કે આપણે સાચાઇના છઇએ, ને તેની આગલ
આપણા દીલની ખાતર જમા કરશું. ૨૦ કેમકે જો આપણા દીલ આપણને
દંડે છે, તો આપણા દીલ કરતાં તો ખોદા મોહોટો છે, ને તે બધું જાણે છે. ૨૧
પીઆરાઓ, જો આપણા દીલ આપણને દંડતાં નથી, તો ખોદા આગલ આ-
પણને ભરોસો છે. ૨૨ ને આપણે જે કંઇ માગીએ છઇએ, તે તેનાથી
પામીએ છઈએ; કેમકે આપણે તેના હુકમો પાલીએ છઇએ, ને જે કંઇ તેની
નજરમાં પસંદ છે તે કરીએ છઇએ. ૨૩ ને તેનો હુકમ એ છે કે આપણે
તેના બેટા ઇસુ ખરીસતનાં નામ પર એતકાદ કરીએ, ને તેણે જેમ આપણને
હુકમ આપીઓ તેમ માહોમાં પીઆર કરીએ. ૨૪ ને તેના હુકમ જે પાલે છે,
તે તેનામાં, ને તે પણ તેનામાં રેહે છે; ને તેણે જે રૂહ આપણને આપીઓ છે,
તેથી આપણે જાણીએ છઇએ કે તે આપણામાં રેહે છે.

## બાબ ચોથો.

**પી**આરાઓ, હરેક રૂહને ના માનો, પણ રૂહોને અજમાવો કે તેઓ
ખોદાની તરફથી છે કે નહીં; કેમકે ઘણા જુઠા પેગંબરો દુનીઆમાં આવીઆ
છે. ૨ હરેક રૂહ જે કબુલ કરે છે કે ઇસુ ખરીસત જીસમમાં આવીઓ છે,
તે ખોદાનો છે, એથી તમે ખોદાનો રૂહ જાણો. ૩ ને હરેક રૂહ જે
કબુલ કરતો નથી કે ઇસુ ખરીસત જીસમમાં આવીઓ છે, તે ખોદાનો નથી;

ને ખરીસતને ઉલટો રૂહ જે બાબત તમે શાંભલીઉં છે કે તે આવે છે, તે
એજ છે; ને હવે તે આવી ચુકીઓ છે. ૪ છોકરાંઓ, તમે ખોદાનાં
છેઓ, ને તમે તેઓને જીતીઆ છે; કેમકે જે તમારાંમાં છે તે જે દુની-
આમાં છે તેના કરતાં મોહોટો છે. ૫ તેઓ દુનીઆના છે, વાસતે દુની-
આ બાબત બોલે છે, ને દુનીઆ તેઓનું શાંભલેછે. ૬ આપણે ખોદાના છ-
ઇએ; જે ખોદાને જાણેછે તે આપણુ શાંભલેછે; જે ખોદાનો નથી, તે આપ-
ણુ શાંભલતો નથી; એથી આપણે સાચાઇનો રૂહ તથા ગુમરાહીનો રૂહ જાણી-
એ છઇએ.

૭ પીઆરાઓ, આપણે એક બીજા ઉપર પીઆર કરવો જોઈએ; કેમકે પી-
આર ખોદાથી છે; ને જે પીઆર કરેછે તે ખોદાથી જનમીઓ છે, ને ખોદાને
જાણે છે. ૮ જે પીઆર કરતો નથી, તે ખોદાને જાણતો નથી; કેમકે ખોદા
પીઆર છે. ૯ ખોદા આપણા ઉપર જે પીઆર કરે છે તે એથી જાહેર થા-
એછે કે ખોદાએ પોતાના એકનાએક બેટાને દુનીઆમાં મોકલીઓ કે આ-
પણે તેનાથી જીવીએ. ૧૦ પીઆર એમાં છે; એમ નહીં કે આપણે ખો-
દા પર પીઆર કીધો, બલકે તેણે આપણા પર પીઆર કીધો, ને આપણા ગુના-
હની તોબજસ કરાવા સારૂ પોતાના બેટાને મોકલીઓ. ૧૧ પીઆરાઓ, જો
ખોદાએ આપણા પર એટલો પીઆર કીધો, તો આપણે પણ એક બીજા પર
પીઆર કરવો જોઇએ. ૧૨ કોઇએ કદી ખોદાને દીઠો નથી; જો આપણે
માહોમાં પીઆર કરીએ તો ખોદા આપણામાં રેહે છે. ને તેનો પીઆર આ-
પણામાં કામીલ થઇઓ છે. ૧૩ આપણે તેનામાં રહીએ છઈએ, ને
તે આપણામાં, એ આપણે એથી જાણીએછઇએ કે, તેણે પોતાના રૂહનું
કંઈ આપણને આપીઉં છે. ૧૪ ને હમે દીઠું છે, ને શાહેદી આપી-
એછઇએ, કે બાપે પોતાના બેટાને દુનીઆનો તારનાર થવા સારૂ મોકલીઓછે.
૧૫ જે કોઇ એકરાર કરે કે ઇસુ ખોદાનો બેટો છે, તેનામાં ખોદા ને તે ખોદામાં
રેહે છે. ૧૬ ને આપણા પર ખોદાનો જે પીઆર, તે આપણે જાણીઓ, ને તે
પર એતકાદ કીધો. ૧૭ ખોદા પીઆર છે; ને જે પીઆરમાં રેહેછે, તે ખો-
દામાં રેહેછે, ને ખોદા તેનામાં. એથી આપણામાં પીઆર કામીલ થઇઓ છે,
કે ઇનસાફને દાહાડે આપણે હીમતમાં હોઇએ, કેમકે જેવો તે છે, તેવાજ આપણે
આ દુનીઆમાં છઈએ. ૧૮ પીઆરમાં બીહીક નથી, પણ કામીલ પીઆર
બીહીકને બાહાર કાહાડેછે; કેમકે બીહીકમાં પીડા છે; ને જે બીહેછે તે પીઆરમાં

કામીલ નથી થઇએ. ૧૯ આપણે તેના ઉપર પીઆર કરીએ છઇએ, કેમકે
તેણે આપણા ઉપર પેહેલો પીઆર કીધો છે. ૨૦ જો કોઈ કેહેછે કે, હું ખોદા
પર પીઆર કરૂંછઊં, તોપણ પોતાના ભાઇ પર દુશમની રાખેછે, તો તે જુઠો છે;
કેમકે પોતાનો ભાઈ જેને તે જુએ છે તેના પર પીઆર જો તે કરતો નથી, તો
અણદીઠ ખોદાપર શી તરેહ તે પીઆર કરે છે? ૨૧ ને એ હુકમ હમે
તેનાથી પામીઆ છઇએ કે ખોદા પર જે પીઆર કરેછે, તે પોતાના ભાઇપર
પણ પીઆર કરે.

## બાબ પાંચમો.

ઈસુ તે ખરીસત છે, એમ જે કોઈ માને છે, તે ખોદાથી જનમીઓ
છે; ને જે હરેક જનમાવનાર પર પીઆર કરેછે, તે તેનાથી જનમેલા પર પણ
પીઆર કરેછે. ૨ જારે આપણે ખોદાપર પીઆર કરીએછઈએ, ને તેના હુ-
કમ પાલીએછઇએ, તારે એથી આપણે જણીએછઇએ કે આપણે ખોદાનાં
ફરજંદો પર પણ પીઆર કરીએછઇએ. ૩ કારણ કે ખોદા પરનો પીઆર એજ
છે કે આપણે તેના હુકમો બજાવીએ, ને તેના હુકમો ભારી નથી. ૪ કેમકે
જે કોઇ ખોદાથી જનમેલો છે, તે દુનીઆને જીહીંતેછે; ને જે ફતેહ દુનીઆને
જીહીંતેછે તે આપણું ઇમાન છે. ૫ જે ઇમાન લાવે છે કે ઇસુ ખોદાનો બેટો છે,
તે શીવાએ દુનીઆને જે જીહીંતેછે તે કોણ છે? ૬ પાણીથી તથા લોહીથી જે
આવીઓ તે એજ છે, ઇઆને ઇસુ ખરીસત; ફકત પાણીથી નહીં, પણ પાણી
તથા લોહીથી; ને જે શાહેદી આપેછે, તે રૂહ છે; કેમકે રૂહ સાચો છે. ૭ કારણ
કે આસમાનમાં શાહેદી આપનાર તણ છે; ઇઆને બાપ, કલામ, તથા પાકરૂહ;
ને એ તણો એક છે. ૮ ને જમીન પર શાહેદી આપનાર તણ છે; રૂહ, તથા
પાણી, તથા લોહી; ને એ તણો એકમાં મલે છે. ૯ જો આપણે આદ-
મીની શાહેદી માનીએછઇએ, તો ખોદાની શાહેદી જીઆદા મોહોટી છે, કેમકે
જે શાહેદી ખોદાએ પોતાના બેટા બાબત આપી છે, તે એજ છે. ૧૦ જે કોઈ
ખોદાના બેટા પર ઇમાન લાવેછે, તેને પોતાનામાં શાહેદી છે, જે કોઈ ખોદા
પર ઇમાન નથી લાવતો, તે તેને જુઠો કરે છે. કેમકે ખોદાએ જે શાહેદી પો-
તાના બેટા બાબત આપી છે, તે પર એકીન ન લાવીઓ. ૧૧ ને તે શાહેદી એ
છે કે ખોદાએ આપણને હમેશાંની જીંદગી આપી છે, ને તે જીંદગી તેના બેટામાં
છે. ૧૨ જેને બેટો છે, તેને જીંદગી છે; જેને ખોદાનો બેટો નથી તેને

જીંદગી નથી. ૧૩ હમેશાંની જીંદગી તમને છે એ તમે જાણો, ને ખોદાના
બેટાનાં નામપર ઇમાન લાવો, એસારૂ ખોદાના બેટાનાં નામપર ઇમાન લાવ-
નારાઓને એ વાતો મેં લખી છે; ૧૪ ને તેની તરફ આપણો ભરોસો એ છે
કે, જો આપણે તેની મરજી પરમાણે કંઈ માગીએ તો તે આપણું શાંભલે છે.
૧૫ ને જે આપણે માગીએ છઈએ, તે બાબત તે આપણું શાંભલે છે, એ જો
આપણે જાણીએ છઇએ, તો જે આપણે તેની પાસે માગીએં તે આપણને મલે
છે, એ આપણે જાણીએ છઇએ. ૧૬ જો કોઇ પોતાના ભાઇને ગુનાહ કરતાં
જુએ, કે જે મોતતક નથી પોહોંચાડતો, તો તે માગેઃ ને મોતતક પોહોંચાડે
એવો ગુનાહ જે નથી કરતા તેઓને સારૂ તેને જીંદગી મલશે. ૧૭ મોતતક
પોહોંચાડે એવો ગુનાહ છે, તે બાબત માગવું એમ હું કેહેતો નથી. બધી
નારાસતી ગુનાહ છે; પણ એવો ગુનાહ છે કે જે મોતતક નથી પોહોંચાડતો. ૧૮
આપણે જાણીએ છઇએ કે ખોદાથી જે જનમીઓ છે તે ગુનાહ કરતો નથી,
પણ ખોદાથી જે જનમીઓ છે તે પોતાને સંભાલે છે; ને તે ભુંડો તેને અડકતો
નથી. ૧૯ આપણે જાણીએ છઇએ કે આપણે ખોદાના છઇએ, ને આખી
દુનીઆ બુરાઇમાં પડી રેહે છે. ૨૦ ને આપણે એ જાણીએ છઈએ કે
ખોદાનો બેટો આવીઓ છે, ને જે ખરો તેને આપણે જાણીએ વાસતે આપ-
ણને સમજ આપી છે, ને જે ખરો તેનામાં આપણે છઈએ, ઈઆને તેના
બેટા ઇસુ ખરીસતમાં એજ ખરો ખોદા તથા હમેશાંની જીંદગી છે. ૨૧ છોક-
રાંઓ, તમે પોતાને મુરતીઓથી બચાવી રાખો. આમીન.

# ઇઓહાનનું બીજું પતર.

પસંદ કરેલી બાઇને તથા તેનાં છોકરાંઓને વડીલ લખેછે; જેઓને હું
સાચાઇથી પીઆર કરૂંછઉં, ને ફકત હું નહીં, પણ જે સરવે સાચાઇને જાણી છે,
તેઓ પણ કરેછે; ૨ ને સાચાઇ આપણામાં રેહેછે, ને આપણી સાથે હમેશાં
રેહેશે તેને લીધે. ૩ ખોદા બાપથી, તથા બાપના બેટા ખોદાવંદ ઇસુ ખરી-
સતથી ફજલ તથા રહમ તથા સુલાહ તમને સાચાઇ તથા પીઆરમાં થાઓ.
૪ જેમ આપણે બાપથી હુકમ પામીઆ, તેમ તારાં છોકરાંઓમાંનાં કેટલાં-
એકને સાચાઇથી ચાલતાં મેં દીઠાં, વાસતે મને બહુ ખુશી પેદા થઈ. ૫ ને
હવે, બાઈ, હું તને નવો હુકમ લખુંછઉં એમ નહીં, પણ શરૂથી જે

આપણા ઉપર થઈઓ તે પરમાણે હું તારી અરજ કરૂંછઊં કે આપણે એક બીજાં
ઉપર પીઆર કરીએ. ૬ ને પીઆર એજ છે, કે આપણે તેના હુકમો પરમાણે
ચાલીએઃ ને હુકમ એજ છે, કે જેમ તમે શરૂથી શાંભલીઊં છે તેમ આપણે તે
પરમાણે ચાલીએ. ૭ કેમકે ઘણા ભુલવનારા દુનીઆમાં પેઠા છે જેઓ એકરાર
કરતા નથી કે ઇસુ ખરીસત જીસમમાં આવીઓ છે. ભુલવનાર તથા ખરીસતને
ઉલટો તેજ છે. ૮ તમે પોતા બાબત ખબરદાર રહો કે જે હમે કીધાં છે તે
હમે ન ખોઇએ, પણ પુરો બદલો પામીએ. ૯ જે કોઇ તકસીર કરેછે, ને
ખરીસતની તાલીમમાં રેહેતો નથી, ખોદા તેનો નથી; જે ખરીસતની તાલીમમાં
રેહેછે, બાપ તથા બેટો તેના છે. ૧૦ જો કોઇ તમારી પાસે આવે, ને એ
તાલીમ લાવતો નથી, તો તમે તેને ઘરમાં ન લેઓ, ને તેને સલામ ન કરો. ૧૧
કેમકે જે તેને સલામ કરે છે, તે તેના બુરાં કામમાં શરીક છે. ૧૨ તમને
લખવાની મને બહુ વાતો છે, પણ કાગલથી તથા સાહીથી લખવાનું મેં ન
ચાહઊં; લેકીન ઉમેદવાર છઊં કે તમારી પાસે આવું, ને રૂબરૂ કહું, કે આ-
પણી ખુશી પુરી થાએ. ૧૩ તારી પસંદ કરેલી બેહેનનાં છોકરાં તને સલામ
કેહે છે. આમીન.

# ઇઓહાનનું તીજું પતર.

જેનાપર હું સાચાઇથી પીઆર કરૂં છઊં તે પીઆરા ગાઇઅસને લખું
છઊં. ૨ પીઆરા, હું સહુથી જીઆદા એ ચાહું છઊં કે જેમ તારો જાન ખેરી-
અતમાં છે, તેમ તું બધી રીતે ખેરીઅતમાં રેહે ને તંદુરૂસત થાએ. ૩ કેમકે
જેમ તું સાચાઇથી ચાલે છે તેમ ભાઈઓએ આવીને તારી સાચાઇની શાહેદી
આપી, વાસતે મને બહુ ખુશી થઈ. ૪ મને મોહોટી ખુશી એમાં છે કે હું
શાંભલું કે મારાં છોકરાં સાચાઇમાં ચાલે છે. ૫ પીઆરા, ભાઈઓને તથા
પારકાઓને સારૂ તું જે કરે છે, તે ઇમાનદારીને લાએક છે. ૬ તેઓએ
મંડલીને આગલ તારા પીઆરની શાહેદી આપી છે, તેઓને જો ખોદાને
લાએક રસતાની મદદ કરશે તો તું શારૂં કરશે. ૭ કેમકે તેઓ તેનાં નામને
સારૂ નીકલીઆ, ને ગેરકોમીઓ પાસેથી કંઈ ન લીધું. ૮ એ સારૂ એવા-
ઓને કબુલ કરવા આપણને લાજમ છે, કે આપણે સાચાઈ બાબત સાથી
કામ કરનાર થઈએ. ૯ મેં મંડલીને લખીઊં છે, પણ દીઅતરીફસ જે તેઓમાં

મોહોટો દરજજો ચાહે છે તે હમને કબુલ કરતો નથી. ૧૦ વાસતે જો હું આવું,
તો હું તેનાં કામ જે તે કરે છે તેની ઇઆદ કરશ, તે હમારી બાબત બુરી
વાતો બકે છે; ને એથી પણ ન ધરાઇને તે પોતે ભાઇઓને કબુલ કરતો
નથી, ને જે ચાહે છે તેઓને રોકે છે, ને મંડળીમાંથી બાહાર કાહાડે છે. ૧૧
પીઆરા, જે બુરૂં તેની પાછલ નહીં, પણ જે નેક તેની પાછલ ચાલ. જે
નેકી કરે છે તે ખોદાનો છે; પણ જે બદી કરે છે તેણે ખોદાને દીઠા નથી. ૧૨
દેમેતરીઅસના હકમાં સહુએં, સાચાઇએ પણ શાહેદી આપી છે. ને હમે
પણ શાહેદી આપોએ છઇએ, ને તમે જાણો છેઓ કે હમારી શાહેદી ખરી
છે. ૧૩ મારે લખવાનું તો ઘણું હતું, પણ મેં ન ચાહીઊં કે સાહી ને કલમથી
તારી ઉપર લખું. ૧૪ પણ ઉમેદવાર છઊં કે તને જલદી જોવશ, ને ગુફ-
તેગો કરશ. તારી સલામતી થાઓ. દોસતો તને સલામ કેહે છે. દોસતોને
તુ નામથી સલામ કેહે.

# ઇહુદાનું પતર.

**ખોદા** બાપે પાક કીધેલાઓને, તથા ઇસુ ખરીસતે બચાવી રાખેલાઓ
તથા તેડેલાઓને, ઇસુ ખરીસતનો બંદો ને ઇઆકુબનો ભાઇ ઇહુદા લખે છે;
૨ રહમ તથા સુલાહ તથા પીઆર તમારા પર વધતો જાઓ.
૩ પીઆરાઓ, જારે સમાન તારણ બાબત હું લખવાને કોશેસ કરતો હતો
તારે મને જરૂર લાગી કે લખીને તમને નશીહત કરૂં કે પવીતરોને જે ઇમાન
એક વાર અપાઇઊં હતું તે સારૂ તમે બહુ જતન કરો. ૪ કેમકે કેટલાએક
શખસ જે પેહેલાં એજ દંડને સારૂ ઠરાવાઇઆ હતા, તેઓ ગુપત રીતે માંહે પેઠા
છે, તેઓ બેદીન છે, ને આપણા ખોદાના ફજલને શેહેવતપણાથી બદલી નાંખે છે,
ને ખોદા જે એકલો માલેક છે તેનો તથા આપણા ખોદાવંદ ઇસુ ખરીસતનો ઇં-
કાર કરે છે. ૫ તમે પેહેલાંથી એ જાણો છેઓ ખરા, પણ હું તમને ઇઆદ
કરાવા ચાહુંછઊં કે ખોદાવંદે મીસરમાંથી લોકોનું તારણ કીધા પછે તેઓમાંના
બેઇમાનોને હલાક કીધા. ૬ ને જે ફીરિશતાઓ પોતાના પેહેલા હાલમાં ન રહી-
આ, પણ પોતાનું મકાન મુકી દીધું, તેઓને મોહોટા દાહાડાના ઇનસાફ સારૂ તેણે
હમેશાંની સાંકલોમાં અંધકાર તલે રાખીઆ છે. ૭ તેમજ સદોમ તથા ગ-
મોરા, તથા તેઓની ચારો ગમના શેહેરો, જેઓએ તેઓની પેઠે જનાકારી

કીધી, ને પારકાના અંગની પાછલ લાગીઆ, તેઓ હમેશાંની આગમાં ગીર-
ફતાર થઇને નમુના દાખલ બનીઆ છે. ૮ એજ રીતે આ ખુઆબીઓ પણ
જીસમને નાપાક કરે છે, હકુમતને તુછ ગણે છે, ને મરતબાવાલાઓની બદગોઇ
કરે છે. ૯ પણ મીખાએલ જે સરદાર ફીરેશતો છે, તેણે જારે મુસાની લાશ
બાબત શેતાન સાથે તકરાર કરીને હુજત કીધી, તારે તેણે નીંદાની તોહોમત તેના
પર લાવવાને હીમત ન પકડી, પણ કહીઉં કે, ખોદાવંદ તને ધમકાવે. ૧૦ લેકીન
એઓ જે બાબત કંઇ જાણતા નથી તેની બદગોઇ કરે છે, ને બેઅકલ જાનવ-
રોની પેઠે જે ચીજો તેઓ સવભાવથી જાણેછે તેથી પોતાને બીગાડે છે. ૧૧
અફસોસ છે તેઓ પર! કેમકે તેઓ કાઇનને મારગે ચાલીઆ છે, ને બલામ-
ની ગુમરાહીમાં નફાને સારૂ ગઇઆ છે, ને કોરાહની ઉલટાઇમાં હલાક થઇઆ
છે. ૧૨ એઓ તમારી મોહોબતની જીઆફતોમાં ડાગો છે, એઓ તમારી
સાથે ખાતી વખત બેધરક પોતાનાં પેટ ભરી લે છે. એઓ પવનથી ઉડતાં
પાણી વગરનાં વાદલાં છે; એઓ કમલાએલાં ઝાડ છે, જેને ફલ નથી, બે
વાર મુએલાં, ને જડથી ઉખડાએલાં; ૧૩ એઓ દરીઆના ઉછલતાં મોજાં,
પોતાની શરમનું ફીણ કાહાડનારા, ભટકનારા સીતારા, જેઓને સારૂ અંધકારની
કાલક હમેશાં રાખેલી છે. ૧૪ ને આદમથી સાતમો જે હેનોખ હતો તેણે
એઓ બાબત પેશીનગોઇ કીધી કે, જુઓ, ખોદાવંદ પોતાના દશ હજાર પવી-
તરો સુધાં આવે છે, ૧૫ એ સારૂ કે સહુનો ઇનસાફ ઠરાવે, ને તેઓમાં જે
સરવ બેદીન છે, તેઓની બેદીનીનાં બધાં કામો, જે તેઓએ બેદીનીથી કી-
ધાં, તથા જે બધી સખત વાતો બેદીન ગુનાહગારોએ તેને ઉલટી કહી, તે બા-
બત તેઓનો ઇનસાફ કરે. ૧૬ એઓ કચકચ કરનારા તથા ખોડ કાહડનારા
છે, તથા પોતાના બુરા ખવાસ પરમાણે ચાલનારા છે; એઓનાં મોહો બહુ ફુ-
લેલાં વાતો બોલે છે, ને એઓ નફાને સારૂ આદમીઓની ખુશામત કરે છે.

૧૭ પણ પીઆરાઓ, જે વાતો આપણા ખોદાવંદ ઇસુ ખરીસતના રસુલોએ
પેહેલાં કહી, તે તમે ઇઆદ રાખો; તેઓએ તમને કહીઉં કે, આખર જમાના-
માં મસખરી કરનારા આવશે, જેઓ પોતાની બેદીનીની બુરી ખાહેશો પર-
માણે ચાલશે. ૧૯ એઓ તેઓ છે કે જે પોતાને અલગ કરે છે. એઓ
નફસાની છે, પણ રૂહ એઓમાં નથી.

૨૦ પણ પીઆરાઓ, તમે પોતાના પાક ઇમાનમાં પોતાને બાંધતાં, તથા
પાક રૂહથી દુઆ માગતાં, ખોદાના પીઆરમાં પોતાને રાખો, ૨૧ ને હમેશાંની

જીંદગી સુધી આપણા ખોદાવંદ ઈસુ ખ્રીસતના રહેમની રાહ જુઓ.
૨૨ ને ઇમતીઆજ કરીને બાજો પર રહેમ કરો; ૨૩ ને બીજાઓને આગ-
માંથી ખેંચીને બીહીકથી તારો, ને જે પોશાકને જીસમથી ડાગ લાગેલો છે તેની
અદાવત કરો. ૨૪ હવે, જે તમને ઠોકર ખાવાથી બચાવી રાખવાને, તથા પો-
તાની જલાલની હજુરમાં કામીલ ખુશી સાથે તમને બેએબ મુકવાને શકતી-
વાન છે, ૨૫ જે એકલો દાનાવ ખોદા આપણો તારનાર છે, તેને જલાલ તથા
બુજરગી તથા કુદરત તથા એખતીઆર હમણાથી હમેશાંતક હોવો. આમીન.

# પરગટપણું.

## બાબ પેહેલો.

ઈસુ ખ્રીસતનું પરગટપણુ કે જે ખોદાએ એને એ સારૂ આપીઉં કે
જે વાતો જલદીથી બનનાર છે તે પોતાના બંદાને કહી દેખાડે; ને તેણે પોતાના
ફીરેશતાને મોકલીને તેની મારફત પોતાના બંદા ઇઓહાનને જાહેર કીધું, ૨ જેણે
ખોદાના કલામ તથા ઇસુ ખ્રીસતની શાહેદી તથા જે કંઇ પોતે દીઠું, તેઓ
બાબત ગહવાઇ પુરી. ૩ જે વાંચે છે, ને જે આ નબુઅતની વાતો શાંભલે છે,
ને એમાં જે લખીઆં છે તે પાલે છે, તેઓ મુબારક છે; કેમકે વખત
નજદીક છે.

૪ જે સાત મંડલી આસીઆમાં છે તેઓને ઇઓહાન લખે છે. જે છે,
ને હતો, ને થશે, તેનાથી તથા તેનાં તખતની હજુર જે સાત રૂહ છે તેઓથી, ૫
ને ઇસુ ખ્રીસત જે અમાનતદાર શાહેદ, જે મુએલાંઓમાંથી પેહેલો જનમેલો,
ને જમીનપરના પાદશાહોનો સુલતાન, તેનાથી પણ તમારાપર ફજલ તથા સુલાહ
થાઓ. ૬ જેણે આપણા પર પીઆર કીધો, ને પોતાનાં લોહીથી આપણા
ગુનાહ ધોઇઆ, ને ખોદા ઇઆને પોતાના બાપને સારૂ આપણને પાદશાહો તથા
કાહીનો બનાવીઆ, તેને જલાલ તથા એખતીઆર હમેશાંતક હોવો. આમીન.
૭ જુઓ, વાદલાં સુધાં તે આવે છે, ને હરેક આંખ તેને દેખશે, ને
તેઓ પણ જેણે તેને વીંધીઓ, ને જમીનપરના કુલે લોક તેને સારૂ વીલાપ
કરશે. હા, આમીન. ૮ ખોદાવંદ એમ ફરમાવે છે કે, આલફા તથા ઓ-
મીગા, અવલ તથા આખર, જે છે, તથા હતો, તથા આવનાર છે, તે પુરો
કુદરતી હું છઉં.

૯ હું ઇઓહાન જે તમારો ભાઇ, તથા ઇસુ ખરીસતનાં દુખ તથા પાદશા-
હત તથા સબરમાં તમારો શરીક છઊં, ખોદાના કલામ તથા ઇસુ ખરીસતની
ગહવાઇને વાસતે પાતમસ કેહેવાએલા બેટમાં હતો. ૧૦ ખોદાવંદના દાહા-
ડામાં હું રૂહે ભરેલો હતો, ને મેં પોતાની પાછલ રણસીંગડાંના અવાજ સરખો
મોહોટો અવાજ એમ કેહેતાં શાંભલીઓ કે હું આલફા તથા ઓમીગા, અવલ
તથા આખર છઊં; ૧૧ ને તું જે દેખેછે તે કીતાબમાં લખ, ને આસી-
આમાંની સાત મંડલી એફેસસમાં, તથા સમરણમાં, તથા પેરગામસમાં,
તથા થુઆતીરમાં; તથા સારદીસમાં, તથા ફીલાદેલફીમાં, તથા લાઓદીકીમાં
છે, તેઓની પાસે મોકલ.

૧૨ અને જે અવાજ મારી સાથે બોલીઓ તે જોવા સારૂ હું ફરીઓ, ને
ફરીઆ પર સુંનાની સાત સમેદાની મેં દીઠી. ૧૩ ને તે સાત સમેદાનીની
વચમાં આદમના બેટા સરખો મેં એકને દીઠો, તે પગ સુધી જામો પેહેરેલો
તથા છાતીપર સુંનાનો પટકો બાંધેલો હતો. ૧૪ ને તેનું માથું તથા બાલ સુફેદ
ઉનના જેવા બરફ સરખા સુફેદ હતા, ને તેની આંખો આગના શોહોલા
પરમાણે; ૧૫ ને તેના પગ ભઠીમાં બલતાં સફાઈ પીતલના જેવા, ને તેનો
અવાજ ઘણા પાણીના અવાજ સરખો હતો; ૧૬ ને તે પોતાના જમણા
હાતમાં સાત સીતારા રાખતો હતો, ને તેનાં મોહોમાંથી તેજદાર બેધારી તલ-
વાર નીકલતી હતી, ને તેનો ચેહેરો આફતાબ જારે મોહોટાં તેજથી ચમકે છે
તેના જેવો હતો. ૧૭ ને જારે મેં તેને દીઠો, તારે મુએલા સરખો હું તેના
પગ પાસે પડીઓ; પછી તેણે પોતાનો જમણો હાત મારા પર મુકીને મને
કહીઊં કે, બીહી ના, હું અવલ તથા આખર છઊં; ૧૮ ને જે જીવે છે તે હું છઊં.
હું મુઓ પણ હતો, ને જુઓ; હમેશાંસુધી જીવતો છઊં. આમીન. ને હાદી-
સની તથા મોતની કુંચીઓ મારી પાસે છે. ૧૯ તેં જે જે દીઠાં છે, ને જે જે
છે, ને એ પછી જે જે થશે, તે તે લખ. ૨૦ મારા જમણા હાતમાં જે
સાત સીતારા તેં દીઠા તેનો, તથા સુંનાની પેલી સાત સમેદાનીનો ભેદ એ છે
કે, સાત સીતારા તે સાત મંડલીઓના ફીરેશતા છે, ને જે સાત સમેદાની તેં
દીઠી તે સાત મંડલી છે.

## બાબ બીજો.

એફેસસની મંડલીના ફીરેશતાને તું લખ કે, જે પોતાના જમણા હા-

તમાં સાત સીતારા રાખેછે, જે સુંનાની સાત સમેદાનીની વચમાં ચાલે છે, તે એ
વાતો કેહે છે કે, ૨ તારાં કામ તથા તારી મેહેનત, તથા તારી સબર હું જાણુંછઊં,
ને એ પણ કે તું બુરાઓની બરદાશત કરી શકતો નથી, ને જેઓ કેહે છે કે
હમે રસુલ છઈએ પણ નથી, તેઓને તેં પરખી લીધા, ને તેઓ જુઠા, એમ તેં
જાણીઊં; ને તેં બરદાશત કીધી છે, ને તને સબર છે, ૩ ને મારાં નામને લીધે તેં
મેહેનત કરી છે, ને થાકીઓ નથી. ૪ તોપણ તારે ઉલટું મને કંઇ છે, કે તેં
પોતાનો પેહેલો પીઆર છોડીઓ છે. ૫ વાસતે તું કાંહાંથી પડીઓ તે ઇ-
આદ કર, ને તોબા કર, ને પેહેલાંનાં કામ કર; નહીં તો હું વેહેલો તારા પર આ-
વશ, જો તું તોબા નથી કરતો તો તારી સમેદાની તેની જગેથી હું ખસેડીશ. ૬
પણ તને એટલું છે કે નીકોલાઇઓનાં કામ જે પર હું પણ અદાવત રાખુંછઊં
તે પર તું આદાવત રાખે છે. ૭ રૂહ મંડલીઓને શું કેહે છે તે જેને કાન છે
તે શાંભલે. જે જીતે છે તેને ખોદાની પારેદઇસ વચેના જીવનનાં જાહાડ-
પરનું હું ખાવા દઇશ.

૮ અને સમુરણની મંડલીના ફીરેશતાને લખ કે, જે અવલ તથા આખર,
જે મુઓ હતો પણ જીવતો છે, તે એ વાતો કેહે છે કે, ૯ હું તારાં કામ, તથા
મુસીબત, તથા કંગાલપણું જાણુંછઊં; (તોપણ તું દોલતમંદ છે) ને જે કેહેછે
કે હમે ઇહુદી છઈએ, ને નથી, પણ શેતાનની જમાત છે, તેઓનું કુફ-
રપણું હું જાણુંછઊં. ૧૦ જે જે તું સેહેનાર છે તેઓમાંના એકથી પણ ન
બીહી. જુઓ, તમે પરખાઓ વાસતે તમારામાંના કેટલાએકને શેતાન બં-
દીખાંનામાં નાંખશે, ને તમને દશ દાહાડાનું સંકટ થશે; તું મરણ સુધી ઇમાન-
દાર રેહે, ને હું તને જીંદગીનું તાજ આપશ. ૧૧ રૂહ મંડલીઓને શું કેહે છે તે
જેને કાન છે તે શાંભલે. જે જીતે છે તેને બીજાં મોતનું દુખ નહીં લાગશે.

૧૨ અને પેરગામસની મંડલીના ફીરેશતાને લખ કે, જેને ધારવાલી
બેધારી તલવાર છે, તે એ વાતો કેહે છે કે, ૧૩ હું તારાં કામ જાણુ-
છઊં, ને એ પણ કે તું કાંહાં વસતી કરે છે, ઇઆને જાંહાં શેતાનનું ત-
ખત છે તાંહાં; ને તું મારૂં નામ પકડી રાખે છે, ને જારે મારો ઈમાનદાર શા-
હેદ આંતીપાસ, જે તમારામાં જાંહાં શેતાન વસતી કરે છે તાંહાં મારી નંખાઇ-
ઓ, તે દાહાડાઓમાં તેં મારા પરના ઇમાનનો ઇંકાર નહીં કીધો. ૧૪ તો-
પણ મને તારે ઉલટાં થોડાંએક છે, એવાં કે બલામની તાલીમ જેઓ પકડી
રાખે છે, તેઓ તારે તાંહાં છે, તેણે બાલાકને શીખવું કે બની ઈસરાએલ

આગલ ઠોકર ખવડાવનાર પથર મુકે કે તેઓ મુરતીઓની કુરબાની ખાએ,
ને હરામકારી કરે. ૧૫ ને તારે તાંહાં એવા પણ છે કે જેઓ નીકોલા-
ઇઓની તાલીમ પકડી રાખે છે, તેપર હું અદાવત રાખુંછઊં. ૧૬ તોબા
કર, નહીં તો હું તારા પર વેહેલો આવશ, ને મારાં મોહોમાંની તલવારથી તે-
ઓની સાથે લડશ. ૧૭ રૂહ મંડળીઓને શું કેહે છે તે જેને કાન છે તે
શાંભલે. જે જીતે છે તેને હું ગુપત મુકેલા માણામાંથી ખાવા દઇશ, ને
એક સુફેદ પથર પણ હું તેને આપશ, ને તે પથર પર એક નવું નામ લખીઊં
છે, કે જે તેને પામનાર વગર બીજું કોઈ જાણતું નથી.
૧૮ અને થુઆતીરની મંડલીના ફીરેશતાને લખ કે, ઓદાનો બેટો, જેની
આંખો આગના ભડકા જેવી તથા પગ સફાઈ પીતલના જેવા છે, તે એ વાતો
કેહે છે કે, ૧૯ તારાં કામ, તથા પીઆર, તથા ખીદમત, તથા ઈમાન, તથા સબર
ને તારાં છેલાં કામ પેહેલાંનાં કરતાં જીઆદાછે, એ હું જાણુંછઊં. ૨૦ તોપણ મને
તારા પર થોડાંએક એવાં છે કે, જીઝેબેલ જે પોતાને ભવીશ કેહેનારી કેહે છે,
તે ઓરતને મારા બંદાઓને શીખવવા તથા ગુમરાહ કરવા દેછે, કે તેઓ હરા-
મકારી કરે, ને મુરતીઓ પરની કુરબાનીઓ ખાએ. ૨૧ ને તે પોતાની હ-
રામકારીની તોબા કરે વાસતે મેં તેને ફરસુત આપી, પણ તેણે તોબા નહીં કી-
ધી. ૨૨ જુઓ, હું તેને ખાટલે નાંખીશ, ને તેની સાથે જે જના કરે છે, તેઓ
જો પોતાનાં કામની તોબા કરતા નથી, તો તેઓને મોહોટી મુસીબતમાં નાંખશ.
૨૩ ને તેનાં છોકરાંને હું મોતે મારી નાંખશ, ને સઘલી મંડલી જાણશે કે મ-
નોને તથા દીલોને જે શોધે છે તે હું છઊં; ને તમ હરેકને પોતાનાં કામ પરમાણે
હું આપશ. ૨૪ પણ તમે તથા થુઆતીરમાંના બીજા જેટલા તે તાલીમને
કબુલ રાખતા નથી, ને જેઓએ શેતાનનાં ઊંડાપણા, જેમ તેઓ કેહે છે તે-
મ, જાણીઆં નથી, તે તમને હું એ કહુંછઊં કે, હું તમારા પર બીજો ભાર નહીં
મુકશ. ૨૫ એકલું જે તમારી પાસે છે તે હું આવું તાંહાંસુધી મજબુત પક-
ડી રાખો. ૨૬ ને જે જીતે છે, ને આખર સુધી મારાં કામ પાલે છે, તેને
કોમો પર હું એખતીઆર આપશ. ૨૭ ને લોહોડાંના દંડથી તે તેઓ પર
સાહેબી કરશે; જેમ કુંભારનાં વાસણના તેમ તેઓના ચુરા કરાશે, જેમ હું પણ
મારા બાપથી પામીઓ તેમ. ૨૮ ને હું સહવારનો સીતારો તેને આપશ. ૨૯
રૂહ મંડળીઓને શું કેહેછે તે જેને કાન છે તે શાંભલે.

## બાબ તીજો.

**અને** સારદીસની મંડલીના ફીરેશતાને લખ કે; જેને ખોદાના સાત
રૂહ, તથા સાત સીતારા છે, તે એ વાતો કેહે છે કે, તારાં કામ હું જાણુંછઉં, કે
નામથી તું જીવે છે, પણ તું મુએલો છે. ૨ તું જાગરૂત થા, ને બાકીનાં જે
મરવાને તઇઆર છે તેઓને મજબુત કર; કેમકે તારાં કામ ખોદાની આગલ
પુરાં થએલાં મેં જોઇઆં નથી. ૩ વાસતે ઇઆદ કર કે તું શી તરેહ પા-
મીઓ ને શાંભલીઉં, ને મજબુત પકડી રાખ, ને તોબા કર, કારણ કે જો તું
જાગરૂત નહીં થશે, તો હું ચોરની પેઠે તારા પર આવશ, ને કહી ઘડી હું તારા પર
આવશ, એ તું જાણશે નહીં. ૪ તોપણ સારદીસમાં જેઓએ પોતાના લુગ-
ડાં બીગાડીઆં નથી, એવાં કેટલાંક નામ તારી પાસે છે, ને તેઓ સુફેદ લુ-
ગડાં પેહેરેલા મારી સાથે ચાલશે, કેમકે તેઓ લાએક છે. ૫ જે જીહીંતે
છે તેજ સુફેદ લુગડાં પેહેરેલો થશે, ને જીંદગીની કીતાબમાંથી તેનું નામ હું ભુ-
સશ નહીં, પણ મારા બાપની સાંહાંમાં તથા તેના ફીરેશતાઓની સાંહાંમાં તેનું
નામ હું કબુલ કરશ. ૬ રૂહ મંડલીઓને શું કેહે છે તે જેને કાન છે તે
શાંભલે.

૭ અને ફીલાદેલફીની મંડલીના ફીરેશતાને લખ કે, જે પાક, જે ખરો,
જેને દાઉદની કુંચી છે, જે ઉઘાડે છે ને કોઈ બંધ કરતો નથી, ને બંધ કરે છે
ને કોઇ ઉઘાડતો નથી, તે એ વાતો કેહે છે કે, તારાં કામ હું જાણુંછઉં; ૮
જો તારી આગલ મેં ઉઘાડું બારણું રાખીઉં છે, ને કોઇ તેને બંધ કરી શકતો
નથી; કેમકે તને થોડું જોર છે, ને તેં મારી વાત પાલી છે, ને મારાં નામનો ઇં-
કાર કીધો નથી. ૯ જો, એમ જે કેહે છે, કે હમે ઇહુદી છઇએ ને નથી, પણ
જુઠું બોલે છે, તેઓને હું શેતાનની જમાતના કરશ. જો, તેઓને હું એમ ક-
રશ કે તેઓ આવશે, ને તારા પગ આગલ પગે લાગશે, ને તેઓ જાણશે કે
મેં તને પીઆર કીધો છે. ૧૦ તેં મારી સબરની વાત પાલી છે, વાસતે જ-
મીન પરના રેહેનારાઓની અજમાએશ કરવા સારૂ અજમાએશનો જે વખત
આખી દુનીઆ પર આવનાર છે તેથી પણ હું તને બચાવશ. ૧૧ જો, હું વે-
હેલો આવુંછઉં, કોઈ તારૂં તાજ ન લે, વાસતે જે તારૂં છે તેને તું પકડી રાખ.
૧૨ જે જીહીંતે છે તેને હું મારા ખોદાના મંદીરમાં થંભ કરશ, એવો કે તે
ફરી બાહાર નીકલનારજ નથી, ને તે પર મારા ખોદાનું નામ, તથા મારા ખો-

દાનું જે નવું ઇરૂશાલિમ શેહેર મારા ખોદાથી આસમાંનથી ઉતરે છે તેનું નામ,
તથા મારૂં નવું નામ લખ્ખરા. ૧૩ રૂહ મંડળીઓને શું કેહે છે તે જેને કાન છે
તે શાંભલે.

૧૪ અને લાઓદીકીમાંની મંડલીના ફીરેશતાને લખ કે, જે આમીન, જે
ઇમાનદાર તથા ખરો શાહેદ, જે ખોદાની પેદાએશનો મુખ્તીઆર છે, તે એ
વાતો કેહે છે કે, તારાં કામ હું જાણુછઊં, ૧૫ કે તું ટાહાડો નથી, ને ઉનહો
પણ નથી, તું ટાહાડો ઇઆ ઉનહો થાએ એમ હું ચાહુંછઊં. ૧૬ પણ તું હું-
ફાએલો છે, ઇઆને ટાહાડો નથી ને ઉનહો પણ નથી, વાસતે હું પોતાનાં મો-
હોમાંથી તને ઓકી કાહાડશ. ૧૭ કેમકે તું કેહે છે કે, હું દોલતમંદ છઊં,
ને મેં મીલકત મેલવી છે, ને કોઈ ચીજનો હું મોહોતાજ નથી; પણ જાણતો
નથી કે તું લાચાર, તથા બેહાલ, તથા દરીદરી, તથા આંધલો, તથા નાગો છે.
૧૮ હું તને એ સલાહ આપુંછઊં કે, તું દોલતમંદ થાએ વાસતે આગથી
પરખેલું સુંનુ મારી પાસેથી વેચાતું લે; ને તું પેહેરેલો થાએ, ને તારાં નાગા-
પણાથી લાજ પરગટ ન થાએ, વાસતે સુફેદ લુગડાં લે; ને તું દેખતો થાએ,
વાસતે અંજન લઇને તારી આંખોને ચોપડ. ૧૯ હું જેટલાને પીઆર કરૂં-
છઊં તેટલાને ઠપકો તથા સજા આપુંછઊં, વાસતે દીલગરમ થા, ને તોબા કર.
૨૦ જો, હું બારણા આગલ ઉભો રહુંછઊં, ને ઠોકુંછઊં, જો કોઈ મારો અવાજ
શાંભલે, ને બારણું ઉઘાડે, તો તેની પાસે હું માહે આવશ, ને તેની સાથે જમ-
શ, ને તે મારી સાથે જમશે. ૨૧ જે જીહીંતે છે તેને મારાં તખ્ત પર મારી
પાસે બેસવા દઇશ, જેમ હું પણ જીહીંતીને મારા બાપની પાસે તેનાં તખ્ત પર
બેઠોછઊં. ૨૨ રૂહ મંડલીઓને શું કેહે છે તે જેને કાન છે તે શાંભલે.

## બાબ ચોથો.

**એ** પછી મેં જોઇઊં, ને જુઓ, આસમાનમાં એક દરવાજો ઉઘડા-
ઇઓ હતો, ને જે પેહેલો અવાજ મેં શાંભલીઓ તે રણસીંગડાના જેવો હતો,
ને તેણે મારી સાથે બોલતાં કહીઊં કે હીઆં ઉપર આવ, ને એ પછી જે જે
થવાનાં છે તે હું તને દેખાડશ. ૨ ને તુરત હું રૂહમાં હતો, ને જુઓ, આસ-
માનમાં એક તખ્ત મુકાઇઊં ને તખ્તપર એક બેઠેલો છે. ૩ ને જે બેઠો તે
જોવામાં ઇઆસફ તથા અકીકના પાશાણ સરખો હતો, ને તખ્તની આસપાસ
મેઘધનુશ જોઇઆમાં પાના સરખું હતું. ૪ ને તખ્તની આસપાસ ચોવીસ

તખતો હતાં, ને તે તખતોપર ચોવીશ વડીલ બેઠેલા મેં દીઠા, જેઓએ સુફેદ
લુગડાં પેહેરેલાં હતાં, ને જેઓનાં માથાંઓ પર સુંનાનાં તાજ હતાં. ૫ ને
તખતમાંથી વીજલીઓ, તથા ગરજનાઓ તથા અવાજો નીકલતા હતા; ને
તખતની આગલ આગના સાત દીવા બલતા હતા, જે ખોદાના સાત રૂહ છે.
૬ ને તખતની આગલ બીલોરી કાચના જેવો એક સાફ દરીઓ હતો, ને
તખતની મધે તથા તખતની ચારે ગમ ચાર પરાણી આગલ પાછલ આંખે
ભરેલા હતા. ૭ ને પેહેલો પરાણી સહીંના જેવો, ને બીજો પરાણી વાછરડાના
જેવો, ને તીજા પરાણીને માણસના સરખું મોહો હતું, ને ચોથો પરાણી ઉડતા
ઉકાબના સરખો હતો. ૮ ને ચાર પરાણીમાંના એક એકને છ છ પાંખ હતી,
ને આસપાસ તથા માંહેથી આંખે ભરેલા હતા, ને પાક, પાક, પાક, ખોદાવંદ
ખોદા, પુરો કાદેર, જે હતો, ને છે, ને થશે, એમ કેહેતાં તેઓ રાત દા-
હાડો આરામ લેતા નથી. ૯ ને તખતપર જે બેશે છે, જે હમેશાંસુધી
જીવે છે, તેને જારે તે પરાણીઓ બુજરગી, તથા ઇજત, તથા શુકરગુજારી
આપે છે, ૧૦ તારે તે ચોવીશ વડીલો તખતપર બેશનારની આગલ પડે છે,
ને જે હમેશાંસુધી જીવે છે તેનો સજદો કરે છે, ને પોતાનાં તાજ તખત આગલ
નાંખીને કેહે છે, કે ૧૧ અએ ખોદાવંદ, બુજરગી તથા ઇજત તથા કુદરત
પામવાને લાએક તું છે; કેમકે તેં કુલ ચીજો પેદા કીધી, ને તેઓ તારી
મરજીથી છે, ને પેદા થઇ હતી.

## બાબ પાંચમો.

**અને** તખતપર બેસનારના જમણા હાતમાં એક કીતાબ મેં જોઇ,
તે માંહે તથા બાહાર લખેલી, ને સાત મોહોરથી મોહોર કરેલી હતી. ૨ ને મેં
એક જોરાવર ફીરેશતાને દીઠો, જેણે બુલંદ અવાજે બુમ પાડતાં કહીઉં કે, એ
કીતાબને ઉઘાડવાને ને તેની મોહોરો ઉખેડવાને કોણ લાએક છે? ૩ ને આ-
સમાનમાં, ઇઆ જમીનપર, ઇઆ જમીનની તલે, તે કીતાબ ઉઘાડવાને ઇઆ
તેપર જોવાને કોઇને મકદુર નહીં હતી. ૪ ને હું બહુ રડીઓ, કે તે કીતાબ
ઉઘાડવાને, તથા વાંચવાને, તથા તેપર જોવાને પણ કોઇ લાએક મલીઓ
નહીં. ૫ તારે તે વડીલોમાંથી એકે મને કહીઉં કે, તું રડ ના, જો, ઇહુદાના
ફીરકાનો જે સહીં છે, જે દાઉદનું મુલ છે, તે આ કીતાબ ઉઘાડવાને ઇઆને
એની સાત મોહોર ઉખેડવાને જીહીંતીઓ છે. ૬ ને મેં જોઇઉં, જુઓ,

તે તખ્તની તથા તે ચાર પરાણીની, તથા તે વડીલોની વચમાં એક હલવાન
ઉભો રહીઓ. તે મારીનાંખેલા જેવો હતો; તેને સાત સીંગડાં, તથા સાત
આંખ હતી, એ [આંખો] ખોદાના સાત રૂહ છે, જે આખી જમીનપર મોક-
લેલા છે. ૭ તારે તેણે આવીને તખ્તપર બેશનારના જમણા હાતમાંથી તે
કીતાબ લીધી. ૮ ને જારે તેણે તે કીતાબ લીધી, તારે તે ચારે પરાણી તથા
તે ચોવીશ વડીલો તે હલવાનની આગલ પડીઆ, ને હરેકને વીણા તથા
સુંનાનાં પેઆલાં હતાં, જેમાં ખુશબોઇ ભરેલી હતી, એ પવીતરોની દુઆઓ
છે. ૯ ને તેઓએ નવું ગીત ગાતાં કહીઉં કે, તુંને એ કીતાબ લેવા તથા
તેની મોહોરો ઉઘાડવાને લાએક છે, કેમકે તું મારીનંખાઇઓ, ને તેં પોતા-
નાં લોહીએ હમને હરેક ફીરકા, તથા બોલી, તથા લોક, તથા કોમમાંથી ખોદાને
સારૂ વેચાતા લીધા છે. ૧૦ ને હમારા ખોદાને સારૂ હમને પાદશાહો, તથા
કાહીનો કીધા છે, ને હમે જમીનપર પાદશાહી કરશું. ૧૧ ને મેં જોઇઉં,
ને તખ્ત તથા પરાણીઓ તથા વડીલોની આસપાસ મેં ઘણા ફીરેશતાઓનો
અવાજ શાંભલીઓ, ને તેઓની ગણતી દશ હજારની દશ હજાર તથા
હજારોની હજાર હતી. ૧૨ તેઓએ મોહોટે અવાજે કહીઉં કે, જે હલવાન
મારીનંખાઇઓ હતો તે કુદરત, તથા દોલત, તથા દાનાઇ, તથા કુવત, તથા
ઇજ્જત તથા બુજરગી, તથા બરકત પામવા લાએક છે. ૧૩ ને હરેક મખલુક
જે આસમાનમાં, તથા જમીનપર તથા જમીનની તલે છે, ને દરીઆમાં જે છે,
તથા કુલે ચીજો જે તેઓમાં છે, તેઓને એમ કેહેતાં મેં સાંભલીઉં કે,
તખ્ત પરના બેશનારને તથા હલવાનને બરકત તથા ઇજ્જત તથા બુજરગી
તથા કુવત હમેશાં થાઓ. ૧૪ તારે તે ચારે પરાણીએ કહીઉં, આમીન; ને
તે ચોવીશ વડીલો પડીઆ, ને જે હમેશાંતક જીવે છે તેનો સજદો કીધો.

## બાબ છઠો.

**અને** જારે હલવાને તે મોહોરોમાંની એકને ઉઘાડી, તારે મેં દીઠું, ને
તે ચાર પરાણીમાંના એકનું મેં શાંભલીઉં, જેણે ગરજનાના અવાજ જેવું
કહીઉં કે, આવ ને જો. ૨ ને મેં જોઇઉં, ને જુઓ, એક સુફેદ ઘોડો હતો,
ને તેપર જે બેઠો તેની કમાન હતી, ને તેને તાજ અપાઇઉં, ને તે જીતતો
તથા જીતવા સારૂ નીકલીઓ. ૩ ને જારે તેણે બીજી મોહોર ઉઘાડી, તારે
મેં બીજા પરાણીને એ કેહેતાં શાંભલીઓ કે, આવ ને જો. ૪ તારે બીજો

ઘોડો રાતો નીકલીઓ, ને તેપર જે બેઠો તેને જમીનપરથી સુલાહ લઇ લેવાનું
અપાઇઉં હતું, ને એમ કે લોકો એક બીજાને મારી નાંખે, ને તેને મોહોટી
તલવાર અપાઇ. ૫ ને જારે તેણે તીજી મોહોર ઉઘાડી, તારે તીજા પરાણીને
એમ કેહેતાં મેં શાંભલીઓ કે, આવ ને જો. ને મેં જોઇઉં, ને જુઓ, કાલો
ઘોડો, ને તે પર જે બેઠો તેના હાતમાં તરાજવાં હતાં. ૬ ને ચાર પરાણીઓની
વચમાં એક અવાજ એમ કેહેતાં મેં શાંભલીઓ કે, પાવલાને સારૂ શેરભર
ઘઉં, ને તણ શેરભર જવ એક પાવલાને સારૂ; પણ તેલ તથા વઇન તું ન
બીગાડ. ૭ ને જારે તેણે ચોથી મોહોર ઉઘાડી, તારે ચોથા પરાણીનો અવાજ
એમ કેહેતાં મે શાંભલીઓ કે, આવ ને જો. ૮ ને મેં જોઇઉં, ને જુઓ,
ફીકા રંગનો એક ઘોડો, ને તેપરના બેશનારનું નામ મોત, ને તેની સાથે પતાલ
પાછલ ચાલતું, ને તલવારે, તથા દુકાલે, તથા મોતે, તથા જમીનના જાનવ-
રોએ દુનીઆમાંના ચોથા હીસા પર મારી નાંખવાનો એખતીઆર તેને અપા-
ઇઓ. ૯ ને જારે તેણે પાચમી મોહોર ઉઘાડી, તારે ખોદાના કલામને લીધે,
તથા પોતે જે શાહેદી આપી હતી તેને લીધે, મારી નંખએલાઓના રૂહ કુર-
બાનગાહ તલે મે દીઠા. ૧૦ ને તેઓએ બુલંદ અવાજે હાંક મારતાં કહીંઉં કે,
અએ ખોદાવંદ, પાક તથા બરહક, ઇનસાફ ઠરાવવાનું, તથા જમીન પરના રેહે-
નારાઓથી હમારાં લોહી પાડવાનો બદલો લેવાનું તું કાંહાંસુધી કરતો નથી? ૧૧
ને તેઓમાંના હરેકને સુફેદ લુગડાં અપાઇઆં, ને તેઓને એમ કેહેવાઇઉં કે,
તમારા સાથી સેવકો તથા તમારા ભાઇઓ જેઓ તમારી પેઠ મારી નંખાવા-
ના છે, તેઓ પુરા થાએ, તાંહાંસુધી હજુ થોડીવાર સબર કરો. ૧૨ ને જારે
તેણે છઠી મોહોર ઉઘાડી, તારે મેં જોઇઉં, ને જુઓ. મોહોટો ધરતીકંપારો થ-
ઇઓ, ને સુરજ બાલોના નમદા સરખો કાલો થઇઓ, ને ચંદર લોહી જેહેવા
થઇઓ. ૧૩ ને જેમ મોહોટા પવનથી હલાવેલી અંજીરીના કાચાં ફલ પડે છે,
તેમ આસમાનમાંના સીતારાઓ જમીનપર પડીઆ. ૧૪ ને આસમાન લપે-
ટેલાં કાગલની પેઠે નીકલી ગઇઉં, ને હરેક પાહાડ, તથા બેટ પોત પોતાને ઠાં-
મેથી ખસેડાઇઆં. ૧૫ ને દુનીઆના પાદશાહો, તથા અમીરો, તથા દોલત-
મંદો, તથા સરદારો, તથા જોરાવરો, તથા હરેક બંધવો, તથા હરેક છુટેલો, એ-
ઓએ ખોહોમાં તથા પાહાડોના પથરોમાં પોતાને સંતાડીઆ. ૧૬ ને એ-
ઓએ પાહાડોને તથા પથરોને કહીંઉં કે. તમે હમારા પર પડો, ને તખત પર

બેસનારનાં મોહોથી તથા તે હલવાનના ગજબથી હમને સંતાડો. ૧૭ કેમકે
તેના ગજબનો મોહોટો દાહાડો આવીઓ છે, ને કોણ ઉભો રહી શકે છે?

## બાબ સાતમો.

**અને** એ પછી મેં ચાર ફીરેશતાઓને જમીનના ચાર ખુંણા પર ઉભા
રેહેતાં દીઠા; ને તેઓએ જમીનના ચાર પવનને એમ પકડી રાખીઆ કે
જમીનપર, તથા દરીઆ પર, તથા કોઇ જાહાડ પર પવન ન વાએ. ૨ બીજા
ફીરેશતાને ઉગમણથી ચહડતાં મેં દીઠો, ને તેની પાસે જીવતા ખોદાની મોહોર
હતી, ને જે ચાર ફીરેશતાને જમીનને તથા દરીઆને બીગાડવાનું અપાઇઉં
હતું તેઓને તેણે મોહોટે અવાજે કહીઉં કે, ૩ જાંહાંસુધી હમે હમારા
ખોદાના સેવકોને તેઓના કપાલ પર મોહોર કરીએ, તાંહાંસુધી તમે જમીન-
ને તથા દરીઆને, તથા જાહાડોને બીગાડો ના. ૪ ને જેઓ પર મોહોર થઇ
તેઓની ગણતી મેં શાંભલી કે, ઇસરાએલના ફીરકાઓમાંના બધા ફીરકામાં
એક લાખ ચુમાલીશહજાર પર મોહોર થઇ. ૫ યહુદાના ફીરકાના બાર હજાર
પર મોહોર કરાઇ, રૂબેનના ફીરકાના બાર હજાર પર મોહોર કરાઇ, ગાદના ફીર-
કાના બાર હજારપર મોહોર કરાઇ; ૬ આશેરના ફીરકાના બાર હજાર પર મોહોર
કરાઇ, નફતાલીના ફીરકાના બાર હજાર પર મોહોર કરાઇ, મનાસેના ફીરકાના
બાર હજાર પર મોહોર કરાઇ; ૭ સીમોનના ફીરકાના બાર હજાર પર મોહોર
કરાઇ, લેવીના ફીરકાના બાર હજાર પર મોહોર કરાઇ, ઇસાકારના ફીરકાના બાર
હજાર પર મોહોર કરાઇ; ૮ જેબુલોનના ફીરકાના બાર હજાર પર મોહોર કરાઇ,
યુસફના ફીરકાના બાર હજાર પર મોહોર કરાઇ, બનીઆમીનના ફીરકાના બાર
હજાર પર મોહોર કરાઇ.

૯ એ પછી મેં જોઇઉં, ને જુઓ બધી કોમ, તથા ફીરકા, તથા લોક,
તથા બોલીનામાંથી મોહોટી સભા, જે કોઇથી ગણાઇ નહીં, તેઓ તખતની
આગલ, તથા હલવાનની આગલ, ઉભા રહીઆ; તેઓ સુફેદ લુગડાં પેહેરેલા
હતા, ને તેઓના હાતમાં ખજુરીની ડાલીઓ હતી, ૧૦ ને તેઓએ
બુલંદ અવાજે બુમ પાડીને કહીઉં કે, હમારો ખોદા તખતપર જે બેશો છે તેને
તથા હલવાનને તારણની તારીફ હોજો. ૧૧ તારે કુલ ફીરેશતાઓ તખતની
તથા વડીલોની તથા ચારે પરાણીઓની આસપાસ ઉભા રહીઆ, ને પોતાનાં
મોહો પર તખત આગલ પડીને ખોદાનો સજદો કરીને કહીઉં કે, ૧૨ આમીન,

બરકત, તથા બુજરગી, તથા દાનાઈ, તથા શુકરગુજારી, તથા ઈજ્જત, તથા
કુવત, તથા કુદરત, હમેશાં સુધી હમારા ખોદાને થાઓ. આમીન. ૧૩ ને તે
વડીલોમાંથી એકે જવાબ દેતાં મને કહીઊં કે, જે સુફેદ લુગડાં પેહેરેલા તેઓ
કોણ છે? ને કાંહાંથી આવીઆ છે? તારે મેં તેને કહીઊં, સાહેબ તું જાણે છે.
૧૪ ને તેણે મને કહીઊં, જેઓ મોહોટી મુસીબતમાંથી આવીઆ, તેઓ એ
છે; ને તેઓએ પોતાનાં લુગડાં ધોઇઆં, ને હલવાનનાં લોહીથી સુફેદ કીધાં. ૧૫
વાસતે તેઓ ખોદાનાં તખત આગલ છે, ને તેનાં મંદીરમાં રાત દાહાડો તેની
બંદગી કરે છે, ને તખત પર જે બેસે છે તે તેઓમાં રેહેશે. ૧૬ તેઓને
ફરી ભુખ નહીં લાગશે, ને ફરી તરસ પણ નહીં લાગશે, ને સુરજના કીરણ
ઇઆ કંઈ ગરમી તેઓ પર નહીં પડશે. ૧૭ કેમકે જે હલવાન તખતની
મધ પર છે તે તેઓને ચરાવશે, ને જીવતાં પાણીના જરાઓ પાસે તેઓને
લઇ જશે, ને ખોદા તેઓની આંખો પરથી હરેક આંસુ પુછી નાંખશે.

## બાબ આઠમો.

**અને** જારે તેણે સાતમી મોહોર ઉઘાડી, તારે આશરે એક ઘડી
સુધી આસમાનમાં ખામોશી થઇ. ૨ પછી ખોદાની આગલ જે સાત
ફીરેશતા ઉભા રહીઆ તેઓને મેં દીઠા, ને તેઓને સાત રણસીંગડાં અપાઇઆં.
૩ અને બીજો ફીરેશતો આવીને કુરબાનગાહ પાસે ઉભો રહીઓ, ને તેની
પાસે સુંનાની ધુપદાની હતી, ને તેને બહુ ખુશબોઈ અપાઇ કે સરવ પવીતરોની
દુઆઓ સાથે તખતની સાંમે સુનાની જે કુરબાનગાહ તેપર અરપણ કરે. ૪
ને તે ફીરેશતાના હાતથી ધુપનો ધુંઆડો પવીતરોની દુઆઓ સાથે ખોદાની
આગલ ચહડીઓ. ૫ તે ફીરેશતાએ ધુપદાની લઇને તથા તેમાં કુરબાન-
ગાહની આગ ભરીને જમીન પર તે નાંખી; તારે અવાજો તથા ગરજનાઓ,
તથા વીજલીઓ, તથા ધરતીકંપારો થઇઓ.
૬ અને જે સાત ફીરેશતાની પાસે સાત રણસીંગડાં હતાં, તેઓએ વજા-
ડવા સારૂ પોતાને તઈઆર કીધા. ૭ પેહેલા ફીરેશતાએ વજાડીઊં, તારે લોહી
ભેલેલાં કરાંની વરસદી તથા આગ થઇ, ને જમીનપર ફેંકાઇઆં, ને જાહાડોનો
તીજો ભાગ બલી ગઈઓ ને હરેક લીલો રોપ પણ બલી ગઈઓ.
૮ અને બીજા ફીરેશતાએ વજાડીઊં, તારે આગથી બલતા મોહોટા પાહા-
ડના જેવું કંઇ દરીઆમાં ફેંકાઇઊં, ને દરીઆનો તીજો ભાગ લોહી થઇઓ.

૯ ને દરીઆમાંના ઊતપન થએલા પરાણીઓનો તીજો ભાગ મરી ગઈઓ,
ને વાહાંણોનો તીજો ભાગ નારા પામીઓ.

૧૦ અને તીજા ફીરેશતાએ વજાડીઊં, તારે દીવાના જેવો બલતો એક
મોહોટો સીતારો આસમાનમાંથી પડીઓ, ને નદીઓના તીજા ભાગ પર તથા
પાણીના જરાઓ પર પડીઓ. ૧૧ ને તે તારાનું નામ કડવાદોના કેહેવાઇઊં;
ને પાણીનો તીજો ભાગ કડવાદોનારૂપ થઇઓ, ને પાણી કડવું થઈઆને લીધે
માણસોમાંના ઘણા મરી ગઇઆ.

૧૨ અને ચોથા ફીરેશતાએ વજાડીઊં, તારે સુરજનો તીજો ભાગ, તથા
ચંદરનો તીજો ભાગ, તથા સીતારાઓનો તીજો ભાગ મરાઇઓ, એવો કે
તેઓનો તીજો ભાગ અંધકાર થઇઓ, ને દાહાડાના તીજા ભાગે પરકારા કીધો
નહીં, ને રાતે પણ એજ તરેહ થઇઊં. ૧૩ ને મેં જોઇઊં, ને અંતરીખશમાં
ઉડતા એક ફીરેશતાને મોહોટે અવાજે એમ કેહેતાં મેં શાંભલીઓ કે, જે
બીજા તણ ફીરેશતા વજાડનાર છે, તેઓનાં રણસીંગડાંના બાકી અવાજને લીધે
જમીન પરના રેહેનારાઓને અફસોસ, અફસોસ, અફસોસ.

## બાબ નવમો.

**અને** પાંચમા ફીરેશતાએ વજાડીઊં, તારે આસમાનથી જમીન પર
પડેલા એક સીતારાને મેં દીઠો, ને તેને ઊંડાંણના ખાડાની કુંચી અપાઈ. ૨
ને તેણે ઊંડાંણના ખાડાને ઉઘાડીઓ ને મોહોટી ભઠીના જેવો ધુંઆડો ઊંડાંણ-
માંથી નીકલીઓ, ને ઊંડાંણના ધુંઆડાથી સુરજ તથા અંતરીખશ અંધકારે
ભરાઇ ગઇઆં. ૩ ને તે ધુંઆડામાંથી ટીડો જમીનપર નીકલીઆ, ને જેમ
જમીન પરના વીછુઓને અધીકાર છે તેમ તેઓને અધીકાર અપાઇઓ. ૪
તારે તેઓને એવો હુકમ અપાઈઓ કે જમીનનાં ઘાશને તથા કોઈ લીલી
ચીજને તથા કોઇ જાહાડને ન બીગાડે, પણ જે માણસોને ખોદાની મોહોર
પોતાનાં કપાલ પર નથી એઓને માતર. ૫ ને એમ તેઓને અપાઇઊં કે
તેઓ એઓને મારીનાંખે નહીં, પણ પાંચ મહીનાં સુધી એઓ પીડા પામે,
ને વીછુ જારે માણસને ડંખ મારે છે તેવારની પીડા પરમાણે એઓની પીડા
હતી. ૬ ને તે દાહાડાઓમાં લોક મોત શોધશે, પણ તેને પામશે નહીં; ને
તેઓ મરવા ચાહાશે, પણ મોત તેઓથી નાહાસશે. ૭ ને તે ટીડાનાં ડોલ
લડાઇને સારૂ તઇઆર કીધેલા ઘોડાઓના જેવાં હતાં, ને તેઓનાં માથાંઓ

પર સુંનાના જેવાં તાજો હતાં, તેઓનાં મોહોડાં માણસોના મોહોડાં જેવાં હતાં.
૮ ને તેઓના બાલ બઇરાંના બાલ જેવા, ને તેઓના દાંત સહીંઓના દાતના
જેવા હતા. ૯ ને તેઓને લોહોડાનાં બખ્તર સરખાં બખ્તર હતાં, ને તે-
ઓની પાંખોનો અવાજ લડાઇને સારૂ દોડતા ઘણા ઘોડાના રથોના અવાજના
સરખો હતો. ૧૦ ને વીછુઓના સરખાં તેઓને પુંછડાં હતાં, ને તેઓના
પુંછડાંમાં ડંખ હતા, ને પાંચ મહીના સુધી માણસોને દુખ દેવાનો તેઓને અ-
ધીકાર હતો. ૧૧ ને ઊંડાણના ખાડાનો જે ફીરીશતો તે તેઓ પર પાદશાહ
હતો, તેનું નામ હેબરી બોલીમાં આબાદ્દોન, પણ હેલલાસી બોલીમાં તેનું
નામ આપલોન છે. ૧૨ એક અફસોસ થઇ ગઇઓ છે; ને જુઓ, એ
પછી બીજા બે અફસોસ આવે છે.

૧૩ અને છઠા ફીરીશતાએ વજાડીઊં, તારે ઓદાની સામાની સુંનાની કુરબા-
નગાહના ચાર સીંગડાંમાંથી મેં એક અવાજ શાંભલીઓ. ૧૪ તેણે જે છઠા
ફીરીશતાને રણસીંગડું હતું તેને કહીઊં કે, ફરાત મોહોટી નદી પર જે ચાર ફીરીશતા
બાંધેલા છે તેઓને છોડ. ૧૫ ને તે ચાર ફીરીશતા છોડાઇઆ, ને તેઓ
એસારૂ તઇઆર થએલા હતા, કે એક ઘડી, તથા દાહાડો, તથા મહીનો,
તથા વરશ સુધી માણસોના તીજા ભાગને મારી નાંખે. ૧૬ ને ફોજના સવા-
રોની ગણતી વીશ કરોડ હતી, ને તેઓની ગણતી મેં શાંભલી. ૧૭ તે એવી
રીતે દરશણમાં ઘોડાઓને તથા તેઓ પરના બેશનારાઓને મેં દીઠા; તે-
ઓનાં બખ્તર આગરંગી, તથા જાંબુરંગી, તથા ગંધકરંગી હતાં, ને ઘોડા-
ઓનાં માથાં, તથા સહીંઓનાં માથાં જેવાં હતાં, ને તેઓનાં મોહોડાંમાંથી
આગ, તથા ધુંઆડો, તથા ગંધક નીકલીઆં. ૧૮ એ તણથી, ઇઆને આગ,
તથા ધુંઆડો, તથા ગંધક, જે તેઓનાં મોહોડામાંથી નીકલીઆં, તેથી માણ-
સોનો તીજો ભાગ મારીનંખાઇઓ. ૧૯ કેમકે તેઓનાં મોહોમાં, તથા
તેઓના પુછડાંમાં, તેઓનું સામરથ છે, કારણ કે તેઓનાં પુછડાં સાપના
જેવાં, ને તેઓને માથાં હતાં, જેથી તેઓ દુખ દેછે. ૨૦ ને બાકીનાં જે
માણસો તે આફતોથી મારી નહીં નંખાઇઆં, તેઓએ પોતાના હાતનાં કામો
બાબત તોબા કીધી નહીં; એ રીતે કે તેઓ ભુતોને, તથા સુંનાની, તથા રૂ-
પાંની, તથા પીતલની, તથા પથરની, તથા લાકડાની મુરતીઓ, જેઓને જો-
વાની, તથા શાંભલવાની, તથા ચાલવાની પણ શકતી નથી તેઓને પુજે નહીં.
૨૧ ને તેઓએ પોતાનાં ખુનો બાબત તથા પોતાની જાદુગરીઓ બાબત,

તથા પોતાની જનાકારી બાબત, તથા પોતાની ચોરીઓ બાબત તોબા કીધી નહીં.

## બાબ દશમો.

**અને** આસમાનથી ઉતરતાં એક બીજા જોરાવર ફીરિશતાને મેં દીઠો, તેણે વાદળ પેહેરેલું હતું, ને તેનાં માથા પર મેઘધનુશ હતું, ને સુરજના જેવું તેનું મોહો તથા અગનોના થંભો જેવા તેના પગ હતા. ૨ ને તેના હાતમાં એક નાંહાંની ઉઘાડી કીતાબ હતી. ને તેણે પોતાનો જમણો પગ દરીઆ પર તથા ડાબો જમીન પર મુકીઓ. ૩ ને જેમ સહીં ગરજે છે, તેમ તેણે મોહોટે અવાજે હાંક મારી; ને જારે તેણે હાંક મારી, તારે સાત ગરજનાએ પોતાના અવાજ કાહાડીઆ. ૪ ને જારે તે સાત ગરજનાએ પોતાના અવાજ કાહાડીઆ, તારે હું લખવા માંડતો હતો, પણ મને એ કેહેતાં આસમાનથી એક અવાજ મેં શાંભલીઓ કે, સાત ગરજનાએ જે વાતો કહી, તેને તું મોહોરથી બંધ કર, ને તે લખ ના. ૫ ને મેં જે ફીરિશતાને દરીઆપર, તથા જમીનપર ઉભો રેહેતાં દીઠો, તેણે પોતાનો હાથ આસમાનની ગમ ઉઠાવીઓ. ૬ ને જે હમેશાં સુધી જીવે છે, જેણે આસમાન તથા તેમાંનાં, ને જમીન તથા તેપરનાં, ને દરીઓ તથા તેમાંના પેદા કીધાં, તેના સમ ખાઇને તેણે કહીઉંકે, હવે પછી વખત થશે નહીં. ૭ પણ સાતમા ફીરિશતાના અવાજના દાહાડાઓમાં, હુઆને જારે તે વજાડવા લાગશે, તારે જેમ ખોદાએ પોતાના સેવક નબીઓને ખબર આપી છે, તેમ તેનો ભેદ પુરો થશે. ૮ ને આસમાનમાંથી અવાજ જે મેં શાંભલીઓ, તેણે ફરી મારી સાથે બોલતાં કહીઉં કે, તું જા, ને જે ફીરિશતો દરીઆ પર, તથા જમીન પર ઉભો રેહે છે, તેના હાતમાં જે નાંહાંની ઉઘાડી કીતાબ છે તે લે. ૯ તારે મેં ફીરિશતા પાસે જઇને તેને કહીઉં કે, તે નાહાંની કીતાબ મને આપ. ને તેણે મને કહીઉં કે, તે લે, ને તેને ખાઇનાંખ, ને તે તારા પેટને કડવું કરશે, પણ તારાં મોહોમાં મધના જેવી મીઠી લાગશે. ૧૦ તારે મેં ફીરિશતાના હાતમાંથી તે નાંહાંની કીતાબ લીધી, ને તેને ખાઇનાંખી, ને મારાં મોહોમાં મધના શરખી તે મીઠી હતી, પણ તેને ખાધા પર મારૂં પેટ કડવું થઇઉં. ૧૧ ને તેણે મને કહીઉંકે, તને ફરી ઘણા લોકો, તથા કોમો, તથા બોલીઓ, તથા પાદશાહો બાબત નબુઅત કેહેવી પડે છે.

## બાબ અગીઆરમો.

**અને** લાકડીના જેવું એક બરૂ મને આપાઇઉં, ને ફીરેશતાએ
ઉભા રહીને કહીઉં કે, તું ઉઠ, ને ખોદાનાં મંદીર તથા કુરબાનગાહ, તથા તેમાં
જેઓ એબાદત કરે છે તેઓનું માપ લે. ૨ પણ મંદીર બાહાર જે આંગણુ
છે, તેને બાહાર રાખ, ને તેનું માપ ન લે; કેમકે ગેરકોમીઓને તે આપેલું
છે; ને તેઓ બેહેંતાલીશ મહીના સુધી પાક શેહેરને ખુંદી નાંખશે. ૩ ને
મારા બે શાહેદને હું એવું આપશ કે તેઓ તાટ પેહેરેલા થઇને એક હજાર
બશેં ને સાઠ દાહાડા સુધી નબુઅત કરશે. ૪ જઇતુનનાં જે બે જાહાડ તથા
જે બે સમેદાની જમીનના ખોદાની આગલ ઉભાં રેહે છે તેઓ એજ છે. ૫
ને જો કોઇ તેઓને દુખ દેવા ચાહાશે, તો તેઓનાં મોહોમાંથી આગ નીક-
લેછે, ને તેઓના દુશમનોને ખાઇ નાંખે છે; ને જો કોઇ તેઓને દુખ દેવા
ચાહાશે, તો તેમજ તેને મારીઆ જવું પડેછે. ૬ તેઓને એખતીઆર છે
કે આસમાનને બંધ કરે, કે તેઓની નબુઅતના દાહાડાઓમાં વરસાદ ન
વરશે; ને પાણીઓ પર તેઓને એખતીઆર છે કે તેને લોહીમાં બદલીનાંખે
ને તેઓ જેટલીવાર ચાહે તેટલીવાર જમીનને હરેક આફતથી મારે. ૭ ને
જારે તેઓ પોતાની શાહેદી આપી રેહેશે, તારે જે જાનવર ઊંડાંણમાંથી નીક-
લેછે, તે તેઓની સાથે લડશે, ને તેઓને જીહીંતશે તથા તેઓને મારી
નાંખશે. ૮ ને જે મોહોટું શેહેર રૂહાની તોરે સદોમ તથા મીસર કેહેવાએ છે,
જાંહાં આપણો ખોદાવંદ કરૂસે જડાઇઓ તે શેહેરના રશતામાં તેઓનાં મુડદાં
(પડીઆં રેહેશે). ૯ ને લોકોના તથા ફીરકાઓના તથા બોલીઓના તથા
કોમોના સાહાડાતણ દાહાડા સુધી કેટલાએક તેઓનાં મુડદાં દેખશે, ને
તેઓનાં મુડદાંને સમશાનમાં રાખવા નહીં દેશે. ૧૦ ને જમીનપર રેહેનારા
એઓ પર ખુશી ખુરમી કરશે, ને માહોમા ભેટ મોકલશે; કેમકે તે બે
નબીઓએ જમીન પરના રેહેનારાઓને પીડા દીધી હતી. ૧૧ ને સાહાડા
તણ દાહાડા પછી જીંદગીનો રૂહ ખોદાની તરફથી તેઓમાં પેઠો, ને તેઓ
પોતાને પગે ઉભા રહીઆ, પછી તેઓના દેખનારાઓ પર મોહોટી બીહીક
પડી. ૧૨ ને તેઓએ આસમાનથી મોહોટો અવાજ પોતાને કેહેતાં શાંભ-
લીઓ કે, તમે હીઆં ચહડી આવો. ને તેઓ વાદલાએ આસમાનમાં
ચહડી ગઇઆ, ને તેઓના દુશમનોએ તેઓને દીઠા. ૧૩ ને તે વખતે

મોહોટો ધરતીકંપારો થઇઓ, ને તે શેહેરનો દશમો ભાગ પડી ગઇઓ, ને
તે ધરતીકંપારાથી માણસોમાંના સાત હજાર મારી નંખાઈઆ, ને જે બાકી
રહીઆ તેઓ ગભરાએલાં થઈઆં. ને આસમાનના ખોદાની તેઓએ તારીફ
કીધી. ૧૪ બીજો અફસોસ થઈ ગઇઓ છે; જુઓ, તીજો અફસોસ
વેહેલો આવે છે.
૧૫ અને સાતમા ફીરેશતાએ વજાડીઉં; તારે આસમાનમાં એમ કેહેતા
મોહોટા અવાજો થઇઆ કે, આ દુનીઆની પાદશાહતો આપણા ખોદાવંદની
તથા તેના ખરીસતની થઇ છે, ને તે હમેશાં સુધી પાદશાહી કરશે. ૧૬ ને જે
ચોવીશ વડીલો ખોદાની આગલ પોતાનાં તખત પર બેઠા હતા, તેઓ ઉંધા
પડીઆ, ને ખોદાનો સજદો કરતાં કહીઉં કે, અમે ખોદાવંદ ખોદા, પુરા
કાદેર, જે છે, ને હતો, ને થશે, ૧૭ હમે તારા સુકર કરીએ છઈએ;
કેમકે તેં પોતાની મોહોટી કુદરત લીધી ને પાદશાહી કીધી છે. ૧૮ ને કોમો
ગુશે ભરાઇ, પણ તારો ગજબ આવીઓ છે, ને મુએલાંઓનો ઈનસાફ
ઠરાવાનો વખત, ને તારા સેવક ઇઆને નબીઓ, તથા પવીતરો, તથા જે
નાહાંના મોહોટા તારાં નામથી બીહે છે, તેઓને ફલ અપાએ તથા જેઓ
પરથવીનો નાશ કરે છે તેઓનો નાશ થાએ. ૧૯ ને આસમાનમાં ખોદાનું
મંદીર ઉઘડાઇઉં, ને તેનાં મંદીરમાં તેના બંદોબસતની પેટી દેખાઇ, ને વીજ-
લીઓ તથા અવાજો તથા ગરજનાઓ તથા ધરતીકંપારો તથા કરાંની મોહોટી
વરરાટી થઈ.

## બાબ બારમો.

**અને** આસમાનમાં એક મોહોટી નીશાન દેખાઈ ઇઆને એક ઓરત
સુરજ ઓડેલી, ને તેના પગ તલે ચંદર, ને તેનાં માથા પર બાર સીતારાનું
તાજ હતું. ૨ ને તેણે ગરભવંતી છતાં, જણવા સારૂ કશટ ભોગવતાં, તથા
પીડા પામતાં બુમ પાડી. ૩ ને આસમાનમાં બીજી નીશાની પણ દેખાઇ;
જુઓ, અગનીરંગી મોહોટો અજગર, જેને સાત માથાં, ને દશ સીંગડાં, ને
તેનાં માથાંઓ પર સાત તાજ હતાં. ૪ ને તેના પુંછડાએ આસમાનના સી-
તારાઓનો તીજો ભાગ ખેંચીઓ, ને તેઓને પરથવી પર નાંખીઆ, ને જે
ઓરત જણવાની હતી, તેની આગલ તે અજગર ઉભો રહીઓ, એસારૂ
કે જારે તે જણે તારેજ તેના બાલકને ખાઇ નાંખે. ૫ ને તેણે બાલક નર

જણીઓ જે બધી કોમો પર લોહોડાના દંડથી સાહેબી કરનાર છે, ને તેનો તે
બાલક ખોદા પાસે તથા તેનાં તખ્ત પાસે લઇ જવાઈઓ. ૬ ને તે ઓરત
જંગલમાં નાહાઠી, તાંહાં ખોદાથી તેને સારૂ તઇઆર કીધેલું એક ઠેકાણું છે,
જાંહાં તેઓ તેને બારશેં ને સાઠ દાહાડા સુધી પાલે.

૭ અને આસમાનમાં લડાઇ થઇ, મીખાએલ તથા તેના ફીરેશતા અજ-
ગરની સાથે લડીઆ, ને અજગરે તથા તેના ફીરેશતાઓએ લડાઇ કીધી. ૮
તોપણ તેઓ જીહીંતીઆ નહીં, ને તેઓની જગે ફરી આસમાનમાં મલી
નહીં. ૯ પણ તે મોહોટો અજગર બાહાર નંખાઈઓ, ઇઆને તે ઘરડો સાપ,
જે બટો મુકનાર તથા શેતાન કેહેવાએ છે, જે આખી દુનીઆને ફરેબ આપેછે,
તે જમીન પર નંખાઈઓ, ને તે સુધાં તેના ફીરેશતાઓ પણ નંખાઇઆ. ૧૦
તારે આસમાનમાં મોહોટો અવાજ એમ કેહેતાં મેં શાંભલીઓ કે, હમણા તા-
રણ તથા કુદરત, તથા હમારા ખોદાની પાદશાહત તથા તેના ખરીસતની હકુમત
થઈ છે, કેમકે હમારા ભાઈઓ પર તોહોમત મુકનાર, જેણે હમારા ખોદા આ-
ગલ રાત દાહાડો તેઓ પર તોહોમત મુકી, તે નીચે ફેંકાઇઓ છે. ૧૧ ને
તેઓએ હલવાનના લોહીથી તથા પોતાની સાહેદીની વાતથી એને જીહીંતીઓ
છે, ને મોત સુધી તેઓએ પોતાના જીવ પર પીઆર કીધો નહીં. ૧૨ એ
વાસતે, અએ આસમાનો, તથા તેઓમાં રેહેનારાઓ, તમે ખુશી કરો. અએ
જમીનપર તથા દરીઆમાં રેહેનારાઓ, તમને અફસોસ છે; કેમકે શેતાન
તમારી પાસે ઉતરીઓ છે, ને તેને બહુ કરોધ છે, કાંજે તે જાણેછે કે મારો
વખત થોડો છે. ૧૩ ને પોતે જમીન પર ફેંકાઇઓ, એમ અજગરે જો-
ઇને જે ઓરત નરને જણી હતી, તેને તેણે સતાવી. ૧૪ તે ઓરતને
મોહોટા ઉકાબની બે પાંખ અપાઈ, એ સારૂ કે સાપનાં મોહોથી તે રાનમાં
પોતાને ઠેકાણે ઉડી જાએ. જાંહાં એક વખત તથા વખતો તથા અડધો વ-
ખત તે પલાએ છે. ૧૫ તે સાપે પોતાનાં મોહામાંથી નદીના જેવું
ઓરત પછવાડે પાણી નાંખીઊં, એ સારૂ કે તે તેથી તણાઇ જાએ. ને
જમીને તે ઓરતની મદદ કીધી, ઇઆને જમીન પોતાનું મોહો ઉઘાડીને
જે નદી અજગરે પોતાનાં મોહોમાંથી નાંખી તેને પીગઇ. ૧૬ ને અજ-
ગર તે ઓરત પર ગુસે થઈઓ, ને તેની બાકી ઓલાદ, ઇઆને જેઓ
ખોદાના હુકમ પાલેછે, ને જેઓની પાસે ઇસુ ખરીસતની શાહેદી પણ છે,
તેઓની સાથે લડવાને તે નીકલીઓ.

## બાબ તેરમો.

**અને** હું દરીઆની રેતી પર ઉભો રહીઓ, ને એક જાનવરને દરી-
આમાંથી નીકલતાં મેં દીઠું, જેને સાત માથાં તથા દશ સીંગડાં, તથા
તેનાં સીંગડાંઓ પર દશ તાજ, તથા તેનાં માથાંઓ પર કુફરનાં નામ
હતાં. ૨ ને જે જાનવરને મેં દીઠું, તે ચીતાના જેવું, ને તેના પગ રીંછના
પગ જેવા, ને તેનું મોહો સહીંનાં મોહોના જેવું હતું, ને તે અજગરે પો-
તાની કુદરત તથા પોતાનું તખત તથા મોહોટો એખતીઆર તેને આપીઓ.
૩ ને તેનાં માથાંઓમાંનાં એકને મરવા સરખું ઘાએલ મેં દીઠું, ને
તેનાં મરણનો ઘા રૂઝાઈઓ, ને આખી દુનીઆએ તે જાનવરની પછવાડે
અચરત કીધું. ૪ ને જે અજગરે તે જાનવરને એખતીઆર આપીઓ,
તેનો સજદો તેઓએ કીધો, ને તેઓએ તે જાનવરનો પણ સજદો
કીધો, ને કહીઊં કે, આ જાનવરના સરખું કોણ છે? એની સાથે કોણ લડી
શકે છે? ૫ ને મોહોટી વાતો તથા કુફર બકનાર મોહો તેને અપાઇઊં, ને બેહેંતા-
લીશ મહીના સુધી રેહેવાનો એખતીઆર તેને અપાઇઓ. ૬ ને તેણે
ખોદાની બાબત કુફર બકવાને પોતાનું મોહો ઉઘાડીઊં કે તેનાં નામની તથા
તેના માંડવાની તથા આસમાનમાં રેહેનારાઓની બાબત તે કુફર બકે. ૭
ને તેને અપાઇઊં કે પવીતરોની સાથે તે લડે, ને તેઓને જીહીંતે, ને કુલે
ફીરકાઓ પર તથા બોલીઓ પર તથા કોમો પર તેને એખતીઆર અપા-
ઇઓ. ૮ ને જમીન પર સરવ રેહેનારાઓ જેઓનાં નામ દુનીઆનો પા-
ઇઓ માંડવાથી મારી નાંખેલા હલવાનની જીંદગીની કીતાબમાં લખેલાં
નથી, તેઓ તેને પુજશે. ૯ જો કોઇને કાન છે, તો તે શાંભલે. ૧૦
જો કોઇ કેદ કરવાને કોઇને લઇ જાએ, તો તે કેદમાં જશે; જો કોઇ તલ-
વારથી મારી નાંખે, તો તેને તલવારે મરીઆ જવું પડેછે. હીઆં પવીતરોની
સબર તથા ઇમાન છે.

૧૧ અને મેં જમીનમાંથી એક બીજાં જાનવરને નીકલતાં દીઠું, ને
હલવાનનાં જેવાં તેને બે સીંગડાં હતાં, પણ અજગરની પઠે તે બો-
લીઊં. ૧૨ ને પેહેલાં જાનવરનો સરવ એખતીઆર રાખીને તેની આ-
ગલ તે અમલ કરેછે, ને પેહેલા જાનવરનાં મરણનો ઘા રૂઝાઇઓ
હતો તેની પુજા જમીનથી ઇઓને તે પરના રેહેનારાઓથી કરાવેછે. ૧૩
ને તે મોહોટા ચમતકાર કરેછે, એવા કે માણસના દેખતાં આસમા-

નથી જમીન પર આગ પણ વરસાવે છે. ૧૪ ને જે ચમતકારો તે
જાનવરના દેખતાં કરવાનું તેને અપાઈઉં હતું, તેઓને આશરે જમીન
પર રેહેનારાઓને તે ભુલાવેછે, ને જે જાનવર તલવારનો ઘા પામીઉં પણ
જીવીઉં તેની મુરતી કરવા સારૂ જમીનપર રેહેનારાઓને તે કેહેછે. ૧૫ ને
તે જાનવરની મુરતીમાં જીવ ઘાલવાનું એને અપાઇઉં હતું, એવું કે તે જા-
નવરની મુરતી બોલે ને જેટલા તે જાનાવરની મુરતીને નહીં પુજે તેટલા
મારીનંખાએ એવું પણ તે કરે. ૧૬ ને નાહાંના મોહોટા, દોલતમંદ
તથા દરીદરી, આજાદ તથા ગોલામ, સરવને તે એમ કરાવેછે કે, તેઓ
પોતાના જમણા હાત પર ઇઆ પોતાનાં કપાલ પર નીશાની લે. ૧૭ વલી
જેને તે નીશાની ઇઆ તે જાનવરનું નામ ઇઆ તેનાં નામની ગણતી છે,
તે વગર કોઈ બીજાથી વેચાએ લેવાએ નહીં, એમ પણ કરાવેછે. ૧૮
હીઆં દાનાઇ છે, જેને સમજ છે તે એ જાનવરની ગણતી ગણે, કેમકે
તે માણસની ગણતી છે, ને તેની ગણતી છરેં છારોટ છે.

## બાબ ચઉદમો.

**અને** મેં જોઇઉં, ને જુઓ કે સીઓન પાહાડ પર હલવાન ઉભો રહી-
ઓ, ને તેની સાથે એક લાખ ચુમાલીસ હજાર હતા, જેઓનાં કપાલ પર તેના
બાપનું નામ લખીઉં હતું. ૨ ને બહુ પાણીના અવાજના જેવો તથા મો-
હોટી ગરજનાના અવાજના જેવો આસમાનમાંથી અવાજ મેં શાંભલીઓ,
ને વીણા વજાડનારાઓનો અવાજ પોતાની વીણા પર વજાડતાં મેં શાં-
ભલીઓ. ૩ તારે તખતની તથા તે ચાર પરાણીઓની તથા વડીલોની
આગલ નવાં ગીત જેવું તેઓ ગીત ગાતા હતા, ને જમીનથી જે એક
લાખ ચુમાલીશ હજાર ઉધાર પામેલા વગર કોઈ તે ગીત શીખી ન શકીઉં.
૪ બઇરીઓની સાથે જેઓ નાપાક નથી થઇઆ તેઓ એ છે; કેમકે
તેઓ કુંઆરા છે, ને હલવાન જાંહાં જાએછે તાંહાં તેની પાછલ જે ચાલેછે
તેઓ એ છે; એઓ ખોદાને તથા હલવાનને સારૂ પેહેલું ફલ થવાને માણ-
સમાંથી ઉધાર પામેલા છે. ૫ ને એઓનાં મોહોમાં કપટ મલીઉં નથી;
કેમકે ખોદાનાં તખત આગલ તેઓ બેએબ છે.

૬ અને આસમાનમાં ઉડતા બીજા ફીરીશતાને મેં દીઠો, ને જમીન પરના
રેહેનારાઓને, ઇઆને દરેક કોમ તથા ફીરકા તથા બોલીવાલાઓ તથા લોકને,
હમેશાંની ખુશખબર જાહેર કરવાની તેની પાસે હતી. ૭ ને તેણે મોહોટે અવાજે

કહીઉં કે, ખોદાથી બીહો, ને તેને બુજરગી આપો; કેમકે ઇનસાફ કરાવવાનો
તેનો વખત આવીઓ છે, ને જેણે આસમાન તથા જમીન તથા દરીઆ તથા
પાણીના ઝરાઓને પેદા કીધા છે, તેને પુજો. ૮ ને તેની પાછલ એક
બીજો ફીરીસતો આવતાં એમ બોલીઓ કે, બાબલોન પડીઉં છે, તે મોહો-
ટું શેહેર પડીઉં છે. કેમકે તેણે પોતાની જનાકારીના ગજબનો વઇન બધી કો-
મોને પાઈઓ છે. ૯ ને તીજા ફીરીસતાએ પણ તેની પાછલ ચાલતાં મોહોટે
અવાજે કહીઉં કે, જો કોઇ તે જાનવરને તથા તેની મુરતીને પુજેછે, ને તે નીશાની
પોતાના કપાલપર ઇઆ પોતાના હાત પર લેછે; ૧૦ તો ખોદાના ગજબનો
વઇન ઇઆને જે તેના ગજબના પીઆલામાં નરો રેડેલો છે તેમાંથી તે પીશે,
ને પાક ફીરીસતાઓની આગલ તથા હલવાનની આગલ આગમાં તથા ગંધ-
કમાં તે પીડેલો થશે. ૧૧ ને તેઓની પીડાનો ધુંઆડો હમેશાંસુધી ચહડે છે,
ને જેઓ તે જાનવરને તથા તેની મુરતીને પુજે છે, તેઓને તથા જે કોઇ
તેનાં નામની નીશાની લેછે તેને, રાત દાહાડો વીસામો નથી. ૧૨ હીઆં પવી-
તરોની સબર છે, ઇઆને ખોદાના હુકમ તથા ઇસુ ખરીસતનું ઇમાન જે પાલેછે
તેઓ હીઆં છે. ૧૩ ને મને એ કેહેતાં આસમાનથી એક અવાજ
મેં શાંભલીઓ કે, તું એમ લખ, કે હમણાથી જેઓ મરણ પામે ઇઆને
ખોદાવંદમાં જેઓ મરેછે, તેઓ મુબારક છે; રૂહ કેહેછે હા, એ સારૂ કે તેઓ
પોતાની મેહેનતથી વીસામો પામે, ને તેઓનાં કામ તેઓની પાછલ આ-
વશે. ૧૪ અને મેં જોઇઉં, ને જુઓ ધોલું વાદલ ને વાદલ પર આદમીના
બેટા જેવો એક બેઠેલો, જેનાં માથાં પર સુંનાનું તાજ હતું, ને જેના હાતમાં
ધારવાલું દાતરડું હતું. ૧૫ અને મંદીરમાંથી બીજા ફીરીસતાએ નીકલીને વાદ-
લપર બેશનારને મોહોટે અવાજે હાંક મારીઓ, કે તું પોતાનું દાતરડું લગા-
વીને કાપ, કેમકે કાપવાનો વખત આવીઓ છે, કારણ કે જમીનની ખેતી
પાકી છે. ૧૬ ને વાદલ પરના બેશનારે જમીન પર પોતાનું દાતરડું લ-
ગાવીઉં, ને જમીનની ખેતી કપાઇ. ૧૭ પછી આસમાનમાંનાં મંદીરમાંથી
બીજો ફીરીસતો નીકલીઓ, તેને પણ ધારવાલું દાતરડું હતું. ૧૮ ને બીજો
ફીરીસતો પણ કુરબાનગાહથી નીકલીઓ, તેને આગ પર એખતીઆર હતો,
ને જેને ધારવાલું દાતરડું હતું તેણે તેને મોહોટે આવાજે હાંક મારતાં કહીઉં કે,
તું પોતાનું ધારવાલું દાતરડું લગાવીને જમીનના દરાખ વેલાની લુમોને લણી
લે. કેમકે તેની દરાખ પાકી ચુકી છે. ૧૯ તારે તે ફીરીસતાએ પોતાનું દા-

તરકું જમીન પર લગાવીઉં, ને જમીનના દરાખ વેલાનું લણી લીધું, ને ખો-
દાના ગજબના દરાખના મોહોટા કુંડમાં નાંખીઉં. ૨૦ ને દરાખનો કુંડ શેહેર
બાહાર ખુંદાઈઓ; પછી દરાખના કુંડમાંથી લોહી ઘોડાઓની લગામો
સુધી આશરે બેસેં ગાઉ લગી વહી નીકલીઉં.

## બાબ પંદરમો.

**અને** બીજી મોહોટી તથા અજાએબ નીશાની આસમાનમાં મેં દીઠી,
એઓને સાત ફીરીશતાને તેઓની પાસે છેલી સાત આફત હતી, કેમકે તે-
ઓમાં ખોદાનો ગજબ ભરપુર કીધેલો છે. ૨ ને અગની ભેલેલા કાચના
દરીઆ જેવું મેં દીઠું, ને જેઓ તે જાનવર પર, તથા તેની મુરતી પર, તથા
તેની નીશાની પર, તથા તેનાં નામની ગણતી પર ફતેહ પામીઆ હતા, તેઓ
તે કાચના દરીઆ પર ઉભા રેહેતા હતા, ને તેઓને ખોદાની વીણાઓ હતી.
૩ ને તેઓએ ખોદાના બંદા મુસાનું ગીત તથા હલવાનનું ગીત ગાતાં કહીઉં
કે, અએ ખોદાવંદ ખોદા, પુરા કાદેર, તારાં કામ મોહોટાં તથા આશચ-
રીઅવાન છે; અએ પવીતરોના પાદશાહ, તારા મારગ રાસત તથા ખરા છે.
૪ અએ ખોદાવંદ, તારાથી નહીં બીહીશે, ને તારાં નામની બુજરગી નહીં
કરશે, એવો કોણ છે? કેમકે એકલો તું પાક છે, વાસતે બધી કોમો
આવશે, ને તારો સજદો કરશે, કારણ કે તારો ઈનસાફ તેં જાહેર કીધો
છે. ૫ અને મેં જોઇઉં, ને જુઓ, આસમાનમાં શાહેદીના માંડવાનું
મંદીર ઉઘડાઇઉં. ૬ ને જે સાત ફીરીશતાની પાસે સાત આફત હતી,
તેઓ સાફ તથા ચલકતાં લુગડાં પેહેરેલા, તથા છાતીએ સુંનાના પટકા
બાંધેલા મંદીરમાંથી નીકલીઆ. ૭ ને તે ચાર પરાણીઓમાંના એકે તે
સાત ફીરીશતાને સુંનાનાં સાત પીઆલાં આપીઆં, જે ખોદા હમેશાં સુધી
જીવેછે તેના ગજબથી તે ભરેલાં હતાં. ૮ ને ખોદાની જલાલથી તથા તેની
કુદરતથી મંદીર ધુંઆડે ભરાઈ ગઇઉં, ને તે સાત ફીરીશતાની તે સાત આફત
પુરી થઈ તાંહાંસુધી કોઇથી મંદીરમાં પેસાઇઉં નહીં.

## બાબ સોલમો.

**અને** એક મોહોટો અવાજ મંદીરમાંથી મેં શાંભલીઓ, તેણે સાત
ફીરીશતાને એમ કહીઉં કે, તમે જાઓ, ને ખોદાના ગજબનાં પીઆલાં જ-
મીન પર રેડો. ૨ તારે પેહેલો ફીરીશતો ગઇઓ, ને તેણે પોતાનું પીઆલું જ-

મીન પર રેડીયું; ને જે માણસો તે જાનવરની નીશાની રાખતાં હતાં, ને તેની
મુરતીને પુજતાં હતાં, તેઓ પર ભુંડું તથા કઠણ ધારું થયું. ૩ ને બીજા
ફીરેશતાએ પોતાનું પીઆલું દરીઆ પર રેડીયું, ને મુડદાનાં લોહી સરખો તે
થયો, ને દરીઆમાંનો હરેક જીવતો પરાણી મરીગયો. ૪ ને તીજા
ફીરેશતાએ પોતાનું પીઆલું નદીઓ પર, તથા પાણીઓના જરાઓ પર
રેડીયું; ને તે લોહી થયાં. ૫ ને પાણીના ફીરેશતાને એમ બોલતાં મેં
શાંભલીઓ કે, અએ ખોદાવંદ, જે છે. ને હતો, ને થશે, તેં એમજ ઇ-
નશાફ ઠરાવીઓ વાસતે તું રાસત છે. ૬ કેમકે તેઓએ તારા પવીતરોનું,
તથા નબીઓનું લોહી વેહેવડાવીયું, ને તેં તેઓને લોહી પીવાને આપીયું છે,
કારણ કે તેઓ લાએક છે. ૭ ને કુરબાનગાહમાંથી બીજાને એમ કેહેતાં
મેં શાંભલીયું કે, હા, અએ ખોદાવંદ ખોદા, પુરા કાદેર, તારા ઇનસાફ-
નાં કામ ખરાં તથા વાજબી છે. ૮ ને ચોથા ફીરેશતાએ પોતાનું પીઆલું
સુરજ પર રેડીયું; ને આગથી માણસોને જલાવી નાખવાનું સામરથ તેને અ-
પાયું. ૯ ને માણસો મોહોટી આંચથી જલાઈ ગયાં, ને ખોદાનો જેને
આ આફત પર એખતીઆર છે, તેનાં નામ પર તેઓ કુફર બકીઆ, ને
તેઓએ તેને બુજરગી આપવાને તોબા કીધી નહીં. ૧૦ ને પાંચમા ફી-
રેશતાએ પોતાનું પીઆલું તે જાનવરનાં તખત પર રેડીયું, ને તેનું તખત
અંધારું થયગયું, ને તેઓએ દુખને લીધે પોતાની જીભો કરડી. ૧૧
ને પોતાનાં દુખને લીધે, તથા પોતાના ધારાને લીધે, આસમાનના ખોદાપર
કુફર બકીઆ, ને તેઓએ પોતાનાં કામો બાબત તોબા કીધી નહીં. ૧૨
ને છઠા ફીરેશતાએ પોતાનું પીઆલું મોહોટી નદી ફરાત પર રેડીયું; ને તેનું
પાણી સુકાઈ ગયું, એ સારૂ કે ઉગમણના પાદશાહોનો રસતો તઇઆર
થાએ. ૧૩ ને તે અજગરનાં મોહોમાંથી, તથા તે જાનવરનાં મોહોમાંથી,
તથા તે જુઠા નબીનાં મોહોમાંથી તન નાપાક રૂહને દેડકા જેવા નીકલતાં
મેં દીઠા. ૧૪ કેમકે તેઓ ચમતકાર કરનાર દેવોના રૂહ છે, જેઓ પુરા
કાદેર ખોદાના મોહોટા દાહાડાની લડાઇને સારૂ જમીનના ઇઆને આખી
દુનીઆના પાદશાહોને એકઠા કરવાને તેઓના પર બાહાર જાએ છે. ૧૫ જુ-
ઓ, ચોરની પેઠે હું આવુંછઉં, જે ચોકી કરે છે, ને પોતાનાં લુગડાં એવાં રાખે
છે કે પોતે નાગો ન ચાલે, ને પોતાની લાજ તેઓ ન દેખે, તે મુબારક છે.
૧૬ તારે હેબરી બોલીમાં આરમાગેદાન કેહેવાએલે ઠેકાણે તેણે તેઓને એકઠા

કીધા. ૧૭ ને સાતમા ફીરેશતાએ પોતાનું પીઆલું હવામાં રેડીઉં,ને આસમાન-
નાં મંદીરનાં તખ્તમાંથી મોહોટો અવાજ નીકલીઓ, જેણે કહીઉં કે, થઇઉં.
૧૮ ને અવાજો, તથા ગરજનાઓ, તથા વીજલીઓ થઇ, ને મોહોટો ધરતી-
કંપારો, એવો મોહોટો કે માણસ જમીનપર થઇઆં તારથી એવો મોહોટો ધરતી-
કંપારો નથી થઇઓ. ૧૯ ને મોહોટાં શોહેરના તણ ભાગ થઇઆ, ને કોમોનાં
શેહેર પડીઆં, ને મોહોટા બાબલોનની ઇઆદ ખોદાની આગલ થઇ, એસારૂ કે
તે પોતાના ગજબની ગરમીના રસનું પીઆલું તેને આપે. ૨૦ ને હરેક બેટ
નાહાઠા, ને પાહાડો પણ દેખાઇઆ નહીં હતા. ૨૧ ને મોહોટાં કરાંની વરશાદી
થઇ, આશરે એક એક મણનાં કરાં આસમાનથી માણસો પર પડીઆં, ને
કરાંની આફતને લીધે માણસો ખોદાપર કુફર બકીઆ, કેમકે તેની આફત મો-
હોટી હતી.

## બાબ સતરમો.

**અને** જે સાત ફીરેશતાની પાસે તે સાત પીઆલાં હતાં, તેઓમાંનો
એક આવીઓ, ને મારી સાથે બોલતાં મને કહીઉં કે, હીઆં આવ, ને જે
મોહોટી કસબેણ ઘણા પાણીઓ પર બેઠેલી છે તેનો ઇનસાફ઼ ઠરવો હું તને દે-
ખાડીશ. ૨ તેની સાથે જમીનના પાદશાહોએ જના કીધી છે, ને તેની
જનાના વઇનથી જમીનના રેહેનારા પીધેલા થઇઆ. ૩ ને રૂહમાં તે મને રાનમાં
લઇ ગઇઓ, ને નીંદાનાં નામથી ભરેલાં સાત માથાંનાં, તથા દશ સીંગડાનાં
કીરમીજી રંગનાં જાનવર પર બેઠેલી એક બઇરીને મેં દીઠી. ૪ ને તે બઇ-
રીએ જાંબુઆં તથા કીરમીજી રંગનાં લુગડાં પેહેરેલાં હતાં, ને સુંને, તથા
જવાહેરે, તથા મોતીએ શોભાવાન હતી, ને તેના હાતમાં સુંનાનું પીઆલું,
તેના વખોડવાપણાથી તથા જનાની નાપાકીથી ભરેલું હતું. ૫ ને તેના કપાલ
પર એવું નામ લખેલું હતું કે ભેદ, મોહોટું બાબલોન, છીનાલીની તથા જ-
મીનની નફ઼રતોની મા. ૬ ને મેં દીઠું કે તે બઇરી પવીતરોનાં લોહીથી તથા ઇ-
સુના શાહેદોનાં લોહીથી પીધેલી હતી; ને હું તેને જોઇને મોહોટા આશચરીઅથી
આશચરીઅવાન થઇઓ; ૭ તારે તે ફીરેશતાએ મને કહીઉં, કે તું કેમ
આશચરીઅવાન થઇઓ છે? તે બઇરીનો તથા તેને ઉંચકી લઇ જનાર જાન-
વર જેને સાત માથાં તથા દશ સીંગડાં છે તેના ભેદ હું તને કેહવશ. ૮ જે
જાનવર તેં દીઠું, તે હતું, ને નથી, પણ અથાક ઉંડાંણમાંથી નીકલનાર તથા
નાશમાં જનાર છે, ને જમીન પર રેહેનારાઓ જેઓનાં નામ દુનીઆનો પાઇ-

ઓ નાંખવાથી જીંદગીની કીતાબમાં લખીઆં નહીં હતાં તેઓ તે જાનવર
હતું, ને નથી, તોપણ છે, એ જોઇને તાજુબ થશે. ૯ હીઆં સમજ રાખ-
નાર મન છે; તે સાત માથાં સાત પાહાડ છે, તેઓ પર તે બઇરી બેઠી
છે. ૧૦ ને સાત પાદશાહ છે, પાંચ પડીઆ છે, ને એક છે, ને બીજો હજી-
સુધી આવીઓ નથી, ને જારે તે આવશે તારે થોડા દાહાડા તેને રેહેવું પડે-
છે. ૧૧ ને જે જાનવર હતું, ને નથી, તેજ આઠમો છે, ને તે સાતમાંનો
છે, ને નાશમાં જાએછે. ૧૨ ને જે દશ સીંગડાં તેં દીઠાં છે તેઓ દશ પાદ-
શાહ છે, એઓ હજીસુધી પાદશાહી પામીઆ નથી, પણ તે જાનવરની સા-
થે એક ઘડીભર પાદશાહીનો જેવો અખતીઆર પામે છે. ૧૩ એઓનું
એક મત છે, ને એઓ પોતાનું સામરથ તથા અધીકાર તે જાનવરને સોંપી
આપશે. ૧૪ એઓ હલવાનની સાથે લડશે, પણ હલવાન એઓને જીહીં-
તશે; કેમકે તે ખોદાવંદોનો ખોદાવંદ તથા પાદશાહોનો પાદશાહ છે, ને જે તેની
સાથે છે, તેઓ તેડેલા તથા પસંદ કીધેલા તથા ઇમાનદાર છે. ૧૫ ને તેણે
મને કહીઉં કે જે પાણી તેં દીઠાં છે, જાંહાં તે કશબેણ બેઠી છે, તેઓ લોકો,
તથા મેલા, તથા કોમો, તથા બોલીઓ છે. ૧૬ ને તે જાનવરનાં જે દશ સીં-
ગડાં તેં દીઠાં, તેઓ તે કશબેણ પર દુશમની કરશે, ને તેને ઉજડ તથા નાગી
કરશે, ને તેનું ગોશ ખાશે, ને આગથી તેને બાલી નાંખશે. ૧૭ કેમકે ખો-
દાએ તેઓનાં મનમાં એમ મુકીઉં છે કે તેઓ તેની ઇછા પુરી કરે, ને એક
મત રાખે, ખોદાની વાતો પુરી કરશે તાંહાંસુધી પોતાનું રાજ તે જાનવર-
ને સોંપે. ૧૮ ને જે બઇરીને તેં દીઠી છે, તે તે મોહોટું શેહેર, જે જમીન-
ના પાદશાહો પર હકુમત કરેછે.

## બાબ હશડમો.

**અને** એ પછી એક બીજા ફીરિશતાને આસમાનથી ઉતરતાં મેં દીઠો,
તેને મોહોટો અખતીઆર હતો, ને તેની જલાલથી જમીન રોશન થઇ.
૨ ને તેણે જોરથી મોહોટા અવાજે કહીઉં કે, મોહોટું બાબલોન પડીઉં છે,
પડીઉં છે, ને દેવોની વસતી, તથા હરેક નાપાક રૂહનો વાસો, ને હરેક ખરાબ
તથા દવેશાઉ પકશીનું પીંજરૂં થઇઉં છે, ૩ કેમકે બધી કોમોએ તેની જના-
કારીના ગજબનો વઇન પીધો છે, ને જમીનપરના પાદશાહોએ તેની સાથે
જના કીધી છે, ને જમીન પરના વેપારી તેના સુખભોગની અધીકતાથી
દોલતમંદ થઇઆ છે. ૪ ને આસમાનમાંથી એક બીજો અવાજ એમ

કેહેતો મેં શાંભલીઓ, કે અએ મારા લોક, તેમાંથી નીકલો, એસારૂ કે
તમે તેના ગુનાહના શરીક ન થાઓ, ને એસારૂ કે તમે તેની આફત-
માંનું કંઈ ન પામો. ૫ કેમકે તેના ગુનાહ આસમાન સુધી પોહોંચીઆ છે,
ને ખોદાએ તેની બદકારીઓ ઇઆદ કીધી છે. ૬ જેમ તેણે તમને
ભરી આપીઊં તેમ તમે તેને ભરીઆપો, ને તેની કરણીઓ પરમાણે તેને
બમણુંજ આપો; જે પીઆલું તેણે મેલવીને ભરીઊં છે, તેમાં તેને સારૂ બમણું
મેલવીને ભરો. ૭ તેણે પોતાને જેટલી મહીમાવાન કીધી ને સુખભોગ કીધો,
તેટલી પીડા તથા દુખ તેને આપો, કેમકે તે પોતાનાં મનમાં કેહે છે કે, હું રાણી
બેઠી છઊં, હુ વીધવા નહીંજ, ને દુખ પામનાર નહીંજ. ૮ એસારૂ એક
દાહાડામાં તેની આફતો ઇઆને મોત તથા દુખ તથા દકાલ આવશે, ને તે
અગનીથી પુરૂં બલાશે, કેમકે ખોદાવંદ ખોદા, જે તેનો ઇનસાફ કરે છે, તે કા-
દેર છે. ૯ ને જમીનના જે પાદશાહોએ તેનો સાથે જના કીધી છે, તથા સુખ-
ભોગ કીધો છે, તેઓ જારે તેના બલવાનો ધુંઆડો જોશે, તારે તે બાબત
રડશે, ને તેને લીધે વીલાપ કરશે. ૧૦ ને તેની પીડાની બીહીકને લીધે આઘા ઉભા
રહીને કેહેશે કે, હાએ હાએ, હાએ હાએ, તે મોહોટું શેહેર બાબલોન, તે
જોરાવર શેહેર, કેમકે એક ઘડીમાં તારો દંડ આવીઓ છે. ૧૧ ને જમીન
પરના વેપારી પણ તે બાબત રડશે, ને વીલાપ કરશે, કેમકે હવેથી કોઈ તે-
ઓનો માલ વેચાતો લેતો નથી; ૧૨ ઇઆને સુંનું તથા રૂપું તથા જવાહેર તથા
મોતી તથા કુમાશી લુગડાં તથા જાંબુઆં લુગડાં તથા રેશમ તથા કીરમજી લુ-
ગડાં તથા સરવ સુગંધી લાકડાં તથા હાથીદાંતનાં હરેક વાસણ તથા હરેક મુ-
લવાન લાકડાનાં વાશણ તથા પીતલ તથા લોહોડું તથા મરમરના પથર; ૧૩ તથા
તજ ને ધુપ વસતુઓ તથા અતરો તથા લોબાન તથા વઇન તથા તેલ તથા જી-
હીંણો મેદો તથા ઘઊં તથા ઢોરો તથા ગેટાં તથા ઘોડા તથા રથો તથા શરીરો
તથા આદમીઓના રૂહ. ૧૪ ને તારા જીવની ઇછાનાં ફલ તારાથી ગઇઆં છે, ને
સરવ શોભાવાન તથા તેજસવી વસતુ તારાથી ગઇ છે, ને હવેથી તે તને નહીંજ
મલશે. ૧૫ એ વસતુઓના વેપારી, જે તેથી દોલતમંદ થઇઆ, તેઓ તેની
પીડાની બીહીકને લીધે રડતા તથા શોક કરતા આઘા ઉભા રેહેશે. ૧૬ ને કેહેશે
કે, હાએહાએ, હાએહાએ, તે મોહોટું શેહેર, ઇઆને કુમાશી તથા જાંબુઆં
તથા કીરમજી લુગડાં પેહેરેલું, ને સુંને તથા જવાહેરે તથા મોતીએ શોભાવાન.

૧૭ કેમકે એક ઘડીમાં એટલી મોહોટી સંપત નાશ થઈ છે. ને હરેક નાખોદા,
તથા વાહાણના સરવ ધણીઓ તથા ખલાસીઓ, ને જેટલા લોક સમુદર પર
કામ ચલાવે છે તેઓ આઘા ઉભા રહીઆ. ૧૮ ને તેઓએ તેના બલવાનો
ધુંઆડો દેખીને બુમ પાડતાં કહીઊં કે, આ મોહોટાં શેહેર સરખું કીઊં છે? ૧૯
ને તેઓએ પોતાનાં માથાં પર ધુલ નાંખીને રડતાં તથા શોક કરતાં મોહોટે
અવાજે કહીઊં કે, હાએહાએ, હાએહાએ, તે મોહોટું શેહેર, જેની સંપતીથી
જે સરવને દરીઆપર વાહાણ હતાં તેઓ દોલતમંદ થઇઆ, પણ તે એક
ઘડીમાં ઉજડ થઈઊં. ૨૦ અએ આસમાન, તથા પાક રસુલો, તથા નબીઓ,
તેપર તમે ખુશી કરો; કેમકે ખોદાએ તેની પાસેથી તમારો બદલો લીધો. ૨૧
તારે એક જોરાવર ફીરેશતાએ મોહોટી ઘંટીના પડના જેવો એક પથર ઉંચકી
લીધો, ને દરીઆમાં નાંખીને કહીઊં કે, એમ બાબલોન, તે મોહોટું શેહેર,
જોરથી ફેંકારો, ને કદી ફરી દેખારો નહીં. ૨૨ ને વીણા વજાડનારાઓનો
તથા ગવઇઆઓનો તથા વાંસલી વજાડનારાઓનો તથા રણસીંગડું વજાડ-
નારાઓનો અવાજ ફરી તારામાં શંભલારો નહીં; ને હર કંઇ કારીગરીનો કોઇ
કારીગર હવેથી તારામાં દેખારો નહીં; ને હવેથી ઘંટીનો સાદ તારામાં શંભ-
લારો નહીં. ૨૩ ને દીવાનું અજવાલું હવેથી તારામાં પરકાશ કરશે નહીં; ને
વર કંનાનો અવાજ હવેથી તારામાં શંભલારો નહીં; કેમકે તારા વેપારી દુની-
આનાં મોહોટાં માણસ હતાં, કાંજે તારી જાદુગરીથી બધી કોમો ભુલાવાઈ. ૨૪
ને નબીઓનું તથા પવીતરોનું તથા જમીન પર જેટલા લોક મારી નંખાઇઆ
તે સરવનું લોહી પણ તેમાં જડીઊં હતું.

## બાબ ઓગણીશમો.

**અને** તે પછી આસમાનમાં બહુ લોકોનો મોહોટો અવાજ એમ કેહેતાં
મેં શાંભલીઓ કે, હાલિલુઇઆ, ખોદાવંદ આપણા ખોદાને તારણ તથા જલાલ
તથા ઇજત તથા કુદરત. ૨ કેમકે તેનો ઇનસાફ ખરો તથા વાજબી છે;
કેમકે જે મોહોટી કશબેણે પોતાની જનાથી જમીનને બીગાડી, તે પર તેણે
ઇનસાફ કીધો છે, ને પોતાના સેવકોના લોહીનો બદલો તેના હાતથી લીધો છે.
૩ ને તેઓએ ફરી કહીઊં કે, હાલિલુઇઆ, ને તેનો ધુંઆડો હમેશાં સુધી
ચહડીઓ. ૪ ને ચોવીશ વડીલો તથા ચાર પરાણી પડીઆ, ને તખત પર
બેશનાર ખોદાનો સજદો કરતાં કહીઊં, આમીન, હાલિલુઇઆ. ૫ ને તખત-

માંથી એમ કેહેતો અવાજ નીકલીઓ કે, આપણા ખોદાના સરવ સેવકો,
તથા તેથી બીહીનારા નાહાંના તથા મોહોટા તમે તેની તારીફ કરો. ૬ ને ઘણા
લોકોના અવાજ જેવો તથા ઘણા પાણીના અવાજ જેવો તથા ભારે ગરજના-
ઓના જેવો અવાજ એમ કેહેતાં મેં શાંભલીઓ કે, હાલિલુઈઆ, કેમકે
ખોદાવંદ જે ખોદા, જે બધી કુદરત રાખનાર, તે પાદશાહી કરે છે. ૭ આ-
પણે હરખ ને ખુશી કરીએ, ને તેને જલાલ આપીએ, કેમકે હલવાનનાં
લગન આવીઆં છે, ને તેની કંનાએ પોતાને તઇઆર કીધી છે. ૮ ને તે
કંના શારાં તથા તેજસવી કુમાશી લુગડાં પેહેરે, એમ તેને અપાઇઊં, કાંજે તે
કુમાશી લુગડાં પવીતરોની રાસતી છે. ૯ ને તેણે મને કહીઊં કે, તું એમ
લખ કે, તે હલવાનના લગનના જમણને સારૂ જે તેડાઈઆ છે, તેઓ મુબા-
રક છે. ને તેણે મને કહીઊં કે ખોદાની ખરી વાતો એ છે. ૧૦ ને હું તેનો
સજદો કરવાને તેના પગ આગલ પડીઓ, પણ તેણે મને કહીઊં કે, ખબર-
દાર, એમ ન કર, હું તારો સાથી સેવક, ને તારા ભાઈ જેઓ ઈસુની શાહેદી
આપે છે તેઓમાંનો છઊં, તું ખોદાનો સજદો કર; કેમકે ઈસુની શાહેદી તો
નબુઅતનો રૂહ છે.

૧૧ અને આસમાન ઉઘડેલું મેં દીઠું, ને જુઓ, સુફેદ ઘોડો, ને તેપરનો
બેશનાર અમાનતદાર તથા ખરો કેહેવાએલો છે, ને તે રાસતી ઈનસાફ કરે છે,
ને લડે છે. ૧૨ ને તેની આંખો આગના ભડકા જેવી, ને તેનાં માથા પર
ઘણા તાજ ને તેનું એવું નામ લખેલું કે જે તે વગર બીજા કોઈએ જાણી-
ઊં નહીં. ૧૩ ને તે લોહીમાં બોલિલું લુંગડું પેહેરેલો, ને તેનું નામ ખોદાનો
કલામ કેહેવાએ છે. ૧૪ ને આસમાની ફોજો સુફેદ ઘોડા પર સુફેદ તથા
સાફ કુમાશી લુગડાં પેહેરેલી છતાં તેની પાછલ ગઈ. ૧૫ ને તેનાં મોહો-
માંથી ધારવાલી એક તલવાર નીકલે છે, એ સારૂ કે તેથી ગેરકોમીઓને તે
મારે, ને લોહોડાંના દંડથી તેઓપર તે સાહેબી કરશે, ને કાદિર ખોદાના ગુસાનો
તથા ગજબના વઈનનો કુંડ તે છુંદે છે. ૧૬ ને તેનાં લુગડાંપર તથા તેની જાંગ
પર એ નામ લખીઊં છે કે, પાદશાહોનો પાદશાહ તથા ખોદાવંદનો ખોદાવંદ.

૧૭ અને સુરજમાં ઉભો રેહેતાં એક ફીરિશતાને મેં દીઠો, ને તેણે આસ-
માનમાં ઉડનારાં સઘલાં પકશીઓને મોહોટે અવાજે હાંક મારતાં કહીઊં કે, તમે
આવો, ને મોહોટા ખોદાના જમણને સારૂ એકઠા થાઓ. ૧૮ એ સારૂ કે તમે
પાદશાહોનું ગોશ તથા સરદારોનું ગોશ તથા કુદરતીઓનું ગોશ તથા ઘોડા-

ઓનું તથા તેઓના સવારોનું ગોશ તથા નાહાંના મોહોટા સઘલા છુટેલા તથા
ચાકરોનું ગોશ ખાઓ. ૧૯ ને તે જાનવરને, તથા જમીનના પાદશાહોને, તથા
તેઓનાં લશકરને, તે ઘોડા પર બેશનારની તથા તેની ફોજની સાથે લડવા સારૂ
એકઠાં થએલાં મેં દીઠાં. ૨૦ ને તે જાનવર પકડાઈઊં, ને તેની સાથે જુઠો
નબી, જેણે તેની આગલ એવા ચમતકાર કીધા કે તેથી તેણે તે જાનવરની
નીશાની લેનારાઓને તથા તેની મુરતી પુજનારાઓને ભુલાવીઆ, તેપણ [પક-
ડાઇઓ], ને એ બંનો જીવતાંજ ગંધકથી બલનારી આગની ખાહીમાં ફેંકા-
ઇઆ. ૨૧ ને જે બાકી તેઓ ઘોડા પર બેશનારના મોહોમાંથી જે તલવાર ની-
કલી તેથી મારીનંખાઇઆ, ને તેઓના ગોશથી સઘલાં પકશી તુરપત થઇઆં.

## બાબ વીશમો.

**અને** આસમાનથી ઉતરતાં એક ફીરેશતાને મેં દીઠો, કે જેની પાસે
અથાક ઊંડાણની કુંચી હતી, ને જેના હાતમાં મોહોટી સાંકલ હતી. ૨ ને
તેણે અજગર, જે ઘરડો સાપ, જે દેવ તથા શેતાન છે, તેને પકડીઓ, ને
એક હજાર વરશ લગી તેને બાંધીઓ. ૩ ને તેણે તેને અથાક ઊડાંણમાં
ફેકીઓ, ને તેને બંધ કીધો, ને તે પર મોહોર કીધી, એ સારૂ કે હજાર વરશ
પુરાં થાએ તાંહાં સુધી ગેરકોમીઓને ફરી તે ન ભુલાવે, ને તારપછી થોડી
વાર સુધી તેને છોડાઈ જવું પડેછે.

૪ અને મેં તખતો દીઠાં, ને તેઓ પર લોક બેઠેલા, ને તેઓને ઇનસાફ
ઠરાવાનું અપાઇઊં, ને જેઓનાં માથાં ઇસુની શાહેદીને લીધે, તથા ખોદાની
વાતને લીધે કાપીનંખાઇઆં હતાં, તથા જેઓએ તે જાનવરની કે તેની મુ-
રતીની પુજા નથી કીધી, ને પોતાનાં કપાલ કે પોતાના હાત પર તેની નીશાની
લીધી નથી, તેઓના રૂહેને [મેં દીઠા], ને તેઓ જીવતા થઇઆ, ને
ખરીસતની સાથે હજાર વરશ પાદશાહી કીધી. ૫ પણ મુએલાઓમાંના જે
બાકી તેઓ તે હજાર વરશ પુરાં થઇઆં સુધી ફરી જીવતા ન થઇઆ, એજ
પેહેલું પાછું-ઉઠવું છે. ૬ પેહેલા પાછા-ઉઠવામાં જેને ભાગ છે, તે મુબારક
તથા પાક છે, એવાઓ પર બીજાં મોતની સતા નથી, પણ તેઓ ખોદાના,
તથા ખરીસતના કાહીન થશે, ને તેની સાથે એક હજાર વરશ પાદશાહી કરશે.

૭ અને જારે તે હજાર વરશ થઇ ચુકશે, તારે શેતાન તેનાં બંધનથી છો-
ડાશે. ૮ ને જમીનના ચાર ખુણામાંના લોક ગોગ તથા માગોગને ભુલાવાને
તથા લડાઇને સાર તેઓને એકઠા કરવાને તે નીકલશે; તેઓની ગણતી દરી-

આની રેતી સરખી છે. ૯ ને તેઓ જમીનની સપાટીપર ગઈઆ, ને પવીત-
રોની છાવણીને, તથા વાહાલાં શેહેરને ઘેરીઉં, ને આસમાનમાંથી ખોદાની પા-
સેથી આગ ઉતરી, ને તેઓને ખાઇ નાંખીઆ. ૧૦ ને શેતાન, જેણે તેઓને
ભુલાવીઆ, તે આગની તથા ગંધકની ખાઈમાં, જાંહાં તે જાનવર તથા તે
જુઠો નબી છે, તાંહાં ફેંકાઈઓ, ને રાત દાહાડો હમેશાં સુધી તેઓ પીડા પામશે.
૧૧ ને મેં મોહોટાં સુફેદ તખતને, તથા તેપર જે બેઠો હતો તેને દીઠો, જેની
નજર આગલથી જમીન તથા આસમાન નાહાઠાં, ને તેઓને ઠેકાણું મલીઉં
નહીં. ૧૨ પછી મેં એમ દીઠું કે જે મરી ગઈઆં હતાં, તેઓ નાહાંનાં
મોહોટાં ખોદાની આગલ ઉભાં રહીઆં, ને કીતાબો ઉઘડાઇ, ને બીજી કી-
તાબ જે જીંદગીની છે, તે પણ ઉઘડાઇ, ને તે કીતાબોમાં જે જે લખીઆં હતાં
તે પરથી મુએલાંઓની કરણીઓ પરમાણે તેઓનો ઈનિસાફ ઠરાવાઈઓ. ૧૩
ને દરીઆએ પોતાની માંહેનાં મરી ગએલાંઓને પાછાં આપીઆં તેમ મોત-
માંનાં તથા નરકમાંનાં મરી ગએલાંઓને તેઓએ પાછાં સોંપીઆં, ને તેઓનાં
કામ પરમાણે તેઓમાંના હરેકનો ઈનસાફ ઠરાવાઇઓ. ૧૪ ને મોત તથા
નરક આગની ખાઈમાં ફેંકાઈઆં; એજ બીજું મોત છે. ૧૫ ને જે કોઇ
જીંદગીની કીતાબમાં લખેલો ન મલીઓ, તે આગની ખાઈમાં ફેંકાઇઓ.

## બાબ એકવીશમો.

**અને** નવું આસમાન તથા નવી જમીન મેં દીઠાં, કેમકે પેહેલું આસ-
માન તથા પેહેલી જમીન ચાલી ગઇઆં હતાં, ને દરીઓ ફરી નોહતો. ૨
તારે મેં ઈઓહાને એમ દીઠું કે તે પવીતર શેહેર નવું ઇરૂશાલેમ ખોદાની પા-
સેથી આસમાનથી ઉતરતું હતું, ને જેમ કંના પોતાના વરને સારૂ સણગારેલી
તેમ તે તઇઆર કીધેલું હતું. ૩ પછી આસમાનથી મોહોટો અવાજ
એમ કેહેતાં મેં શાંભાલીઓ કે, જુઓ, ખોદાનો માંડવો માણસોની પાસે છે,
ને તે તેઓની સાથે વસતી કરશે, ને તેઓ તેના લોક થશે, ને ખોદા પોતે
તેઓની સાથે છતાં તેઓનો ખોદા થશે. ૪ ને ખોદા તેઓની આંખો-
પરનું હરેક આંસુ પુછી નાંખશે, ને મોત ફરી થનાર નથી, ને શોક કે રડવું
કે કશટ ફરી થનાર નથી, કેમકે પેહેલી વાતો થઈ ગઇ છે. ૫ ને તખત
પર જે બેઠો હતો તેણે મને કહીઉં કે, જુઓ, હું બધી ચીજો નવી કરૂં
છઉં; ફરી તેણે મને કહીઉં કે તું લખ, કેમકે આ વાતો ખરી તથા ભરોસા
જોગ છે. ૬ ને તેણે મને કહીઉં કે, થઇઉં છે, હું આલફા તથા ઓમેગા,

અવલ તથા આખર છઊં, તરશાને હું જીવનના જરાનાં પાણીમાંથી મફત
આપરા. ૭ જે જીતેછે તે સઘલી ચીજો વતનમાં પામશે, ને હું તેનો
ખોદા થવશ, ને તે મારો દીકરો થશે. ૮ પણ બીહીકણાઓનો, તથા બેઇ-
માનોનો, તથા વખોડાઉઓનો, તથા ખુનીઓનો, તથા જનાકારીઓનો,
તથા જાદુગરોનો, તથા મુરતીના ભગતોનો, તથા સઘલા જુઠાઓનો ભાગ
અગની તથા ગંધકથી બલનારી ખાડીમાં થશે, એજ બીજું મોત છે.
૯ અને જે સાત ફીરેશતાની પાસે સાત છેલી આફતોથી ભરેલાં સાત પી-
આલાં હતાં, તેઓમાંનો એક મારી પાસે આવીઓ, ને મારી સાથે બોલતાં
કહીઊં કે, તું હીઆં આવ, ને જે કંના તે હલવાનની વહુ છે, તે હું તને દેખા-
ડીશ. ૧૦ ને એક મોહોટા તથા ઊંચા પાહાડ પર તે મને રૂહને આશરે આઘો
લઈગઇઓ, ને તે મોહોટું શેહેર ઇઆને પવીતર ઇરૂશાલેમ ખોદાની પાસેથી
આસમાનથી ઉતરતું મને દેખાડીઊં. ૧૧ તેને ખોદાની જલાલ હતી, ને તેનું
તેજ અતી મુલવાન જવાહેર સરખું છે, ઇઆને ઇઅસફે પાશાણ જે બીલા-
રી પરમાણે નીરમલ હોએછે, તેના જેવી. ૧૨ ને તેને મોહોટો તથા ઊંચો
કોટ હતો, ને બાર દરવાજા હતા, ને દરવાજા પાસે બાર ફીરેશતા ને તે ઉપર
નામો લખેલાં, તે નામો બની ઇસરાએલનાં બાર ફીરકાનાં છે. ૧૩ ઉગમણ
ગમ તણ દરવાજા, ઉતર ગમ તણ દરવાજા, દખશણ ગમ તણ દરવાજા, તથા
પરાચમ ગમ તણ દરવાજા હતા. ૧૪ ને તે શેહેરના કોટને બાર પાઇઆ
હતા, ને તેમાં હલવાનના બાર રસુલોનાં નામ હતાં. ૧૫ ને મારી સાથે જે
વાત કરતો હતો તેની પાસે સુંનાની લાકડી હતી, એ સારૂ કે તે શેહેરનું, તથા
તેના દરવાજાઓનું, તથા તેના કોટનું માપું તે લે. ૧૬ ને તે શેહેર ચોખંડું
વસેલું છે, એવું કે તેની જેટલી લંબાઈ તેટલી ચોડાઈ છે, ને તેણે તે શેહેરનું
માપું લાકડીએ દોહોડ હજાર ગાઉ લીધું, ને તેની લંબાઈ, તથા ચોડાઈ, તથા
ઊંચાઈ બરાબર છે. ૧૭ પછી તેણે તેના કોટનું માપું લીધું તે એકશો
ચુંમાલીશ હાત, માણસના ઇઆને તે ફીરેશતાના માપા પરમાણે. ૧૮ ને
તે શેહેરના કોટની બાંધણી ઇઆશફેની હતી, ને તે શેહેર નરા સુંનાનું નીરમલ
કાચના જેવું હતું. ૧૯ ને તે શેહરના કોટના પાઇઆ હરેક રીતના મુલવાન
પાશાણથી સણગારેલા હતા; પેહેલો પાઇઓ ઇઆસફે, બીજો લીલમ, તીજો
ગઉદંતા, ચોથો પાનું; ૨૦ પાંચમો લાલડી ઇસમ, છઠ્ઠો લાલડી, સાતમો
શોનપાશાણ આઠમો ફીરોજા, નવમો માણેક, દશમો શોનલશાણી, અગી-

આરમો લશણીઓ, બારમો ઇઓાકટ. ૨૧ ને તેના બાર દરવાજા બાર
મોતી હતાં, હરેક દરવાજો એક એક મોતીનો, ને તે શેહેરનો રસતો પરકાશી
કાચના જેવો, નરાં સુંનાનો હતો. ૨૨ ને મેં તેમાં મંદીર દીઠું નહીં, કેમકે
ઓદાવંદ જે ઓદા, જે કાદેર તે તથા હલવાન તેમાંનું મંદીર છે. ૨૩ ને
તે શેહેરમાં સુરજ અથવા ચંદર પરકાશ કરે, એવી જરૂર નથી; કેમકે ઓ-
દાની જલાલે તેને પરકાશ કીધો, ને હલવાન તેની રોશની છે. ૨૪ ને
તરાએલાઓના કુલો તેની રોશનીમાં ચાલશે, ને જમીનના પાદશાહો પોતાની
બુજરગી તથા ઇજત તેમાં લાવે છે. ૨૫ ને દીવસને વખત તેના દરવાજા
કદી બંધ નહીં થશે, ને તાંહાં રાત પડશે નહીં. ૨૬ ને તેઓ કોમોની બુ-
જરગી તથા ઇજત તેમાં લાવશે. ૨૭ ને કંઇ નાપાકી કરનાર, કે વઓડાઉ,
કે જુઠું બોલનાર, તેમાં પેસનારજ નથી; જેઓનાં નામ હલવાનની જીંદગીની
કીતાબમાં લખેલાં છે, એકલા તેઓ પેસશે.

## બાબ બાવીશમો.

**અને** ઓદાના તથા હલવાનના તખતમાંથી નીકલતાં જીવનનાં પા-
ણીની બીલોરી કાચના સરખી નીરમલ પવીતર નદી તેણે મને દેખાડી. ૨ તેના
રસતામાં તથા નદીને આ પાર ને પેલેપાર જીવનનું જાહાડ હતું, જે બાર જાતના
ફલ આપતું, ને તે પોતાનાં ફલ હરેક મહીનામાં આપતું હતું, ને તે જાહાડનાં
પાતરાં લોકોને નીરોગી કરવા સારૂ હતાં. ૩ ને હવેથી કોઇ શરાપ તાંહાં થનાર
નથી, પણ તેમાં ઓદાનું તથા હલવાનનું તખત થશે, ને તેના સેવક તેની
સેવા કરશે. ૪ ને તેઓ તેનું મોહો જોશે, ને તેઓનાં કપાલ પર તેનું
નામ થશે. ૫ ને તાંહાં રાત પડશે નહીં, ને તેઓને દીવાની તથા સુરજની
રોશનીની જરૂર નથી, કેમકે ઓદાવંદ ઓદા તેઓ પર પરકાશ કરેછે, ને
તેઓ હમેશાં સુધી પાદશાહી કરશે.

૬ અને તેણે મને કહીઊં કે, એ વાતો ભરોસા જોગ તથા ખરી છે, ને
ઓદાવંદ જે પાક નબીઓનો ઓદા તેણે, જે જે વેહેલાં થવાનાં છે તે પોતાના
સેવકોને દેખાડવા સારૂ, પોતાના ફીરેશતાને મોકલીઓ છે. ૭ જુઓ, હું
વેહેલો આવુંછઊં, આ કીતાબમાંની નબુઅતો જે પાલે છે તેને મુબારક છે. ૮
ને જેણે એ દીઠાં ને શાંભલીઆં તે હું યોહાન છઊં; ને જારે મેં શાંભલીઆં ને
દીઠાં, તારે જે ફીરેશતાએ મને એ વાતો દેખાડી તેના પગપર સજદો કરતો

હું પડીઓ. ૯ પણ તેણે મને કહીઊં કે, ખબરદાર, એમ ન કર, કેમકે હું
તારો સાથી સેવક, તથા નબીઓ તારા ભાઇબંધોમાંનો, તથા જે આ કીતાબ-
માંની વાતો પાલેછે તેઓમાંનો છઊં; તું ખોદાનો સજદો કર. ૧૦ ને તેણે મને
કહીઊં કે, આ કીતાબની નબુઅતોને મોહોરથી બંધ ન કર, કેમકે વખત
પાસે છે. ૧૧ જે નારાસત છે, તે હવેથી નારાસત રેહે; ને જે નાપાક
છે, તે હવેથી નાપાક રેહે; ને જે રાસત છે, તે હવેથી રાસત રેહે, ને જે
પાક છે, તે હવેથી પાક રેહે. ૧૨ ને જુઓ, હું વેહેલો આવુંછઊં, ને જેવું
હરેકનું કામ હશે તેવું તેને ભરી આપવાને મારો બદલો મારી સાથે છે. ૧૩
હું આલફા તથા ઓમેગા, અવલ તથા આખર, પેહેલો તથા છેલો છઊં. ૧૪
જે તેના હુકમ માને છે, તેઓ મુબારક છે; એસારૂ કે જીંદગીનાં જાહાડ પર
તેઓને એખતીઆર થાએ, ને તેઓ દરવાજાઓમાંથી શેહેરમાં પેશે. ૧૫
કેમકે કુતરાં તથા જાદુગરો, તથા જનાકારીઓ, તથા ખુંનીઓ, તથા મુર-
તીના ભકત, તથા હરેક જે જુઠા પર પીઆર કરે છે, ને તે કરે છે, તેઓ
બાહાર છે. ૧૬ મંડળીમાંના તમને એ વાતોની સાબીતી આપવાને મેં ઇસુએ
પોતાનો ફીરેશતો મોકલીઓ છે; હું દાઉદનું મુલ તથા નસલ, ને સહવારનો
ચમકતો સીતારો છઊં. ૧૭ ને રૂહ તથા કંના કેહે છે કે, તું આવ, ને જે શાં-
ભલે છે તે એમ કેહે કે, તું આવ, ને જેને તરશ લાગે છે તે આવે, ને જે
ચાહે તે જીંદગીનું પાણી મફત લે.

૧૮ તો આ કીતાબની નબુઅતો જે શાંભલે છે તે હરેકને હું પરમાણ આ-
પુંછઊં કે, જો કોઈ તેઓને વધારશે, તો તેનાપર ખોદા આ કીતાબમાં લ-
ખેલી આફતો વધારશે. ૧૯ ને જો કોઈ આ કીતાબની નબુઅતોમાંથી કાહા-
ડશે, તો ખોદા તેનો ભાગ જીંદગીની કીતાબમાંથી તથા પવીતર શેહેરમાંથી
તથા આ કીતાબમાં જે લખેલાં છે તેમાંથી કાહાડી નાંખશે. ૨૦ જે આ
વાતોની શાહેદી આપે છે, તે કેહે છે કે, નીશચે હું વેહેલો આવુંછઊં. આમીન.
૨૧ અએ ખોદાવંદ ઈસુ, તેમજ તું આવ. આપણા ખોદાવંદ ઇસુ, ખરીસતનો
ફજલ તમ સઘલાની સાથે થાઓ. આમીન.

(તમામ.)

